ग्रंथांक
१४८थी१५२

विविध ग्रन्थमाला

वर्ष १२ मुं.
सं. १९७१.

# महात्मा टॉल्स्टॉय.

અનુવાદક:—
ગોવર્ધનદાસ ક્હાનદાસ અમીન.

प्रकाशकः—सस्तुं साहित्य वर्धक कार्यालय.

[illegible]-
मुंबाई, २

अने
अमदावाद

विविध ग्रन्थमाला: अंक १४८ थी १५३: वर्ष १२ मुं: सं. १९७९
चालु वर्षनां पृष्ठ १५००, मूल्य ३॥ पाकां पूंठां ४॥, पो० माफ.

# महात्मा टॉल्स्टॉय

सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे

અનુવાદક: ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. મું૦ સીનોર
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ

સ્થળ અમદાવાદ અને મુંબઈ નં. ૨

આવૃત્તિ પહેલી. પ્રત ૬૩૦૦. વિ. સં. ૧૯૭૯. ઈ. સ. ૧૯૨૩
મૂલ્ય અમદાવાદમાં રૂ. ૨, પાકું પૂંઠું ૨॥
અન્ય સ્થળે રૂ. ૨। અને ૨॥। પો૦ જુદું.

# ખાસ વાંચો.

આવતું પુસ્તક વી. પી. થી મોકલવાની તથા ૧૯૮૦ ના વર્ષના કદ અને મૂલ્યમાં ફેરફાર કરવા વિષેની હકીકત આ પછીનાં પૃષ્ઠોમાં છે, તે પૂરેપૂરી વાંચશો.

**મુંબઇનું કાર્યાલય**—કે જે કાલબાદેવીરોડપર હાથી બિલ્ડીંગમાં ત્રીજે માળે આવેલું છે, તે માત્ર સવારના ૧૦ સુધીજ ખુલ્લું રહેતું; તે હવેથી આખો દિવસ–એટલે કે સવારના ૮ થી ૧૧ અને બપોરના ૧ થી ૬ સુધી–ખુલ્લું રહેશે.

**સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો–ભાગ ૧ થી ૫; તથા શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા;** આ બંને ગ્રંથો બહાર પડી ચૂકયા છે, અને આવતી વિજયા દશમી સુધી (આ પુસ્તક એથી મોડું બહાર પડે તો તે બહાર પડયા પછીના આઠ દિવસ સુધી) તેનું મૂલ્ય દર રૂપિયે બે આના ઓછું લેવાશે: માટે તે જોઇએ તેમણે ત્વરતમાં મંગાવી લેવાં. એ વિષે વધુ હકીકત હવેનાં પૃષ્ઠોમાં આપેલી જણાશે.

**દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી**—આ પુસ્તક હવે ખલાસ થએલું સમજવું. તેની નવી આવૃત્તિ તૈયાર થઇ છે, તેનું મૂલ્ય ૦ા અને પાકા પૂંઠા સાથે ૦ાા છે.

**એન્ટીક કાગળોને રફ સમજવાની ભૂલ**—રામતીર્થની નવી આવૃત્તિમાંના એન્ટીક કાગળો કે જે સામાન્ય ગ્લેજ કાગળો કરતાં ઉંચી જાતના, મોંઘા, મજબૂત, ચળકાટ વગરના હોવાથી આંખો માટે પણ સારા, તથા છાપવામાં પણ વધુ ખચાળ છતાં, કેટલાંક તેને અણમાહિતીને લીધે રફ કાગળો તરીકે–કે જે રફ કાગળો એન્ટીક કરતાં અરધીજ કિંમતના હોય છે–સમજી લઇને તે વાપરવા માટે ઠપકો પણ લખે છે; પરંતુ તે તેમની ચોખ્ખી ગેરસમજ છે.

**સુધારો**—ટુંકી વાર્તા ભાગ ૭ માના શરૂ ભાગના પૃષ્ઠ ૧૬મા માં, તથા સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો (નવી આવૃત્તિ)ના પૃષ્ઠ ૭ ઠા માં "રામદાસ કુંવરજી મોદી" ને બદલે "રતિલાલ કુંવરજી મોદી" એમ સુધારીને વાંચવાનું છે.

**જ્ઞાનયજ્ઞ ફંડ**—ગયા પુસ્તકમાં જ્ઞાનયજ્ઞની પહેલી આહુતિ તરીકે "એકાધ્યાયી ગીતા"ની સવાલક્ષ પ્રત ફેલાવવાની યોજના રજુ કરીને તે કામ માટે રૂ ૨૫૦૦ )ની આવશ્યકતા દર્શાવેલી; તે ખાતે અત્યાર સુધીમાં રૂા. બે હજાર ભરાઇ ચૂકયા છે.

**એકાધ્યાયી ગીતા**—આ ગીતાની સઘળી પ્રત ચાતુર્માસના ધાર્મિક દિવસોમાંજ ફેલાવી શકાય તેટલામાટે જ્ઞાનયજ્ઞ ફંડની સઘળી રકમ ભરાઇ રહેતાં સુધી ખોટી નહિ થતાં તેની સર્વ પ્રતો (હિન્દી સિવાયની) છપાવી દેવામાં આવી છે: અને જેઓ માત્ર પોસ્ટ ખર્ચનો ૦)- મોકલે તેમને તેની ૧૦ પ્રતો બીજાઓમાં વહેંચવા માટે મોકલવાનું ચાલુ કરવામાં આવ્યું છે. માટે તે જોઇએ તેમણે ભાદરવા સુદ ૧૫ સુધીમાં મંગાવી લેવી. કાળજીપૂર્વક યોગ્યતા જોઇને વહેંચે એવા સજ્જનો સા . પ્રત મંગાવશે તો તેમને રેલ્વે પાર્સલથી મોકલાશે.

# નવાં નીકળેલાં પુસ્તકો.

---

**સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો–ભાગ ૧થી ૫ની સંશોધિત** નવી આવૃત્તિ. કદ ઇંચિ પ॥×૭॥, પૃષ્ઠ સંખ્યા ૫૮૦, પૂંઠું પાકુ સળંગ કપડાવાળું, કાગળ એન્ટીક, મૂલ્ય અમદાવાદમાં રૂ. ૨) તથા અન્યત્ર ૨॥ છે. પોસ્ટેજ ૦।= અને વી. પી. ખર્ચ ૦।

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–આની આગલી આવૃત્તિ ખલાસ થયા પછી તે રૂ. ૧॥ ને બદલે ૨૦ સુધીની કિંમતે બજારમાં વેચાઈ હતી. આ આવૃત્તિ પુષ્કળ સંશોધનપૂર્વક અને તેટલા સરળરૂપમાં કહાડવાની હતી તેથીજ તે આટલી મોડી નીકળી છે.

આ આવૃત્તિનું કદ પણ સુગમતાથી પકડતાં તથા વાંચતાં ફાવે તેવું–એટલે કે ઇંચ પ॥×૮॥નું–રાખેલું છે. પૃષ્ઠ સંખ્યા ૭૪૦, કાગળ ગ્લેઝ અને પૂંઠું પાકુ સળંગ કપડાનું છે. મૂલ્ય અમદાવાદમાં રૂ. ૩, અન્યત્ર ૩॥ પોસ્ટેજ ૦॥ અને વી.પી.ખર્ચ ૦। છે.

**એ બંનેમાં આવતી દશરા સુધી ૧૨॥ ટકા ઓછા લેવાશે.**

**દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી**–આ પુસ્તકની પણ નવી આવૃત્તિ તૈયાર થઇ છે. પૃષ્ઠ ૧૪૦, મૂલ્ય ૦। અને પાકા પૂંઠા સાથે રૂ ૦॥ છે. સામટી ૧૦૦ પ્રત ખાસ કિફાયતે મળશે.

**શ્રીમદ્ ભાગવત** ભાષાંતર તથા **સ્વામી વિવેકાનંદ** ભાગ ૧થી ૫, એ બંનેની નવી આવૃત્તિઓ છપાય છે, તે દીવાળીપછી તરતમાં બહાર પડનાર હોઈને તે વિષે આવતા પુસ્તકમાં જણાવાશે.

# વિવિધ ગ્રંથમાળાનું આવતું વર્ષ.

**૧–આવતું પુસ્તક વી.પી.થી મોકલાશે.**—આવતું (સં. ૧૯૭૯નું છેલ્લું પુસ્તક—સ્વામી વિવેકાનંદનો રાજયોગ) દીવાળી પછી બને તેમ તરતમાં વી.પી.થી મોકલી વિવિધ ગ્રંથમાળાનું સં. ૧૯૮૦ નું વાર્ષિક મૂલ્ય રૂ. ચાર અને પાકા પૂંઠાનાં ગ્રાહકો પાસેથી રૂ. પાંચ મંગાવી લેવાશે; માટે જેમને ગ્રાહકમાં ન રહેવું હોય, જેમના ઠેકાણામાં ફેરફાર થયો અથવા થવાનો હોય; અથવા જેમને સાદાં પૂંઠાંને બદલે પાકાં પૂંઠાંના ગ્રાહક થવું હોય, તેમણે તે વિષે આસો શુદ ૧૫ સુધીમાં લખી મોકલવા તસ્દી લેવી.

**૨–કદમાં દોઢો વધારો**–ચાલુ ૧૯૭૯ ના વાર્ષિક મૂલ્ય કરતાં ઉપલું નવા વર્ષનું મૂલ્ય આઠ આના વધુ જણાશે; પરંતુ તેની સાથે વિવિધ ગ્રંથમાળાના લખાણમાં દોઢો વધારો કરાયો છે તે જોતાં મૂલ્યનું પ્રમાણ ઘટેલુંજ જણાશે. લખાણનો એ વધારો પૃષ્ઠની સંખ્યા ૧૫૦૦ કરતાં વધારીને અથવા અક્ષર ઝીણા કરીને નહિ, પરંતુ પૃષ્ઠોનું કદ વધારીને—એટલે કે ઈંચ ૪॥ × ૬॥ ને બદલે ઈંચ ૫ા॥ × ૭॥ ના કદનાં પૃષ્ઠ આપવાનું રાખીને–કરવામાં આવ્યો છે; કે જે કદનાં પૃષ્ઠોમાં રોયલ ૧૬ પેજી પૃષ્ઠ કરતાં દોઢું લખાણ સમાય છે.

કાગળ, છપાઇ, બંધાઇ, વગેરેના ખર્ચો ૧૯૭૯ ના જેવાજ ચાલુ રહેનાર છતાં ઉપર જણાવેલી દોઢું લખાણ આપવાની જે ગોઠવણ કરવામાં આવી છે; તે નીચલાં કારણો અને સંભવોને લીધે તથા માત્ર એક વર્ષમાટે અજમાયશ તરીકેજ કરવામાં આવી છે.

એક તરફ સસ્તા સાહિત્યની બંધ પડેલી "ચરિત્રમાળા" જેવી ઉપયોગી માળા ચાલુ થવાની જરૂર, અનેક સજ્જનોનો તેને માટે આગ્રહ, અને કેટલાંક જીવન ચરિત્રોની કરાવી રાખેલી તૈયારીઓનું ખેંચાણ; તથા બીજી તરફ કાર્યના એ ફરજીઆત વધારાને પહોંચી વળવામાં રહેલી મુશ્કેલીઓના વિચાર: આ બંને વચ્ચેની લાંબા સમયની ખટપટ પછી માત્ર લાગણીની પ્રબળતાએજ ઉપલો કદ વધારવાનો રસ્તો લેવરાવ્યો છે. આને પરિણામે હવે ગ્રંથમાળામાં ઉપકારક ચરિત્રો પણ અપાતાં રહેશે.

એ અજમાયશને પરિણામે જો વિવિધ ગ્રંથમાળાની ગ્રાહકસંખ્યા વધીને કદના વધારાનો ખંગ વાળી આપશે; તેમજ ગ્રંથસંપાદન વગેરેનો બોજો વહન કરી શકાશે; તો એ પ્રકાર વધુ સમય લંબાશે: અને નહિ તો એક વર્ષપછી વિવિધગ્રંથમાળાનું કદ પ્રથમના જેટલુંજ ચાલુ કરાશે.

૩–આફ્રિકા વગેરે જે દૂરનાં સ્થળોએ વી.પી. જઇ શકતાં નથી, ત્યાંનાં ગ્રાહકોએ પાકાં પૂઠાંમાટે શિલિંગ આઠ, અને સાદાં પૂઠાંમાટે શિલિંગ સાડા છ "મેનેજર, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ " એ શિરનામે તરતમાંજ મોકલી આપવા. એ ઉપરાંત ખાતાનાં બીજાં પુસ્તકો પણ મંગાવવાં હોય તો તેની કિંમત તથા પોસ્ટેજ જોગાં નાણાં વધુ મોકલવાં. શીલીંગના ૧૧ આના અહિં મળે છે.

૪–વી. પી. ન સ્વીકારવાનું પરિણામ–જેઓ ગ્રાહકમાં રહેવાની સવેળા ના લખશે તેમને ઉપલું (૧૯૭૯નું છેલ્લું) પુસ્તક વી. પી. થી ન મોકલતાં સાદી રીતે જ મોકલાશે. પણ જેઓ સવેળા તેમ ન લખતાં વી.પી. આવેથી પાછું વાળશે તેઓ તેના પોસ્ટેજ, શ્રમ, બિગાડ, વગેરે બદલ તે પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે.

ગ્રાહક રહેવાની ઇચ્છા છતાં કોઇ ખાસ કારણ કે ગફલતને લીધે જ જેમનું વી. પી. પાછું વળે, તેઓ તેમ લખી મોકલીને વાર્ષિક લવાજમ તથા રદ ગએલા ખર્ચ ૪૦ બદલના આઠ આના મોકલી આપશે એટલે તેમનું નામ નવા નંબરે ફરીથી નોંધી ૧૯૭૯ નું છેલ્લું પુસ્તક પણ તેમનાપર મોકલી અપાશે.

૫–તળ અમદાવાદનાં ગ્રાહકો વી. પી. બહુ પાછાં વાળે છે: માટે જેઓ પોતાનું લવાજમ આવતી દિવાળી અગાઉ કાર્યાલયમાં પહોંચાડશે તેમને જ નવા વર્ષનાં પુસ્તક મોકલાશે. રજીસ્ટર ખર્ચવાળા બે આના તેમની પાસે કમી લેવા ઉપરાંત મ. ઓ. ખર્ચના પણ ૦‌॥ તેમને બચશે.

૬–લાયબ્રેરીઓ—લાયબ્રેરીઓ તરફથી લવાજમ આવેથી અથવા ગાયકવાડી લાયબ્રેરીઓના સંબંધમાં ત્યાંના લાયબ્રેરી ખાતા તરફથી લખાણ આવેથી તેમને નવા વર્ષનાં પુસ્તકો મોકલાશે; અને ૧૯૭૯ નું છેલ્લું પુસ્તક તો નીકળેથી તરતજ તેમને બુ. પો. થી મોકલાશે.

૭–જવાબદારી—પુસ્તકો પહોંચવાની સર્વ જવાબદારી સંસ્થા ઉપર રાખવા ઇચ્છનારે રજીસ્ટર ખર્ચ માટે આઠ આના જુદા મોકલી આપવા જોઇએ. નહિ તો પુસ્તક પોસ્ટ ખાતામાં ગેરવલ્લે જતાં અહીંથી રવાનગીની તારીખ જણાવવા તથા પોસ્ટખાતાપર અરજી મોકલવાનું સૂચવવા ઉપરાંત વધુ બની શકશે નહિ.

સં. ૧૯૮૦ નાં પુસ્તકો:—સ્વામી રામતીર્થ ભાગ ૧૦ મો, (આ ભાગ આ વરસે અવશ્ય નીકળશે. સત્યાગ્રહ અને અસહકાર, નેપોલીયનનું મોટું ચરિત્ર, યોગી રામચરકનું આરોગ્ય વિષેનું ઉત્તમ પુસ્તક, ટુંકી વાતો, દષ્ટાંતસંગ્રહ, ઇંગ્લિશ વીર મંડળ, સત્ય નિબંધાવલિ, બંકિમકૃત ધર્મતત્ત્વ, લઘુલેખસંગ્રહ, ભગવાન બુદ્ધ, ટાગોરકૃત ભારતધર્મ, સંતવાણી સંગ્રહ, ભજન પ્રકાશ, ભારતીય નીતિ કથાઓ, મુસલમાન મહાત્માઓ, એમાંથી તેમજ વધુ પસંદગી જારી રહી તેમાંથી પણ બનશે તે તે ગ્રંથો નીકળશે.

---

# નિવેદન.

વિવિધ ગ્રન્થમાળાના આ ૧૪૮ થી ૧૫૩ મા અંકરૂપે મહાત્મા ટૉલસ્ટૉયનું જીવનચરિત્ર વાચકવૃન્દની સેવામાં સાદર થાય છે. હવે ચાલુ ૧૯૭૮ ના ત્રણ અંક બાકી રહ્યા તે એક પુસ્તકના રૂપમાં દીવાળી પછી તરતમાં વી. પી. થી મોકલવા વિષેની સૂચના આ પૂર્વનાં પૃષ્ઠોમાં અપાઇ છેજ.

કોઇ પણ ચરિત્ર કે કથા અલૌકિક અદ્ભુતપણાવાળી હોય છે તો તે ઉપરથી આપણને એમજ લાગે છે કે આપણાથી તો તેવા થવાયજ નહિ.વાલ્મીકિ-રામાયણ વિશેષ ઉપકારક હોવાનું એક કારણ આ પણ મનાય છે, કે તેમાંનાં પાત્રોને તેના કર્તા મહામુનિએ દેવરૂપે દર્શાવવા કરતાં માનવરૂપે વધારે દર્શાવ્યાં છે. ભગવાન રામચંદ્ર અને સીતાજીના જેવું ઉત્તમતમ માનવચરિત્રનો આ જગતમાં દુર્લભજ છે: પરંતુ તે છતાં પણ એક વા બીજા પ્રકારે ચારિત્ર્યના ઉત્તમ પંથપર પ્રયાણ કરી રહેલા તેમજ દેશકાળ ઉપર અસામાન્ય અસર ઉપજાવનારા ચાલુ જમાનાના મહાપુરુષોનાં જીવનચરિત્રો માનવસમાજમાટે ઓછાં ઉપકારક નથી. એમાં પણ છેક પામરતામાંથી પોતાના અવગુણોને હઠાવતે હઠાવતે સર્વત્યાગની સ્થિતિએ પહોંચેલા ટૉલસ્ટૉય જેવા અસામાન્ય પુરુષનું ચરિત્ર તો અનેક રીતે ઉપકારક છે.

એ મહાત્મા જે દેશમાં, જે સમયમાં અને જે સંજોગો વચ્ચે જન્મ્યા હતા: તેને લઇને શરૂ શરૂમાં તેઓ હલકી જાતનાં વ્યસનો અને બીજા અવગુણોમાં ફસાયા હતા. એ દુર્દશામાંથી તેઓ કેવી રીતે છુટ્યા અને કેવી રીતે એક મહાન્ વિચારક, પરોપકારી તથા સર્વત્યાગી મહાપુરુષ બન્યા: કે જેથી મહાત્મા ગાંધીજી જેવાના ગુરુસમાન તેઓ ગણાયા: એ સર્વ બીના ચારિત્ર્યપ્રિય વાચક બંધુઓએ અત્યંત મનન કરવા જેવી છે.

આ પુસ્તકનાં શરૂનાં પ્રકરણો કદાચ આપણા લોકોને માટે બહુ આકર્ષક નહિ થાય: પરંતુ ચરિત્રનાયકના પાર્થિવજીવનનો ખ્યાલ તે વાંચ્યા વિના આવી શકે તેમ નથી. અને તે ખ્યાલ ન આવે ત્યાં સુધી તેમનું તે પછીનું જીવન પણ જોઇયે તેવું સમજાય નહિ.

આર્યદૃષ્ટિમા "યોગભ્રષ્ટ" આત્માનો દરજ્જો અન્ય સામાન્ય જીવો કરતાં ઘણો ઉંચો છે. નામરૂપાત્મક પદાર્થોની અસત્યતા, જડતા અને દુઃખરૂપતા સમજાઇ તેના ઉપર ઉપરામતા આવી હોય: અને સચ્ચિદાનંદ પ્રભુ પ્રત્યે આસ્તિકતા તથા પ્રાપ્તવ્ય બુદ્ધિ ઉદ્ભવીને તે તરફનો અભ્યાસ ચાલુ થયો હોય: પણ અભ્યાસપૂર્ણ થવા પૂર્વેજ જેમનો દેહાન્ત થાય તેમને "યોગભ્રષ્ટ" કહેવામાં આવે છે.

આવા યોગભ્રષ્ટનો આગળનો અભ્યાસ અને વૈરાગ્ય ગીતામાં કહ્યું છે તેમ

પુનર્જન્મમાં તેને પૂર્વજન્મની બુદ્ધિ અને વલણ પ્રાપ્ત કરાવી આપે છે; અને તેનાથી પ્રેરાઇને તે પોતાની સાધના આગળ વધારે છે. યોગ્ય ભૂમિમાં પડેલું બીજ ઉનાળામાં ધૂળમાં ધૂળ જેવું થવા છતાં પણ જેમ વૃષ્ટિનો સુયોગ થતાં તે અંકુર, છોડ અને ફળરૂપે પરિણમે છે; તેમ યોગભ્રષ્ટ મનુષ્યનો તે આગલો વૈરાગ્ય અને અભ્યાસ પુનર્જન્મમાં વિશેષ અનુકૂળતા અને બળ મેળવીને પરિણામે અનંત જન્મોથી ભવાટવીમાં અથડાઇ રહેલા તે પ્રાણીને તેજ જન્મમાં અથવા એકાદ વધુ જન્મ પછી ગીતામાં કહેવાયલા "સા કાષ્ઠા સા પરાગતિઃ" રૂપ પરમ સચ્ચિદાનંદપદે પહોંચાડી આપે છે.

ટૉલસ્ટૉયને પણ પૂર્વના એવા યોગભ્રષ્ટ જ કહી શકાય. એવા પુરુષોમાં સૂક્ષ્મબુદ્ધિ, સ્વશોધનવૃત્તિ, સરલતા, બીજાના દુઃખે દુઃખી થવું, પરોપકાર, વગેરે ગુણો સ્વભાવથીજ વિશેષ પ્રમાણમાં રહેલા હોય છે; અથવા તેવા ગુણો પોતામાં વિશેષ રૂપે પ્રકટાવવાની પ્રબળ આકાંક્ષા રહેલી હોય છે. ટૉલસ્ટૉય પોતાની યુવાવસ્થામાં આસપાસના ખરાબ અને પ્રબળ વાતાવરણના સપાટામાં આવી ગયેલા; પરંતુ એવા સમયમાં પણ તેમનો યોગભ્રષ્ટ આત્મા તેમના હૃદયમાં કેવી સરળતા અને પશ્ચાત્તાપ પ્રકટાવી રહ્યો હતો: તે વાત તેમને હાથે ૨૭ વર્ષની વયે તેમની નિત્યનોંધમાં લખાએલાં નીચલી મતલબનાં વાક્યો દર્શાવી આપે છે.

"હું કદરૂપો છું, સમાજના રીતરિવાજથી અજ્ઞાત છું, અને હું વિચિત્ર હોઇ અસ્વચ્છ પણ છું, મારો સ્વભાવ ચીડીયો છે, મારી સોબતથી લોકોને ઉદ્વેગ થાય છે, મારામાં સહનશીલતા નથી અને હું તદ્દન નિર્લજ્જ મનુષ્ય છું. હું કેવળ અજ્ઞાનની મૂર્તિ છું. મેં જે કંઇ જ્ઞાન મેળવ્યું છે તે કેવળ મારી લહેરથીજ મેળવ્યું છે. તેમાં કંઇ પદ્ધતિ નથી, અંકુશિતપણું નથી અને વળી તે ભાગ્યું તુટયુંજ છે. મારામાં ભારે કામવાસના વસેલી છે, બુદ્ધિ તદ્દન અનિશ્ચિત છે, હઠ અને ક્રોધ પૂર્ણ ભરેલાં છે અને એકંદરે રખડેલ માણસમાં રહેતા સર્વ અવગુણ મારામાં છે. હું શૂર નથી અને આળસુ તો એટલો છું કે, તે એક મારો જન્મસ્વભાવજ બની રહ્યો છે. મારામાં થોડુંક ચાતુર્ય છે, પણ અદ્યાપિ સુધી તેની પરીક્ષા થઇ નથી. કોઇપણ સારા ધંધાને જરૂરની વ્યાવહારિક બુદ્ધિ મારામાં નથી. સદ્‌ગુણને હું ચાહું છું અને તેનાથી દૂર થાઉં ત્યારે મને પશ્ચાત્તાપ થાય છે અને તે મેળવવા પુનઃ મહેનત કરૂં છું; પણ સદ્‌ગુણ કરતાં કીર્તિને હું વિશેષ ચાહું છું. કીર્તિમાન થવાની મહત્ત્વાકાંક્ષા મારામાં એટલી બળવાન છે કે, સદ્‌ગુણ અથવા કીર્તિ એમાંથી એકજ મળે તેમ હોય તો મને ભય છે કે, હું સદ્‌ગુણને બદલે કીર્તિજ પસંદ કરીશ."

આવી આદર્શ સરળતા અને આત્મનિરીક્ષણ ઉગતી અવસ્થામાં અને ખરાબ

સંજોગો વચ્ચે પણ હોવાં એ સામાન્ય વાત નથી. વૃદ્ધાવસ્થામાં પણ ટૉલ્સ્ટૉયની સરલતા અને આત્મનિરીક્ષણવૃત્તિ કાયમ હતી. પોતાની નિર્બલતા અને ભૂલોને તેઓ સરલતાથી કબૂલ કરી દેતા અને તેને માટે પશ્ચાત્તાપ પણ તેમને થયાજ કરતો.

એવા પુરુષ પોતાને દોષવાળા જણાવે છે તોપણ જગતમાં તેમના જેવા થોડાજ હોય છે. તેઓ પોતામાં જે દોષ કહે છે, તે જગતમાંના સામાન્ય મનુષ્યોની અપેક્ષાએ નહિ પણ અવતારી પુરુષો અને પેગંબરો જેવાની અપેક્ષાએજ હોય છે. એટલુંજ નહિ પણ ઘણીવાર તો તેમનું એવું કહેવું એ માત્ર પોતાના નાના જેવા દોષને પણ મોટા માનવાના કારણથી હોય છે. બાકી સામાન્ય મનુષ્યો કરતાં તો તેઓ અનેક પ્રકારે ઉન્નત થયેલા હોય છે. મૂળથીજ જગત-માત્રની જ્યાં ત્રિગુણાત્મક રચના રહી, ત્યાં ભલભલા જીવન્મુક્ત પણ સ્વપ્રકૃતિ માટે પૂર્ણ ઉત્તમતા—નિર્દોષતા—નો દાવો રાખતા નથી. એ અનાત્મ પ્રકૃતિમાં (ત્રિવિધ શરીરોમાં) જેમને આત્મબુદ્ધિનો ભ્રમ હોય તેઓજ તેને નિર્દોષ માનવા-મનાવવાનાં મિથ્યા ફાંફાં માર્યા કરે છે: અને "એરણની ચોરી ને સોયનું દાન" જેવાં કાર્યો કરી ફૂલાઇ જઇને જગતના પામર વિષયી માનવોમાં પોતાને બડેખાંમાં ખપાવતા ફરે છે. આવા લોકોની મતિ-કૃતિ આવી હોય છે: ત્યારે સાચા મહાજનો બીજાઓને માટે પોતાનું સર્વસ્વ હોમવા તથા અનેક કષ્ટ સહેવા છતાં પણ પોતાના પંડને કનિષ્ઠજ કહે છે !

ઉપર પ્રમાણે હોવાથી ટૉલ્સ્ટૉય જેવા પોતાને કામી અને ક્રોધી કહેનારા તથા તુલસીદાસ જેવા પોતાને અધમ-પતિત કહેનારા અને ગાંધીજી જેવા પોતાને વ્રતભંગ કરનાર તેમજ સત્યાદિના પાલનમાં પછાત કહેનારા મહાત્માઓના કથન ઉપરથી તેમને માટે "આવ ભાઇ હરખા, આપણ બેઉ સરખા" એવી ભ્રાંતિમાં પડવા જેવું નથી. લૌકિક મહાપંડિતો, ધનકુબેરો અને સમ્રાટો કરતાં પણ આવાઓ કેટલા બધા ઉચ્ચ અને ભાગ્યશાળી છે: એ વાત જેના પણ સમજવામાં આવે તે ઉચ્ચજીવનનો માર્ગ લીધા વિના રહીજ ન શકે.

પોતાની ન્યૂનતાઓ સમજવા સ્વીકારવાની કે સાત્વિક જીવન ગાળવાની જરાપણ શક્તિ કે ઇચ્છા વિનાના માણસો બહારથી ગમે તેટલા વિદ્વાન કે ધન-વાન દેખાવા છતાં વાસ્તવમાં આન્તર સંપત્તિમાં તો તેઓ અજ્ઞાન અને નિર્ધન હોય છે. "કાજીની કુતરી મરતાં આખું ગામ સ્મશાને ગયું અને કાજી પોતે મૂઆ ત્યારે કોઇ ન ગયું." એ કહેવતની પેઠે એવા બડેખાંઓની બધીજ પોકળ મોટાઇ તેમની આંખ મીચાવા સાથેજ મીચાઇ જાય છે: અને પોતાને પતિત અને દોષપાત્ર કહેનારા સાચા મહાજનોનાં ગુણગાન અને નામસ્મરણ જમાનાના જમાના સુધી ચાલુ રહીને જગતમાં લાખો માનવોને પવિત્રતા અર્પ્યા કરે છે !×

---

× ખરીવાત છે કે,-કેટલાક પાખંડીઓ પણ પોતાને મહાજનમાં ખપાવવા મા

એવા અસામાન્ય પુરુષોના ઉપર જણાવ્યા જેવા સ્વદોષદર્શક શબ્દોને પકડી લઇ " જુઓ તેઓ પંડેજ આમ કહે છે " એમ કહીને તેમને ઉતારી પાડનારા તેમજ તેમને બીજી પણ અનેક રીતે કનડનારા મનુષ્યો પણ જગતમાં હોય છેજ. મ૦ ગાંધીજી જેવાના સંબંધમાં પણ એવાં પરાક્રમ (!) થતાં આપણે જોઇયે છીયેજ.

મહાત્મા ટૉલસ્ટૉયને પણ એવાઓ તરફની નિંદા અને કનડગત ઓછી નડી નથી; પરંતુ મહાજનોને તો એવી હરકતોમાં પણ ઘણી વખત ઉપકારજ રહેલો જણાય છે. વીશેક વર્ષપર ઉત્તરકાશીમાં ( હિમાલયમાં ગંગોત્રીના માર્ગમાં એ એક યાત્રાનું સ્થળ છે. ) ' રામાશ્રમ ' નામે એક જીવન્મુક્ત મહાત્માના સમાગમનું સૌભાગ્ય આ લખનારને પ્રાપ્ત થએલું. શ્રોત્રીયતા, બ્રહ્મનિષ્ઠા, વિરક્તિ, અષ્ટાંગ યોગમાં પણ પારંગતપણું, સરલતા અને એકાંતપ્રિયતાનો દુર્લભ સંયોગ એમનામાં થએલો હતો. જૂની ફાટલી ગોદડી, માટીનો ઘડો અને નાળિયેરનું ખપ્પર એ તેમની સ્થૂળ સંપત્તિ હતી. એકવાર પ્રસંગોપાત વાત નીકળતાં તેમણે કહેલું કે–" અહીંના બ્રાહ્મણો આ શરીરતરફ બહુજ ભાવ રાખતા; પણ તેમના જેવો બાહ્યાચાર અને આભડછેટનો ધર્મ પળાતો તેમણે ન જોયો એટલે તેઓ કહેવા લાગ્યા કે, સ્વામીજી, આવું રાખશો તો પછી આપના બ્રાહ્મણ શરીરને અમે (બ્રાહ્મણો)ઠેકાણે પાડીશું નહિ. મને તો તેમની એ સજા સજા નહિ પણ મહેરબાની રૂપજ દેખાઇ; અને તેથી કબીરજીની પેઠે "મિટ્ટી ભરખે જનાવરાં, સહજ ભંડારા હોય. " એવી મતલબનો ઉત્તર વાળી તેમને ધન્યવાદ આપ્યો. "

શ્રીયુત પ્રભાકર શ્રીપત ભસે તરફથી મરાઠીમાં પાંચ ખંડમાં નીકળેલા કાઉન્ટ ટૉલ્સ્ટૉયના ચરિત્ર ઉપરથી આ પુસ્તક શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીનને હાથે અનુવાદિત થયું છે. સંપાદકને એમાં જ્યાં જ્યાં સામાન્ય જેવું વિવેચન અને પુનઃકથન વગેરે જણાયું ત્યાં ત્યાં તેને ટુંકાવીને તેમજ કમી કરીને, તથા કઠિન, અપરિચિત કે અસ્પષ્ટ જેવા શબ્દો તથા વાકયો જણાયાં ત્યાં ત્યાં યથામતિ સંશોધન કરીને આ પુસ્તકને બને તેટલું સારભૂત, સરલ અને સ્પષ્ટ બનાવવા તેણે યત્ન કર્યો છે. જોડણીની બાબતમાં પણ પ્રૂફ જોનારાઓ બનતી કાળજી રાખે છેજ; છતાં પૂર્ણતા તો એક પ્રભુમાંજ હોવાથી જે સજ્જનો દ્રષ્ટિદોષથી અને બીજાં કારણોથી એમાં રહેવા પામેલી ભૂલો વગેરેની સુધારણા લખી મોકલશે, તેમનો ઉપકાર માની તેનો યથાશક્ય ઉપયોગ પુનરાવૃત્તિ પ્રસંગે કરાશે.

આ પુસ્તક બહુ જાડું ન થાય તેટલામાટે તેનું કદ મોટું ( રૉયલ ૧૬ પેજી કરતાં દોઢું લખાણ આવી રહે તેટલું ) રાખવામાં આવ્યું છે. આની પૂર્વનાં

---

પોતાને કનિષ્ઠ, દાસ, વગેરે કહે છે; અને આ સમયમાં સાચા મહાજનો કરતાં અનેક પ્રકારે તેમની નાટકી નકલ કરી લોકોનાં મન આકર્ષનારા સ્વાર્થસાધુઓ સેંકડો ગણા વધારે છે.

પૃષ્ઠોમાં આવતે વર્ષે વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને દોઢું વાંચન આપવાની જે ગોઠવણુ જણાવી છે; તેમાં પણુ બનતાં સુધી આવા કદનાંજ પુસ્તકો અપાશે.

શ્રીયુત ભસે મહારાયે પોતાના પુસ્તકનું ભાષાંતર કરવાની પરવાનગી આનંદપૂર્વક આપી છે, તેને માટે આ સ્થળે તેમનો સપ્રેમ આભાર માનવામાં આવે છે. આ ભલા ગૃહસ્થ મરાઠીભાષામાં "ભારત ગૌરવ ગ્રંથમાળા" ૧૦–૧૨ વર્ષથી ચલાવે છે. એ માળાનાં પુસ્તકો મરાઠી વાચકવર્ગમાં સારો આદર પામેલાં હોઇ તેનાં ચાર હજાર સ્થાયી ગ્રાહકો છે. આ ગ્રાહકો તેમનાં પુસ્તકોનું સારૂં જેવું મૂલ્ય આપવા ઉપરાન્ત પ્રત્યેક પુસ્તક તેમને વી. પી. મળે છે તેનો ખર્ચ પણુ ભોગવે છે.

મરાઠીભાષામાં ગ્રાહકોની સારી સંખ્યા ધરાવનારી બીજી પણુ ગ્રંથમાળાઓ તેમજ માસિકપત્રો નીકળે છે; તે દર્શાવી આપે છે કે કૃષિ અને વ્યાપારકુશળ ગુજરાતવાસીઓ કરતાં મહારાષ્ટ્રીય લોકો ઓછા ધનવાન છતાં પણુ તેઓમાં સાહિત્યની અભિરુચિ કેટલી વિશેષ છે.

શ્રીયુત ભસેનો શ્રમ, નમ્રતા અને સાદાઇ જોવા જેવાં છે. મુંબઇમાં વીસેક રૂપીઆના ભાડાની એક નાની જેવી જગ્યામાં રહીને એવી જામેલી ગ્રંથમાળાના લેખક, પ્રકાશક, પ્રૂફરીડર, કારકૂન અને વેચનાર તરીકેનું સર્વ કાર્ય તેઓ એક પણુ નોકર રાખ્યાવિના પોતાના એ નાના ઘરમાંજ રહીને બજાવ્યા કરે છે.

વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકો ઉપરાંત છૂટક લેનારાઓને પણુ આ પુસ્તક છૂટથી આપી શકાય તેટલા માટે તેની એકંદર પ્રત ૬૩૦૦ છપાવી છે. એમાંની વધારાની પ્રતો પાછળ થનારી આર્થિક રોકાણુ માટે મૂળ ઉત્તરસંડાના અને હાલ મોમ્બાસાના નિવાસી પટેલ કુબેરભાઇ ઝવેરભાઇ તરફથી ઉછી દાખલ રૂ. ૧૫૦૦) ની રકમ મળી છે. એ બદલ એ ભાઇને તેમજ આ પુસ્તકનો અનુવાદ યથાશક્ય કાળજી તથા નિષ્કામતાથી કરવા માટે અનુવાદક બંધુને પણુ ધન્યવાદ ઘટે છે.

આ ચરિત્ર કાળજીથી વાંચનારને તેમાંથી સ્વચરિત્ર માટે વિચારવા તથા અનુસરવા યોગ્ય પુષ્કળ મુદ્દાઓ અને પ્રેરણાઓ મળી આવ્યા વિના નહિ રહે. કેમકે શેઠ તરીકે નોકરો પ્રત્યે, પતિ તરીકે પત્ની પ્રત્યે, પિતા તરીકે સંતાનો પ્રત્યે, શિક્ષક તરીકે વિદ્યાર્થીઓ પ્રત્યે, બંધુ તરીકે બંધુઓ પ્રત્યે, પ્રજા તરીકે સમ્રાટ પ્રત્યે, લેખક તરીકે જનસમાજ પ્રત્યે, મુસાફર તરીકે મુસાફરો પ્રત્યે અને દયાળુ તરીકે દુઃખીઓ પ્રત્યે મહાત્મા ટૉલસ્ટૉયના જેવું ઉત્તમ, પ્રેમાળ, સરળ અને નીડર વર્તન વિરલ મનુષ્યોમાંજ હોય છે.

ટૉલસ્ટૉયના ચરિત્રમાંના એવા અનેકવિધ ઉત્તમ અંશો વાચક બંધુઓના લક્ષમાં આવી તેમને માટે ઉન્નતિદાયક થાઓ: એવી ભાવના સહિત ॐ તત્ સત્.

આષાઢી પૂર્ણિમા–સં. ૧૯૭૯ ભિક્ષુ–અખંડાનંદ

# ગ્રંથ–સ્વીકાર.

નીચેના ભેટ મળેલા પુસ્તકોની પહોંચ આભાર સહિત સ્વીકારવામાં આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધકર્તાનેજ લખવું.

**પૂર્ણયોગ–ખંડ ૧ લો–કર્મયોગ**–અનુવાદક અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી: પ્રકાશક. અરવિન્દતત્ત્વ કાર્યાલય. ભરૂચ. રોયલ આઠપેજી પૃષ્ઠ ૪૦૦, ગ્લેજ કાગળ, પાકું પૂઠું, મૂલ્ય ૩)

**શ્રીજ્ઞાન સૂર્યોદય**—લેખક અને પ્રકાશક માણિકયલાલ મ્હલારજી. સુરત. ડેમી આઠપેજી પૃષ્ઠ ૨૭૨, ગ્લેજ કાગળ, સામાન્ય પુઠું મૂલ્ય ૨।ી

**ચંદ્રભીષ્મપ્રતિજ્ઞા નાટક**—લેખક પ્રેમયોગી, પ્રકાશક અંબાલાલ મોતીલાલ ઠાકોર આણંદ, ડેમી આઠપેજી પૃષ્ઠ ૧૦૦, ગ્લેજ કાગળ, સામાન્ય પુઠું મૂલ્ય ૧)

**બુદ્ધ અને મહાવીર**—લેખક કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. સત્યાગ્રહાશ્રમ–સાબરમતી, પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ, સોળપેજી પૃષ્ઠ ૧૧૪, ગ્લેજ કાગળ, પાકું પૂઠું, મૂલ્ય ા।

**ઈશુખ્રિસ્ત**—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૮૦) ગ્લેજ કાગળ, પાકું પૂઠું, મૂલ્ય ાી

**રામ અને કૃષ્ણ**—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૧૮૪, ગ્લેજ કાગળ, પાકું પુઠું, મૂલ્ય ાા

**સ્વદેશીનો ઘેરો**—પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૬૮, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ાાા

**હિમાલયનો પ્રવાસ અને ઉત્તરખંડની યાત્રા**—લે. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૧૭૨, ગ્લેજ કાગળ પાકું પૂઠું મૂલ્ય ાાા

**સીતાહરણ**—લેખક. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ. પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૧૮૮, ગ્લેજ કાગળ, પાકું પૂઠું. મૂલ્ય ાાા

**દંપતિ આભરણ**—લેખક અને પ્રકાશક તંત્રી પ્રાતઃકાલ–વડોદરા. ૧૬ પેજી પૃષ્ઠ ૧૭૬, ગ્લેજ કાગળ, મૂલ્ય ાાા

**હિંદ કેમ પાયમાલ થયું ?** સંપાદક નરહરિ દ્વારકાંદાસ પરિખ. પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૧૬૦, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ાા

**ગુજરાતી પહેલી ચોપડી**—પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ. અમદાવાદ. ડેમી આઠપેજી પૃષ્ઠ ૮૪, ગ્લેજ કાગળ, સાદું પૂઠું મૂલ્ય ાાા

**ગુજરાતી બીજી ચોપડી**—પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૬૨, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ાાા

**રાયણ**—લેખક મુગટરામ ચિમનલાલ દવે. પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી પૃષ્ઠ ૧૪૪, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ાા

**ગુજરાતનું નૂર**—લેખક કલ્યાણજી વિઠ્ઠલભાઇ. પ્રકાશક રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય. સુરત. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૯૬, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ૧,

**સંસ્કાર મુક્તાવલિ**—લેખક અને પ્રકાશક કેશવવિજય ધોલકીયા—અંજાર, કચ્છ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૪૦, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**શ્રીરજનાં કાવ્યો**—પ્રકાશક સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ—નડિયાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૨૦, ગ્લેજ કાગળ, સાદું પૂઠું, મૂલ્ય ૦॥

**મનકામના પૂર્ણ કરવાનો માર્ગ**—પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ. અડાજણ—સુરત. ડેમી ૧૨ પેજી પૃષ્ઠ ૧૯૦, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું, મૂલ્ય ૨)

**પાકશાસ્ત્ર**—લેખક તથા પ્રકાશક ગં૦ સ્વ૦ લલિતાગૌરી શામરાવ તથા ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલ—નડિઆદ. ૧૬ પેજી પૃષ્ઠ ૨૮૬, ગ્લેજ કાગળ, પાકું પૂઠું, મૂલ્ય ૩) મળવાનું ઠે૦ એન, એમ. ત્રિપાઠીની કંપની. મુંબઇ નં. ૨

**મેઘદૂત**—લેખક સ્વ૦ કિલાભાઇ ઘનસ્યામ. પ્રકાશક—કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી—મેનેજર લલિત વાઙ્મય ગ્રંથમાળા—સાંકડીશેરી બીજપ્રપોળ—અમદાવાદ—ક્રાઉનસોળપેજી પૃષ્ઠ ૩૧૨, ગ્લેજ કાગળ, સચિત્ર પાકું પૂંઠું: મૂલ્ય. ૩)

**વજીરનંદિની ગુલબેગમ**—અનુવાદક મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક—શા ભયશંકર જીવરાજ જોશી. ઠે૦ ખાડીઆ—દેસાઇની પોળ—અમદાવાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૪૬૮, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું, મૂલ્ય ૨॥

**હિંદનાહીરા**—પ્રકાશક—ઉપર પ્રમાણે. રોયલ સોળપેજી પૃ૪. ૨૨૪, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું. મૂલ્ય રૂ. ૧॥

**શ્રી પાંતજલ યોગસૂત્રનો આશય**—લેખક અને પ્રકાશક કવિ ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત, નાગરફળીઆ—સુરત. ડેમી આઠપેજી પૃષ્ઠ ૮૦, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું, રૂ. ૧)

**નીતિધર્મ અને સર્વોદય**—લેખક. મોહનદાસ કરમચંદ ગાંધી. પ્રકાશક—ગાંડીવ સાહિત્ય મંદિર—સુરત સોળપેજી પૃષ્ઠ ૧૦૪, ગ્લેજ કાગળ, સામાન્ય પૂઠું ૦॥

**બૉમ્બયુગનું અંગાળા**—પ્રકાશક ઉપર પ્રમાણે. સોળપેજી, પૃષ્ઠ ૨૨૦, ગ્લેજ કાગળ, સામાન્ય પૂઠું, મૂલ્ય ૧)

**પ્રાણચિકિત્સા**—પ્રકાશક વિશ્વજ્યોત કાર્યાલય. અડાજણ—સુરત. પૃષ્ઠ ૭૨, ગ્લેજ કાગળ, મૂલ્ય ૦।

**ખેડુતની ખરાબી**—લેખક મોહનલાલ કામેશ્વર પંડયા. પ્રકાશક કેશવલાલ નગીનદાસ. મંત્રી, મહીકાંઠા અને કડી પ્રાંત મહાસભા સમિતિ. મુ૦ માણસા. સોળપેજી પૃષ્ઠ ૨૪, અમૂલ્ય.

**બાલસંવાદો**—લેખક ઇશ્વરલાલ કરશનજી જોશી—વડોદરા. પ્રકાશક, પુરુષોત્તમ શામળદાસ માતરવાળા, બ્રહ્મભટ્ટ સમાજ છાત્રાલય—વડોદરા. ડેમી આઠપેજી પૃષ્ઠ ૪૪, ગ્લેજ કાગળ સાદું પૂઠું. અમૂલ્ય.

---

# શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૨ | પ્રપાત્ર | પ્રપાત્ર |
| ૪ | ૧૧ | હહ્યો | કહ્યો |
| ૧૫ | ૧૨ | પાતાનું | પોતાનું |
| ૧૭ | ૨૩ | માક | માર્ક |
| ૧૯ | ૨૮ | ગળવું | ગાળવું |
| ૨૨ | ૨૯ | અમ | અમે |
| ૨૫ | ૭ | ડીકસ | ડીકન્સ |
| ૩૩ | ૬ | મોજીલુંપણું | મોજીલાપણું |
| ૩૫ | ૩ | પ્રાસે | પાસે |
| ૩૮ | ૨૧ | તેને | તેનો |
| ૫૮ | ૨૩ | ફક્ત સતાવીશ | સત્તાવન |
| ૯૭ | ૧૪ | ને | તે |
| ૯૮ | ૧૮ | હતો હતો | હતો |
| ૧૦૫ | ૩ | સંકુચિત અને | સંકુચિત- |
| ૧૦૫ | ૪ | થવાની ઇચ્છા | પણાની રેખા |
| ૧૦૫ | ૨૨ | કાલાહલ | કોલાહલ |
| ૧૨૩ | ૩૨ | સૂય | સૂર્ય |
| ૧૨૩ | ૩૩ | મળે | મેળવે |
| ૧૫૭ | ૧૫ | સર્વોકૃષ્ટ | સર્વોત્કૃષ્ટ |
| ૧૬૦ | ૧૭ | તરક | તરફ |
| ૧૬૨ | ૨ | અને | તેમજ |
| ૧૬૯ | ૨૮ | કાતુક | કૌતક |
| ૧૭૮ | ૨૫ | જાઇ | જોઇ |
| ૧૭૮ | છેલ્લી | તેમનો | તેમનો મત |
| ૧૯૮ | ૩ | હોય | હોય છે. |
| ૨૧૬ | ૩૧ | તને | અને |
| ૨૧૯ | ૮ | લાથું | લાગી |
| ૨૩૮ | ૧૫ | વતતા | વર્તતા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૯ | ૭ | અતિને | અતિ |
| ૨૪૩ | ૩ | ધમ | ધર્મ |
| ૨૫૨ | ૨૭ | તેટલામાં | તેટલા |
| ૨૫૯ | ૧ | દૂર કરવામાં | દૂર |
| ૨૯૩ | ૨૨ | પસા | પૈસા |
| ૩૦૮ | ૬ | બુદ્ધિ | સ્થિતિ |
| ૩૧૩ | ૬ | કરવાાનું | કરવાનું |
| ૩૨૧ | ૩૧ | दारिद्रो | दारिद्रो हि |
| ૩૬૪ | ૭ | ડખલ્લુ | ડખલ્યુ |
| ૩૮૬ | ૨૮ | ગારવથી | ગૌરવથી |
| ૪૦૩ | ૨૩ | યાવન | યૌવન |
| ૪૦૪ | ૩૧ | આવ | આવી |
| ૪૦૭ | ૩૦ | સ્વાગત | સ્વાગત |
| ૪૧૯ | ૨૨ | ઇશ્વ | ઇશ્વર |
| ૪૩૬ | ૧૪ | કીતિ | કીર્તિ |
| ૪૬૩ | ૩ | કંઇ | કંઇ થઇ- |
| ૪૭૯ | ૨૭ | સાથી | સૌથી |
| ૪૯૮ | ૩૦ | અને | વળી |
| ૪૯૮ | ૨ | કે | તે |
| ૪૯૮ | ૨૯ | ચાલાક અને | ચાલાક |
| ૫૦૫ | ૮ | પૈસા પણ | પૈસો |
| ૫૧૩ | ૩૧ | જીગતનું | જગતનું |
| ૫૧૭ | ૪ | ભાતિક | ભૌતિક |
| ૫૨૩ | ૧૨ | તકતનશીન | તખ્તનશીન |
| ૫૫૪ | ૨૭ | પ્રાર્થનાં | પ્રાર્થના |
| ૫૬૪ | ૨૩ | ધમનાં | ધર્મનાં |
| ૫૬૪ | ૨૮ | બાદ્ધધર્મ | બૌદ્ધધર્મ |
| ૫૬૬ | ૪ | આષધપર | ઔષધપર |
| ૫૭૯ | ૧૦ | તારાજ | નારાજ |
| ૫૮૧ | ૨૮ | ક્રર | ક્રૂર |

# અનુક્રમણિકા.

सुप्रसिद्ध रुशीयन महात्मा

# काउन्ट टॉलस्टॉय

## प्रकरण १ लुं—पूर्ववृत्तांत.



શીયન સરદાર કુટુંબોના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, ઇ. સ. ૧૩૫૩ માં ઇડ્રીસ નામનો એક ગૃહસ્થ પોતાના ત્રણ હજાર અનુયાયીઓ સાથે ચર્નીગૉફમાં આવ્યો હતો. એ ઇડ્રીસના પુત્રનો પુત્ર મોસ્કો રહેવા ગયો હતો. તેના ઉપર મોસ્કોના ગ્રૅન્ડ ડ્યૂક વેસેલીની અતિકૃપા હતી અને તેના તરફથી તેને કેટલીક જાગીર તથા "ટૉલસ્ટૉય" એવો ખિતાબ મળ્યો હતો.

ઇ૦ સ૦ ૧૬૪૫ થી ટૉલસ્ટૉય કુટુંબનો વિશ્વાસપાત્ર ઇતિહાસ મળી આવે છે. ઇ. સ. ૧૬૪૫ માં એ કુટુંબમાં "પીટર ટૉલસ્ટૉય" નામે એક સુપ્રસિદ્ધ પુરૂષ થઇ ગયો છે. એ વખતે બાદશાહ પીટર અને તેની બહેન સોફાયા વચ્ચે યુદ્ધ ચાલતું હતું. પીટર ટૉલસ્ટૉય પ્રથમ સોફાયાના પક્ષમાં હતો, પણ તેનો પક્ષ દુર્બળ થતો જોઇ પછીથી તે બાદશાહના પક્ષમાં મળી ગયો હતો. તે પોતે સારી કાર્યશક્તિવાળો હોવાથી બાદશાહને પ્રિય પણ થએલો હતો.

બાદશાહે પોતાની ખાસ પાયગાનો મુખ્ય અધિકાર પીટરને સોંપેલો હતો અને ત્યાર પછી થએલાં યુદ્ધોમાં તેણે પોતાનું વીરત્વ પણ સારી રીતે બતાવી આપ્યું હતું. પછીથી બાદશાહની ઇચ્છાથી તલવાર છોડી દઇ તે વહાણ બાંધવાની

કળાનો અભ્યાસ કરવા લાગ્યો હતો. ઇ. સ. ૧૭૦૧ માં કૉન્સ્ટૉન્ટીનોપલના તુર્કી દરબારમાં તેને વકીલ તરીકે નીમવામાં આવ્યો હતો અને ત્યાંથી ઇ. સ. ૧૭૧૪ માં પાછો ફર્યો ત્યારે તેની નિમણૂક પ્રધાનમંડળમાં કરવામાં આવી હતી. આ પછી બાદશાહ પીટરે હોલૅંડ અને ફ્રાન્સમાં પ્રવાસ કર્યો તેમાં પીટર ટૉલ્સ્ટૉય સાથે હતો. એ પછી તેને હાથે એક અનુચિત બનાવ બન્યો. બાદશાહ પીટર અને તેના પુત્ર અલેક્સીસ વચ્ચે અણબનાવ હતો. અલેક્સીસ રૂશીયામાંથી નાસી જઇ એક ઉપપત્ની સાથે નેપલ્સ તરફ રહેતો હતો. પીટર ટૉલ્સ્ટૉયે એ સ્ત્રીને વશ કરી લઈ અલેક્સીસને રૂશીયામાં બોલાવ્યો અને ગુપ્ત રીતે તેનો વધ કરાવ્યો. એ કાર્યના બદલામાં બાદશાહ તરફથી તેને પુષ્કળ જમીન જાગીર અને મોટા અધિકાર મળ્યા. એ પછી કૅથેરાઇન રાણીના રાજ્યાભિષેક પ્રસંગે તેને વંશપરંપરા માટે કાઉન્ટની પદવી મળી.

પીટર બાદશાહના મૃત્યુ પછી કૅથેરાઇનને ગાદીપર લાવનારાઓમાં પીટર ટૉલ્સ્ટૉય મુખ્ય હતો. કૅથેરાઇન રાણીને ગાદી મળ્યા પછી જે મુખ્ય સાત અધિકારીઓના હાથમાં રાજ્યની સર્વ સત્તા હતી, તેમાં પીટર ટૉલ્સ્ટૉય પણ હતો. આ વખતે મૅન્સીકૉફ નામના એક મુખ્ય અધિકારી સાથે તેને અણબનાવ થવાથી, તેણે કાઉન્ટ પીટરને શ્વેત સમુદ્રના એક બેટમાં હદપાર કરી તેની સર્વ માલમિલ્કત સરકારમાં જપ્ત કરી હતી અને એજ બેટમાં ૮૪ વર્ષની ઉમ્મરે તેનું મરણ થયું. તે મૅન્સીકૉફને પણ પછી થોડાજ દિવસમાં હદપાર થઇ સૈબીરીયામાં મૃત્યુને શરણ થવું પડયું હતું.

ઇ. સ. ૧૭૭૦ માં આ કુટુંબની કાઉંટ પદવી પીટર ટૉલ્સ્ટૉયના પૌત્રને પુનઃ પ્રાપ્ત થઇ. પીટર ટૉલ્સ્ટૉયનો પ્રપાત્ર એલીયાસ ટૉલ્સ્ટૉય આપણા ચરિત્રનાયકનો દાદો હતો.

ઇંગ્લાંડમાં એવો કાયદો છે કે, ઉમરાવની પદવી પાટવી વારસજ ભોગવી શકે; પણ રૂશીયામાં કુટુંબના પ્રત્યેક પુત્ર પુત્રીને એ પદવી પોતાના નામ આગળ રાખવાનો હક્ક હોય છે: આથી એકજ સમયે તે પદવી ધારણ કરનારાં અનેક સ્ત્રી પુરૂષ હોય છે.

આપણા ચરિત્રનાયક " લીયો ટૉલ્સ્ટૉય " નો પ્રપિતા એલીયાસ ટૉલ્સ્ટૉય ઉદાર, ભોળો અને ખર્ચાળ હતો. તે ઉડાઉ હોવાથી થોડાજ દિવસમાં તેણે પોતાના અને પોતાની ધનવાન પત્નીના ધનનો નાશ કર્યો. છેવટે નિર્વાહ માટે તેને સરકારી નોકરી કરવાની ફરજ પડી. ટૉલ્સ્ટૉય કુટુંબ રૂશીયામાં વજનદાર હોવાથી અને લાગવગ સારી મળવાથી એલીયાસને કઝાન પ્રાંતના ગવર્નરની જગ્યા મળી. આ વખતે રૂશીયામાં સરકારી અધિકારીઓ લાંચ ખાય તેમાં વિશેષ

ખોટું ગણાતું નહિ; પરંતુ એલીયાસ લાંચ લેતો નહિ.

એલીયાસ ટૉલસ્ટૉયની મોટી પુત્રીનું લગ્ન એક ઉમરાવ સાથે થયું હતું. લીયો ટૉલસ્ટૉયનાં માતા પિતાના મૃત્યુ પછી એજ સ્ત્રીએ લીયો અને તેનાં ભાઇ બહેનોની સંભાળ રાખી હતી.

એલીયાસ ટૉલસ્ટૉયના પુત્ર કાઉન્ટ નીકોલસ ટૉલ્સ્ટૉય વિષે જે હકીકત મળે છે, તે પરથી રૂશીયાના તે સમયના રીત રીવાજ જણાઇ રહે છે. નીકોલસ ટૉલસ્ટૉય સોળ વર્ષનો હતો ત્યારે તેનાં માતા પિતાએ તેને માટે એક ઉપપત્નીની યોજના કરી હતી. આવા પ્રકારના સંબંધ પ્રકૃતિ સારી રહે તે માટે જરૂરના છે, એવી માન્યતા તે વખતે રૂશીયામાં હતી.

સુપ્રસિદ્ધ નેપોલિયને રૂશીયા પર ચઢાઈ કરી તે વખતે નીકોલસ ટૉલસ્ટૉયની વય. ફક્ત સત્તર વર્ષની છતાં તેણે લશ્કરમાં દાખલ થવા હઠ પકડી હતી; અને ટૉલસ્ટૉય કુટુંબ પ્રસિદ્ધ હોવાથી તેને સેનાપતિના હાથ નીચે જગ્યા મળી હતી; અને એ યુદ્ધનો અંત આવ્યા પછી તે લેફ્ટન્ટ કર્નલની પદવી સુધી પહોંચ્યો હતો.

ઇ. સ. ૧૮૨૦ માં કાઉન્ટ એલીયાસ મરણ પામ્યો. તેણે પોતાની વડીલોપાર્જિત મિલ્કતપર એટલું દેવું કરી દીવેલું કે, નીકોલસને સર્વ મિલ્કત લહેણદારોને સ્વાધીન કરવી પડી. હવે કુટુંબનો સર્વ ભાર નીકોલસ પર પડયો. તે વખતે કુટુંબમાં તેની વૃદ્ધ માતા અને ટાશીયાના નામની એક દૂરની સગી હતી. એલીયાસના વખતથી વિલક્ષણ ખર્ચાળપણાની ટેવ પડવાથી થોડા ઉત્પન્નમાં તેમનું પુરૂં થાય તેમ ન હતું. છેવટે નીકોલસે પ્રિન્સેસ મેરી વૉલકૉનસ્કી નામની એક સ્ત્રી સાથે લગ્ન કરી પુષ્કળ પહેરામણી મેળવી. લીયો ટૉલસ્ટૉયે પોતાના જીવનક્રમ વિષે નીચેની હકીકત કહેલી છે:–

" લશ્કરી નોકરી ત્યજ્યા પછી મારા પિતાનું ઘણુંખરૂં જીવન વડીલોપાર્જિત મિલ્કતની વ્યવસ્થા જોવામાં વ્યતીત થયું છે. એ બાબતમાં તેઓ બહુ સમજતા હતા એવું કંઈ નહતું; પરંતુ તેમના વહીવટમાં કુળ–ખેડુત વગેરેને કોઇ પણ જાતનો ત્રાસ થયો નથી, એ વાત તે દિવસોની સ્થિતિમાં મહત્ત્વની કહેવી જોઇએ. ખેડુતોને ગમે તેવા પ્રકારની શિક્ષા કરવાનો રિવાજ જમીનદારોમાં હતો; પરંતુ મારા પિતાએ કોઇવાર કોઇને આંગળી સુદ્ધાં અડકાડી નથી. તેમનો સ્વભાવ બહુ માની હતો. સરકારી નોકરીમાં પોતાનું માન જળવાતું નથી એમ જણાતાંજ તેમણે તે ત્યજી દીધી. સરકારી અધિકારીઓમાં કોઇની સાથે તેમને વિશેષ પરિચય પણ નહતો. ગમે તેવા મોટા અધિકારી પાસે પણ તેમણે મસ્તક નમાવ્યું નથી, એટલુંજ નહિ પણ એવા પ્રસંગે તે લશ્કરી ધોરણથી બોલતા.

તેમના એવા સ્વભાવથી મારા હૃદયમાં તેમના માટે અત્યંત પૂજ્યભાવ ઉત્પન્ન થએલો છે. ”

લીયો ટૉલસ્ટૉયની માતાનું કુટુંબ પણ રૂશીયામાં વજનદાર ગણાતું હતું. રૂશીયાના ઇતિહાસમાં પહેલા રાજા તરીકે જે રૂરિકનું નામ નિયત થએલું છે, તેની સાથે વૉલકોનસ્કી કુટુંબનો સંબંધ જોડાએલો હતો; તેથી સ્વાભાવિક રીતેજ ટૉલસ્ટૉયનો દાદો ( માતાનો પિતા ) પ્રિન્સ નીકોલસ વૉલકોનસ્કી મુખ્ય સેનાપતિના સ્થાન સુધી ચઢયો હતો; પણ કૅથેરાઇન રાણીના કૃપાપાત્રમાંના એક સરદારની ભત્રીજી સાથે લગ્ન કરવાને તે નાકબૂલ થવાથી રાણીએ તેને નોકરીમાંથી દૂર કર્યો હતો. સરકારી નોકરીમાંથી છૂટયા પછી તે “ યાસનાયા પોલીયાના ” માં પોતાના વતનમાં આવી રહ્યો હતો. ત્યાર પછી થોડા વખતમાંજ તેની પત્ની મરણ પામી હતી. તેને એકજ પુત્રી હતી અને એજ આપણા ટૉલસ્ટૉયની માતા છે.

પ્રિન્સ નીકોલસ વૉલકોનસ્કીનું એક જુનું ચિત્ર ટૉલસ્ટૉય કુટુંબમાં છે. લીયો ટૉલસ્ટૉયનો ચહેરો તે ચિત્રની સાથે વિલક્ષણ સામ્યતા ધરાવતો જણાઈ આવે છે. ઉંચું અને વિશાળ કપાળ, ઘટ્ટ ગુચ્છાદાર ભ્રમરો અને ઝીણી, ઉંડી તથા માંજરી આંખોમાં તેઓ વચ્ચે બહુજ મળતાપણું છે.

પ્રિન્સ નીકોલસ ઇ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યા પછી એ વર્ષે તેની પુત્રીનું લગ્ન નીકોલસ ટૉલસ્ટૉય સાથે થયું. પોતાની માતા વિષે લીયોએ નીચે પ્રમાણેની માહિતી આપી છેઃ—

“ મારી માતા વિષે મને વિશેષ કંઇ સ્મરણ નથી. તે મૃત્યુ પામી ત્યારે હું ફક્ત દોઢ વર્ષનો હતો. તેનું એકાદ ચિત્ર પણ મારા જોવામાં આવ્યું નથી; તેથી તેનો ચહેરો કેવો હશે તેની કલ્પના પણ મને નથી. મને લાગે છે કે, એક રીતે એ પણ ઠીક થયું છે; કારણ કે હવે **માતા તરીકે મારા મનમાં જે મૂર્તિ ઉભી કરૂં છું, તેમાં સર્વ સૌંદર્ય અને પવિત્રતાનો ભાવ હું ભરૂં છું.** મારી માતાના વર્તન વિષે મને પ્રત્યક્ષ માહિતી લેશમાત્ર નથી, પણ તેના સંબંધી જે વાતો મેં કર્ણપરંપરાથી સાંભળી છે, તે પરથી મને લાગે છે કે તે સુશીલ અને હુશીયાર હોવી જોઇએ. ”

ટૉલ્સ્ટૉયની માતા સુશિક્ષિત હતી અને તેને પાંચ ભાષા બોલતાં આવડતી હતી. બાળકોને વાતો કહેવામાં તે નિપુણ હતી. વળી નવી વાતો જોડી કહાડવામાં તે એવી તો હુશિયાર હતી કે, મોટી બાળાઓ અને સ્ત્રીઓ પણ તેની વાતો સાંભળવા કલાકો ને કલાકો સુધી બેસી રહેતી. સ્વભાવે તે ક્રોધી હતી પણ તેટલીજ તે આત્મનિગ્રહી હતી. ક્રોધથી તે લાલચોળ થઇ હશે પરંતુ તેણે કદિએ કોઇને

વાંકો શબ્દ કહ્યો નથી. અમુક માણસ ખરાબ છે એમ તે કદિ પણ બોલતી નહિ. કદિએ તેણે કોઇના દોષનો ઉચ્ચાર કર્યો નથી. કાઉન્ટ લીયો ટૉલ્સ્ટૉય કહે છેઃ— " સંતકથામૃત " નામનું પુસ્તક રાસ્ટોસ્કી એ લખેલું છે, તેમાંની વાતો મને ઘણી ગમી છે. એ સાધુમાં ઘણાજ દોષ હતા. એ વાત તેના મઠના અન્ય વૈરાગીઓને અને ખુદ મઠાધિપતિના પણ જાણવામાં હતી. એક દિવસે મઠાધિપતિને સ્વપ્નમાં ઇશ્વરનો દરબાર દેખાઈ તેમાં તે સાધુ માનનીય સ્થાને બેઠેલો જણાયો. તેણે તેને એવા સ્થાને બેઠેલો જોઈ " આ જગ્યોએ ક્યાંથી ? " એવો પ્રશ્ન એક દેવદૂતને કર્યો. ત્યારે દેવદૂતે કહ્યું: ' તેણે કોઇનાએ દોષનો ઉચ્ચાર કર્યો નથી. ' એ વાત કહી લીયો ટૉલ્સ્ટૉય આગળ કહે છે કે ' એ ગુણ માટે સ્વર્ગમાં ખરેખર સ્થાન મળતું હશે, તો મારી માતા અને બંધુને અવશ્ય તે સ્થાન મળેલું હોવું જોઇએ.'

ટૉલ્સ્ટૉયની માતાનું નામ " મૅરી " હતું. તે અતિ સત્યનિષ્ઠ અને સરળમાર્ગી સ્ત્રી હતી. નીકોલસ અને મૅરી એ દંપતિને પાંચ બાળકો થયાં હતાં. આપણો ચરિત્રનાયક લીયો ટૉલ્સ્ટૉય એ સર્વમાં નાનો છે. તેનું ખરૂં રૂશીયન નામ " લીયાફ નીકોલીવીચ્ ટૉલ્સ્ટૉય " છે. નીકોલીવીચ્ એટલે નીકોલસનો પુત્ર. રૂશીયામાં બાપના નામને વીચ્ પ્રત્યય લગાડી અમુકનો પુત્ર એમ દર્શાવવાનો રીવાજ છે. લીયો ટૉલ્સ્ટૉયનો જન્મ તા. ૨૮ ઑગસ્ટ સને ૧૮૨૮ ના રોજ યાસનાપોલીયાનામાં થયો હતો. તેના જન્મ પછી દોઢવર્ષે મૅરીને પેટે એક પુત્રીનો જન્મ થયો પણ તેની પ્રસુતિની વેદનામાંજ તેનો કાળ થયો.

યાસનાપોલીયાનામાં ટૉલ્સ્ટૉયને ઘેર હમ્મેશ અનેક જાતના જતા આવતા યાત્રાળુ, વૈરાગી, યોગી અને ગાંડા ઘેલા લોકો પણ મુકામ કરતા; અને કેટલાક તો કેટલાક દિવસ સુધી ત્યાંજ રહેતા. એવાં યાત્રાળુઓમાંની " મરાયા " નામની એક સ્ત્રી હમ્મેશ ટૉલ્સ્ટૉયને ત્યાં આવતી. તેણે રૂશીયાનાં અનેક તીર્થોની યાત્રા કરી હતી. મૅરીને પહેલા ચારે પુત્રો થવાથી એકાદ પુત્રીનો જન્મ થાય તેવી તીવ્ર ઇચ્છા હતી, તેથી તેણે મરાયાને પોતા માટે પ્રાર્થના કરવા કહ્યું; અને ચમત્કાર એવો થયો કે થોડાજ વખતમાં મૅરીને પુત્રી થઇ. ત્યાર પછી મરાયા એક મઠમાં જઇ રહી હતી; તોપણ તે વચ્ચે વચ્ચે ઘણીવાર ટૉલ્સ્ટૉયને ઘેર આવી રહેતી હતી.

લીયો ટૉલ્સ્ટૉયે એક આત્મચરિત્ર લખવા માંડયું હતું અને તેનો કેટલોક ભાગ ઇ. સ. ૧૮૭૮ માં પ્રકટ પણ થયો હતો. તેમાં તેમણે પોતાની બાલ્યાવસ્થાનાં નીચે જણાવ્યા પ્રમાણેનાં કેટલાંક સંસ્મરણો આપ્યાં છેઃ—

" મારી બાલ્યાવસ્થામાં બનેલી વાતોનું ક્રમવાર સ્મરણ નથી. અમારો જર્મન શિક્ષક થીયોડોર ઇવોનીચ્ મને સાંભરે છે. મને એવું પણ યાદ આવે

છે કે, અમારા ઘરના મેડે હું મારી બહેનનો હાથ પકડી ચઢતો અને ત્યાં અમે બંને ખૂબ ધીંગામસ્તી કરતાં. પછી મને થીયોડોર પાસે લઇ જવામાં આવતો. હું પાંચ વર્ષનો થયા પછી મને થીયોડોરને સ્વાધીન કરવામાં આવ્યો; પણ મને લાગે છે કે, એજ વખતથી મારો નૈસર્ગિક આનંદ કરમાવા લાગ્યો. થીયોડોર અને મારા મોટા ભાઇ મને સમજાવતા કે, હવે હું મોટો થયો છું તેથી મેંડ જઈ છોકરીઓ અને સ્ત્રીઓમાં રમવું યોગ્ય નથી; પણ હું મોટો થયો છું એ વાત મારા મનમાં આવતી નહિ. તેજ વખતે માનવ જીવન એ ખરેખર સુખકર રમત ન હોઇ એક મોટો ગંભીર પ્રસંગ છે, એ કલ્પનાનું બીજ મારા ચિત્તમાં રોપાયું કે શું તે કોણ જાણે?"

આપણે આગળ જાણી ચુકયા છીએ કે એલીયાસના મરણ પછી નીકોલસની માતા સિવાય ટાશીયાના નામની એક દૂરની આપ્ત સ્ત્રી કુટુંબમાં હતી. એનું પુરૂં નામ ટાશીયાના અલેકઝાંડ્રોના હતું. એને સર્વ બાળકો બાફોઇ કહેતાં. એ અત્યંત માયાળુ સ્ત્રી હતી. લીયો ટૉલસ્ટોયની માતાના મરણ પછી એણેજ સર્વ બાળકોને માતા પ્રમાણે ઉછેર્યાં અને એને લીધેજ લીયો ટૉલસ્ટૉયની બાલ્યાવસ્થા સુખમાં પસાર થઇ; એટલુંજ નહિ પણ એના અતિ શુદ્ધ વર્તનથી ટૉલસ્ટૉયમાં કેટલાક સદ્ગુણનું બીજારોપણ પણ થયું.





# प्रकरण २ जुं--बाल्य तथा युवावस्था.




ઓ ટૉલસ્ટૉયનો જન્મ મોસાળમાં ( યાસનાયાપોલીયાનામાં ) થએલો હોઇ ત્યાંનું સર્વ વતન વારસાઇ હક્કથી તેમની માતા પ્રિન્સેસને મળ્યું હતું અને પાછળથી તે સર્વ ટૉલસ્ટૉયને મળ્યું હતું. યાસનાયાપોલીયાના એ તુલા શહેરથી દક્ષિણે દશ માઇલ પર આવેલું છે. ગામની ચોતરફ વૃક્ષરાજિ સારી હોઇ લીંબુનાં વૃક્ષોની હારો પણ છે. ત્યાં આગળ એક નદી હોવા ઉપરાંત નજીકમાં ચાર તળાવ છે. ટૉલસ્ટૉય કુટુંબનું ઘર જુની પદ્ધતિથી બંધાએલું હોઇ તેની ચોતરફ દીવાલ અને ચાર ખૂણે ચાર બૂરજ છે. લીઓના દાદાના સમયે દરવાજાપર અહર્નિશ લશ્કરી સિપાહીઓનો પહેરો રહેતો હતો. આખા ગામમાં આ એકજ કુટુંબ વિશેષ મહત્ત્વનું હોવાથી લીઓના મનમાં બાલ્યાવસ્થાથીજ પોતાની મોટાઇનું અભિમાન અને નિશ્ચયી સ્વભાવનાં બીજ રોપાયાં હતાં. ટૉલસ્ટૉયે પાછળથી નમ્રતા ઉત્પન્ન કરવા અતિશય પ્રયત્ન કર્યો હતો, છતાં પણ રક્તમાં ઓતપ્રોત થઈ ગએલું આ અભિમાન કદિ કદિ ડોકીયાં કર્યાજ કરતું હતું.

ટૉલસ્ટૉયને ઉછેરનાર ટાશીયાના આ કુટુંબમાં ઘણાં વર્ષોથી આવેલી હોઇ લીઓની દાદીએજ તેને પોતાના બાળકની માફક ઉછેરી હતી. એ સ્ત્રી દૃઢનિશ્ચયી અને સ્વાર્થત્યાગી હતી. સર્વ બાળકો તેને બાફોઇ કહીને બોલાવતાં. તેને માટે ટૉલસ્ટૉય પોતે કહે છેઃ—

“ અમારી ફોઇ ભર યુવાવસ્થામાં મને લાગે છે કે અતિ સુંદર દેખાતી હોવી જોઇએ. લાંબા સુંવાળા કાળા કેશ, કાળી ચમકતી કીકીઓ અને વદન પર ઉપસતો યૌવનભાવ એ ખરેખર સૌંદર્યપોષક હોવાં જોઇએ; અર્થાત્ તે સુસ્વરૂપ કે કદરૂપ એવા અર્થથી મેં તેના તરફ કદિએ જોયું નથી. તેના મુખપર હર હમ્મેશ દેખાતું મંદ હાસ્ય અને તેનાં નેત્રોનું પાણીજ મારા સ્મરણમાં છે. ”

“ અમારી સગી ફોઇ બે હતી અને એક દાદીમા હતાં. વડીલો તરીકે અમારા પ્રેમપર એ ત્રણેનો વિશેષ હક્ક હતો, પણ ટાશીયાનાનો અમારા પર

નિષ્કામ પ્રેમ હતો; તેથી અમારો પ્રેમ પણ તેના પર વધારે બંધાયો તેમાં નવાઇ નથી. બાણુથી ભેદાએલો રાજહંસ દ્રષ્ટિએ પડતાંજ બુદ્ધના મનમાં જેમ પ્રેમ ઉભરાઈ આવ્યો, તેમજ ટાશીયાનાને જોતાંજ તેને ભેટી પડવાનું મન મને થઇ આવતું. વાસ્તવિક રીતે તેની સાથે અમારો શું સંબંધ હતો તે મને યાદ નથી; તથાપિ એટલું તો ખરૂં છે કે તે મારા પ્રાણ સમાન હતી. ”

“ ટાશીયાનાએ બાળપણમાં મને જે શિક્ષણ આપ્યું, તેનાથી મારા આખા જીવનક્રમપર ઘણી સારી અસર પહોંચી છે. પ્રેમ અને દયામાં કેટલું ચેતન છે તે મેં તેનાથીજ જાણ્યું. તેણે મને એ વિષે કદિ ઉપદેશ આપ્યો નથી; પરંતુ એ તત્ત્વ તેની હમ્મેશની વર્તણુંકમાં મૂર્તિમંત ઉતરેલું હોવાથી તેની મારાપર આપોઆપજ દૃઢ અસર થઇ. તેના પ્રેમાળપણામાં આનંદ ઉત્પન્ન કરવાનું કેટલું સામર્થ્ય છે, તેનો મને હમ્મેશ પ્રત્યક્ષ અનુભવ થતો અને એવી રીતે પ્રેમનું શિક્ષણ મને મળતું. ”

રૂશીયાનાં શ્રીમંત કુટુંબોમાં જર્મન અને ફ્રેંચ ભાષા શીખવા માટે તે તે જાતિના શિક્ષક પોતાનાં બાળકો માટે રાખવાની રૂઢિ છે. એ રૂઢિને અનુસરી નીકોલસ ટૉલ્સ્ટૉયે જર્મન અને ફ્રેંચ ભાષા શીખવવા માટે થીયોડોર રોસેલ નામના એક શિક્ષકની યોજના કરી હતી. આ શિક્ષકે ટૉલસ્ટૉયને ઉત્તમ પ્રકારે એ ભાષાનું જ્ઞાન આપ્યું. એની શિક્ષણપદ્ધતિ કેવળ પુસ્તકીયા ન હતી. તે નિત્ય સંભાષણ દ્વારાજ તે તે ભાષાનું જ્ઞાન પોતાના વિદ્યાર્થીઓને આપતો. આ શિક્ષક પણ સત્યનિષ્ઠ, સરળ, અને પ્રેમી હોવાથી તેણે પોતાના વિદ્યાર્થીઓમાં પણ એ ગુણોનું બીજારોપણ કર્યું.

ટૉલસ્ટૉય પોતાના વડીલ બંધુને નીકોલેકા કહી બોલાવતા. એ બંધુપર તેમને ઘણો પ્રેમ અને આદર હતો. તેમના વિષે ટૉલસ્ટૉય કહે છેઃ—

“ નીકોલેકો બાલ્યાવસ્થામાં પણ એક અસાધારણ બાળક હતો અને મોટપણે પણ તે એક અસાધારણ પુરૂષ થઇ ગયો. તેનામાં જો અમુક કેટલાક ખાસ દોષ હોત તો તે મોટો ગ્રંથકાર થયો હોત એમ પ્રસિદ્ધ ગ્રંથકાર ટૂરજીનેફે કહ્યું છે તે અક્ષરશઃ સાચું છે. અભિમાનને મોટો દોષ માનવામાં આવે છે, પણ ગ્રંથકારમાં એ દોષ આવશ્યક છે. લોકો શું કહે છે તે તરફ લક્ષ નહિ આપવા જેટલું જેનામાં અભિમાન હશે તેજ ગ્રંથકાર બની શકશે. નીકોલસમાં અભિમાન બીલકુલ નહતું. લોકસ્તુતિ તરફ તેનું લક્ષ પણ નહતું. કોઇ તેને માટે સારૂં બોલતું તો તેથી તેને કંઈ મોટો આનંદ થતો નહિ. સારા ગ્રંથકારને લાયકના ગુણો તેનામાં સારી રીતે હતા. તે અત્યંત રસિક હતો, તેની બુદ્ધિમાં પ્રમાણબદ્ધતા હતી, તેની કલ્પનાશકિત વિશાળ હતી અને સ્વભાવ પણ આનંદી હતો. વિશેષ

આશ્ચર્ય જેવું એ હતું કે, આટલો ગુણસમૂહ હોવા છતાં તેનામાં અભિમાનનું ટીપું પણ નહતું. તેની કલ્પનાશક્તિ એવી વિશાળ હતી કે, કોઇપણ વાતની પૂર્વરેખા ચિત્તમાં નહિ હોવા છતાં, પ્રસંગાનુરૂપ નવી વાર્તા, તે વાત કરતાં કરતાં રચતો; અને તેમાં ખૂબી એ હતી કે એવી રીતે વાત બનાવી કહાડતાં તેને સમય કે શ્રમ લાગતો નહિ. તે એવી ચિત્તાકર્ષક વાર્તાઓ બનાવતો કે, તે બનાવેલી ન હોઇ ખરેખર બનેલી વાત છે, એમ સાંભળનારને લાગતું. તેને ચિત્રકળાનો પણ શોખ હતો. કદિ કદિ તે ભૂતનાં ચિત્ર કાઢતો અને તેમાં ભૂતને શીંગડાં બતાવી તેમની મૂછો ગુચ્છાદાર બનાવતો."

"તે કહેતો કે સર્વ મનુષ્યને સુખી કરવાનો ઉપાય પોતાને જડયો છે; અને એ ઉપાયનું અવલંબન મનુષ્યો કરશે તો સર્વ વ્યાધિ નષ્ટ થશે. કોઇ કોઇનો દ્વેષ અને હિંસા ન કરે તો સર્વ મનુષ્યો સુખી જીવન ગાળે. વળી તે કહેતો કે, મારૂં આ રહસ્ય મેં એક વૃક્ષની લીલી ડાળીપર કોતરાવી રાખ્યું છે. એ ડાળી જયાં રાખી છે ત્યાંજ મારા મૃત્યુ પછી મારૂં શબ પૂરવું એમ મેં કહી મૂકયું છે."

બીજા ભાઇ સર્જેસ વિષે પણ લીયોના મનમાં કૌતુક અને પ્રેમ વસતાં હતાં. સર્જેસ અથવા સરોયા સરળ સ્વભાવનો અને અભિમાની વૃત્તિનો હતો. તેના માટે ટૉલસ્ટૉય કહે છેઃ—

"મને લાગે છે કે, મારે સરોયા જેવા થવું. તેનું મોહક વદન, તેનાં ગીત અને તેની આનંદી વૃત્તિથી મારામાં વિલક્ષણ મોહ ઉત્પન્ન થયો હતો. તે એટલે સુધી કે, તેનો અહંકાર પણ મને પ્રિય લાગતો. મારા પોતામાં રહેલી ખામી હું સારી રીતે જાણતો હતો. કદાચિત્ એથીજ મારા જીવનમાં જે આનંદી વૃત્તિ સ્વાભાવિક રીતેજ દેખાવી જોઇએ તે નહતી. સરોયાને લોકો ચાહતા અને મને ચાહતા નહિ; એથીજ કે પછી કોણ જાણે શા કારણથી, પરંતુ તેના જેવા થવું એમ લાગતું. મારો તેના પર ખાસ પ્રેમ ન હતો. મારો ખરો પ્રેમ નીકોલેકા પર હતો; પણ એટલું ખરૂં કે, સરોયા વિષે મને ચમત્કારિક કૌતુક લાગતું."

ટૉલસ્ટૉયે પોતાના ત્રીજા બંધુ ડીમોટ્રીયસ અથવા મીંટેકા વિષે વિશેષ માહીતિ આપી નથી.

ઉક્ત બાળકો સિવાય દુનચેકા—ટેમેશેફ્ નામની એક છોકરી ટૉલસ્ટૉય કુટુંબમાં રાખવામાં આવી હતી. લીયોના પિતાના એક સ્નેહીની ઉપપત્નીથી તેનો જન્મ થએલો હતો.

ટૉલસ્ટૉયના કુટુંબ અને ઘરના નોકરવર્ગ વચ્ચે પણ સારો સ્નેહભાવ હતો. રૂશીયાનાં સરદાર કુટુંબોનાં સર્વ કામકાજ તેમની જમીન ખેડનારા ખેડુતોએજ કરવાં એવી રૂઢિ હતી. આ ખેડુતો અને વેચાતા લેવામાં આવેલા ગુલામો વચ્ચે

માત્ર નામ સિવાય કંઇજ ફેરફાર નહતો. એ લોકોની સ્થિતિ એવી હતી કે, જમીનદારની આજ્ઞા પ્રમાણે ચાલવું અને તે આપે તેજ ખાવું. સ્વેચ્છા પ્રમાણે તેમને કાંઈ પણ કામ કરવાની છુટ નહતી; એટલુંજ નહિ પણ તેમનાં લગ્નસુદ્ધાં જમીનદારની આજ્ઞાથી થતાં. તેમના હાથે કંઈ ચૂક થતી તો ઇચ્છામાં આવે તેવી શિક્ષા કરવાનો જમીનદારોને હક્ક હતો. આવી અવસ્થામાં જમીનદાર અને ખેડુતોમાં એક બીજા પ્રત્યે પ્રેમનું દર્શન ન થાય તેમાં કંઈ નવાઇ જેવું નહતું: પરંતુ તેમાં ટૉલ્સ્ટૉય કુટુંબ અપવાદરૂપ હતું. ટૉલ્સ્ટૉય એક સ્થાને કહે છેઃ—

" મારા પિતા, મારાં દાદી સાથે સોફાપર કેટલીક વખત રમતા બેસતા. એ વાતનું સ્મરણ હજુ પણ મને થાય છે અને મોટી ગમ્મત પડે છે. મારા પિતા સર્વસાથે નમ્રતા અને સૌજન્યથી વર્તતા. પોતાની વૃદ્ધ માતાની આજ્ઞાનું તેમણે કદિ ઉલ્લંઘન કર્યું નથી. રમતાં રમતાં વચ્ચેજ તપકીરની ચપટી સુંઘનારી મારી વૃદ્ધ દાદીની મૂર્તિ અદ્યાપિ પણ મને યાદ આવે છે. એક વખત અમારો નોકર ટિખેન પગનો અવાજ થવા ન દેતાં પિતાની ઓરડીમાં ધીમે રહી પેસતો હતો. તેનું પ્રતિબિંબ દીવાલપરના આરસામાં મારા પિતાએ જોયું. તે તેમણે દાદીને અને અમો સર્વને ધીમે રહી બતાવ્યું અને અમે સર્વ હસવા લાગ્યાં. ટિખેન પિતાની કોથળીમાંની તંબાકુ ચોરવા જતો હતો એ તે જાણુતા હતા; પણ એવા અપરાધ માટે પણ તેમણે તેને કોઇપણ જાતની શિક્ષા કરી નહિ. મારા પિતાની આ દયાળુતાની મારાપર બહુ અસર થઈ છે. તેમના માટે મારા હૃદયમાં જે નિઃસીમ પ્રેમ અને આદરબુદ્ધિ ઉદ્‌ભવ્યાં, તેનું કારણ તેમની આવી કોમળતાજ છે. "

ટૉલ્સ્ટૉયને ઘેર હમ્મેશ વૈરાગીઓ આવી ઉતરતા તે પહેલાં કહી ગયાજ છીએ. તેમના વિષે ટૉલ્સ્ટૉય કહે છેઃ—

" અર્ધા ગાંડા, સાધુ, યાત્રાળુ, વગેરે અમારે ઘેર આવતા. વડીલો અમને કહેતાં કે તેમની સાથે સદ્‌ભાવથી વર્તવું જોઇએ. તેમના એ કથનનું રહસ્ય મને તે વખતે સમજાયું નહતું; પણ હવે તે સારી રીતે મારા લક્ષમાં આવ્યું છે. એ વૈરાગીઓમાં કેટલાક લુચ્ચા અને કેટલાક અર્ધા ગાંડા પણ હોય છે એ ખરૂં; પણ એવી સ્થિતિમાં તે કયા સાધ્ય માટે રહે છે કે ભમે છે, તે પણ આપણે લક્ષમાં લેવું જોઇએ. તેમનું ધ્યેય ભલે અશક્ય કોટીનું જણાય; પરંતુ તે અત્યુચ્ચ હતું એમાં તો શંકાજ નથી: અને એ વર્ગના સહવાસથીજ અજાણતાં એ ધ્યેય મારામાં પણ ઉત્પન્ન થયું, એ મારાપર તેમનો મોટો ઉપકારજ થએલો હું સમજું છું. " **અતિ ઉચ્ચ સાધ્ય સિદ્ધ કરવા માટે કષ્ટ સહન કરવા ઉપરાંત લોકોનો ઉપહાસ પણ સહન કરવો પડે; તો એનાથી અધિક શ્રેષ્ઠ બીજું**

કંઈ **નથી** ” એમ જે માર્કસ એરેલીયસે કહ્યું છે, તેનું પ્રત્યક્ષ રૂપ મને આ વૈરાગીઓના વર્તનમાં જણાયું. કીર્તિની ઇચ્છા માનવ હૃદયમાં એટલી સબળ હોય છે કે, તેનેમાટે પોતાને કલંક લાગે તેવું વર્તન પણ કેટલીક વખત માણસના હાથે થાય છે. કીર્તિની આટલી હદની ઇચ્છા મનના વિકાસને ઘાતક હોય છે, પરંતુ તેને મનમાંથી દૂર કરવી એ પણ સહેજ નથી. આવી સ્થિતિમાં કીર્તિના લોભને દૂર કરવો એટલુંજ નહિ પણ પ્રસંગે લોકોના ઉપહાસનું પાત્ર પણ બની રહેવું, એ કેટલું કઠિન છે એ પ્રત્યેકના લક્ષમાં આવશે. ”

આ પ્રમાણે વૈરાગીઓની સોબતની અસર ટૉલ્સ્ટૉય પર કાયમની થઇ. ‘ **મનુષ્ય પોતાનું જીવન કોઈ ઉપયોગી કાર્યમાં રોકે છે કે નિરૂપયોગીમાં રોકે છે; એટલા ઉપરથીજ તેના જીવનનું ખરૂં મૂલ્ય નક્કી કરી શકાતું નથી; પણ તે કેટલે સુધી ત્યાગી બન્યો છે અને નિરભિમાની બન્યો છે તે ઉપરથીજ તેના જીવનનું મૂલ્ય આંકવું જોઇએ.** ’ પોતાનો આ વિચાર ટૉલ્સ્ટૉયે અનેક પ્રસંગે કહી બતાવ્યો છે તેમજ અનેક સ્થળે લખી પણ રાખ્યો છે. તેમનો આ વિચાર દૃઢ થવામાં વૈરાગીઓનો સહવાસજ વિશેષ કારણભૂત થયો.

લીયોના પિતા લશ્કરી પદ્ધતિના ગૃહસ્થ હોવાથી ઘોડા દોડાવવાના તથા શીકાર વગેરેના શોખીન હતા. તે શીકારી કુતરા સહિત શીકારે જતા ત્યારે ઘણી વખત પોતાનાં બાળકોને પણ જંગલમાં લઇ જતા. આવી રીતે ટૉલ્સ્ટૉયના જીવનનાં શરૂઆતનાં ચઉદ વર્ષ રમવા કુદવામાં અને ઘોડા દોડાવવામાં આનંદપૂર્વક ગએલાં છે. બાળપણથી તે અંતર્મુખ હતા. અનેકપ્રકારની વાતોનો ચિત્તમાં વિચાર કરતા બેસી રહેવાનો તેમને શોખ હતો; પરંતુ બાલભાવને અનુસરી રમવા કુદવામાં પણ તેમને આનંદ થતો. પોતાના બાલ્યકાળનું સ્મરણ કરી તે એક જગ્યાએ કહે છેઃ–“ ચઉદ વર્ષના આનંદી કાળનું મને હમ્મેશ સ્મરણ થાય છે. એ સમય શુદ્ધ આનંદનો અને કાવ્યમય લાગે છે. ઉત્તમ ભૂમિમાં આરોપાએલું બીજ યથાકાળે જેમ જોસભેર ફૂટી નીકળી ફળદ્રૂપ થાય છે, તેમ એ સમયમાં મનોભૂમિમાં પડેલાં બીજ ભવિષ્યમાં ફળદ્રૂપ બને છે. ”

બાળકો મોટાં થવા લાગ્યાં ત્યારે તેમના શિક્ષણનો વિચાર કરવાની નીકોલસને જરૂર પડી તેથી શિક્ષણાર્થે એ કુટુંબ મોસ્કો ગયું. આ વખતે ટૉલ્સ્ટૉયની વય ૮ વર્ષની હતી. ત્યાર પછી થોડાજ વખતે નીકોલસ પક્ષાઘાતથી ટૂલામાં મરણ પામ્યા. એ વખતે પુષ્કળ રકમ લઇ તે મોસ્કો આવતા હતા પણ રસ્તામાંજ તેમનો અંત આવ્યો અને સાથેની સર્વ રકમ ચોરાઈ ગઇ; પણ કેટલાંક ખતપત્રો વગેરે હતાં તે એક ભિખારીએ મોસ્કો આવી આપ્યાં. નીકોલસના શરીરને યાસનાપોલ્યાનામાં દફનાવવામાં આવ્યું. આ પ્રસંગે લીયો ત્યાં હાજર નહિ હોવાથી

પુષ્કળ દિવસ તેમને એમજ લાગ્યું કે પિતા અદ્યાપિ મરણ પામ્યા નથી. રસ્તામાં તે કોઇપણ જગ્યાએ અચાનક મળશે, એવી આશાથી જનાર આવનાર પ્રત્યેક મનુષ્યના મુખતરફ નજર કરી જોતા. પણ છેવટે તેમના સમજવામાં આવ્યું કે ખરેખર તે આ જગતમાં નથી. તેમના મૃત્યુનો સખત આઘાત તેમના હૃદય પર થયો તેમાં વળી ત્યાર પછી નવ મહિનેજ તેમની દાદીનું મરણ થયું તેથી તેમાં વધારો થઈ તેમની બુદ્ધિ વિશેષ અંતર્મુખ થવા લાગી. દાદીના મરણની હકીકત જણાવતાં ટૉલ્સ્ટૉય કહે છેઃ—

"કાળા રંગનાં નવાં જાકીટ અમો સર્વ માટે શીવાયાં હતાં. પ્રેતવાહકોના અમંગલ ચહેરા ઘર આગળ ફરતા જોઇ કોઇને પણ ભીતિજ લાગી હોત. મારી દાદીને માથે ધોળી ટોપી મૂકી તેપર ધોળું સ્વચ્છ કપડું બાંધ્યું હતું. મારી બંને ફોઇઓને રૂદન કરતી જોઇ મને પણ રડવું આવવા લાગ્યું. "બિચારાં છોકરાં એકલાં પડયાં. માબાપ તો ગયાં હતાં અને હવે બિચારાંની દાદી પણ ગઇ." એવા પ્રકારનો ગણગણાટ ચોતરફ સાંભળી મને તે દુઃખમાં પણ એક પ્રકારનો સંતોષ જણાયો. દુઃખના પ્રસંગે લોકોની સહાનુકંપાથી ચિત્ત ઘણું હલકું થાય છે."

આ પછી થોડાજ દિવસે બનેલી એક વિશેષ વાત તરીકે ટૉલ્સ્ટૉય કહે છેઃ—

"હું આશરે અગીયાર વર્ષનો હતો ત્યારે બ્લેડીમીર નામના અમારી શાળામાંના એક છોકરાએ અમારે ઘેર આવી કહ્યુંઃ 'અરે, આજે મેં એક નવી શોધ સાંભળી છે. લોકો પ્રભુ, પ્રભુ, કરીને કહે છે, પણ તેનું અસ્તિત્વજ નથી. તેના વિષે આપણે જે સર્વ વાતો સાંભળીએ છીએ તે માત્ર કલ્પિત ગપ્પાં છે, એવી શોધ કોઇએ હમણાં કરી છે!' તેની આ શોધ સાંભળી અમારા મંડળમાં તે વિષે ઘણો ઉહાપોહ થયો અને તે શોધ ખરી હોવાનો સંભવ છે એમ પણ અમારી બાળ કાઉન્સીલમાં ઠર્યું."

એક વખતે ટૉલ્સ્ટૉય કુટુંબના એક સ્નેહીએ લીયોને અને તેનાં સર્વ ભાઇબહેનને નાતાલના તહેવાર નિમિત્તે પોતાને ઘેર બોલાવ્યાં હતાં. તે પ્રસંગે અન્ય શ્રીમંત કુટુંબનાં પણ કેટલાંક બાળકો આવ્યાં હતાં. તે ગૃહસ્થે ભેટ તરીકે સર્વ બાળકોને કેટલીક વસ્તુઓ આપી હતી; તેમાં શ્રીમંતનાં બાળકોને કિંમતી વસ્તુઓ અને ટૉલ્સ્ટૉય જેવાં મધ્યમ સ્થિતિનાં બાળકોને થોડી કિંમતની વસ્તુઓ આપી હતી. ટૉલ્સ્ટૉયને એ વાતનું સ્મરણ અંત સુધી રહ્યું હતું.

એકવાર મોસ્કોમાં નિવાસ હતો ત્યારે ટૉલ્સ્ટૉય એક સુંદર બાગ જોઇ તેના અંદરના ભાગમાં ગયા. બાગના માલીકે અતિ પ્રેમથી આ નાનકડા લીયો સાથે વાત કરી હતી, એ વાત પણ તેમના સ્મરણપટમાંથી ખસી નહતી.

ટૉલ્સ્ટૉયની આ વયની કેટલીક વાતો પરથી તેમના સ્વભાવ વિષે કંઇક

વિશેષ કલ્પના થઇ શકે તેમ છે. તેમની આઠ વર્ષની વય હતી તે વખતે તેમને પક્ષીઓની માફક આકાશમાં ઉડવાની પ્રબલ ઇચ્છા થઇ. ટુંટીયું વાળી બેસી ઘૂંટણની ચોતરફ હાથ રાખવાથી હવામાં તરી શકાશે, એવી કલ્પના લીયોના મનમાં આવી. તેમનો સ્વભાવ એવો હતો કે એકાદ વિચાર સૂઝયો કે તરત તેને આચારમાં લાવવો. એ સ્વભાવને અનુસરી તેમણે સુમારે પંદર ફુટ ઉંચેથી કુદકો માર્યો અને તેથી બેશુદ્ધ સ્થિતિમાં તેમને ઉંચકી ઘરમા લાવવા પડયા. એકસરખા અઢાર કલાક બેશુદ્ધ સ્થિતિમાં પસાર થયા [illegible] ભાન આવ્યું. એ સિવાય બીજું કંઇ વિશેષ ખરાબ પરિણામ આવ્યું [illegible]

એ કાળની પોતાની મનઃસ્થિતિ [illegible] કરતા ટૉલ્સ્ટૉય કહે છેઃ—" હું કુરૂપ હતો, તે સારી રીતે હું જાણતો [illegible] ણ મારા રૂપ વિષે કોઇ ટીકા કરતું તો મને ગુસ્સો આવતો અને માઠું પણ લાગતું. મારા પોતાના કુરૂપપણાનો વિચાર મનમાં આવતાં હું ઘણી વખત હતાશ થઇ જતો. મારા મનમાં એવા વિચાર આવતા કે, જાડા હોઠ, પહોળા નાક અને ઝીણી આંખોવાળા માણસને માટે કોઈ પણ જાતના સુખનો સંભવ નથી. કંઇ પણ ચમત્કાર થઇને મારો ચહેરો સુંદર બની જાય તે માટે હું અનન્યભાવે પ્રભુની પ્રાર્થના કરતો. હું તેને કહેતો કે મારો ચહેરો સારો થશે તો હું સર્વસ્વ તને આપી દઇશ."

પોતાનો ચહેરો સુધારવા માટે લીયોએ કેટલાક પ્રયત્ન કર્યા પણ તેનું પરિણામ ઉલટું આવ્યું. જાડી ભમ્મરો ઝીણી કરવા માટે કાપી નાખી, પણ તેથી તેમનો ચહેરો અધિકજ વિરૂપ જણાવા લાગ્યો અને દુઃખ માત્ર વધ્યું.

એક વખતે ઘોડાગાડીમાં યાસનાયા જતાં ઘોડાની આગળ પોતાથી દોડી શકાય છે કે નહિ, તે જોવા માટે ગાડીમાંથી કુદી પડી લીયોએ દોડવા માંડયું. એવી રીતે સુમારે બે માઇલ દોડયા પછી થાકી જઇ તે રસ્તાપર પડયા. તે વખતે પુરતો શ્વાસ લેવાની પણ તેમનામાં શક્તિ નહતી. ટૉલ્સ્ટૉયની પ્રકૃતિ કેવળ વિલક્ષણ બળવાન હતી, તેથીજ આવો શ્રમ તેમને ઘાતક થયો નહિ. ઉત્તરાવસ્થામાં મોટાં મોટાં દુઃખમાં તે નભી રહ્યા અને ગમે તેવાં શારીરિક સંકટ સહી શકયા, તેનું કારણ પણ શરીરબળજ છે. જો કે કસરતી માણસના જેવું તેમનું શરીર પુષ્ટ નહતું, પણ શરીરનો બાંધો મજબૂત અને બળવાન હતો.

બાળપણથીજ ટૉલ્સ્ટૉયમાં કંઇક વિચિત્રતા હતી. સામાન્ય જનથી લીયોનો માર્ગ પ્રત્યેક બાબતમાં કંઈ જુદોજ રહેતો. કોઈને નમન કરવાનું આવતું તો તે મસ્તક આગળ નમાવવાને બદલે પાછળ નમાવતા! એક વખત તદ્દન બાલ્યકાળમાં તેમણે ઘોડાપર બેસવાની હઠ લીધી ત્યારે તેમના પિતાએ કહ્યુ કે, ' તું પડી જઇશ; ' પણ તેમણે પોતાની હઠ છોડી નહિ ત્યારે તેમના પિતાએ

તેમને એક નાના વછેરાપર બેસાડયા. પિતાના કથન પ્રમાણે લીયો નીચે પડયા પણ ' મને ફરી ઉપર બેસાડો ' એમજ તે બોલતા રહ્યા. પોતાના બાલ્યજીવનની કેટલીક વાતો કહેતાં ટૉલસ્ટૉય કહે છે:—

"અમારી પાસે રેવન નામનો એક ઘોડો હતો. એક વખત તેના પર બેસી હું તેને ચલાવવા લાગ્યો પણ મારા મન પ્રમાણે તેણે પગ ઉપાડયા નહિ. તેને મારતાં મારતાં મારો ચાબૂક પણ તૂટી ગયો. મે ઘોડાવાળાને ' બીજો ચાબૂક લાવ ' એમ કહ્યું ત્યારે તેણે મને કહ્યું: "સાહેબ, દયા શું છે તેની તમને ખબરજ નથી. બિચારો રેવન વૃદ્ધાવસ્થાને લીધે થાકી ગએલો છે, તેનાથી બરાબર શ્વાસ પણ લેવાતો નથી. શું તેની તમને જરીકે દયા આવતી નથી ? " નોકરના આ શબ્દો સાંભળતાંજ હું ઘોડાપરથી નીચે ઉતરી પડયો. તેનો શ્વાસ બરાબર ચાલતો નહોતો તેથી નસ્કોરાં કેવાં ફુલ્યાં હતાં તે પણ મેં જોયું. તેણે પોતાનું પુચ્છ બે પગ વચ્ચે ઘાલી દીધું હતું. ઘોડાની આ દુર્દશા જોઈ મારા ચિત્તમાં ચણચણાટ થયો અને તે ઘોડાને કેટલીયે બચીઓ કરી ક્ષમા કરવા મેં તેની પ્રાર્થના કરી. હવે પ્રૌઢાવસ્થામાં કોઇને પણ ઘોડાને મારતો જોઉં છું કે, મને રેવનનું સ્મરણ થઇ મારા હૃદયમાં દુ:ખનો ઉભરો આવે છે અને મારનારપર ગુસ્સો થાય છે."

બાલ્યકાળમાં ટૉલસ્ટૉય ચપળ કે હુશીયાર વિદ્યાર્થી હોય એમ જણાતું નથી. નીકોલસે બાળકોને ઘેર અભ્યાસ કરાવવા માટે એક વિદ્યાર્થી રાખ્યો હતો. તે કહે છે: " સર્જેસને શીખવાની ઇચ્છા છે અને બુદ્ધિ પણ છે; ડીમીટ્રીની ઇચ્છા પણ નથી અને બુદ્ધિ પણ નથી." માત્ર ફ્રેંચ શિક્ષક સેંટથૉમસ લીયોને ઓળખી ગયો હતો એમ લાગે છે. તે કહે છે, " આ નાના બાળકમાં બુદ્ધિ છે. તે નાનો મોરીયરજ છે. "

નીકોલસ ટૉલસ્ટૉયના મૃત્યુ પછી ટૉલસ્ટૉયની સર્વ મિલ્કત સરકારની દેખરેખમાં ગઈ હતી; તેથી સરકાર તરફથી નિર્વાહ માટે જે રકમ બાંધી આપવામાં આવી હતી તે શહેરના જીવનને પહોંચી વળે તેમ નહતું. આથી ઠરાવવામાં આવ્યું કે, બે મોટા છોકરાઓએ મોસ્કો રહેવું અને બાકીના ત્રણે યાસનાયા જવું. મોટા છોકરાઓ સાથે કાઉંટેસ એલેકઝાંડ્રા રહ્યાં અને યાસનાયામાં ટાશીયાનાએ નિવાસ કર્યો.

નીકોલસની બહેન એલેકઝાંડ્રાનું લગ્ન એક શ્રીમંત કાઉંટ સાથે થયું હતું. તેના સાસરાનું કુટુંબ રશીયાના પ્રસિદ્ધ કુટુંબમાં ગણાતું હતું; પણ પછી તેનો પતિ ગાંડો થઇ ગયો અને તેણે તેનો જીવ લેવાનો પ્રયત્ન કર્યો, તેથી તેને ગાંડાના દવાખાનામાં મોકલી દેવામાં આવ્યો. બીજી તરફ થોડાજ દિવસે એલેક-

ઝાંડ્રાને પ્રસૂતિ થઇ પણ મૃત્યુ પામેલું બાળક જન્મ્યું. મૃત્યુ પામેલું બાળક અવતર્યાની ખબર જાણી તેને અત્યંત દુઃખ થશે એમ જાણી તેજ વખતે પડોશીને ત્યાં જન્મ પામેલી એક છોકરી લાવી મૂકવામાં આવી. આ છોકરી પણ પછી ટૉલસ્ટૉય કુટુંબમાં ઉછરી અને એલેકઝાંડ્રા હમ્મેશને માટે ટૉલસ્ટૉય કુટુંબમાં રહી. એ એક ધાર્મિક સ્ત્રી હતી. તેના વિષે ટૉલસ્ટૉય કહે છેઃ—

" મારી ફોઇ ખરેખર અતિ ધાર્મિક હતી. સંતચરિત્રો વાંચવાં અને સાધુ વગેરે યાત્રાળુઓ સાથે વાતો કરવી એજ તેનો ઉદ્યોગ હતો. અપવાસ અને જપ કરવા અને લોકોનાં ગળાં પણ કાપવાં, એવો ધંધો તેણે કદિપણ કર્યો નથી. તેણે કોઇની પાસે કદિ સેવા મેળવી નથી અને કોઇ જાતની મઝા મારી નથી. બને તેટલી રીતે તે લોકોને ઉપયોગી થતી. પતિની સર્વ મિલ્કત પર તેણે તુળશીપત્ર મૂકેલું હોવાથી તેની પાસે પોતાનું ધન પણ બીલકુલ નહતું. વહેલી પ્રાતઃસમયે ઉઠી તે દર્શનાર્થે જતી ત્યારે ઘરમાંની નિદ્રાધીન દાસીની નિદ્રા ભંગ થશે એ ભયથી તે પગનો અવાજ પણ થવા દેતી નહિ. તેનો આહારવિહાર અને કપડાંલત્તાં એવાં સામાન્ય પ્રકારનાં હતાં કે, તેના દરજ્જાની કોઇને કલ્પના પણ થાય નહિ. કપડાંની સ્વચ્છતા તરફ પણ તે એટલું દુર્લક્ષ રાખતી કે પુષ્કળ વખત તેના પરસેવાની ગંધ છુટતી. બાળપણમાં તેને કપડાંલત્તાંની અને બનવાઠનવાની હોંસ હતી અને એકાદ નાચમાં તે ભળી હોય તે વખતે લોકો તેના તરફ ટગરટગર જોઇ રહેતા, એવી વાતો અમે સાંભળી હતી; પણ એકજ દુઃખદ પ્રસંગથી તેની વૃત્તિમાં કેવું પરિવર્તન થયું ! સ્વભાવે તે અત્યંત નમ્ર અને માયાળુ હતી. તેની આ નમ્રતા કેવળ મોટા અને શ્રીમંતો તરફજ હતી એમ નહિ; પણ ગરીબ, દુર્બળ, ભિખારી અને નિર્ધન સાધુઓ તરફ પણ હતી. તેની ધાર્મિકતા વિષે કોઇ ચેષ્ટા કરતું તો તેથી તે ગુસ્સે ન થતાં એ વાત હસવામાં કાઢી નાખતી. તેનું હસતું મુખ અને તેના ચહેરાપરનું તેજ અદ્યાપિ મારી નજર આગળ ઉભું છે. તેણે કદિ લૌકિક વ્યવહારની પરવા કરી નથી. સંસારનાં લાભહાનિ તેની ગણત્રીમાંજ નહતાં. ધાર્મિક વિચાર કરતાં સાંસારિક વિચારનું મહત્ત્વ તેને વિશેષ જણાયું નથી. "

ઇ. સ. ૧૮૪૦ માં રૂશીયામાં મોટો દુકાળ પડવાથી સર્વ નોકરચાકરનાં કુટુંબોના પોષણનો ભાર ટૉલસ્ટૉયપર પડયો. આથી તેમને પોતાની એક મિલ્કત વેચવાની ફરજ પડી. ઘરનાં જાનવરો પણ ભૂખે મરવા લાગવાથી લીઓ અને તેમના ભાઇ આજુબાજુનાં પરકીય ખેતરોમાંથી ઓટ એકત્ર કરી જાનવરોને ખવડાવવા લાગ્યા. તેમાં કંઇ ગુન્હો થાય છે એવી તેમને કલ્પના પણ નહતી. ઇ. સ. ૧૮૪૧ માં એલેકઝાંડ્રા એક મઠમાં મૃત્યુ પામી ત્યારે તેની નાની બહેન

પેલેગેયાપર કુટુંબના વડીલપણાનું કામ પડયું. પેલેગયા અને ટાશીયાનાને બરાબર બનતું નહતું; પણ તેમનામાં દ્વેષ નહતો. પેલેગેયાએ યુશ્કૉફ નામના જમીનદાર સાથે લગ્ન કર્યું હતું. ટૉલ્સ્ટૉય કુટુંબનું પાલકત્વ તેના તરફ આવ્યું ત્યારે સર્વ બાળકોને તે કબ્જાન લઇ ગઇ અને ટાશીયાના વાસનાયામાં રહી.

લીયો ચઉદ વર્ષની ઉંમરે પહોંચ્યા ત્યાંસુધીમાં જે પુસ્તકો તેમના વાંચવામાં આવ્યાં તેમાં, બાયબલમાંની જોસેફની વાત, અલીબાબા અને ચાળીસ ચોરની વાત અને કમરલઝમાનની વાત એ તેમની પસંદગી પામેલી વાતો હતી. કાવ્યોમાં પુષ્કીનનું ' નેપોલીયન ' કાવ્ય તેમને ઘણું ગમ્યું હતું.

તેમનામાં નાનપણથીજ પ્રત્યેક બાબતમાં કાર્ય કારણભાવ શોધવાની વૃત્તિ હતી. પોતાની એ મનોવૃત્તિ વિષે ટૉલ્સ્ટૉય પોતે કહે છે:–

" બાળપણમાં મારા મનમાં કેવા પ્રકારના વિચાર ઘોળાતા તે કહીશ તો કોઇને સાચું નહિ લાગે. મારી ચોતરફની પરિસ્થિતિને લીધે મારી તે ઉંમરને માટે એ વિચાર સર્વથા અનનુરૂપ હતા; પણ મનુષ્યની પરિસ્થિતિ અને વિચારપદ્ધતિમાં એકવાકયતા ન હોય એ તેની સત્યોન્મુખતાનું લક્ષણ છે એમ મને લાગે છે. "

" સુખ બાહ્ય સાધનપર અવલંબી રહેલું ન હોઇ આંતરવૃત્તિપર અવલંબી રહેલું છે, એવા વિચાર મારા ચિત્તમાં કદિ કદિ ઘોળાતા. દુ:ખ સહન કરવાની ટેવ મનુષ્યને પડે છે એટલે પ્રકૃતિ તે મય થઇ જાય છે અને પોતે દુ:ખી હોવાની લાગણી મનુષ્યમાં રહેતી નથી. માટે મનુષ્યે પોતાની સહનશકિત વધારવી જોઇએ એમ મને લાગતું, અને એવી શકિત વધારવા માટે ભારે વજનદાર સાંગ લઇ હાથને ઝણઝણાટ થતો તોપણ છોડતો નહિ; અથવા કેટલીક વખત ગુપ્ત રીતે જે ઓરડીમાં ભાગેલો સરસામાન પડી રહેતો હતો તે ઓરડીમાં જતો અને પીઠપર ચાબુક મારી લેતો; તે એટલાસુધી કે ચાબુકના ફટકા છેવટે અસહ્ય થઇ મારાં નેત્રમાંથી અશ્રુ વહેતાં. "

" કેટલીક વખત મારા મનમાં મૃત્યુનો વિચાર ઉભો થતો. મને લાગતું કે, મૃત્યુ મારી પાછળજ ઉભું છે તેથી માણસે ભવિષ્યકાળનો વિચાર ન કરતાં રહેલા જીવનનો પ્રત્યેક કલાક સુખમાં કાઢવો યોગ્ય છે. આવા પ્રકારની મન:સ્થિતિમાં એક વખતે હું ત્રણ દિવસ સુધી બીછાનામાં આળોટી રહ્યો હતો અને નિશાળના પાઠ તરફ પણ નજર કરી નહતી. નવલકથાઓ વાંચવી અને મીઠાઇ ખાવી એટલાજ ઉદ્યોગમાં મેં એ ત્રણ દિવસ વ્યતીત કર્યા હતા. "

" આજ અરસામાં મને એકવાર સંશયવાદે એટલે સુધી પછાડયો કે, ખરેખર હું ગાંડો થવાની તૈયારીમાં આવી પડયો. જગતનું ખરેખર અસ્તિત્વ

છે કે કેમ તેનોજ મને સંશય થતો ! મને લાગતું કે મારા સિવાય જગતમાં અન્ય કંઈ નથી. સર્વ બાહ્ય વસ્તુઓ માત્ર મારી કલ્પનાનોજ બજાર છે અને એ કલ્પનાને જો હું બિલકુલ છોડી દઉં, તો જગત પણ દેખાતું બંધ થાય એમ મને લાગતું. હું જોઉં છું માટેજ જગત દેખાય છે; બાકી ખરી રીતે તેનું અસ્તિત્વ નથી એ કલ્પના મારા ચિત્તમાં એટલે સુધી દૃઢ થતી ગઇ કે, કેટલીક વખત આજુબાજુએ બધું શૂન્યત્વ જણાય છે કે શું તે જોવા હું એકદમ આમતેમ જોવા લાગતો. ”

“ મેં તત્ત્વજ્ઞાનની આ એક મોટી શોધ કરેલી છે અને હવે હું તત્ત્વવેત્તાઓની હારમાંનો છું, એ વિચારથી મારા ગાંડા ચિત્તને અતિ અભિમાન થઇ સંતોષ પણ થતો. મારા મનમાં વારંવાર એવી કલ્પના આવતી કે, હું મનુષ્યનાં સુખમાં વૃદ્ધિ કરનારો એક દિવ્ય પુરૂષ છું. મને લાગતું કે, મારા સિવાયનાં અન્ય મનુષ્ય ક્ષુદ્ર પ્રાણી છે; પણ તેમાં ગમ્મત એ હતી કે બીજાં મનુષ્યની મને ભીતિ પણ લાગતી. તેમની આગળ મારા વિચાર ખુલ્લી રીતે બોલવાનું ધૈર્ય મારામાં ત્યારે નહતું અને એકાદ શબ્દ મુખમાંથી નીકળી જતો તો તે માટે મને અતિ શરમ આવતી.”

ઇ. સ. ૧૮૪૧ થી ૧૮૪૭ સુધી ટૉલસ્ટૉય બંધુઓ કઝાનમાં હતા અને ત્યાંનાજ વિશ્વવિદ્યાલયમાં તેમનો અભ્યાસ થયો. માત્ર ઉનાળાની રજામાં તે યાસનાયા આવતા. ઇ. સ. ૧૮૪૪ માં લીયો મેટ્રીકની પરીક્ષામાં પાસ થયા. આ વખતે તેમનું વય ૧૬ વર્ષ જેટલું પણ નહતું. તેમને આ પરીક્ષામાં ફ્રેંચ ભાષાની પ્રવીણતા માટે વિશેષ માર્ક મળ્યા હતા. જર્મન, અરબી અને તર્કી–તાર્તર એ ભાષામાં સારા માર્ક મળી ઇંગ્રેજી ભાષા, તર્કશાસ્ત્ર, ગણિત અને રૂશીયન સાહિત્યમાં પણ તેમની યોગ્યતા ઠીક જણાઇ હતી. લૅટીન ભાષામાં તેમની આવડત ઠીક જણાઇ નહિ અને ઇતિહાસ ભૂગોળમાં તો માત્ર એક એકજ માર્ક મળ્યો હતો. ઇતિહાસમાં તેમની વિશેષ તૈયારી નહતી અને ભૂગોળમાં તો તેથીએ ઉતરતી હતી. કોઇ પણ ફ્રેંચબંદરનું નામ કહેવા પરીક્ષકે તેમને જણાવ્યું ત્યારે એક પણ બંદર તેમને યાદ આવ્યું નહિ.

લીયો ટૉલસ્ટૉય કઝાનના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમને એક આનંદી અને મોજીલા પ્રાણી તરીકે ઓળખવામાં આવતા હતા. તેમનું કુટુંબ સુપ્રસિદ્ધ હોવાથી કઝાનના શ્રીમંતો તરફથી નાચ, પાર્ટીઓ અને ખાનગી નાટ્યપ્રયોગોમાં તેમને હમ્મેશ નિમંત્રણ આવતાં અને તે પણ એ સર્વ પ્રસંગે હાજર રહી સર્વ સાથે લહેરમાં રહેતા. આથી એ મંડળમાં તે પ્રિય થઇ પડયા હતા; પરંતુ એવા પ્રસંગે પણ તેમનું તરૂણ બાળાઓ સાથેનું વર્તન બહુ નિકટનું નહોતું. ધર્મકાર્યને કંઈ સહાય તરીકે ઇ. સ. ૧૮૪૫ માં કઝાનમાં બે ખાનગી નાટ્ય-

પ્રયોગ થયા હતા, તેમાં લીયો અને સર્જેસે નટનું કામ કર્યું હતું. લીયોનો અભિનય એ બંને નાટકમાં અત્યુત્તમ નીવડ્યો હતો. કઝાનમાં તેમની વર્તણુક ટૉલસ્ટૉયના કેટલાક ચરિત્રલેખકો કહે છે તેમ અધોગતિના માર્ગે જતી હતી, ત્યારે કેટલાક તેથી વિરૂદ્ધ કહે છે. એ બંને અભિપ્રાયની એકવાક્યતા ખૂદ ટૉલસ્ટૉયે નીચે પ્રમાણે કરી છે.

" કઝાનમાં મારૂં જીવન મોજ અને આળસમાં ગયું એ વાત ખરી છે; તથાપિ એ પણ એક રીતે સારૂં થયું કે, મારી પરિસ્થિતિની બહારનીજ કોઇ જુદીજ બાબતમાં હાથ નાખી ભ્રમિત બનવાની સગવડ મને તે વખતે મળી નહિ. કોઇ પણ જાતના ખરાબ પરિણામ રહિત, અને યુવાવસ્થાને માટે સ્વાભાવિક એવા સુખભોગ મેં તે વખતે ભોગવ્યા છે."

ઉત્તર વયમાં ટૉલસ્ટૉયનું જે વૈરાગ્યયુક્ત જીવન બન્યું હતું, તે દ્રષ્ટિએ જોઈએ તો આ વખતના જીવનમાં પુષ્કળ અયોગ્ય ભૂલો થઇ હતી એ વાત તેમણે પોતે સ્વીકારી છે. તેમની વયના અન્ય સામાન્ય યુવકો કરતાં તે વધારે નીતિભ્રષ્ટ નહોતા.

ચોતરફ આવા પ્રકારની મોજીલી પ્રવૃત્તિના પરિણામે તે વિશ્વવિદ્યાલયના પહેલા વર્ષની પરીક્ષામાં નપાસ થયા હોય તો નવાઇ જેવું નથી; પરંતુ એ સંબંધમાં ટૉલસ્ટૉય પોતે કહે છે કે, એમાં તેમનો પોતાનો દોષ ન હોઇ પરીક્ષકની અનભિજ્ઞતાને લીધે એ પરીક્ષામાં પાસ ન થવાયું. આ પછી તે ઇ. સ. ૧૮૪૫માં કાયદાનો અભ્યાસ કરવા લાગ્યા. આરંભના ૭ મહિનામાં તેમનું અભ્યાસતરફ લેશ પણ લક્ષ ન હતું. નાચ, ગાન, તાન વગેરેની ધમાલમાં તેમને પુસ્તકોનું સ્મરણ થયું નહિ; પરંતુ પછીના ૭ મહિના ચોક્કસ ચિત્તે અભ્યાસ કર્યો અને ઇ. સ. ૧૮૪૬ માં કાયદાની પહેલી પરીક્ષા પસાર કરી બીજા વર્ષમાં પ્રવેશ કર્યો.

ટૉલસ્ટૉયની વિદ્યાર્થી અવસ્થા સંબંધી તેમના એક સહાધ્યાયીએ નીચે પ્રમાણે હકીકત આપી છે:–

" કાઉંટ ટૉલસ્ટૉયનો ચમત્કારિક ચહેરો, કાંટા જેવા કેસ અને તીક્ષ્ણ પણ અર્ધી મીંચાએલી આંખો વગેરેને લીધે તેની સાથે મિત્રતા કરવાની બુદ્ધિ મને થઇ નહિ. તેના ચહેરાપર મને એક પ્રકારનું ઉગ્રપણું જણાતું. વિશ્વવિદ્યાલયમાં કોઇએ મોટાઇ દાખવવી જોઇયે નહિ; પરંતુ ત્યાં પણ તે તેવો ભાસ કરાવતો હતો. હું પગે ચાલનારો અને તે ગાડીમાં ફરનારો, એવો ભેદભાવ તેણે અહીં પણ કાયમ રાખ્યો હતો."

એક વખત આ વિદ્યાર્થી અને ટૉલસ્ટૉય વિદ્યાલયમાં મોડા આવ્યા તેથી તે બંનેને એક ઓરડીમાં પુરી રાખવામાં આવ્યા હતા. આ પ્રસંગે સ્વાભાવિક રીતેજ બંનેમાં વાર્તાલાપ શરૂ થયો. પોતાના સહાધ્યાયીના હાથમાં એક ઇતિહાસનું પુસ્તક જોઈ ટૉલસ્ટૉયે કહ્યું કે, " ઇતિહાસ એ સર્વમાં લુખ્ખો અને અતિ

નિરૂપયોગી વિષય છે. દંતકથાઓના સંગ્રહમાં બીજી નિરુપયોગી વાતો ભેળવી તે પર અનાવશ્યક આંકડા અને વિશેષ નામોનો લેપ ચઢાવ્યો કે બન્યો ઇતિહાસ! અમુક એક સ્ત્રીનું લગ્ન અમુક એક પુરૂષ સાથે ૨૧ ઑગસ્ટના રોજ થયું, અને અમુક તમુક રાજાની ચોથી રાણી ઇ. સ. ૧૫૬૨ માં મરણ પામી, એવી વાતોનો શો ઉપયોગ છે? એવી વાતો જાણવાની ઇચ્છા કોને છે? પણ બસ એવીજ વાતોને મગજમાં દળી દળીને લોટની પેઠે ભરવી જોઇએ, એવો પરીક્ષકનો આગ્રહ છે અને તે હું ન કરૂં તો હું નાપાસ!"

આટલી હકીકત કહી તે સહાધ્યાયી કહે છે:—"ટૉલ્સ્ટૉયના આ ભાષણની અસર કેવળ મારાપરજ થઇને અટકી નહિ, પણ તેની છાયા વિશ્વવિદ્યાલયના સર્વ શિક્ષણક્રમપર પણ પડી. બોલતાં બોલતાં તેણે અમારા અનેક ગુરૂઓની એવી ઝાટકણી કાઢી કે, છેવટે હસતાં હસતાં મારૂં પેટ દુઃખવા લાગ્યું. કાઉન્ટે કહ્યું: " અને એ ગુરૂઓને એવી આશા છે કે, આવી સ્થિતિમાં પણ આપણે અહીંથી ઉપયોગી જ્ઞાનનું પોટલું લઇને બહાર પડીશું! પરંતુ વિશ્વવિદ્યાલયમાંથી બહાર પડતી વખતે મારી પાસે એવું કશું હોય અને તે બીજાને ઉપયોગી થાય, તે વિષે મને તો મોટી શંકા છે."

આ પછી સોળ વર્ષે ટૉલ્સ્ટૉયે જે શિક્ષણવિષયક નિબંધ લખ્યા છે તેમાં પણ આજ વિચારનો અનુવાદ કર્યો હતો. વિષયમાટે અમુક પુસ્તક નક્કી કરી આપવાં અને પરીક્ષા લેવી એ બંને વાતો ટૉલ્સ્ટૉયને પસંદ નહતી. એકાદ શાળા-ગુરૂ પોતાના વિષયમાં પ્રવીણ ન હોય તોપણ વિશ્વવિદ્યાલયના પંડિત તરીકે તે પોતાના તરીકે કેટલાક વિચારો કહે અને વિદ્યાર્થીઓ ચુપકીથી તેને પોતાના બનાવે એ વાત પણ તેમને સંમત નહતી.

પાઠશાળાના શિક્ષણક્રમ વિષે તેમની ભાવના આવા પ્રકારની હતી. તેમના વડીલ બંધુ અભ્યાસ પૂર્ણ કરીને તે વિશ્વવિદ્યાલયમાંથી બહાર પડ્યા. લીઓ ટૉલ્સ્ટૉયને તો પ્રથમથીજ વિશ્વવિદ્યાલય અપ્રિય હતું અને તેમાં હવે બંધુની સોબત છુટી, એટલે આગળની પરીક્ષાની રાહ ન જોતાં તેમણે વિશ્વવિદ્યાલયને તિલાંજલિ આપી. પણ એમ કરવામાં તેમનો હેતુ એવો તો નહતો કે રખડતું જીવન ગાળવું; અથવા તો યુવતીઓનાં ટોળાંમાં ગમ્મત કરવી. વિશ્વવિદ્યાલયની કોઈ પણ પદવી ન લેતાં પોતે અભ્યાસ ત્યજી દીધો તે વિષે તેમને કોઇવાર દીલગીરી પણ થતી.

ટૉલ્સ્ટૉયે બાલ્યકાળથીજ નિત્યનોંધ લખવાની ટેવ રાખી હતી. પોતે કરેલી અઘટિત બાબતો તે હમ્મેશ નોંધી લેતા. આવી નોંધ રાખવામાં તેમનો એ હેતુ હતો કે, પશ્ચાત્તાપથી અંતઃકરણશુદ્ધિ થાય અને પુનઃ તેવું વર્તન કરવાનો મોહ

થાય નહિ. આ વખતે પોતાના વર્તન માટે તેમણે નીચે પ્રમાણે નિયમ કર્યા હતા:-

૧ કોઇપણ અંતરાયની પરવા ન કરતાં સ્વીકારેલું કાર્ય પાર પાડવું.

૨ તે કાર્ય બને તેટલી ઉત્તમ રીતે કરવું.

૩ પુસ્તકમાં વાંચેલી એકાદ વાત ભૂલી જવાય તો પુસ્તકમાં તે ન જોતાં યાદ કરીને સ્મરણમાં લાવવી.

૪ મનની સર્વ શક્તિઓને ચૈતન્ય આપવું.

૫ મોટેથી વાંચવું અને મનના વિચાર મોટેથી બોલવા.

૬ કોઇના તરફથી આપણને કાંઇ અડચણ થતી હોય તો પ્રથમ તેને તેનો ભાસ કરાવવો, અને એટલેથી પણ તે ન સમજે તો તેને સ્પષ્ટ પણ નમ્રતાથી કહેવું.

વિશ્વવિદ્યાલય છોડયા પછી તેમણે યાસનાયા જઇને રહેવાનો વિચાર કર્યો; અને ત્યાં રહ્યા પછી અભ્યાસ કેવા પ્રકારે કરવો તે નક્કી કરી તેમણે નીચેની યાદી તૈયાર કરી હતી.

૧ વિશ્વવિદ્યાલયની પદવી માટે આવશ્યક હોય તે તે સર્વ કાયદાનો અભ્યાસ કરવો.

૨ વૈદ્યકનાં નિદાન અને ચિકિત્સા એ બે અંગનો અભ્યાસ કરવો.

૩ ફ્રેંચ, જર્મન, રૂશીયન, ઇંગ્લીશ, ઇટાલીયન અને લૅટિન એ ભાષાઓનો અભ્યાસ કરવો.

૪ ખેતીનો અભ્યાસ સરળ બનાવી તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો.

૫ ઇતિહાસ, ભૂગોળ અને પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કરવો.

૬ મધ્યમ પ્રતિનું ગણિત શીખવું.

૭ વિશ્વવિદ્યાલયના ક્રમપર નિબંધ લખવા.

૮ ગાયન અને ચિત્રકળામાં બને તેટલું પૂર્ણત્વ મેળવવું.

૯ પોતાના વર્તન માટે નિયમ તૈયાર કરવા.

૧૦ ભૌતિકશાસ્ત્રનો સાધારણ પરિચય કરી લેવો.

૧૧ જે વિષયોનો અભ્યાસ કર્યો હોય તે વિષયપર નિબંધ લખવા.

આ યાદી વાંચી છાતી ધડકી ઉઠે તેમ છે; પણ એવા પ્રકારના નિશ્ચય અને નિયમની સેંકડો યાદીયો ટૉલ્સ્ટૉયની નિત્યનોંધમાં મળી આવે છે. પુષ્કળ વખત તેમનો નિશ્ચય શિથિલ થતો અને કરેલા નિયમનું વિસ્મરણ પણ થતું; પરંતુ તે પુનઃ નવીન ઉત્સાહથી તેનું પાલન કરતા. આ વખતે તેમના ધર્મવિષયક વિચાર કેવા હતા તે નીચેના ઉતારા પરથી સમજાશે.

“ પ્રાચીન પદ્ધતિના ખ્રિસ્તી ધર્મમાં હું નાનાનો મોટો થયો. મારા બાલ્ય જીવન અને યૌવનજીવનમાં મને એજ વિચાર શીખવવામાં આવ્યા હતા; પરંતુ મારી ઉંમર અઢાર વર્ષની થઇ નહિ તેટલામાંજ મારા મનને એ વિચાર અરૂચિકર થયા.”

એવી રીતે આ વખતથીજ ધર્મવિચારમાં તે ચલિત થવા લાગ્યા. એ તો સ્પષ્ટ છે કે, આ સમયે તેમના પોતાના વિચાર કંઇ નિશ્ચિત પણ થયા ન હતા. તેમના ચિત્તને આ વખતે કોઇ પણ જાતની સ્થિરતા નહતી. તેમણે પોતાની એ સ્થિતિનું વર્ણન નીચેના શબ્દોમાં કર્યું છે.

" બાળપણમાં મને શીખવવામાં આવેલા ધર્મવિચાર નષ્ટ થવા લાગ્યા અને તત્ત્વવિષયક પુસ્તકોનો શોખ પંદર વર્ષની વયથીજ લાગ્યાથી હું જાણી જોઈ જુના વિચારોનો ત્યાગ કરવા લાગ્યો. દેવળમાં જવું અને ઉપવાસ કરવા એ બંને વાતો મેં સોળમા વર્ષેજ છોડી દીધી. આ પ્રમાણે મારા જુના ધર્મવિચારો ગયા હતા પણ હું અશ્રદ્ધાવાન બન્યો નહતો. મારી ધર્મશ્રદ્ધા કોઈ પણ સ્થાને હતી; પરંતુ તે કયાં હતી એ હું તે વખતે કહી શકયો નહોત. ઈશ્વર નથી એમ હું કહેતો નહતો, પણ તે કેવા પ્રકારનો હશે તેનો પણ નિર્ણય હું કરી શકતો નહતો. ખ્રિસ્તને મેં ત્યજ્યો નહતો અથવા તેનો ઉપદેશ અમાન્ય પણ કર્યો ન હતો, પરંતુ તેમના ઉપદેશનું ખરૂં રહસ્ય શું હતું તે માત્ર હું તે વખતે કહી શકયો ન હોત. "

" તે વખતની મારા મનની સ્થિતિનું સ્મરણ કરી વર્તમાન બુદ્ધિના પ્રકાશમાં તેને તપાસું છું ત્યારે મને જણાઇ આવે છે કે, મનુષ્યે પૂર્ણત્વ અવશ્ય મેળવવું જોઇએ. એ વિચારનો તે વખતે મારા મનમાં ઉદય થયો હતો; પરંતુ પૂર્ણત્વ એટલે શું અને તેનો શો ઉપયોગ તેનો હું તે વખતે ઉત્તર આપી શકું તેમ નહતું બને તેટલા વિષયોનો અભ્યાસ કરી જ્ઞાનની વૃદ્ધિ થાય તેવો પ્રયત્ન હું કરતો હતો, તેમજ સદિચ્છા સિદ્ધ થાય તે માટે કેટલાક નિયમ કરી તદનુરૂપ વર્તવાનો યત્ન પણ કરતો હતો. શરીરને પૂર્ણત્વ મળે તે માટે વિધવિધ પ્રકારના વ્યાયામ પણ કર્યા કરતો અને સહનશક્તિની વૃદ્ધિ અર્થે અનેક પ્રકારનાં કષ્ટ કરી અપવાસ પણ કર્યા કરતો. એ અગાઉ મારો એવો હેતુ થયો હતો કે, મારી નીતિ પૂર્ણ શુદ્ધ થાય તેમ કરવું; પણ પછીથી મને લાગવા માંડયું કે, પૂર્ણતા તો સર્વાંગશુદ્ધ હોવી જોઇએ. વળી આપણે કેવળ આપણીજ દ્રષ્ટિએ ભલા હોઇએ તેટલું ચાલે નહિ, પણ લોકોની દ્રષ્ટિએ પણ આપણું ચારિત્ર્ય સારૂં જણાવું જોઇએ; અને તેટલા સારૂજ મેં આ રીતિ ચલાવી હતી. ત્યાર પછી મારી મનઃસ્થિતિનું રૂપાંતર થઇ મને લાગ્યું કે, લોકો કરતાં આપણામાં કંઇપણ અધિકતા હોવી જોઇએ. સામાન્યજનો કરતાં અધિક કીર્તિવંત, અધિક મહત્ત્વવાળા અને અધિક શ્રીમંત મારે થવું જોઇએ એમ પણ મને લાગવા માંડયું."

ટૉલ્સ્ટૉયનું આ સમયે સ્ત્રીઓ સંબંધીનું જે વર્તન હતું, તે માટે અહી એક મુદ્દો લક્ષમાં રાખવા જેવો છે. તે સમયે રૂશીયામાં તરૂણ પુરૂષોએ સ્ત્રીઓની

બાબતમાં વિશેષ અળગાપણું રાખવાની જરૂર લેશમાત્ર નથી એવો લોકમત પ્રબળ હતો. ગણિકાના ઘરમાં જવામાં પણ દોષ જેવું નથી એમ એ સમયે પ્રત્યેકને લાગતું; એટલુંજ નહિ પણ વડીલોને લાગતું કે, તરૂણો માટે તો એ વાત આવશ્યક છે ! આવા પ્રકારની પરિસ્થિતિમાં ટૉલસ્ટૉયને તેવો નાદ લાગ્યો હોય તો તે માટે તેમને વિશેષ દોષ આપી શકાય નહિં. લીયોનો મોટો ભાઈ ડીમીટ્રીજ માત્ર આ બાબતમાં પૂર્ણ શુદ્ધ હતો. ખૂદ ટૉલસ્ટૉયને આ બાબતમાં અનેક વખત પશ્ચાત્તાપ થતો અને પાછું તેનું વિસ્મરણ પણ થતું. કેટલીક વખત તે નીચે પ્રમાણેનો નિયમ પણ કરતા.

"સ્ત્રીઓથી મારે બને તેટલી રીતે દૂર રહેવું જોઇએ. સમાજમાં રહેવાનું થાય એટલે તેમનું દર્શન થાય અને તેમની સાથે સંઘટન પણ થાય; પરંતુ એ વાત અનિવાર્ય છે, માટે તેની અનિવાર્યતા સમજી બને ત્યાં સુધી મારે અગાઉથીજ તેમની સંગતિ ત્યજવી જોઇએ. ઇંદ્રિયજન્ય સુખની લાલસા, મનોદૌર્બલ્ય અને ચિત્તનું અસ્થૈર્ય વગેરે દુર્ગુણોનો પ્રાદુર્ભાવ પુરૂષના ચિત્તમાં સ્ત્રીઓના સંસર્ગને લીધેજ નથી થતો કે ? પુરૂષનો સ્વભાવ ગમે તેટલો મજબૂત, નિશ્ચયી, વિવેકયુક્ત અને ન્યાયી હોય છતાં તેના ભાવિક ગુણો નષ્ટ થાય છે તે સ્ત્રીઓને લીધે નહિ, ત્યારે કોનાથી ? પુરૂષ કરતાં સ્ત્રીઓનું મન વધારે ગૃહણશક્તિવાળું હોવાથી પૂર્વકાળની સમાજની સારી સ્થિતિમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં પણ સારી હતી; પણ તેજ નિયમે વર્તમાન અધોગતિના સમયમાં તેમની ચોતરફ દુષ્ટ વાતાવરણ પ્રબળ હોવાથી તેઓ પુરૂષવર્ગ કરતાં વિશેષ બગડી તેમાં પણ નવાઇ જેવું નથી."

વિશ્વવિદ્યાલયના અભ્યાસ સમયે વડીલ બંધુ ડીમીટ્રી સાથે લીયોને વધારે સહવાસ હતો. તેના સંબંધી તે કહે છેઃ—

"મારો બંધુ ડીમીટ્રી જે પણ કાર્ય કરતો તે અંતઃકરણપૂર્વક કરતો. તેને દંભની તો ખબરજ ન હતી. વિશ્વવિદ્યાલયના નિવાસ દરમીયાનજ તેનું ચિત્ત ધર્મ તરફ વળ્યું અને પોતાના સ્વભાવને અનુસરીને ધર્મમાં કહેલી સર્વ બાબતોને શુદ્ધ હૃદયથી પાળવા લાગ્યો. સર્વ પ્રાર્થનાઓમાં તે હાજર રહેતો અને ઉપવાસ વગેરે પણ કરતો. તેનું સ્ત્રીઓ પ્રત્યેનું વર્તન અત્યંત પવિત્ર હતું; પણ તેની ધાર્મિકતા માટે તો ઘરનાં વડીલ માણસો પણ કદિ કદિ તેની મશ્કરી કરતાં ! અમો સર્વે તેની મશ્કરી કરતાં હતાં. અમ તેનું "જગદોદ્ધારક" નામ પાડ્યું હતું. એક વખતે એક સરદાર કુટુંબ તરફથી અમારા સર્વ કુટુંબને બૅાલ (નાચ)નું નિમંત્રણ થયું હતું. ડીમીટ્રીએ એ આમંત્રણનો પોતાના સ્વભાવને અનુસરીને અસ્વીકાર કરવાથી અમે બધાંએ તેની પુષ્કળ મશ્કરી કરી. આ સર્વ હકીકતપરથી મેં એકજ બોધ લીધો પ્રાર્થનામાં હાજર રહેવું, ધાર્મિક ગીત–ભજન કરવાં અને

ઉપવાસ કરવો વગેરે આવશ્યક હોય તો પણ તે અંતઃકરણપૂર્વક કરવાં જોઇએ એવું કાંઈ જગતમાં સારા દેખાવા માટે જરૂરનું નથી. તેનો ફક્ત બાહ્ય દેખાવ કરવામાં આવે તોપણ જગતને તો બસ છે."

"કઝાનમાં અમે અભ્યાસ કરતા હતા, ત્યારથીજ ડીમીટ્રીની પ્રવૃત્તિમાં પરિવર્તન થયું હતું. સરોયા અથવા હું જેમ મોસ્કોમાં તરૂણ બાળાઓના સહવાસમાં રખડતા હતા, તેમ તેણે કદિએ કર્યું નથી. કોઈપણ જાતનો મોજશોખ તેને પસંદ નહતો. કઝાનમાં આવ્યા પછી મારી નીતિમત્તા વિશેષ શિથિલ થતી ચાલી. કપડાં ટાપટીપથી પહેરી મને ઠાઠમાઠમાં રહેવાની ટેવ પડી. મીટેક ( ડીમીટ્રી ) ને એવી કોઇ પણ વાત પ્રિય નહતી. યુવાવસ્થાને સ્વાભાવિક એવો કોઇ પણ નાદ તેને નહતો. તે હમ્મેશ વિચારમાં લીન રહેતો અને પવિત્ર તથા અત્યંત દૃઢનિશ્ચયી હતો. સ્વભાવે તે સહજ ઉગ્ર હતો. તે કવિતા રચવાનો શોખીન હતો અને તે પણ તરતજ રચતો. તેણે શીલર કવિના એક કાવ્યનું સુંદર ભાષાંતર કર્યાનું મને યાદ છે. તે સામાજિક મંડળોમાં કદિપણ ભળતો નહિ. તે શરીરે ઉંચો, સહજ પાતળો, સુકલો અને અશકત હતો. તેની વૃત્તિ ધર્મતરફ વળવાનું કારણ મારા જાણવામાં આવ્યું નહિ."

"મારામાં જે ગુણનો અભાવ હતો, તે તેનામાં પૂર્ણ રીતે હતો. પોતાના વિષે લોકો શું કહે છે, તે તરફ તેણે કદિપણ લક્ષ આપ્યું નથી. તેના વર્તનનું મુખ્ય તત્ત્વ "વિચારપૂર્વકનું વર્તન" હતું. લોકનિંદાથી જેમ તેને માઠું લાગતું નહતું તેમ સ્તુતિથી ગર્વ પણ થતો નહતો. આપણા મોંઢે કોઇ આપણી પ્રશંસા કરે છે તો સ્વાભાવિક રીતે આપણું વદન મલકે છે; પણ તેવું સ્મિત સુદ્ધાં મેં તેના ચહેરાપર જોયું નથી. હું અને સર્જેસ–સરોયા પોષાકના સંબંધમાં જેટલી ટાપટીપ રાખતા હતા તેટલીજ ડીમીટ્રી નિષ્કાળજી રાખતો હતો. એ સંબંધમાં અમે તેને કેટલીએવાર કહેતા પણ તે ઉત્તર આપતો નહિ તેમ પોતાનો ક્રમ ફેરવતો પણ નહિ. અમારા સ્નેહી સોબતી સરકાર કુટુંબોમાં હતા, ત્યારે તેનો સ્નેહી એક દારિદ્રપૂર્ણ અને મેલા પોષાકવાળો માણસ હતો. મશ્કરીમાં અમે તેનું નામ 'ભૂખ્યો દેવ' પાડયું હતું. અમારાં ફોઇબા ડીમીટ્રીના આવા વર્તનને સરદાર કુટુંબને કલંક લગાડનારૂં કહેતાં તો પછી અમે સર્વ તેમ કહીએ તેમાં આશ્ચર્ય નહોતું."

વિશ્વવિદ્યાલયનો અભ્યાસ પુરો થયા પછી ડીમીટ્રીયસ અને લીયોને વિશેષ સંબંધ રહ્યો નહિ. આ પછી સર્વ લાયક ઉંમરના થવાથી વહેંચણી થઇ દરેકના ભાગની મિલકત તેમના કબજામાં આવી. એ વહેંચણીમાં લીયોને યાસના પોલીયાનાની મિલકત મળી, વીરોગ્રોવોની મિલ્કત નીકોલસને મળી અને કૂર્સ્કની

મિલ્કત ડીમીટ્રીયસને મળી. ડીમીટ્રીયસની દેશહિત સાધવાની પ્રબળ ઇચ્છા હતી તેથી તે પીટર્સબર્ગ ( પેટ્રોગ્રેડ ) જઇ કેટલાક મોટા અધિકારીઓને મળ્યો. તેણે તેમને પોતાના હાથે જનહિત થાય તેવી નોકરી બતલાવવા કહ્યું. તે અધિકારીઓને એ વાત બહુ નવાઇ જેવી લાગી; કારણ કે તેમની સમજ એવી હતી કે, સરકારી નોકરી જનહિતાર્થે કરવાની ન હોઇ પોતાનું માન વધારવા માટેજ કરવાની હોય છે અને તેથી તેમના મસ્તકમાં લોકહિતનો ખ્યાલ સુદ્ધાં કદિ ઉદ્ભવ્યો નહતો, તો પછી તેનો ઉત્તર તો કયાંથી સૂઝે ? નોકરીની બાબતમાં નિરાશ થઇ ડીમીટ્રીયસ પાછો ઘેર આવ્યો અને ટૉલ્સ્ટૉયને સર્વ હકીકત કહી. આ હકીકતથી ટૉલ્સ્ટૉયના મનમાં સરકારી નોકરો પ્રત્યે વિષમભાવ ઉત્પન્ન થયો. ‘ દેશના દ્રવ્યનો મોટો ભાગ પચાવી બેસનારા એ અધિકારીઓ કેવળ સ્વાર્થસાધુ હોય છે,’ એવા ટૉલ્સ્ટૉયના અભિપ્રાયનું બીજારોપણ અહીંથીજ થયું.

ડીમીટ્રીયસ વિષેની તે પછીની હકીકત ટૉલ્સ્ટૉય નીચે પ્રમાણે જણાવે છેઃ—

“ મીટેકાની અને મારી મુલાકાત વારંવાર થતી નહતી; થાપિ હું જાણતો હતો કે તેનું વર્તન પહેલાંની માફકજ સખત હતું. તંબાકૂ, દારૂ અને સ્ત્રીનો તે સ્પર્શ પણ કરતો નહિ. ખરી યુવાવસ્થામાં આવા આચાર રાખવાવાળો યુવક તે વખતના રૂશીઆમાં ભાગ્યેજ મળતો. એવી રીતિમાં પૂર્વવય પસાર થયા પછી એકાએક કોણ જાણે તેને શું થયું કે તે દારૂ પીવા લાગ્યો અને હલકટ સ્ત્રીઓની સોબતે ચઢી ધનનો ધૂમાડો કરવા લાગ્યો ! એમ કેમ થયું તે હું પુરેપુરૂં કહી શકતો નથી; પરંતુ મને એટલો ચોક્કસ ખ્યાલ છે કે તેના એક મિત્રે તેને બગાડ્યો. ”

“ આવી સ્થિતિમાં પણ તેના હૃદયમાં પ્રજળતી ધર્મજ્યોત તદ્દન લુપ્ત થઇ ગઇ ન હતી. કુંટણખાનાની એક સ્ત્રીને પ્રથમ કેવળ દયાળુતાથી તેણે બહાર કાઢી; પણ પછી તે તેનીજ સોબતમાં પડ્યો. આ સ્થિતિ લાંબો વખત ટકી નહિ. કરેલા દુરાચારની શરીરપર ખરાબ અસર થઈ. તેને ક્ષય લાગુ પડ્યો. આ અસાધ્ય રોગથી તેની શક્તિ અને શરીર દુર્બળ થવા લાગ્યું; પરંતુ તેનું મનોબળ ઘટ્યું નહતું. ઓરેલમાં હું તેને મળ્યો ત્યારે તે કેવળ પથારીવશ થઇ ગયો હતો. માત્ર હાડપીંજર રહ્યું હતું; પણ તેનાં નેત્રમાં વિલક્ષણ તેજ ચમકતું હતું. તે કૃશ શરીરમાંનું સર્વ ચૈતન્ય જાણે કે ફક્ત નેત્રોમાંજ આવી રહ્યું હતું. છેવટ સુધી તેને લાગતું નહતું કે પોતાનું મૃત્યુ થશે. અંતસુધી તેમાંથી આરામ થવાની તેને આશા હતી, પરંતુ થોડાજ દિવસે તે મૃત્યુ પામ્યો. ”

વિશ્વવિદ્યાલયમાંથી બહાર નીકળ્યા પછી ટૉલ્સ્ટૉયનું વાંચનકાર્ય ચાલુજ હતું, એ હકીકત પાછળ કહી ગયા છીએ. રૂસો, ડીક્ન્સ, સ્ટર્ન, પુષ્કીન, શીલર,

ગોગોલ, ટૂર્જીનેફ, ડાઉઝીનીન, ગ્રીગોરોવીચ વગેરે પ્રખ્યાત ગ્રંથકારોના લેખ તેમણે વાંચ્યા હતા. તે કહેતા કે તેમાંના ઉત્કૃષ્ટ વિચારોની પોતાપર અતિ અસર થઇ છે. તેમાંના કેટલાક વિચારો તેમના પોતાના વિચાર સાથે મોટે ભાગે મળતા હોવાથી ટૉલસ્ટૉયના અંતઃકરણમાં કદિ અસ્થિરતા ન આવતાં, વધતી વય સાથે અધિકજ દઢતા આવતી ગઇ. સરકારી સંસ્થા વિષે ટૉલસ્ટૉયનું મન પ્રથમથીજ કલુષિત થયું હતું; એટલે ડીકન્સ જેવા વિખ્યાત લેખકે પાર્લામેંટની કરેલી મશ્કરી તેમને સર્વાંગ પસંદ પડે તેમાં આશ્ચર્ય જેવું નહતું. પાર્લામેંટ જેવી સંસ્થા એટલે અર્થ બડબડાટ કરવાની જગ્યા, ડીકન્સનો એ વિચાર ટૉલસ્ટૉયને પૂર્ણ રીતે રૂચ્યો હતો.

સામાન્ય રીતે ડીકન્સ કરતાં પણ રૂસોના લેખની ટૉલસ્ટૉયપર વિશેષ અસર થઇ હતી. તે પોતે કહે છે:—

" રૂસોનાં વીસ પુસ્તકો મેં વાંચી નાખ્યાં. તે મને પ્રભુ જેવો લાગ્યો. હું પંદર વર્ષનો હતો ત્યારે રૂસોની એક નાની પ્રતિમા મેં ગળામાં બાંધી હતી. તેના પુષ્કળ વિચાર મારા વિચારો સાથે એટલું મળતાપણું ધરાવતા હતા કે, જાણે તે લીટીઓ મેંજ લખેલી છે એમ મને લાગતું. "

વૉલટેરનાં કેટલાંક પુસ્તક ટૉલસ્ટૉયે વાંચ્યાં હતાં અને તેણે કરેલી ધર્મચેષ્ટા વાંચી વિષાદ ન થતાં ઉલટી તેમને મઝાજ પડતી.

ટૉલસ્ટૉયનો જન્મસિદ્ધ સ્વભાવ હતો કે, કોઇપણ કાર્ય કરવું હોય તો તે પૂર્ણ અંતઃકરણથી કરવું અને પોતાની સર્વ બુદ્ધિ તથા શક્તિ તેમાં વાપરવી. એ સ્વભાવને અનુસરીને કોઇપણ પુસ્તક તે મનનપૂર્વક વાંચતા, આથી તેમાંનો એક પણ વિચાર તેમને રૂચતો કે તરતજ તે તેમના ચિત્તમાં દઢ થઇ રહેતો.

ઇ. સ. ૧૮૪૭ ના ઉનાળામાં ટૉલસ્ટૉય યાસનાયામાં આવી રહ્યા. ત્યાં તેમની સાથે ટાશીયના પણ હતી. તેમનો એવો વિચાર હતો કે અહીં રહીને મિલ્કતપર દેખરેખ રાખવી, પોતાનું શીલ સુધારવું અને સ્વસત્તા નીચેના લોકોની સ્થિતિ સુધારવી. ખેડુત લોકોની આ વખતની સ્થિતિ વિષે પોતાના ગ્રંથમાં તેમણે નીચેના ઉદ્ગાર કાઢયા છે:—

" મારી મિલ્કત તદ્દન અવ્યવસ્થિત બની ગઇ છે. તે સુધારવા હું પ્રયત્ન કરવા લાગ્યો ત્યારે ખેડુતોની કરૂણાજનક દીન અવસ્થા મારી દ્રષ્ટિએ પડી. તેમની સ્થિતિ કેવા પ્રકારની હતી તે શબ્દથી વર્ણવાય તેવી નથી. તેની કલ્પના આવવા માટે તે પ્રત્યક્ષજ જોવી જોઇએ. મારી સત્તા નીચેનાં સાતસો પ્રાણીનો હિસાબ પ્રભુ મને નહિ પૂછે કે ? એ પ્રશ્ન મારા મનમાં વારંવાર ખડો થવા લાગ્યો. મને લાગવા માંડયું કે, તેમના કલ્યાણનો ભાર મારા મસ્તકપર છે.

સરકારી નોકરીમાં પ્રવેશ કરી પોતાનું માન વધારી અહંકારનું પોષણ કરવામાં અથવા મોજમઝાના વમળમાં ચકરચકર ફરતા રહેવામાં પાપ નથી કે ? એકાદ હલકા નોકરને આટલાં પ્રાણી સ્વાધીન કરી મારે સુખચેનમાં રહેવું એ ખરેખર મહાપાતક છે. લોકોને ઉપયોગી થવાની ઇચ્છા હોય તો, તેની તૃપ્તિ માટે મારે બહાર જવું પડે તેમ નથી. ખુદ મારા ઘરમાં તે ઇચ્છા તૃપ્ત થાય તેમ છે. ”

ટૉલ્સ્ટૉયના આ પ્રયત્નને વિશેષ યશ મળ્યો હોય એમ જણાતું નથી. સેંકડો વર્ષથી ગુલામીમય જીવનથી ટેવાઇ ગએલા ખેડુતોને તેમનો માર્ગ પસંદ પડતો નહિ. ઉલટી તેમની દયાબુદ્ધિ માટે પણ આ ખેડુતોના મનમાં શંકા આવવા લાગી. ટૉલ્સ્ટૉયનો હેતુ ઉચ્ચ હતો પણ અનુભવમાં તે કાચા હોવાથી સ્વાભાવિક રીતે તેમના હાથે કેટલીક ભુલો પણ થઇ. તેને લીધે કેટલીક વખત ખેડુતોનો સંશય વધતો.

ઇ. સ. ૧૮૪૭ માં ટૉલ્સ્ટૉય વર્ષાઋતુમાં પીટર્સબર્ગ આવ્યા અને ઇ. સ. ૧૮૪૮ ના આરંભમાં ત્યાંના વિશ્વવિદ્યાલયની એક પરીક્ષામાં દાખલ થયા. એજ વર્ષના ફેબ્રુઆરીમાં તેમણે સર્જેસને નીચેનો પત્ર લખ્યો છે;—

“ આ પત્ર હું તને પીટર્સબર્ગથી લખું છું. હવે અહીં હમ્મેશને માટે રહેવાનો વિચાર છે. અહીંની ધમાલ અને પ્રવૃત્તિ જોઇ મને એક પ્રકારનો સંતાપ થાય છે. મનુષ્યે હરહમ્મેશ ઉદ્યોગી રહેવું જોઇએ, એ પાઠ અહીંજ મને બરાબર સમજાયો. અહીં આળસમાં કાળ નિર્ગમન થવો શકયજ નથી. ચોતરફ ઉદ્યોગ અને ગરબડ અસ્ખલિત ચાલ્યા કરે છે. હેતુરહિત જીવન ધરાવનારો એક પણ માણસ અહીં મળી આવતો નથી. આળસમાં કાળ ગાળવા માટે એકાદ પણ નિરૂદ્યોગી સોબતી તો જોઇએ ને ? ”

“ કદાચિત તું કહી શકીશ કે, મારો એ વિચાર ક્ષણિક છે; પણ ખરેખર હવે પૂર્વનો લીઓ રહ્યો નથી. જુના લીઓમાં અને મારામાં જમીન આસમાનનો ફેર પડયો છે. મારી પાકી ખાત્રી થઇ છે કે, કેવળ તાત્ત્વિક વિચાર અને ઉપપત્તિના ભ્રમણમાં કોઇ પણ ટકી શકે નહિ; માટે માણસે વ્યવહાર કરવોજ જોઇએ. આ કલ્પના, પૂર્વે મારા મનમાં કેમ આવી નહિ તેની મને નવાઇ લાગે છે. કોઇ યુવકને પોતાના જીવનનો ખરો ઉપયોગ કરવો હોય તો તેને આખા રૂશીયામાં પીટર્સબર્ગ જેવું અન્ય સ્થાન મળશે નહિ. ”

પરંતુ પીટર્સબર્ગની તેમની હોંસ ટુંક વખતમાંજ નિષ્ફળ ગએલી જણાય છે. તેજ વર્ષના મે મહિનાની પહેલી તારીખે તેમણે નીચેનો પત્ર લખ્યો છેઃ—

“ સરોયા, તેં મારી ગણના તદ્દન મૂર્ખમાં કરી હશે, અને તેમ થયું હોય તો તેમાં તારી ચૂક પણ નથી. હું ખરેખર મહા મૂર્ખ છું. અહીં આવવાનો વિચાર

મારા મસ્તકમાં ક્યાંથી આવ્યો તે પ્રભુ જાણે. કંઇપણ કારણ ન હોવા છતાં, હું અહીં આવ્યો અને એક ઉપયોગી કાર્ય કર્યું નહિ; ઉલટ પક્ષે ધનનો ઢગલો સાફ કરી કરજ માત્ર વધાર્યું. કેવી મૂર્ખતા ! એ મૂર્ખાઇની સીમાજ રહી નથી. પશ્ચાત્તાપથી મને કેવી અસહ્ય વેદના થાય છે તે તને નહિ સમજાય. હવે એ દેવું પતાવવું જોઇએ અને તે પણ સત્વરે. કારણ, જલદી ફેડવામાં ન આવે તો પૈસાના પૈસા જઇ અપકીર્તિ પ્રાપ્ત થશે. આવી મૂર્ખાઇ આખા જન્મમાં એક વખતજ થાય છે. ખરેખર આ વખતે મારી પીઠપર ચાબૂક મારનાર કોઇ નથી, એ મારૂં કમભાગ્યજ છે; પણ હવે મને પૂર્ણ પશ્ચાત્તાપ થયો છે. વિષ ખાવાને પણ પૈસો નથી અને દેવામાં ડૂબી ગયો છું. આ ભયંકર સ્થિતિમાંથી મુક્ત થવાનો કંઇ પણ રસ્તો કર."

"પ્રભુની કૃપા હશે તો હજુ પણ સુધરી સારો થઇશ. હવે ઘોડેસ્વાર લશ્કરમાં ઉમેદવારી કરવાનો વિચાર છે. સૈન્યમાં દાખલ થઇશ એટલે આપોઆપ ઠેકાણે પડી મારી નબળાઇ દૂર થશે. અમારી ટુકડી યુદ્ધક્ષેત્રમાં જશે તો થોડાજ વખતમાં મને અધિકારપદ મળશે. મે માસની આખરે અમારી ટુકડી યુદ્ધમાં જશે એવું અનુમાન છે. લશ્કરમાં દાખલ થવા માટે જે જન્મપત્રકની જરૂર પડે છે, તે યાસનાયામાં રહ્યાં છે. બને તેટલી ઉતાવળથી તે મોકલી આપવાની તજવીજ કરજે."

આ પછી થોડાજ દિવસે તેમણે પોતાના બંધુને લખેલા એક પત્રમાં નીચેની હકીકત છેઃ—

"પાછલા પત્રમાં મેં ઘણી મૂર્ખાઇભરેલી વાતો લખી છે. ઘોડેસ્વાર લશ્કરમાં દાખલ થઇશ એમ લખ્યું હતું પણ તેને લગતી પરીક્ષામાં નિષ્ફળ થયો છું; તેથી હવે ચાલુ યુદ્ધ અધિક તીવ્ર બનશે, ત્યારેજ લશ્કરમાં દાખલ થઇ શકીશ."

ઇ. સ. ૧૮૪૯ માં હંગરીમાં જે બળવાની સ્થિતિ ઉભી થઇ હતી તે દૂર કરવા રૂશીયાએ પોતાનું લશ્કર મોકલ્યું હતું. ઉક્ત પત્રમાં આ યુદ્ધનો નિર્દેશ છે. 'યુદ્ધ કરવું તે અત્યંત અનીતિભરેલું છે.' ટૉલ્સ્ટૉયના એ ઉત્તરાવસ્થાના અભિપ્રાયની છાયા આ વખત સુધી જણાતી નથી. આ સમયે તેમના મનની સ્થિતિ કેવી હતી, તેનું વર્ણન ટૉલ્સ્ટૉયે પોતે નીચેના શબ્દોમાં કર્યું છેઃ—

"ટાશીયાના સાથે એકાદ ગામડામાં રહેવું અતિ સુખકારક હતું; પણ આ વખતે મારી જ્ઞાનક્ષુધા એટલી તીવ્ર બનેલી હતી કે એ સુખ છોડી હું બહાર ગયો. મારા માટે પીટર્સબર્ગમાં બે પંથ ખુલ્લા હતા. એક લશ્કરમાં દાખલ થઇ હંગરીના યુદ્ધમાં જવું અને બીજો વિશ્વવિદ્યાલયનો ક્રમ પૂર્ણ કરી મુલ્કી નોકરીમાં દાખલ થવું. સૈન્યમાં દાખલ થયો હોત તો ચઢતી થઇ મારૂં માન જલદી વધ્યું હોત; પણ જ્ઞાન સંપાદનની ઇચ્છા બળવત્તર હોવાથી હું અભ્યાસ કરવા લાગ્યો. કાયદાની બે પરીક્ષાઓ પણ આપી; પરંતુ છેવટે અનેક બાબતથી પીટર્સ-

બર્ગનો કંટાળો આવ્યો અને પુનઃ હું ગામડામાં આવ્યો. ”

ઘણા ટીકાકારોએ એવો આક્ષેપ કર્યો છે કે, ટૉલ્સ્ટૉયના ચિત્તને કોઇ પણ પ્રકારની સ્થિરતા નહતી અને તેમનું વર્તન હમ્મેશ ગૃહત્યાગનું હતું. એ વાત ખરી છે કે, પૂર્વવયના વર્તનમાં તેવા આક્ષેપનું સ્થાન જણાય છે; તોપણ સ્વમત પ્રમાણે આચાર રાખવામાં તેમણે કેટલી દૃઢતા રાખી હતી, એ વાત તેમના સર્વ જીવનક્રમમાં એટલી સ્પષ્ટ થાય છે કે, ઉક્ત આક્ષેપને વિશેષ મહત્ત્વ આપવા જેવું રહેતું નથી. મનુષ્યની મનોઘટનામાં દુર્બળતા કેટલી ભરેલી છે, તેનો અનુભવ સર્વને છેજ. ટૉલ્સ્ટૉય સત્ પુરૂષ થયા તોપણ તે એક મનુષ્યજ હતા અર્થાત્ તેમનો નિશ્ચય ડગમગે તો તે માનવ સ્વભાવની વિરૂદ્ધ નથી. ફેરફાર એટલોજ કે, ગમે તેટલી વખત ભૂલો થતી પણ પુનઃ તે પોતાનો આચાર સુધારવા પ્રયત્ન કરતા. એક બે વખત નિષ્ફળતા મળતાં સામાન્ય માણસ પોતાનો તે પ્રયત્ન લઈ દે છે, પરંતુ ટૉલ્સ્ટૉયે તેવું કદિપણ કર્યું નથી. જે સદ્‌ગુણ પોતાની બહાર છે એમ તેમને લાગેલું, તેને તેમણે પ્રયત્નપૂર્વક પોતાના બનાવ્યા. ચોતરફની પરિસ્થિતિ અત્યંત વિરૂદ્ધ હતી તોપણ તેની સામે ટક્કર ઝીલી તેમણે પોતાનો મૂળ સ્વભાવ બદલી નાખ્યો. તેમનામાં જ્ઞાન અને ધર્મની તીવ્ર લાલસા હતી. આ લાલસા અન્ય પ્રાપંચિક બાબતોથી અથવા મોટાઇના ડૉળથી ઘટવા ન દેતાં સ્વપ્રયત્નથી તેને તેમણે તૃપ્ત કરી. સામાન્ય માણસને જગતમાં જેમ મોહના અનેક પ્રસંગ પ્રાપ્ત થાય છે, તેમ તેમને પણ થયું હતું. તેમનું કુલ મોટું હતું, લાગવગ ભારે હતી; તેથી જો તેમણે લૌકિક મોટાઇ મેળવવા ધાર્યું હોત તો તેમ કરવાનાં સારાં સાધનો તેમની પાસે હતાં: પણ સાધારણ મનુષ્યોની પેઠે તે એવા પ્રકારની પોકળ કીર્તિ અને દંભ કે ડૉળને આધીન થયા નહિ એજ તેમની વિશેષતા છે. છેવટે તેમનું નામ સર્વ જગતમાં પ્રસર્યું તે કીર્તિની પાછળ પડવાથી નહિ, પણ કીર્તિએ તેમની પૂંઠ પકડ્યાથીજ થયું છે.

ઉપરના ઉતારાથી જણાય છે કે ટૉલ્સ્ટૉયને આ વખતે એવું જ્ઞાન થવા લાગ્યું હતું કે **ધાર્મિક વિચારોને કેવળ બુદ્ધિમાં ઉતારવાથીજ ખરી શાન્તિ પ્રાપ્ત થતી નથી; ધાર્મિક બુદ્ધિને આચાર અને અનુભવનો સહવાસ અવશ્ય હોવો જોઇએ.**

ટૉલ્સ્ટૉય પીટર્સબર્ગથી યાસનાયા પાછા આવ્યા તે વખતે રૂડોલ્ફ નામના એક જર્મન ગવૈયાને સાથે લાવ્યા હતા. તેની બુદ્ધિમત્તા સારી હોઇ તે ગાનકળાનું રહસ્ય પણ સારી રીતે જાણતો હતો; પરંતુ તેને દારૂનું ભયંકર વ્યસન પડેલું હતું. પીટર્સબર્ગમાં રૂડોલ્ફની મુલાકાત થતાં તેમને ગાયન કળાનો નાદ લાગ્યો હતો. આ કળામાં પણ થોડાજ દિવસમાં તે સારૂં જ્ઞાન સંપાદન કરી પીયાનો વગાડતાં

શીખ્યા. તેમના ચિત્તપર ગાયનની અસર જલદી થતી અને સ્વભાવતઃજ તે માર્મિક હોવાથી કોઈ સારૂં ગાયન ગાતું તો તરતજ તેમની વૃત્તિ તેમાં લીન થઇ જતી.

ટાશીયાના તરૂણ હતી ત્યારે પીયાનો વગાડતાં શીખી હતી; પણ ત્રીસ વર્ષથી તેણે એ વાદ્યને આંગળી પણ લગાડી નહતી. આ વખતે તેની ઉંમર ત્રેપન વર્ષની હતી; તોપણ ભત્રીજાના આગ્રહથી તે પુનઃ વાદ્ય વગાડવા લાગી. તેની વાદન-પદ્ધતિ એટલી સશાસ્ત્ર હતી કે તેથી કેટલીક વખત ટૉલસ્ટૉય તદ્દન ચકિત થઈ જતા.

આ પછી ત્રણ વર્ષ ટૉલસ્ટૉયે યાસનાયા અને મોસ્કો જવા આવવામાં ગાળ્યાં. અનેક વાતો વિષે નિશ્ચય કરવા, કેટલાક વખત સુધી તે પાળવા અને પાછા છોડી દેવા, એ રીત આ વખતે પણ ચાલુ હતી. તેમના બંને મોટા બંધુઓની એ રીત હતી. ડીમીટ્રીયસ આ વખતે શુદ્ધ વૈરાગી જેવો હતો અને સર્જેસ પુષ્કળ મોજીલો હતો. ટૉલસ્ટૉયની વર્તણુક કદિ ડીમીટ્રીયસ જેવી તો કદિ સર્જેસ જેવી રહેતી. પુષ્કળ વખત ચેનબાજી, શીકાર અને નાચનારી બાગાઓની સોબતમાં તે ભમ્યા કરતા. તેમના આખા જીવનમાં આજ કાળ તદ્દન વ્યર્થ ગયા જેવો હતો; તથાપિ એવા વમળમાં સપડાવા છતાં પણ તેમની વિવેકબુદ્ધિ છેક શૂન્યતા પામી નહતી એ લક્ષમાં રાખવા જેવું છે. ઇ. સ. ૧૮૫૦ માં તેમણે લખેલી નિત્યનોંધમાં આ વાતનો પશ્ચાત્તાપપૂર્વક તેમણે ઉલ્લેખ કરેલો છે. પોતાના આચારના કેટલાક નિયમ પણ તેમણે નિયત કરેલા છે. પ્રત્યેક બાબત નિયમિત થવા માટે સમય નક્કી કરી રાખ્યાનું પણ જણાય છે; પરંતુ અનેક વખત તેમની વૃત્તિ ફરી જઇ પુનઃ પ્રજ્વલિત થઇ જતી.

ઇ. સ. ૧૮૪૯ માં તેમણે યાસનાયામાં ખેડુતોનાં શિક્ષણ માટે એક શાળા સ્થાપી હતી; પરંતુ ધનની હરકતને લીધે તે થોડાજ વખતમાં બંધ કરવી પડી હતી. સરકારની સંમતિ સિવાય શાળા શરૂ કરી શકાય નહિ, એ વાત ઇ. સ. ૧૮૬૨ સુધી તેમના જાણવામાં ન હતી.

ટૉલસ્ટૉયને ઇચ્છા થઇ કે લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં પડીને જીવનને આદર્શમય બનાવવું. સ્ત્રીઓ સંબંધીનું તેમનું વર્તન શિથિલ હતું; તથાપિ કોઇપણ સ્ત્રીનો સંબંધ થતાં દ્રવ્ય દ્વારા તેનો હિસાબ તે બનતી ઉતાવળથી પુરો કરી દેતા. આ નિયમ તેમણે સખત રીતે પાળ્યો હતો. તેમનામાં કામવિકાર જાજ્વલ્ય હતો. તેમની નિત્યનોંધમાં એવા ઉદ્ગાર છે કે, 'દારૂ, જુગાર, બીડી અથવા અન્ય કોઈ પણ વ્યસન મારામાં ઓતપ્રોત થઇ ગયાં નથી, પણ કામવિકાર જીતવાને મારે ઘણા પ્રયત્ન કરવા પડયા. એ વિકાર મનુષ્યની સદ્વૃત્તિને ઘાતક છે એ હું જાણતો હતો તોપણ પુષ્કળ વખત હું નિરૂપાય બનતો.' પ્રથમ કહીજ ગયા છીએ કે રૂશીયામાં વડીલજનોજ તેવા માર્ગ તરફ ઉત્સાહ આપતા હતા. આવી

સ્થિતિમાં અન્ય યુવકોની માફક તેમના હસ્તે કંઇ અત્યાચાર થયા નહિ તેમજ તેમની દ્રષ્ટિ સભ્ય કુટુંબમાં પ્રવેશી નહિ એજ તેમને માટે ભૂષણ ગણાવું જોઇએ. તે વખતે રૂશીયામાં ખુલ્લી રીતે ખાનગી કુટુંબની બાળાઓ સાથે સંબંધ થઈ તેનું પર્યવસાન છેવટે દ્વંદ્વયુદ્ધમાં આવતું. ટૉલ્સ્ટૉય કદિ પણ એવા પ્રસંગમાં આવ્યા નથી. એ વિકાર ઘટાડવાને તે કેટલા બધા પ્રયત્નશીલ હતા તેની પ્રતીતિ તેમની તે વખતની નિત્યનોંધમાં ઠેકાણે ઠેકાણે મળી આવે છે.

ઇ. સ. ૧૮૫૦ માં તે પૈસાની મોટી મુશ્કેલીમાં આવ્યા હતા. જુગાર અને અન્ય ખરાબ નાદના પરિણામે, તેમની આવક સારી હતી તોપણ તેમના હાથમાં પૈસો રહેતો નહિ; તેથી પોસ્ટની ટપાલ પહોંચાડવાનો કંટ્રાક્ટ રાખી કંઇ દ્રવ્ય મેળવવા તેમણે પ્રયત્ન કર્યો, પરંતુ અનેક કારણથી તેમનો એ વિચાર પણ સિદ્ધ થયો નહિ.

ઇ. સ. ૧૮૫૦–૫૧ નો શિયાળો તેમણે મોસ્કોમાં વ્યતીત કર્યો. આ વખતે ટાશીયાનાને લખેલા એક પત્રમાં તે લખે છે કે, “ ઘઉંની ચપાટી અને કોબીની દાળ પરજ હાલમાં મારો નિર્વાહ ચાલે છે. હૉટેલમાં જઇને કંઇ પણ ખાવાની ઇચ્છા થતી નથી. તેં જુગાર નહિ રમવાનો ઉપદેશ આપ્યો તે માન્ય છે. એમાં લાભની એક પણ દિશા ન હોતાં મનુષ્યને સર્વ રીતે હાનિ થાય છે એમ તું કહે છે તે પણ સ્વીકારૂં છું. મને શ્રદ્ધા છે કે, હવે હું એ ટેવ છોડી શકીશ. ”

ત્યાર પછી થોડા દિવસ યાસનાયા રહી ટૉલ્સ્ટૉય પુનઃ મોસ્કો આવ્યા. આ વખતે તેમના મનમાં ત્રણ હેતુ હતા. જુગાર રમવો, લગ્ન કરવું અને સરકારી મુલકી નોકરી મેળવવી. એ ત્રણ પૈકી એકે હેતુ સાધ્ય થયો નહિ. જુગાર પ્રત્યે તિરસ્કાર થયો, લગ્ન માટે પ્રેમબદ્ધ પત્ની મળી નહિ અને નોકરી માટે આવશ્યક ભલામણ પત્રો તેમની પાસે બીલકુલ નહતાં. મોસ્કોથી લખેલા એક પત્રમાં તે જણાવે છેઃ–“ મને લાગે છે કે વસંત ઋતુમાં માણસની નૈતિક સ્થિતિ સારી હોય છે. એ ઋતુમાં હું જે નિશ્ચય કરૂં છું તે કેટલાક દિવસ સુધી ટકે છે; પણ શિયાળો આવે છે કે મારી વૃત્તિમાં વિલક્ષણ ચળવિચળ થાય છે. ”

આ વખતે ધર્મવિચાર તેમના મસ્તકમાં ધીમે ધીમે પ્રબળ થવા લાગ્યા હતા. તેમને લાગ્યું કે, મનુષ્યમાં શાન્તિ અતિ આવશ્યક છે. વળી આ વખતે તેમણે ધાર્મિક ઉપવાસ વગેરે પણ કર્યા હતા.

વાંચકોને યાદ હશેજ કે, પીટર્સબર્ગમાં ટૉલ્સ્ટૉયને માથે ઘણું દેવું થયું હતું. એ દેવું અદ્યાપિ સુધી પૂરૂં ચુકવાયું નહતું; તેથી બનતી કસર કરી ઋણ-મુક્ત કેવી રીતે થઇ શકાય તે વિષે તેમને મોટી ફીકર થતી હતી. એજ સમયે તેમનો વડીલ બંધુ નીકોલસ કૉકેસસ પ્રાંતની પોતાની સૈનિક નોકરી પરથી રજા

ઉપર આવ્યો હતો; તેથી કૉકેસસ પ્રાંતમાં જઇ કંઇ નોકરીની તજવીજ કરવાનો તેમણે વિચાર કર્યો. તેમણે પોતાની સર્વ મિલ્કત પોતાના બનેવીને સ્વાધીન કરી તેના ઉત્પન્નથી દેવાનો નીકાલ કરવા કહ્યું. આવી રીતે પોતાના ઘરથી દૂર જવામાં ટૉલ્સ્ટૉયનો બીજો પણ એક આશય હતો. યાસનાયામાં નાચનારી બાળાઓ વારંવાર આવતી તેથી ટૉલ્સ્ટૉય પોતાનો મોહ અટકાવી શકતા નહિ; તેથી તેમને લાગ્યું કે, દૂર ચાલ્યો જઇશ તો એ મોહથી દૂર રહી શકીશ.

એ સમયની રૂશીયાની પરિસ્થિતિનો વિચાર કરતાં જણાય છે કે, ખેડુતો સર્વ રીતે પોતાના જમીનદારની સત્તામાં હતા, તેથી જમીનની ખેડજ નહિ પણ જમીનદારનું કોઇ પણ કામ અતિ અલ્પ ખર્ચમાં થતું. આવી સ્થિતિમાં જમીનદારોના હાથમાં થોડા ઘણા પૈસા રમતા હોય તો નવાઇ જેવું નહતું. યુવાવસ્થા અને ધન એ બે એકત્ર થાય એટલે મોજીલી વૃત્તિ પ્રવેશ કરેજ ! એક વખત એકાદ તરૂણ જમીનદાર પડતી સ્થિતિમાં આવી જતો તો એકાદ શ્રીમત બાળા સાથે લગ્ન કરી તે પોતાના કુલના નામપર મોટી નોકરી મેળવી પોતાની સ્થિતિ સંભાળતો. ધર્મનાં બંધન પણ તે વખતના રૂશીયામાં નરમ હતાં. જુના લોકો શુદ્ધ કર્મમાર્ગી હતા અને નવાઓની સ્થિતિ ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો, એવી થઇ હતી. જુનાં બંધનો તેમને ઘેલછા ભરેલાં લાગતાં અને સુધરેલા ધર્મ વિષે તેમની વૃત્તિ સંશયાત્મક હતી. આથી પૂર્વનું ભાંગ્યું અને નવું ઉભું થયું નહિ. રૂશીયન યુવક વર્ગ એવી અર્ધદગ્ધ સ્થિતિમાં સપડાયો હતો. રૂશીયાની નીતિવિષયક કલ્પના કેવી હતી તે આગળ કહી ગયાજ છીએ; તેથી એ દિશાએ પણ તેમને કંઈ અટકાવ થવા જેવું ન હતું. રાજકીય બાબતમાં તેમનાં ચિત્ત દોરવી તેમનું લક્ષ ગૂંથવાનું પણ રૂશીયામાં શકય નહતું. કોઇપણ હીલચાલમાં રાજકીય સ્વરૂપની ગંધ જણાતી કે સરકાર તેને તરતજ તોડી પાડતી અર્થાત્ લોકોપયોગી કાર્ય તરફ પણ તેમનું ધ્યાન જવા જેવી પરિસ્થિતિ નહતી. આવી રીતે એ વખતે રૂશીયન યુવકોપર ચોતરફ ઘેરો પડયો હતો.

રૂશીયાનો શ્રીમંત અને તરૂણ જમીનદાર વર્ગ આવી રીતે સામાન્ય જનસમાજથી અલિપ્ત થયો હતો. રૂશીયાની આંતરસ્થિતિ સુધરે અને પ્રજાજનને અધિક રાજકીય હક્ક મળે એમ તેઓ ઇચ્છતા હતા; પણ હમ્મેશના વ્યવહારથી તે દૂર હોવાથી કલ્પના અને વ્યવહારનું મિશ્રણ તેમનામાં રહ્યું નહતું.

ટૉલ્સ્ટૉયના યૌવનકાળની પરિસ્થતિ કેવી હતી તે લક્ષમાં આવશે તો પછી તેમની વિચારસરણી કેવી રીતે તૈયાર થઇ તે સમજવું સહેલું થશે. ટૉલ્સ્ટૉય પણ અન્ય યુવકોની માફક વ્યવહારથી ઘણા અંશે દૂર હતા તેથી પોતા સિવાય અન્ય કોઇ તરફ જોવાનું તેમને વિશેષ કારણ નહતું. એ વાત ખરી છે કે, તેમની

ફેરફારોના માર્ગમાં એથી વ્યાવહારિક હરકતો વિશેષ આવી નહિ; પરંતુ વ્યાવહારિક સમાજને આપોઆપ જે જ્ઞાન પ્રાપ્ત થાય છે અથવા આવશ્યકતાને અંગે તેમને પ્રાપ્ત કરી લેવું પડે છે, તે વ્યવહારજ્ઞાનનો ટૉલ્સ્ટૉયમાં અભાવ હતો. એટલે તેમના વિચારોથી અન્ય લોકોને માઠું લાગે છે કે કેમ તેનો પણ વિચાર તેમને સ્પર્શ કરી શક્યો ન હતો. કલ્પનાસૃષ્ટિ અને વ્યવહારસૃષ્ટિના ભેદનું જ્ઞાન તેમને વિશેષ નહતું; આથી રાજ્યપદ્ધતિ, ધારા, પ્રચલિત ધર્મ વગેરે બાબતમાં તે ચાલુ વ્યવહાર કરતાં જુદા પ્રકારના વિચારો બાંધતા અને કોઇની પરવા કે ભય ન રાખતાં તે પ્રકટ કરતા. સમાજથી તે અલિપ્ત હોવાથી સમાજમાં અનેકવિધ રૂઢિઓ દૃઢ થઇ બેઠી છે તેનું પણ તેમને ભાન નહતું. સમાજમાં અનેકવિધ માણસો હોય છે. **पिंडे पिंडे मतिर्भिन्ना** એ તત્ત્વ લક્ષમાં લઇને એ અનેકવિધ પ્રકૃતિમાં ભેદ ન ઉદ્ભવે તેવી રીતે કલ્પનામય તત્ત્વો વ્યવહારમાં લાવવા, એ સામાજિક નેતાનું કર્તવ્ય છે. તમારાં તત્ત્વો ગમે તેવાં સારાં હોય પણ વ્યાવહારિક પ્રજાને તે રૂચ્યા સિવાય આચારમાં કેવી રીતે આવે? ટૉલ્સ્ટૉય પોતાના અલગપણાને લીધે એ વાતનો વિચારજ કરતા નહતા. તદપિ તે પોતાનાં તત્ત્વો પોતાના આચારમાં લાવવા પ્રયત્નની પરાકાષ્ઠા કરતા. એ સંબંધમાં પોતાની પાછળ કોઇ આવે છે કે નહિ તે પાછું ભાળીને જોતા નહિ. તેમને લાગતું કે, સ્વતત્ત્વાનુસાર આચાર રાખવો એક આવશ્યક કર્તવ્ય હોઇ અન્યનો તે સાથે સંબંધ નથી.

કોઇપણ બાબત તરફ સામાન્ય લોકો જે દ્રષ્ટિએ જુએ છે, તેથી ભિન્નજ દ્રષ્ટિએ તે જોતા અને પુષ્કળ વખત એમ પણ બનતું કે, સામાન્ય માણસને સહેલાઇથી સમજાતી બાબતો ટૉલ્સ્ટૉયને બીલકુલ સમજાતી નહતી. એકાદ સામાન્ય વાતની સ્થાપના પણ તે તાત્ત્વિક દ્રષ્ટિએ કરતા.

તેમને કોઇ જાતનું બાહ્ય બંધન નહતું. છેવટ સુધી તે ઉચ્છૃંખલપણે વર્ત્યા હોત તો તેમને લગામ ઘાલનાર પણ કોઇ નહતું. આવી સ્થિતિમાં તે કેવળ પોતાની વિવેકબુદ્ધિને જાગૃત રાખી સત્પુરૂષના સ્થાને પહોંચ્યા એ વિશેષ લક્ષમાં રાખવા જેવું છે. એ મહત્સ્થાન તેમણે કેવળ પોતાની શક્તિથી મેળવ્યું છે, એ વાત ધ્યાનમાં રાખીશું તો તેમના જે વિચાર બંધાયા તે તેવા કેમ બંધાયા તેનો નિર્ણય થશે.



# प्रकरण ३ जुं--कॉकेशास.




ન ૧૮૫૧ ના એપ્રીલમાં નીકોલસ અને લીયો ટૉલ્સ્ટૉય યાસનાયાથી નીકળી મોસ્કો તથા કઝાનમાં ત્રણેક અઠવાડીઆં ગુજારીને ત્યાંથી સરૅટાફ જઈ એક મોટી બોટ ભાડે લઇ વોલગા નદી દ્વારા અસ્ત્રાખાન ગયા.

ટૉલસ્ટૉયમાં મોજીલુંપણું અને નાના મોટાનો સામાજીક ભેદ વિશેષ નહતો; તેમ નિકોલસ પણ મિથ્યાભિમાની નહિ હતો એટલે બંને ભાઇઓનો સહવાસ એક બીજાને સુખરૂપ નીવડયો.

નીકોલસ ટૉલ્સ્ટૉયના તોપખાનાનો મુકામ તે વખતે સ્ટારોગ્લાડોસ્કમાં હતો. આ ગામ અસ્ત્રાખાનથી આશરે પોણાત્રણસો માઇલ દૂર હોઇ રેલ્વેનું સાધન નહિ હોવાથી ઘોડાગાડીમાં લગભગ એક મહિનો મુસાફરી કરીને ઉભય બંધુ તે સ્થળે પહોંચ્યા.

કૉકેશસ ડુંગર નજીકનો જૉર્જીયા પ્રાંત ઇ. સ. ૧૭૯૯ માં સ્વખુશીથી રૂશીયાને સ્વાધીન થએલો હતો; પણ એ પ્રાંતની તોફાની ડુંગરી જાતિને સંપૂર્ણ રીતે પોતાના તાબામાં લેવાની આવશ્યકતા રૂશીયાને જણાઈ. આરંભમાં એ કાર્ય ધીમું ચાલતું હતું; પણ ટૉલસ્ટૉય બંધુઓ ત્યાં પહોંચ્યા તે વખતે રૂશીયન સેનાપતિએ ભારે હુમલો કરી આક્રમણનું કાર્ય ઝડપી બનાવ્યું હતું. સૈન્યની મુખ્ય છાવણી ટેરેક નદીના કિનારે પડી હતી. સામા પક્ષનો " શામીલ " નામનો એક પ્રસિદ્ધ અને સાહસી આગેવાન રૂશીયનોના હાથમાં આવ્યો હતો. સ્ટારોગ્લાડોસ્કમાં આવતાંજ સેનાપતિની આજ્ઞાથી નીકોલસ મોખરાના એક સ્થાને પોતાના તોપખાનાસહિત ગયો. આ સ્થળે લીયોને પર્વતની વિશાળ વનશ્રીનું પ્રથમ દર્શન થયું અને તેમણે તેનું એક સુંદર ચિત્ર કોઝાક નામની નવલકથામાં આલેખ્યું. ઇ. સ. ૧૮૫૧ ના જુલાઇ માસમાં ટાશીયાનાને લખેલા પત્રમાં તે કહે છેઃ—

" અહીં આવે ત્રણ અઠવાડીઆં થવા આવ્યાં છે. અમારો મુકામ એક તંબુમાં છે, પણ હવા અતિ આરોગ્યદાયક હોવાથી અને હવે ટેવ પડેલી હોવાથી

મારી પ્રકૃતિ ઠીક છે. આ ઠેકાણે ઉકળતા પાણીના ઝરા છે અને આજુબાજુ વિશાળ ડુંગરની હારો છે. પ્રચંડ ખડક જાણે એકપર એક ચઢી બેઠા હોય એમ લાગે છે. આ લાંબી—અતિલાંબી પર્વતરાજિમાં ઠેકાણે ઠેકાણે ભગદાળાં પડી ખીણો બની છે અને તેમાં ઉષ્ણુ પાણીના ઝરા ખળખળ વહે છે. પાણી તદ્દન ઉકળતું હોવાથી ખીણોનો ઉપલો ભાગ વરાળથી ઢંકાઇ ગએલો હોય છે. આ પાણી એટલું ખળખળતું હોય છે કે, તેમાં ઇંડું નાખવામાં આવે છે તો માત્ર ત્રણ મિનિટમાં બફાઇ જાય છે. તાર્તર સ્ત્રીઓ અહીં કપડાં ધોવા માટે એક સરખી આવ્યા કરે છે. તે પોતાનાં કપડાં પગથી ઘસીને ધુવે છે. દર ઉપર જેમ કીડીઓ હમ્મેશ ફર્યા કરે છે, તેમ ડુંગરનો આ ભાગ હમ્મેશ માણસોથી ઉભરાતો હોય છે. તાર્તર સ્ત્રીઓ બહુધા સ્વરૂપવાન અને મજબૂત બાંધાની હોય છે. અહીંની વસ્તી ગરીબ સ્થિતિનીજ છે, પણ તેમનો પહેરવેશ અતિસુંદર જણાય છે. ચોતરફ ડુંગરના ભવ્ય વનશ્રી અને તેમાં વચ્ચે વચ્ચે ફરતી સુંદર પોશાકથી સજ્જ થએલી સ્ત્રીઓનો દેખાવ એટલો મનોરમ છે કે, તે જોવામાં કલાકના કલાક વહી જાય છે તોએ તે મને જણાતા નથી. અહીંનું ઉષ્ણ ઝરાનું પાણી અતિ આરોગ્યકારી છે. અહીં આવ્યા પછી મારા પગનો સંધીવા નષ્ટ થયો છે. ”

આ સ્થળે ટૉલ્સ્ટૉયને જે રૂશીયન લશ્કરી અમલદારો મળ્યા હતા, તેમાં અક્ષરશત્રુઓનીજ ભરતી મોટી હતી. આથી એવા પ્રકારના માણસો સાથે ટૉલ્સ્ટૉયનો ગાઢ પરિચય સંભવિત નહતો. આરંભમાં તેમની જડતાનો ટૉલ્સ્ટૉયને કંટાળો આવ્યો; પણ ટેવથી પછી તે તેમનામાં સહજ સહજ ભળવા લાગ્યા; પરંતુ કોઇનાપર વિશેષ સ્નેહ ન રાખતાં અહંકારીનો આરોપ ન આવે તેવા ધોરણેજ મળતાપણું રાખતા. આ લશ્કરી કામદારોમાં નીકોલસના સ્નેહી પુષ્કળ હોવાથી ટૉલ્સ્ટૉય વિષે બહુ ટીકા થતી નહતી. આ વખતે ટૉલ્સ્ટૉયની વૃત્તિમાં કેવી વિલક્ષણ ગતિ રહેતી હતી, તે તેમની નિત્યનોંધના નીચેના ઉતારાથી જણાઇ આવશે.

“ જુન, ૧૮૫૧ ”

“ કાલે આખી રાત મને બરાબર ઉંઘ આવી નહિ. નિત્યનોંધ લખી રહ્યા પછી મેં હૃદયપૂર્વક પ્રભુની પ્રાર્થના કરી. **પ્રભુપ્રાર્થના કરતાં જે સાત્ત્વિક ભાવ પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન શબ્દથી થવું અશક્ય છે.** વિનંતિ કરવી અથવા એકાદ પ્રાપ્ત વસ્તુ માટે પ્રભુનો ઉપકાર માનવો, એવો જો પ્રાર્થનાનો અર્થ હોય તો તે દ્રષ્ટિથી મેં પ્રાર્થના કરી નથી. લૌકિક સુખની પેલીપાર રહેલું સુખ મેં પ્રભુપાસે યાચ્યું. મને શાની જરૂર છે તે મારા ચિત્તને સારી રીતે જણાયું છે, પણ તે શબ્દથી કહી શકાતું નથી. મને ઇચ્છા થઇ કે, આ જગતનો જે સર્વમય પ્રાણ છે, તેમાં એકરૂપ થઈ જવું. મારા અપરાધની મેં ક્ષમા માગી, પણ

છટ્ ! છટ્ ! ક્ષમા શેની ? કારણ કે **તેણે આવી કલ્યાણમય ક્ષણ આપી એજ તેની ક્ષમા છે.** પ્રભુ પ્રાસે મારે કંઇ માગવું જોઇએ, પણ શું માગવું ? માગવા જેવી વસ્તુજ મને કંઇ સુઝી નહિ અને કેટલીક માગણી કયા શબ્દથી કરવી તે પણ સુઝયું નહિ. મેં પ્રભુનો આભાર માન્યો પણ તે શબ્દમાં વ્યક્ત થયો નહિ અથવા વિચારમાં પણ આવ્યો નહિ. સર્વ કાંઇ ભાવરૂપેજ થયું. અને સર્વ ભાવના એકરૂપ થવાથી તેને પ્રેમ કહેવો, આશા કહેવી કે શ્રદ્ધા નામથી સંબોધવી, એ પણ મને કંઈજ સમજાયું નહિ. એ સર્વ ભાવનાઓ એકત્ર થઈ એકરૂપ બની હતી. પ્રભુના પ્રેમથી અંતઃકરણ ટોચ સુધી ભરાઈ જવાથી માત્ર સદ્ભાવનાજ શેષ રહી અને દુષ્ટ ભાવના નાશ પામી હતી. આ ઉચ્ચતમ વાતાવરણમાંથી નીચે તૂટી પડી માનવજીવનની બીજી ક્ષુદ્ર અને પાપમય બાજુનું અવલોકન કરવું એ કેટલું ભયપ્રદ છે વારૂ ? છટ્ ! છટ્ ! એ દિશા તરફ મારા મનનો લેશમાત્ર પ્રવાહ નથી. પ્રભુ પોતાના હૃદયમાં સ્થાન આપે એટલીજ મારી ઇચ્છા છે. મારા શરીરમાં હાડમાંસ છે એ વાત સુદ્ધાં હું ભુલી ગયો. આહા ! એવું ભાગ્ય ક્યાંથી હોય ? એ પછી મેં આજુબાજુ જોયું તેની સાથેજ દંભ અને પાપનો ભયંકર ધ્વનિ મારા કાનપર પડ્યો. માનવજીવનની પોકળ બાજુ મારી દ્રષ્ટિએ પડવા લાગી. એજ ભયંકર ધ્વનિએ મારા આનંદનો નાશ કર્યો. તેનું પરાક્રમ મારાપર ન ચાલે તે માટે મેં ઘણીએ મહેનત કરી, પણ છેવટે તેનોજ જય થયો. સ્ત્રીઓ અને લૌકિક કીર્તિએ પુનઃ મારા ચિત્તમાં પ્રવેશ કર્યો; અને એ વિચારમાંજ હું નિદ્રાધીન થયો, પણ એમાં મારો કંઇ અપરાધ છે કે ? હું ઉપાયહીન થવાથીજ જીતાઇ ગયો."

તા. ૨ જુલાઇની નોંધમાં નીચેની હકીકત મળી આવે છેઃ— "મને કેટલીક વખત લાગે છે કે, આકાશ તૂટી પડશે અને પૃથ્વી રસાતળ જશે તોપણ મારૂં અંતઃકરણ ચલિત થશે નહિ. આપણી સર્વ મહેનત અને ભાંગફોડનું અંતિમ પર્યવસાન મૃત્યુજ છે, એવી કોઇને પણ ખાત્રી થશે; પરંતુ એવી ખાત્રી હોવા છતાં પણ એક ક્ષણ પુરી થતી નથી તેટલામાં તો નવું ખોગીર લેવાનો વિચાર થઇ આવે છે; અને હું કોઝાકનો ઝભ્ભો પહેરી તે નવા ખોગીર પર બેસીશ એ વિચારથી મને આનંદ થાય છે ! કોઝાક બાળાનું સ્મરણ થઈ ચિત્તને ગલીપચી થાય છે. જમણી મૂછ કરતાં મારી ડાબી મૂછ અધિક ઉંચી હોવાથી ચહેરામાં વિરૂપતા આવે છે, એ વિચારથી મને ખેદ પણ થાય છે; અને બંને મૂછો સરખી કરવા માટે બબ્બે કલાક આયના સામે બેસું છું ! "

ઑગસ્ટ મહિનામાં નીકોલસનું તોપખાનું સ્ટારોગ્લાડોસ્કમાં પાછું આવ્યું અને તે સાથે ટૉલસ્ટૉય પણ તે ગામમાં આવ્યા. તે આ ગામમાં હતા તે દરમીઆન ઘણી વખત સરકેશીયન ટોળીઓ સામે લઢવાને જતા હતા. આ સ્થળે વડા સેના-

પતિ એરીયાટિન્સ્કીની ટૉલ્સ્ટૉયને મુલાકાત થઇ. જંગલી ટોળાં પરનાં કેટલાંક આક્રમણમાં લીધે ટૉલ્સ્ટૉય હાજર હતા એ વાત સેનાપતિના જાણુવામાં હતી. તેમણે ટૉલ્સ્ટૉયનું શૌર્ય જોઇ ટૉલ્સ્ટૉયને લશ્કરમાં દાખલ થવાનો ઉપદેશ કર્યો. આ વખતે તેમનો એક ઇલીયા ટૉલ્સ્ટૉય નામનો નજીકનો સગો લશ્કરમાં હતો, તે પણ ટૉલ્સ્ટૉયને લશ્કરમાં દાખલ થવા આગ્રહ કરવા લાગ્યો. અકટોબર મહિનાની આખરે તે ટીફ્લીસ ગયા હતા. ત્યાં તેમને ઉમેદવારીમાં દાખલ થવાની પરીક્ષા આપવી પડી. ટીફ્લીસથી લખેલા એક પત્રમાં તે લખે છે કે:—

"મારે નવલકથાઓ લખવી એવી તારી ઇચ્છા હતી તે હવે પૂર્ણ થશે એમ લાગે છે. અહીં મેં એક વાત લખવા માંડી છે. તે કોઇ કાળે પણ લોકો સમક્ષ આવશે કે કેમ તેની મને શંકા છે; પરંતુ તે લખવામાં મને પોતાને ગમ્મત પડે છે અને તે ઘણી ખરી લખાઇ ગઇ છે તેથી હવે વચમાંજ તેને છોડી શકતો નથી."

ટૉલ્સ્ટૉયનો મુકામ ટીફ્લીસમાં બે મહિના રહ્યો હતો. આ ઠેકાણે તદ્દન શાન્તિ હોવાથી તેમનું લેખનકાર્ય ઝડપથી ચાલતું હતું. આ વખતે તે 'બાલ્ય' નવલકથા લખતા હતા. લશ્કરમાં પ્રવેશ કરવાની ખટપટ તો ચાલતી હતીજ, પણ તેમની પાસે જન્મ તારીખ તથા બીજા કેટલાક આવશ્યક દાખલા નહતા તેથી હજુ સુધી દાખલ થવાનું બની શક્યું નહતું. ટીફ્લીસમાં તેમની પ્રકૃતિ બગડવાથી ઘણા દિવસ સુધી તે ઘરની બહાર નીકળી શક્યા ન હતા; પરંતુ પ્રકૃતિ સુધરતાં શીકારનો શોખ લાગવાથી તે ઘણી વખતે શીકારે ગયા હતા.

લશ્કરમાં દાખલ થવાના સંબંધમાં તેમણે પોતાના મોટા ભાઇને લખ્યું હતું કે, તોપખાનામાં ડીસેમ્બરના અરસામાં પ્રવેશ થવાનો સંભવ છે. એજ પત્રમાં હાજી મુરાદ નામના એક આગેવાનના નામનો ઉલ્લેખ મળી આવે છે. સરકેશીયામાં તેનું મહત્ત્વ ખૂદ શામીલના જેટલુંજ ગણવામાં આવતું હતું. હાજી મુરાદ અતિ શૂર અને સાહસી હતો, પણ તે થોડાજ વખતમાં રૂશીયાને તાબે થયો હતો.

તા. ૬ જુન ૧૮૫૨ ના રોજ ટીફ્લીસથી ટૉલ્સ્ટૉયે નીચે પ્રમાણેનો એક પત્ર લખ્યો છે, તે પરથી તેમના આ સમયના જીવનક્રમનો ખ્યાલ થાય તેમ છે.

"તારો તા. ૨૪ નવેમ્બરનો પત્ર હમણાંજ મળ્યો. તારા સર્વ પત્રોમાં વત્સલતા એટલી ભરેલી હોય છે કે, તે વાંચતાં મારૂં અંતઃકરણ ભરાઇ આવી નેત્રોમાંથી જળધારા વહેવા લાગે છે. જાણે કે હું પુનઃ બાલ્યાવસ્થામાંજ જતો હોઉં ! આરંભમાં મારી આ દુર્બળતાની મને શરમ આવતી અને અશ્રુ અટકાવવાનો પ્રયત્ન કરતો; પરંતુ તારી વત્સલતા એટલી મધુર છે કે, અંતઃકરણને કઠોર બનાવી તે ભાવના દબાવી દેવા કરતાં મુક્ત અંતઃકરણથી તેના મધુરસનો આસ્વાદ લેવો એ મને ઘણું સારૂં લાગે છે. એવો મીઠો રસ ચાખવાને મળે છે

તો પછી હું ખોટી શરમ શા માટે રાખું? તારા સિવાય મને સદુપદેશ કરનાર કોઈ નથી. અનેક પ્રસંગે તે પ્રમાણે મારા હાથે વર્તન થયું નથી; પણ જીવનપર્યંત તારા ઉપદેશ પ્રમાણે ચાલવાની ઇચ્છા રહ્યાજ કરી છે. તું લખે છે કે સમાનાવસ્થાનાં સર્વ સંબંધીઓ આ જગત છોડી ગયાં છે અને હવે તારો પોતાનો વારો આવ્યો છે; પણ મને લાગે છે કે, એવું લખવાથી તું પ્રભુનો અપરાધ કરે છે. તારી એવી ઇચ્છાથી અમો સર્વને કેટલું દુઃખ થાય છે તેની તને કલ્પના નથી. પ્રભુ પાસે તું જીવન મર્યાદા પૂર્ણ કરવાની યાચના કરે છે, પણ મારી દ્રષ્ટિએ તું અનુગ્રહ ન માગતાં શાપજ માગે છે. મારા પર તૂટી પડનારી સર્વ ઐહિક આપત્તિમાં જે મોટી આપત્તિ છે તે તારૂં મૃત્યુ એ છે. મારો વિશુદ્ધ પ્રેમ ધરાવનાર બેજ વ્યક્તિઓ આ જગતમાં છે. એક તું અને બીજો નીકોલસ. મારૂં આ કથન મુખનું છે એમ તું ન સમજીશ. પ્રભુની સાન્નિધ્યમાં હું આ સાચું કહું છું. આવી સ્થિતિમાં પ્રભુ તારી પ્રાર્થના સાંભળે તો મારા માટે આ જગતમાં શું રહ્યું? મારે દિન પ્રતિદિન અધિક સારા થતા જવું જોઇએ એમ મને લાગે છે; તેનું કારણ એજ છે કે, તેથી તને સંતોષ થશે; પણ તારા ગયા પછી મારૂં ભલાપણું મને શું કામનું? મારી કીર્તિથી પછી કોણ સંતુષ્ટ થશે? હું ભવિષ્ય કાળનો વિચાર મનમાં યોજું છું તે વખતે તું મારી સાથે હોઇશજ એ વિચાર મારા મનમાં હમ્મેશ જાગ્રત હોય છે. એકાદ સદ્કૃત્ય મારા હાથે થશે તો તેથી તને આનંદ થશે એવા વિચારથી મને સંતોષ થાય છે. મારા હાથે દુષ્કૃત્ય થશે તો તને દુઃખ થશે એજ એક મને મોટી ભીતિ લાગે છે. તારા પ્રેમ જેટલા મહત્ત્વવાળી મારે માટે અન્ય એકે વસ્તુ નથી; અને તારે શું મૃત્યુની યાચના કરવી જોઇએ? તારા વિષેના મારા મનના વિચાર વ્યકત કરવાને પુરતા શબ્દોજ મને મળી આવતા નથી. કદાચ તને લાગશે કે હું તને ફૂલાવવા કંઈ પણ લખું છું; પણ પત્ર લખતાંજ મારાં નેત્રોમાંથી ઉષ્ણ જળની ધારા વહેવા લાગી છે."

"આજે એક ચમત્કાર થયો છે. હું પૂર્વે કદાચિત્ નાસ્તિક હોત તોપણ આ વાતના દર્શનથી તેના પર મારો વિશ્વાસ બેઠો હોત. સર્વ અધિકારીઓ અહીં જુગાર રમવા સિવાય અન્ય કંઇજ કરતા નથી. મારી દ્રષ્ટિસમક્ષ એવો જુગાર હમ્મેશ રમાય છે, છતાં પણ એક મહિના સુધી હું એ મોહનો ભોગ થઇ પડયો નહિ; પણ ગમ્મત ખાતર એક દિવસ મેં થોડા પૈસા નાખ્યા. પહેલો દાવ હું જીત્યો પણ તેટલાથી ડાહ્યો ન બનતાં પુનઃ મેં રમત શરૂ કરી. દાવપર દાવ હારતો ગયો અને તેમાં એટલો લીન થઇ ગયો કે એ દિવસમાં મારી પાસે હતા તે સર્વ-મારા ભાઇ નીકોલસે આપેલા રૂા. ૨૫૦ અને તે ઉપરાંત રૂા. ૫૦૦ ગુમાવ્યા અને વધારાના ગુમાવેલા રૂા. ૫૦૦ જાનેવારી ૧૮૫૨ માં આપવાની વાયદાચીઠી લખી

આપી કરજનો નિકાલ કર્યો."

" અમારી છાવણીની નજીકમાં ઑલ નામનું એક નાનું ગામ છે. ત્યાં સરકેશીયન લોકની વસ્તી છે. સૉડો નામનો એક સરકેશીગન યુવાન કોઇ કોઈ વખત અમારા મુકામ પર આવી જુગાર રમતો હતો. તે કેવળ અક્ષરશત્રુ હોવાથી અમારામાંના કેટલાક લુચ્ચાઓ તેને ફસાવતા, તેથી તેમાંથી તેને બચાવવા તેના દાવ હું નાખવા લાગ્યો; એથી તેણે મોટો ઉપકાર જણાવ્યો અને પૈસાની એક થેલી મને અર્પણ કરી. કોઇ કંઈ વસ્તુ અર્પણ કરે તો તેને વળતી ભેટ આપવી જોઇએ એવો આ દેશમાં રિવાજ છે. એવી રીતે ઉભયની ભેટની અદલાબદલ થાય છે ત્યારે તેમને એક બીજાના પકકા મિત્ર સમજવામાં આવે છે. એ લોકોમાં એવી રીત છે કે, **કોઇને સ્નેહી કહ્યો હોય એટલે પ્રસંગ આવે તેને માટે જીવ પણ આપવો જોઇએ.** હવે એ રીતિ અતિ વિશેષ અસ્તિત્વમાં નથી; પણ પ્રાચીન રીતનું સ્મરણ તેમના મસ્તકમાંથી ભૂસાઇ ગયું નથી. સરકેશીયન પ્રજાની પદ્ધતિ પ્રમાણે સ્ત્રી, ધન, દોલત વગેરે મિત્ર માગે તો તે સર્વ તેને સ્વાધીન કરવાં જોઇએ. સૉડો મને પોતાને ઘેર લઇ ગયો અને તેણે રીતિ પ્રમાણે પકવાન્નોનું ભોજન મને આપ્યું. ત્યારથી અમે ત્યાંના રિવાજ પ્રમાણે એકબીજાના મિત્ર બન્યા. સૉડો મને પોતાના મકાનમાંની ગમે તે વસ્તુ લેવા આગ્રહ કરવા લાગ્યો; ત્યારે તેને વિશેષ આર્થિક નુકશાન ન થાય એ હેતુથી મેં એક જુનું ઓગીર માગ્યું; પણ તેથી તેને ઘણું ખોટું લાગ્યું અને તેણે એક કિંમતી તલવાર મને બક્ષિસ આપી. "

" તેનો પિતા શ્રીમંત છે, પણ તે પોતાનું ધન સંતાડી રાખી એક બદામ પણ એ છોકરાને હાથ લાગવા દેતો નથી. છોકરાને પૈસાની જરૂર પડે છે તો તે શત્રુના મુલકમાં પ્રવેશ કરી ઘોડા, ગાય વગેરેની ચોરી કરે છે. કોઇવાર તો નજીવી વસ્તુઓ માટે પણ તે પોતાનો જીવ જોખમમાં નાખવામાં આઘુંપાછું જોતો નથી. તે દ્રવ્યના લોભથી એવું કરે છે એમ કંઇ નથી, પણ તેમાં પોતાનું શૌર્ય જણાય છે એમ તેને લાગે છે. અહીં સર્વમાં જે પક્કો ચોર હોય છે તેને ' ઝિગિત ' અથવા શૂરની ઉપમાથી ઓળખવામાં આવે છે. તેણે મને અર્પણ કરેલી સામગ્રીના બદલામાં મેં તેને નીકોલસનું ચાંદીનું ઘડીઆળ આપ્યું; એટલાથીજ અમે તેમના રીતરિવાજ પ્રમાણે જીવજાન દોસ્ત બની ગએલા છીએ. કેટલીક વખત તેણે મારા માટે પોતાનો જીવ જોખમમાં નાખ્યો છે; કેમકે એવા પ્રસંગ માટે તેને ભયજ લાગતો નથી. "

" સ્ટારીઉર્ટનું સ્થાન છોડીને હું ગયો ત્યારે સૉડો નીકોલસ પાસે આવવા જવા લાગ્યો. તે નીકોલસને કહેતો કે લીયો સિવાય મને ગમતું નથી. મારો ઘોડો

માંદો થયો ત્યારે બીજો એક ઘોડો મોકલવા મેં નીકોલસને પત્ર લખ્યો હતો. એ વાત સૅાડોના કાને જતાંજ તે પોતાનો ઉંચો ઘોડો લઈ મારી પાસે આવ્યો અને હું ના ના કહેતો રહ્યો છતાં તેણે તે મને આપ્યો."

"સ્ટારીઉર્ટમાં મોટી મોટી રકમો હારી ગયા પછી મેં ફરીથી પત્તાંનો સ્પર્શ પણ ન કરવાનો નિશ્ચય કર્યો. સૅાડોને જુગારનો વિલક્ષણ શોખ છે. એ શોખ છોડી દેવા હું તેને વારંવાર ઉપદેશ આપું છું. તેને સારી રીતે રમતાં આવડતું નથી; પણ તેનું નસીબ બળવાન જણાય છે. કાલે સાંજે હું મારો હિસાબ જોતો હતો તે પરથી મને જણાઇ આવ્યું કે એ ત્રણ વર્ષ અતિ કરકસરથી કાઢીશ તો દેવું વળી રહેશે; પણ આજ મહિનામાં જે પાંચસો રૂબલનું દેવું આપવાનું છે તેનો શો માર્ગ કરવો, તે કંઈ સુઝયું નહિ. પાસે દમડી છે નહિ અને કરજ તો આપવું જોઇએ, એ વિચારવમળમાં હું ગુંચાઇ રહ્યો હતો. એ વિચિત્ર ફાંસામાંથી છોડવવા મેં પ્રભુ પાસે કરૂણાની યાચના કરી. હું બીછાનામાં પડયો ત્યારે પણ એજ વિચાર મારા મસ્તકમાં ભમી રહ્યો હતો. એ રકમ અચાનક હાથમાં આવી પડે તેવો ચમત્કાર થવાનાં કંઇ ચિન્હ જણાતાં નહતાં. મેં લખી આપેલું ખાતું મારા અધિકારી પાસે જશે અને ત્યાં તે પ્રશ્ન પુછી મને ફજેત કરી ચીડાઇ ઉઠશે, એવું ચિત્ર મારી દ્રષ્ટિ આગળ જણાવા લાગ્યું. 'પ્રભુ, હવે તુંજ છોડાવ,' એમ બોલતાં હું ઉંઘી ગયો. બીજા દિવસે નીકોલસનો એક પત્ર આવ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું."

"સૅાડો મને કાલેજ મળ્યો. નોરીંગને તેં લખી આપેલ ચીઠી (પ્રોમીસરી નોટ) તેણે કાલના દાવમાં જીતી લઈ મને સોંપી છે! મારા આ કાર્યથી લીયોને સંતોષ થશે ને? એવો પ્રશ્ન તેણે સો વાર કર્યો હશે. ખરેખર, તારાપર તેની અતુલ ભક્તિ જણાય છે!"

"પ્રભુએ મારો પોકાર આવી રીતે સાંભળ્યો, એ ખરેખર ચમત્કાર નથી કે? મારામાં તેની કૃપા થાય તેવી કોઇ જાતની યોગ્યતા નથી; છતાં તે થઇ એનો અર્થ એટલોજ છે કે, પ્રભુ ખરેખર કૃપાસાગર છે. સૅાડોની આ ભક્તિ પણ આશ્ચર્યજનક નથી કે? તેણે એક વખત મારા મુખથી સાંભળ્યું હતું કે સર્જેસને ઘોડાનો શોખ છે. હવે તે મને કહે છે કે, સો વખત જીવ જાય તો ભલે, પણ આ આખા પ્રદેશમાં સર્વમાં જે ઉમદા ઘોડો હશે તે ચોરી લાવીને હું સર્જેસને આપીશ."

"ગમે તેમ કરી એક છ બારી ઉત્તમ પીસ્તોલ અને એક વાજાની પેટી, જો તેની કિંમત બહુ ભારે ન હોય તો વેચાતી લઇ મોકલી આપ. એ વસ્તુ સૅાડોને અતિ પ્રિય લાગશે."

"કૅાકેશસ પ્રાંતમાં હું આવ્યો તે માટે ઘણા લોકો મારા પર અપવાદ મૂકે

છે; પણ હું સમજું છું કે પ્રભુએ મારા ભલા માટેજ તેવી બુદ્ધિ આપી. અહીં આવ્યા પછી હું ઘણો સુધર્યો છું. સુધર્યો એટલે ઉત્તમ થયો એમ નહિ, પણ હું તદ્દન ખરાબ હતો તે ઓછો ખરાબ થયો. અહીં અનેક કષ્ટ ભોગવવાં પડે છે અને પ્રસંગે ભૂખ્યા પણ રહેવું પડે છે; પરંતુ મને લાગે છે કે, પાછલાં પાપોનું એ પ્રાયશ્ચિત્ત છે. એથી મને એવી વાતોથી દિલગીરી ન થતાં આનંદજ થાય છે."

"અહીંથી છૂટીને હું યાસનાયા આવીશ ત્યાં સુધીમાં મારૂં પ્રાયશ્ચિત્ત બહુધા પુરૂં થશે. પછી હું તારી સોબતમાં આનંદથી કાળ નિર્ગમન કરીશ. ટાઢના દિવસોના પ્રસંગે કૉકેશસની વાતો કહીશ ત્યારે કદિ તું ભયથી ગભરાઇ ઉઠીશ અને કદિ આશ્ચર્યમાં લીન થઈ જઇશ. આપણાં ગત કુટુંબીજનોની વાતો કરી આપણે બંને ચક્ષુમાંથી પાણી કાઢીશું, પણ એ દુઃખમાંએ સુખ છે. હું આજુબાજુના અમુક તમુકની બીલકુલ ઓળખાણ નહિ કરૂં. નકામું કોઇ આપણે ઘેર આવે અને વ્યર્થ ગપ્પાં મારતું બેસે એ મને જરાએ ગમતું નથી. મારૂં આ ભાવી સ્વપ્ન અહીંજ પુરૂં થતું નથી. હું લગ્ન કરીશ, બાળ બચ્ચાં થશે અને દાદી કહી તે તારે ગળે વળગશે. પિતાના વખતમાં જેવી સ્થિતિ હતી, તેવીજ પુનઃ ત્યાં જણાવા લાગશે; પણ અમારા માટે તું જેવી 'પ્રેમાળ ફોઈ' છે તેવી મારાં બાળકોના ભાગ્યમાં નથી. તારા જેવું પ્રેમી અંતઃકરણ અને તારા વાત્સલ્યની જોડી ક્યાં મળશે?"

"મને કોઇ રૂશીયાનું બાદશાહી પદ આપે અથવા સોનાની ખાણોવાળો પેરૂ દેશ આપે તોપણ તે ત્યજી દઇ, ઉક્ત સુખમય સ્વપ્ન સત્ય નીવડે એવું હું પ્રભુ પાસે માગીશ."

આ પછી થોડાજ વખતમાં તે સ્ટારોગ્લાડોસ્કમાં પાછા આવ્યા અને જંકર (શાલેદાર) તરીકે તેમનો સૈન્યમાં પ્રવેશ થયો. ફેબ્રુઆરીમાં થએલા આક્રમણમાં તે પોતાની ટુકડી સહ સામેલ હતા અને તે વખતે દર્શાવેલા શૌર્ય નિમિત્તે સેંટ-જૉર્જનો ચાંદ તેમને આપવા ભલામણ થઇ હતી; પરંતુ આ વખતે પણ જન્મ-નોંધ અને બીજા આવશ્યક કાગળો થોડા દિવસ મોડા આવવાથી—તેમની પાસે નહિ હોવાથી તેમને તે મળ્યો નહિ. એ ચાંદ મેળવવાની ટૉલ્સ્ટૉયને ઉત્કટ ઇચ્છા હતી. અન્ય એક પ્રસંગે પણ એ બીલ્લો મળવાની સંધિ આવી હતી છતાં તે તેમને મળ્યો નહિ; પણ આ વખતે નહિ મળવાનું કારણ જુદું હતું. સામાન્ય પાયદળમાં જેને આ ચાંદ મળતો તેને તે સાથે જીંદગીસુધીના પેન્શનનો હક્ક પણ મળતો હતો. એ માન માટે ટૉલ્સ્ટૉયનું નામ બાદશાહ તરફ મોકલવાનું કર્યું; તે વખતે તેમના મુખ્ય અમલદારે કહ્યું: "જો આ બીલ્લા માટે તમે ના પાડો તો, એક વૃદ્ધ અને શૂર પણ ગરીબ સિપાહીને તે આપવાનો મારો વિચાર છે; એથી તેના

જીવનપર્યંતના ઉદર નિર્વાહની સવડ થશે.” અધિકારીના આ શબ્દ સાંભળતાંજ ટૉલસ્ટૉયે પોતાનો હક્ક ખુશીથી છોડી દીધો. ત્રીજા એક પ્રસંગે તે બુદ્ધિબળ-શેત્રંજ રમવાની ધૂનમાં ગુંથાયા હતા, તેથી નિયત સમયે પોતાની જગ્યાએ હાજર રહ્યા નહિ; આથી સેનાપતિએ તેમને નજરકેદની શિક્ષા કરી અને ચાંદની યાદીમાંથી તેમનું નામ દૂર કર્યું. ટૉલસ્ટૉયને શેત્રંજનો ઘણો શોખ હતો અને તે તે સારી રીતે રમતા હતા.

આ આક્રમણનું વર્ણન ટૉલસ્ટૉયે પોતાની બે નવલકથાઓમાં સારી રીતે કર્યું છે. તાર્તરોએ આ આક્રમણ અચાનક હલ્લા કરવાની રીતે શરૂ કર્યું હતું. હૂમલો આવવાની ખબર મળતાં જંગલમાં નાશી જવું અને રૂશીયન સૈન્ય પોતાનો મુકામ ફેરવે કે પાછળથી હલ્લો કરી તેમને પુષ્કળ નુકશાન કરવું એ તેમની પદ્ધતિ હતી.

આ ( સ્ટારોગ્લાડોસ્ક ) ભાગમાં ઘણીખરી કોઝાક પ્રજાની વસ્તી છે. એ લોકો પોતાને ખ્રિસ્તી કહેવડાવે છે, પણ એમનો પંથ રૂશીયાના પંથથી જુદો હોવાથી રૂશીયામાં તેમનો છળ થતો; તેથી કંટાળીને તેઓ ટેરેક નદીના કિનારે સરકેશીયન મુસલમાનોમાં વસ્તી કરી રહ્યા. તેઓ શુદ્ધ રૂશીયન ભાષા બોલતા અને પોતાને ખ્રિસ્તી કહેવડાવતા; પરંતુ સરકેશીયન પ્રજા સાથે તેમનો શરીર સંબંધ થવાથી તેમના ઘણા રીતરિવાજ તેમણે સ્વીકાર્યા હતા. ચોરીઓ કરવી, લૂંટ કરવી, શીકાર કરવો અને વનપશુની માફક ભટકયા કરી આળસમાં કાળ વ્યતીત કરવો એટલોજ એમનો વંશપરંપરાનો ધંધો હતો. આજુબાજુના સરકેશીયન અને રૂશીયન લોકો કરતાં પોતે અધિક શ્રેષ્ઠ છે એમ તેઓ સમજતા અને માનતા કે, દારૂથી મસ્ત થવું એ આપણા વંશનો ધર્મજ છે. સ્ત્રીઓ અને મજૂરોએ કામ કરવું અને પુરૂષોએ દારૂ પી ઘૂમવું અથવા લૂંટફાટ કરવી, એ તેમના કાર્યની વહેંચણીનું રૂપ હતું. તેમની સ્ત્રીઓ સૌંદર્ય માટે વિખ્યાત છે.

એ લોકોના શૌર્ય, સાહસ અને શીકારચાતુર્ય વગેરે ગુણોને લીધે ટૉલસ્ટૉયનું અંતઃકરણ તેમના તરફ ખેંચાવા લાગ્યું. ઘણાં કોઝાક કુટુંબો સાથે તેમનો ગાઢ પરિચય પણ થયો. મૅરીઆવા નામની એક કોઝાક બાળાપર તેમનો પ્રેમ દૃઢ થયો હતો, પણ ટૉલસ્ટૉય જેવો પતિ તેને પસંદ પડે તેમ નહતું. ટૉલસ્ટૉય પાસે ચોરી કરવાની વિદ્યા નહતી. દારૂ પી કેવી રીતે ડોલવું તેની તેમને ખબર નહતી. તેમનાં કવિત અને ગીતો તેમને આવડતાં નહતાં. કેવળ મોજની ખાતર એકાદનો જીવ કેવી રીતે લેવો તે પણ તેમના જાણવામાં નહતું. આવા પ્રકારનો ગુણહીન ( ! ) પતિ તેને કેવી રીતે પસંદ પડે?

આ પ્રસંગને અનુલક્ષીને ટૉલસ્ટૉયે કોઝાક નામની એક સુંદર નવલકથા લખી છે; તેપરથી આ વખતે ટૉલસ્ટૉયના મનમાં કેવા પ્રકારની ભાવના હતી, તેનો

નિર્ણય થાય છે. એક વખતે આ નવલકથાનો નાયક શીકારમાટે જંગલમાં ગએલો હોતાં કહે છે:—

" સુખી થવા માટે મારે શું કરવું જોઇએ ? પહેલાં મને સુખ કેમ મળતું નહતું ? અન્યની સેવા માટે જીવન અર્પવું એજ સુખનો સાચો માર્ગ છે એમાં કંઇ સંશય નથી. સુખી થવાની આકાંક્ષા પ્રત્યેક હૃદયમાં જન્મતઃજ હોય છે. તે સંયોગોને લીધે ઉત્પન્ન થએલી નથી હોતી, માટે તે યોગ્ય છે એમજ કહેવું જોઇએ. એ ઇચ્છા તૃપ્ત કરવા માટે કીર્તિ, ધન, મોજશોખ, વગેરેની પાછળ આપણે પડીશું તો તેને લીધે એ ઇચ્છા તૃપ્ત ન થવાનો પણ સંભવ છે; માટે એ વસ્તુઓની પાછળ પડવું વ્યાજબી જણાતું નથી. પરોપકાર કરી તે દ્વારા સુખી થવાનું કહીએ તો ત્યાં એવી પરિસ્થિતિઓ આડે આવી શકે તેમ નથી; માટે **સુખી થવાનો સરળ રસ્તો પરોપકારાર્થે દેહ અર્પણ કરવો એજ છે.** "

નોકરી લશ્કરી હતી પણ ટૉલ્સ્ટૉય અન્ય અધિકારીવર્ગમાં બહુ ભળતા નહતા. એ મંડળમાં ઘણાખરા મોજીલા અને વ્યસનીઓ હતા. ટૉલ્સ્ટૉય ઉમેદવાર હોવાથી સામાન્ય રીતેજ કામનો વિશેષ ભાર તેમના પર નહતો. તેમને કવાયતમાં જવું પડતું નહતું અથવા કારકુની કામ પણ કરવું પડતું નહતું; છતાં અધિકારીની જગ્યો આપવા માટે આ વખતે તેમને માટે ભલામણ થઈ હતી. ટૉલ્સ્ટૉય સરદાર કુટુંબના હોવાથી અન્ય સૈનિકો તેમની સાથે સભ્યતાપૂર્વક વર્તતા હતા; પરંતુ અન્ય અમલદારવર્ગમાં ભળી જઇ મોજ કરવા વિષે તેમને એટલો પ્રબળ કંટાળો આવ્યો હતો કે, કોઝાક સ્વારમાં નામ નોંધાવી, એકાદ કોઝાક બાળા સાથે લગ્ન કરી ત્યાંની જંગલી વસ્તીની એકાદ ઝુંપડીમાં હમ્મેશને માટે રહેવું એવું પણ તેમને કદિ કદિ લાગતું; પણ એ વિચાર ક્ષણમાત્રજ ટકતો.

એક વખત એક કોઝાકે એક તાર્તરને માર્યો અને એ કાર્ય માટે તે કોઝાકપર સ્તુતિની વૃષ્ટિ થઇ. આ પ્રસંગને ઉદ્દેશી ટૉલ્સ્ટૉયે કહ્યું:—

" કેવી મૂર્ખતા ? એક મનુષ્ય અન્યનો જીવ લે છે અને એ સત્કૃત્ય કરવા માટે આનંદથી નાચવા લાગે છે એ શું ? એ કૃત્ય સુખદાયી નથી એવો કોઇપણ ધ્વનિ શું તેના અંતઃકરણમાં ઉદ્‌ભવતો નથી ? સુખની પ્રાપ્તિ તો અન્યને મારવાના કાર્યમાં ન હોઈ તેના માટે પોતાના દેહનો ભોગ આપવામાં છે."

આ વખતની પોતાની વૃત્તિ વિષે તેમણે નીચે પ્રમાણે પોતાની નિત્યનોંધમાં નોંધ કરી છે:—

૧ જુગાર રમવાની ઇચ્છા લોભમૂલક છે. દિવસે દિવસે તે વધતી જાય છે, પણ તે દુર્દમનીય છે એમ કંઇ નથી.

૨ સ્ત્રીસંગની ઇચ્છા એ શારીરિક વાસના છે. એનું મુખ્ય જન્મસ્થાન

મનુષ્યની કલ્પનાશકિતમાં છે. એનો જન્મ કલ્પનામાં થાય છે અને વૃદ્ધિ શરીરમાં થાય છે. જેમ જેમ તેનું દમન કરવામાં આવે છે તેમ તેમ તે વધતીજ જાય છે; એથી જીતાવી મુશ્કેલ છે. તેને અટકાવવાનો રસ્તો કહીએ તો શારીરિક કષ્ટ કરવું અને મનને બીજા વિષયમાં ગુંથી રાખવું એજ છે.

૩ પોકળ ડોળ, એ દુર્ગુણ અન્યને વિશેષ અપાયકારક નથી; પણ પોતાને તે અત્યંત નુકશાન કરે છે.

બીજા એક ઉતારામાં નીચેની હકીકત છેઃ—

" મારા જીવનમાં ખરાં કર્તવ્યતાનાં વર્ષો વ્યર્થ ગયાં તે માટે મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે. એ વર્ષમાં હું કાંઈ પણ સત્કાર્ય કરી શકયો હોત એ વિચારથી તો મારો પશ્ચાત્તાપ અતિતીવ્ર બને છે. **કેવળ સામાન્ય મનુષ્યની માફક જન્મવું, ઉછરવું અને મરવું એટલાજ માટે મારો જન્મ ન હોઈ; કંઈપણ વિશેષ કાર્ય થવા માટેજ મારો જન્મ થએલો છે,** એ કલ્પના કેમે કરી મારા ચિત્તમાંથી ખસતી નથી. "

મે મહિનામાં તેમને સંધીવાનું દરદ થયું ત્યારે ત્યાંનાજ એક ગામે ઝરાના પાણીનો ઉપચાર કરવા માટે તે કેટલાક દિવસ રહ્યા હતા. આ ગામે રહેવા માટે તેમની બહેન પોતાના પતિ સહ આવી હતી, તેને પણ સંધીવાનો વિકાર લાગુ પડયો હતો. ટૉલસ્ટૉયને આ વખતે ભૂતવિદ્યાનો શોખ પણ લાગ્યો હતો, એમ તેમની બહેનના એક પત્રપરથી જણાય છે. આ ગામે બે અઢી મહિના રહી તે સ્ટારોગ્લાડોસ્કમાં પાછા આવ્યા. ઑગસ્ટ મહિનામાં તેમણે ટાશીયાનાને લખ્યું હતું કેઃ—

" અહીંના અધિકારીવર્ગનું શિક્ષણ, તેમની ભાવના અને વિચારપદ્ધતિ મારી પદ્ધતિથી એટલાં ભિન્ન છે કે, તેમના સ્નેહસંબંધથી મને સુખ મળવું સંભવિતજ નથી. નીકોલસનું તેમની સાથે આ સંબંધમાં વિશેષ મળતાપણું છે એમ કંઇ નથી; પરંતુ તેમનામાં ભળીને વખત ગાળવાનું તેનાથી બને છે. તેની એ વિદ્યા મારામાં નથી, તે માટે મને કદિ કદિ દિલગીરી થાય છે. હાલમાં હું ઇતિહાસ ઘણો વાંચું છું. એ ઉપરાંત લેખનકાર્ય પણ હું કરૂં છું. એક વાત મેં ત્રણ ચાર વખત લખી કાઢી; પણ અદ્યાપિ તે મારા મન પ્રમાણે તૈયાર થએલી નહિ હોવાથી પુનઃ એકવાર તે લખવાનો છું. "

" હું બુદ્ધિશાળી છું તેમજ મોટા કુળનો છું, તે માટે પૂર્વે મને મોટું અભિમાન થતું હતું; પણ હવે મને જણાવા લાગ્યું છે કે, એ અભિમાન વૃથા છે. અભિમાન રાખવા જેવી જો એકાદ વસ્તુ મારામાં હોય તો તે શુદ્ધ અંતઃકરણ એજ છે. **પ્રેમની ભીનાશવાળું અંતઃકરણ પ્રભુએ મને આપ્યું અને એ આર્દ્રતા તેણે કાયમ રાખી છે, એ તેનો કેવો મહાન ઉપકાર છે!** "

તા. ૨૯ જુનની નોંધમાંથી નીચેનાં વાક્યો મળી આવે છે:-

**“ જેને પોતાના સુખ સ્વાર્થની પેલીપાર કંઇ જણાતું નથી, તે ખરાબ માણસ છે. બીજા પોતાને સારો કહે, એટલીજ ઇચ્છા ધરાવનારનું મન દુર્બળ છે ! અન્યને સુખી કરવાનીજ ઇચ્છાવાળો માણસ સદ્‌ગુણી છે; અને પ્રભુપ્રાપ્તિ એજ જેનું ધ્યેય છે તેજ ખરો મહાન છે. ”**

તેમણે પોતાની સુપ્રસિદ્ધ નવલકથા પુરી કર્યા પછી તે સેંટપીટર્સબર્ગના એક ઉત્તમ માસિક તરફ મોકલી હતી. માસિકના સંપાદકને તે પસંદ પડવાથી તેણે સ્તુતિના ઉદ્‌ગારયુક્ત પત્ર લખ્યો હતો. એ પછી તેણે એવોજ બીજો એક પત્ર લખ્યો હતો તે સંબંધમાં ટૉલસ્ટૉયે પોતાની નિત્યનોંધમાં જણાવ્યું છે કે,“ નેરા-સૅાફતરફથી પત્ર આવ્યો. સ્તુતિ પુષ્કળ કરે છે, પણ પૈસાનું નામ નથી. ”

તા. ૩૦ અકટોબરના દિવસે નેરાસૅાફ તરફથી બીજો એક પત્ર આવ્યો, તેમાં તે લખે છે: “ કોઇપણ ગ્રંથકારને તેના પહેલા પુસ્તકના બદલામાં પૈસા આપવાનો રિવાજ નથી; પણ તમારા તરફથી બીજો લેખ આવશે તો દરસોળ પાને ૫૦ રૂબલ (શુમારે સો રૂપીયા) આપીશું. અમારા ઉત્તમ લેખકોને એજ ધોરણે બદલો મળે છે. તમારી નવલકથાનો પ્રસિદ્ધ થએલો પહેલો ભાગ લોકોને ઘણોજ પસંદ પડયો છે.”

આ વાત લીયો ટૉલસ્ટૉય લખે છે એ તેમના ભાઇ નીકોલસ અને ટાશી-યાના સિવાય અન્ય કોઇના જાણવામાં નહતું. આ વખત તેમની બહેન મૅરી પોતાને ઘેર પાછી ગઇ હતી. તેના ગામ પાસેજ સ્પાસ્કી નામનું એક ગામ છે. અહીં સુપ્રસિદ્ધ ગ્રંથકાર ટુરજીનેફ રહેતો હતો. એક દિવસે તે તે માસિકનો તાજો અંક લઇને તેને ઘેર આવ્યો. ટૉલસ્ટૉયની વાર્તા તેને અતિ પ્રિય લાગવાથી તે એ વાત મોટેથી વાંચવા લાગ્યો. તે સાંભળતાં પૂર્વે બનેલી ઘણીએક વાતો મૅરીને યાદ આવવા લાગી; ત્યારે તેણે તર્ક કર્યો કે એ વાત ટૉલસ્ટૉયે લખી હોવી જોઇએ.

આ વાત પ્રસિદ્ધ થતાંજ તેના લેખકની બુદ્ધિની ચોતરફ પ્રશંસા થવા લાગી. આ વખતે ડોસ્કોવેસ્કી નામના પ્રસિદ્ધ ગ્રંથકારને સૈબીરીયા મોકલી દેવામાં આવ્યો હતો. ત્યાં આ અંક પહોંચતાંજ આ વાત તેની નજરે પડી. તે વાંચીને તેને એટલો આનંદ થયો કે, તેનો લેખક કોણ છે તે વિષે તપાસ કરવા માટે તેણે તરતજ પોતાના એક મિત્રને પત્ર લખ્યો.

ટૉલ્સ્ટૉયનું લશ્કરી શિક્ષણ ધીમેધીમે આગળ વધતું હતું. લશ્કરમાં કાયમની નિમણુક થયા પછી કવાયતમાટે અને યુદ્ધનું શિક્ષણ મેળવવા સારૂ તેમને ઘણું ફરતું પડતું; આથી તેમના હમ્મેશના વ્યવસાયમાં હરકત આવવા લાગી. થોડાજ વખતમાં આ પ્રવાસ પુરો થઇ તે પોતાની ટુકડી સહ સ્ટારોગ્લાડોસ્કોમાં આવ્યા અને ત્યાં પુનઃ સ્થિર થયા; અને પોતાની નોંધપોથીમાં લખ્યું કે, ‘ સર્વ ગુણો કરતાં પ્રથમ

સાહાઈ મેળવવાની હું આકાંક્ષા રાખું છું.' આ વખતે તેમને શીકારનો ઘણો શોખ લાગ્યો હતો. રોજ તે બબે ત્રણ ત્રણ કલાક જંગલમાં રખડી શીકાર કરતા હતા. જંગલની ખુલ્લી અને સ્વચ્છ હવાની અસર તેમની કૃતિને હિતકારક થતી હતી. આ વખતે લખેલા એક પત્રમાં તે કહે છેઃ—“ મારી કૃતિ બહુ સારી નથી. હું માંદો છું એમ નથી; પરંતુ કદિ કદિ લુખી ખાંસી થાય છે. કદિ દાઢ દુઃખવા લાગે છે, અથવા તો કદિ સાંધા દુઃખે છે; પણ જંગલની હવાથી મને ઘણું સારૂં લાગે છે.”

લશ્કરમાં પોતાની ચઢતી જલદી થવા જેવાં કંઇ ચિન્હ નહિ જણાવાથી ધીમે ધીમે તેમને લશ્કરનો કંટાળો આવવા લાગ્યો. તે ઘેરથી કૅાકેશસ જવા નીકળ્યા ત્યારે લશ્કરી નોકરી કરવાનો તેમનો કાયમનો દૃઢ વિચાર ન હતો; તેથી સૈન્યમાં દાખલ થવાને આવશ્યક એવા કાયદેસર દાખલા પણ સાથે રાખ્યા નહતા. એ કાગળો જો તેમની પાસે હોત તો વર્ષ દોઢ વર્ષમાં તેમને કાયમની અમલદારી મળી હોત; પણ દશ મહિનાની નોકરી થઇ ગયા પછી ‘ હજુ ત્રણ વર્ષની નોકરી થયા પછી તમને અમલદારી મળશે ’ એમ સૈનિક કચેરી તરફથી જણાવવામાં આવ્યું. આવા પ્રકારની વાતોથી લશ્કરી ધંધા માટે તેમનું મન વિશેષજ વિમુખ થતું ગયું અને એ ધંધો છોડવાનો વિચાર ઉદ્ભવ્યો.

ડીસેમ્બરની આખરે તેમણે બીજી બે વાતો લખી પ્રથમના માસિક તરફ મોકલી, અને તે ઇ. સ. ૧૮૫૩ ના માર્ચના અંકમાં પ્રસિદ્ધ થઇ. એમાંની એક વાતમાં તેમણે નીચે જણાવેલા વિચાર સ્થાપિત કર્યા છેઃ—

“ યુદ્ધ માટે નીકળેલું સૈન્ય ડુંગરાળ પ્રદેશમાં આગળ વધવા લાગ્યું. સૃષ્ટિ-દેવી પોતાના સંપૂર્ણ સૌંદર્યથી વિભૂષિત થઇ હતી. વૃક્ષવેલી, ડુંગરી હવા અને પશુ પક્ષી, એ સર્વમાં વિલક્ષણ એકતા દગ્ગોચર થતી હતી. અનંત આકાશ ઉંચે પ્રસરેલું હોઇ તેમાં અસંખ્ય તારલા ચમકતા હતા. આ અતિ વિશાળ જગતમાં રહેવા જેટલી જગ્યા મનુષ્યને માટે દુર્લભ થઇ છે કે શું ? માનવ સમાજ સિવા-યની સર્વ સૃષ્ટિ શાન્તિનાં ગીત ગાયા કરે છે. મનુષ્યો માત્ર પરસ્પર શત્રુત્વ ઉત્પન્ન કરવા, એક બીજા પ્રત્યે વેર લેવાની ઇચ્છા કરવા અને પરસ્પર નાહક પ્રાણ લેવા જેટલે સુધી શા માટે પહોંચે છે ? કોઇને પણ લાગશે કે, સુંદર અને શાન્તિમય એવી વિશાળ સૃષ્ટિનો પરિચય થતાં મનુષ્યના મનના દુર્વિકાર નષ્ટ થવા જોઇએ ? ”

ટૉલ્સ્ટૉયની બુદ્ધિશક્તિની વાહવાહ સર્વત્ર થવા લાગી હતી; અને તેની વૃદ્ધિ અચાનક થવા લાગી હોત તો પોતાના સંપૂર્ણ તેજથી ઝળકી તેમણે લોકોનાં ચક્ષુ આંજી નાખ્યાં હોત, પણ રૂશીયામાં એમ બનવું શકય નહતું. સરકારી પરી-ક્ષક ( સેન્સર )ની જડ બેડી કોઈપણ લેખકના પગમાં પડવા સાટે હમ્મેશ મુખ

પહોળું કરી બેસી રહી હતી. એ શૃંખલાએ રૂશીયાના મોટામોટા ગ્રંથકારોને હેરાન કર્યા છે. તેણે પોતાનું અસ્તિત્વ ટૉલસ્ટૉયને જણાવવા માટે પ્રથમથીજ શરૂઆત કરી. મે મહિનામાં સર્જેસને લખેલા પત્રમાં તે જણાવે છેઃ—" સરકારી પરીક્ષકના પરાક્રમથી ' બાલ્ય ' નવલકથા મરણતોલ થઇ અને ' આક્રમણ ' નવલકથાનો પૂર્ણ નાશ થયો. તેમાંના વિશેષ સારા ભાગને છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યા. કેટલોક ભાગ નષ્ટ કરવામાં આવ્યો અને બાકી રહેલો ભાગ તદ્દન વિરૂપ બન્યો. " ટૉલસ્ટૉયના નામથી પ્રસિદ્ધ થએલાં પુસ્તકો પર પાશ્ચાત્ય ટીકાકાર પુષ્કળ વખત તૂટી પડયા છે; પણ તેમના પુસ્તકમાં પરીક્ષકના ઘરનો વધારો કેટલો છે અને તેમના પોતાના વિચારને કેવાં બચકાં ભરવામાં આવ્યાં છે, તે નક્કી કર્યા સિવાય ટીકા કરવી એ ન્યાનપુરઃસર નથી. ટીકાકારે જૂલમી રાજ્યપદ્ધતિના આ રાહુથી ટૉલસ્ટૉયને કેટલો ત્રાસ સહન કરવો પડયો અને પ્રસંગે ભાંગફોડ સ્વીકારવી પડી, એ વાતનો અવસ્ય વિચાર કરવો જોઇએ.

ઇ. સ. ૧૮૫૩ના જાનેવારીમાં શામીલપર થએલી સ્વારીમાં ટૉલસ્ટૉય પોતાના તોપખાનાસહ હાજર હતા. આ ચઢાઈમાં ટૉલસ્ટૉયપરનો એક જીવ જવા જેવો પ્રસંગ ટળ્યો હતો. તે પોતે જે તોપ છોડતા હતા તે તોપના ગાડાપર અચાનક શત્રુનો ગોળો પડી ગાડાનો ચુરો થઇ ગયો. ચમત્કારની વાત એટલીજ હતી કે, ટૉલ-સ્ટૉયને લેશમાત્ર પણ જખમ થયો નહિ. એપ્રીલના આરંભમાં આ ચઢાઇનું કામ પુરૂં થઇ સૈન્યનો મુકામ પુનઃ સ્ટૉરોગ્લાડોસ્કમાં પડયો. મે મહિનામાં ટૉલસ્ટૉયે પોતાની સૈનિક નોકરીનું રાજીનામું બાદશાહ તરફ મોકલ્યું. સૈનિક નોકરીનો કંટાળો આવી જવાથી થોડાજ વખતમાં ઘેર જઇ પડીશું એ વિચારથી તેમને ઘણો આનંદ થયો; પણ લશ્કરી નોકરીમાં પ્રવેશ કરવાને જેટલો વખત લાગ્યો તેથી વધારે વખત તેમાંથી છૂટા થવાને લાગશે, એમ તેમને સ્વપ્નમાં પણ જણાયું નહતું.

તા. ૧૩ જૂનના દિવસે બીજો એક જીવપરનો પ્રસંગ તેમના પર આવ્યો હતો. સૈનિક છાવણીની આજુબાજુનો પ્રદેશ શત્રુનાં ટોળાંથી વસેલો હોવાથી કંઇએ એકલદુકલ ફરવાની સવડ નહતી. એક સ્થાનેથી બીજે સ્થાને જવાનું થતું અથવા ખોરાકી પહોંચાડવી પડતી ત્યારે હથિઆરબંધ માણસો સિવાય આગળ વધવાને કોઈ હિંમત કરતું નહિ. પાયદળની ચાલ સ્વાભાવિક રીતેજ ધીમી હોય, અને તેમાં પણ ઉનાળાના દિવસમાં તે વિશેષ ધીમી થતી; તેથી તેમનાથી કંટાળી કેટલાક સાહસિક સ્વારો પાયદળ છોડીને ઝપાટાથી આગળ ચાલ્યા જતા. એવાજ એક પ્રસંગે ટૉલસ્ટૉય, તેમનો મિત્ર સૉડો અને ત્રણ સ્વાર પાયદળ છોડીને આગળ નીકળી ગયા. આજુબાજુ કંઇ શત્રુ છે કે કેમ તે જોવા ટૉલસ્ટૉય પોતાના મિત્ર સહ એક ઉંચી ટેકરીના શિખર પર ગયા; પરંતુ ત્યાં તે પહોંચ્યા ન પહોંચ્યા

તેટલામાંજ વીસ સરકેશીયન સ્વાર ઝપાટાબંધ દોડતે ઘોડે આવતા જણાયા. પાછળ રહેલા ત્રણ સ્વારને પાછા જઈ મળવાનો અવકાશ નહિ રહેલો જોઇ દગો છે, એવા અર્થની નિશાની કરી ટૉલસ્ટૉય અને સૅાડો ગ્રેઝનીના કીલ્લા તરફ ઝડપથી નીકળી પડયા. પાછળના ત્રણુ સ્વારોની સમજમાં ઘોટાળો થવાથી તે જેવાને તેવા આગળ આવ્યા અને શત્રુના હાથમાં સપડાયા. આ તરફ ટૉલસ્ટૉય અને સૅાડોની પાછળ સાત સ્વારો પડયા. ગ્રેઝનીનો કીલ્લો હજુ ત્રણુ માઇલ દૂર હતો. તે દિવસે સૅાડોના ઘોડાપર ટૉલસ્ટૉય બેઠેલા હોઇ સૅાડોએ ટૉલસ્ટૉયનો ઘોડો લીધો હતો. સૅાડોનો ઘોડો યુવાન અને વિલક્ષણુ ચાલાકીવાળો હતો અને ટૉલસ્ટૉયનો ઘોડો હજુ નવો હોવાથી દોડની ચાલથી અજ્ઞાત હતો. ટૉલસ્ટૉયે જો પોતાનોજ બચાવ કરવાનું ધાર્યું હોત તો તેમ સહેલાઇથી થઇ શકત; પણુ મિત્રને શત્રુના મુખમાં મૂકી પોતાનો પ્રાણુ બચાવવાની ઇચ્છા થઇ નહિ. સૅાડોપાસે બંદુક હતી પણુ કમનશીબે તે આ વખતે ભરેલી નહતી; તેથી તેણે ફક્ત બંદુક તાકી શત્રુને બીવડાવવાનો યત્ન કર્યો. તે સાત સ્વારોના મનમાં આ બંનેને જીવતા પકડવાની ઇચ્છા હોય એમ જણાતું હતું; કારણુકે તેમના તરફથી પણુ ગોળીબાર ન થયો. કર્મધર્મસંયોગે આ દોડાદોડ ગ્રેઝનીના કીલ્લાપરના એક પહેરાવાળાની દ્રષ્ટિએ પડવાથી તેણે ઈશારત કરતાંની સાથે કોઝાક સ્વારોની એક ટોળી નીકળી આવી; અને એ સ્વારો નજરે પડતાંજ પેલા સરકેશીયન સ્વારો જંગલમાં નાસી ગયા!

"હમ્મેશ નવા વિચાર કરવા, નવા નિશ્ચય ઠરાવવા અને તેનો ભંગ કરવો, એ ટૉલસ્ટૉયનો ઉપક્રમ અદ્યાપિ જેવોને તેવોજ ચાલુ હતો."

કૉકેશસ પ્રાંતમાં આવતાં ટૉલસ્ટૉય પોતાની સાથે બુલ્ક નામનો એક બુલ્ જાતિનો કુતરો લાવ્યા હતા. એ કુતરાને સાથે લઇ જવાનો તેમનો વિચાર નહતો; પણુ ઘરમાંથી બહાર નીકળી ગયા પછી ઓરડીમાં પુરી રાખેલો કુતરો બારીના કાચ ભાગી નાખી બહાર કુદી પડી પોતાના સ્વામી પાછળ દોડી આવ્યો.

કુતરો પાછળ આવે છેએ વાત પહેલા મુકામપર પહોંચતાં સુધી ટૉલસ્ટૉયના જાણુવામાં ન હતી. પ્રથમના મુકામે ઘોડાપરથી નીચે ઉતરી તેમણે સહજ પાછળ નજર કરી તો તે રસ્તે કોઇ જાનવર ઝપાટાથી દોડી આવતું જણાયું. થોડીજ વારમાં બુલ્કની સ્વારી આગળ આવી તેમના શરીરની ચોતરફ ફરી તેમના હસ્ત ચાટવા લાગી. પોતાના સ્વામીને પકડી પાડવા બુલ્ક ઉનાળાના સખત તાપમાં ચઉદ માઇલ દોડયો હતો. કુતરાની આ એકનિષ્ઠાથી ટૉલસ્ટૉયનું અંતઃકરણુ ભરાઇ આવ્યું અને તે તેને પોતાની સાથે કૉકેશસ લઇ ગયા.

એક પ્રસંગે એ કુતરાએ એક જંગલી ડુક્કરપર નિર્ભયતાથી હુમલો કર્યો તે સાથેજ ડુક્કરે પોતાની દાઢ કુતરાના પેટમાં ભોકી. ડુક્કરને મારી કુતરાને સાથે

લઈ ટૉલ્સ્ટૉય મુકામપર આવ્યા અને ડૉક્ટર પાસે તે જખમપર ટેભા મરાવ્યા. ટેભા મારતી વખતે કુતરો આનંદથી ટૉલ્સ્ટૉયનો હાથ ચાટતો હતો. બીજા એક પ્રસંગે તે એવીજ રીતે એક વરૂની પાછળ પડયો હતો પણ આ વખતે તે વિશેષ ઘવાયો નહતો.

ટૉલ્સ્ટૉયનો નિવાસ પેટીગૉર્સ્ક નામના ગામમાં હતો ત્યારે ગામનાં ભટકતાં કુતરાં મારવા માટે તુરંગના કેટલાક કેદીઓની યોજના થઇ હતી. માત્ર પટાવાળાં કુતરાંને મારવાનો હુકમ નહતો. દુર્દૈવે બુલ્કના ગળાનો પટો તે દિવસે ટૉલ્સ્ટૉયે કાઢી લીધો હતો. સામે કેદીયોનું ટોળું આવતું જોઈ બુલ્ક ઝપાટાથી ઘરની બહાર પડી એક કેદીપર ધસી ગયો. તેના ગળામાં પટો નથી એમ જોઈ તે કેદીએ કુતરાંને પકડવાની આંકડી તેની જાંગમાં નાખી; પણ બુલ્કે એવા જોરથી કુદકો માર્યો કે, જાંગની ચામડી ચીરાઇ જઇ તે છૂટી ગયો અને ઘેર આવી ટૉલ્સ્ટૉયની ખૂરશી નીચે બેસી ગયો. આ જખમથી તેને કંઈ વિકાર થયો કે વરૂના કરડવાથી તેને કંઇ થયું, એ કહી શકાતું નથી; પણ એક દિવસે બુલ્ક ઘરમાંથી અદશ્ય થયો અને ત્યારથી પુનઃ તેના સ્વામીને તેનું દર્શન થયું નહિ.

ઇ. સ. ૧૮૫૪ ના જાનેવારીમાં અમલદારીની પરીક્ષામાં બેસવાની પરવાનગી ટૉલ્સ્ટૉયને મળી અને તેની તૈયારી માટે રજા મળવાથી તા. ૨ ફેબ્રુઆરીના દિવસે તે યાસનાયા આવી પહોંચ્યા. અહીં આશરે પોણો મહિનો રહ્યા એટલામાં રૂશો-ટર્કીશ યુદ્ધ અધિક તીવ્ર બનવાથી અચાનક ડાન્યુબ નદીપરના લશ્કરમાં જઈ પહોંચવાનો હુકમ ટૉલ્સ્ટૉયને મળ્યો.

કૉકેશસ પ્રાંતમાં વ્યતીત કરેલા સમય માટે ટૉલ્સ્ટૉયે પોતાના મિત્રો પાસે બે જુદા જુદા પ્રકારના ઉદ્ગાર કાઢેલા છે. કદિ તે ડુંગરમાં અને જંગલમાં ફરવામાં પોતાના દિવસ અતિ સુખમાં ગયાનું કહેતા, ત્યારે કદિ તેથી વિરૂદ્ધ વર્ણન કરતા. અહીં ધ્યાનમાં રાખવા જેવું એટલુંજ છે કે, ટૉલ્સ્ટૉયની વૃત્તિ આ વખતે વિલક્ષણ રીતે અસ્થિર થએલી હતી.



# प्रकरण ४ थुं--क्रिमियन युद्ध.




યૂરોપના એક મહાયુદ્ધમાં સામેલ થવાનો પ્રસંગ ટૉલસ્ટૉયને પચીસ વર્ષની વયેજ પ્રાપ્ત થયો. આ યુદ્ધમાં તેમને જે કંઇ અનુભવ મળ્યો તે પરથી તેમના જીવનક્રમને તદ્દન જુદા પ્રકારનુંજ સ્વરૂપ પ્રાપ્ત થયું.

એ યુદ્ધને અંગે સીલીસ્ટ્રીયાના કિલ્લાપર ઘેરો નાખનારા રૂશીયન સૈન્યમાં ટૉલસ્ટૉય હતા. પાછળથી એ ઘેરો ઉઠાવી લેવો પડયો હતો. એ સ્થળેથી પાછા આવ્યા પછી લખેલા એક પત્રમાં ટૉલસ્ટૉય નીચે પ્રમાણે લખે છેઃ—

"અમારી છાવણી ડાન્યુબ નદીના દક્ષિણ કિનારે પડી હતી. અમારી આજુબાજુ સીલીસ્ટ્રીયાના ગવર્નર મુસ્તફા પાશાના બાગબગીચા પ્રસરેલા હતા. છાવણીનો ચોતરફનો દેખાવ અતિ રમ્ય હતો. અહીંથી ડાન્યુબ નદીનો દેખાવ અને તેમાં ઠેકાણે ઠેકાણે નીકળેલા બેટો સ્પષ્ટ જણાતા હતા; તેવીજ રીતે સીલીસ્ટ્રીયાનો મુખ્ય ગઢ અને ચારેતરફના નાના કિલ્લા પણ સપાટી પર ઉભા હોય તેવા દેખાતા હતા. રાતદિવસ તોપોનો ઘનઘોર અવાજ અને બંદુકોનો કડકડાટ કાનપર અસ્ખલિત અથડાયા કરતો. રાતના સમયે અમારા સિપાઇઓ ખાઇઓ ખોદવાનું કામ કરતા અને તેજ વખતે તુર્કી સિપાઇઓ બંદુકો સહ તેમના પર ધસી આવતા. પહેલીજ રાત્રે એ વિલક્ષણ કડકડાટથી હું ચમકી જાગી ઉઠયો. મને લાગ્યું કે, મોટો હલ્લો શરૂ થયો. મેં તરતજ ઘોડા ઉપર જીન નાખ્યું; એટલામાં એક અધિકારીએ આવી કહ્યું: "કયાં ચાલ્યા? આ તો હમ્મેશની રીત છે. તમે ખુશીથી સૂઇ રહો." તેનું આ કથન સાંભળી હું પલંગ પર જઈ પડયો, પણ નિદ્રા આવી નહિ; તેથી હાથમાં ઘડીઆળ લઇ બંદુકના અવાજ ગણવા લાગ્યો. એક મિનિટમાં એકસોદશ અવાજ થયા. એક બીજા તરફ એટલો દારૂગોળો વપરાતો હોવા છતાં તેની વિશેષ અસર થાય છે એવું કંઈ નથી. ઉભય પક્ષનાં બહુ તો પચાસેક માણસ ઓછાં થાય છે."

"વચ્ચે વચ્ચે શત્રુના મોરચા નીચે અમે મોટી સુરંગો ભરી ઉડાવતા.

અમારો વડો સેનાપતિ અતિ સજ્જન છે. સર્વ સૈનિકોનો તેનાપર પ્રેમ છે. આજે સવારે તે ખાઇઓની સમીપમાં એટલે સુધી ગયો હતો કે તેની ચોતરફ ગોળા ફૂટયા કરતા હતા. તેની લાંબા સોટા જેવી ઉંચાઇ, પીઠ પાછળ હાથ રાખવાની પદ્ધતિ અને બોલવાની ઢબ એ ખરેખર હાસ્ય ઉપજાવનાર છે. યુદ્ધના વિચાર અને યોજના એટલે સુધી તેના મગજમાં ઘુમે છે કે આજુબાજુ ગોળા ફુટે છે એ પણ તેના લક્ષમાં આવતું નથી. તે અતિ ચાલાક અને સરળ હૃદયી છે. તેની વૃત્તિ એટલી સાદી છે કે, બીજા દિવસનો સવારનો હુમલો પોતાની પ્રત્યક્ષ આજ્ઞા નીચે થાય તે માટે તેણે આખી રાત સૈનિકો સાથે સૂઈ રહી વ્યતીત કરી હતી."

"તે રાત્રે અમારામાંના કોઇને ખરોખર નિદ્રા આવી નહિ. મોટો હુમલો સવારમાં શરૂ થશે એ વિચાર અમો સર્વના ચિત્તને ભડકાવતો હતો. ત્રણ વાગવાનો વખત પાસે આવતો ગયો તેમ તેમ ઉત્સુકતા વૃદ્ધિ પામતી ગઇ અને ભીતિ દૂર થતી ગઇ. મનની આ ચલિત સ્થિતિ કેવી ચમત્કારિક છે ? છેવટે મારી ઉત્સુકતા એટલે સુધી વધી ગઇ કે, કોઇએ મને હુમલો કરવાનો નથી એમ કહ્યું હોત તો ખરેખર હું અતિ નિરાશ થયો હોત. અરે કેવો ચમત્કાર ! થયું પણ તેમજ. હુમલાની આજ્ઞાની નિશાની તરીકે આકાશમાં દારૂનાં બાણ જોવાની આશામાં અમે આકાશ તરફ દ્રષ્ટિ રાખી બેઠા હતા; એટલામાં સેનાપતિ ફીલ્ડ પારકેવીચ તરફથી ઘેરો ઉઠાવવાનો હુકમ આવી પહોંચ્યો. એ હુકમથી સાધારણ સૈનિકથી તે ઠેઠ સેનાપતિ સુધી સર્વને નિરાશા થઇ. એ કિલ્લો હાથમાં આવ્યો હોત તો સીલીસ્ટ્રાયાનાં બીજાં થાણાં અમે બે ત્રણ દિવસમાં તાબે કર્યાં હોત. અમારા સેનાપતિને તો અતિશય દિલગીરી થઇ, પણ પુષ્કળ માણસોની કતલ અટકશે એ વિચારથી તેણે આનંદ પ્રદર્શિત કરી પાછા ફરવાની શરૂઆત કરી. છેવટનો સિપાઈ ડાન્યુબ ઉતરી રહ્યો ત્યાં સુધી સેનાપતિ પોતે પાછળ રહ્યા હતા. તુર્કીના જુલમથી ત્રાસી ગએલાં સાત હજાર બલ્ગર કુટુંબો સ્વદેશ છોડી અમારી સાથે આવવા નીકળ્યાં. અમે છોડેલા એક ગામમાં તુર્કોએ પ્રવેશ કરીને ફકત યુવાન બલ્ગર કન્યાઓને પોતાના ઝનાના માટે રાખી બાકીનાં માણસોની કતલ કરી હતી. આવી સ્થિતિમાં અમારા સેનાપતિ તરફથી સંમતિ મળતાંજ હજારો બલ્ગર કુટુંબ અમારી સાથે રૂશીયામાં આવવા કબૂલ થાય તેમાં નવાઈ જેવું શું છે ? કેટલાક સ્વાભાવિક રીતેજ પાછળ રહી ગયા; કારણકે સર્વની વ્યવસ્થા અમારાથી બને તેમ નહતી, પણ તેથી અમારા સેનાપતિને કેટલું દુઃખ થયું તે લખી શકાય તેમ નથી. સર્વ સાથે તેમણે મીઠા અવાજે વાત કરી પોતેજ નિરૂપાય હોવાનું જણાવી ખેદ પ્રદર્શિત કર્યો. પુષ્કળ વહાણોવાળાને ભાડું આપવામાં તેમણે પોતાના

પૈસાનો પણ ઉપયોગ કર્યો. ખરેખર, એવાજ મનુષ્યોની સાથે નોકરીમાં રહેવાની મારા અંતઃકરણની ઇચ્છા છે. ”

ડાન્યુબ નદીપરનું સૈન્ય સીલીસ્ટ્રીયા છોડી બુખારેસ્ટ આવ્યું. અહીં ગૉર્ટશકૉફની મુલાકાત થતાંજ ટૉલ્સ્ટૉયે કોઇ અધિક મારાની જગ્યોએ પોતાની બદલી કરવા વિનંતિ કરી; પરંતુ ૧૩ નવેમ્બર સુધી હાથોહાથની ઝપાઝપીનો પ્રસંગ જોવા તેમને મળ્યો નહિ. તે દિવસે તેમની નિમણુક ક્રિમિયા પ્રાંતના લશ્કરમાં થઇ અને તા. ૨૦ નવેમ્બરના રોજ તે સેબેસ્ટોપલ આવી પહોંચ્યા. આ સ્થળની ઉત્તરે ફ્રાન્સ અને ઇંગ્લંડનું લશ્કર ઉતર્યું અને આલ્માની લડાઇમાં રૂશીયાનો પરાજય થયો. ફ્રાન્સ અને ઇંગ્લંડના લશ્કર પાસેની યુદ્ધસામગ્રી અને બીજાં સાધનો રૂશીયાનાં સાધનો કરતાં ઉંચી જાતનાં હતાં; તોપણ સેબેસ્ટોપલનો કિલ્લો અગીયાર મહિના સુધી ટકયો હતો. આ ઘેરાનું ટૉલ્સ્ટૉયે એક પુસ્તકમાં અતિસુંદર વર્ણન કર્યું છે અને ત્યાં બનેલા બનાવો વર્ણવ્યા છે. સેબેસ્ટોપલ પહોંચ્યા પછી પંદર દિવસે નીચેની હકીકત તેમણે પોતાના બંધુને જણાવી હતી.

“ આ વર્ષે મને એટલા બધા અનુભવ થયા છે કે તેનું વર્ણન કેવી રીતે કરવું, પ્રથમ શું કહેવું અને પછી શું કહેવું, એ સુદ્ધાં મને સમજાતું નથી. સીલીસ્ટ્રીયાની વાત હવે જુની થઈ ગઈ છે અને તેના સ્થાને સેબેસ્ટોપલ આવ્યું છે. અહીં અનુભવાતા વિવિધ પ્રકાર વિષે શું કહું ? એ વાતો યાસનાયામાં આપણે મળીશું ત્યારે કહીશ. વચ્ચે વચ્ચે એકાદ વર્તમાનપત્રદ્વારા પણ સર્વને કહેવાનો મારો વિચાર છે. ”

“ શહેરની દક્ષિણે કિલ્લેબંદી નહિ હોવાથી શત્રુએ ત્યાં પડાવ કરી તે ભાગમાં ઘેરો નાખ્યો છે. હવે અમે એ બાજુએ અભેદ્ય મોરચો બાંધ્યો છે. શત્રુસૈન્ય આગળ આવવાનો પ્રયત્ન કરશે તો પાંચસો જંગી તોપોના મારામાં તેનો ચૂરો થઇ જશે. મુખ્ય કિલ્લાપર હું એક અઠવાડીયું રહ્યો હતો; અને ત્યાંથી રોજ મારા તોપખાનાપર આવતો હતો. જંગલમાંનાં વૃક્ષોની માફક તોપો ઠેર ઠેર એવી રીતે ગોઠવી દેવામાં આવેલી હતી કે, ચક્રવ્યૂહમાં સપડાયો હોઉં તેમ હું રોજ મારા તોપખાનાનો માર્ગ ભૂલતો હતો. ”

“ સૈન્યનું ધૈર્ય ખરેખર અપ્રતિમ છે. એવું શૌર્ય પ્રાચીનકાળમાં કદિ પ્રકટ થયું નહિ હોય. કૉર્નિલૉફ લશ્કરમાં ફરવા નીકળે છે ત્યારે સાદી સલામીના શબ્દોના બદલે તે સૈનિકોને કહે છે, “ વીરો ! તમો મરવાને તૈયાર છો ને ? ” સિપાહીઓ પણ એકી સાથે “ હા ” એવો ઉત્તર આપે છે. “ ફ્રેંચોનું ચોવીસમું તોપખાનું આપણે તોડી પાડયું હતું; પરંતુ સમયસર ભરપુર સહાય નહિ આવવાથી તે શિકાર હાથમાંથી ગયો ” એમ કહી તે છૂટે મોઢે રડવા લાગ્યો. ખલાસીઓની એક

ટુકડીને જમીનપરનું તોપખાનું છોડી જવાનો હુકમ કરવામાં આવ્યો ત્યારે તે આખી ટુકડી બંડ કરવાના વિચારમાં આવી હતી. મોરચાપર સિપાહીઓ તોપો ફોડે છે ત્યારે ગામની સ્ત્રીઓ તેમના માટે પીવાનું પાણી લઇ જાય છે. તેમાંની કેટલીક મરે છે અને ઘણી ઘાયલ થાય છે. ધર્માધિકારી પણ પ્રાર્થનાગીત ગાવા તોપોપર જાય છે. એક નાની ટુકડીમાં ૧૬૦ માણસો ઘાયલ થયાં હતાં, તોપણ તે ટુકડી પોતાની મોખરાની જગ્યો છોડવા કબૂલ થઇ નહતી. હમણાં શત્રુનું તોપખાનું ચૂપ થઇ બેઠું છે. સેબેસ્ટોપલ પોતાના હાથમાં આવે તેમ નથી, એવી તેમને ખાત્રી થઇ હોય એમ જણાય છે અને તે ખરૂંજ છે. યુદ્ધની પ્રત્યક્ષ ધૂમચક્રીમાં પ્રવેશ કરવાની તક હજુ સુધી મળી નથી; પણ તેવા શૂરવીરો મારી દ્રષ્ટિ આગળ ફરે છે, અને આવા પ્રકારના ઉજ્જવલ સમયમાં પ્રભુએ મને જન્મ આપ્યો એજ મારાપર મહાન ઉપકાર છે.”

“અમારા તોપખાનામાં એક લશ્કરી વર્તમાનપત્ર શરૂ થવાની તૈયારી થાય છે. એ વિષેના અમારા સર્વ વિચાર પ્રિન્સ ગૅર્ટશકૉફને જણાવવામાં આવ્યા છે. એ કલ્પના તેમને અતિપસંદ પડી અને તેમણે તે બાદશાહ આગળ સાદર કરી સંમતિ પણ માગી છે. એ પત્રના સબ એડીટર તરીકે મારી નિમણુક થઈ છે. એને માટે જરૂરની થાપણ હું અને સ્ટોલીપીન આપનાર છીએ. એમાં અમે યુદ્ધનાં વર્ણનો, શૌર્યપૂર્ણ કૃત્યો અને સારાં માણસોના મૃત્યુલેખ પ્રકટ કરીશું. એ ઉપરાંત લશ્કરી બાંધકામની હકીકત, તોપખાના વગેરેની માહિતી પણ આવશે. હજુ એ વાતને પ્રત્યક્ષ સ્વરૂપ મળ્યું નથી. તે પ્રાપ્ત થવું બાદશાહની ઇચ્છાપર આધાર રાખે છે. એમાં બાદશાહની સંમતિ મળશે કે કેમ તે વિષે મને શંકા છે. નમુનાની બે નકલ પીટર્સબર્ગ મોકલી છે; તેમાં એક લેખ મારો છે અને બીજો રોસ્ટોવફનો છે. એ કામ માટે ૧૫૦૦ રૂબલની જરૂર પડવાથી તે મોકલવા મેં વેલીરીયનને લખ્યું છે.”

“તુર્કી સરહદ છોડી ત્યારથી મારી પ્રકૃતિ ઉત્તમ છે. હાલમાં મારૂં લેખન કાર્ય બીલકુલ ચાલતું નથી. આજે ચાર વર્ષથી હું સ્ત્રીમંડળથી અપરિચિત રહ્યો છું તેથી અને દુર્ગુણી લોકોમાં દીર્ઘકાળ વહી જવાથી મારી રીતભાત તદ્દન બગડી જશે કે શું, એમ પણ કદિ કદિ મને લાગે છે.”

ઉપરોક્ત બનાવ બન્યા પછી થોડા દિવસે ટૉલ્સ્ટૉયનું તોપખાનું સેબેસ્ટોપલની ઉત્તર તરફના એક ગામડામાં ગયું. આ સ્થળ પ્રત્યક્ષ મારાની બહાર હતું.

એ પછી બે મહિનામાં તેમણે એક પત્રમાં નીચે પ્રમાણે જણાવ્યું છે:—

“ક્રિમિયામાં બદલી કરવા મેં વિનંતિ કરી તેમાં મારો એવો આશય હતો કે, કંઇક પ્રત્યક્ષ યુદ્ધ જોવું: અને બીજું એ કે, તે વખતે દેશાભિમાનના જુસ્સામાં

હું સપડાયો હતો; એ પણ મારે કબૂલ કરવું જોઇએ. સેબેસ્ટોપલમાં હું તોપખાનાના કામપર હતો. ત્યાં એક મહિનો સુખમાં ગયો. ડિસેમ્બર મહિનામાં અમારૂં તોપખાનું સીંફેરોપલ ગયું. ત્યાં દોઢ મહિનો મેં મઝામાં ગાળ્યો. જાનેવારી મહિનામાં અમલદારોની પુનઃ ફેરફારી થઇ તેમાં મારી નીમણુક બેલબેક નદીના કિનારે સેબેસ્ટોપલથી શુમારે સાત માઇલપર થઇ. આ સ્થળે મને ઘણું દુઃખ પડયું. અધિકારીવર્ગ જંગલી જેવો અને સેનાપતિ પણ તેજ જાતનો. વળી ખાવાપીવાની વ્યવસ્થા પણ સારી નહતી. વાંચવાને એકે પુસ્તક પાસે નહિ અને વાતો કરવા યોગ્ય એકે માણુસ નહિ; એવી સ્થિતિમાં એ દિવસ ગયા. વર્તમાનપત્ર કાઢવાના અમારા વિચાર વિષે અગાઉ મેં જણાવેલું છેજ. તેના ખર્ચ માટે આશરે ૧૫૦૦ રૂબલ ( તે વખતના આશરે ૧૮૦ પૌંડ ) ની રકમ મારા હાથમાં આવી; પણ સરકાર તરફથી પરવાનગી મળી નહિ એ તમારા જાણવામાં છેજ. એ રકમ મારા હાથમાં પડી રહેતાં તે સર્વ જુગારમાં જવા ઉપરાંત ઘણી રકમ ધરની ગઇ. એકંદરે પહેલાંની માફકજ હું મહામૂર્ખ છું, તે મેં જગતને સારીરીતે સિદ્ધ કરી બતલાવ્યું છે. માર્ચ મહિનામાં એક નવો અધિકારી અમારા તોપખાનામાં આવ્યો. એ ગૃહસ્થ ઘણો સારો હોવાથી મારા મનની બગડેલી સ્થિતિ ધીમે ધીમે ઠેકાણે આવવા લાગી. એપ્રીલની પહેલી તારીખે પુનઃ અમારૂં તોપખાનું સેબેસ્ટોપલમાં ગયું અને ત્યાં મારૂં મન ફરીથી પહેલાંના જેવું બન્યું. સેબેસ્ટોપલમાં મારો જીવ ઘણો જોખમમાં હતો. અઠવાડીયામાં ચાર દિવસ ચોથા નંબરના તોપખાનાપર મારે કામ કરવું પડતું. સેબેસ્ટોપલની રણભૂમિમાં ચોથા નંબરનો મોરચો એટલે પ્રત્યક્ષ મૃત્યુનુંજ દ્વાર છે. આ સ્થળે છ અઠવાડીયાં મેં આનંદપૂર્વક વ્યતીત કર્યાં; એટલામાં ગૅર્ટશકૉફની કે સેનાપતિની મરજી ફરવાથી મારી બદલી તા. ૧૫ મી મેએ સેબેસ્ટોપલથી ચઉદ માઇલપર આવેલા એક થાણામાં થઇ. અહીં પણ એકંદર પરિસ્થિતિ સામાન્ય રીતે સારી છે. ”

ટૉલસ્ટૉયની આ વખતની બદલી પ્રેઇની લહેરથી થઇ નહતી, પણ તેનું મૂળ ખુદ્દ ઍલેકઝાંડર બાદશાહ તરફથી ઉદ્‌ભવ્યું હતું. ટૉલસ્ટૉયે ‘ સેબેસ્ટોપલનો ડિસેમ્બર માસ ’ એવા મથાળા નીચે એક લેખ એક પત્ર તરફ મોકલ્યો હતો. આ લેખનો કાચો મુસદ્દો બાદશાહના નજરે પડયો અને ‘ આ તરૂણ લેખકને ખરા મારાની જગ્યાએ રાખવો નહિ ’ એવો હુકમ તેણે સેનાપતિ તરફ મોકલ્યો હતો. કહેવાય છે કે, એ લેખ વાંચી બાદશાહની માતા ખુલ્લે મોઢે રડી પડી હતી.

ટૉલસ્ટૉય સેબેસ્ટોપલ આવ્યા ત્યારે તેમની સાંપત્તિક સ્થિતિ વિશેષ સંતોષકારક નહતી, એ વાંચકોની જાણ બહાર નથીજ. આથી દેવું ચુકવવા માટે તેમને પોતાનું જુનું રહેવાનું ઘર વેચવું પડયું. એક કાટમાલના વ્યાપારીએ તે વેચાતું

લઇ તોડી પાડયું અને તેના સામાનવડે તેવુંને તેવું પોતાની માલિકીની જમીનમાં બીજું મકાન ઉભું કર્યું. તે અદ્યાપિ પણ ત્યાં ભાગીતૂટી સ્થિતિમાં છે.

સેબેસ્ટોપલમાં નિવાસ હતો તે વખતે ટૉલ્સ્ટૉય સાથે તેમના પોતાના ઘરનો નોકર એલેક્ઝીસ હતો. તે તોપખાનાપર રહેતા ત્યારે તેમનું તે ખાણું લઈ જતો હતો. ટૉલ્સ્ટૉયે પોતે એ ચોથા નંબરના તોપખાનાનું વર્ણન સેબેસ્ટોપલ નામની નવલકથામાં અત્યુત્તમ રીતે કરેલું છે. તે વખતની નિત્યનોંધમાં નીચેનાં વાક્યો છે.

" પ્રભુ, આજ સુધી તેં મારૂં રક્ષણ કર્યું છે, તે માટે હું તારો કેવી રીતે આભાર માનું ? તું મારો હાથ પકડી સન્માર્ગે દોરે છે. તેં મને છોડયો હોત તો મારી શી દશા થઇ હોત ? પ્રભુ, તારા ચરણથી કદિપણ મને દૂર થવા દઇશ નહિ. મારી આકાંક્ષા તૃપ્ત થાય એવી માગણી હું કરતો નથી. માનવજન્મનું સાર્થક્ય શેમાં છે તે મને સમજાતું નથી. એ વાત મારી બુદ્ધિમર્યાદા બહારની છે. તોપણ મારા જન્મનું સાર્થક્ય થાય તેવાજ રસ્તે મને પાડ. "

આ સમયે ટૉલ્સ્ટૉયની બદલી ખૂદ સેનાપતિની પાસે થઈ હતી; પણ એ જગ્યાનો તેમણે જાતેજ અસ્વીકાર કર્યો. તેમની એવી સમજ થઇ હતી કે, યુદ્ધની એકંદર સ્થિતિમાં સેનાપતિની આજુબાજુ રહેનારો વર્ગ હમ્મેશ ગોટાળા ઉભા કરે છે. આરમારપરના વડા અધિકારી કૉર્નીલોફે દર્શાવેલા શૌર્યની સ્તુતિ ટૉલ્સ્ટૉયે અનેક પ્રસંગે કરી છે, પણ સેનાપતિ માટે તેમનો બહુ સારો અભિપ્રાય નહતો.

તા. ૧૬ ઑગસ્ટના રોજ ચર્નાયા નદીના કિનારે મોટું યુદ્ધ થયું અને તેમાં રૂશીયાને પરાજય મળ્યો. આ પછી સેબેસ્ટોપલનું સંરક્ષણ કાર્ય ધીમેધીમે અશક્ય થવા લાગ્યું. સંયુક્ત સૈન્ય એકપછી એક થાણાં સર કરવા લાગ્યું અને છેવટે મેલાહૉફનું થાણું શત્રુના હાથમાં ગયું; ત્યારે રૂશીયનોએ સર્વ યુદ્ધસામગ્રી બાળી મૂકી પાછા હઠવાનો વિચાર કર્યો. આ પછી ક્રિમિયાના યુદ્ધમાં રૂશીયન તોપખાનાએ શું શું કાર્ય કર્યું તેનો એક સંપૂર્ણ ઇતિહાસ લખવાની ટૉલ્સ્ટૉયને આજ્ઞા થઈ. આ કામમાં એકંદર મુખ્ય વીસ અધિકારીઓ તરફથી આવેલાં ટાંચણોની હકીકત એકત્ર કરવાની હતી. આ વખતે ટૉલ્સ્ટૉયને સમજાયું કે, યુદ્ધના ઇતિહાસની નોંધ કેવી રાખવામાં આવે છે. પરિણામે યુદ્ધના ઇતિહાસ સંબંધી તેમના મનમાં વિલક્ષણ અનાદર ઉત્પન્ન થયો. એ ઇતિહાસ સંબંધી વાત કરતાં એક પ્રસંગે તેમણે કહ્યું છે કે; " તે લેખની એક પ્રત મેં સંભાળી રાખી નહિ તે માટે હું દિલગીર થાઉં છું. શુદ્ધ અસત્ય વાતો કેવી રીતે ભરી દેવામાં આવે છે, તેનું એવું એકાદ પ્રત્યક્ષ દૃષ્ટાંત મારી પાસે રહ્યું હોત તો સારૂં થાત. તે વખતના કામ કરનાર અમલદારો એ ઇતિહાસ હમણાં વાંચે તો ખરેખર તેમને હસવુંજ આવશે. કેવળ સેનાપતિના હુકમથી પોતાની જાણ બહારની વાતો તેમાં લખેલી હોવાનું

સ્મરણ થયા પછી હસવું આવ્યા સિવાય કેમ રહે !"

ટૉલ્સ્ટૉયે લખેલો ઇતિહાસ પીટર્સબર્ગ પહોંચાડવાનું કાર્ય પણ તેમનેજ ( ટૉલ્સ્ટૉયને ) સોંપવામાં આવેલું હતું. અહીંથીજ ટૉલ્સ્ટૉયનો યુદ્ધનો પ્રત્યક્ષ અનુભવ પુરો થયો. તેમને આશા હતી કે, યુદ્ધના અંત સમયે કંઇ બઢતી મળશે, પણ તે વિફલ થઇ; કારણ કે તે વખતે જે નવીન ગીતોનો રૂશીયન સૈનિકોમાં પ્રચાર થયો હતો તે ટૉલ્સ્ટૉયે રચ્યાં હોવાં જોઇએ, એવી શંકા સરકારને થઇ હતી. આ ગીતોમાં સરકારની એકંદર કૃતિપર સારા ફટકા લગાવેલા હતા. અનેક વખત સૈનિકોનો નાહક ભોગ કેવી રીતે આપવામાં આવે છે અને તોપોનો ગડગડાટ પણ ન સાંભળ્યો હોય તેવા એકાદ ગ્રૅંડડ્યૂકને શૌર્યની કદર નિમિત્તે ચાંદ અને પદક કેવી રીતે મળે છે, તેનું વર્ણન ખૂબીથી કરેલું હતું.

આ વખતે રૂશીયામાં અસંતોષનાં બીજ વિશેષ રોપાયાં હતાં અને તેનો ચેપ સૈનિકોને પણ લાગ્યો હતો. એજ અસંતોષનું દિગ્દર્શન ઉપરોક્ત ગીત અને કવિતમાં થયું હતું. લશ્કરના કેટલાક અમલદારો પોતાના તોપખાનાના મુખ્ય અધિકારીને ઘેર ઠંડા પહોરનાં ગપ્પાં મારવા રોજ સાંજે એકત્ર થતા. ત્યાં પીયાનો રહેતો હોવાથી પ્રસંગે ગાયનવાદન પણ થતું. એવાજ પ્રકારના પ્રસંગમાં ઉપર કહેલાં ગીત–કવિત જન્મ પામ્યાં. આવી બેઠકોમાં ટૉલ્સ્ટૉયની પણ હાજરી રહેતી અને તેમની લેખક તરીકેની ખ્યાતિના કારણે એ ગીતના કર્તા પણ તેજ ગણાવા લાગ્યા. ખરી રીતે એ બધાં ગીત એમણે રચ્યાં નહતાં, પણ એટલું તો સત્ય હતું કે તેમાં પ્રકટ થએલા વિચારોને તેમની પૂર્ણ સંમતિ હતી.

ટૉલ્સ્ટૉયને બઢતી નહિ મળવાનું બીજું પણ એક કારણ છે. રૂશીયામાં ઉપરી અધીકારીઓને ભેટ વગેરે મોકલીને તથા રાજકીય પક્ષને લાગવગ પહોંચાડીને બઢતી મેળવવાની રીત ચાલતી હતી. એવા અવળા માર્ગે બઢતી મેળવવાની ટૉલ્સ્ટૉય ઇચ્છા રાખતા નહતા. અધિકારીને ત્યાં જઇ તેઓ મુખસ્તુતિ પણ કરતા નહિ. આવી સ્થિતિમાં તેમને ચઢતે દરજ્જે લઇ જવા કોણ ભલામણ કરે ?

જુદા જુદા લશ્કરી ખાતાના અમલદારો અનેક પ્રકારની વસ્તુઓ ખરીદતા અને તેની કિંમત બીજા માલ પર ચઢાવી તેનો બોજો સરકાર પર નાખતા હતા. એ કિંમત ચઢાવી લેવામાં કેટલીક વખત અધિકારીઓના હાથમાં સારી રકમો ફાજલ પડતી. એક વખતે ટૉલ્સ્ટૉય તોપખાનાની એક ટુકડીના મુખ્ય અધિકારીના સ્થાને હતા, તે વખતે એવીજ કંઇ રકમ તેમના હાથમાં આવી; ત્યારે તેમણે એ રકમ ખીસ્સામાં નહિ રાખતાં સીલક ખાતામાં જમા કરી. આ વાત અન્ય અમલદારોના જાણવામાં આવતાંજ તે સર્વ તેમના પર તૂટી પડયા; અને નવાઇ જેવી વાત એ થઇ કે, વડા સેનાપતિએ પણ લાંબા વખતની રૂઢિનો ભંગ કરવા

માટે તેમને ઠપકો આપ્યો. હવે તેમના વિષે બીજાઓની શી ધારણા હતી તે જોઇએ. તેમના હાથ નીચેના એક અધિકારીએ પોતાનો જાતિ અનુભવ નીચેના શબ્દોમાં વ્યક્ત કર્યો છે.

" નવાં ગીત અને વાતો રચવામાં ટૉલસ્ટૉય નિપુણ હતા. યુદ્ધ જેવા વિકટ પ્રસંગે વાતો કહી તથા ગીતો સંભળાવીને અમોને કેવા રીઝવતા તેનું વર્ણન હું કરી શકતો નથી. તેમનાં કવિત એવાં શૌર્ય અને વીરતાથી ભરેલાં હતાં કે, તે સાંભળી એકાદ મડદાલ સિપાહીના અંગમાં પણ વીરત્વનો સંચાર થતો. ટૉલસ્ટૉય અમારા તોપખાનાના આત્મારૂપજ હતા ! તે મંડળમાં હોય ત્યારે અમારો સમય કેવી રીતે વહી જતો તે સમજાતું નહતું. તેમની હાજરી દરમીઆન કોઇ પણ વદનપર દુઃખ કે ચિંતાની છાયા દેખાઇ નથી. તેમની બદલી સીંફરોપોલના થાણાપર થઈ ત્યારે અમો સર્વને ઘણું માઠું લાગ્યું. તેઓ પોતાની પૂર્વ હકીકત પણ કદિ કદિ કહેતા. કદિ કદિ તે પીટર્સબર્ગમાં જુગારમાં પૈસા કેમ ગુમાવ્યા અને સ્ત્રીઓની લતે કેવી રીતે ચઢયા હતા, તેનું વર્ણન પણ કરતા. આ જૂની વાત કહેતાં તેમનું મુખ એટલું મ્લાન બનતું કે, તેથી અમારા મનમાં પણ ચણચણાટ થતો. આવી સામાન્ય બાબતમાં પણ તેમને જાણે મોટું પાપ કર્યું હોય તેમ લાગતું. એકંદરે તેમનો એક વખત કોઇની સાથે પરિચય થતાં તે જીવનપર્યંત તેમને વીસરી જઇ શકે તેમ નહતું. "

આવાજ પ્રકારનાં બીજા અનેક વર્ણન કર્યાં છે. કેટલાકોએ તેમની અદ્ભુત શક્તિની વાતો પણ કહી છે. આ વખતની પોતાની મનઃસ્થિતિનું વર્ણન ટૉલસ્ટૉયે પોતાની નિત્યનોંધમાં નીચે પ્રમાણે કર્યું છે.

" મારામાં શાલીનતા બીલકુલ નથી એ એક મોટો દુર્ગુણ છે. મારૂં સ્થાન શું ? એક પેન્શનર સૈનિક અધિકારીના ચાર પુત્રોમાંનો એક પુત્ર ! સાત વર્ષની ઉંમરે માબાપ વગરનો થઇ સ્ત્રીઓ અને આડોશી પાડોશીઓના હાથ નીચે ઉછરેલો યુવક ! મારામાં વિદ્વત્તા નથી અને વ્યાવહારિક રીતભાત પણ નથી. ૧૯ વર્ષની વયે હું સ્વતંત્ર થયો તે વખતે મારી પાસે વિશેષ પૈસા નહતા, લોકોમાં માન નહતું અને મોટી ખામી તો એકે મારાપર કોઇનો દાબ ન હતો; તેથી હું તદ્દન સ્વચ્છંદી બન્યો અને પાસે હતું તેટલું બધું સાફ કર્યું. જીવનના ખરા મહત્ત્વના સમયે મેં મોજ ભોગવી એમ કહું, પરંતુ તેમ પણ બન્યું નથી; અથવા એકાદ મહદ્ કાર્ય કર્યું કહું, તો તે પણ કર્યું નથી. દેવાના દબાણથી હું કૉકેશસ નાસી ગયો. ૨૬ વર્ષની વયે આસિસ્ટન્ટ લેફ્ટેનન્ટ થઇ ડાન્યુબના લશ્કરમાં નોકરી કરી. પગાર ઉપરાંત વધારાની એક પાઇ પણ મારા હાથમાં આવતી નહતી; કારણકે ઘરનું ઉત્પન્ન દેવાના નીકાલમાં જતું હતું. બુદ્ધિહીનનો કોઇ બેલી

થતું નથી. જનસમાજમાં કેવી રીતે ચાલવું તેની મને અક્કલ નથી. નોકરીમાં પણ તેવુંજ અજ્ઞાન છે. વ્યવહારશૂન્યતાથી પૂર્ણ બનેલો છું અને એવી સ્થિતિમાં પણ અહંમન્યતા છુટતી નથી. મારૂં શબ્દચિત્ર હુંજ આલેખું છું."

"હું કદરૂપો છું, સમાજના રીતિરીવાજથી હું અજ્ઞાત છું, હું વિચિત્ર હોઇ અસ્વચ્છ પણ છું, મારો સ્વભાવ ચીડીયો છે, મારી સોબતથી લોકોને ઉદ્વેગ થાય છે. મારામાં સહનશીલતા નથી અને હું તદ્દન નિર્લજ્જ મનુષ્ય છું. હું કેવળ અજ્ઞાનતાની મૂર્તિ છું. મેં જે કંઈ જ્ઞાન મેળવ્યું છે તે કેવળ મારી લહેરથીજ મેળવ્યું છે. તેમાં કંઇ પદ્ધતિ નથી, અંકુશિતપણું નથી અને તે પણ ભાગ્યું તુટયું છે. મારામાં ભારે કામવાસના વસેલી છે. બુદ્ધિ તદ્દન અનિશ્ચિત છે. માત્ર હઠ અને ક્રોધ પૂર્ણ ભરેલાં છે. એકંદરે રખડેલ માણસમાં રહેતા સર્વ ગુણ મારામાં છે. હું શૂર નથી અને આળસુ તો એટલો છું કે, તે એક મારો જન્મતઃ સ્વભાવજ થઇ પડયો છે."

"મારામાં થોડું ચાતુર્ય છે, પણ અદ્યાપિ સુધી તેની પરીક્ષા થઇ નથી. કોઈપણ સારા ધંધાને જરૂરની વ્યવહારિક બુદ્ધિ મારામાં નથી. સદ્‌ગુણને હું ચાહું છું અને તેનાથી દૂર થાઉં ત્યારે મને પશ્ચાત્તાપ થાય છે અને તે મેળવવા પુનઃ મહેનત કરૂં છું; પણ સદ્‌ગુણ કરતાં કીર્તિને હું વિશેષ ચાહું છું. કીર્તિમાન થવાની મહત્ત્વાકાંક્ષા એટલી બળવાન છે કે, સદ્‌ગુણ અથવા કીર્તિ એમાંથી એકજ મળે તેમ હોય તો મને ભય છે કે, હું સદ્‌ગુણને બદલે કીર્તિજ પસંદ કરીશ."

ટૉલસ્ટૉયે પોતે આપેલા શબ્દચિત્રથી કોઇને પણ લાગશે કે તે દુર્ગુણના પૂતળારૂપજ હોવા જોઈએ; પણ કહેવું જોઇએ કે એ ચિત્ર આલેખવામાં તેમણે અતિશયોક્તિ કરેલી છે. સર્વ સદ્‌પુરૂષોમાં પોતાની જાત માટે એવા પ્રકારની તીવ્ર તુચ્છબુદ્ધિ ઉત્પન્ન થાય છે. સદ્વ્યારના નમુના તરીકે તેઓ પોતાની સમક્ષ જે કલ્પનાચિત્ર મૂકે છે, તે ચિત્ર સાથે પોતાને સરખાવવાનો તેઓ હમ્મેશ ઉદ્યોગ કરે છે; અને સાધારણ માનવી મનને સુલભ એવો કોઈપણ દુર્ગુણ તેમને પોતામાં જણાય છે કે, પૂર્ણત્વની તૂલનાથી તેમને પોતાનું સ્વરૂપ બહુજ હલકું લાગે છે. ધોળાની સાથે મૂકી જોવાથી કાળાની કાળાશ જેમ અધિક લાગે છે, તેમ પૂર્ણત્વની તુલનાથી સામાન્ય અવગુણ પણ અધિક ભયંકર જણાય છે. સત્પુરૂષની દ્રષ્ટિ હમ્મેશ પોતાની સુધારણા તરફ રહેતી હોવાથી પોતાના ઝીણા ઝીણા દુર્ગુણ પણ તેમનાથી છુપા રહી શકતા નથી. ખરી રીતે ટૉલસ્ટૉયની પોતાની સ્થિતિ તેમણે પોતે વર્ણવ્યા જેવી નહતી. વડીલોપાર્જિત મિલ્કત તેમણે હીન સ્થિતિમાં લાવી મૂકી ન હતી. તેમને કરેલા ધોરણ પ્રમાણે શિક્ષણ મળ્યું

હતું; પણ તેમનું વાંચન વિશાળ હતું તથા બુદ્ધિ અને સ્મરણશકિત તીવ્ર હોવાથી સંપાદન કરેલું જ્ઞાન તેમનામાં ઓતપ્રોત થઇ રહેલું હતું. તે ફ્રેંચ અને જર્મન ભાષા ઉપર માતૃભાષાની માફકજ કાબુ ધરાવતા હતા. એ ઉપરાંત ઈંગ્લીશ, લેટીન, એરેબિક અને તર્કી–તાર્તર ભાષાનું પણ થોડું ઘણું જ્ઞાન ધરાવતા હતા. વળી તેમણે ઇટાલીયન, ગ્રીક અને હીબ્રુ ભાષાનો અભ્યાસ શરૂ કર્યો હતો. તેમણે લખેલી વાતો વિદ્વાન સંપાદકોની પૂર્ણ પસંદગી પામી તેના બદલામાં તેમને વેતન પણ સારૂં મળ્યું હતું. તેમનામાં રીતભાત નહતી એ વાત ખોટી છે. કેટલીક વખત તેમનામાં મુખદુર્બળતા જણાઈ આવતી તેનું કારણ અજ્ઞાનતા ન હોઇ હમ્મેશ ઉચ્ચ મનોવૃત્તિમાં રહેવાની ઇચ્છાઆડે વિક્ષેપ કે અંતરાયો આવતાં જે એક પ્રકારનો કંપ બુદ્ધિમાં ઉત્પન્ન થાય છે તથા સામાન્ય જનસંગમાં સુખ જણાતું નથી, તે છે.

તા. ૫ માર્ચ ૧૮૮૫ ની નિત્યનોંધમાં નીચેની હકીકત દ્રષ્ટિએ પડે છેઃ–

" ઈશ્વર અને શ્રદ્ધા વિષે વાત કરતાં કરતાં મારા મનમાં એક મહત્ત્વનો વિચાર ઉત્પન્ન થયો. મને લાગે છે કે, હવે પછી એ વિચારને મૂર્ત સ્વરૂપ આપવા તરફ મારૂં લક્ષ સ્થિર રહેશે. તે વાત એ કે હાલની સ્થિતિને અનુસરી નવો ધર્મ એટલે સંશોધિત ખ્રિસ્તી ધર્મ ઉત્પન્ન કરવો જોઇએ. હાલના ખ્રિસ્તી ધર્મમાં રહેલાં હઠવાદ અને અંધશ્રદ્ધા નષ્ટ થવાં જોઇએ. આ નવો ધર્મ મૃત્યુ પછી સ્વર્ગસુખ મળશે એવો ડોળ દેખાડશે નહિ. તે આ જન્મમાં અને આજ દેહમાં કલ્યાણ કેમ થાય તે કહેશે. મને આશા છે કે, મનુષ્યજાતિનું ઐક્ય કોઇ પણ કાળે થવાનું હશે તો ધર્મની એકતાના પાયા ઉપરજ થશે. "

ઉકત વાકયો ટૉલસ્ટૉયની લેખિનીમાંથી ઉતર્યાં ત્યારે તેમનું વય ફક્ત સત્તાવીસ વર્ષનું હતું. તેમની પચાસ વર્ષની વયથી ધર્મનો જે આચાર તેમના વર્તનમાં સ્પષ્ટ થયો હતો, તેનું બીજારોપણ લગભગ ચાળીસ વર્ષ પહેલાંજ થયું હતું. લેખક તરીકે તેઓ ઘણી પ્રસિદ્ધિ પામ્યા હતા. સેબેસ્ટોપલના ઘેરા વખતે તેમણે સેબેસ્ટોપલ નામની એક નવલકથાના બે ભાગ લખ્યા હતા અને તે સિવાય તારૂણ્ય નામની નવલકથાનો આરંભ કર્યો હતો. સેબેસ્ટોપલની નવલકથાથી તેમની કીર્તિ સર્વ યૂરોપમાં પ્રસરી. એક માસિકના જૂન મહિનાના અંકમાં એ વાર્તાનો પ્રસિદ્ધ થએલો કેટલોએ ભાગ બાદશાહના વાંચવામાં આવ્યો અને તેણે તેનું ફ્રેંચ ભાષામાં ભાષાંતર કરાવ્યું. જુલાઈ મહિનામાં સેબેસ્ટોપલનો આગળનો ભાગ માસિક તરફ રવાના થયો; પણ પરીક્ષકે ( સેન્સરે ) તેનું મૂળ રૂપ છિન્ન ભિન્ન કરી નાખ્યું. આ સંબંધી તેમના એક મિત્ર તરફથી પીટર્સબર્ગથી નીચે પ્રમાણેનો પત્ર આવ્યો હતો.

" સરકારી પરીક્ષકે પરવાનગી આપી છે. લેખના છેવટના ભાગમાં એક બે

મીઠાં વાક્યો મેં ખાસ દાખલ કર્યાં છે તે માટે ગુસ્સે થશો નહિ. લેખની કડકતા દૂર કરવા માટે તેમ કરવાની મને ફરજ પડી છે. લેખની ત્રણ હજાર પ્રત છપાઈ ગઇ હતી, તેટલામાં પરીક્ષકે તે લેખ પુનઃ પાછો આણ્યો અને માસિક પ્રકટ થતું અટકાવ્યું. તેણે એ લેખ પુસ્કીન તરફ મોકલ્યો. એ ગૃહસ્થને આપ પણ જાણો છોજ; અર્થાત્ આપના લેખની શી દશા થઇ હશે તે કહેવાની જરૂર નથી. પુસ્કીને જે ફેરફાર કર્યો તે જોઈ મારૂં અંતઃકરણ ચીરાઈ ગયું. મને લાગ્યું કે, એવો લેખ છાપવો નહિ પણ પુસ્કીને તે છાપવાનો આગ્રહ પકડ્યો છે તેથી હવે તે છાપ્યા સિવાય છુટકો નથી; પરંતુ તે નીચે તમારૂં નામ આવશે નહિ. એવો લેખ તમારો ગણાય એ મને અસહ્ય લાગે છે."

"તમારો હસ્તલેખ મેં જેમને જેમને બતાવ્યો તેમને તેમને ખરેખર તે બહુજ ગમ્યો છે. પ્રત્યક્ષ મૃત્યુ આગળ ફરનારા લોકોના મનમાં જે વિચારો પ્રવર્તે છે, તેનું તમે આલેખેલું ચિત્ર અપ્રતિમજ છે. ટુંકામાં કહીશ કે, કોઇના પણ મનમાં આવશે કે, આ લેખ અસાધારણ બુદ્ધિશાળી લેખિનીમાંથી ઉતરેલો હોવો જોઇએ; પણ વચ્ચે વચ્ચે તેમાં જે કાંટા ભરાએલા છે તેનાથી કેટલાકને માઠું લાગવાનો પણ સંભવ છે."

સેબેસ્ટોપલના ત્રીજા ભાગ સંબંધી ટૉલસ્ટૉયને નીચેનો પત્ર મળ્યો હતો.

"આ લેખમાં પરીક્ષકે જે ભયંકર કાપકુપ કરી છે, તે જોઇ મારૂં મસ્તક ક્રોધથી ભમી ગયું છે. ખરેખર એવા પ્રકારની જૂલમી સત્તામાં પણ તમે આવા વિચાર સ્પષ્ટ કરો છો, તે માટે ભવિષ્યની પ્રજા તમારા તરફ અતિ આદરથી જોશે. વર્તમાન રૂશીયન સાહિત્યમાં સત્યને કંઇ પણ સ્થાન રહ્યું નથી. લોકો જાણે કે તેનો પરિચયજ વીસરી ગયા છે; આથી તમારાં શબ્દચિત્ર સામાન્ય જનોને તદ્દન નવીન રૂપમાં જણાય છે. તમારા વિચારો સાથે વાંચકોનું તાદાત્મ્ય એટલું જલદી અને એટલું પૂર્ણ થાય છે કે, તેના આવેશમાં તેઓ પોતાના વિચાર પણ ભૂલી જાય છે. બીજાના ચિત્ત પર આવી છાપ બેસાડવાની નિપુણતા અન્ય કોઇપણ ગ્રંથકારમાં મેં જોઇ નથી. મને ભય એટલોજ છે કે, આપની ચોતરફ બહેરાં મૂંગાંનો બજાર ભરાએલો જોઇ આપની બુદ્ધિ હતાશ થઇ વિરામ પામશે કે શું? અદ્યાપિ આપ તરૂણ છો. ક્ષણે ક્ષણે રૂશીયાની પરિસ્થિતિ બદલાય છે. આપણે ઇચ્છીશું કે અંતે સર્વ સારૂં થશે; અને આશા રાખું છું કે આપની બુદ્ધિ હમણાં ઘેરાઇ રહેલી હશે, પણ મોડાં વહેલાં તેને સ્વતંત્રતા મળશે."

"આપની બીજી વાર્તાનો એક ભાગ પરીક્ષકની દ્રષ્ટિમાંથી પાર પડ્યો છે; પણ તેમાં સુદ્ધાં કેટલાક અવયવો છેદાયા છે. આવાજ પ્રકારના બીજા લેખ પણ મોકલવાની કૃપા કરશો."

પ્રસિદ્ધ ગ્રંથકાર ટૂરજીનેફે સેબેસ્ટોપલ માટે પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે આપ્યો છે.

" ટૉલસ્ટૉયની સેબેસ્ટોપલ વાંચીને હું દીંગ થઇ ગયો. આનંદાશ્રુથી મારાં નેત્ર ભરાઇ આવ્યાં અને આવેશમાં હું હુરરે ! હુરરે ! કરવા લાગ્યો. આ કથા મને અર્પણ કરવાની લેખકની ઇચ્છા સાંભળી એ માનને હું પાત્ર છું કે કેમ તેની મનેજ શંકા થવા લાગી છે ! "

એવોજ અભિપ્રાય ક્રોપેટકીને પ્રકટ કર્યો હતો.

ક્રિમિયન યુદ્ધ વિષે ઇતિહાસકાર કીંગલેક અને ટૉલસ્ટૉયમાં ઘણો મતભેદ છે. કીંગલેક કહે છે કે, એ યુદ્ધ વિનાકારણ થયું છે અને ત્રીજા નેપોલીયનની મહત્ત્વાકાંક્ષા સિવાય અન્ય કંઇ પણ સબળ કારણ નહતું. તે આમ કહે છે પણ રૂશીયાના શાન્તિપ્રિય પક્ષે યુદ્ધ વિરૂદ્ધ કરેલો પોકાર પણ તેને પસંદ નથી. તે કહે છે કે, એવા પોકારથી બાદશાહ ચીડાઇ ગયો અને લોકોનું સાંભળવું નહિ એજ હઠથી તેણે યુદ્ધમાં ઝંપલાવ્યું. જ્યાં એકહથ્થુ સત્તા પ્રબળ હોય છે અને પ્રધાનમંડળને ખરી રીતે કંઇજ અધિકાર હોતો નથી, ત્યાં એવા ઘોટાળા થયા-સિવાય રહેતાજ નથી.

ટૉલસ્ટૉયનો મત એવો છે કે, જ્યાં સામાન્ય જનસમાજ સ્વાર્થને ખાતરજ દેશાભિમાનાદિ ભાવનાને વશ વર્તે એમ હોય છે, ત્યાંજ નેપોલીયન જેવી એકાદ મહત્ત્વાકાંક્ષી વ્યક્તિ ગમે તેવું વર્તન કરવામાં ફાવે છે. બાકી સૈનિકો તૈયાર કરવા, દારૂગોળો વગેરે યુદ્ધોપયોગી સાહિત્ય એકઠું કરવું, એ વાતો તો મૂળમાંથીજ અત્યંત અનીતિમય છે. એ તત્ત્વ સામાન્ય જનસમાજના મનમાં દઢ થાય તો નેપો-લીયન જેવી એક બે વ્યક્તિઓને વખતોવખત પાંચપાંચ રાષ્ટ્રમાં યુદ્ધાગ્નિ ભડકા-વવાનો અવકાશજ મળે નહિ.

વસ્તુસ્થિતિ કેવી છે, એટલુંજ જોઇ તેની બીજી બાજુનું તત્ત્વ કીંગલેક જોતા નથી; ત્યારે ટૉલસ્ટૉય કેવળ તાત્ત્વિક રીતેજ વિચાર કરે છે. આથી તેમના વિચારોમાં આટલો વિરોધ જણાય છે. **જે સરકાર પોતાના પડોશીસાથે પ્રમાણિકપણે, સમાનબુદ્ધિથી અને ઉદારતાથી ચાલે નહિ, તેવી સરકારને ટકવાજ ન દેવી, એવો નિશ્ચય પ્રજાઓ જ્યારે કરશે ત્યારેજ ભાવી યુદ્ધો જગતમાંથી દૂર થશે.** એ સિવાય હાલની સ્થિતિમાં યુદ્ધ ટાળવાનો અન્ય ઉપાય જણાતો નથી.

ટૉલસ્ટૉયે પોતે યુદ્ધમાં ભાગ લીધો હતો અને ભવિષ્યમાં સારી પદવી મેળ-વવાની મહત્ત્વાકાંક્ષા ધરાવતા હતા. વડા સેનાપતિના આપ્તવર્ગમાંના તે હતા અને કારણપરત્વે તેમનું નામ ખૂદ બાદશાહના કાનસુધી પહોંચેલુ હતું. આવી

સ્થિતિમાં યુદ્ધ સંબંધી પોતાના વિચારો પ્રકટ કરવાની તેમણે હિંમત કરી, તેમાંજ તેમની મોટાઇનું બીજ છે. વસ્તુમાત્ર સાથે તદ્રૂપ બની તેનું હૃદય જાણવાને જરૂરની તીવ્ર બુદ્ધિ તેમનામાં હતી; તેજ પ્રમાણે સત્ય બોલવામાં આવશ્યક અપૂર્વ ધૈર્ય પણ હતું. ટૉલસ્ટૉય જગવિખ્યાત પુરૂષ ગણાયા તેનું કારણ પણ એજ છે. ઘણાના મનમાં સદ્‌વિચાર ઉદ્‌ભવતા હશે, પણ વિરૂદ્ધ પરિસ્થિતિમાં સ્પષ્ટતાથી તેનો ઉચ્ચાર કરવાનું અથવા આચારમાં મૂકવાનું ધૈર્ય કેટલામાં દ્રષ્ટિએ પડે છે? સેબેસ્ટોપલનો નીચેનો ઉતારો જોવા જેવો છેઃ-

"એક બીજાની સંમતિથી આજનો દિવસ યુદ્ધ મુલત્વી રહ્યું છે. ગઢપરના મોરચા અને શત્રુની ખાઇઓ પર સફેદ ધ્વજાઓ ફરકે છે. લતાકુંજથી સુશોભિત બનેલી નજીકની ખીણો મનુષ્યના શબથી ખીચોખીચ ભરાઇ ગઇ છે. સૂર્યનું આરક્ત બિંબ પશ્ચિમ સમુદ્ર તરફ મંદગતિથી ગમન કરી રહ્યું છે. સરોવરની માફક શાન્ત જણાતો સમુદ્ર તે સૂર્યનાં આરક્ત કિરણોમાં સુવર્ણસમાન ચળકે છે. ઉભય પક્ષના યોદ્ધા પરસ્પર ભેટી હસ્તે મોઢે એકબીજાની કુશળતા પૂછે છે, કે જેઓ ગઇ કાલેજ એક બીજાનો જીવ લેવા ટાંપી રહ્યા હતા ! એ સર્વ પોતાના ખ્રિસ્તી ધર્મના અનુયાયી કહેવડાવે છે. સ્વાર્થત્યાગ અને પરસ્પર પ્રેમ એ ખ્રિસ્ત સૂત્ર તેઓ સ્વીકારે છે; છતાં જેમણે તેમને જન્મ આપ્યો તેને ભૂલી જઇ હજારો પ્રેત સમક્ષ હોવા છતાં પોતાના ચિત્તમાં તેઓ પશ્ચાત્તાપની મંદ જ્યોતિ પણ પ્રકટ કરતા નથી, એ શું નવાઇ જેવું નથી ?"

"જૂઓ ! પેલી શુભ્રધ્વજાઓ અદ્રસ્ય થઇ. હઝારો મૃત્યુદૂતોનું ભયંકર નૃત્ય પુનઃ આરંભાયું ! રક્તની નદીઓ પુનઃ વહેવા લાગી ! સર્વ વાતાવરણ ભયંકર ચીસો અને શાપિત શબ્દોથી પુનઃ ગાજી ઉઠ્યું !"

ક્રિમિયન યુદ્ધમાં ઈંગ્રેજ ઘોડેસ્વારોએ જે શૌર્ય બતાવ્યું હતું તેનું વર્ણન ટેનિસને પોતાના એક કાવ્યમાં કર્યું છે. કોઇપણ જાતનો વિચાર ચિત્તમાં ન લાવતાં કેવળ અધિકારીની આજ્ઞાથી મૃત્યુના વિકરાળ મુખમાં ઘોડેસ્વારોએ નિર્ભયતાથી ઝંપલાવ્યું તે માટે એ રાજકવિએ તેમની અપૂર્વ સ્તુતિ કરી છે. એ રાજકવિએ સ્વનેત્રે યુદ્ધ નીહાળ્યું નહતું. તેમણે યુદ્ધનું જ્ઞાન સાંભળીને અથવા પુસ્તકો વાંચીને મેળવ્યું હતું; ત્યારે ટૉલસ્ટૉયે યુદ્ધનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો હતો અને પોતાનો વિચાર યુદ્ધની વિરૂદ્ધ પ્રકટ કર્યો હતો.

ક્રિમિયન યુદ્ધને ચોત્રીસ વર્ષ થયા પછી તે સંબંધી પોતાનાં કેટલાંક સંસ્મરણો એક રૂશીયન અધિકારીએ પ્રસિદ્ધ કર્યાં છે. એ પુસ્તકની પ્રસ્તાવના ટૉલસ્ટૉયે લખી હતી તેથી ટૉલસ્ટૉયના એ સંબંધી વિચારો સ્પષ્ટ થાય તેમ છે; જેથી તેમાંનો એક ઉતારો આપી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

" લેખક પોતે યુદ્ધમાં હતો. અહીં એક એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, તે પોતે એ ભયંકર કાર્યમાં કેમ જોડાયો ? સૈનિક નોકરી છોડી તે એ કૃત્યથી દૂર કેમ ન થયો ? કંઇ ખાનગી દ્વેષ કે વેરથી તે રક્તપાત કરવા પ્રવૃત્ત થયો હતો એમ તો હતુંજ નહિ; ઉલટું શત્રુના સૈનિકો પ્રત્યે તેનું વર્તન સુસ્નેહ ભરેલું જણાઇ આવે છે. "

" ધર્મઘેલછાથી એ કૃત્યમાં તે પ્રવૃત્ત થયો એમ પણ કહી શકાતું નથી. ખ્રિસ્તની જન્મભૂમિ જેરૂસેલમ પોતાની સત્તામાં હોવી જોઇએ એવી ધર્મઘેલાઇ પણ તેના હૃદયને બાળતી નહતી; ત્યારે તેણે એ કૃત્ય કેમ કર્યું ? આ પ્રશ્નનો તે પોતેજ ઉત્તર આપે છે કે હું યુવાવસ્થામાં હતો ત્યારથીજ સૈન્યમાં દાખલ થયો હતો. તે વખતે મને કોઇ જાતનો અનુભવ નહતો તેથી ફસાઇને હું એવા ચક્કરમાં સપડાયો છું કે, તેમાંથી મારો છૂટકો થવો સંભવિત નથી. મારા માનવબંધુઓને મારવાનો હુકમ મારા અધિકારીએ કર્યો ત્યારે હું સ્વતંત્ર નહોતો; બંધનમાં પડેલો હતો."

" આ ઉત્તર લેખકે કોઇપણ સ્થાને સ્પષ્ટ કર્યો નથી તેથી હું દીલગીર થાઉં છું; પણ તેનો ધ્વનિ માત્ર તેણે કાઢયો છે. માનવપ્રાણીની બેહાલીનું ઉત્તમ ચિત્ર તેણે ઉભું કર્યું છે; પણ તેમ થવામાં કારણભૂત કોણ છે તે માત્ર તેણે કહ્યું નથી. એ વાતને આજે પાંત્રીસ વર્ષ થઇ ગયાં છે. હવે તો એ કારણની મીમાંસા થઇ તેનો સ્પષ્ટ ઉચ્ચાર થવો જોઇએ. એ કારણ પ્રત્યેકના જાણવામાં આવવું જોઇએ. એમ થશે તોજ એ કારણનો નાશ થઈ ભાવી યુદ્ધ અદ્રશ્ય થશે. "

" યુદ્ધનાં નામ સાંભળતાંજ લોકોનાં અંગ ભયથી કંપે છે. હજારો શબ અને લાખો જખમી તેમની દ્રષ્ટિ આગળ તરે છે અને તેઓ થરથર ધ્રૂજે છે. પછી એ યુદ્ધનાં આનુષંગિક દુઃખ ઓછાં કરવા કોઇ રેડક્રૉસ સોસાઇટી કાઢે છે અને કોઇ ધર્માદા ફંડ ઉભું કરે છે; પણ યુદ્ધમાં જે ખરેખરી ભયંકરતા ભરાએલી છે, તે જખમમાં પણ નથી, મૃત્યુમાં પણ નથી. દુઃખ અને મૃત્યુ એ તો માનવપ્રાણી પાછળ હંમેશથી લાગેલાં છે. યુદ્ધ નથી હોતું તોપણ દુષ્કાળ, રોગ, મહાપુર વગેરે સૃષ્ટિક્ષોભથી કેટલાંએ માણસ મૃત્યુમુખમાં પડે છે. તેવા સમયે આવો પોકાર કોઇ કદિ પણ કરતું નથી. દુઃખ અને મૃત્યુ ભયંકર નથી; પણ જે મનઃસ્થિતિને લીધે મનુષ્ય એક બીજાનો પ્રાણ લેવા તત્પર થાય છે, તે મનઃસ્થિતિ ઉત્પન્ન થવી, એજ અતિ ભયંકર છે. "

" મનુષ્યનો દેહ છિન્નભિન્ન થઇ તેને અતિ કલેશ થાય અને છેવટે તેનું મરણ થાય એ ખરેખર અતિ ભયંકર નથી. તેમાં દેહને કલેશ થાય છે અને મરણ પણ દેહનુંજ થાય છે; પરંતુ જે મનઃસ્થિતિથી યુદ્ધનો ઉદ્ભવ થાય છે તે મનઃસ્થિતિ તો આત્માને પણ છિન્નભિન્ન કરી તેને અધોગતિમાં નાખે છે. દેહનું પતન

ચાલી શકશે પણ આત્માનું પતન કેમ ચાલી શકે ? એ આત્મિક પતન ટાળવામાં રેડક્રૉસ સોસાઇટીઓનો કંઈ પણ ઉપયોગ થવાનો નથી. એ સ્થળે તો ખ્રિસ્તનો લાલ ક્રોસ નહિ પણ સાદો ક્રોસજ વિશેષ કાર્ય કરશે. દગલબાજી અને દંભનો નાશ કરવાનું કાર્ય ખ્રિસ્તના સાદા ક્રોસનુંજ છે."

"આ ભાવના હું લખતો હતો તે વખતે લશ્કરી પાઠશાળાનો એક વિદ્યાર્થી મને મળવા આવ્યો. હમણાં તેનું લક્ષ ધર્મતત્ત્વોના અભ્યાસ તરફ વિશેષ લાગેલું હતું; તેથી આ બાબતમાં કંઇ શંકાનું સમાધાન કરવા તે મારી પાસે આવ્યો હતો. મારૂં કોઇ પણ પુસ્તક તેણે વાંચેલું નહતું. હું તેને બાયબલનાં તત્ત્વોનો અભ્યાસ કેવી રીતે કરવો તે કહેતો હતો. વાત પુરી કરતાં કરતાં મેં તેને દારૂના ગેરફાયદા અને દુષ્પરિણામ વિષે કંઇક કહી. દારૂ નહિ પીવાનો ઉપદેશ કર્યો. આથી તેણે કહ્યું: 'પણ લશ્કરી નોકરીમાં કદિ કદિ દારૂ પીવાની ફરજ પડે છે.' પોતાની પ્રકૃતિને લક્ષમાં રાખી તે વાત કરે છે એમ સમજી દારૂ પ્રકૃતિહિતકારક નથી, એવા અર્થનાં અનેક પ્રમાણ હું તેને આપવા લાગ્યો, પણ મને વચ્ચેજ અટકાવી તેણે કહ્યું: "છટ્! છટ્! પ્રકૃતિ માટે હું કહેતો નથી. મારો અર્થ જુદોજ છે. જોકર્ટપ ગામમાં શું થયું છે તે તમે નથી જાણતા ? સેનાપતિ સ્કોબલેફે હુકમ કર્યો કે એ ગામના સર્વ લોકોની કતલ કરવી. એ કૃત્ય કરવા કોઇપણ સૈનિક તૈયાર થયો નહિ. આથી તેણે સૈનિકોને પુષ્કળ દારૂ પાયો. પછી શું પૂછો છો ? તે નિશામાં અમે * * * * *" એમ કહી તેણે જે હાથના ચાળા કર્યા તે જોઇ હું ચમક્યો. એટલા એકજ વાક્યમાં યુદ્ધની સર્વ નિષ્ઠુર ભયંકરતા મારી નજર આગળ ઉભી થઈ રહી. આ કોમળ યુવકના અંતઃકરણમાં તે ભયંકરતાનું પ્રતિબિંબ મને પૂર્ણ રીતે જણાય છે. તેનો સુંદર લશ્કરી પોષાક, તેના સ્વચ્છ બૂટ, તેનાં નેત્રોનું પાણી અને તેના ચહેરાની તેજઃપુંજતાના સુંદર દૃશ્યની પાછળ કેવું ભયંકર હલાહલ ભરેલું છે તે જૂઓ ! મનુષ્યની કર્તવ્યપૂર્ણતા માટે આટલી વિચિત્ર કલ્પના અન્ય કોઇ પણ સ્થળે મળી આવશે નહિ. યુદ્ધની ખરી ભયંકરતા તે આજ!"

"બાળપણથી મળેલા શિક્ષણના કારણે આત્માને વિકૃત સ્વરૂપ પ્રાપ્ત થઇ તેને જે ભીષણ જખમ થાય છે, તે રૂઝવવાને હજારો રેડક્રોસ સોસાઇટીઓનો શ્રમ પણ શા ઉપયોગનો છે ?"



# प्रकरण ५ मुं--सेंटपीटर्सबर्ग ( पेट्रोग्रेड ).



मियन युद्धनो पुरेपुरो अंत आवता पहेलांज एक युवान बुद्धिशाळी लश्करी अधिकारी पीटर्सबर्ग आव्यो अने कोन्टेमपररी नामक मासिकना संपादकमंडळमां दाखल थयो. ए अधिकारीनी बुद्धि विषे तेना समकालीन प्रसिद्ध ग्रंथकारोए पोताना जे अनुभव नोंधी राख्या छे, ते परथी ते वखते टॉलस्टॉयनी केवी स्थिति हती तेनी आपणने ठीक कल्पना थाय तेम छे.

कोन्टेमपररी नामनुं मासिक ई. स. १८३६ मां पुस्कीन अने प्लेटनेफ नामना बे लेखकोए प्रथम शरु कर्युं. इ. स. १८४७ मां ए मासिकनुं स्वामित्व पेनेफ अने नेकेसेफ तरफ गयुं. नेकेसेफ पोते सारो कवि हतो. आ मासिकमां टॉलस्टॉयना लेख आवता हता; त्यारे ते सर्व मासिकोमां मोटुं वजनदार गणातुं हतुं. तेनो लेखकवर्ग रुशीयाना प्रसिद्ध ग्रंथकारोनो हतो अने तेओए एक नानुं सरखुं मित्रमंडळ स्थाप्युं हतुं. रुशीयानी स्थिति सुधारवा माटे जे हीलचाल प्रबळ थवा मागती हती तेने आ मंडळनो सारो टेको हतो. ए लेखकोना घणाखरा लेख कोन्टेमपररीमांज प्रसिद्ध थता हता. ए सर्वनो रुशीयानी स्थिति सुधारवामां अंतःकरणपूर्वक बनती सहाय आपवानो निश्चय हतो. टॉलस्टॉये ए मित्रमंडळमां प्रवेश कर्यो. पोताना लेख प्रसिद्ध थएला जोवानी टॉलस्टॉयने प्रबळ इच्छा होवाथी ए मंडळमां ते नामपुरताज दाखल थया. चार माणसमां ऐकयताथी वर्तवानी वात आवी के आपलेतुं तत्त्व आपोआप उद्भवे छे. मंडळमांना कोइनो विचार पोताने पसंद न पडे तोपण प्रसंगानुसार संमति आपी चलावी लेवुं पडे छे; परंतु एवी रीते पोतानो विचार दाबी राखवो अथवा अन्यना भूल भरेला विचारनो स्वीकार करवो ए टॉलस्टॉयथी बने तेम नहतुं; तेथी तेमनी साची मैत्री कोइनी साथे रहेवानो संभव नहतो. विशेषतः शर्नीसेस्की, मीहेलॉरु वगेरे सोशीयालीस्ट समानवादी पक्षना अभिमानी माणुसो साथे टॉलस्टॉयने कदिपण बन्युं नहि.

કેટલાક કહે છે કે, ટૉલ્સ્ટૉય જન્મતઃ સરદાર કુટુંબના હોવાથી તેમનામાં સ્વાભાવિક રીતેજ સરદારી અભિમાન વસેલું હતું; અને ઉપર જણાવેલા મનુષ્ય સામાન્ય કુટુંબના હોવાથી તેમની સાથે મિત્રતા રાખવાનું ટૉલ્સ્ટૉયને ગમ્યું નહિ; પરંતુ ટૉલ્સ્ટૉયના ચારિત્ર્યનું બીજ એ કારણમાં ન હોઇ અતિ ઉંડાણમાં હતું. સોશીયાલીસ્ટ કે ડેમોક્રેટીક એ ઉભયને સરકારની સત્તાજ જોઈતી નહતી એમ કંઇ નહતું; અને ટૉલ્સ્ટૉય તો સરકારી સત્તાજ ન જોઇએ એમ કહેનાર હતા. ટૉલ્સ્ટૉયનો દઢ અભિપ્રાય એ હતો કે, દેશનો કારભાર એકલો રાજા ચલાવે અથવા એ સત્તા પાંચદશના હાથમાં હોય તેમાં ઝાઝો ફેર શું ? એવી રીતના કારભારથી સામાન્ય જનસમાજનું કલ્યાણ થતું નથી; અર્થાત્ તેઓ લગભગ અરાજકજ બન્યા હતા. ટૉલ્સ્ટૉયને લાગતું કે કોઇપણ પક્ષ સાથે હળીમળીને ચાલવું એ પોતાના નિશ્ચિત થએલા વિચારોને ત્યજી દેવા જેવું છે. આથી તેઓ કોઇપણ પક્ષમાં સામીલ થયા નહિ.

આજ અરસામાં ફૅટ નામના એક તરૂણ કવિનો ટૉલ્સ્ટૉયને પરિચય થયો. ફૅટે પણ કેટલાંક વર્ષ સૈનિક નોકરીમાં વ્યતીત કર્યાં હતાં. તેણે યાસનાયા પાસે એક વતન ખરીદ્યું અને ત્યાંજ હમ્મેશનો નિવાસ કર્યો. આથી ટૉલ્સ્ટૉય સાથેનો પરિચય દઢ બની ઉભયમાં સારો સ્નેહ બંધાયો. ટૉલ્સ્ટૉયના આખા જીવનમાં કુટુંબ બહારનો સ્નેહી કહીએ તો માત્ર એ એક ફૅટ જ હતો.

ઉભયની ઓળખ પ્રથમ ટૂરજીનેફને ઘેર થઇ. ટૂરજીનેફ પીટર્સબર્ગમાં રહેતો હતો; તે વખતે તેને મળવા ફૅટ તેને ઘેર ગયો. તે વખતે દિવાનખાનામાં એક લશ્કરી તલવાર તેની નજરે પડી, તે પરથી તેણે ટૂરજીનેફને એ તલવાર કોની છે એમ પૂછ્યું. જવાબમાં ટૂરજીનેફે કહ્યું:—એ કાઉંટ ટૉલ્સ્ટૉયની છે. આ વખતે ટૉલ્સ્ટૉય બાજુની એક ઓરડીમાં શાન્ત નિદ્રામાં હતા. ત્યાર પછી ફરીથી ટૂરજીનેફની મુલાકાત થતાં ફૅટે ટૉલ્સ્ટૉય વિષેની વાત પૂછી, ત્યારે ટૂરજીનેફે કહ્યું:— "આખો દિવસ એવીજ રીતે તે ઉંઘ્યા કરે છે. સેબોસ્ટોપલથી આવ્યો ત્યારથી મારે ત્યાં છે. એને નાચ, ગાન, જુગાર અને નાયિકા એ સિવાય કંઇ સૂઝતુંજ નથી. રાતોની રાતો એ એવી બાબતોમાં પસાર કરી સૂર્યોદય પછી આવે છે અને બે બે વાગ્યા સુધી પ્રેતની માફક ઘોર્યા કરે છે. આરંભમાં મેં તેને ઉપદેશ કર્યો પણ તેનો કંઇ ઉપયોગ થતો નથી એમ જાણીને હવે મેં તેમ કરવાનું છોડી દીધું છે." ટૉલ્સ્ટૉયનો આરંભનો પરિચય ફૅટને આવી રીતે થયો.

આ પછી ટૉલ્સ્ટૉયનો પ્રત્યક્ષ પરિચય થયો; ત્યારે ફૅટને પ્રત્યક્ષ અનુભવથી જણાયું કે, ટૉલ્સ્ટૉય એક ખરા મતાગ્રહી હોઇને કોઇના વિચારને માન આપનારા નથી. કોઇએક વિષય સંબંધી ટૂરજીનેફ અને ટૉલ્સ્ટૉયનો વાદવિવાદ ચાલતાં

તે એટલો વધી પડયો કે, ઉભય તું'તાંપર આવી ગયા અને ભારે તકરાર થઇ. પરિણામે ટૂરજીનેફ ગુસ્સે થઇ કહ્યું: " તને મારા જેવાને ઘેર ઠીક નહિ લાગે. વેશ્યાઓના મેળામાં જઇને બેસ !"

તરતજ ટૉલ્સ્ટૉયે ઉત્તર આપ્યો: " અમુક સ્થળે જા એમ કહેનાર તું કોણ ? મને ફાવશે ત્યાં હું જઇશ. હું ગમે ત્યાં જતો હોઉં તેથી તમે તમારા ખરા વિચાર જણાવો છો એમ થતું નથી. પોતાના સાચા વિચાર સ્પષ્ટતાથી જાહેર કરવાનું ધૈર્ય તમારામાં નથી. "

આ તકરારમાં ફૅટ પ્રેક્ષકની માફક માત્ર તમાસો જોતો હતો; પરંતુ તેને ટૉલ્સ્ટૉયના વિચાર ગ્રાહ્ય લાગ્યા. આ વખતે ટૉલ્સ્ટૉયનો મુકામ પિટર્સબર્ગમાં થોડાજ દિવસ રહેવાથી તેને વિશેષ પરિચય થયો નહિ. એવાજ પ્રકારની બીજી એક તકરારની વાત ગ્રીગોરોવીચ નામના સુપ્રસિદ્ધ નવલકથાકારે કહી છે. એ તકરાર નેક્રૅસૉફને ઘેર થઈ હતી. કૉંટેમ્પરરી માસિકનું સર્વ કામ નેક્રૅસૉફ જોતો હતો અને ટૉલ્સ્ટૉય તથા ટૂરજીનેફ એ બંને સારા લેખક હોવાથી પોતાના માસિકનો એક સારો લેખક ઓછો થાય એ ભયથી તેનાથી એકેનો પક્ષ લેવાતો નહતો; તેથી તે બંને થાકયા ત્યાં સુધી તકરાર ચાલુ રહી હતી.

એવાજ પ્રકારની બીજી અનેક વાતો બીજાઓએ કહી છે. એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, તારૂંએ ખરૂં અને મારૂંએ ખરૂં એ તત્ત્વનો સ્વીકાર કરી અન્ય સાથે હળીમળીને ચાલવું એ ટૉલ્સ્ટૉયને બીલકુલ પસંદ નહતું. તેમના આ વર્તનનો મુદ્દો એટલોજ હતો કે પોતે જે પ્રમાણે પોતાનો વિચાર સ્પષ્ટતાથી જાહેર કરે છે, તે પ્રમાણે અન્ય કોઈ પણ કરતો નથી એમ તેમને લાગતું. પોતે સરદાર કુળમાં જન્મ્યા છે એ અભિમાનથી તેમ થતું હતું એમ કંઇ નથી. તેમની તોછડાઈનું કારણ કુળનું અભિમાન નહિ પણ વિચાર–અભિપ્રાયનું અભિમાન એ હતું. ટૂરજીનેફ પોતે સરદાર કુટુંબનોજ હતો; તથાપિ વિચારની બાબતમાં ટૉલ્સ્ટૉયે તેની પણ શરમ રાખી નહતી. એ સિવાય સુશિક્ષિત તરીકે જે વર્ગ આગળ આવવા ઇચ્છતો હતો, તેની સાથે પણ ટૉલ્સ્ટૉયને સારૂં નહતું. એ નવા વર્ગે ખેડુતવર્ગની ઉન્નતિ કરવાનો સંકલ્પ કર્યો હતો. એ સુશિક્ષિત સમાજના ઉચ્ચ હેતુ માટે કંઇ શંકા નથી; પણ એ સમજ ઉત્સાહના આવેશમાં જમીનદારવર્ગના સામાન્ય હક્ક ઉપર પણ તરાપ મારનારા વિચાર પ્રસિદ્ધ કરવા લાગ્યો; તેથી ટૉલ્સ્ટૉયનું લોહી તપી ગયું હોય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. એ રીતે જુના અને નવા પક્ષથી દૂર થઇ તે એકલા પડયા હતા.

આ વખતે પ્રસિદ્ધ લેખક ગ્રીગોરોવીચ અને ટૉલ્સ્ટૉયની પીટર્સબર્ગમાં મુલાકાત થઈ. ટૉલ્સ્ટૉયે ત્યાં સ્વતંત્ર જગ્યા લઇ નિવાસ કર્યો હતો. કૉંટેમ્પરરી

માસિકના સર્વ લેખક ટૉલસ્ટૉયને ઘેર ભોજનાર્થે એકત્ર થયા હતા અને તેમાં ગ્રીગોરોવીચ હાજર હતો. આ ભોજનની હકીકત તેણે નીચે પ્રમાણે આપી છેઃ–

"જ્યૉર્જ સેન્ડ નામના એક લેખક વિરૂદ્ધ તમે તમારી લેખિની કદિપણ ચલાવશો નહિ એમ મેં ટૉલસ્ટૉયને કહ્યું હતું. જ્યૉર્જ સેન્ડ ટૉલસ્ટૉયના અપ્રિય લેખકમાંનો એક હતો; પણ કેંટેમપરરીના ઘણા લેખકોને તે પ્રિય હતો. ભોજન પૂરૂં થવા આવ્યું ત્યાં સુધી ટૉલસ્ટૉય તદ્દન સ્વસ્થ હતા; એટલામાં કોઇએ જ્યૉર્જ સેન્ડના નવીન પુસ્તકની સ્તુતિ કરી તે તેમણે સાંભળી. તે સાંભળતાંજ તેમનું રકત ઉછળ્યું અને ટીકાનો મારો શરૂ થયો. તેમણે કહ્યું: 'જ્યૉર્જ સેન્ડની નાયિકા ખરેખર અસ્તિત્વમાં હોય તો તેને બપોરે બાર વાગે ફાંસી આપવી જોઇએ. મને લાગે છે કે, સ્ત્રીઓ સંબંધી તેમના જે વિચારો પછી બહાર પડયા છે તેનું બીજ અહીંથીજ રોપાયું હતું."

કોઇ પણ નહિ કહી શકે કે, ટૉલસ્ટૉયનું વર્તન આ સમયે નૈતિક દ્રષ્ટિએ શુદ્ધ હતું; ઉલટા આ સમયે તે ભ્રષ્ટતાનોજ ભોગ બની રહેલા હતા. દારૂ, જુગાર અને વેશ્યાના સંગમાં રાત્રિની રાત્રિ કાઢનાર ટૉલસ્ટૉય સ્ત્રીઓની નીતિસંબંધી સખત ઉદ્દગાર કાઢવા ધૈર્ય કરે, એ ખરેખર નવાઇ જેવું છે. તેમના આ વર્તનનું મૂળ તેમના એક પુસ્તકના નીચેના ઉતારા પરથી વ્યક્ત થવા જેવું છે.

"એમાં કંઇ પણ શંકા નથી કે, માનવ સ્વભાવમાં પશુત્વનો જે ભાગ છે તે અતિ તિરસ્કરણીય છે; પરંતુ જ્યાં સુધી તેનુ રૂપ તદ્દન નગ્ન અને સ્પષ્ટ દેખાતું નથી ત્યાં સુધી તેને અગત્ય અપાતી નથી. તેની બીભત્સતા ખુલ્લી થવાથીજ આપણે તેનો તિરસ્કાર કરીએ છીએ. મનુષ્યના હરેક વખતે પશુત્વ ભરેલું વર્તન થઈ જાય; પણ તેને તેની લાગણી હોવી જોઇએ. તેના લક્ષમાં આવવું જોઇએ કે, એ વર્તન પશુત્વનું છે; પણ જ્યારે એ પશુત્વ કાવ્યમય શૃંગાર સજી આપણા સમક્ષ આવે છે, ત્યારે તેનું મલીન રૂપ છુપાઇ જઇને તે મોહક દેખાવા લાગે છે. તેના મોહની એવી સત્તા પોતાના ચિત્તપર થવા દેવી અયોગ્ય છે; કેમકે તેથી તે ખરાબ હોવાની કલ્પના ધીમે માનવહૃદયમાંથી નષ્ટ થાય છે; અને તેના નષ્ટ થવાથી પછી તે પશુત્વનો પુરો અંધભક્ત બને છે અને ખરા ખોટાનું તારતમ્ય તેની બુદ્ધિથી અગમ્ય બને છે. મનુષ્યના ઉત્ક્રાંતિમાર્ગમાં એજ ખરો અંતરાય છે."

એક વખત ડેનીલેસ્કી નામનો એક નવલકથાકાર એક મૂર્તિકારને ઘેર ગયો હતો ત્યારે ત્યાં ટૉલસ્ટૉયનો મેળાપ થયો. હરઝેમ નામના એક લેખકની તુરતની પ્રસિદ્ધ થએલી એક નવલકથા કોઇ મોટેથી વાંચતો હતો. વાંચન ચાલતું હતું ત્યાં સુધી ટૉલસ્ટૉય કાંઇ બોલ્યા નહિ, પણ વાંચન પૂર્ણ થતાંજ હરઝેમના વિચારો ઉપર તેમણે એવો મારો ચલાવ્યો કે સર્વની માન્યતા થઇ કે, હરઝેમ ખરેખર મહામૂર્ખ

હોવો જોઇએ. તે વખતે હરઝેમના વિચારો સારી રીતે લોકપ્રિય થયા હતા; પણ ટૉલ્સ્ટૉયની ટીકાનું પરિણામ એવું આવ્યું કે, તે મૂર્તિકારને ત્યાં ત્યાર પછી કદિ પણ હરઝેમનું પુસ્તક જણાયું નહિ.

ટ્રરજીનેફે ટૉલ્સ્ટૉય વિષે પોતાનો અભિપ્રાય નીચેના શબ્દોમાં વ્યક્ત કર્યો છેઃ–

"ટૉલ્સ્ટૉયના વર્તનની જે ઘટના ઉત્તરકાળમાં તેમના સર્વ જીવનમાં દ્રષ્ટિએ પડી, તેનો પ્રારંભ આજથી થયો હતો. તેમને કદિપણ લાગતું નહતું કે લોકોમાં અંતઃકરણની શુદ્ધતા હશે. કોઇ ધાર્મિક હીલચાલ શરૂ કરતો તો તેમાં તેમને દાંભિકતા જણાતી. તેમની નજર એટલી તીક્ષ્ણ હતી કે, તેમના આગળ કોઇપણ સામાન્ય માણસ ગભરાઇજ જતો. ઘણી વખત તે લાંબીલચ ટીકા કરતા નહિ; પણ જે બે ત્રણ શબ્દ ઉચ્ચારતા તે એવા તો આકરા નીકળતા કે, તે સાંભળીને કોઇને પણ ગુસ્સો આવ્યા સિવાય રહે નહિ."

માનવપ્રકૃતિનાં અનેક અંગો હોય છે. તે સર્વ અંગોનો વિકાસ કોઇનામાં પણ સરખી રીતે થતો નથી. તેમાંના એકાદ અંગને વિશેષ પોષણ મળ્યું હોય છે તો અન્ય એકાદ અંગ સાધારણ કરતાં પણ વધારે નિર્બળ હોય છે. વ્યવહારમાં માણસને અંગત અને સાર્વજનિક એવાં બે પ્રકારનાં કર્તવ્ય બજાવવાં પડે છે. **માનવજન્મની સફળતા માટે પરોપકાર એ ફરજ રૂપ** છે, એવી સમજણ થયા પછી મનુષ્યો પોતાના અંગત સ્વાર્થની પરવા મૂકી દે છેઃ એ તો ઉચ્ચ કક્ષાનાં વિરલ મનુષ્યોની જ વાત હોઇને સામાન્ય મનુષ્યો કે જેઓ અંગત સ્વાર્થને ખાતરજ પરોપકારના કાર્યમાં પડે છે, તેઓ તો સાર્વજનિક નીતિ અને કાયદા કાનુનો તરફજ ખૂબ ધ્યાન આપે છે ત્યારે પોતાની અંગત નીતિમાં બેદરકાર બનીને દારૂ અથવા સ્ત્રીઓના મોહમાં પણ બેધડક પડે છે અને કેટલાક તો પરોપકારનાં કામોદ્વારા પોતાને જે જાહેરાત અને ઓળખાણ પીછાણ વધે છે, તેનો પૈસા કમાવા પાછળજ ખૂબ ઉપયોગ કરે છે. એકાદ માણસ નૈતિક બાબતમાં સારો હોઇ પોતાનાં સ્ત્રીપુત્ર વિષયક કાર્ય બરોબર રીતે ચલાવે છે, તો સાર્વજનિક કર્તવ્યનું તેને સ્મરણ પણ થતું નથી. આ ઉપરથી જણાય છે કે, મનુષ્યનાં જીવન અવયવોનો વિકાસ ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે. પિટર્સબર્ગમાં ટૉલ્સ્ટૉયને જેમનો પરિચય થયો હતો તે સર્વ પોતાને સમાજસુધારક કહેવડાવતા હતા. સમાજનો વિકાસ સર્વ બાજુથી સરખી રીતે થાય તે માટે તેઓ પોતાથી બનતો પ્રયત્ન પણ કરતા; પરંતુ કમનશીબે એમાંના ઘણાખરા દુર્વ્યસનના ઝપાટામાં સપડાએલા હતા. ખાણીપીણીમાં કોઇ જાતનો નિર્બંધ ન રહેતાં, દારૂ, જુગાર અને કુમાર્ગી સ્ત્રીઓના વમળમાં તેમનો સમય વહી જતો હતો. આવા વર્તનમાં ટૉલ્સ્ટૉય પોતે અપવાદ રૂપ નહતા, પણ પોતાનું એ વર્તન નિંદ્ય છે એ માન્યતા કદિ નષ્ટ થએલી નહિ

હોવાથી તે એવા વર્તનવાળાઓ પ્રત્યે તિરસ્કાર ધરાવતા હતા. પોતાની જાતનું એવું નિંદ્ય વર્તન હોવા છતાં જનસમાજને સુધારવા બહાર પડવું એ વર્તન તેમને દંભભરેલું લાગતું અને તેથી તે સમાજસુધારક તરીકે બહાર આવ્યા નહિ. આવી સ્થિતિમાં આવા પ્રકારના કોઇપણ માણસ સાથે તેમને સ્નેહ થવાનો સંભવ નહતો.

ક્રિમિયન યુદ્ધમાં સખત પરાજય થવાથી ઝારશાહી—એકહથ્થુ સત્તાને ભારે ફટકો પડ્યો. હવે બાદશાહ ઝારને સ્પષ્ટ જણાયું કે, સરકારની સત્તા થોડાઘણા પ્રમાણમાં પણ પ્રજાના હાથમાં મૂકયા સિવાય ચાલે તેમ નથી. પરિણામે મુલકી અને ફોજદારી કાયદામાં સુધારો, ગુલામ ( ચાકર, ખેડુત ) લોકોની મુક્તતા, જ્યૂરીની સંમતિથી ગુન્હાની તપાસ ચલાવવી, વર્તમાનપત્રોપરનો અંકુશ શિથિલ કરવો, વગેરે સુધારાનો આરંભ થયો. ટૉલસ્ટૉય પીટર્સબર્ગમાં આવ્યા ત્યારે રૂશીયાના આ આંતરિક સુધારાનો પાયો તાજેતર પડેલો હતો; પરંતુ એ સુધારાનો ટૉલસ્ટૉયના આ વખતનાં પુસ્તકોમાં કોઇપણ સ્થળે ઉલ્લેખ નથી, તેમજ ખાનગી રીતે પણ એ વિષે પોતાનો કોઈ વિચાર તેમણે જાહેર કર્યો નથી, તે પરથી સ્પષ્ટ જણાય છે કે, તે સમયે તેમની બુદ્ધિ સાર્વજનિક કાર્ય તરફ પ્રેરાઇ ન હતી. તેમનો સ્વભાવ આ સમયે એકમાર્ગી હતો. તેમની મનઃપ્રવૃત્તિ કહેતી હતી કે ગાદી તકીઓ કે દોરી લોટો. આથી સાર્વજનિક કાર્યમાં છૂટછાટની નીતિની જરૂર પડે છે તે તેમનામાં ન હતી. એકાદ પ્રશ્ન ઉત્પન્ન થતાં એક ઘાથી બે ટુકડાના ન્યાયથી તે મનમાંને મનમાં તેનો નિર્ણય કરી નાખતા; પણ વિચારસૃષ્ટિ અને આચારસૃષ્ટિમાં જમીન આસમાનનો તફાવત હોય છે એ વાતનો તેમને અનુભવ થયો નહતો.

આ પછી કેટલાંક વર્ષોએ ટૉલસ્ટૉયે ડીસેંબરિસ્ટ નામની નવલકથા લખી, તેમાં ઉપરોક્ત સુધારાના સમયનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે; એ ઉપરથી એ રાજકીય સુધારા તરફ ટૉલસ્ટૉય કેટલો તિરસ્કાર રાખતા હતા તે જણાય છે.

" જે સમયે રૂશીયન સૈન્ય સેબેસ્ટોપલ શત્રુને સ્વાધીન કરી પાછું ફર્યું, તે સમયથી રૂશીયામાં આ સુધારાના શકનો પ્રારંભ થયો. રૂશીયન સંસ્કૃતિ, રૂશીયાની ઉન્નતિ, રૂશીયાનો પુનર્જન્મ એવા પ્રકારના નામથી જનસમાજમાં આ જમાનો પ્રસિદ્ધિમાં આવ્યો. કાળા સમુદ્રના અનર્થમાંથી રહ્યા સહ્યા રશિયન કાફલાના ખલાસીઓ મોસ્કો આવ્યા ત્યારે લોકોએ સામે જઇ તેમના ચરણમાં વંદન કર્યાં અને તેમને જોઇએ તેટલો દારૂ પાયો. એવા શુભ મુહૂર્તે આ જમાનાનો જન્મ થયો. રૂશીયાના બે મહાપુરૂષોનો આજ વખતે અસ્ત થયો. એક મહાપુરૂષે સ્વારોની બે ટૂકડીઓ સહ વૅલેશીયાની રણભૂમિપર શયન કર્યું; એજ તેમની મહાનતાનું કારણ હતું. અને બીજો મહાપુરૂષ જખમી સિપાહીઓને બીજાઓએ આપેલો પૈસો

અને બીજાઓએ આપેલી ચાહ મફત વહેંચતો હતો. એવા મહાત્માઓ (!) નો અસ્ત થતાં આ નવીન જમાનાનો ઉદય થયો. રૂશીયામાં આ વખતે મહાપુરૂષો ચોમાસામાં ઉગી આવતી કુતરાની કાનટોપીની માફક ઠેકાણે ઠેકાણે ઉગી નીકળતા હતા. સેનાપતિ તથા મુત્સદ્દીઓનો રાફડો ફાટયો હતો અને લેખક તથા વક્તાની સંખ્યા તો ગણી પણ ન શકાય એટલી વધી પડી હતી. એ સિવાય કેવળ મોટા હતા તે તો જુદાજ. કેવળ મોટા એટલે કોઈપણ જાતનો ગુણ નહોવા છતાં જે પોતાને મોટા કહેવડાવતા તે. આજ પ્રસંગે મોસ્કોના એક લોકપ્રિય નટની જ્યુબીલી ઉજવવામાં આવી. સરકારને ધાન્ય વગેરે પુરૂં પાડવા નિમાએલા અધિકારીઓની લબાડીઓ બહાર પડી પુષ્કળને શિક્ષાઓ પણ થઇ. જેઓ પોતાના હાથ પગ ગુમાવી સેબેસ્ટોપલથી પાછા આવ્યા હતા તેઓ તરફ કેટલાક શ્રીમંતો અતિ ઉદાર મનથી એકાદ બે તાંબાના કકડા ( ત્રાંબાનું નાણું ) ફેંકતા હતા. અને તેમનામાં ઔદાર્ય તો જાણે ઉભરાઇ જતું હતું. એક દારૂનો ઇજારદાર એવો મોટો વક્તા થઈ પડયો હતો કે તે રસ્તે રસ્તે ભાષણો આપતો. છેવટે નગરરક્ષકોએ તેના મોંઢે તાળું માર્યું. હજારો વર્તમાનપત્રો અને માસિકો ભિન્ન ભિન્ન વાવટા નીચે એકત્ર થયાં. વર્તમાનપત્રો એટલાં તો નીકળ્યાં કે, નવું પત્ર કાઢનારને નવું નામ મેળવવાની મુશ્કેલી પડવા લાગી. કોઇ તત્ત્વજ્ઞાન પર લેખ લખવા લાગ્યા તો કોઇ શાસ્ત્રી વિષે બોલવા લાગ્યા. કોઇ અરણ્ય, સૂર્યોદય અને વિદ્યુતના ગડગડાટનાં સુંદર વર્ણન કરવા લાગ્યા તો કોઇ પ્રેમકથાના આલાપ કાઢવા લાગ્યા. વળી કેટલાકોએ રૂશીયન સરકારી કામદારોની મૂર્ખાઇ પર હથિઆર ઉંચકયાં. તેમને લખવાના વિષયનો તોટો નહતો. ખેતી, શિક્ષણ, વિશ્વવિદ્યાલય, સરકારી સાહિત્યપરીક્ષક, મહેસુલ, બેંકો, પોલીસ વગેરે અનેક વિષયનો ભારે પાક ઉતર્યો હતો; તો પણ નવાનવા વિષય માટે પત્રકારો તલપાપડ થઇ રહ્યા હતા. લેખકોની તાણ તો કદિ પડીજ નહિ. ગમે તે ઉઠતો અને કલમ હાથમાં પકડી પંડિતાઇ કરવા લાગતો ! આ રીતે રૂશીયાનો ઉત્સાહ આ વખતે પૂર્ણ જોરમાં વહેતો હતો. પહેલા નેપોલીયનના બળનો નાશ થયો ત્યારે પણ આવોજ કાળ આવી ગયો હતો. જેમણે એ સુંદર સમયનું દર્શન કર્યું નથી તેમનો જન્મ વ્યર્થજ ગયો છે ! પ્રસ્તુત લેખક તે વખતે જીવતો હતો; એટલુંજ નહિ પણ સેબેસ્ટોપલના મોખરે હાજર હતો; તેથી તે સમયનું યોગ્ય વર્ણન થઇ શકયું છે. ”

ઇ. સ. ૧૮૫૫ ના સપ્ટેમ્બર મહિનામાં ટૉલ્સ્ટૉય સેબેસ્ટોપલથી સેંટપીટર્સબર્ગ આવ્યા ત્યારે ટુરજીનેફે તેમને પોતાને ત્યાં રાખ્યા હતા. ટૉલ્સ્ટૉયની બુદ્ધિ અને લેખનકૌશલ્ય માટે ટુરજીનેફને આદર હતો, પરંતુ ટૉલ્સ્ટૉયમાં જે કેટલાક વિશિષ્ટ ગુણ હતા, તેની તેને કલ્પના પણ નહતી. આથી એ બે પ્રસિદ્ધ લેખકમાં

વારંવાર મતભેદ ઉઠતો તે હકીકત આગળ કહીજ ગયા છીએ. તેઓમાં ગાઢ સ્નેહ બંધાયોજ નહિ. થોડા દિવસ સલાહ શાન્તિના જતા ન જતા અને પુનઃ તકરાર થતી; અને એ રીત છેવટ સુધી ચાલુ રહી હતી.

ઇ. સ. ૧૮૫૬ ના આરંભમાં ટૉલસ્ટૉયનો ત્રીજો બંધુ ડીમીટ્રીયસ ઓરેલમાં ગંભીર સ્થિતિમાં હતો. તેને મળવા માટે ટૉલ્સ્ટૉય ઓરેલ ગયા હતા, પણ તેમના વર્તનની ઉચ્છૃંખલતા એટલે સુધી વધી ગઇ હતી કે, પોતાના પથારીવશ બંધુની સારવારમાં ન રહેતાં તે ત્યાં પણ જુગાર અને અન્ય રમતોમાં તલ્લીન રહેતા. ઓરેલથી તે પાછા ફર્યા પછી થોડાજ દિવસમાં ડીમીટ્રીયસનું મરણ થયું. એ પ્રસંગને ઉદ્દેશી ટૉલસ્ટૉય પોતે કહે છેઃ "મીટેંકના મરણથી મને ખરાબ લાગ્યું, પણ વિશેષ દુઃખ થયું નહિ. હું તે વખતે મહામૂર્ખ બનેલો હતો. જ્યારે તેના મત્યુ સમાચાર મને પીટર્સબર્ગમાં મળ્યા ત્યારે મને ખરાબ એટલાજ માટે લાગ્યું કે, તે દિવસે રાજદરબારમાં થનારા એક ખાનગી નાટકમાં હું જઇ શક્યો નહિ!"

માર્ચ મહિનામાં ટૉલ્સ્ટૉયે પોતાના ભાઇ સર્જેસને નીચેનો પત્ર લખ્યો છેઃ—

"હવે મને કોઇ પણ દિશાએ સાત આઠ મહિના ફરી આવવાનું મન થયું છે. નીકોલેકો અને તમે મારી સાથે આવશો તો કેટલો આનંદ થશે! આપણે દરેક હજાર હજાર રૂબલ સાથે રાખીશું તો આખો પ્રવાસ આનંદથી પૂર્ણ થશે."

ઇ. સ. ૧૮૫૬ના મે મહિનાના અંતમાં ટૉલસ્ટૉયે પીટર્સબર્ગ છોડ્યું. રસ્તામાં મોસ્કોમાં બર્સ નામના એક ગૃહસ્થને ત્યાં થોડા દિવસ મુકામ રાખ્યો. મોસ્કોમાં તે દશ દિવસ રહ્યા. અહીંથી સર્જેસને લખાએલા એક પત્રમાં તે કહે છેઃ "અહીં દશ દિવસથી છું. એ સમય અતિ સુખમાં ગયો છે અને મહત્ત્વની વાત એ છે કે અહીં શેંપેન કે એક પણ વેશ્યાનો મેં સ્પર્શ કર્યો નથી."

મોસ્કોથી તે યાસનાયા ગયા અને ત્યાર પછી તેમણે કેટલાક દિવસ આજુબાજુનાં ગામોના સ્નેહીઓને મળવામાં ગાળ્યા. ટૂરજીનેફનું ગામ નજીક હોવાથી ત્યાં પણ ગયા. આ વખતે ત્યાં ટૉલસ્ટૉય કુટુંબના ઘણા ખરા માણસો એકત્ર થયા હતા. એકવાર વાર્તાવિનોદ કરતાં મંડળમાં એક રમત શરૂ થઈ. તેમાં વિજયી થઈ નગર પ્રવેશ કરનાર એક રાજાનો પાઠ ટૉલસ્ટૉયે લીધો. પુષ્પ, પત્ર, વગેરે જે પદાર્થ હાથમાં આવ્યા તે પદાર્થનો મુકુટ બનાવી ટૉલસ્ટૉયના મસ્તકપર મૂકવામાં આવ્યો; તેટલામાં એક નવીન અતિથી આવતો હોવાની ખબર મળી. એ અતિથી ત્યાં એકઠા થએલામાંના કોઇને પણ પ્રિય નહિ હોવાથી એ કાંટો દૂર કેવી રીતે કરવો તેનો સર્વ વિચાર કરવા લાગ્યા. તરતજ ટૉલસ્ટૉયે પોતાના બનેવીને આજારીનો વેશ આપી બીછાનાપર સુવાડયા અને પોતે દુઃખી મુદ્રા કરી બારણામાં

ઉભા રહ્યા; એટલા ઉપાયથી અતિથીનો કાંટો તરતજ સત્વરે દૂર થઇ ગયો એ કહેવાની આવશ્યકતા નથીજ.

ઇ. સ. ૧૮૫૬ ના નવેમ્બરમાં ટૉલ્સ્ટૉય લશ્કરી નોકરીમાંથી છુટા થયા. એ અરસામાં ટૉલ્સ્ટૉયના મનની સ્થિતિ કેવી હતી એ તેમના પોતાના નીચેના લેખપરથી જણાઇ આવે છેઃ—

"એ સમયે મને વારંવાર મારૂં શીલ સુધારવાની દૃઢ ઇચ્છા થતી; પણ હું યુવાન હોઇ પ્રકૃતિથી ઉગ્ર હતો. તેમાં મારો કોઈ સ્નેહી સોબતી નહિ હોવાથી હું એકલો પડયા જેવું થયું હતું. આજુબાજુનું મંડળ પણ વિલક્ષણ હતું. હૃદયમાં સુશીલતા આવવી જોઇએ એવા પ્રકારના વિચાર પ્રકટ કરતાંજ એ મંડળ મારી મશ્કરી કરતું; અને મારા મલિન મનોવિકારને સ્વચ્છંદે વિચરવા દેતો ત્યારે તે તેમ કરવાને ઉત્તેજન આપી મારી સ્તુતિ કરતું."

"મારા મનમાં પ્રબળપણે મોટા સત્તાધીશ થવાની ઇચ્છા થતી. લોભથી હું છુટયો નહતો. સ્વભાવમાં ઉગ્રતા ભરાઇ રહી હતી. કામવિકાર પ્રબળ હતો. તે કાળનું મને સ્મરણ થાય છે તો હું ભયથી ધ્રુજું છું અને પશ્ચાત્તાપથી અંતઃકરણ દગ્ધ થવા લાગે છે. યુદ્ધ સમયે મનુષ્યવધ કર્યો, જુગારમાં સંપત્તિનો નાશ કર્યો, ગરીબ ખેડુતોના પરસેવા પર મેં મારી ઇંદ્રિયોનું પોષણ કર્યું અને તે બિચારાઓને પુષ્કળ વખત શિક્ષાઓ પણ કરી. અસત્ય વચન, ચોરી, પરદારાગમન, મદ્યપાન વગેરે પ્રકારના મેં કેટલા ગુન્હા કર્યા હશે તેની શી ગણત્રી કરવી? તેની ગણના સંભવિતજ નથી! છતાં લોકો મારા એ વર્તનની સ્તુતિ કરતા તથા અન્યની તુલનામાં 'તું પવિત્ર છે' એમ કહેતા!"

"એવી રીતે મારા જીવનનાં દશ વર્ષ ગયાં. એ સમયમાં મેં લેખનક્રમ પણ શરૂ કર્યો; પરંતુ તેના તળીયે મિથ્યા ડોળ, લોભ અને અભિમાન હતાં. મેં લખ્યું છે તે કીર્તિ અને પૈસા માટેજ! આથી લોકોને ગમે તેવી ખરી ખોટી વાતો લખીને મેં સત્યને પાછળ રાખ્યું. છતાંએ ખૂબી એ છે કે તેને માટે મારા પર સ્તુતિની વૃષ્ટિ થઇ અને લેખનકાર્યને નહિ કલ્પેલો એવો યશ મળ્યો."

"છવીસ વર્ષની વયના અરસામાં હું પીટર્સબર્ગ આવ્યો અને ત્યાં કેટલાક કલમ બહાદુરોની મુલાકાત થઇ. એ મંડળે પણ મારી પુષ્કળ સ્તુતિ કરી. મારી બુદ્ધિ અપરિપક્વ હોવા છતાં એ લેખકમંડળમાં સપડાવાથી મારી માનસિક સ્થિતિ સુધારવાની જે ઇચ્છા હતી તે પણ નાશ પામી. મેં અંધ બની તેમના વિચારોનું અનુકરણ કર્યું. પરિણામ એ આવ્યું કે, મારા વર્તનની શિથિલતા અયોગ્ય નથી એમ મને લાગવા માંડયું. એ મંડળના વિચારોનો સામાન્ય નિર્દેશ ટુંકામાં આ પ્રમાણે હતોઃ–"સામાન્ય મનુષ્યોના વિકાસનું મુખ્ય શ્રેય લેખકવર્ગને હોય

છે; તેમાં પણ નવલકથાકાર અને કવિનું જનસમાજપર વિશેષ વજન-છાયા પડે છે. મનુષ્ય માત્રને ડાહ્યા બનાવવાનો અધિકાર અમોને છે. અમોને પોતાને કેટલું જ્ઞાન છે તેની તપાસ કરવાની જરૂર નથી. અમારા પોતાના જ્ઞાનનું તોલ ન કરતાં મનુષ્યને જ્ઞાનદાન આપવા માટેજ અમારો જન્મ છે." આટલા પરથી એ મંડળની વિચારદિશા સમજાશે. મને પોતાને લોકો ગ્રંથકાર અને કવિ કહેતા. એવી સ્થિતિમાં એજ વિચારપ્રવાહનો મેં સ્વીકાર કર્યો હોય તો તેમાં નવાઇ જેવું શું છે? એ પ્રકારે હું મને પોતાને ગ્રંથકાર અને કવિ કહેવડાવી લોકોને જ્ઞાનદાન આપવા લાગ્યો; પણ લોકોને હું શું શીખવતો હતો તે તો પ્રભુજ જાણે છે. એ જ્ઞાનદાનના બદલામાં મને પૈસો મળતો, સુંદર ભોજન મળતું, રહેવાને વિશાળ ઘર હતું, ચોતરફ સ્ત્રીઓનું ટોળું ભેગું થતું અને લોકો મને ચહાતા હતા. આ ઉપરથી મને સ્પષ્ટ જણાતું કે હું જે કંઇ શીખવતો તે સારૂંજ હતું."

"આ પ્રમાણે મેં એ મંડળના વિચારોનો સ્વીકાર કર્યો અને તેમના એ ધર્મનો આચાર્ય બન્યો. એ નવા વિચારના આચાર્યપદમાં મને બેવડો ફાયદો હતો. લોકો સ્તુતિ કરતા તેથી આનંદ મળતો અને ભરચક દ્રવ્ય પણ ચરણમાં પડતું. એ નવા વિચારમાં વાસ્તવિક રીતે કંઇ તત્ત્વ છે કે નહિ તેનો વિચાર કર્યા વગર ઘણા વખત સુધી મેં તેનો અનુવાદ કર્યો; પરંતુ પછી એ ત્રણ વર્ષે એ વિચાર માટે મને શંકા થઇ. સ્વબુદ્ધિની કસોટીપર તેની પરીક્ષા કરવાની મને ઇચ્છા થઇ. આ નવા વિચારના આચાર્યોમાં પરસ્પર એકવાકયતા નહતી, એ મારી શંકાનું પહેલું કારણ છે. આચાર્યત્વનું પ્રથમ માન મેળવવા માટે તેઓજ જ્યારે પરસ્પર વઢવા લાગ્યા, ત્યારે મને આપોઆપ શંકા થઇ. એ ઝગડામાં તેઓ એક બીજાનાં છિદ્રો કાઢતા અને યુક્તિ પ્રયુક્તિથી એક બીજાને ફસાવવામાં પાછા પડતા નહતા. એમાં કેટલાક એવા પણ હતા કે, ખરાખોટાની વિશેષ પંચાત ન કરતાં તેઓ પોતાનાં ખીસ્સાં ભરવા તરફજ લક્ષ રાખતા. એવાં અનેક કારણથી એ વિચારથી મારૂં મન દૂર થવા લાગ્યું."

"એ ઉપરાંત બીજું પણ એક કારણ હતું. અમારા એ આચાર્યોના નૈતિક વર્તનનું હું અવલોકન કરવા લાગ્યો ત્યારે મને જણાયું કે નીતિનો તેમને પરિચયજ નથી. તેમનામાં પવિત્રતા જેવું કંઇ ન હતું. મારા લશ્કરી કાળમાં મને પુષ્કળ વ્યસની અને બદચાલના માણસોનો અનુભવ થયો હતો; પણ અમારા આ આચાર્યો તેમનાથીએ આગળ વધેલા હતા. પોતાનું વર્તન અશુદ્ધ છે એવી તેમને શંકા પણ નહિ આવતી હોય એમ જણાતું. જે ખરો પવિત્ર હોય છે તેને જેમ પોતાને માટે શંકા આવતી નથી, તેમજ જેને નીતિ એટલે શું તેનું ભાન નથી હોતું તેવા માણસને પોતા વિષે શંકા આવતી

નથી. મને વિચાર થઈ પડયો કે એ આચાર્યોને શ્રેષ્ઠ કે પામર એ બે પૈકી કઇ પંક્તિમાં ગોઠવવા? છેવટે એ લોકોથી હું પૂર્ણ રીતે કંટાળ્યો અને મારા પોતાના વર્તન માટે મને પશ્ચાતાપ થવા લાગ્યો. મારી ખાત્રી થઇ કે એ નવા વિચાર એટલે ફસાવવાનું એક સાધન છે."

"આટલું થવા છતાં એક ખામી તો રહીજ. ગ્રંથકાર, કવિ અને ગુરૂની પદવીથી વિભૂષિત કરી એ લોકોએ મને બહુમાનની જે ગાદીપર બેસાડયો હતો, તેનો ખુલ્લી રીતે ત્યાગ કરવાની ઇચ્છા હું કરી શકયો નહિ. અન્ય આચાર્ય ખરાબ હશે પણ હું સારો છું એ મિથ્યાભિમાન ગયું નહિ. એ લોકોના સહવાસથી મારામાં એ એક દુર્ગુણ દાખલ થયો. વ્યર્થ અભિમાની વિચારો મેં તેમની પાસેથી લીધા. મને પોતાને કંઇ સમજાતું નહતું છતાં લોકોના ગુરૂ બનવાની મૂર્ખાઇભરેલી હિંમત મેં જાળવી રાખી."

"તે વખતનું સ્મરણ થાય છે અને તે સમયની મારા મનની સ્થિતિનું અવલોકન કરૂં છું, તો મને કોઇવાર અતિશય દુઃખ થાય છે, કદિ ભય લાગે છે અને કદિ હાસ્ય પણ થાય છે. એવા વખતે ગાંડાનું દવાખાનું જોતાં જેવી સ્થિતિ થાય છે તેવીજ મારી સ્થિતિ થાય છે."

"એ વખતે મારી એમજ ખાત્રી થઇ હતી કે, લખાય તેટલું લખવું અને બોલાય તેટલું બોલવું એજ મનુષ્યને માટે કલ્યાણદાતા છે. અમે સેંકડો સુધારકો પરસ્પરનાં છિદ્રો કાઢતા, એક બીજાના વિચારોનું ખંડન કરતા અને એ રીતે જ્ઞાનદાન કરતાં સારૂં શું અને ખોટું શું એ વિચારે કદિ અમને સ્પર્શ કર્યો નહતો. અરે, એ શબ્દનો અર્થ શો છે તેનો વિચાર પણ અમે કર્યો નહતો. ગાંડાના દવાખાનામાં નિવાસ કરનારાઓ જે પ્રમાણે કેટલીક વખત એક બીજાની સ્તુતિ કરે છે અને કેટલીક વખતે એક બીજાનાં ગળાં દાબવા તૈયાર થાય છે, તેવુંજ અમારૂં વર્તન હતું."

"છાપખાનાના હજારો માણસો અમારી સેવામાં તત્પર હતા. અમોએ લખેલા લેખોનાં બીબાં ગોઠવતાં ગોઠવતાં બિચારાઓનો દમ નીકળી જતો. રૂશીઆના ટપાલખાતાથી ઉંચકી જવાય તેટલો ભાર અમે તેના પર નાખતા હતા; પણ જ્ઞાનદાનના કાર્યને માટે એટલો શ્રમ પણ અધુરો રહેતો. અમારા ક્રોધનું મુખ્ય કારણ એ પણ હતું કે, એ પવિત્ર કાર્ય તરફ લોકો જોઇએ તેટલું લક્ષ આપતા નહતા."

"લોકોને ઘેર બેઠાં જ્ઞાનગંગા મળે અને તેમાં તેઓ સ્નાન માત્ર પણ કરે નહિ, એ શું ખરેખર વિચિત્ર નહોતું કે? પણ તેમાં વિલક્ષણતા શી છે? અમારા ચાવવાના દાંત જૂદા અને દેખાડવાના જુદા! લોકો પાસેથી બને તેટલું દ્રવ્ય કઢાવવું

અને મળે તેટલું માન મેળવી અભિમાનથી ફૂલાવું એજ અમારો આંતરિક માર્ગ હતો. એ માર્ગ સાધવા માટે પુસ્તકો અને વર્તમાનપત્રો એ એકજ માર્ગ અમારા હાથમાં હતો. ત્યારે તે સિવાય અન્ય શું કરવું ? અમારી ઇચ્છા એવી હતી કે, લોકો એવા નિરૂપયોગી કાર્યને મહત્ત્વ આપે; તેથી તેવું મહત્ત્વ પ્રાપ્ત કરવા અમે એક નવી યોજના ઉપસ્થિત કરી. 'જગતનું સર્વ અસ્તિત્વ ઉત્ક્રાંતિના માર્ગમાં છે.' ઉત્ક્રાંતિની પાછળ માનસિક સંસ્કૃતિ અવશ્ય આવે છે અને સંસ્કૃતિની વૃદ્ધિનું માપ વર્તમાનપત્રો અને પુસ્તકો છે. એ બંનેની ઉન્નતિ થવી એ વિકાસ પામતી સંસ્કૃતિનું ચિન્હ છે. અમે પુસ્તક તથા વર્તમાનપત્ર લખીએ છીએ અને તેના બદલામાં લોકો અમોને માન તથા પૈસો આપે છે; તેથી અમારૂં કાર્ય ઉપયોગી અને સંસ્કૃતિને ઉન્નત કરનારૂં હોઇ અમે ગ્રંથકાર એટલે ઉત્તમમાં ઉત્તમ પુરૂષ છીએ; એવી પણ અમારી ઉપપત્તિ હતી. અમે સર્વ જો ઐક્યતાથી વર્ત્યા હોત તો એટલી ઉપપત્તિથી પણ ચાલ્યું હોત; પરંતુ તેમ ન કરતાં એકબીજા સાથે ઝગડો કરતા હતા. એકે એક વિચાર બહાર પાડયો કે બીજો તેની વિરૂદ્ધ લખવા બેસે; પરંતુ એવી સ્થિતિમાં પણ અમારી યોગ્યતાની પરીક્ષા કરવાની અમોને બુદ્ધિ સુઝી નહિ. લોકો તરફથી દ્રવ્ય મળતું હતું અને સ્તુતિ પણ મળતી હતી, પછી અધિક વિચારનું પ્રયોજન શું હોય ?"





# प्रकरण ६ ठ्ठुं--प्रवास.




સ.૧૮૫૭ ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે ટૉલ્સ્ટૉય મોસ્કોથી વૉર્સો આવવા નીકળ્યા. આગગાડી થએલી નહિ હોવાથી પ્રથમ ટપાલગાડીમાં તથા પછી રેલ્વેદ્વારા તા. ૨૧ ફેબ્રુઆરીના દિવસે તે પૅરિસ પહોંચ્યા. અહીં તેમને ટૂરજીનેફ અને નેક્રસેફનો મેળાપ થયો. હજુ પણ ટૂરજીનેફ અને ટૉલ્સ્ટૉય વચ્ચે મતભેદના કારણે વિશેષ બનતું નહતું. પૅરિસમાં પણ હમ્મેશ ઉભયમાં તકરાર થતી. એક વખત તો તકરાર એટલે સુધી વધી પડી કે, ટૉલ્સ્ટૉયે ગુસ્સે થઈ ટૂરજીનેફને દ્વંદ્વ યુદ્ધનું આવ્હાન કર્યું. પછી જેમ તેમ કરી નેક્રસેફે ઉભયને શાન્ત કર્યા. ત્યાંથી એક વખત 'ગીલોટિન' જોવા ગયા હતા. તે સમયે ફ્રાન્સમાં મૃત્યુદંડની શિક્ષા પામેલા મનુષ્યને ગીલોટિન નામના યંત્રમાં રાખી ગરદન કાપવાની રીત હતી. તે દિવસે એ શિક્ષાનો અમલ કેવી રીતે થાય છે તે ટૉલ્સ્ટૉયે જોયું. આ પ્રસંગની તેમણે નીચે પ્રમાણે નોંધ કરી છે:—

"સવારે સાત વાગે ઉઠી અમે વધ જોવા ગયા. કેદી શરીરે હ્રષ્ટપુષ્ટ અને ગોરો હતો. તેણે બાયબલ હાથમાં લઇ તેને ચુંબન કર્યું અને તરતજ મૃત્યુના સામ્રાજ્યમાં પ્રવેશ કર્યો. કેવી મૂર્ખાઇ! રાજકાર્ય એટલે શું તે હું સમજી શકતો નથી. નીતિ અને સાહિત્યને હું થોડાં ઘણાં સમજું છું અને એ વિષય પર થોડી ઘણી ચર્ચા પણ કરી શકું છું; પરંતુ રાજનીતિ એટલે શું તે મને લેશમાત્ર સમજાતું નથી."

"તેનું શિર ધડથી દૂર થએલું જ્યારે મેં જોયું ત્યારે મારા રોમેરોમમાંથી એક એજ ભાવના નીકળી કે, ગમે તેમ હોય પણ સંસ્કૃતિને આ આસુરી કૃત્ય બંધબેસ્તું નથી. જગતના આરંભકાળથી મનુષ્યવધની શિક્ષા અસ્તિત્વમાં છે; પણ મારી તેજ ક્ષણે ખાત્રી થઇ કે, એ કૃત્ય અનાવશ્યક અને ક્રૂરતાભરેલું છે. કોઇપણ કૃત્યનું ખરાખોટાપણું અન્યના માપથી માપવું એ ઠીક નથી. તે સંબંધી

આપણા અંતઃકરણને પૂછવું અને તેનોજ નિર્ણય સાચો સમજવો, એ પાઠ હું તે દિવસે શીખ્યો."

તે મે મહિનામાં પૅરિસથી નીકળી સ્વીટ્ઝર્લાંડ ગયા અને જીનીવાથી તેમણે ટાશીયાનાને નીચેનો પત્ર લખ્યોઃ—

"લગભગ દોઢ મહિનો પૅરિસમાં રહ્યો. એ સમય એટલો સુખમાં ગયો કે, મને લાગ્યું કે હું અહીં આવ્યો તે ઠીક થયું. અહીં હું નૃત્યાલયોમાં જતો નહતો અથવા કૉફીની હૉટેલોમાં પણ જતો નહતો; પરંતુ મને અહીં એટલી નવીન વસ્તુઓ મળી આવી કે, તે વિષેનો વિચાર કરતાં કરતાં દિવસ કયારે પુરો થઇ જતો તે પણ મારા લક્ષમાં રહેતું નહિ."

"સ્વીટ્ઝર્લાંડનું સૌંદર્ય લેખિનીથી લખવાનો વિચાર વ્યર્થ છે. બારીના મુખ આગળ બેસી બહાર નજર ફેંકીએ છીએ કે, કલાકના કલાક કંઇપણ ન સમજાતાં નીકળી જાય છે. મારૂં કેવું મહદ્‌ભાગ્ય કે, પૅરિસ છોડી આ વખતે અહીં આવવાની બુદ્ધિ થઇ!"

જીનીવાથી કલેરેન્સ જઈ ત્યાંથી બોટદ્વારા તે માંટ્રો ગયા. અહીંથી પણ જુલાઈ મહીનામાં તે અનેક સ્થળે ફર્યા. તેમણે આ પ્રવાસની જે નોંધ કરી રાખી છે તે પરથી તે સૃષ્ટિસૌંદર્યના કેવા પૂજારી હતા તે સ્પષ્ટ જણાઇ આવે છે. દાખલા તરીકે એક ઉતારો આપીશું.

"મારી ચોતરફ પ્રસરી રહેલું સૃષ્ટિસૌંદર્ય અપ્રતિમ કોટિનું હતું. જેને લોકો સૃષ્ટિના ઉત્તમોત્તમ દેખાવ સમજે છે, તેમાં મારૂં ચિત્ત વિશેષ લાગતું નથી. લોકોને એકાદ ભયંકર દૃશ્ય પણ સારૂં લાગે છે; પરંતુ એવા પ્રકારનો દેખાવથી હું પણ આ અનંત સૃષ્ટિનોજ એક અંશ છું એવી ભાવના મારામાં ઉત્પન્ન થતી નથી. મારી આજુબાજુ સર્વ રીતે જ્યારે સૃષ્ટિ પ્રસરેલી હોય છે, મારા ચરણ નીચે ચગદાઇ જતાં ઘાસનાં પાન સામેની પર્વતરાજિને લીલાશ આપે છે, એવો વિચાર જ્યારે મારા મનમાં આવે છે ત્યારે તે અને પાન એકજ છે અને એજ સૃષ્ટિનો હું એક અંશ છું, એમ મને લાગે છે અને મારૂં ચિત્ત અપૂર્વ આનંદને પ્રાપ્ત થાય છે. જે હવા હું શ્વાસથી અંદર લઉં છું, તેજ ઉપર આકાશ પર્યંત પ્રસરેલી છે, એમ મનમાં આવતાંજ મસ્તક જાણે આકાશનો સ્પર્શ કરી રહ્યું હોય એમ લાગે છે. મારી આજુબાજુ ગણગણ કરતા અને પુષ્પોપરથી આમતેમ ભટકતા ભ્રમરો જોઉં છું ત્યારે મારા આનંદના એ અનંત ભાગીદારોને જોઇ આનંદમાં ઘટાડો ન થતાં વધારોજ થતો જાય છે."

ટૉલ્સ્ટૉયે લ્યુસર્ન ગામથી એક સૃષ્ટિવર્ણનાત્મક લેખ કૉંટેમ્પરરી માટે મોકલ્યો હતો. તે પરથી સંપત્તિમાન લોકોના વર્તન સંબંધી તેમના જે વિચારો

બંધાયા હતા તેનો આરંભ અહીંથી થએલો જણાય છે. તે જણાવે છે કેઃ—

"તા. ૭, જુલાઇ ૧૮૫૭ ના દિવસે લ્યુસર્નની એક સુપ્રસિદ્ધ અને સરદારી હૉટેલ સામે એક ભિખારી સતાર વગાડી ગાન કરતો હતો. આ હૉટેલમાં ધનિક વ્યાપારી અને શ્રીમંત અમીર ઉમરાવોની વસ્તી હોય છે. ભિખારીનું ગાન સાંભળવા સો સવાસો શ્રીમંતો એકત્ર થયા હતા. આશરે અર્ધો કલાક ગાન થયા પછી તે ભિખારીએ પોતાના ઉદર માટે કંઇ આપવા વિનંતી કરી. ત્રણ ત્રણ વખત તે સર્વના ચરણમાં પડ્યો પણ એ લક્ષ્મીપુત્રો તરફથી તેને એક કોડી પણ મળી નહિ; એટલુંજ નહિ પણ કેટલાક તો તેની મસ્કરી કરી ખડખડ હસવા પણ લાગ્યા. હવે એમાં સુધરેલો કોણ અને જંગલી કોણ ? ફાટયાં તૂટયાં કપડાં પહેરેલા ભિખારીનું ગાણું અર્ધો કલાક સાંભળી, ભિખારીએ પોતાનો હાથ લાંબો કરતાંજ પોતાની સંપત્તિનો કોટયાંશ પણ જે કુબેરપુત્ર તેના હાથમાં મૂકતો નથી અને પોતાના તે વર્તન માટે મગરૂરીથી સંતુષ્ટ થાય છે, તથા પોતાના ઓરડામાં બેસી ચીનના રાજકારભારનાં ગપ્પાં હાંકે છે, તે જંગલી કે ખીસામાં ફૂટી બદામ નથી, એવી સ્થિતિમાં કોઇને પણ ન દુઃખવતાં શેરીઓમાં ભટકી પોતાના ગીતથી જે સેંકડો માણસોને આનંદ આપે છે તે જંગલી ? તે બિચારાને ટાઢના તડાકામાંથી છૂટવાને સાધન ન આપતાં, **અથવા તેના ભૂખથી ટળવળતા પેટમાં અન્નનો દાણો પણ ન નાખતાં, ઉકરડાપર વિશ્રાંતી લેવા જેઓએ તેને ધક્કા મારી હાંકી મૂક્યો, તેમને શું સુધરેલા કહેવા ? અરે ઓ સામાજિક ઇતિહાસકારો ! હું જે કહું છું તે ધગધગતા અગ્નિમય અક્ષરોથી તમારા ઇતિહાસમાં નોંધી રાખો !** "

લ્યુસર્નમાં કેટલાક દિવસ રહ્યા પછી તે સ્ટેટગર્ટ, બરલીન અને સ્ટેટીન જઇ પીટર્સબર્ગ પાછા આવ્યા. અહીં આશરે અઠવાડીયું રહી સ્નેહીઓને મળી તે મોસ્કોના રસ્તે ઑગસ્ટમાં યાસનાયા આવ્યા. આ વખતે તેમણે લખેલી નિત્યનોંધમાંથી નીચેની હકીકત મળે છેઃ—

"પ્રવાસ દરમીયાન મેં નીચેના વિચાર કર્યા છે. પ્રથમ સાહિત્ય સેવા કરવી, કુટુંબકાર્ય બરાબર ચલાવવું, ઉત્પન્નમાંથી આવશ્યક જેટલી રકમ લઇ બાકીનું ઉત્પન્ન સરફ (ગુલામ) લોકોની ઉન્નતિ માટે વાપરવું. રોજ મારા હાથે એકાદ સદ્કાર્ય થશે તો તે હાલમાં બસ છે. સ્વાર્થત્યાગનો એવો અર્થ નથી કે આપણી પાસેથી કોઇ કંઈ લઇ જાય તો તેની દરકાર કરવી નહિ; પણ બીજા માટે શ્રમ કરી તેમની જરૂરીઆતો કેવી રીતે પુરી કરી શકાય, તેનો વિચાર કરી તે પ્રમાણે ચાલવું એજ ખરો સ્વાર્થત્યાગ છે."

અકટોબર મહિનામાં પોતાના બંધુ નિકોલસ અને બહેન મેરી સાથે ટૉલસ્ટૉય

મોસ્કો આવ્યા. મોસ્કોમાં કેટલાક દિવસ રહી તે પુનઃ પીટર્સબર્ગ આવ્યા. આ વખતે નવીન રાજકીય સુધારાની ધામધુમ ચાલતી હોવાથી સ્વાભાવિક રીતે લેખક-વર્ગ તરફ જનસમાજનું દુર્લક્ષ થયું હતું. આ કાળની સ્થિતિ વિષે ટૉલસ્ટૉય નોંધમાં નીચે પ્રમાણે કહે છેઃ—

"પીટર્સબર્ગ આવ્યા પછી પૂર્વની માફક મારા પ્રત્યે જનસમાજનો પ્રેમ નજરે નહિ પડવાથી મને ઘણું ખરાબ લાગ્યું. થોડાજ કાળપૂર્વે જે વિચારનો મેં જયઘોષ કર્યો, તેનો મંદ પ્રતિધ્વનિ કંઇપણ ન થતો જોઇ ખરાબ લાગે તો તેમાં નવાઇ જેવું શું છે? પણ પછી હું ટુંક વખતમાંજ ટાઢો પડયો. લોકોને ચાર આવશ્યક વાતો કહેવાનું ધૈર્ય મારામાં આવેલું છે, એ લાગણીથી મારૂં દુઃખ દૂર થયું. હવે મારે જે કંઇ કહેવાનું છે તે હું વિવેકબુદ્ધિનું સ્મરણ કરીને સ્પષ્ટતાથી કહીશ. મારા મનની સર્વ શક્તિનો એજ કાર્ય તરફ ઉપયોગ કરીશ; પછી લોકો ભલે નિંદા કરે."

અકટોબર મહિનામાં ટૉલસ્ટૉયે મોસ્કો આવી લાંબા વખત સુધી રહેવાનો વિચાર કરી એક મકાન ભાડે રાખ્યું. અહીં તે, તેમના બંધુ નીકોલસ અને બહેન મેરી એ પ્રમાણે ત્રણ જણ રહ્યાં હતાં.

અદ્યાપિ ટૉલસ્ટૉયને ટાપટીપથી રહેવાનું પસંદ હતું. ઝગઝગતો પોષાક, હાથમાં ઉંચા પ્રકારની સુંદર સોટી, અને મસ્તકપર ઉત્તમ પ્રતિની ચકચકીત ટોપી ધારણ કરીને તથા વાળના ગુચ્છા પાડીને ટૉલસ્ટૉય બહાર ફરવા જતા હતા. આ વખતે કસરત કરવી એ શોખીન લોકોનું એક લક્ષણ ગણાતું હતું અને ટૉલસ્ટૉય પણ બપોરે એક બેના અરસામાં કસરતશાળામાં જતા હતા. ઘોડાપરથી કુદકા મારવા વગેરે પ્રકારમાં તે સારા નિપુણ હતા. તેમને ઘોડાનો શોખ હોવાથી તે ઉત્તમ ઘોડેસ્વાર બન્યા હતા. તેજ પ્રમાણે તરવાની કળા પણ સારી રીતે જાણતા હતા. અહીં તેમને ઘણા લેખક મળવા આવતા હતા. તેમાં ફૅટ નામના કવિ સાથે તેમને સારી મૈત્રી થઇ હતી. એ એકજ ગૃહસ્થ સાથે તેમનો છેવટ સુધી સારો સંબંધ રહ્યો હતો. ફૅટ એક સારો કવિ હોવા ઉપરાંત ઉત્તમ નવલકથાકાર પણ હતો. એની લેખિનીમાં ચૈતન્યનો ગુણ વિશેષ હતો. એણે પહેલા નીકોલસની કારકીર્દીમાં સાત વર્ષની હદપારની શિક્ષા ભોગવી હતી. એ સિવાય તત્ત્વવેત્તાઓ, શાસ્ત્રકારો અને મોસ્કો ગેઝેટ, રૂશીયન મેસેન્જર વગેરે પત્રોના સંપાદકો હમ્મેશ ટૉલસ્ટૉયને મળવા આવતા. તેમાંનાં કેટલાંક માસિકપત્રોમાં ટૉલસ્ટૉયના લેખ પણ પ્રસિદ્ધ થયા હતા.

ઇ. સ. ૧૮૫૮ના જાનેવારી મહિનામાં ટૉલસ્ટૉયની ફોઈ કાઉંટેસ એલેકઝાન્ડ્રા મોસ્કો આવી. તેને અનેક સરદાર કુટુંબો સાથે મૈત્રી હોવાથી સર્વ

શહેનશાહી ખબરો તેના દ્વારા ટૉલ્સ્ટૉયના જાણવામાં આવતી. તે પીટર્સબર્ગ જવા નીકળી ત્યારે ટૉલ્સ્ટૉય તેને પહોંચાડવા કલીન ગામ સુધી ગયા હતા. અહીં તેમની માશીનું ઘર હતું તેથી ઘણા દિવસ તે ત્યાંજ રહ્યા. આ ગામ શહેરના કોલાહલથી મુક્ત હતું તેથી મળેલા વિશ્રાંતિકાળમાં 'ત્રણ મૃત્યુ' નામની એક સુંદર નવલકથા તેમણે લખી કાઢી.

તેમને ગાવાની હોંસ હતી. અન્ય કાર્યના વ્યવસાયને લીધે એ તરફ તે વિશેષ લક્ષ આપી શકતા નહિ; તોપણ તેમની ગાનકળાની પ્રિયતામાં ઘટાડો થયો નહતો અને તેના પરિણામે તેમણે મોસ્કોમાં કેટલાક મિત્રોની સહાયથી ગાયનવિદ્યામંદીરની સ્થાપના પણ કરી.

વસંતઋતુના આગમન સાથેજ ટૉલ્સ્ટૉયની ચિત્તવૃત્તિ ઉલ્હાસિત બનતી. તેમનો નીચેનો પત્ર એ સંબંધમાં લક્ષમાં લેવા જેવો છેઃ—

"વસંતઋતુનું આગમન થયું છે. જગતના સારા માણસોને એ કાળ અત્યંત સુખકારક છે અને મારા જેવા ગૌણ પંક્તિના માણસોને પણ કદિ કદિ તેનો લાભ મળે છે. આ વખતે સર્વ સૃષ્ટિ આશામય બનેલી જણાય છે. ભવિષ્યકાળ સુખમાં જશે એ આશાની પ્રભા તેના વદનપર પ્રસરેલી જણાય છે. તેનો પ્રતિધ્વનિ મનુષ્યના અંતઃકરણપર પણ ઉપસે છે અને ચોતરફ પ્રસરેલી સૃષ્ટિ પ્રમાણેજ પોતે પણ સુખી થશે એવી કલ્પના તેના ચિત્તમાં આવે છે. હાલમાં મારી સ્થિતિ તેવીજ છે. ખરી રીતે મારામાં શી યોગ્યતા છે? હવે હું જડ અને દબાઇ ગએલા તથા ઠંડીમાં ચીમળાઇ ગએલા નાના બટાટા જેવો છું. હવે મારી ઉન્નતિ કેવી રીતે થવાની છે? આજુબાજુનું આશામય આવરણ જોતાં મને લાગે છે કે, હું પણ ભવિષ્યમાં સુખી થઇશ. હું પણ એક નાનો છોડવો હોઈ પ્રભુની સૃષ્ટિમાંના અન્ય છોડવાઓની માફક પુણ્યફલભારથી લચી જઈશ એમ મને લાગે છે. આ વખતે સર્વ દુષ્ટ વિકારો મારા ચિત્તમાંથી દૂર થઇ જાય છે. લોકેષણાનો દંભ, આળસ, અસત્ય પ્રેમ, કલ્પિત દુઃખ, પશ્ચાત્તાપ વગેરે કોઇપણ પ્રકારના વિકારને ત્યાં સ્થાન મળતું નથી; અને એ રીતે નવીન ફૂટેલા છોડવાનાં પુષ્પોને રહેવાને જગ્યા મળે છે."

એપ્રીલ મહિનામાં ટૉલ્સ્ટૉય યાસનાયા આવ્યા અને લગભગ આખો ઉનાળો ત્યાંજ પસાર કર્યો. આ વખતે મોસ્કો અને ટૂલા વચ્ચે આગગાડી થએલી નહતી અને પુષ્કળ કસ્બાઓમાં તાર પણ નાખવામાં આવેલા નહતા. ગુલામો (સરફ) સમજતા હતા કે, તારના થાંભલા આવશે તો તારપરથી આપણી સ્વતંત્રતા દોડી આવશે. ટૉલ્સ્ટૉયની ફોઈ ટાશીયાના સાધારણ ભણેલી ગણેલી હોવા છતાં, તેને પણ તારદ્વારા સંદેશા ચલાવવાની રીત સમજાતી નહતી. એક દિવસે રસ્તે જતાં તેણે ટૉલ્સ્ટૉયને તારથી પત્ર કેવી રીતે મોકલવામાં આવે છે, એવો પ્રશ્ન પૂછ્યો.

ટૉલ્સ્ટૉયે બની તેટલી સરળ ભાષામાં વિદ્યુતયંત્રની સર્વ હકીકત કહી. તેણે પણ એ સર્વ પોતે બરોબર સમજી હોવાનું જણાવ્યું; પણ પછી અર્ધા કલાકે તે બોલીઃ "બેટા, અર્ધા કલાકમાં એક પણ પત્ર તારપરથી જતો મેં જોયો નહિ !" આ ઉપરથી તે વખતે રૂશીયામાં શિક્ષણની કેવી સ્થિતિ હતી, તેનું ઠીક અનુમાન થાય છે.

ટૉલ્સ્ટૉયનો મિત્ર ફૅટ પોતાની પત્નીસહ ઘણી વખત યાસનાયામાં આવી રહેતો. આ વખતનાં સ્મરણો ટૉલ્સ્ટૉયે પુષ્કળ વર્ષ પછી લખ્યાં છે. તેમાં તે કહે છેઃ—"આ વખતના મારા જીવનની વિશેષ મહત્ત્વની વાત કહું તો સંસારની ચિંતાથી હું તદ્દન મુક્ત હતો. ઘરનો સર્વ કાર્યભાર ટાશીયાના જોતી અને મારા વૃદ્ધ નોકર તેને એ કામમાં મદદ કરતા. હું શાંતિપૂર્વક આરામખુરશીપર પડી કદિ પુસ્તક વાંચતો અથવા કદિ ટાશીયાના ફોઇની વાતો સાંભળતો. માત્ર ટૂલા જતો ત્યારે નિરંકુશ બની જુગાર અને વેશ્યાના વમળમાં સપડાતો. ત્યાંથી પાછો આવતો ત્યારે ટાશીયાના પોતાની હમ્મેશની રીત પ્રમાણે મને પાસે લેતી. મારા ટૂલાના અત્યાચારથી તે અજાણી હતી એવું કંઇ નહતું; પણ તેણે કદિએ કઠોર શબ્દ ઉચ્ચાર્યો નથી અથવા પોતાની હમ્મેશની શાંતવૃત્તિ તથા પ્રેમમાં ન્યૂનતા આવવા દીધી નથી. એક દિવસે કોઇ એક ગૃહસ્થની સ્ત્રી કોઇની સાથે નાશી ગયાની વાત ટાશીયાનાને જણાવી મેં કહ્યુંઃ 'પંચાત ગઇ, તે ગૃહસ્થની પાછળનો એક ત્રાસ ઓછો થયો.' મારા આ શબ્દો સાંભળતાંજ ટાશીયાના એ કહ્યુંઃ "અરે, પણ તેના આખા જીવનનું નુકશાન થયું તેનું શું ?"

"અમારી ફોઇમાં કોઇના પણ ચિત્તને આકર્ષી લેનારો મોટામાં મોટો ગુણ દયાશીલતાનો હતો. ઘરના માણસો વિષેજ નહિ પણ, નોકર ચાકર અને ખેડુતો માટે પણ તેના હૃદયમાં અઢળક દયા હતી. આખા ત્રીસ વર્ષની મુદતમાં તે કોઇના પર ગુસ્સે થઈ અથવા કોઇને માઠા શબ્દ બોલી હોય તેવા દાખલાનું સ્મરણજ થતું નથી. અમારી ખરી ફોઇએ તેને પુષ્કળ ત્રાસ આપ્યો હતો; પરંતુ તેના માટે સુદ્ધાં તેણે કદિ એક પણ માઠો શબ્દ ઉચ્ચાર્યો નથી. મારી સ્વચ્છંદતા તે પૂર્ણ રીતે જાણતી હતી; પરંતુ તે વિષે તે તપાસ પણ કરતી નહતી. મારો બન્ધુ સર્જેસ એક વેશ્યાને ઘેર લાવ્યો હતો; પરંતુ અમારી ફોઇએ તેની સાથે કદિ ભેદભાવ દર્શાવ્યો નહતો. અમારા વર્તન વિષે તેણે કદિ પ્રત્યક્ષ ઉપદેશ કર્યો નથી. તેણે કંઇ મોટાં કીર્તિદાયક સદ્દકૃત્ય કર્યાં છે એમ પણ નથી; તથાપિ તેના સામાન્ય વર્તનની ઢબ એવી હતી કે, તેમાં પવિત્રતાની છાયા સ્પષ્ટ ઉપસી આવતી હતી. સંસારનાં સંકટોથી કદિ પણ નહિ કંટાળનારી વૃત્તિ અને કદિ પણ ભંગ નહિ થતી શાંતિના ગુણથી પ્રત્યેકને તેનો સહવાસ સુખકર થતો. અમારા પરિચયમાં એવો એક પણ માણુસ નહતો કે, જે તેનાપર પ્રેમ ન રાખતો હોય. પોતા વિષે કે

પોતાના ધર્મ વિષે તે એક શબ્દ પણ બોલતી નહિ અથવા અમારે કેમ ચાલવું તે સંબંધી હુકમ પણ કરતી નહિ. માત્ર ખ્રિસ્તી ધર્મના હમ્મેશના નર્કવાસ તરફ તેની પૂજ્યબુદ્ધિ નહતી. તે કહેતીઃ "પ્રભુ દયાથી પરિપૂર્ણ હોવાથી કોઇપણ પાપ માટે અખંડ યાતના આપે એ સંભવિત નથી." મારાપર તેનો પ્રેમ હોવાથી તે મને પૂજ્ય જણાતી હતી એમ નહતું, પણ તેની ચોતરફનું વાતાવરણ પ્રેમમય હોવાથી અન્યને પણ તે પૂજ્ય જણાતી."

"તે પોતાની ઓરડીમાં અંજીર, ખજૂર વગેરે સુકો મેવો ભરી રાખતી. કોઈ પણ રંક માણસ આવતાં તેના હાથ પર કંઇ પણ મીઠો પદાર્થ મૂકવાની તેના રીત હતી. એ માટે તે મારી પાસે પૈસા માગતી ત્યારે ઘણી વખત હું તે આપવામાં આનાકાની કરી જતો. એ વસ્તુઓની જરૂર તેને પોતાને હતી એમ કંઇ નહતું. પુષ્કળ વખત તે નાસ્તા તરીકે મને પણ આપતી; પરંતુ હું હમ્મેશ પૈસાની તાણમાં રહેતો હોવાથી તેટલી રકમ પણ આપી શકતો નહિ. હવે એ વાતનું મને સ્મરણ થાય છે ત્યારે મારૂં હૃદય દુઃખથી ભરાઇ આવે છે. હું પૈસા નથી એમ કહેતો કે, તે ખેદનો એક નિઃશ્વાસ છોડી સ્વસ્થ રહેતી. મારી એ પરમ પવિત્ર સ્વર્ગસ્થ ફોઈ પાસે દુઃખપૂર્ણ અંતઃકરણથી ક્ષમાની યાચના કરવા સિવાય હવે મારા હસ્તમાં શુ છે? એટલું અલ્પ સુખ પણ મારા તરફથી તેને મળ્યું નહિ."

યાસનાયાના નિવાસ દરમીયાન ટૉલસ્ટૉય પોતાના ખેડુતોના કુટુંબમાં ફરી તેમની સંસારસ્થિતિનું નિરીક્ષણ કરતા હતા. આજ વખતે તેમણે ખેતીનો અભ્યાસ કર્યો. શ્રીમંત જમીનદારોની માફક તેમણે પહેલાં ખેતી તરફ લક્ષ આપ્યું નહતું.

ઇ. સ. ૧૮૫૮ માં તેમણે ફૅટને નીચેનો પત્ર લખ્યો છેઃ—

"પ્રિય મિત્ર, આ પત્રદ્વારા તને ભેટવા સિવાય અન્ય કંઇપણ ઉદ્દેશ નથી. અહીંના સર્વ મંડળે તને પ્રેમપૂર્વક નમસ્કાર કહ્યા છે. આ વસંતાગમન સમયે અમારા ઘરની આજુબાજુ કેવું સૌંદર્ય પ્રસરેલું છે તે વિષે તને શું કહું? આ મહિનામાં તને મળવા આવવાનો વિચાર છે. હાલમાં તારાથી અવાય તેમ હોય તો જરૂર આવ. મારો બંધુ ફર્દોસી (નિકોલસ) આવે તો છેવટે તેને પણ મોકલી દે. થોડાજ વખતમાં ડ્રૂઝીનીન આવનાર છે માટે મારી ખાતર નહિ તો તેની મુલાકાત માટે અવશ્ય આવ."

રાજકીય બાબતમાં હજીસુધી ટૉલસ્ટૉયનું વિશેષ લક્ષ નહતું; તથાપિ ગુલામોની મુકતતા માટે આ વખતે જે હીલચાલ ચાલતી હતી તેમાં તેમનું થોડું ઘણું લક્ષ હતું. ક્રિમિયન યુદ્ધ પછી બીજા એલેકઝાંડરે એવા ઉદ્ગાર કાઢયા હતા કે, "સર્ફ—ખેડુત—ગુલામ પ્રજાની વર્તમાન સ્થિતિ ભવિષ્યમાં ચાલુ રહી શકશે નહિ. ગુલામો પોતાના હાથે પોતાનો છુટકો કરે તેના કરતાં આપણેજ તેમ કરીએ

એ મને અધિક ઠીક લાગે છે. તે માટે શું કરવું તેનો વિચાર સરદાર અને જમીનદારે અવશ્ય કરવો જોઇએ છે. એ સંબંધીના તેમણે પોતાના વિચારો અમને નિવેદન કરવા." બાદશાહની આ વિનંતિનો ઘણા દિવસ સુધી જમીનદારો તરફથી કંઈપણ ખુલાસો મળ્યો નહિ. એ અરસામાં પોલેંડના જમીનદાર મંડળે ખેતીના કાયદામાં સુધારો કરવા બાદશાહને વિનંતિ કરી; એ તક સાધી સરકારે ગુલામ પ્રજાનો છૂટકો કરવાના પોતાના વિચાર આગળ કરી, જમીનદાર વર્ગે સ્થળે સ્થળે કમીટીઓ સ્થાપી એ વિષય હાથમાં લેવો એવું આજ્ઞાપત્ર કાઢયું. પોલીશ જમીનદારોએ તેવી માગણી કરી હતી એમ નહતું, પણ રૂશીયન સરકારે પોતાની સવડ માટે તેનો તેવો અર્થ કર્યો. ત્યાર પછી થોડા દિવસે અંતર્ગત વ્યવસ્થા જોનાર પ્રધાને એક ઢંઢેરો કાઢી જમીનદારવર્ગને જાહેર કર્યું કે, પોલીશ જમીનદારોની કૃતિથી બાદશાહ ખુશી થયા છે અને તેમની ઇચ્છા છે કે, અન્ય પ્રાંતના જમીનદારો પણ તેમનું અનુકરણ કરે. આથી સર્વ જમીનદારોને સમજાઇ ચુકયું કે, ગુલામોને સ્વતંત્રતા આપવાનો બાદશાહનો ઉદ્દેશ છે. આથી જમીનદારોએ બાદશાહની ઇચ્છા પ્રમાણે કમીટીઓ સ્થાપન કરી પોતાના હિતને હરકત ન થાય તેવું ધોરણ ઠરાવવાનો વિચાર કર્યો. ટૂલા પ્રાંતના જમીનદારોની સભા તા. ૧ સપ્ટેમ્બરના રોજ મળી હતી અને તેમાં ટૉલસ્ટૉય હાજર રહ્યા હતા. આ સભાએ પોતાની અરજી શહેનશાહ તરફ મોકલી તેમાં જણાવ્યું કે, "ગુલામ ખેડુતોની સ્થિતિ સુધારવા માટે સરકાર જે પ્રયત્ન કરે છે, તે અમોને માન્ય છે. અમારો એવો મત છે કે, જમીનદારોની મિલ્કત સુરક્ષિત રહે અને ગુલામોની સ્થિતિ સુધરે, તે માટે સર્વ લોકોને વંશપરંપરાના હકથી થોડી થોડી જમીન જમીનદારોએ આપવી; અને તેની કિંમતનો નીકાલ અમુક મુદતમાં કરવો. જમીન જે દિવસે આપવામાં આવે તેજ દિવસથી ખેડુતો મુક્ત થયા સમજી જમીનદાર અને તેમની વચ્ચે ગુલામ તરીકેનો સંબંધ રહેવો જોઇએ નહિ."

આ સભામાં ટૉલસ્ટૉયે કોઇપણ રીતે વિશેષ આગેવાનીભર્યો ભાગ લીધાનું જણાતું નથી. કૉંટૅમ્પરરી વગેરે પત્રોએ પણ એ સંબંધીના લેખ પ્રકટ કરી જોસભેર હીલચાલ ચલાવી હતી; તથાપિ ટૉલસ્ટૉયનો એ વિષે કોઇ સ્થળે લેખ પણ પ્રસિદ્ધ થયાનું જણાતું નથી.

તા. ૨૪ અકટોબર ૧૮૫૮ ના રોજ તેમણે ફૅટને નીચેનો પત્ર લખ્યો છેઃ—

"મને લાગે છે કે, વાતો લખવી એ કેવળ મૂર્ખાઇ છે. તને કવિતા લખવાનો શોખ છે તો તું તે લખ; પણ સજ્જન સાથે મૈત્રી કરવામાં મને જે આનંદ છે, તે એ વાતોમાં નથી. કોઇપણ વાત લખવાનો ડ્રોવૂઝીનીન આગ્રહ કરે છે; પણ હવે હું એકાદી વાત લખીશ તો તે ધડ અને માથા વગરની ચ્યાશે. તું હૉરીઝનું

ભાષાંતર કરતો હતો તેનું શું થયું ? ગમે તેમ હો, પણ લોકકાવ્યનો રસાસ્વાદ લેવામાં મને જે આનંદ થાય છે તે મારી પોતાની એકાદ વાંકીચુકી કૃતિ કરવામાં થતો નથી. ગમે તેમ કરી હૅાફીઝનું એકાદ સુંદર કાવ્ય સત્વર મોકલી આપ. તે એવું હોવું જોઇએ કે, મારા મુખમાં પાણીજ છૂટે. તારી કવિતા આવતા સાથેજ હું તારા તરફ નમુનેદાર થઉં મોકલીશ. શિકારનો હવે મને કંટાળો આવ્યો છે. હવા ઉત્તમ છે, પણ કોઈ સ્નેહી સોબતી હોયા સિવાય હું કદિપણ એકલો શિકારે જતો નથી. ”

આપણે જાણીએ છીએ કે, ટૉલ્સ્ટૉયને શિકારનો શોખ હતો. એ શોખના કારણે ઇ. સ. ૧૮૫૮ના ડીસેમ્બર મહિનામાં શિકારમાં તેમનો અંત આવવાનો વખત આવ્યો હતો.

ટૉલ્સ્ટૉય, તેમનો બંધુ નીકોલસ અને ગ્રોમેકા નામનો એક મિત્ર, એ પ્રમાણે ત્રણ જણા શિકાર માટે પીટર્સબર્ગ મોસ્કો રેલ્વેના રસ્તાપર આવેલા વ્હેલોચોક નામના ગામે ગયા. સર્વ મંડળ આજુબાજુના ખેડુતો સહ જંગલ આગળ આવ્યું. ખેડુતો જંગલને ઘેરી લઇ શિકાર જાગૃત કરવા લાગ્યા. જ્યાં ત્યાં બરફના થર જામતા જતા હતા તેથી ખેડુતોએ પગથી બરફ ભાગી નાખી ઉભા રહેવા જેટલી જગ્યો તૈયાર કરવા સૂચના આપી હતી; પણ ટૉલ્સ્ટૉય તે તરફ દુર્લક્ષ કરી ઉભા હતા તેથી છેવટે તેમની જાંગો સુધી બરફનો ઢગ જામી ગયો. તેટલામાં શિકારીઓની ચીસોથી એક રીંછ પોતાની ગુહામાંથી બહાર આવ્યું. પ્રથમ તે ગ્રોમેકા તરફ વળ્યું પણ કંઇ કારણથી તે તે રસ્તો છોડી એકદમ ટૉલ્સ્ટૉય તરફ ફર્યું. રીંછને જુદા રસ્તે જતું જોઇ ટૉલ્સ્ટૉય સહજ બેસાવધ રહ્યા હતા તેટલામાં લગભગ બાર ચઉદ ફૂટપર તે રીંછ આવી પહોંચ્યું. તેને જોતાંજ ટૉલ્સ્ટૉયે ગોળી છોડી પણ નિશાન ખાલી ગયું. છેવટે બે વારને છેટે આવતાં તેમણે બીજી ગોળી મારી; તે તેના મુખપર લાગી પરંતુ તેટલાથી તેનું મૃત્યુ ન થવાથી તે સીધું ધસી આવ્યું અને ટૉલ્સ્ટૉયને બરફપર પાડી દીધા. ધીમે ધીમે ટૉલ્સ્ટૉયની શુદ્ધિ જવા લાગી. તેમને લાગ્યું કે, છાતીપર કંઈ વજન પડે છે અને મુખપર કોઇ બચકું ભરે છે. આથી તેમણે મુખ ફેરવી ટોપી આડી ધરવાનો પ્રયત્ન કર્યો. એ હીલચાલમાં રીંછે તેમના ડાબા નેત્ર આગળ બચકું ભર્યું; તેટલામાં એક શિકારી બૂમો પાડતો દોડી આવ્યો તેથી રીંછ ગભરાઇને જંગલમાં જતું રહ્યું. આરંભમાં ટૉલ્સ્ટૉયને ઘા મોટો થએલો હોવાથી અશુભ પરિણામ આવશે કે શું એવો ભય હતો; પરંતુ તે વિશેષ ઉંડો નહિ હોવાથી એ આપત્તિમાંથી તેઓ ટુંકી મુદતમાં સારા થયા. બીજે દિવસે એ શિકારીમંડળે તે રીંછને માર્યું અને તેનું ચામડું અદ્યાપિ યાસનાયામાં છે.

ઇ. સ. ૧૮૫૯ ના આરંભના કેટલાક મહિના તેમણે મોસ્કોમાં વ્યતીત કર્યા. એ નિવાસ દરમીયાન મોસ્કોમાં એક રૂશીયન સાહિત્યપરિષદ ભરાઈ હતી; તેમાં

તેમણે એક ભાષણ આપ્યું હતું અને તેમના જાહેર ભાષણમાં એજ પહેલું હતું.

સાહિત્યનો પ્રત્યક્ષ સંબંધ માનવજીવન સાથે કેવા પ્રકારનો છે, એ પ્રશ્ન ઘણાં વર્ષથી ટૉલ્સ્ટૉયના ચિત્તમાં ઘોળાતો હતો. પરિણામે ઘણાં વર્ષે તેમણે સાહિત્ય વિષે એક નિબંધ લખી પ્રસિદ્ધ કર્યો. એ નિબંધની ખ્યાતિ ઘણી છે અને યૂરોપના અન્ય દેશોમાં પણ તેની પ્રસિદ્ધિ છે.

એપ્રીલના અંતે ટૉલ્સ્ટૉય યાસનાયા આવ્યા અને આજુબાજુનાં ગામોનાં બાળકોને એકત્ર કરી શાળા સ્થાપવાનો પ્રયત્ન કર્યો. રૂશીયન ખેડુતની અનેક આપત્તિનું મૂળ તેમની નિરક્ષરતામાં છે એ રહસ્ય તે સમજી શક્યા, તેથી રૂશીયન ખેડુતને પ્રાથમિક શિક્ષણ મળે એ હેતુથી એ પ્રયત્ન કર્યો હતો; પરંતુ આ વખતે તેમના ચિત્તને જોઇએ તેટલી શાંતિ નહિ હોવાથી એ પ્રયત્ન ફળીભૂત થયો નહિ. 'મિલકતની વ્યવસ્થાના બોજાને લીધે તથા વિવિધ પ્રકારની કુશંકા અને નિરાશામય ભાવનાના પરિણામે મારા ચિત્તને વિશ્રાંતિ શું છે તેની ખબર નથી' એવી એક નોંધ તેમની આ વર્ષની નિત્યનોંધમાંથી મળી આવે છે.

તે વખતે ધર્મ સંબંધમાં તેમના મનની કેવી સ્થિતિ હતી તે વિષે તેમની નિત્યનોંધમાંના નીચલા ઉતારાપરથી કલ્પના થાય તેમ છે.

"જડવાદીઓનું એક પુસ્તક વાંચી રહ્યા પછી પ્રભુની પ્રાર્થના કરવાની ઇચ્છા થઇ; પણ પ્રાર્થના કોની કરવી ? પ્રભુ એટલે શું ? તેની પ્રાર્થના કરતાંજ તે સામે ઉભો રહે છે એવા સ્વરૂપની કલ્પના કરીએ તો પછી તેના વૈભવ ક્યાં રહ્યા ? તેની મોટાઇ મારી દ્રષ્ટિએ તો નાશ પામશે ! પ્રભુની કલ્પના એ માનવ મનની દુર્બળતાનું ચિહ્ન છે—સાક્ષી છે. તેના ચરણમાં પડવું અને પ્રાર્થના કરવી એ કૃતિનો અર્થ એજ કે, તેના સ્વરૂપને ઓળખવાનું મારામાં બુદ્ધિબળ નથી. પ્રભુનું અમુક નિશ્ચિત રૂપ નથી, પણ તે નિયમ અને શક્તિનું સમવાયી રૂપ છે."

ટૉલ્સ્ટૉયનો ભાઈ નીકોલસ ક્ષયના વ્યાધિમાં સપડાવાથી ટૉલ્સ્ટૉયની સલાહ પ્રમાણે જર્મનીના સોડન ગામે ગયો હતો; પણ હજી સુધી તેની પ્રકૃતિને સારો આરામ જણાતો નહતો. આ તરફ ટૉલ્સ્ટૉય સ્ટેટીન આવવા નીકળ્યા. ત્યાંથી તેમનો બરલીન જવાનો વિચાર હતો. તેમણે આ પ્રવાસ નીકોલસની પ્રકૃતિ સુધારવા માટે સ્વીકાર્યો હતો; પરંતુ એ સિવાય તેમાં બીજો પણ એક આશય હતો. તેમને યૂરોપની શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કરવાની ઇચ્છા હતી. તેમને લાગ્યું કે લોકશિક્ષણનું કાર્ય પાર પાડવાના સંબંધમાં યૂરોપે શું કર્યું છે તે જોવું જોઇએ. બરલીન પહોંચ્યા પછી દાઢના દરદથી ટૉલ્સ્ટૉય ચાર દિવસ પીડાયા હતા તેથી ઉપચાર માટે તે ત્યાંજ રહ્યા, અને તેમની બહેન નીકોલસની તબીયત જોવા સોડન ગઇ.

ટૉલ્સ્ટૉય બરલીનમાં થોડાજ દિવસ રહ્યા, પણ તેટલા સમયમાં ઇતિહાસ

અને ઇંદ્રિયવિજ્ઞાનવિષયક સુપ્રસિદ્ધ પંડિતોનાં તેમણે વ્યાખ્યાન સાંભળ્યાં. તેજ પ્રમાણે સાયંકાળે મજૂરો માટે ભરાતી શાળાઓ પણ જોઇ. અહીં તેમણે એકાદ વિષયનો રસ એ નિરક્ષરવર્ગમાં ઉત્પન્ન કરવાની એક નવી રીત જોઇ. અહીં કલાકના અંતે વર્ગના કોઇપણ માણસને જે તે વિષય પરત્વે ગમે તે પ્રશ્ન પુછવાની છૂટ હતી. આ પદ્ધતિથી શિષ્યવર્ગમાં મીઠાશ ઉત્પન્ન થઇ શિક્ષક અને શિષ્યનો સંબંધ અધિક દૃઢ કેવી રીતે થાય છે તે ટૉલ્સ્ટૉયને સમજાયું. આ શિક્ષણપદ્ધતિ તેમણે પ્રથમજ જોએલી હોવાથી તેમને તે વિષે ઘણું કૌતુક થયું. ત્યાર પછી લંડનમાં પણ તેમણે એજ પદ્ધતિ જોઇ.

બરલીનથી તે લીપઝીગ ગયા. ત્યાં કેટલાક દિવસ શાળા જોવામાં કાઢ્યા. અહીંની શાળાથી તેમને સંતોષ થએલો જણાતો નથી. આ વિષે તેમની નિત્ય નોંધમાં નીચે પ્રમાણેનું ટાંચણ છે.

"શાળામાં ગયો હતો. શી ભયંકરતા! રાજસ્તુતિ, સોટીના ફટકા, ગોખણપટ્ટી, ભય પામેલાં અને જાણે કે પક્ષઘાત થયો હોય તેવાં બાળકો."

લીપઝીગથી તે ડ્રેસડન ગયા. અહીં ઑરઑશ નામના એક નવલકથાકારની ભેટ થઇ. તેણે એક 'નવજીવન' નામની સુંદર નવલકથા લખી હતી અને તે ટૉલસ્ટૉયને અતિ પસંદ પડી હતી. કથાનો નાયક કાઉન્ટ ફ્લકનવર્ગ એક લશ્કરી અધિકારી હોઇ કંઇ લશ્કરી કારણથી તે તુરંગમાં પડ્યો, અને ત્યાંથી નાશી જઇ યુજીન ઑામન નામના એક શિક્ષકનો સરકારી પરવાનો વેચાતો લઇ, એક ગામડામાં ખેડુતનાં બાળકોને ભણાવવાનો ધંધો કરવા લાગ્યો. લેખક ઑરઑશને મળવા માટે ટૉલસ્ટૉય તેના દિવાનખાનામાં જઇને બેઠા, અને તે લેખક જ્યારે ઘરમાંથી ત્યાં આવ્યો ત્યારે તરતજ ટૉલસ્ટૉયે તેને કહ્યું: 'હું યુજીન ઑામન છું.' આ શબ્દ તેમણે એટલા ગંભીર સ્વરે ઉચ્ચાર્યા અને મુદ્રાપર એટલી ઉદાસીનતા બતાવી કે તે જોતાં લેખક બિચારાના ચિત્તમાં ચણચણાટ થઇ પડ્યો. તેને લાગ્યું કે આ આબરૂની નુકશાની માગશે; પણ તેટલામાં ટૉલસ્ટૉયે કહ્યું: "નામથી નહિ, પણ મનથી હું યુજીનઑામન છું. આપે ગ્રામ્ય બાળકોની લખેલી વાત મને ઘણી ગમી છે."

ત્રણ દિવસ ડ્રેસડન રહી તે કિસીનજેન ગયા. નીકોલસ સોડન ગામે હતો પરંતુ તેને ડૉકટરે અહીં રહેવા આવવા સલાહ આપ્યાથી તે અહીં આવી રહ્યો હતો. અહીંથી ટાશીયાના પર લખાએલા પત્રમાં નીચે પ્રમાણે હકીકત છેઃ—

"ખેતીવાડી કેમ ચાલે છે, પાકનો અંદાજ કેવો છે અને જાનવરોની સ્થિતિ કેવી છે તેની સવિસ્તર હકીકત મારા તરફ લખી મોકલવા મુકાદમને કહેશો. શાળામાં કેટલાં બાળક આવે છે અને તે બરાબર ભણે છે કે નહિ તે માસ્તર પાસે અવશ્ય લખાવશો. ચોમાસાના અરસામાં ત્યાં આવી હું પુનઃ એ શાળા હાથમાં લેવાનો

છું. મારી ગેરહાજરીમાં શાળાની સ્થિતિ બગડવા દેશો નહિ, કારણ કે, મારી ઇચ્છા છે કે દૂરનાં ગામડાંનાં પુષ્કળ બાળકો આપણી શાળામાં આવે તેમ કરવું."

કિસીનજેનમાં તેમણે બેકન અને લ્યૂથરનાં પુસ્તકો વાંચ્યાં. તેજ પ્રમાણે જૂલીયસ ફ્રોબેલ નામના એક લેખકનો પરિચય પણ કરી લીધો. એ લેખકના કાકાએ પ્રથમ કીંડરગાર્ટનની પદ્ધતિ અસ્તિત્વમાં આણી હતી. જૂલીયસે પણ શિક્ષણ સંબંધી ઘણો વિચાર કર્યો હતો અને ટૉલસ્ટૉયને એ વિષય પ્રિય હોવાથી ઉભયમાં જલદી સ્નેહ જામ્યો હતો. ઉભય રોજ સંધ્યાકાળે સાથે ફરવા જતા અને તે વખતે અનેક વિષયની ચર્ચા કરતા. થોડાજ વખતમાં ફ્રોબેલની ખાત્રી થઇ કે ટૉલસ્ટૉય થોડાક આગ્રહી-હઠીલા માણસ છે; તેમજ એમ પણ જણાયું કે સ્લાવ પ્રજાપર તેમનો ઘણો પ્રેમ હોવો જોઇએ. રૂશીયા સંબંધી વાત કરતાં ટૉલસ્ટૉયે કહ્યું: "સમગ્ર રૂશીયામાં શિક્ષણનો પ્રચાર થયા સિવાય ત્યાં કોઇપણ સુધારામાં જીવ આવશે નહિ. રૂશીયાનો સામાન્ય જનસમાજ સુશિક્ષિત થશે તો અવશ્ય તે સંસ્કૃતિની બાબતમાં જર્મનીથી પણ આગળ આવશે; કારણ કે ઘણાં વર્ષોથી જર્મનોનાં મન ખરાબ શિક્ષણથી બગડયાં છે, તેથી પ્રથમ તે દૂર કરવાની જરૂર છે; પરંતુ રૂશીયામાં તેમ નથી. રૂશીયાના ખેડુતનાં મન અદ્યાપિ કોરાં હોવાથી તેમાં કોઇપણ પદ્ધતિનું બીજ સત્વરે પોષણ મેળવશે. એ સાર્વત્રિક શિક્ષણ ફરજીયાત ન હોવું જોઇએ. શિક્ષણ જો ખરેખર કલ્યાણપ્રદ હશે તો લોકો આપોઆપજ તેની માગણી કરશે. કડકડીને ભૂખ લાગ્યા પછી બળે બળે ખાવાની જરૂર પડતી નથી."

ટૉલસ્ટૉયે આ પછી કિસીનજેનની આજુબાજુના પ્રદેશ તથા ગામડાંમાં મુસાફરી કરી હતી. એ પ્રદેશમાં સૃષ્ટિની વિપુલતા વિશેષ છે તેમ ઐતિહાસિક સ્થળો પણ વિપુલ છે. ફરતાં ફરતાં વર્ટબર્ગ જઇ તેમણે લ્યૂથરની જેલ જોઇ. લ્યૂથર વિષે તેમના મનમાં અતિ પૂજ્યબુદ્ધિ હતી. પાદરીઓના હાથમાંથી ખ્રીસ્તી-ધર્મને છોડાવવાના હેતુથી ટૉલસ્ટૉયે ઉત્તર વયમાં પ્રયત્ન શરૂ કર્યો હતો ત્યારે તેમણે માર્ટીન લ્યૂથરનું દૃષ્ટાંત પોતાની દૃષ્ટિ સમક્ષ રાખ્યું હતું.

બીજી તરફ નીકાલેસની પ્રકૃતિ દિનપ્રતિદિન બગડતી જતી હતી તેથી ટૉલસ્ટૉયને ચિંતા થયા કરતી હતી. નીકોલસને ઉષ્ણ હવાવાળા સ્થળે રહેવાની સલાહ મળી હતી તેથી તે ભૂમધ્ય સમુદ્રના કિનારે ટુલોન બંદર નજીકના એક ગામે રહેવાનો વિચાર કરી સર્વ ફ્રેંકફૉર્ટ ગયા. અહીં તેમની ફોઇ કાઉંટેસ ટૉલસ્ટૉય રહેતી હતી. એ મુલાકાતની હકીકત કાઉંટેસે નીચેના શબ્દોમાં જણાવી છે:—

"એક દિવસ હેસે સંસ્થાનના પ્રિન્સ ઍલેકઝાંડર અને તેમનાં પત્ની મને મળવા આવ્યાં હતાં. અમે ત્રણે દિવાનખાનામાં વાતો કરતાં હતાં તેટલામાં દિવાન-

ખાનાનું મુખ્યદ્વાર ઉઘાડી ટૉલ્સ્ટૉય અંદર આવ્યો. તેનો પોષાક સ્પેનના એક લૂંટારા જેવો હતો. એવા વિચિત્ર પોષાકમાં તેને જોતાંજ મને ખરેખર ઘણુંજ આશ્ચર્ય થયું તેમ તેને પણ મારી સાથે બેઠેલા ગૃહસ્થને જોઇ ઠીક લાગ્યું નહિ હોય. તે તરતજ દિવાનખાનામાંથી બહાર નીકળી ગયો."

"આથી પ્રિન્સે પ્રશ્ન કર્યો, 'એ વિચિત્ર ગૃહસ્થ કોણ છે?' ત્યારે મેં કહ્યું કે એ લીયો ટૉલસ્ટૉય છે. તે સાંભળી પ્રિન્સે ચકિત થઇ કહ્યું, 'અરેરે! મને પહેલેથી કેમ ન કહ્યું? તેનાં સુંદર પુસ્તકો વાંચીને તેને પ્રત્યક્ષ જોવાની મારી તીવ્ર ઇચ્છા થઇ હતી.'"

આ પછી સર્વ ટૉલ્સ્ટૉય મંડળ ફ્રેંકફૉર્ટથી હાયરેસ આવ્યું અને નીકોલસની પ્રકૃતિ છેક લથડી જઇ તા. ૨૦ સપ્ટેમ્બરના રોજ તેનું મરણ થયું.

નીકોલસ મીલનસાર સ્વભાવનો હોવાથી તે સર્વને પ્રિય હતો. કૉકેશસમાં તે જ્યારે લશ્કરી નોકરીમાં હતો ત્યારે તેને દારૂનું ભારે વ્યસન પડ્યું હતું ખરૂં; પણ ત્યાંથી ઘેર આવ્યા પછી તેણે તેનો ત્યાગ કર્યો હતો. લીયો ટૉલ્સ્ટૉયને તો નીકોલસપર અતિશય પ્રેમ હતો. તેમની સદ્‌વિવેકશક્તિને ઉત્તરાવસ્થામાં જે માર્ગ મળ્યો તેનું ઘણુંખરૂં શ્રેય નીકોલસને ઘટે છે. ટૂરજીનેફ કહે છે, "ટૉલ્સ્ટૉયે તો માત્ર મનથીજ ઠરાવ્યું હતું કે, માણુસમાં શાલીનતા હોવી જોઇએ; પણ નીકોલસ એ તત્ત્વ પ્રત્યક્ષ આચારમાં રાખતો હતો. મોસ્કોમાં તે ભિખારી માણુસ પણ રહે નહિ તેવી એક કંગાલ કોટડીમાં આનંદથી રહેતો હતો. કોઇ પણ ભિખારીની યાચના તેણે બનતાં સુધી તિરસ્કારી કાઢી નથી."

નીકોલસના મરણથી ટૉલ્સ્ટૉયને પુષ્કળ દુઃખ થયું. તેમણે તા. ૧૩ અકટોબરની નિત્યનોંધમાં લખ્યું છેઃ—"નીકોલસનું મૃત્યુ થયે આજે લગભગ મહિનો થવા આવ્યો છે. તેના મરણથી મારૂં જીવન શૂન્યમય લાગે છે! કંઇ કરવાનું કહ્યું કે કેમ? એવો પ્રશ્ન મનમાં ઉભો થાય છે. **વય વધતી જાય છે તેમ મૃત્યુ સમીપ આવતું જાય છે;** પણ મૃત્યુ પછી શું? કંઇ નહિ! હું લખવાનો પ્રયત્ન કરૂં છું, મનને જબરાઇથી તે તરફ વાળું છું; પણ મારા હાથમાં શક્તિજ રહેતી નથી! મને લાગવા માંડે છે કે, મનને ધીરજ અને બળ મળે તેવો ગુણ લેખનક્રિયામાં નથી. નીકોલસનું શબ દફનાવ્યું ત્યારે મારા મનમાં ખ્રિસ્તનું જડવાદાત્મક ચરિત્ર લખવાનો વિચાર આવ્યો હતો!"

ભવિષ્યમાં ટૉલ્સ્ટૉયના હસ્તે જે મહદ્‌કાર્ય થવાનું હતું તે માટે તેમનું ચિત્ત બાલ્યાવસ્થાથી કેવી રીતે તૈયાર થતું હતું તે, આ પુસ્તકના અત્યાર સુધીના ભાગ ઉપરથી વાચકના લક્ષમાં આવ્યું હશેજ. તદ્દન બાલ્યાવસ્થામાં નીકોલસનો ત્યાગી સ્વભાવ, ટાશીયાનાની ધાર્મિક બુદ્ધિ અને સાધુ, યાત્રાળુ વગેરેના પરિચયના કારણે

તેમનામાં ધર્મજિજ્ઞાસા ઉત્પન્ન થઇ. યુવાવસ્થામાં વૉલટેયર પ્રભૃતિ સંશયવાદીનાં પુસ્તકો વાંચવામાં આવ્યાથી ક્રાઇસ્ટના ચમત્કારિક વૃત્તાંતપરથી તેમનો ઘણો ખરો વિશ્વાસ ઉઠી ગયો. આ પછી સેબેસ્ટોપલની સૈનિક નોકરીમાં એક મહાયુદ્ધ અને ભયંકર રક્તપાતનો પ્રત્યક્ષ અનુભવ લીધો. આ વખતે તેમને સુધરેલા ખ્રિસ્તી ધર્મનો એક પંથ કાઢવાનો વિચાર થવા લાગ્યો હતો. પછી પ્રસિદ્ધ સુધારક માર્ટીન લ્યૂથરનાં પુસ્તકો વાંચ્યાં અને ઇ. સ. ૧૮૬૦ના અરસામાં ક્રાઇસ્ટનું ચરિત્ર લખવાની નવી કલ્પનાનો તેમના મનમાં ઉદય થયો. તા. ૧૯ અકટોબરના પત્રમાં તેમણે ફૂટને લખ્યું છે કે, “ અહીં બનેલો બનાવ તમારા જાણુવામાં આવ્યો હશેજ. તા. ૨૦ સપ્ટેમ્બરના દિવસે નીકોલસ અમને છોડી ગયો ! તેણે કહ્યું હતું કે મૃત્યુ જેવું અન્ય કંઇ પણુ ખરાબ નથી અને એ વાત સત્યજ છે; પણુ આપણા સર્વ જીવનનું તથા તેની હીલચાલનું પર્યવસાન જ્યારે મૃત્યુમાં થવાનું છે ત્યારે જીવનમાં પણુ મૃત્યુ કરતાં અધિક શું છે? જીવિતાવસ્થામાં વિધવિધ જાતની પંચાત શા માટે કરવી ? ધન મેળવવાનાં ફાંફાં શા માટે મારવાં ? નીકોલસ જેને પોતાનું કહેતો હતો તેમાં હવે તેનું શું રહ્યું ? તે જાણી ચુક્યો હતો કે મરણુ પાસે આવતું જાય છે. મરણ પૂર્વે થોડો વખત તેને ઉંઘ આવી હતી; તેટલામાં ચમકી જાગૃત થઇ તેણે કહ્યું: ‘ પેલું શું છે ? ’ તેને જણાયું કે પોતે શૂન્યમાં પ્રવેશ કરે છે. તે વખતે પણુ તેને શૂન્ય સ્વરૂપ સમજાયું નહિ, તો પછી હું શી રીતે સમજી શકું ? મરણુ પહેલાં બે દિવસપરજ મેં તેને કહ્યું: ‘તારી ઓરડીમાં એક શૌચ જવાનું વાસણ રાખવું જોઇએ.’ તરતજ તેણે કહ્યું: ‘કંઇ જરૂર નથી, હજુ મારામાં ઉઠવાની શક્તિ છે.’ લગભગ મૃત્યુ આવતાં સુધી તે જાતેજ પોતાનાં કામ કરતો હતો. તેણે મારા લેખ વિષે પણુ પૂછ્યું ! તે સંબંધી કેટલીક સૂચનાઓ પણુ કરી. આ જીવનનો છેવટે શો ઉપયોગ ? કદાચ એનું મૃત્યુ આવતી કાલે પણુ થાય, અને એવું છે તો પછી જીવનપર્યંત કરેલી અનીતિ અને લોકો સાથે પોતાને પણુ જાળમાં ફસાવ્યાનો અર્થ શો ? કેવી મઝાની વાત છે ! લોકોને ઉપયોગી થાવ, ઉપકાર કરો, સુખી થાવ વગેરે શબ્દો સમાજમાં પરસ્પર બોલાય છે; પણુ સુખનો નિવાસ તો ફક્ત સત્યમાંજ હોય છે. મારી બત્રીસ વર્ષની કારકીર્દીમાં જે એકજ સત્ય મારા સમજવામાં આવ્યું છે, તે એ છે કે, માનવજીવન એ એક અતિ ભયંકર સ્થિતિ છે. માણસ મોટી વયે પહોંચતો જાય છે તેમ તેને સ્પષ્ટ જણાવા લાગે છે કે માનવજીવન એ માયા અને ચોરીનો બજાર છે સત્યની શોધનો પ્રયત્ન કરતાં તેને અંતે જે સત્ય મળે છે તે આવું ભયંકર હોય છે. એ સત્ય દૃષ્ટિ સમક્ષ પ્રત્યક્ષ થાય છે કે ચમકીને ‘ અરે, આશું ? ’ એવા શબ્દ તેના મુખમાંથી પ્રકટ

થાય છે અને ભયથી તેના હાંજા ગગડી જાય છે. મૃત્યુમુખમાં પડેલા મારા બંધુને પણ એમજ લાગ્યું છે.”

“જ્યાં સુધી સત્ય બોલવું અને સત્ય જાણવું એવી દૃઢ ઇચ્છા છે ત્યાં સુધી હું તેજ માર્ગે જઇશ. મારી દૃષ્ટિ આગળથી જડ જગત નષ્ટ થઇ એકલું ચૈતન્યજ બાકી રહ્યું છે, એથી અધિક ઉચ્ચ સ્થિતિએ પહોંચવાની યોગ્યતા અદ્યાપિ મારામાં આવેલી નથી. હું એજ માર્ગે ચાલીશ પણ મારે તમારૂં સાહિત્ય નથી જોઇતું. તેની કૃત્રિમતા કંટાળાભરેલી લાગે છે. એ કૃત્રિમતા સુંદર હશે પણ એ નાણું અંતે ખોટું હોવાથી તેનો સ્વીકાર કરવાની ઇચ્છા થતી નથી.”

એ સિવાય ટૉલસ્ટૉય બીજા એક પત્રમાં લખે છેઃ—

“કાલે ક્ષયવિકારથી એક તેર વર્ષનો છોકરો મૃત્યુ પામ્યો. તેને એટલું કષ્ટ કેમ ભોગવવું પડયું ? લોકો કહે છે કે, સ્વર્ગમાં તેને નવજીવન મળશે અને એ સર્વ દુઃખનો ત્યાં બદલો મળશે એવો વિશ્વાસ–શ્રદ્ધા રાખો; પણ તમારા તે સ્વર્ગનું અસ્તિત્વજ નહિ હોય તો તેનો બદલો કયાં મળશે ? ત્યારે તો કહેવુ જોઇએ કે જગતમાં કોઇપણ સ્થળે ન્યાય નથી અને તે છતાં ન્યાયની લાલસા સર્વને છે; તો પછી એ લાલસાને પોકળજ કહેવી જોઇએ.”

ટૉલ્સ્ટૉયના આવા આવા વિચારોનો વિશેષ પરિચય નીકોલસના મૃત્યુ પછી વીસ વર્ષે તેમણે લખેલા એક પુસ્તકના નીચેના ઉતારાપરથી થાય તેમ છે. તે લખે છેઃ–

“અર્વાચીન પંડિતો ઉપદેશે છે કે, માણસે પોતાનો જીવનક્રમ ઉન્નતિ અને સંસ્કૃતિને લક્ષીને રાખવો જોઇએ; પણ એ ઉપદેશ સર્વથા ભ્રમ ભરેલો છે, એની સ્પષ્ટ ખાત્રી મારા બંધુના મૃત્યુ સમયે થએલી છે. તે શાણો હતો, સારો હતો અને નિર્વ્યસની પણ હતો. યુવાવસ્થાની ખરી આશા વખતે તે બીછાને પડયો, એક વર્ષ સુધી ભયંકર કષ્ટ વેઠયું અને એજ દુઃખી સ્થિતિમાં તે મૃત્યુ પામ્યો. આપણો જન્મ કેમ થયો અને હવે મરણ કેમ આવે છે ? એ પ્રશ્નનો ઉત્તર તેને મળ્યો નહિ. ભિન્ન ભિન્ન જાતની ઉપપત્તિ મેં શોધી પરંતુ એ પ્રશ્નના નિર્ણયથી હું પણ અદ્યાપિ અજ્ઞાત છું.”

ટૉલ્સ્ટૉય ફ્રાન્સમાં હતા ત્યારે તેમના મનમાં શિક્ષણવિષયક વિચાર ચાલ્યાજ કરતા હતા, અને તેના પ્રત્યક્ષ અવલોકન માટે તેઓ અનેક સ્થળે ફર્યા હતા. એ વિષય સંબંધી તેમનાં પુસ્તકોમાં અનેક ઉલ્લેખ છે. આ વખતે તેમની મનોવૃત્તિ કેવી હતી તે તેમની ભગિનીએ જણાવેલી નીચેની હકીકતપરથી સમજાય તેમ છે.

“એક મોટા જમીનદારે ભોજન સમારંભ કરવાનો વિચાર કરી, તે પ્રસંગ નિમિત્તે સર્વ મોટા અમીર ઉમરાવોને નિમંત્રણ કર્યાં હતાં, તેમાં ટૉલસ્ટૉયનો પણ સમાવેશ થયો હતો. ટૉલસ્ટૉયના આગમનની વાત સાંભળી સર્વ મોટા મોટા

માણસો આવીને તેની રાહ જોઇ રહ્યા હતા; પરંતુ ઘણો સમય થઇ જવા છતાં ટૉલ્સ્ટૉય આવ્યા નહિ, આથી સર્વ મંડળ નિરાશ થયું અને નિમંત્રણ કરનાર ગૃહસ્થ પણ વિચારમાં પડયો. છેવટે ઘણીજ વારે ટૉલ્સ્ટૉય પ્રવાસીના પોષાકમાં આવી પહોંચ્યા ! તેમના પગમાં બૂટ પણ લાકડાના હતા અને તેથી એ વિચિત્ર દેખાવ જોઇ સર્વને આશ્ચર્ય થયું ! ટૉલ્સ્ટૉય પ્રવાસી પોષાક પહેરી ફરવા ગયા હતા અને ફરવાની લહેરમાં તેમને આ સમારંભનું સ્મરણ રહ્યું નહતું. ઘણો વખત જતાં એકાએક સ્મરણ થઈ આવવાથી તે એજ પોષાકમાં ત્યાં ચાલી આવ્યા હતા. સર્વને આશ્ચર્યચકિત થએલા જોઇ તેમણે કહ્યું: "મારો આ પોષાક અને આ બૂટ ખરેખર મને સુખ અને સવડજ આપનાર હોય તો પછી **મને પ્રતિકુળ પડે તેવો પોષાક કેવળ લોકલજ્જા સારૂજ મારે શું કરવા વાપરવો ?"**

નીકોલસના મૃત્યુ પછી ટૉલ્સ્ટૉય પોતાની બ્હેન અને તેનાં ત્રણ બાળકો સહ ફ્રાન્સના દક્ષિણ કિનારે આવેલા એક ગામમાં જઇ રહ્યા. તે જે ઘરમાં ઉતર્યા હતા તેજ ઘરમાં પ્લાસ્કીન નામની એક સ્ત્રી પોતાના પુત્રસહ રહેતી હતી. દાક્તર કહેતો કે એ છોકરાને ક્ષય લાગુ પડયો છે; પરંતુ પ્લાસ્કીનનો પુત્ર સર્જી ત્યાર પછી ઘણાં વર્ષ સુધી જીવ્યો અને તેણે ટૉલ્સ્ટૉય વિષેનાં પોતાનાં સ્મરણો પ્રકટ કર્યાં છે: તેમાં ટૉલ્સ્ટૉયનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

"ટૉલ્સ્ટૉય સુદૃઢ બાંધાના, વિશાળ છાતીવાળા અને હસમુખા ગૃહસ્થ હતા. તેમણે દાઢી વધારેલી હતી. તેમના કપોળ પ્રદેશના નીચલા ભાગમાં બાજૂએ એક ઘા જણાતો હતો. તેમનું દર્શન થતાંજ કોઇને પણ લાગતું કે, તે એક મહાન દયાળુ પુરૂષ હોવા જોઇએ. અમો સર્વને તે વિવિધ પ્રકારની વાતો કહી રીઝવતા હતા. તે પ્રાતઃકાળે વહેલા ઉઠીને લખવા બેસતા અને જાતે અતિ ખડતલ હોવાથી ફરવા હરવાથી અથવા કામથી કદિ કંટાળતા નહિ. તે અમો સર્વને લઇ દૂરનાં સ્થળોએ ફરવા સારૂ અથવા વનભોજન માટે જતા. રસ્તામાં નવી નવી વાતો બનાવી સંભળાવતા અને ચાલતાં ચાલતાં હું થાકી જતો ત્યારે મને ખાંધપર પણ ઉંચકી લેતા. એવા પ્રેમી પુરૂષ માટે પ્રસંગે અમે જીવ પણ આપીએ તો તેમાં શી નવાઈ છે ?"

"અહીંઆં ભોજન થયા પછી ગાયનવાદનનો જલસો થતો. આ વખતે તે બાળકોને ગમે તેટલી બૂમો પાડવાની છૂટ આપતા. મધ્યાહ્નકાળ થઇ ગયા પછી તાલીમ આપવાનો આરંભ થતો અને ટૉલ્સ્ટૉય તાલીમમાસ્તરનું કામ કરતા. બારણાની આગળની બાજુએ એક દોરનો હીંડોળો બાંધ્યો હતો અને તેના પર તે જાત જાતની કસરત કરી બતાવી સર્વને આનંદ આપતા. જો બાળકો અતિ ધાંધાટ મચાવતા તો તે તેમને રૂશીયાનું વર્ણન અથવા એવાજ કોઇ વિષય પરત્વે નિબંધ લખવા કહેતા. નિબંધ લખાઇ રહેતાં સારા લેખકને તે ઇનામ આપતા. એ ઇના-

મમાં કેટલીક વખત રંગની પેટીઓ આપી ચિત્રકળાનો શોખ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરતા. દિવસનો ઘણો ભાગ એવી રીતે બાળકોના સહવાસમાં ગાળતા. કદિ કદિ તે બાળકોને અભ્યાસ કરાવતા તો કદિ કદિ તેમની સાથે રમતા. બાળકોમાં ટંટો થતો તો તેનો નિર્ણય બાળકો પાસેજ કરાવતા.”

ઉપર જણાવ્યા પ્રમાણેનું જીવન ગાળતાં કેટલાક દિવસે તે પોતાની ભગિની સહ જીનીવા ગયા. ત્યાં કેટલાક દિવસ રહી નાઇસ, લેગહર્ન, ફ્લોરેન્સ, રોમ અને નેપલ્સનો પ્રવાસ કરી નેપલ્સથી માર્સેલ્સ આવી ત્યાંથી પેરિસ આવ્યા. એ સર્વ પ્રવાસમાં તેમનું મુખ્ય લક્ષ શિક્ષણક્રમ કેવો છે અને બાળકોની બુદ્ધિના વિકાસ માટે શિક્ષકો શી યોજના કરે છે તે તરફજ હતું. ઘણીખરી શાળાઓ જોયા પછી પ્રચલિત શિક્ષણક્રમ વિષે તેમનો સારો અભિપ્રાય થયો નહિ. ઇતિહાસનું સામાન્ય વાંચન, સાલો મુખપાઠ કરવી, ગણિતના નિયમો મોઢે રાખવા અને નામું જાણવું એટલું સામાન્ય રીતે શીખવવામાં આવતું હતું; તેથી એકાદ દાખલાની ભાષા થોડી ઘણી બદલીને તેજ દાખલો કરવા કહેતાં વિદ્યાર્થી તે કરી શકતા નહતા. ઇતિહાસના સામાન્ય રીતે નક્કી થએલા પ્રશ્નોના જવાબ તે ઝપટાબંધ આપે જતા, પરંતુ વચ્ચેજ એકાદ આડો પ્રશ્ન કરતાં ‘ચોથા હેત્રાને જુલીયસ સીઝરે માર્યો’ એવા ઉત્તરો આપતા; અર્થાત્ અમુક પ્રશ્ન પુછાયો છે તેનો વિચાર ન થતાં અમુક પછી અમુક વાત આવે છે એજ એ પ્રશ્નનો ઉત્તર એવી સમજ થાય છે. મીશનરીઓ શાળાઓ ચલાવતા હતા તે પણ તેમણે જોઈ; પરંતુ તેથી કંઈ સંતોષ થયો નહિ.

લોકશિક્ષણ સંબંધી લખતાં તેમણે આ સમયનું વર્ણન નીચેના શબ્દોમાં કર્યું છેઃ—

“ચાર પાંચ વર્ષનાં બાળકો પણ આજ્ઞાની સાથેજ જાતજાતની કવાયત કરી બતાવતા હતા; અને તેજ પ્રમાણે સીટી વાગતાં તેઓ પોતાના હાથ છાતીપર ક્રોસની માફક રાખી કંપિત સ્વરે સ્તોત્ર ભણતા અથવા ગુરૂનું સ્તવન કરતા. એવી પદ્ધતિ જોઇ એ શિક્ષણસંસ્થા વિષે મારો તદ્દન જુદો અભિપ્રાય થયો.”

“એ શાળા જોતાંજ કોઇને પણ કલ્પના થશે કે, ફ્રેંચ પ્રજા અજ્ઞાનાંધકારમાં ડૂબેલી છે, રીતભાતથી હીન છે, દંભ વધી પડયો છે, ધર્મમાં ઘેલી બની ગઇ છે અને લગભગ જંગલી જેવી છે; પરંતુ કોઇપણ ફ્રેંચ સાથે વાત કરશો તો તમારી ખાત્રી થશે કે, ફ્રેંચ પ્રજા બુદ્ધિશાળી છે, હુશીયાર છે, મીલનસાર છે, નીખાલસ વિચારની છે અને ખરેખર સુસંસ્કૃત છે. ૨૫–૩૦ વર્ષની વયના એકાદ ફ્રેંચ મજૂર તરફ જોવામાં આવે છે તો જણાય છે કે તે બહુ ભૂલો ન કરતાં પત્ર લખી શકે છે; રાજકીય વાતાવરણમાં થતી ભાંગફોડનું તેને સાધારણ જ્ઞાન હોય છે અને ઐતિહાસિક નવલકથાદ્વારા પૂર્વકાળની પણ તેને થોડી ઘણી માહિતી

હોય છે. તે મોટો આંકડાશાસ્ત્રી હોતો નથી પરંતુ તેના ધંધાપુરતું તેને ગણિતનું જ્ઞાન હોય છે; પરંતુ એ સર્વ જ્ઞાન તેને શાળામાંથી તો મળેલું હોતું નથી, ત્યારે તે ક્યાંથી મેળવે છે ?"

"આ પ્રશ્નનો ઉત્તર મને માર્સેલ્સમાં મળ્યો. માર્સેલ્સના રસ્તામાં હું બહુ ભટકતો હતો. દારૂનાં પીઠાં, હલકા લોકોની હોટલો, પદાર્થસંગ્રહાલયો અને કારખાનાં પણ મેં જોયાં. ચોથા હેત્રીને જુલીયસસીઝરે માર્યો એવો ઉત્તર જે વિદ્યાર્થીએ આપ્યો હતો, તેજ વિદ્યાર્થીને ત્રણ સ્વાર અને મોંટેક્રીસ્તોના ઇતિહાસનું સારૂં જ્ઞાન હતું."

ઉક્ત અનુભવને પરિણામે ટૉલ્સ્ટૉયે નક્કી કર્યું કે, ફરજીયાત શાળાઓના શિક્ષણ કરતાં લોકોને ફરતાં હરતાંજ સારૂં શિક્ષણ મળે છે; કારણ કે તપાસ કરતાં તેમને જણાયું હતું કે, ફ્રેંચ પ્રજાએ ઍલેકઝાંડર ડુમાસની પ્રસિદ્ધ નવલકથાઓ વાંચી નાખી હતી. વળી હૉટેલોમાં તથા દારૂનાં પીઠાંમાં અનેક વિષયપર ચર્ચા થતી તથા નાનાં વિનોદી નાટક પણ થતાં. તે પરથી તેઓને દેશની જે સ્થિતિ સમજાતી કે જ્ઞાન થતું, તે નિશાળની પદ્ધતિથી થતું નહતું.

પૅરિસમાં આવ્યા પછી તેમણે લોકસ્થિતિનું નિરીક્ષણ કરવાનો આરંભ કર્યો હતો. તે આખો દિવસ ટ્રામમાં ફર્યા કરતા હતા અને તેમ કરતાં સુપ્રસિદ્ધ ફ્રેંચ નવલકથાકાર પૉલ ડી કૉકે આલેખેલાં ઘણાંખરાં પાત્ર તેમની દ્રષ્ટિએ પડયાં. ડુમાસના જેટલોજ એ લેખકપર પણ ટૉલસ્ટૉયનો પ્રેમ હતો. અંગ્રેજો એ લેખક અનીતિનો પ્રસાર કરે છે એવો આરોપ મૂકતા હતા; પરંતુ ટૉલસ્ટૉય એ સંબંધમાં કહે છે કે;" એ લેખક અનીતિનો પ્રચાર કરે છે એમ કહેવું એ કેવળ મૂર્ખાઇ છે. એ વાત ખરી છે કે, અંગ્રેજોની શાલીનતાની જે કલ્પના છે તે કલ્પના વિરૂદ્ધ તે લખે છે; પરંતુ તેનું લખાણ સ્પષ્ટ હોવા છતાં તેમાં અનીતિની છાયા કદિપણ હોતી નથી. તેની રીત કેટલીક વખત વધારે પડતી હોય છે પણ તેના લેખનો પ્રવાહ તો નીતિપ્રવર્તકજ હોય છે. અંગ્રેજી સાહિત્યમાં ડિકન્સનું જેવું સ્થાન છે તેવુંજ ફ્રેંચ સાહિત્યમાં તેનું છે. ડુમાસ માટે કહું તો પ્રત્યેક લેખકે તેનાં પુસ્તક મોઢે કરવાં જોઇએ. તેની વાર્તાનું મુખ્ય સૂત્ર જેવું આલ્હાદજનક હોય છે, તેવું રચનાકૌશલ્ય પણ અનુપમ હોય છે. હું વારંવાર તેની કથાઓ વાંચું છું."

ટૉલસ્ટૉય પૅરિસથી લંડન ગયા હતા અને ત્યાં લગભગ દોઢ મહિનો રહ્યા હતા; પરંતુ એ સર્વ સમય દાંતના દુઃખથી સુખમાં ગયો નહિ. તેમને દાંતનું દરદ વારંવાર થતું હતું પરંતુ તેમણે કદિ વૈદ્યનું ઘર જોયાનું જણાતું નથી. તેમનું માનવું એવું હતું કે, દંતવૈદ્ય કહેવડાવનારા કેવળ ઠગ હોય છે. દાંતનું દુઃખ થોડો વખત સહન કરવામાં આવે છે તો તે આપોઆપ શાંત થાય છે. વળી જ્યારે દંતવૈદ્યનું

અસ્તિત્વ નહતું ત્યારે તેમના સિવાય માનવ સમાજનું કંઇ અટકી પડયું નહતું; માટે એ દુઃખ શાંતિથી સહન કરવું એજ ડહાપણ ભરેલું છે, એમ તે સમજતા.

આ વખતે લંડનમાં ઍલેકઝાંડર હર્ઝેન નામનો એક રૂશીયન લેખક એક વર્તમાનપત્ર ચલાવતો હતો. એ પત્રની ગણના મોટા વજનદાર પત્રમાં થતી હતી. તેમાં ટૂરજીનેફના લેખ ઘણા પ્રકટ થતા હતા, પણ ટૉલ્સ્ટૉયનો એક પણ લેખ પ્રસિદ્ધ થયો નહતો. હર્ઝેન રૂશીયાની રાજકીય ચળવળનો મોટો હિમાયતી હતો અને તેના કારણે તે હદપાર થએલો હતો; તેમજ તેનો એક ખાસ મિત્ર કવિ ઑગેરીયાફ હતો તેપણ રાજકીય બાબતમાં હદપાર થએલો હતો. ઑગેરીયાફ જેવો બુદ્ધિશાળી હતો તેવોજ વર્તનમાં ઉદાર અને મીલનસાર હતો; તેથી તે પોતાના મિત્રમંડળમાં અતિ પ્રિય હતો. એવા મંડળમાં ટૉલસ્ટૉયનો લેશ માત્ર સંબંધ ન હોય એ આશ્ચર્યજનક છે, પણ તેમ નહિ થવાનો ખુલાસો નીચેના ઉતારાપરથી થવા જેવો છે. ટૉલસ્ટૉય કહે છે:–

"હમણાંજ મને એક સારા સુશિક્ષિત ગૃહસ્થ મળ્યા. તેમણે તેમનાજ જેવા બીજા એક સુશિક્ષિતને લખેલો એક પત્ર મારા અવલોકનમાં આવ્યો. એ પત્રમાં તેમણે જણાવેલા વિચારો અતિ ઉચ્ચ છે. તેમાં તે કહે છે કે, માણસે જાતે પૂર્ણત્વ પ્રાપ્ત કરવાને હમ્મેશ પ્રયત્નશીલ રહેવું, લોકસેવા કરવી અને સ્નેહ પવિત્ર રાખવો; પરંતુ એજ ગૃહસ્થ ઘણી વખત દારૂથી લટ્ટુ બનીને ઘેર આવે છે. પોતાના એ વર્તનથી જીવન પર્યંતના સ્નેહીને કેટલું દુઃખ થતું હશે તેની કલ્પના પણ એ સુશિક્ષિત ગૃહસ્થને થતી નથી. રાતોની રાતો એકાદ પ્રિયપાત્રની સોબતમાં વ્યતીત કરવામાં તેને સંકોચ થતો નથી. પોતાની વિવાહિત સ્ત્રીને પ્રસૂતિ થવાનો સમય નજીક આવ્યો છે છતાં તેને એકલી મૂકી એ દયાળુ અંતઃકરણ ધરાવનારા, બુદ્ધિશાળી અને સુશિક્ષિત ગૃહસ્થ રાત્રે કલાકના કલાક બહાર વ્યતીત કરે છે અને ઘેર બેભાન બનીને આવે છે; પણ તેમાં તેમને પોતે ખોટું કરે છે એવો વિચાર પણ આવતો નથી. **ઇંદ્રિયસંયમ સિવાય જનસેવા કરવાની યોગ્યતા પ્રાપ્ત થતી નથી** એ તત્ત્વ તેમના જાણવામાં નથી. પોતાના મનને જીતવાનો તેમણે કદિ પ્રયત્ન કર્યો નથી, એટલુંજ નહિ પણ એવા વર્તનમાં તે ભૂષણ જુએ છે. એ વર્તનથી પૂર્ણત્વ મેળવવાના માર્ગમાં કંટક આવે છે એમ પણ તેમને લાગતું નથી."

"અર્ધી સદી પૂર્વે રૂશીયામાં એવી સ્થિતિ હતી. ઑગેરીયાફ, હર્ઝેન વગેરેને મેં પ્રત્યક્ષ જોએલા છે. તેમનાં વર્તન નૈતિક દ્રષ્ટિએ કદીએ સારાં નહતાં. **તેઓમાં લોકસેવાની પ્રબળ ઇચ્છા હતી, પરંતુ તેમને પોતાનું વર્તન પવિત્ર હોવું જોઇએ તેની ખબર નહતી. જેની દાનત શુદ્ધ હોતી નથી તેનાથી**

**કદિપણ મહદ્દકાર્ય સાધ્ય થતું નથી,** એ તત્ત્વથી તેઓ અજ્ઞાત હતા. તેમને લાગતું કે ઘઉંનો લોટ પાણીમાં પલાળી ઠંડા તવાપર નાખ્યો કે રોટલી બની ગઇ! રાહ જોઇને થાક્યા પછી અર્ધો પર્ધો નરમ બનેલો ગોળા જેવો તવો પડી રહેલો જણાતાં તેમને આશ્ચર્ય થયું; અને તેમ થવા માટે તેઓ પોતાના ભાગ્યનો અથવા લોકોનો દોષ કાઢે છે."

આ ઉપરથી તેમની સાથે ટૉલ્સ્ટૉયને મૈત્રી કેમ નહિ થઇ તે સમજાય છે. હર્ઝેન વગેરે લેખકમંડળ તરફ લેખકની દ્રષ્ટિથી તેમને માન હતું. તેજ પ્રમાણે તે એ પણ જાણતા હતા કે, તેમના લેખોથી રૂશીયન પ્રજાને ઘણું જાણવાનું મળ્યું છે; પરંતુ તે માનતા કે અધોગતિમાં પડેલા પછાત વર્ગપર તેમના લખાણની કંઇ અસર થએલી નથી.

ઈંગ્લાંડમાં દેશબંધુ હર્ઝેનના મંડળમાં નહિ મળી જતાં તેમણે પોતાના મૂળ હેતુ પ્રમાણે શિક્ષણપદ્ધતિનું અવલોકન કર્યું હતું. અહીં તેમણે એક વખત પાર્લામેંટમાં જઇ ત્રણ કલાક સુધી ચાલેલું પામર્સ્ટનનું ભાષણ સાંભળ્યું હતું; પરંતુ તે વખતે તેમને ઈંગ્રેજી ભાષાનું વિશેષ જ્ઞાન નહતું, તેથી તે તેનું રહસ્ય સમજી શકયા નહતા.

છેવટે તા. ૩ માર્ચના રોજ લંડનથી નીકળી તે બ્રસેલ્સ આવ્યા. અહીં પ્રાઉડન નામના લેખકની મુલાકાત થઇ અને તેના સંબંધી તેમનો એવો અભિપ્રાય થયો કે, એ લેખક દૃઢ મનનો હોઇ સ્વમત પ્રતિપાદન માટે ગમે તેવું સંકટ સહન કરનારો છે. જમીનની વહેંચણી સંબંધી તેના જે કંઇ વિચારો હતા તેની અસર ટૉલ્સ્ટૉયપર તે વખતે થઇ નહિ; પણ પચીસ વર્ષના અનુભવ પછી તે પ્રાઉડનનું પૂર્ણ અનુકરણ કરતા થયા હતા. ઉભયનો એવો મત હતો કે, **એક વ્યક્તિ મોટી મિલ્કત પોતાની પાસે રાખી મૂકે તે ચોરી છે. માણસોને માટે કાયદાનાં બંધન નહિ, પરંતુ તેમની નૈતિક સ્થિતિ સુધારીને સદ્-સદ્દવિવેક બુદ્ધિ જાગૃત કરી તેમને છુટા મૂકી દેવા એજ સંસ્કૃતિને પોષક છે; અને પૈસાનું વ્યાજ મેળવવું તે અનીતિમય છે.** બ્રસેલ્સમાં તેમને લેલવેલ નામનો એક પોલીશ ગૃહસ્થ પણ મળ્યો હતો. એ લેલવેલે ઇ. સ. ૧૮૩૦ માં પોલ લોકોએ બળવો કર્યો હતો તેમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો; તેથી બળવો શમ્યા પછી તે બ્રસેલ્સમાં નાશી આવ્યો હતો અને અતિ ભયંકર દરિદ્રાવસ્થામાં જીવન વ્યતીત કરતો હતો.

બ્રસેલ્સથી નીકળી તે વીમર ગયા. ત્યાંના રૂશીયન વકીલદ્વારા તેમણે ગ્રેંડ ડ્યૂકની મુલાકાત લીધી. સુપ્રસિદ્ધ જર્મન કવિ ગેટેનું ઘર પણ જોયું. એ ઉપરાંત ત્યાંની શિક્ષણપદ્ધતિનું તથા વિદ્યાર્થીઓએ લખેલા નિબંધની ચોપડીઓ કેટલીક

શાળાઓમાંથી મેળવી તેનું પણ અવલોકન કર્યું. આ વખતે ટૉલસ્ટૉયના મનમાં બાળકોની વિચારસરણી કેવી હોય છે અને તેમના વિચાર અધિક સ્વતંત્રતાથી પ્રકટ થાય તે માટે શું કરવું જોઇએ, એ વિચાર ગુંચાયા કરતો હતો.

વીમર છોડી તે જેના ગયા અને ત્યાંના એક પ્રસિદ્ધ ગણિત શાસ્ત્રીને પોતાની સાથે યાસનાયા આવવા વિનંતિ કરી. કેલરની પણ માન્યતા એવી હતી કે, શિક્ષણ પદ્ધતિમાં કેટલોક ફેરફાર થવાની ખાસ આવશ્યકતા છે તેથી તે પણ તેમની સાથે જવા કબૂલ થયો.

જેનાથી તે ડ્રેસડન આવ્યા અને જર્મન લેખક અર્બાશને મળ્યા. અર્બાશે ખેડુતો માટે નાની નાની સુંદર વાતો લખી હતી. એ વાતો ટૉલસ્ટૉયને બહુજ ગમી; પરંતુ જર્મનપ્રજા લેખકપ્રિય નહિ હોવાનું જાણી તેમને ઘણી નવાઈ લાગી. તેમણે કહ્યું: “ આવી વાતો વાંચીને ખરેખર અમારા રૂશીયન ખેડુતો તો રડીજ પડયા હોત. ” તેમણે ડ્રેસડનથી ટાશીયાનાને જણાવ્યું છે કે, “ મારી પ્રકૃતિ સારી હોઈ ઘર તરફ ચિત્ત લાગી રહ્યું છે; પણ પુનઃ યૂરોપમાં અવાશે કે કેમ એ શંકાભરેલું હોવાથી હમણાંજ મેળવાય તેટલી માહિતી મેળવી લઉં છું. આ પ્રવાસમાં મેં એટલી માહિતી મેળવી છે કે, અને મારા મસ્તકમાં એટલા નવા વિચાર ઉદ્દભવ્યા છે કે, તે સર્વની સંકલના કરવામાં મારા ઘણા દિવસ જશે. હું શિક્ષણવિષયક માસિક કહાડવા ધારૂં છું તેથી તેની પરવાનગી માટે સેંટ પિટર્સ-બર્ગ જઇને પછી યાસનાયા આવવા ધારૂં છું.’ આ ઉપરથી ટૉલસ્ટૉયનું ચિત્ત ખરી રીતે કઇ તરફ વળતું હતું તેની કલ્પના થઇ શકે છે.

તે તા. ૨૨ એપ્રીલના રોજ બરલીન ગયા. અહીં તેમણે શિક્ષક તૈયાર કરવાની એક શાળા જોઇ. એ શાળાના મુખ્ય અધ્યાપક ઉત્કૃષ્ટ મર્મજ્ઞ ગણાતા હતા; પરંતુ પ્રત્યક્ષ પ્રસંગમાં ટૉલ્સ્ટૉયને જણાયું કે, તે કેવળ હૃદયશૂન્ય અને મિથ્યાભિમાની હોઇ નિયમના બંધનથીજ બાળકોને ઉત્તમ શિક્ષણ અપાશે, એવું માનનારો છે.

તા. ૨૩ એપ્રીલના રોજ તેમણે રૂશીયાની હદમાં પગ મૂકયો. તે યૂરોપના મોટા મોટા ગ્રંથકારોનાં ઘણાં પુસ્તકો સાથે લાવ્યા હતા. એ સર્વ પુસ્તક સરકારી પરીક્ષકની તપાસ માટે કસ્ટમની ચોકીમાં રાખવાં પડયાં. એ બનાવને લગભગ પચાસ વર્ષ થયા પછી એ વાત કરતાં ટૉલ્સ્ટૉય બોલ્યા હતા કે “ હજી સુધી એ પુસ્તકોનું પરીક્ષણ થઇ રહ્યું નથી ! ”



# प्रकरण ७ मुं--यासनाया पालीयाना.



વાંચક બંધુના જાણવામાં હશેજ કે રૂશીઆમાં તાઢ ભારે હોય છે. શિયાળાનો સમય આવતાં સર્વત્ર બરફનો વરસાદ પડી તે પથ્થર જેવો બની જાય છે અને ઠંડીમાં ઘટાડો થતાં એ બરફ સહજ નરમ બની કેટલાક દિવસ તેજ સ્થિતિમાં રહે છે. આ ઋતુમાં ગાડીમાં પ્રવાસ થઇ શકતો નથી. જ્યારે બરફનું પાણી થઈ જાય છે ત્યારેજ ગાડીનો વ્યવહાર શરૂ થઇ શકે છે.

હજી બરફ નરમ સ્થિતિમાં હતો તેવા સમયે ટૉલ્સ્ટૉય મોસ્કો પહોંચ્યા અને થોડા દિવસે ગાડીનો વ્યવહાર શરૂ થયા પછી તે ટૂલા ગયા. થોડાજ વખતમાં તે ટૂલાથી પોતાની જન્મભૂમિ યાસનાયા પાલીયાનામાં સુખરૂપ પહોંચ્યા.

યાસનાયા આવ્યા પછી કેટલાક દિવસે ટૉલ્સ્ટૉયને ટૂરજીનેફનું નિમંત્રણ મળ્યું. એ નિમંત્રણનો સ્વીકાર કરી ટૉલ્સ્ટૉય તેમને ગામ ગયા. થોડી વાર અહીં તહીંની વાતો થયા પછી તુરતમાં પૂરી થએલી 'પિતા-પુત્ર' નામની નવલકથા ટૂરજીનેફે ટૉલ્સ્ટૉયને વાંચવા આપી. એક મોટા સોફાપર પડી ટાલસ્ટાય ને વાંચવા લાગ્યા. વાંચનમાં હરકત ન આવે તે માટે ટૂરજીનેફ બહાર ગયો. એ નવલકથા ટૉલ્સ્ટૉયને એટલી કૃત્રિમ લાગી કે, વાંચતાં વાંચતાં ચોપડી બાજૂએ રહી અને તે નિદ્રાવશ થયા.

થોડીવારે ટૉલ્સ્ટૉય જાગૃત થયા ત્યારે તેમણે પોતાના કોચ આગળથી ટૂરજીનેફને ચાલ્યો જતો જોયો. આ સંબંધી કંઇ વાત તેમણે એક બીજા સાથે કરી નહિ. બીજે દિવસે સવારે બન્ને સ્નેહી ફૂટના ગામે ગયા. તેમના આ ગમન વિષે અગાઉથી કંઇ પણ ખબર નહિ મળેલી હોવાથી ફૂટને સહજ આશ્ચર્ય થયું, પણ અચાનક ભેટથી તેને આનંદ પણ થયો. ત્રણે સારા લેખક, રસિક અને વક્તા હોવાથી ભોજન સમયે ભિન્ન ભિન્ન વિષયપર ચર્ચા શરૂ થઇ. ફૂટની પત્નીએ ભોજન વ્યવસ્થા ઉત્તમ પ્રકારની રાખેલી હોવાથી ચર્ચા અધિકજ રસિક બની.

બીજે દિવસે સર્વ નાસ્તા માટે બેઠા હતા તે વખતે ફૂટની પત્નીએ સામાન્ય રીતે ટૂરજીનેફની પુત્રી વિષે વાત કરી. ત્યારે ટૂરજીનેફે કહ્યું: " તેની ઇંગ્રેજી શિક્ષિકા

ઘણીજ સારી છે. તે મારી પુત્રીનું મન પરોપકાર તરફ દોરે છે. હાલમાં તે ગરીબ માણસોનાં ફાટયાં તુટયાં કપડાં શીવવાનું કામ શીખવે છે."

આ વાત સાંભળી ટૉલ્સ્ટૉયે કહ્યું, "તમારી પુત્રી પરકીય ભાષા જાણે છેઃ પણ માતૃભાષા તેને બરાબર બોલતાં આવડતી નથી. એ એવી રીતે સ્વત્વ ભૂલે છે તે તમોને પસંદ છે?"

"અલબત ! પસંદ છે. એવી રીતે પરોપકારને પંથે વળતાં તે ગરીબોની જરૂરીઆત શી છે તે અત્યારથીજ સમજતી થશે."

"મને લાગે છે કે, સુખી બાળા પગપર ફાટેલાં કપડાં લઇ બેસે એ તો પરોપકારનું એક ખરેખર નાટક છે. એવા પરોપકારથી અંતઃકરણ દ્રવિત થતું નથી તેથી તો પરોપકાર દૂર રહી 'પરોપકાર કરૂં છું' એટલો દંભ માત્ર રહે છે."

સ્વાભાવિક રીતે ટૂરજીનેફને આ ફટકો રૂચ્યો નહિ. તેણે ભ્રમર ચઢાવી કહ્યું: "કૃપા કરી એવા શબ્દ મુખથી ઉચ્ચારશો નહિ."

"મારા અભિપ્રાય માટે, મારી ખાત્રી થઇ ચુકેલ છે; તો પછી શા માટે હું ચોકખું ન કહું?"

"ત્યારે તમને મારી પુત્રીનું સર્વ શિક્ષણ ભૂલભરેલું લાગે છે એમજ ને?"

"અલબત્ ! એજ મારો મત છે."

આ તકરારને પ્રબળ થતી જોઇ ફૅટ વચ્ચે પડવા જતો હતો હતો તેટલામાંજ લાલચોળ બની જઇ ટૂરજીનેફે કહ્યું: "તમે એમ કહેશો તો તમારૂં માથું ફોડી નાખીશ" એટલું કહી તે તરતજ ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

આ બનાવ બન્યા પછી ફૅટને લાગ્યું કે, આ બે મહેમાન એકત્ર રહે એ સંભવિત નથી. આથી તેમને રજા આપવા સંબંધી તેને ભારે વિચાર થઇ પડયો. ઉભય સાથેજ ટૂરજીનેફની ગાડીમાં આવ્યા હતા અને ફૅટ પાસે સારા ઘોડા નહતા. છેવટે નજીકના એક ટપ્પા સુધી જઇ ફૅટે ટૉલ્સ્ટૉયને ટપાલગાડીમાં રવાના કરી દીધા.

પહેલા મુકામે પહોંચતાજ ટૉલ્સ્ટૉયે ટૂરજીનેફપર પત્ર લખી ક્ષમા માગવા જણાવ્યું. આગળના મુકામે પહોંચતા સુધીમાં ટૂરજીનેફ તરફથી કંઇ પણ ઉત્તર આવ્યો નહિ; આથી ટૉલ્સ્ટૉયનું મગજ ભડકી ગયું અને પરિણામે ખાસ એક માણસ સાથે પત્ર મોકલી દંદ્વયુદ્ધનું આવ્હાન કર્યું. તે દિવસની આખી રાત ટૉલ્સ્ટૉયને બીલકુલ ઉંઘ આવી નહિ. બીજે દિવસે સવારે ટૂરજીનેફનો નીચેનો પત્ર તેમને મળ્યો.

"લીયો નાકોલીવ્ય્,

તમારો પત્ર મળ્યો છે. તમારી અને મારી વચ્ચે કંઇ વેર નથી. તે વખતે મને ક્રોધ ચઢી આવવાથી મારાથી વિનાકારણ ભૂલ થઈ. હવે મને સ્પષ્ટ જણાયું છે કે, તમારા અને મારા સ્વભાવમાં જમીન આસમાનનો ભેદ હોવાથી ઉભયમાં સ્નેહભાવ ઉત્પન્ન થવાનો સંભવ નથી. તમારી મારી વચ્ચેનો આ પત્રવ્યવહાર

ઘણું કરી છેવટનોજ છે, એમ સમજી આ પત્રદ્વારા હું તમારી ક્ષમા માગું છું.

ટૂરજીનેફ્"

ઉકત પત્ર આવતા પહેલાં ટૉલસ્ટૉયે ફૅટને પત્ર લખી જણાવ્યું હતું કે, "ટૂરજીનેફ્ સાથે તમારી ગમે તેવી મૈત્રી હશે, પણ મને તેનાપર તિરસ્કાર આવ્યો છે. તેની સાથેનો મારો સર્વ સંબંધ હવે મેં તોડી નાખ્યો છે. તેને મેં દ્વંદ્વ યુદ્ધ માટે આવ્હાન કર્યું છે પણ અદ્યાપિ તેણે તેનો જવાબ આપ્યો નથી; તેથી તેજ અર્થનો બીજો એક પત્ર આજે તેના તરફ મોકલ્યો છે." ટૉલસ્ટૉયના એ બીજા પત્રનો ટૂરજીનેફ્ તરફથી નીચે પ્રમાણે ઉત્તર આવ્યો હતો:—

"મારા પ્રથમ પત્રમાં મેં આપની ક્ષમા માગીજ છે. આખી જીંદગીમાં કદિ નહિ થએલી વાત તે દિવસે મારાથી થઈ ગઇ છે. તમારી અને મારી વચ્ચે રહેલા મતભેદને લીધેજ તે પ્રસંગે મને ભાન રહ્યું નહિ એમ લાગે છે. મારૂં વર્તન બરાબર હતું એવું લેશમાત્ર મારૂં કહેવું નથી. તમારૂં વર્તન સારૂં હોવા છતાં તે દિવસે મારાથી ભૂલ થઇ ગઇ એ હું ખુલ્લા દીલથી કબૂલ કરૂં છું. તે માટે ક્ષમા કરવી અથવા ન કરવી એ તમારી ઇચ્છાની વાત છે. તમારી તેવીજ ઇચ્છા હશે તો હું દ્વંદ્વ માટે તમારી સમક્ષ ઉભો રહીશ.

ટૂરજીનેફ્ "

આટલું થવા છતાં આ તકરારનો અંત જલદી આવ્યો નહિ. ફૅટે ઘણો પ્રયત્ન કર્યો પણ ટૉલસ્ટૉયનો ક્રોધ ઓછો થયો નહિ. આ કારણથી ફૅટ સાથે તેમનો વ્યવહાર ચાર મહિના સુધી રહ્યો હતો; પણ ત્યાર પછી ટૉલસ્ટૉયને પોતાની કૃતિનો અત્યંત પશ્ચાત્તાપ થયો. ટૉલસ્ટૉયનો મૂળથીજ એવો સ્વભાવ હતો કે અવિચારી કૃત્ય કરવું અને પછી પસ્તાવું. છેવટે ઉલટ તેમણે ટૂરજીનેફ્ને એક પત્ર લખી તેની ક્ષમા માગી. આ પત્ર લગભગ ત્રણ મહિને ટૂરજીનેફ્ને પેરિસમાં મળ્યો. એ સંબંધમાં ટૂરજીનેફે ફૅટને એક પત્ર લખી જણાવ્યુ હતું કે, "ટૉલસ્ટૉયનો હમણાંજ એક પત્ર આવ્યો છે; તેમાં તેમણે મારી માફી માગી છે. હવે એ જુની તકરાર હમ્મેશને માટે પુરી થઇ છે એમ મને લાગે છે. ટૉલસ્ટૉયનો પત્ર મેં ફાડી નાખ્યો છે." ટૂરજીનેફે આ પ્રમાણે લખ્યું હતું ખરૂં પરંતુ એટલાથી તકરારનો અંત આવ્યો નહિ. તેણે ફૅટને જાનેવારી મહિનામાં ટૉલસ્ટૉયના નિવાસ વિષે પુછતાં બીજો એક પત્ર લખી જણાવ્યું કે, "મને લાગે છે કે અમારા બન્નેના ગ્રહ શત્રુસ્થાને પડેલા છે. ટૉલસ્ટૉય વિષે હું પૂજ્યબુદ્ધિ ધરાવું છું પણ અમો બન્નેનો કોઇ સ્થળે મેળાપ ન થાય તો ઠીક. અમો બન્ને જાણે જુદા જુદા દેશના હોઇએ તેમ હવે ઉભયે પરસ્પર વર્તવું જોઇએ."

ટૉલસ્ટૉય અને ટૂરજીનેફ્ બન્ને ઉત્કૃષ્ટ ગ્રંથકાર હતા. ટૉલસ્ટૉય કરતાં

ટૂરજીનેફની ઉમ્મર દસ વર્ષ વધારે હતી. લેખક તરીકે ટૉલસ્ટૉય જાહેરમાં આવ્યા તે પહેલાં કેટલાંક વર્ષથી ટૂરજીનેફની કીર્તિ એ કાર્ય માટે સ્થિર થએલી હતી. આવી સ્થિતિમાં પોતાથી વડીલ અને જાણીતા થએલા ગ્રંથકાર સાથે ટૉલસ્ટૉયે માનપૂર્વક વર્તવું જોઇતું હતું; પણ તેમ ન કરતાં ગમે તે પ્રસંગે ટૉલસ્ટૉય તેના પર ટીકાનો વરસાદ વરસાવતા. ટૂરજીનેફ સ્વભાવે ખરાબ નહતો તેમ તકરારી પણ નહતો. ટૉલસ્ટૉયે તેની સાથે થોડી નમ્રતા રાખી હોત તો આ પ્રકાર આટલે સુધી આવી પહોંચ્યો નહોત; પણ ઉપદેશકે પ્રથમ પોતે પૂર્ણત્વ મેળવવું જોઇએ એવી તેમની માન્યતા હોવાથી કોઇપણ મોટા માણસમાં સહજ ખામી જણાતી કે, તેમનું લોહી ઉછળી ઉઠતું. કોઇપણ વ્યકિત માટે તેમને દ્વેષ નહતો. તેમની દૃષ્ટિ હમ્મેશ તત્ત્વમય રહેતી. ટૉલસ્ટૉયનું પોતાનુંજ વર્તન શુદ્ધ નહોતું. જે વર્તન માટે બીજાપર તેઓ દોષ મૂકતા, તેજ વર્તન પોતે રાખતા ન હતા; તેથી ખરી રીતે અન્યને કહેવાનો તેમને અધિકાર નહતો. અર્થાત્ ટૂરજીનેફને ટૉલસ્ટૉયપર ગુસ્સો આવે તો તે સ્વાભાવિક હતું. જો કે ટૉલસ્ટૉય દાંભિક નહતા પણ મનસ્વી વર્તન ધરાવનારા તો હતાજ.

ટૉલસ્ટૉયને એવી ટેવ હતી કે, કોઇપણ વાતની તેમના ચિત્તપર અસર થાય કે પછી તેને અંત સુધી છોડવી નહિ. જે વાત તરફ એક વખત તે ખેંચાતા તે વાત સિવાયનું બીજું કાંઈ તે ભાળતાજ નહિ. જગતમાં બનતા અનેક બનાવો તરફ આપણે સામાન્ય માણસો જે પ્રમાણે કેવળ પ્રસંગ પુરતી દૃષ્ટિથી જોઇએ છીએ, તે દૃષ્ટિ તેમનામાં નહતી. પ્રત્યેક બાબતનું તે તત્ત્વદ્રષ્ટિથી અવલોકન કરતા અને તેનું તત્ત્વ સાધ્ય થતા સુધી શાંત રહી શકતા નહિ. તેમનું પોતાનું વર્તન શુદ્ધ નહતું; પરંતુ તેમના મનની ઇચ્છા એવી હતી કે તે શુદ્ધ હોવું જોઇએ. વર્તનશુદ્ધિ માટે તે અતિ પ્રયત્ન કરતા, પણ પોતાનું વર્તન બરાબર છે એવો તેમણે લેશ માત્ર દાવો કર્યો નથી. સામાન્ય માનવકોટિમાંથી ટૉલસ્ટૉય જગદ્વંદ્ય બન્યા તેનું કારણ એજ છે.

આ વખતે રૂશીયામાં ખેડુતોની હીલચાલ જોરમાં હતી તે આગળ આપણે જાણી ગયા છીએ. આવી હીલચાલમાં ટૉલસ્ટૉય ભાગ લેતા નહિ તે વિષે ઘણાને આશ્ચર્ય થતું. ઇ. સ. ૧૮૬૦–૬૪ માં ખેડુતોને સ્વતંત્રતા મળી હતી.

જાહેર આગેવાનોપર ટૉલસ્ટૉયને પ્રેમબુદ્ધિ નહતી તેમ પોતાની પંકિતના સરદાર તથા જમીનદારોપર પણ પ્રેમ નહતો. ખેડુતોને સ્વતંત્રતા મળી તે સાથે તેમને થોડી થોડી જમીન પણ આપવામાં આવી હતી. એ જમીનપર સરકારે સાડ વર્ષની મુદત સુધી ઓછા ધારાની સવડ આપી હતી. એ રીતથી જમીન-દારની માલિકીમાંથી જેટલી કિંમતની જમીન ઓછી થઇ હતી, તેટલી કિંમતના

સરકારી કરજપત્ર તેમને આપવામાં આવ્યાં હતાં; છતાં ખેડુતોને જમીન આપવાના કામમાં કેટલાક માલિકોએ ઠગાઇ કરી હતી. કેટલાકોએ ખેડુતોને જમીન આપી હતી, પણ બીડનો ભાગ આપ્યો નહતો તેથી ઘાસ મળી શકતું નહિ. પરિણામે તે જમીનદારો ઘાસની મોં માગી કિંમત લેતા અને નુકશાન પુરૂં કરી લેતા. આ રીતથી ટૅાલસ્ટૅાય અજાણ્યા નહતા, તેથી તેમણે જમીનદારોનો પક્ષ પણ લીધો નહતો અને તેથી જમીનદારો તેમનાથી ખુશી નહતા.

ઉપલા નવીન ખેડુત કાયદાને વ્યવહારમાં મૂકવા સરકાર તરફથી ટૂલા પ્રાંત માટે ટૅાલસ્ટૅાયની નીમણૂક થઇ હતી. એ નીમણૂક ન થાય તે માટે જમીનદારોએ ગવર્નર તરફ પુષ્કળ અરજીઓ મોકલી હતી; પરંતુ ગવર્નરે "કાઉંટ ટૅાલસ્ટૅાયને હું જાતે ઓળખું છું. તે સુશિક્ષિત હોઈ ચાલુ બાબત તરફ તેમની પૂર્ણ સહાનુભૂતિ હોવાનું મારા જાણવામાં છે. એ જગ્યા માટે તેમની યોગ્યતાનો કોઇ પુરૂષ મને મળી આવતો નથી" એવો જવાબ આપ્યો હતો.

જમીનદારો અને ખેડુતોને અદલ ન્યાય આપવાની ટૅાલ્સ્ટૅાયની ઇચ્છા હતી; પણ તેમને પધ્ધતિસર કામ કરવાની ટેવ નહિ હોવાથી કેટલીક વખત વિચિત્ર ગુંચવણો ઉપસ્થિત થતી હતી. તેમણે પોતાના કાર્યનો જે પહેલો રીપોર્ટ સરકાર તરફ મોકલ્યો હતો, તેમાં 'તડજોડ થએલા ખેડુતોનાં નામ નીચે આપ્યાં છે' એવા શબ્દો લખ્યા હતા; પણ રીપોર્ટના અંતે એક પણ નામ નહતું. તે રીપોર્ટ પર પુનઃ વાંચ્યા સિવાયજ તેમણે સહી કરી હતી.

ખેડુતવર્ગ અભણ હોવાથી પુષ્કળ વખત તેમને સમજાવવાનું મુશ્કેલ બનતું. એક વખત તેમની પાસે ત્રણ ખેડુત ગયા હતા ત્યારે થએલા સંવાદ ઉપરથી તેની કલ્પના થઇ શકશે. એ સંવાદ નીચે પ્રમાણે હતો:—

"ભાઇઓ, તમોને શું જોઇએ છે?"

તેમણે કહ્યું કે, "અમુક જમીનનો ટુકડો જોઇએ છે." ત્યારે ટૅાલસ્ટૅાયે જણાવ્યું કે, "હું તેમ કરી શકું એમ નથી; તેમાં તમારા જમીનદારને ભારે નુકશાન થાય છે." જવાબમાં ખેડુતોએ કહ્યું: "માબાપ, તમે ધારો તો બધું થાય!" ટૅાલસ્ટૅાયે પુનઃ નકારમાં જવાબ વાળ્યો; પરંતુ તે ખેડુતોને સંતોષ થયો નહિ. છેવટે ટૅાલસ્ટૅાયે પોતાના કારકુન તરફ ફરી કહ્યું: "અહીંનો પર્વત ત્યાં મૂકી શકાશે પણ આ ખેડુતોને સમજાવી શકાશે નહિ." જો કે આવી રીતે ખેડુતોએ તેમને ઘણો ત્રાસ આપ્યો હતો, તથાપિ તેમણે ખેડુતોને એક પણ કઠોર શબ્દથી દુઃખી કર્યા નહોતા.

ખેડુતો ગમે તેવા તોપણ અભણ, એટલે તેઓ ન સમજે તેમાં આશ્ચર્ય જેવું નહતું; પણ સુશિક્ષિત જમીનદારવર્ગ કેટલીક વખત ખેડુતો કરતાં પણ ભારે

થઇ પડતો. તેમના વિરૂધ્ધ કેટલાક પત્રો જમીનદારોએ સરકાર તરફ મોકલ્યા હતા, અને એક ગૃહસ્થે તો યુદ્ધનું આવ્હાન કર્યું હતું. કેટલાકોએ સરકારી હુકમને કાગળના ટુકડા સમાન ગણી ખેડુતોને મુકત પણ કર્યા ન હતા. આવી રીતે સુમારે એક વર્ષ કામ કર્યા પછી ટૉલ્સ્ટૉયે કરેલા રીપોર્ટમાં નીચેની હકીકત છે.

"મારા નિર્ણય વિરૂદ્ધ પુષ્કળ તકરારો થાય છે, પણ તે સર્વ ગેરકાયદે છે. કેટલીક વખત ઉપરી અધિકારી કાયદાનું ધોરણ નહિ સાચવતાં મારા નિર્ણય ફેરવે છે. મધ્યસ્થના ચુકાદા એવી રીતે ફેરવવાથી ખેડુત અને જમીનદાર ઉભયનો તેપર વિશ્વાસ રહેતો નથી, માટે મારા જે ઠરાવો ફેરવવામાં આવ્યા છે તેની સરકારને તપાસ કરવા વિનંતી કરૂં છું. આ બાબતનો નિર્ણય થતાં સુધી આ કામપર હવે પછી ચાલુ રહેવું મને યોગ્ય જણાતું નથી."

ઉપરનો રીપોર્ટ ગયા પછી આશરે એક મહિને તે એ જગ્યોએ હાજર થયા; પણ ત્યાર પછી થોડા દિવસે પ્રકૃતિ સારી નહિ રહેતી હોવાના કારણે ઇ. સ. ૧૮૬૨ ના મે મહિનાની આખરે તેમણે પુનઃ રાજીનામું આપ્યું અને તે મંજૂર પણ થયું.

સરકારી નોકરી સંબંધી તેમને આ વખતે જે અનુભવ મળ્યો તે 'પરથી સરકારની એકંદર શાસનપદ્ધતિ વિષે તેમનો અભિપ્રાય પ્રતિકૂળ થયો. સરકારી કાયદા સંબંધી લખેલા એક લેખમાં તે કહે છે: "મધ્યસ્થનું કામ કરતી વખતે મેં સરકાર તરફ જે તકરારો મોકલી તે સર્વ વ્યર્થ ગઇ, એ વાતની લાગણી થઇ સરકારના મહેસુલી કારભાર વિષે મને દીલગીરી થયા સિવાય રહી નહિ. પદ્ધતિ, જનહિત, ન્યાય વગેરે તત્ત્વના નામથી ગમે તેવી વાતોની ગુંચવણ કરી મહેસુલઃ ખાતું એ તત્ત્વોને કચડી નાખે છે. બળીયાના એ ભાગનો ન્યાય જગતમાં ખુલ્લી રીતે પ્રવર્તે છે. એવી **અનિષ્ટ બાબતોને અટકાવવા સરકારનો જન્મ થાય છે; પણ છેવટે ગરીબોને પીલી નાખી શ્રીમંતોની સંખ્યામાં વધારો કરવામાંજ તે પોતાની શક્તિનો ઉપયોગ કરે છે.**"

ટૉલ્સ્ટૉયનો આ નિશ્ચિતાર્થ સત્ય છે કે નહિ તેનો ઉહાપોહ કરવાની આવશ્યકતા નથી. ધ્યાનમાં રાખવા જેવું એટલુંજ છે કે, ટૉલ્સ્ટૉય સત્ય અને તત્ત્વના ભોક્તા હોવાથી 'આપ લે' ના વ્યવહારિક તત્ત્વ સાથે તેમને બનતું આવવાનો સંભવ નહતો. વ્યવહારનું લક્ષ ઉંડાં તત્ત્વ તરફ હોતું નથી. પ્રાપ્ત પ્રસંગ કેમ પાર પડે એટલુંજ વ્યવહાર જૂએ છે. વ્યવહારિક મનુષ્યમાં ધૈર્ય, શાંતિ અને વખતે કાને હાથ દેવાના ચાતુર્યની પણ જરૂર હોય છે. **સત્યભક્ત વ્યવહાર સમજી શકતો નથી એમ નહિ; પણ સત્યથી છૂટવા કરતાં તે વ્યવહારનેજ ત્યજવાનું પસંદ કરે છે.** લોકો તેને ભલે વ્યવહાર શૂન્ય કહે, પણ તેની તે

દરકાર રાખતો નથી, ટૉલસ્ટૉય જાતે સત્યભક્ત અને બુદ્ધિશાળી હોવાથી સરકારી વડાને વશ રહી સકે તેમ ન હતું. આથી તેમણે રાજીનામું આપ્યું તે વાસ્તવિકજ હતું. કીડીના વેગે ચાલી જનસમાજ અને પોતાના ઉન્નતિ કરવા કરતાં સમાજનો સંબંધ તજી સત્યમાર્ગ તરફ પક્ષીની માફક ઠેકડા મારવા યા ઉડવામાં તેમને વિશેષ શ્રેય જણાતું હતું.

ટૉલસ્ટૉય જે વખતે સરકારી મધ્યસ્થની જગ્યાએ હતા, તે વખતે તેમણે એક બીજું કામ પણ હાથમાં લીધું હતું. પકવ થએલા વૃક્ષને જેમ પાણી પાવામાં અર્થ નથી તેમ વયોવૃદ્ધ મનુષ્યને શિક્ષણ આપી નવીન માર્ગે દોરવાતું શકય નથી; એમ માનીને ટૉલસ્ટૉયે ખેડુતોનાં ઉછરતાં બાળકોને હાથમાં લઈ શિક્ષણ આપવાના હેતુથી ઇ. સ. ૧૮૬૧–૬૨માં યાસનાયામાં શાળા સ્થાપી, અને આજુબાજુનાં ગામડાંનાં બાળકો તેમાં દાખલ પણ થયાં. ટૉલસ્ટૉયનો યૂરોપનો પ્રવાસ કરવામાં યૂરોપમાં બાળકોને કેવી રીતે શિક્ષણ આપવામાં આવે છે તે જોવાનો મુખ્ય એકજ આશય હતો. યૂરોપથી પાછા ફર્યા પછી ઉપર જણાવેલી શાળા યાસનાયામાં ઉઘાડી અને અન્ય અગીયાર સ્થળોએ કેટલાક શિક્ષણપ્રેમીઓને ઉત્સાહ આપી શાળાઓ સ્થપાવી. એ સર્વ શાળાઓને ટૉલસ્ટૉય થોડી ઘણી સહાય આપતા હતા અને એજ વખતે તેમણે યાસનાયા પાલીયાના નામનું માસિક શરૂ કર્યું. એ માસિકમાં ટૉલસ્ટૉયના શિક્ષણવિષયક વિચાર અને શિક્ષણ દૃષ્ટિએ યાસનાયાની શાળા કેવી રીતે ચાલે છે, તેનું વર્ણન પ્રસિદ્ધ થતું.

યાસનાયાની શાળામાં ટૉલસ્ટૉયે લીધેલા શ્રમમાં તેમના મનની સ્થિતિનુ સ્પષ્ટ ચિત્ર પ્રકટ થાય છે. એ કાર્યમાં તેમના દોષ અને ગુણની છાયાનું દર્શન થાય છે. કોઇપણ કાર્ય હાથમાં લીધા પછી તેમનો તે સંબંધી ઉત્સાહ એટલો પ્રબળ બનતો કે તે કાર્ય આગળ આખા જગતને તે વિસરી જતા.

ટૉલસ્ટૉયના સર્વ પ્રયત્ન જોઇએ તેવા સફળ થયા નહિ હોય, અને અનેક પ્રસંગે ભૂલો પણ થઇ હશે; પરંતુ એમાં તો શંકા નથી કે, અપૂર્વ ઉત્સાહ અને સ્વીકારેલા કાર્યની અડગ ભક્તિ, એ બે ગુણથી તેમણે મોટાં મોટાં કાર્ય પાર પાડયાં છે.

ટૉલસ્ટૉય પોતાના માસિક શિક્ષણ વિષયક પ્રશ્નનો વિચાર કરતાં કહે છેઃ— "કોઇ પણ માતાપિતા પોતાના બાળકને તેના કુદરતી ગુણોનો વિકાસ થાય એ હેતુથી શાળામાં મોકલતાં નથી. વર્તમાન સમયની શાળાઓ તો ભિન્ન ભિન્ન પ્રકારની શકિત અને ભવિષ્ય ધરાત્રવાવાળાં બાળકોને એકજ જાતના બીબામાં નાખીને સરખા માપનાં પૂતળાં બનાવવાનું યંત્ર છે; અને માબાપો પણ પોતાનાં બાળક પોતાની વિશેષતા વિસરી જઇ સામાન્યજનોનો માર્ગ

પકડે એજ ઇચ્છાવાળાં હોય છે. એવી રીતે સર્વ માણસને એકજ સંચામાં નાખવા ઇચ્છતું શિક્ષણ નિરર્થક, અયોગ્ય અને તેટલા માટે અશક્ય તથા નુકસાનકારકજ હોય છે."

"શાળામાં થતી પરીક્ષામાં શિક્ષકોની મગરૂરી જણાઈ આવે છે અને શિષ્યોમાં ઠગબુદ્ધિ ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિમાં બાળકમાં જ્ઞાનલાલસા સત્વર કેવી રીતે વિકાસ પામે, એ વિચાર કરવા જેવો પ્રશ્ન છે. સ્વાભાવિક રીતેજ પ્રત્યેક બાળક અને મનુષ્યમાં ગ્રાહકશક્તિ રહેલી હોય છે. એ ગ્રાહકશક્તિ જાગૃત હોય છે ત્યારેજ જ્ઞાન મેળવી શકાય છે, અને બાળક રમતગમતમાં તથા આનંદમાં હોય છે ત્યારેજ તેની ગ્રાહકશક્તિ જાગૃત હોય છે, માટે બાળકોની રમતગમત, તેમની આનંદવૃત્તિ અને એવા પ્રસંગે તેમણે કરેલી ભૂલો ને કાર્યપદ્ધતિના નામ નીચે તોડી પાડવી, એ અત્યંત ભયંકર અને અક્ષમ્ય ભૂલ છે."

"વિદ્યાર્થિઓના મનની સ્થિતિ ઉત્તમ પ્રકારની હોવી, એ શિક્ષણના ફળદ્રુપપણાનું પહેલું બીજ છે. તેનું ચિત્ત દબાએલું, ખિન્ન અથવા ઉદાસ હશે તો તે કોઇપણ જ્ઞાન ગ્રહણ કરી શકશે નહિ. તેનું મન મુક્ત સ્થિતિમાં હશે તોજ તમારા શિક્ષણને ઉત્તમ ફળ આવશે. બાળકની શીખવાની ઇચ્છા ન હોય અથવા એકાદ વિષય તરફ તેનું વલણ ન હોય, તો તેનાપર શિક્ષણનો ભાર નાખવો એ તો કેવળ જુલમજ છે."

"એકજ બાળકનું નિરીક્ષણ આપણે ભિન્ન ભિન્ન સ્થળે અને જુદા જુદા સમયે કરીશું તો શું જણાશે? એકજ બાળક ઘેર હોય છે ત્યારે અને શાળામાં હોય છે ત્યારે કેવો જણાય છે? ઘેર હોય છે ત્યારે ખુલ્લા દીલથી તે વિવિધ જાતના પ્રશ્નો કરે છે અને તેની જિજ્ઞાસા પુરેપુરી જાગૃત હોય છે, મનના વિચારોને તે મુક્તપણે મુખબહાર વિચરવા દે છે, તેના વદનપર બાલ્યહાસ્ય વિલસે છે, તેનાં નેત્રોમાં તેજ ચમકે છે, પ્રત્યેક બાબતની માહિતી પોતાને મળવી જોઇએ એમ તે સ્પષ્ટ જણાવે છે અને એ માહિતી મેળવવામાંજ પોતાનું સર્વ સુખ સમાએલું હોવાનું તે પોતાના વર્તનથી બતાવે છે. હવે એજ બાળક શાળામાં કેવો જણાય છે? ત્યાં જોતાંજ તમારા મનમાં આવશે કે, એ કોઇ થાકયો પાકયો પ્રાણી છે, તેના વદનપર ભયનો નિવાસ હશે, પોતાના હોઠથી તે અન્યના શબ્દ, વિચાર વગેરેનો જેમ તેમ બડબડાટ કરે છે, એ બડબડાટનું કાર્ય પૂર્ણ થાય છે કે 'છૂટયો હવે' એમજ તેને લાગતું હોય એમ તેના વદનપરથી પ્રકટ થાય છે, પોતે શું બડબડે છે તે તરફ તેનું લક્ષ હોતું નથી પણ જો બડબડવામાં નહિ આવે તો માર પડશે એવા ભયથીજ તે બડબડે છે, ગોકળગાયની સીંગડીને

સ્પર્શ કરતાંજ તે જેમ પોતાની પીઠપરના ગૃહમાં સંકુચિત થવા લાગે છે અને ભયથી પોતાનો બચાવ કરે છે; તેવીજ રીતેતેના વદનપર હરહમ્મેશ સંકુચિતઅને થવાની ઇચ્છા ઉપસેલી રહે છે. એકજ બાળકનાં આ બે ચિત્ર જોયા પછી તેમાંની કઇ સ્થિતિ શિક્ષણુ માટે ઉપયોગી છે, અને કયા બાળકનો વિકાસ અધિક વેગથી થશે, તેનો વિચાર કરવાની જરૂરજ રહેતી નથી. જે બાળકો એવી સ્થિતિની શાળાનો અનુભવ ઘણાં વર્ષ સુધી મેળવે છે, તે બાળકોપર તેની અસર તેમની ઉત્તર વયમાં પણુ સ્પષ્ટ જણાય છે. એવાં બાળકોની કલ્પનાશક્તિ નષ્ટ થએલી હોય છે અને તેમનામાં સ્વત્વનું તો દર્શન પણુ થતું નથી. તેમની વિચારશક્તિ નષ્ટ થએલી હોય છે તેથી પોતાની જાતે કોઇપણુ પ્રકારનો વિચાર અથવા કલ્પના કર્યા સિવાય તે આખી જીદંગી સુધી પરકીય વિચારોનોજ ગણુગણાટ કર્યા કરે છે. એ શિક્ષણુપદ્ધતિથી આવી રીતે બાળકનો માનસિક વિકાસ અટકી જાય છે ત્યારે ઘણીવાર એકજ ચમત્કારિક દેખાવ નજરે છે. તે એ કે, મૂર્ખ વિદ્યાર્થી પહેલા નંબરે બેસતો જણાય છે ત્યારે હુશીયાર બાળક સર્વથી છેલ્લો પડી રહે છે."

"કથનનું મુખ્ય તાત્પર્ય એ છે કે, જે વખતે બાળકના મનપર કોઇપણુ પ્રકારનું બાહ્ય દબાણુ હોતું નથી–તેનું મન તદ્દન ખુલ્લું હોય છે, તેજ વખતે તેની ગ્રાહકશક્તિ પૂર્ણ ખીલેલી હોય છે. જ્ઞાનસંપાદન કેમ કરવું તે તેજ વખતે તેને સમજાય છે; માટે શિક્ષણુપદ્ધતિ તદ્દન નિશ્ચિત અથવા નક્કી કરેલી હોય તો તે ઉપયોગી નથી. તે પદ્ધતિ હમ્મેશ પ્રયોગાવસ્થામાં હોવી જોઇએ. અનુભવ થતો જાય તેમ તેમ તે બદલાતી જવી જોઇએ અને તેના મૂળ પાયામાં મુક્ત વૃત્તિ હોવી જોઇએ. બાળકો પોતાની આજ્ઞાનો સંપૂર્ણ અમલ કરે અથવા તે કોઇ જાતનો કોલાહલ ન કરે તે માટે કડક નિયમ કરી તે આચારમાં મૂકવાથી, શાળાગૃહ બાળકોના છળનું એક સ્થાન થઈ પડે છે અને તેમની બુદ્ધિ મંદતાના પંથે વળે છે."

"જર્મનીની પ્રાથમિક શાળામાંથી અભ્યાસ કરી બહાર નીકળેલા સેંકડે નેવું વિદ્યાર્થીઓ શાળાથી એટલા કંટાળેલા હોય છે કે, તેનું નામ કાઢતાંજ તેમનું રક્ત ઉછળી આવે છે. એમ થવાનું કારણુ શાળાનો કડવો અનુભવ એજ છે. મારા આ કથનની પ્રતિતિ પશ્ચાતવર્ગના ભણેલા લોકો કયા પ્રકારનાં પુસ્તકો વાંચે છે તે જોવાથી થઇ શકશે. કેવળ રૂશીયામાંજ નહિ પણુ સર્વ યૂરોપમાં વર્તમાન સમયે જે શિક્ષણુપદ્ધતિ પ્રચારમાં છે, તેનું સૂક્ષ્મ નિરીક્ષણુ જેમણે કર્યું હશે, તેમના લક્ષમાં એ મુદ્દો આવ્યા સિવાય નહિ રહ્યો હોય કે, **સામાન્ય મનુષ્યોમાં જે જ્ઞાન દૃષ્ટિએ પડે છે, તે તેમની શાળાના શિક્ષણુનું ફળ નહિ હોઇને તે તેમણે ભિન્ન રીતેજ પ્રાપ્ત કરેલું હોય છે;** અને તેઓ શાળામાં

જે મૂળભૂત તત્ત્વો શીખેલા હોય છે તે તેમના વ્યવહારમાં કોઇપણ સ્થળે જણાતાં નથી."

"સાંપ્રતની શાળાઓની રચના જોઇશું તો જણાઇ આવશે કે, તે બાળકની સગવડ લક્ષમાં રાખીને કરેલી નથી પણ શિક્ષકની અનુકૂળતા માટે કરેલી છે. બાળકોને બોલવા બહુ જોઇએ છે, તેમને નિશ્ચિંત બેસી રહેવાનું પસંદ હોતું નથી અને તેમની આનંદવૃત્તિ પ્રત્યેક પળે ઉપસી આવવા આતુર હોય છે. વાસ્તવિક રીતે તેમની એ વૃત્તિજ શિક્ષણને ફળદ્રૂપ બનવા માટે અનુકૂલ હોય છે, એટલુંજ નહિ પણ તે વૃત્તિની અત્યંત આવશ્યકતા પણ હોય છે; પરંતુ બાળકોનું એ વર્તન શિક્ષકોને પ્રતિકૂળ હોય છે તેથી તેમની સવડ માટે વર્તમાન સમયની શાળાઓ તુરંગનો બદલો વાળવા સારૂજ સ્થપાઈ છે. શિક્ષક પ્રશ્ન કરે, બાળકો યંત્રની માફક ઉતર આપે જાય અને હાથપગ જોડી લાકડાના પુતળાની માફક બેસી રહે, એજ વર્તમાન શાળાનું વર્ણન છે. **હાલની પદ્ધતિમાં બાળકો માટે શિક્ષકો નથી પણ શિક્ષકોને માટે બાળકો ઉત્પન્ન થએલાં છે."**

"કોઇ પણ પદાર્થની આપણે માહિતી મેળવવી હોય તો તે પદાર્થનો અભ્યાસ કર્યા સિવાય તે મળી શકતી નથી. શિક્ષણપદ્ધતિનો વિચાર કરતાં જણાશે કે, તેનું મુખ્ય અંગ બાળક છે, માટે બાળકની માનસિક સ્થિતિનો અભ્યાસ કરવાની ખાસ આવશ્યકતા છે; પરંતુ હાલના મિથ્યાભિમાની શિક્ષકોને તેનું ભાન પણ હોતું નથી. પોતાને ગમે તેવા માર્ગે તે શિક્ષણ આપે છે અને શિક્ષણનો ઉપયોગ થતો નહિ હોવાનું જણાઇ આવે છે છતાં પોતાના માર્ગમાં ફેરફાર ન કરતાં બાળકોનો સ્વભાવ બદલવાનો તે પ્રયત્ન કરે છે. તેમનો એ પ્રયોગ વર્ષોવર્ષ ચાલ્યા કરે છે અને શિક્ષણશાળા એ સ્વભાવમાં પરિવર્તન કરવાની પ્રયોગશાળા બને છે."

"બૉર્ડીંગશાળા—વસતીગૃહવાળી શાળા સંબંધી પણ મારા વિચાર વિશેષ અનુકૂળ નથી. બાળકોને સ્વગૃહે સુખ—આનંદ જણાય છે તેનું કારણ એ છે કે, ત્યાં માતાની કાળજી અને સર્વ કુટુંબના પ્રેમની તેમના પર વૃષ્ટિ જણાય છે. સારૂં અન્ન, સ્વચ્છ પાણી, સુયોગ્ય વ્યવસ્થા, એકંદરે કુટુંબ અને વિશેષતઃ માતાની દક્ષતાને લીધે બાળકને પ્રફુલ્લતા પ્રાપ્ત થાય છે. સામાન્ય રીતે એવું કોઈ પણ જગ્યાએ બનતું નથી કે, માતા પોતાના બાળક સંબંધી દુર્લક્ષ કરતી હોય અથવા તેના ખાનપાનની ચિંતા ન કરતી હોય. જેટલી તેની કાળજી અને ટાપટીપ વધારે હોય છે, તેટલુંજ બાળકને અધિક સુખ હોય છે અને તેથી વિરૂદ્ધ સ્થિતિ હોય છે ત્યાં તેટલુંજ ઓછું સુખ હોય છે. કોઇને લાગશે કે એ વાત વિશેષ લક્ષમાં લેવા જેવી નથી, પણ ઇતિહાસ અને ભાષાઓના જ્ઞાન કરતાં પણ એ નજીવી જેવી દેખાતી વાતો શિક્ષણની દ્રષ્ટિએ અધિક મહત્ત્વની છે. વસતીગૃહયુક્ત શાળામાં

એ ઝીણી વાતોપર કેટલું ધ્યાન આપવામાં આવે છે, તે સૂક્ષ્મ અવલોકનથી સમજાય તેમ છે. ત્યાં રહેતા નોકરચાકરો ઠરાવી આપેલા ધોરણે ચાલે છે. તેમાં કંઈ પણ સારો નરસો ફેરફાર કરવાનો તેમને કદિ વિચારજ થતો નથી. આથી તે સ્વચ્છતા રાખે તેટલી ખરી અને જે અન્ન પીરસવું હોય તે પીરસે, એમજ બહુધા નજરે પડે છે. નક્કી કરેલી યાદી પ્રમાણે પદાર્થ તૈયાર કર્યા એટલે તેમનું કાર્ય પુરૂં થયું ! પછી તે પદાર્થ કાચા છે કે પાકા તે વિષે પણ કોઇ કંઇ પુછતું નથી.”

“વિચાર કરતાં હાલની શિક્ષણપદ્ધતિ એકજ દુષ્ટ તત્ત્વપર ચાલતી જણાય છે. હજારો બાળકોનો જીવનપંથ ઉત્પન્ન કરવાનો હક્ક એક મનુષ્ય અથવા એક મનુષ્યમંડળને સોંપેલો હોય છે; એ દૃષ્ટિએ જોતાં સર્વ શાળા, વસતીગૃહ અથવા વિશ્વવિદ્યાલય સરખાંજ છે.”

“બાળકનો જન્મ થતાંજ તેના શિક્ષણનો આરંભ થાય છે. ઘેર તે જે પ્રત્યક્ષ વ્યવહાર જુએ છે, તેમાં પણ તેનું શિક્ષણકાર્ય ચાલતુંજ હોય છે. હાલની શાળાઓ એવા પ્રત્યક્ષ શિક્ષણમાંથી બાળકના જીવનના રોજના પાંચ છ કલાક બાદ કરી તેને એક સ્થાને પુરી રાખવાનુંજ કાર્ય કરે છે. માનવજીવનનો એ કાળ અતિ મહત્ત્વનો છે, પણ વર્તમાન શિક્ષણપદ્ધતિ એટલાથી પણ તૃપ્ત થએલી જણાતી નથી. ત્રણ ત્રણ વર્ષનાં બાળકો માટે પણ શાળાઓ સ્થાપવાની તૈયારી થતી જણાય છે. હવે તો ધાવતાં બાળકોને માટે પણ, એન્જીનની મદદથી તેમને દૂધ પાઈ તે સાથેજ શિક્ષણ આપવાની એકાદ શાળા ન નીકળે તો મોટું ભાગ્યજ કહેવું જોઇએ. હાલની શાળાઓમાં કંઇ ખામી છે એમ લોકને લાગવા માંડયું છે, પણ મારી તો ખાત્રી થઈ છે કે હાલની શાળાઓ ખરેખર ઝેરી છે.”

“હું સમજી શકતો નથી કે કોઈ પણ એક વ્યક્તિને અથવા વ્યક્તિના સમૂહને, પોતાની ઇચ્છામાં આવે તે વિષયનો બોજો અન્યપર નાખવાનો અધિકાર કેવી રીતે પ્રાપ્ત થાય છે. એકાદ બાળકને એકાદ વિષય પસંદ પડતો ન હોય અથવા તેને રૂચે તેવો ન હોય, તો જબરજસ્તીથી તે તેના મસ્તકમાં ભરવાનો શિક્ષકને શો અધિકાર છે ? અમે અમુક પ્રકારે શીખવીશું અથવા અમુક પદ્ધતિથી નહિ શીખવીએ એમ કહેવાને સાંપ્રત સમયની શાળાઓને શી સત્તા છે ? મને સમજાતું નથી કે, બાળકની ખુશી હોય કે ન હોય તોપણ ગમે તે વિષયનું જ્ઞાન મેળવવાની ફરજ પાડવાની સત્તા અમને ક્યાંથી પ્રાપ્ત થઇ ? અને લોકો પણ આંધળાની માફક કેમ કબૂલ કરે છે ? એવો અધિકાર પ્રાપ્ત થવા જેવું કઇ ઉત્તમ કોટિનું અમોને જ્ઞાન પ્રાપ્ત થએલું છે ? એ સ્થિતિ પ્રાચીન સમયમાં એક વખત શોભે તેવી હતી. બાયબલ ઇશ્વરપ્રણીત છે એવી માન્યતા જે સમયે હતી, તે સમયે તેનો અભ્યાસ કરવોજ જોઇએ, એમ કહેનારા લોકો ઉત્પન્ન થાય તેમાં નવાઇ જેવું નથી; પણ

જે સમયે તેવા હઠીલા તત્ત્વપર કોઇનો પણ વિશ્વાસ બેસતો નથી, અને જે સમયે સ્વેચ્છા પ્રમાણે ચાલવાનું સામર્થ્ય પ્રાપ્ત થએલું છે, તેવા હાલના જમાનામાં એ પૂર્વની હઠવાદી શિક્ષણપદ્ધતિ જીવતી કેમ રહી છે તેજ મને નવાઈ જેવું લાગે છે. 'મનુષ્યને આત્મા છે અને ગાયને નથી' એ વાકયનું વિવરણ એક વર્ગમાં ચાલતું હોય છે, તેજ વખતે પાસેના વર્ગમાં 'સર્વ સેંદ્રિય પ્રાણીની રચના એકજ તત્ત્વપર થઈ છે' એવો તેથી ઉલટો પણ ઘોષ થતો હોય છે !! હાલના એક પણ શિક્ષકને અમુક એક વાત નિઃશંક સત્ય હોવાની શ્રદ્ધા નથી હોતી; કારણ કે તે પ્રત્યક્ષ જોઇ શકે છે કે, નવીન શોધથી જુના સિદ્ધાંત ઉંધા પડી જાય છે. આવી સ્થિતિમાં પણ તેઓ પોતાનો હઠવાદી રસ્તો છોડતા નથી. જે તે કહે છે કે, આગળ પગલું ભરવું એ સારૂં છે અને પાછળ હઠવું એ ખરાબ છે; પણ સંસ્કૃતિ વિકૃતિનાં મૂળતત્ત્વ શાં છે તેનો વિચાર કોઈજ કરતું નથી. લ્યૂથર કહે છે કે, **બાયબલનો અભ્યાસ કરવો હોય તો ધર્માધિકારીઓની સટીક આવૃત્તિઓ બાજુએ મૂકી મૂળ ગ્રંથ વાંચવો.** બેકન કહે છે કે, **સૃષ્ટિનો અભ્યાસ કરવો હોય તો ખુદ્દ સૃષ્ટિનોજ પરિચય કરીને કરવો.** રૂસો કહે છે કે, જીવનશાસ્ત્રના અભ્યાસમાં પૂર્વાનુભવ નિરૂપયોગી છે; કેમકે નવીન પંડિતો જુના સિદ્ધાંતને નામશેષ કરી નાખે છે તેથી પૂર્વની સશાસ્ત્ર વાતો આજે અશાસ્ત્ર ઠરે છે. આવી સ્થિતિમાં શિક્ષણપદ્ધતિ પૂર્વની માફકજ ચાલ્યા કરે એ શું યોગ્ય છે કે ?"

"માતા પિતાની મૂર્ખાઇ, બાળકોને ખેતીના કામમાં નાખવાની ઉતાવળ અને ગામડાંના અસ્થિર જીવનક્રમથી શિક્ષણમાં વ્યત્યય આવે છે, એવો આક્ષેપ હમ્મેશ સાંભળવામાં આવે છે; પરંતુ હવે આપણા લક્ષમાં આવવું જોઇએ છે કે, અહંમન્ય પંડિતોએ નિયત કરેલી શિક્ષણપદ્ધતિમાં ઉપરોક્ત કારણોથી હરકત આવતી હશે ખરી; પણ ઉપર કહેલી પરિસ્થિતિ ખરા શિક્ષકને માટે પ્રતિકૂળ નહિ પરંતુ અનુકૂળજ છે. ઘરમાં કે રસ્તામાં બાળકો ફરતાં હોય છે ત્યારે તેમના મનમાં જે અનેક પ્રશ્ન ઉદ્ભવે છે, તેના ઉત્તર આપી તેમને તેની સમજ આપવી એજ શાળાનું પ્રથમ કાર્ય છે. **ઘરના સામાન્ય જીવનક્રમમાં ઉદ્ભવતા પ્રશ્નના ઉત્તર જો શાળા ન આપી શકે તો તેના અસ્તિત્વની જરૂરજ શી છે ? માનવજીવન સંબંધી બાળકના મનમાં નવા નવા પ્રશ્ન ઉત્પન્ન કરી તેમની તે વિષેની કુતુહલબુદ્ધિ જાગૃત કરવી અને તેનું સમાધાન કરવું** એજ શાળાનું કર્તવ્ય છે. એ કર્તવ્ય તો તે કરતીજ નથી, પરંતુ બાળકોને આપોઆપ સૂઝતા પ્રશ્નોના પણ ઉત્તર તે આપતી નથી ! શાળામાં બાળકો મુખજ ખુલ્લુ ન કરે તે માટે હાલની શાળાઓ નિયમ કરે છે. બાળકને ક્ષણવાર

બહાર જવાની જરૂર હોય તો તે બિચારાએ મુખ ન ઉઘાડતાં એક આંગળી આગળ કરવી જોઇએ, એ એક નિયમનો નમુનો છે; કેમકે બાળક પ્રશ્ન પૂછે અથવા મોઢેથી બોલે તેથી શાળાની શાંતિનો ભંગ થાય છે અને માસ્તર સાહેબને ગુસ્સો ચઢે છે."

"આ બાબતમાં શું શીખવવું અને કેવી રીતે શીખવવું એ બે મુદ્દાજ અતિ મહત્ત્વના છે. પ્રાચીન સમયે ધર્મ અને શિક્ષણને પાકી ગ્રંથિ બંધાએલી હોવાથી તે સમયે એમજ સમજવામાં આવતું કે, શિક્ષણ એટલે બાયબલનો અભ્યાસ. આ કારણથી તે વખતે શું શીખવવું અને કેવી રીતે શીખવવું એ પ્રશ્ન ઉઠવા સંભવજ નહતો. ઇસલામી દેશમાં ધર્મ અને શિક્ષણની ગ્રંથિ હજી પણ ઉકેલાઇ નથી. શીખવું એટલે કુરાન વાંચવું અને તે માટે અરબી ભાષાનો અભ્યાસ કરવો. યૂરોપમાં હવે ધર્મ અને શિક્ષણનો સંબંધ ધીમે ધીમે છૂટી જતાં તેમાં પરસ્પર કોઇ પણ પ્રકારનું બંધન રહેલું નથી. આવી સ્થિતિમાં શું શીખવવું અને કેવી રીતે શીખવવું એ પ્રશ્ન આપણી આગળ ખડો થયો છે અને તેનો ઉત્તર આપ્યા સિવાય ચાલે તેમ નથી. આજ સુધીમાં એ પ્રશ્નનો ઉત્તર કોઇ પંડિત કે જ્ઞાનીએ આપ્યો નથી. કેટલાક કહે છે કે, ઉચ્ચ પંક્તિની શાળામાં પ્રાચીન વિદ્યાનો અભ્યાસ કરાવવો; પણ બીજાઓ કહે છે કે, ત્યાં અર્વાચીન ભૌતિકશાસ્ત્રો શીખવવાં. પ્રાથમિક શિક્ષણની પણ એવી સ્થિતિ છે. આવા સંયોગોમાં બાળકોની અથવા તેમનાં માબાપની જરૂરીઆતો પૂરી પડે તેવું શિક્ષણ તેમને આપવું, અને તે તેમની સવડ પ્રમાણે આપવું એજ કર્તવ્ય છે."

"હવે શીખવવું કેવી રીતે, એ પ્રશ્નનો પણ વિચાર કરવાની જરૂર છે. ગુરૂ અને શિષ્યનો સંબંધ સંતોષકારક નીવડે તેવી શિક્ષણપદ્ધતિ ઇષ્ટ છે, એ વાતનો કોઇ પણ માણસ અસ્વીકાર કરી શકશે નહિ. ગુરૂ અને શિષ્યનો સંબંધ જુલમી નહિ પણ પ્રેમી હોવો જોઇએ. સાંપ્રતકાળની શિક્ષણપદ્ધતિમાં ગુરૂશિષ્યસંબંધ કેવો હોય છે તેનું વજન નક્કી કરવાનો એજ અદલ કાંટો છે. જે પદ્ધતિમાં બાળકપર જુલમ વિશેષ હોય છે તે પદ્ધતિ તેટલાજ પ્રમાણમાં અયોગ્ય છે; અને જેમાં જુલમનું પ્રમાણ ઓછું છે તે તેટલા પ્રમાણમાં યોગ્ય છે. એ સિદ્ધાંત એટલો સ્પષ્ટ છે કે તેને સિદ્ધ કરવાની જરૂર નથી. સર્વના જાણવામાંજ છે કે, શરીરની વૃદ્ધિ માટે અન્ન, ઔષધ અને વ્યાયામની જરૂર છે; પણ જે અન્ન, ઔષધ અને વ્યાયામથી મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય, તે અન્ન, ઔષધ અને વ્યાયામ શરીરની વૃદ્ધિને પોષક નથી પણ ઘાતક છે. શરીરની વાત મનને પણ લાગુ પડે છે. મનને પ્રિય ન હોય તેવી પદ્ધતિ અથવા એવા વિષયનો બોજો નાખવાથી તેની વૃદ્ધિ થવાને સ્થાને તેનું મન માત્ર અધિક વિકૃત બને છે. બાળ-

કને શીખવા માટે જુલમની આવશ્યક્તા હોય, તો તે પરથી નિઃસંશય તમારી શિક્ષણુપદ્ધતિ ભૂલભરેલી છે એજ અનુમાન નીકળે છે. કોઇપણ માણસ જોઇ શકશે કે, એકાદ શિક્ષકને એકાદ વિષયનું પુરૂં જ્ઞાન ન હોતાં અથવા એકાદ વિષય તેને પ્રિય નહોતાં તે શીખવવાનો તેનાપર પ્રસંગ આવે છે, તો તે કેવો દુરાગ્રહી અને ચીડીયો બને છે. એવા શિક્ષકને જુલમી પદ્ધતિ ચલાવવી બહુ ગમે છે. જેમ તેમ કરી તે પોતાને સોંપાએલું કાર્ય પાર પાડવાનું નાટક કરે છે. આથી તેની પદ્ધતિની સ્વાભાવિકતા નષ્ટ થઇ ત્યાં કૃત્રિમતા ઉદ્દ્ભવે છે અને તે સાથે જુલમી પદ્ધતિ પણ આવે છે. ઉલટ રીતે એકાદ શિક્ષકને માથે તેની પસંદગીનો વિષય શીખવવાની ફરજ હોય છે તો, તેની ભાષાપદ્ધતિ પણ કેવી સ્વાભાવિક સુંદર વહે છે, અને શિષ્ય તથા શિક્ષક કેવી તલ્લીનતા અનુભવે છે તેનો અનુભવ પણ ઘણાને હશેજ. ”

“ કેટલાક પૂછે છે કે, બાળકોને શાળામાં સ્વતંત્રતા હોવી જોઇએ એ વાત સ્વીકારીએ, પણ તે કેટલે સુધી હોવી જોઇએ તેની હદ કેવી રીતે નિયત કરવી? આ પ્રશ્નનો ઉત્તર એટલો છે કે, એ વાત શિક્ષકના હાથની છે. જે શિક્ષકને પોતાના વિષયનું પૂર્ણજ્ઞાન હશે અને જેનામાં શાળા ચલાવવાની શક્તિ હશે, તે તરતજ બાળકોને પોતાનાં બનાવી દેશે. ત્યાં કેટલી સ્વતંત્રતા આપવી એ પ્રશ્નજ થશે નહિ. સ્વતંત્રતા કાટલાં–વજનથી તોળી આપી શકાય તેમ નથી. શિક્ષકના પોતાના ભલાબુરાપણાપર તેનો આધાર છે. બે શાળાની તુલના આપણે કરવાની હશે તો કઇ શાળાનાં બાળકોને વિશેષ સ્વાતંત્ર્ય છે અને કઇમાં વિશેષ જુલમ છે, તે જોઈ તેનો તારતમ્યભાવ આપણે ઠરાવી શકીશું. જે શાળામાં જુલમ અને કાયદા વધારે છે તે શાળા નિઃસંશય ખરાબ છે; અને જ્યાં ઘરની માફક છૂટથી બાળકો રહી શકે છે તે શાળા ઉત્તમ છે. ”

આજ નિબંધાવલિમાં શિક્ષણ સિવાય અન્ય બાબતો પર પણ ટૉલ્સ્ટૉયે પોતાના અતિ માર્મિક વિચાર પ્રકટ કર્યા છે. ઘણા ખરા યૂરોપી પંડિતો “વિશેષતઃ પશ્ચિમ યૂરોપ અધિક સુસંસ્કૃત છે” એ બાબતમાં એક મત છે; પણ ટૉલ્સ્ટૉયે એ વિષે સ્થળે સ્થળે શંકા પ્રકટ કરી છે. ટૉલ્સ્ટૉય કહે છે કે, “સર્વ ઇતિહાસનું અવલોકન કરવાથી સંસ્કૃતિની વૃદ્ધિનું પ્રમાણ આપણને મળી આવતું નથી.” તેમણે મૅકોલે, બેકન વગેરે પ્રખ્યાત ઇતિહાસકારો પર સજ્જડ ટીકા કરી છે; તેજ પ્રમાણે પ્રસિદ્ધ તત્ત્વવેત્તા હેગેલ પણ તેમના તડાકામાંથી મુક્ત નથી. ટૉલ્સ્ટૉય કહે છે:—

“ હેગેલના સમયથી “ ઐતિહાસિક દષ્ટિ ” એ એક નવુંજ સૂત્ર ઉત્પન્ન થયું છે અને ઘણા વિદ્વાનોને તેણે ગાંડા બનાવ્યા છે. જેમકે, ‘ પ્રત્યેક મનુષ્યને

સ્વતંત્રતા હોવી જોઇએ, માનવ સમાજની અનુમતિથી ઘડાએલા કાયદા પ્રમાણે ન્યાય થવો જોઇએ.' આ સૂત્ર સર્વને માન્ય છે; પણ ઐતિહાસિકદષ્ટિએ સંબંધમાં વળી પાછી કહે છે કે, એ તત્ત્વ સર્વ કાળે સર્વત્ર લાગુ થવું શક્ય નથી. સમયાનુસાર કાયદામાં ફેરફાર કરવો પડે છે અને તે કાયદાને અનુસરી માનવ પ્રાણીના એ જન્મસિદ્ધ હકને કેટલીક વખત દાબી પણ દેવો પડે છે. પંડિતો કહે છે કે ઇલીયડ ગ્રંથ વીરરસાત્મક કાવ્ય છે; એ સંબંધમાં ઐતિહાસિકદષ્ટિ કહે છે કે, એક વિશિષ્ટ ઐતિહાસિક સમયની પ્રજાની મનોવૃત્તિનું પ્રતિબિંબ માત્ર એ કાવ્યમાં છે. ઐતિહાસિકદષ્ટિ તત્ત્વનો વિચાર કરતી નથી. તે એ પણ નક્કી કરી શકતી નથી કે, મનુષ્યને સ્વતંત્રતા હોવી જોઇએ કે નહિ, પ્રભુનું અસ્તિત્વ છે કે નહિ અને અમુક કાવ્ય ઉત્તમ છે કે અધમ ?"

"તમે કોઇપણ તત્ત્વની વાત કરો પણ તેનો ખરો મર્મ નષ્ટ કરીને તે અમુક સમયે અસ્તિત્વમાં આવ્યુ, તે કહેવાનું કાર્ય તો એ ઐતિહાસિકદષ્ટિ જ કરે છે."

તાર, રેલ્વે વગેરે શાસ્ત્રીય શોધ વિષે ટૉલસ્ટૉય કહે છેઃ—

"માનવપ્રાણી પોતાનું પ્રભુત્વ સૃષ્ટિપર વિશેષ પ્રસારે છે તે માટે અર્વાચીન પ્રજાને મોટું ગૌરવ ઉપજે છે. પોતે દિનપ્રતિદિન અધિક સુધરે છે એવી બડાઇઓ મારવામાં તેઓ એ વાત આગળ કરે છે. તેઓ મોટા અભિમાનથી કહે છે કે, વિદ્યુત્ વેગથી અમારા વિચાર જગતના એક છેડેથી બીજા છેડા સુધી દોડે છે, અને એવી રીતે કાળની ગતિપર પણ અમે મોટો વિજય મેળવ્યો છે."

"એ સર્વ શોધ કૌતુક કરવા જેવી છે એ વાત ખરી છે; પણ તેથી લાભ કોને થાય છે તે પણ જોવું જોઇએ. તારની શોધ થઈ પરંતુ તેનો ઉપયોગ ઉચ્ચ પંક્તિના મુઠીભર લોકોને થાય છે અને નવદશાંશ વસતીને એ શોધ કંઇ ઉપયોગી થતી નથી. અમુક વસ્તુની માગણી વધી છે, ભાવ વધારો! અમુક મહારાણી પ્રભુકૃપાથી બીછાનેથી ઉઠી છે! અમુક રાજાને પુત્ર પ્રાપ્ત થયો! એવી વાતોનો આખા જગતમાં પ્રસાર કરવા સિવાય એ તાર સામાન્ય પ્રજા માટે શું કરે છે?"

"સર્વ તારની હકીકત જોઇ તેનુ વર્ગીકરણ કરવાની મને જરૂર નથી; પરંતુ ઉપર જણાવેલું દષ્ટાંત એકંદર માલનો સામાન્ય નમુનો છે, એમ કહેવાને હરકત નથી. કોઇપણ દેશની લોકસંખ્યાનો મોટો ભાગ ખેડુતોનોજ હોય છે. એ ખેડુતોની સંસ્કૃતિ તથા સ્થિતિપરથી દેશની સંસ્કૃતિ અને સ્થિતિ ઓળખવાની છે. એ ખેડુતો તારનો કેટલો ઉપયોગ કરે છે? તેના માથાપર થઇને દોડતો સમાચારપ્રવાહ શું કહે છે, તે સાંભળવાની ઇચ્છા પણ તેને થતી નથી. પ્રોમીસરી નોટોના ભાવ ચઢયા કે ઉતર્યા તે જાણવાની તેમને જરૂર હોતી નથી; કૉટો

રાજાએ રાજીનામું આપ્યું કે નહિ અથવા પામર્સ્ટને શું ભાષણ કર્યું, તે પણ જાણવાની તેમને આવશ્યકતા હોતી નથી. એવા વિચારો વિદ્યુદ્વેગે જગતના એક છેડેથી બીજા છેડે ધસી જાય તેથી તેમની જમીન અધિક ફળદ્રૂપ થતી નથી અથવા તેમના કુવાનું પાણી વધુ ઓછું થતું નથી ! એવા સુધારા ગમે તેટલા થાય પણ જંગલખાતાના સખત કાયદા નરમ થતા નથી, અથવા તેમનાં કાંડાંમાં વિશેષ બળ પણ ઉત્પન્ન થતું નથી ! કેટલીક વખત તો એવા મહત્ત્વના સુધારાથી તેમના ભાણામાં એક રોટલાને સ્થાને પોણો રોટલો રહે છે. અર્વાચીન સુધારાવાદીઓને એ વાતનું મોટું કૌતુક લાગે છે અને તેનો પક્ષ પકડી તેઓ મોટો કીલ્લો ઉભો કરે છે. એ સુધારાથી થતા ફાયદાનો હું અસ્વીકાર કરતો નથી; પણ મારા કથનનો ઉદ્દેશ એટલોજ છે કે, જે વાત એકને આનંદદાયક હોય છે તે સર્વ જગતને સંતોષકારક છે એમ કોઇએ સમજવું નહિ."

**"રૂશીયન કે બીજી કોઈપણ પ્રજાને ખરો સુધારો થયો છે એમ ક્યારે લાગશે ? કે જયારે ખેડુતોની જમીન અધિક ફળદ્રૂપ થશે, જે સમયે તેમનાં ઢોરની વૃદ્ધિ થશે, જે વખતે ધાન્ય સસ્તું થશે, જે વખતે જંગલમાંથી લાકડું, ઘાસ છૂટથી મળશે અને જે વખતે નાટક તમાસા જેવા શહેરના મોહક બનાવો નષ્ટ થશે.** ધાન્ય મોંઘું થવાથી ખેડુતને વિશેષ ધન મળે છે એ પાશ્ચિમાત્ય પંડિતોનું અર્થશાસ્ત્ર ખેડુતવર્ગને કદિ માન્ય થાય તેમ નથી. પૈસો અધિક મળવાથી મોજીલી અને મોહક વસ્તુઓ તેઓ મેળવી શકે ખરા; પણ તેવી વસ્તુઓનો સંગ્રહ તેમને પ્રિય નથી. અર્થાત્ એ દ્રષ્ટિએ એ અર્થશાસ્ત્ર પોકળ જણાય તો આશ્ચર્ય જેવું શું છે ?"

"દેશમાં રેલ્વે થઇ પરંતુ તેથી ખેડુતની સ્થિતિમાં પરિવર્તન થયું છે ? તેણે તેનું શું કલ્યાણ કર્યું છે ? આગગાડીથી જંગલનો ઉચ્છેદ થઇ લાકડાંની અછત થઇ, મજૂરીના દર વધ્યા, અનાજ મોંઘું થયું અને ભપકાદાર મોહક વસ્તુનો પ્રચાર વધ્યો ! દેશની નવદશાંશ પ્રજાને એ આગગાડી પ્રિય નથી. તમે જે સુધારો કરો છો તેમાં એ નવદશાંશ પ્રજા આવી જતી નથી કે ? લોકસંખ્યાના એટલા મોટા ભાગનો તિરસ્કાર કરવો તે લગભગ આખા દેશની અવગણના કરવા જેવું છે. પછી તમે સુધારો ક્યાં કરશો ? લોકસંખ્યાનો દશમો ભાગ આગગાડીથી સુધારો થયાનું કહે છે, ત્યારે બાકીનો સર્વ ભાગ સુધારાની ગતિ અવળી થયાનું કહે છે."

ટૉલ્સ્ટૉયે આવા પ્રકારના અનેક મનનીય લેખ તે વખતે લખ્યા છે. યાસનાયા પાલીયાના માસિકમાં તે એવા ઉપયોગી વિષયની ચર્ચા કરતા હતા; પણ તેના જોઇએ તેટલા ગ્રાહક મળ્યા નહિ તેથી પહેલાજ વર્ષના અંતે તે બંધ

કરવું પડયું. આ વખતે પોતાના શિક્ષણવિષયક પ્રયત્નનું શું થયું તેનું વર્ણન કરતાં એક સ્થળે તે કહે છેઃ–

"મારા શિક્ષણવિષયક પ્રયત્ન સંબંધી તે સમયે મને કોઇપણ વર્તમાનપત્ર તરફથી પ્રોત્સાહન મળ્યું નહિ અથવા તે વિષે પ્રતિકૂલ ટીકા પણ થઇ નહિ. એ વિષયનો લોકો વિચાર કરે તે માટે એ પ્રશ્ન હું વારંવાર જનસમાજ સમક્ષ લાવતો પણ પત્રકારોએ કેવળ તેની ઉપેક્ષાજ કરી. ક્વચિત્ એકાદ પત્રમાં એકાદ ક્ષુલ્લક બાબત વિષે કોઇ મતભેદ દર્શાવતું; પરંતુ તે વખતે તેનો જોઇએ તેવો ઉહાપોહ થયો નહિ. સાંગોપાંગ ચર્ચા કરવા જેવો મહત્ત્વનો એ પ્રશ્ન નથી એમ તેમને લાગતું હતું કે કેમ તે તો પ્રભુ જાણે? તે વખતે હું યુવાન હતો અને ઉગ્ર પણ હતો; તેથી લોકોની ઉપેક્ષાથી હું ઘણો ચીડાયો. એવી એક વાત ચાલે છે કે, કેટલાક તુર્કપાશા એકઠા થઇને લોકોપર કર કેવી રીતે વધારવો તેનો વિચાર કરતા હતા; તેટલામાં એક પ્રજાજને ત્યાં આવી કહ્યું: "મહેરબાન, લોકોપર ગમે તેવો કર નાખવાની સત્તા તમોને છે કે નહિ તેનો તમે પ્રથમ વિચાર કર્યો છે કે?" સ્પષ્ટ છે કે, એ પ્રશ્નનો ઉત્તર આપવાની પાશાને જરૂર ન હતી અર્થાત્ તેમણે પોતાનો વિચાર ચાલુજ રાખ્યો. મારી વાત પણ તેવીજ થઇ પડી. શિક્ષણ ખાતાના પ્રધાનને લાગ્યું કે મારા પ્રશ્ન ઉપેક્ષણીય છે."

ટૉલસ્ટૉયનું દ્રવ્ય સંબંધી વર્તન એટલું ચોકખું હતું કે તે સંબંધી કોઇએ તેમનાપર આક્ષેપ કર્યો નથી. તે જ્યારે સેબેસ્ટૉપલમાં સૈનિક નોકરીમાં હતા ત્યારે સીલક રહેતા પૈસા તે લઇ શકયા હોત; પણ તેમણે તેમ કર્યું નહતું એ વાત વાચકના સ્મરણમાં હશેજ. તેમની શાળાના એક વિદ્યાર્થીએ એક લશ્કરી સિપાઇની વાત તેમના તરફ લખી મોકલી હતી, અને તે તેમણે માસિકમાં પ્રસિદ્ધ કરી હતી. એ વાતનો નાયક યુદ્ધનો અંત આવ્યા પછી પોતાની સ્ત્રીને તે સમયની વાત કહેતાં કહે છે, 'હું સૈન્યમાં એક નાનો અમલદાર હતો અને સૈન્યના ચાલુ ખર્ચ માટે મળતી રકમમાંથી જે રકમ વધારાની રહેતી તે હું ખીસામાં નાખતો હતો.'

આ વાતપર ટીકા કરતાં ટૉલસ્ટૉય કહે છેઃ– "આ વાતમાં સૈનિક અધિકારીઓ કેટલી સહેલી અને સરળ રીતે શ્રીમંત થાય છે, તે સ્પષ્ટ કહ્યું છે. અધિકારીઓજ નહિ પણ સર્વ જગતનો એજ માર્ગ છે. સરકારી અથવા અન્ય એકાદ વ્યક્તિનો પૈસો સુદૈવે હાથમાં પડવાની સંધિ પ્રાપ્ત થતાંજ તે પચાવી પડી લોકો શ્રીમંત થાય છે. એવી રીતે ધન મેળવવું એ અનીતિમૂલક હોવાનું મુખથી કહેનારા ઘણા છે; તેવીજ રીતે એવા પ્રકારની હકીકત વાતોમાં હોવી ન જોઇએ એમ કહેનારા વાચકો પણ છેઃ પરંતુ એવી રીતે લોકો શ્રીમંત થાય છે એ વાત ખોટી છે કે?"

" ખેડુત અને શિક્ષિત એ ઉભયની પ્રમાણિકપણા વિષેની કલ્પના પણ ભિન્ન ભિન્ન હોય છે. ખેડુતોની દ્રષ્ટિ સંકુચિત હોય છે. તેમની દ્રષ્ટિ પોતાના કુટુંબ, સ્નેહી અને બહુ તો ગામથી વધારે આગળ પહોંચતી નથી. સ્વદેશ, સ્વરાજ્ય, પરદેશી વગેરેને લાગુ પડતા પ્રમાણિકપણાના નિયમ તેમની દ્રષ્ટિથી ભિન્ન હોય છે. આ સંબંધમાં જે નિયમ તેઓ પોતાના ગામમાં પાળશે તે બહારના વ્યવહારમાં પાળશે નહિ. પોતાના ગામના એકાદ ખેડુતનો તેઓ છળ નહિ કરે, પણ પ્રસંગે તેને માટે જીવ પણ આપશે અને બદલામાં તેની પાસેથી એક કોડી પણ નહિ ઇચ્છે; પરંતુ એકાદ શહેરી કે પરદેશી તેમના હાથમાં સપડાશે તો તેને પીલી નાખવામાં પણ તે પાછા નહિ પડે. સરકારી અધિકારી સમક્ષ તે ગમે તેટલું ખોટું બોલશે. તેઓને લાગે છે કે સરકારનો પૈસો હાથમાં આવે તો તે પચાવી નહિ પાડવો એમાંજ પાપ છે. સુશિક્ષિતવર્ગની દ્રષ્ટિ એથી તદ્દન ભિન્ન હોય છે. સરકારી ધનનો તેઓ સ્પર્શ નહિ કરે પણ ગામડાના ગરીબ માણુસને ખુશીથી કચડી નાખશે. નૈતિકદ્રષ્ટિએ એ બન્નેમાં કોણ શ્રેષ્ઠ છે તે હું નક્કી કરતો નથી, પણ મને જે જણાયું તે કહ્યું છે. "

ખેડુત વર્ગનું ટૉલસ્ટૉયે આ જે સામાન્ય ચિત્ર આલેખ્યું છે તે બહુ અંશે બરાબર છે. **બીજાઓને છળ્યા સિવાય શ્રીમંત થઇ શકાતું નથી** એ કલ્પના મૂળ પૌર્વાત્યોની હોવા છતાં ટૉલસ્ટૉયે તે આટલા ધૈર્યથી આગળ કરી તે માટે પાશ્ચિમાત્યોને અતિ આશ્ચર્ય થાય છે. નવી નવી યુક્તિઓ, સુસંઘટિત વ્યવહાર, શ્રમવિભાગ, પરસ્પર સહકારી વગેરે તત્ત્વોના બળપર પાશ્ચિમાત્યોએ સંપત્તિનો પ્રવાહ પોતાની તરફ ફેરવ્યો છે; તેથી અન્ય કોમને છળ્યા સિવાય શ્રીમંત થઈ શકાતું નથી એ સિદ્ધાંતપર તો તેઓ વિશ્વાસ નહિ કરી શકે.





# प्रक ण ८ मुं--शाळा.




લ્સ્ટૉયે યાસનાયા પાલીયાના નામનું જે માસિક શરૂ કર્યું હતું, તેમાં અન્ય વિષયના નિબંધો સાથે તે પોતાની શાળાની હકીકત પણ આપતા હતા; એ ઉપરથી આપણને તેમની શિક્ષણપદ્ધતિનું પ્રત્યક્ષ સ્વરૂપ અને ગુરૂશિષ્યના સંબંધ વિષે ઠીક જાણવાનું મળે છે. ઇ. સ. ૧૮૬૧ ના નવેમ્બર ડિસેમ્બરના અંકમાં તે કહે છેઃ–

"કોઇપણ વિદ્યાર્થી પુસ્તક, પાટી ઘેરથી સાથે લાવતો નથી. અમે ઘેર તૈયાર કરવા માટે કોઇપણ જાતનો અભ્યાસ આપતા નથી. જે પ્રમાણે તેમના હાથને પુસ્તકોનો ભાર સહન કરવો પડતો નથી, તેજ પ્રમાણે તેમના મગજ ઉપર પણ અમે કોઇ જાતનો બોજો નાખતા નથી. કાલે શીખવેલી વાત આજે તેમણે યાદ રાખવીજ જોઇએ એવો જુલમ પણ અમે કરતા નથી. નવો પાઠ આપતાં હવે શું થશે એવી ચિંતાથી અમારી શાળાના વિદ્યાર્થી કદિ પણ હેરાન થતા નથી. અમો માત્ર એટલીજ અપેક્ષા રાખીએ છીએ કે, બાળકો પોતાનાં ગ્રાહક અંતઃકરણ સાથે લાવે એટલે બસ. અમે હમ્મેશ એવી યોજના કરીએ છીએ કે, શાળા તેમને કંટાળા ભરેલી ન લાગતાં આનંદનું સ્થાન લાગે. કોઇ છોકરો નિશાળમાં મોડો આવે છે તો અમે તેને શિક્ષા કરતા નથી; પણ કવચિતજ મોડો આવનાર મળી આવે છે. ઘેર કંઇ વિશેષ કામકાજના કારણે માબાપ કોઇને ઘેર રાખી લે છે ત્યારેજ મોડું થાય છે; પણ તે શાળા તરફ આવવા નીકળે છે ત્યારે દોડતો આવે છે અને શાળામાં દાખલ થતાં તેનો શ્વાસ મટતો નથી. આ ઉપરથી તેની શાળામાં આવવાની આતુરતા જણાઇ આવે છે. શિક્ષક આવતાં સુધી વિદ્યાર્થીઓ એક બીજા સાથે ધક્કા મુક્કી કર્યા કરે છે."

"તેટલામાં એકાદ શિક્ષક આવે છે કે, કેટલાંક બાળકો દોડી આવી તેને વંદન કરે છે, કેટલાંક પોતાની તકરારોનું નિવેદન કરે છે અને શાળાનું દ્વાર ઉઘાડી

શિક્ષક અને વિદ્યાર્થી અંદર જાય છે. શિક્ષક કબાટમાંથી પુસ્તકો બહાર કાઢે છે ત્યારે બાળકો તેમની ચારે બાજુ ફરીવળી પુસ્તકો માગે છે; અને જ્યારે પુસ્તકો વહેંચાઇ રહે છે ત્યારે આપોઆપ કોલાહલ શાંત થાય છે તથા શાળાના કાર્યનો આરંભ થાય છે. હવે ધમ્માચકડીનું ચિન્હ પણ નહિ દેખાતાં સર્વ બાળકો વાંચવામાં લીન થઇ ગએલાં જણાય છે. સામાવાળાના વાળ ખેંચવા એક છોકરો જેટલી ચપળતા બતાવતો હતો, તેટલીજ ચપળતાથી હવે તે વાંચવામાં મંડી પડેલો દેખાય છે. તેના તરફ જોનારને હવે પુસ્તક સિવાય અન્ય જગતનું તેને ભાન રહ્યું છે કે કેમ ? એ વિષે શંકાજ થશે."

"બાળકોને બેસવાનું સ્થાન નિયત કરી આપવામાં આવેલું હોતું નથી. બાંકડાપર, ટેબલપર, બારીપર, આરામખુરશીના હાથપર અથવા જમીનપર તેને ગમે ત્યાં તે બેસી શકે છે. વિશેષ પરિચય ધરાવનાર બાળકો એક બીજાની સાથેજ બેસે છે. આ વખતે તેમના મુખ તરફ જોઇએ છીએ તો પૂર્ણ સુખની ભાવના પ્રત્યક્ષ થાય છે. મોટી આરામખુરશીપર બેસવાને ઘણા આતુર હોય છે. એક બીજાની ખેંચતાણ કરતાં કરતાં એકાદ શિષ્ટ વિદ્યાર્થી તેપર બેસે છે અને વાંચનમાં તલ્લીન થઇ જાય છે. શાળાને અભ્યાસ ચાલતી વખતે એક બીજાને ચૂંટીઓ ભરવી, એક બીજાના કાન ફૂંકવા, ગણગણાટ કરવો અથવા હસવું વગેરે કોઇપણ પ્રકાર મારા જોવામાં આવ્યો નથી. બાળકોનાં મન અભ્યાસમાંજ પૂર્ણ રીતે સ્થિર થએલાં હોય છે."

"ઉપરના વર્ગના સર્વ વિદ્યાર્થી શિક્ષકની ચોતરફ બેસે છે. લેખનસમય હોય છે તો તેઓ પોતાની મેળેજ એક બીજાથી દૂર બેસે છે. અભ્યાસપત્રક પ્રમાણે સવારે ચાર વિષયનો અભ્યાસ કરવાનો હોય છે, તોપણ કેટલીક વખતે બે કે ત્રણ વિષયોનોજ અભ્યાસ થાય છે અને તે પણ અભ્યાસપત્રક પ્રમાણેજ થાય છે એમ કંઇ હોતું નથી. એકાદ ઐતિહાસિક બાબત કહેતાં વિદ્યાર્થીઓને તેમાં રસ પડી જાય છે તો શિક્ષક અને વિદ્યાર્થીઓ તેમાં એટલા વહી જાય છે કે તે એકજ વિષયમાં ત્રણ કલાક પુરા કરે છે. વાત કહેતાં કહેતાં કલાક પૂર્ણ થવાથી શિક્ષક અટકી પડે છે તો વિદ્યાર્થીઓ 'આગળ કહો, આગળ કહો' નો પોકાર ચલાવે છે. એકાદ વિદ્યાર્થી ના કહે છે તો બાકીના સર્વ વિદ્યાથીઓ તેને બહાર જવા કહે છે."

"બહારથી જણાતી આ ગડબડ અને ઘોટાળો ઉપયોગી છે, એટલુંજ નહિ પણ તેની આવશ્યકતા પણ છે. બહારના પ્રેક્ષકોને એ ચમત્કારિક લાગશે અને કદાચિત્ શિક્ષકોને પણ અડચણ થતી હશે; પણ વિદ્યાર્થીની દ્રષ્ટિથી તે અતિ લાભકારક છે. તેનાથી શા ફાયદા છે તેનો વિચાર બીજા કોઇ પ્રસંગે કરીશ; પણ

ઉપલક દ્રષ્ટિએ શી હાનિ જણાય છે તેનો વિચાર અહીં કરીશ. ”

“ આવા પ્રકારનો ઘોટાળો દ્રષ્ટિએ પડતાં આપણને ચમત્કાર અને ભય પણ લાગે છે. તેનું કારણ એટલુંજ છે કે, આપણને પોતાને એથી તદ્દન વિરૂદ્ધ પદ્ધતિથી શિક્ષણ મળેલું હોવાથી આ નવીન પદ્ધતિથી આપણે ઘભરાઇ જઇએ છીએ. કોઇપણ કારણ માટે શિક્ષક વિદ્યાર્થીપર જુલમ કરે છે ત્યારે તે મનુષ્ય-સ્વભાવ ભૂલી ગએલો હોય છે. બાળકો સહજ એક બીજા સાથે બોલે છે તો ભારે ગરબડ થઇ માની તે શિક્ષા કરવાને ઉતાવળો બને છે. તેને ભય રહે છે કે, જો તરત શિક્ષા કરવામાં નહિ આવે તો એ પદ્ધતિ હમ્મેશ ચાલુ રહેશે; પણ તેનો એ ભય આધારરહિત છે. આવા પ્રસંગે જણાઇ આવશે કે જો તે થોડી ધીરજ રાખે છે, તો વિદ્યાર્થી આપોઆપ શાંત પડી અભ્યાસ તરફ લક્ષ આપે છે.”

“ અમારી શાળા આ તત્ત્વપર શરૂ થઇ હતી. શાળાની મુખ્ય જવાબદારી શિક્ષકપર હોય છે અને વિદ્યા તથા વયના પ્રમાણમાં વિદ્યાર્થીપર તેનું વજન પડે છે; છતાં વિદ્યાર્થીએ શાળામાં આવવું કે નહિ અને શાળામાં આવ્યા પછી શિક્ષક શીખવતો હોય તે સાંભળવું કે નહિ, તે નક્કી કરવાનું અમે વિદ્યાર્થીઓનેજ સોંપ્યું હતું. તેજ પ્રમાણે એકાદ વિદ્યાર્થી તોફાની હોય તો તેને શાળામાં દાખલ નહિ કરવાની સત્તા શિક્ષકને હતી. ”

“ કોઇ પણ બાબતમાં પોતાપર અયોગ્ય જુલમ થાય છે, એવી ભાવના બાળકના મનમાં ઉત્પન્ન થાય છે તો તેનો મૂળ સ્વભાવ જાગૃત થાય છે, અને એવા જુલમ સામે બળવો કરવાની ઇચ્છા તેને થવા માંડે છે. ઘંટ થતાંની સાથે શાળામાં આવવું અને ઠરાવેલા અભ્યાસપત્રક પ્રમાણે યંત્રની માફક કામ કરવું એ તેના ચિત્તને રૂચતું નથી. એમ શા માટે કરવું એ તેને સમજાતું નથી. બાળકો મારામારી કરે છે ત્યારે જાણે કોઇ જન્મનાં શત્રુ હોય તેવો ભાવ તેમના મુખપર જણાય છે; પરંતુ મારામારી પુરી થયે પાંચ મિનિટ પણ નથી થઇ હોતી, તેટલામાં તે બન્ને એક બીજાની પાસે બેસી હસવા રમવા માંડે છે. ”

“ એવાજ પ્રકારની એક મારામારી અમારી શાળામાં થઇ હતી. બે બાળકો એક બીજાને મારવા લાગ્યાં. બાકીનાં સર્વ ચોતરફ ઉભાં રહી તમાસો જોતાં હતાં. લઢનારાં બાળકોમાં એક છોકરો સહજ નાનો હતો તેથી સ્વાભાવિક રીતે તે પાછો પડવા લાગ્યો; પરંતુ બીજાં ઉભેલાં બાળકો તેમને છૂટાં પાડવા વચ્ચે પડયાં નહિ. છેવટે તે મોટા બાળકને લાગ્યું કે, પોતે કંઇ ખોટું કરે છે. તેનો હાથ ધીમે ધીમે શિથિલ થવા લાગ્યો. તે નાના બાળકને છોડી થોડાક પાછો હઠયો; તેટલામાં નાના બાળકે તેને જોરથી ધક્કો મારી પાડી નાખ્યો. આથી મોટા બાળકને પુનઃ ગુસ્સો આવ્યો અને તે તેને મારવા ધસી ગયો; પણ તરતજ

બીજાં બાળકો વચ્ચે પડયાં અને 'સરખા ઉતર્યા છો, હવે તકરાર પુરી થઇ' એટલું કહી સર્વ પોતપોતાની જગ્યાએ જઈ બેઠાં. તે બન્નેને પણ સારી રીતે સમજાયું કે, મારામારી કરવી એ ખોટું છે."

"એ બનાવમાં આજુબાજુનાં બાળકોમાં ન્યાયબુદ્ધિ કેટલી જાગૃત છે તે હું સારી રીતે જોઇ શક્યો. ઉભય સમાનત્વ પામ્યાથી સંતુષ્ટ થઇ પોતાના સ્થાને પાછા ગયા. હવે વર્તમાન સમયની પદ્ધતિથી એવા બનાવનો નિર્ણય કેવી રીતે થાય છે તે જુઓ:—એક બાળક બીજાને મારે છે તે સાથેજ શિક્ષક બન્નેને પોતાની સમક્ષ ઉભા કરે છે અને ઉભયને સરખીજ શિક્ષા કરે છે; પણ ખરી રીતે શિક્ષકની તેમાં ભૂલ થાય છે. અપરાધીને યોગ્ય શાસન ન થતાં નિર્દોષને વિનાકારણ શિક્ષા થાય છે, તે શિક્ષકના લક્ષમાં આવતું નથી. એ ઉપરાંત શિક્ષક એક માનસિક તત્ત્વ પણ ભૂલી જાય છે. બાળકના મનમાં જાગૃત થએલી ક્રોધવૃત્તિનો ઉભરો આપોઆપ શાન્ત થાય ત્યાં સુધી તે રાહ ન જોતાં તે તે વૃત્તિને વચ્ચેજ દાબી દે છે; તેથી તેનું બીજ બાળકના હૃદયમાં તેવુંને તેવું ઘૂમ્યા કરે છે."

"શિક્ષણનાં અવયવોમાંના શિક્ષક પાસે કેટલાં અવયવ હોવા જોઇએ તેનો પણ નિર્ણય કરવાની આવશ્યકતા છે. કેટલીક બાબતો એવી હોય છે કે, તેનો અધિકાર માબાપના હાથમાં હોવાની જરૂર છે. મારી પૂર્ણ ખાત્રી થઈ છે કે, એવી બાબતોમાં પોતાના અધિકારનું ઉલ્લંઘન કરી શિક્ષક પોતાની સત્તા વધારે તે અતિ અનિષ્ટકારક છે. મને લાગે છે કે, બાળકને શારીરિક શિક્ષા કરવી અથવા તેને ઇનામ આપવું એ શાળાના અધિકાર બહારની વાત છે. શાળાનું તો એટલુંજ કર્તવ્ય છે કે, બાળકની સ્વતંત્ર વૃત્તિને પૂર્ણ છૂટ આપી તેની ગ્રાહકશક્તિ જાગૃત કરવી, તેનો વિકાસ કરવો અને તે શીખે તે પદ્ધતિથી શીખવા દેવું. આ તો તત્ત્વવિચાર કર્યો, પણ ટેવનું બળ કેવું વિલક્ષણ હોય છે તે જુઓ! કેવળ પૂર્વની ટેવને લીધેજ અમે અમારી શાળામાં ઘણી વખત એ નિયમનો ખુશીથી ભંગ કરતા હતા."

"ગયા ઉનાળામાં શાળાનું મકાન દુરસ્ત કરવાનું કામ ચાલતું હતું તે વખતે કેટલીક વસ્તુઓની ચોરી થયાનું જણાયું. પુસ્તક અને પેન્સીલો પણ વારંવાર અદૃશ્ય થવા લાગ્યાં. સુથાર, કડીયા અને મજૂર કામપર નહોતાં ત્યારે પણ વસ્તુઓ જતી તે જોઈ અમને નવાઇ લાગી. આ સંબંધી કેટલાક વિદ્યાર્થીઓને અમે પ્રશ્ન કર્યા. અમારા પૂર્ણ વિશ્વાસના જે કેટલાક જુના વિદ્યાર્થી હતા, તે બિચારા ગભરાઇ ગયા જેવા જણાયા. તેમનાં મુખ એટલાં ઢીલાં બન્યાં કે તે જોઇ એકાદ સરકારી વકીલે તેજ અપરાધનો પુરાવો છે માની ખટલો ઉભો કર્યો હોત: પણ હું ચોરી કરૂં એ સંભવિત હોય તો વિદ્યાર્થીઓ તે કરી શકે એવી

મારી ખાત્રી હતી. તેઓ પોતાના વિષે ગુરૂને આવી શંકા આવે એ ઠીક નહિ એ વિચારથી ગભરાઇ ગયા હતા. તેમાં એક વિદ્યાર્થી અતિ મૃદુ હૃદયનો હતો. તેને તો એટલું લાગી આવ્યું કે તે છૂટા મુખે રડવા લાગ્યો. ચોર મળી આવશે તો તેને મારી સમક્ષ ઉભો કરવાનું તેણે મને વચન આપ્યું, પણ પોતાના સાથીઓની ઝડતી લેવા તે તૈયાર થયો નહિ. પછી થોડા દિવસે ચોરીનો પત્તો લાગ્યો. એક દૂરના ગામડાના એક ખેડુતના છોકરાએ તથા તેજ ગામના તેના એક બીજા સાથીએ મળી શાળાની વસ્તુઓ ચોરી એક પેટીમાં ભરી રાખી હતી. ચોર જણાયો જાણીનેજ વિદ્યાર્થીઓને અત્યાનંદ થયો. ચોરને શી શિક્ષા કરવી તે ઠરાવવાનુ કામ વિદ્યાથીઓનેજ સોંપવામાં આવ્યું. છેવટે પુષ્કળ ઉહાપોહ થતાં થતાં વિદ્યાર્થીઓએ એક શિક્ષા નક્કી કરી. તે એવી કે, ઉભયના ગળામાં 'ચોર' શબ્દ લખી કાગળ લટકાવી આખા ગામમાં તેમનો વરઘોડો કાઢવો અને એ ઉપરાંત ૭ મહિના સુધી તે ચોરોએ તે કાગળ પોતાના ગળામાં રાખી મૂકવો. વિદ્યાર્થીઓની ન્યાયસભાએ આ ઠરાવ સંભળાવતાંજ તે બન્ને ચોર બાળક એકદમ રડવા લાગ્યાં. તેમનાં મુખ લેવાઇ ગયાં. દીનમુદ્રાથી તેઓ પોતાના સર્વ સોબતીઓ તરફ જોવા લાગ્યાં. પોતાના સોબતીઓ તેમને તિરસ્કાર દ્રષ્ટિથી જોતા જોઈ તેમને અતિશય દુઃખ થયું હોય તેમ જણાયું. છેવટે તેમાંનો એક વિદ્યાર્થી પોતાનું મુખ નીચું કરી ઘર તરફ જવા લાગ્યો ત્યારે બધા વિદ્યાર્થીઓએ તેના તરફ દોડી જઇ તેના ગળામાં ચોર શબ્દવાળો કાગળ બાંધ્યો. મારા મનને લાગ્યું કે આ કંઇ ઠીક થયું નહિ, પણ હું કંઈ બોલ્યો નહિ. પછી એ વિદ્યાર્થીઓનું અભ્યાસમાંથી ચિત્ત ખસતું જણાયું. શાળાની બહાર અન્ય વિદ્યાર્થી સાથે તેમણે બોલવાનું પણ છોડી દીધું."

"આ બનાવને કેટલાક દિવસ થયા પછી પુનઃ તેજ બાળકે બીજી એક ચોરી કર્યાની ખબર વિદ્યાર્થીઓએ મને કહી. મને એ વાતથી ઘણું આશ્ચર્ય થયું. તે જૂનો કાગળ પુનઃ તેના ગળામાં બાંધ્યો અને પહેલાંની માફક તમાસો ઉજવ્યો. નિયત શબ્દોથી હું તેને ઉપદેશ આપવા લાગ્યો, તેટલામાં બીજો એક મજબૂત છોકરો ઉભો થયો અને તેણે પણ ઉપદેશ આપવાની શરૂઆત કરી. આ વખતે અપરાધીનો ચહેરો કાળો પડી ગએલો જણાયો. તેના ચહેરા પરથી મને જણાયું કે, સેંકડો વીંછીના ડંખની તેના અંતઃકરણને વેદના થતી હોવી જોઇએ. મને લાગ્યું કે તેને આવી રીતે છળી હું મહાપાતક કરૂં છું. ઉતાવળે ઉતાવળે મેં તેના ગળામાંથી પેલો કાગળ કાઢી નાખ્યો. મનુષ્યના અંતઃકરણની પ્રવૃત્તિ એટલી વિલક્ષણ ગૂઢ અને ઉંડી હોય છે કે, ઉપદેશ અથવા શિક્ષાથી તેનો નાશ થતો નથી. આ પ્રસંગથી મારી એવી ખાત્રી થઈ કે, મનુષ્યને તદ્દન નવીન માર્ગે લઇ જવાનું

સામર્થ્ય કોઇનામાં નથી."

ઉક્ત હકીકત પરથી ટૉલ્સ્ટૉયના શિક્ષણવિષયક વિચાર કેવા પ્રકારના હતા તે જણાઈ આવે તેમ છે. પ્રથમ દર્શને તો એવુંજ લાગવાનો સંભવ છે કે, પૂર્વનો સર્વ અનુભવ ભૂલી જઇ તદ્દન નવીન માર્ગ દોરવાનો તેમનો વિચાર હતો; પરંતુ પૂર્વનું સર્વ તોડી પાડવાનો તેમનો હેતુ ન હોઈ તેમનું કહેવું એટલુંજ હતું કે, સહાનુભૂતિ અને માનસિકશાસ્ત્રના સિદ્ધાંત તેની સાથે જોડવા. આ નવી પદ્ધતિથી તેમની શાળા સારી રીતે ચાલતી હતી. તે વખતે જેમણે એ શાળા જોઇ હતી તેમણે તેને માટે સારા શબ્દો ઉચ્ચાર્યા હતા; તે પરથી તેમનો માર્ગ તદ્દન ભૂલ ભરેલો હતો એમ કહી શકાશે નહિ. શિક્ષણ અને બાળકોનો સંબંધ મિત્રભાવથી અને તદ્દન ખુલ્લા હૃદયથી થાય છે, એ વાત અનેકે સ્વીકારી છે.

ઘણું ખરૂં ઉનાળામાં શાળા બંધ રહેતી. એ દિવસોમાં ખેતીકામનો આરંભ થતો હોવાથી વિદ્યાર્થીઓને સ્વાભાવિક રીતે ત્યાં જવું પડતું. ટૉલ્સ્ટૉયનો અભિપ્રાય એવો હતો કે, આવા પ્રસંગે શાળામાં રહી પુસ્તકીજ્ઞાન મેળવવા કરતાં ખેતરમાં કામ કરી મનનો કરેલો વિકાસ અધિક મૂલ્યવાન છે. ઉનાળામાં થનારા અભ્યાસની ખામી દૂર કરવા માટે શિયાળામાં હમ્મેશ કરતાં વધારે કલાક શાળા ચાલતી. જે વિદ્યાર્થીઓને ખેતરમાં કામ કરવાનું નહોતું અથવા જેમને ઘેર બીજો કંઇ ઉદ્યોગ નહોતો, તેઓને લઇ પુષ્કળ વખત શિક્ષક જંગલમાં રખડવા જતા હતા. આવા અનેક પ્રસંગોનું વર્ણન ટૉલ્સ્ટૉયે અતિ મઝાનું કર્યું છે. બાળકોની નિરીક્ષણશક્તિ, તેમની કલ્પનાશક્તિ, તેમનું સાહસ વગેરે અનેક ગુણ એવા સમયે કેવી રીતે જણાઈ આવે છે, તે તેમણે સારી રીતે સમજાવ્યું છે. અનેક વખત વિદ્યાર્થી એવા ચમત્કારિક પ્રશ્ન પૂછતા કે, તેના ખુલાસા આપવાનું કામ શિક્ષકને ભારે થઇ પડતું. ચિત્રકલાનો ઉપયોગ શો ? વૃક્ષ કેમ વધે છે ? એવા પ્રકારના અનેક પ્રશ્નો પુછી તેઓ પોતાના શિક્ષકને ગભરાવી નાખતા; પરંતુ એવા અનેક પ્રશ્નો થવા છતાં ટૉલ્સ્ટૉય તેમને ધાક બતાવી ચૂપ કરતા નહિ.

આ પ્રમાણે શાળાનું કામ ચાલતું હતું તેજ અરસામાં ટૉલ્સ્ટૉયના મનમાં સાહિત્યકળાના એક આગેવાન તરીકે સાહિત્ય એટલે શું, અને કળાની દ્રષ્ટિથી માનવજીવનનો તેની સાથે કેવા પ્રકારનો સંબંધ છે, તે વિષે પણ ખૂબ વિચાર આવતા હતા. એક વખત એ સંબંધી વાત કરતાં તેમણે કહ્યું હતું કે,"સાહિત્ય અને માનવજીવનનો પરસ્પર કેવો સંબંધ હોવો જોઇએ, તેનો વિચાર કરતાં મારા ચિત્તમાં એટલો ગભરાટ થઇ રહે છે કે, એ સંબંધમાં મારા વિચાર સુસંબદ્ધ અને સ્પષ્ટ થાય તે માટે મેં એકવાર એક લેખ લખવાનો આરંભ કર્યો; પણ મારા વિચારની સ્થિરતા ન રહેતાં તેમાં ખળભળાટ કેટલો ઉભો થયો છે તેજ માત્ર જણાયો. આવા

પ્રકારનો નિબંધ લખવાનો મેં સાત વખત પ્રયત્ન કરી જોયો પણ તે અપૂર્ણજ રહ્યો.''

પણ એ કાળ પછી પંદર વર્ષે તેમણે "સાહિત્ય એટલે શું?" એ મથાળા નીચે એક નિબંધ પ્રકટ કર્યો. આ નિબંધથી સર્વ સાહિત્યસેવકોમાં ખળભળાટ થઇ ઉઠયો. કેટલાકોએ તેને તદ્દન નિરૂપયોગી જણાવ્યો ત્યારે કેટલાકને તેમાં અપ્રતિમ ગુણ જણાયા.

ટૉલસ્ટૉયની શાળાનો આરંભ થયો ત્યારે તે ચાલશે કે કેમ એ વિષે આજુબાજુના ખેડુતોને શંકા હતી; પણ પછી થોડાજ સમયમાં તેમનો એ ભય દૂર થવા લાગ્યો; એટલુંજ નહિ પણ વખતના વહેવા સાથે તેમણે પોતાની કલ્પનાથી વિશ્વવિદ્યાલય કરતાં પણ અધિક ઉંચું સ્થાન એ શાળાને આપ્યું, અને એ શાળામાં જગતના સમગ્ર વિષયોનું જ્ઞાન મળે છે એવી વાતો ચોતરફ થવા લાગી! બાળકોને લખતાં વાંચતાં આવડે છે અને હિસાબ કરતાં આવડે છે એ જાણીને ખેડુતને કૌતુક અને આશ્ચર્ય થતાં. આજુબાજુના સર્વ ખેડુતોએ ઠરાવ્યું કે, નિશાળમાં મળતા શિક્ષણમાંની કેટલીક બાબતો આપણા જેવા ખેડુતોને ઉપયોગી નહિ હોય, પણ બાળકોને ત્યાં મોકલવામાં કંઇ હાનિ નથી.

ટૉલસ્ટૉયને શારીરિક બળ કુદરતી રીતે પ્રિય હોવાથી આ વખતે પણ તે કસરત કરતા. બાળકોને કસરતમાં રસ પડે તે માટે તેમણે શાળામાં એક કસરતશાળા બાંધી, કસરતનાં સાધનો પણ રાખ્યાં હતાં. ઘણા ખેડુતોને શારીરિક શિક્ષણની આ પદ્ધતિ નવીન હોવાથી તેનાથી કંઇ અપાય થશે કે શું એવો ભય લાગતો. બાળકોને કંઇ દુઃખાવો થતો કે તેનો તેઓ કસરતને દોષ આપ્યા સિવાય રહેતા નહિ; પરંતુ કાળાંતરે એ ગેરસમજ પણ દૂર થઈ.

શાળામાં એકંદરે ચાલીસ વિદ્યાર્થી હતા, પણ રોજની હાજરી ત્રીસ સુધી રહેતી. તેમાંના ઘણા ખરા સાતથી દશ વર્ષની વય સુધીનાજ હતા. કેટલીક વખત મોટી વયના છોકરા પણ કેટલાક દિવસ રહી જતા. નાની વયના વિદ્યાર્થી માટે ટૉલસ્ટૉય કહે છે કે અનુભવથી જણાયું છે કે, છથી આઠ વર્ષની વય સુધીના બાળકો વાંચતાં સારી રીતે શીખે છે.

શાળામાં એકંદર ચાર શિક્ષક હતા અને રોજ પાંચ છ વિષય શીખવવામાં આવતા હતા. પ્રત્યેક પોતાના કાર્યની નોંધ રાખી દર રવિવારે સર્વ શિક્ષક એકત્ર થઇ અઠવાડિકક્રમની ચર્ચા કરતા; પરંતુ નક્કી કરેલો ક્રમ બીનચુક પાર પડતોજ એવું નહતું. કારણકે આજે કયો વિષય શીખવો એ વિદ્યાર્થીઓની ઇચ્છાપર રાખેલું હોવાથી પુષ્કળ વખત ક્રમ બદલાઇ જતો હતો.

રવિવારે શાળા બંધ રહેતી અને તે દિવસે આજુબાજુની અન્ય શાળાઓના

વિદ્યાર્થીઓને ટૉલસ્ટૉય યાસનાયા બોલાવી વિદ્યાર્થીસંમેલન ભરી અનેક પ્રકારની રમતો કરતા.

શિક્ષણ સંબંધીના પૂર્વ સંસ્કાર એટલા બળવાન હોય છે કે, ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં અપ્રત્યક્ષપણે તેની અસર શિક્ષકપર થાય છે; તેથી ટૉલસ્ટૉયનો અભિપ્રાય એવો હતો કે, શિક્ષકોમાં બાળકોની સવડ કરતાં પોતાની સવડ તરફ લક્ષ રાખવાની પ્રવૃત્તિ વિશેષ હોય છે. જે પદ્ધતિમાં શિક્ષકની સવડ સચવાય છે તે પદ્ધતિજ ભૂલભરેલી છે. શિક્ષણક્રમમાં બાળકોને પૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ, એ સિદ્ધાંતનો ટૉલસ્ટૉયે પ્રત્યક્ષ પ્રયોગ કર્યો ત્યારે તેમને જણાયું કે, બાળકો વાંચન વિષયમાં છેક કાચા રહે છે; પરંતુ તેમણે તેમાં બાળકોજ પોતાનો માર્ગ શોધી કાઢશે એવી શ્રદ્ધાપર કંઇપણ ફેરફાર કર્યો નહિ.

છેવટે વિદ્યાર્થીઓ સારી રીતે વાંચતાં કેમ શીખ્યા, તે સંબંધી તેમણે નીચેની હકીકત આપી છેઃ—

" વર્ષાઋતુના આરંભમાં ટી. નામનો એક હુશીયાર અને બુદ્ધિશાળી વિદ્યાર્થી અમારી શાળામાં આવ્યો. એનો બે વર્ગનો અભ્યાસક્રમ પ્રથમથી પુરો થએલો હોવાથી તે સારી રીતે વાંચી શકતો હતો. તે આપણે મોટા માણસો વાંચીએ છીએ તેવી રીતે વાંચતો હતો. તેના વાંચનથી અન્ય વિદ્યાર્થીઓને સારૂં વાંચન એટલે શું તે સમજાવા લાગ્યું. આ વખતે તેમના હૃદયમાં થયું કે, પોતાને સારી રીતે વાંચતાં આવડતું નથી. ટી. વાંચવા લાગતો કે સર્વ વિદ્યાર્થીઓ નિઃસ્તબ્ધ બની તેનું વાંચન સાંભળતા. બીજા વિદ્યાર્થીનો વારો આવતાં તે ખરાબ રીતે વાંચતો કે, સર્વ વિદ્યાર્થીઓમાં ગણગણાટ અતિશય વધી પડતો, વિદ્યાર્થીઓ હસવા લાગતા અને તેને બરાબર વાંચવા દેતા નહિ. આ પ્રમાણે થતાં વાંચનાર વિદ્યાર્થી પણ શરમાઇને બેસી જતો. આ પ્રમાણે લગભગ આઠેક દિવસ ચાલ્યું, પણ પછી એક દિવસે એક છોકરો બોલી ઉઠ્યો, 'આઠ દિવસમાંજ હું પણ એટલીજ ઉત્તમતાથી વાંચીશ.' તેની આ પ્રતિજ્ઞા સાંભળતાંજ ઘણા વિદ્યાર્થીઓને ઈર્ષા થઇ અને તેમણે પણ તેવોજ નિશ્ચય કર્યો. કલાક દોઢ કલાક સુધી એક સરખું વાંચન ચાલતું. તેઓ પુસ્તકની સર્વ હકીકત સમજતા હતા એવું કંઇ નહતું; પણ હાથમાંથી પુસ્તક છોડતા નહિ. છેવટે શાળાનો વખત અપૂર્ણ લાગવાથી પુષ્કળ વિદ્યાર્થીઓ પુસ્તકો પણ ઘેર લઇ જવા લાગ્યા, અને ત્રણ અઠવાડીઆંની મુદતમાં ઘણા વિદ્યાર્થીઓ સારી રીતે વાંચતાં શીખ્યા. "

" ધાકધમકીથી વિદ્યાર્થીને આપણે વાંચતાં શીખવવા માંડીએ છીએ તો ઘણી વખત તેની હકીકત તે સમજી શકતા નથી, તેમને વાંચનમાં રસ પડતો નથી અને છેવટે હાથમાંથી પુસ્તક ફેંકી દેવાની બુદ્ધિ ઉદ્ભવે છે. અમારા વિદ્યા-

ર્થીઓનું વર્તન તેથી ઉલટું થયું. વાંચવામાં કંઈ પણ વિશેષતા હોવાની તેમની અગાઉથી ખાત્રી થવાથી તેમને વાંચતાં શીખવાની ખાસ આવશ્યકતા આપોઆપ જણાવા લાગી. વાંચનમાં પોતાને કંઇ સમજાતું નથી એ દોષ હકીકતનો ન હોઇ પોતાના અજ્ઞાનનો છે, એ વાત તેમના ચિત્તમાં અગાઉથી ઉત્પન્ન થવાથી તે અજ્ઞાન દૂર કરવાનો તેમણે પ્રયત્ન કર્યો અને તેમાં તેમને વિજય પણ મળ્યો."

"આ સર્વ અનુભવમાં મને એક મોટી ખામી જણાઇ આવી. રૂશીયન ભાષામાં બાળકોને વાંચવા જેવાં પુસ્તકો નથી તે મારા લક્ષમાં આવ્યું. સારાં પુસ્તકો છે પણ તે એવી શાસ્ત્રીય અને કઠિન ભાષામાં લખાએલાં છે કે, તે સામાન્ય જનોને સમજાતાં નથી. લોકોને સમજાય તેવી ભાષામાં પુસ્તકો લખાએલાં હોવાં જોઇએ અને તેનો વિષય પણ લોકપ્રિય હોવો જોઇએ."

"એકાદ વિદ્યાર્થી અથવા એકાદ માણસ શાળામાં આવે છે, ત્યારે વયના પ્રમાણમાં તેને તે પૂર્વે જગતનો જે થોડો ઘણો અનુભવ થએલો હોય છે, તે પણ તેની સાથે હોય છે જ. એટલે શીખવાની રૂચિ ઉપજવા માટે 'પોતાનું જ્ઞાન અધુરૂં છે' એની તેને ખબર હોવી જરૂરની છે. જગતમાં હજી અનેક વાતો મારે જાણવી જરૂરની છે; અને તે તેના જાણવામાં આવે તો કેવો મહત્ત્વનો લાભ થશે તેની ઝાંખી કલ્પના પણ તેને ઉપજવી જોઇએ. હું જે કાંઇ શીખું છું તે ભવિષ્યમાં મને ઉપયોગી થશે કે કેમ ? એવી સંશય બુદ્ધિ જો શિષ્યમાં હશે તો તેને કદિ પણ શીખવાનો ઉમંગ થશે નહિ અને તેના મનનું બળ પણ ટકી રહેશે નહિ. તેજ પ્રમાણે જે શિક્ષકના હૃદયમાં જગતના અંતિમ હેતુની કલ્પનાનો વિદ્યાર્થી કરતાં સેંકડો ઘણો વિકાસ થએલો નહિ હોય, તે શિક્ષક પણ શિષ્યને કદિ પણ શીખવી શકશે નહિ. શિક્ષકમાં રહેલા જ્ઞાનનો લાભ મળવાથી પોતાને ખાસ ફાયદો થશે, એમ શિષ્યને નહિ લાગે તો શિક્ષક વિષે તેના ચિત્તમાં કદિ પણ પૂજ્યભાવ ઉત્પન્ન થશે નહિ. શિક્ષકની યોગ્યતા ઓછી જણાય છે તો તે એમજ કહે છે કે એ અમારા શિક્ષકજ નથી. છેવટે પોતે અમુક સ્થાને પહોંચશેજ, એવું શિષ્યને ભાન રહે છે તોજ તે માર્ગે જવા માટે તે પોતાની સર્વ ઇચ્છાશક્તિને એકત્ર કરી, તે માર્ગે આગળ વધવાને અથાગ શ્રમ કરવા માંડે છે."

"ગુરૂની પાસે જ્ઞાનની થાપણ છે અને તે પ્રાપ્ત કરવાની જરૂર છે, એ ભાવના બાળકના મનમાં ઉત્પન્ન કરવા માટે ગુરૂ પાસે શાં સાધન છે ? જે કલ્પનામય જગતમાં હું વિચરતો હતો, જેનાથી હું સુખ પ્રાપ્ત કરી શકતો હતો, તે જગતમાં બાળકોનો પણ પ્રવેશ થાય એવી મારી ઇચ્છા હતી; પણ તે સાધ્ય શી રીતે થાય ? સૂર્ય કેમ ઉગે છે, વૃક્ષો કેમ વૃદ્ધિ પામે છે, વાદળાં કેમ ઉત્પન્ન થાય છે વગેરે સૃષ્ટિદૃશ્યો હું તેને સમજાવવા લાગ્યો. વિદ્યાર્થી ઉચ્ચ આનંદ મળે

છે, એવાં ગ્રંથવાક્ય પણ મેં તેમને સંભળાવ્યાં; પરંતુ મારા કથન તરફ તેમનું લક્ષ ખેંચાતું જણાયું નહિ. પછી મેં બાયબલ હાથમાં લઇ તેમાંની પ્રાચીનકથા વાંચી સંભળાવવાનો આરંભ કર્યો. તરતજ સર્વ રીત બદલાઈ ગઇ. એ વાત વાંચતો કે બાળકો ચિત્ર સમાન સ્તબ્ધ થઇ જતાં. પુસ્તક વિષે, વાંચન વિષે અને મારા વિષે તેમનામાં પ્રેમનો ઝરો ફૂટવા લાગ્યો. હવે તેમની વૃત્તિને યોગ્ય દિશાએ દોરવાનુંજ કામ મારી પાસે રહ્યું. અનુભવથી મને જણાયું કે બાલ્યકાળથીજ પ્રાચીન પૌરાણિક કથા બાળકોના કર્ણપર પડયા કરતી હોય છે. પૌરાણિક વ્યક્તિ વિષે તેમના મનમાં કુતૂહલ ઉત્પન્ન થએલું હોય છે અને તે વિષે કોઇ અધિક માહિતી કહે છે તો તે તેમને ગમે છે."

"બાળકના ચિત્ત સન્મુખ સામાન્ય જગત કરતાં એક ભિન્ન અને નવીન જગત ઉભું કરી, તેના ચિત્તમાં જ્ઞાનપ્રિયતા ઉત્પન્ન કરવા માટે, બાયબલ જેવું પૌરાણિક પુસ્તક ઈશ્વરદત્ત છે કે નહિ તે પ્રશ્નનો કંઇ સંબંધ નથી. તે પુસ્તક ગમે તેવું હોય પણ ખ્રિસ્તીધર્મનાં બાળકોના ચિત્તમાં જ્ઞાનપ્રિયતા ઉત્પન્ન કરવામાં તેના જેવું એક પણ પુસ્તક હોવાનું મારા જાણવામાં નથી. માનવહૃદયની અનંત કલ્પના કાવ્યમય ભાષાથી આલેખવાનું કાર્ય બાયબલ જેવા જુનાપુરાણા પુસ્તકે જેવું કર્યું છે, તેવું પશ્ચિમના અન્ય કોઇપણ અર્વાચીન પુસ્તકે કર્યાનું મારા જાણવામાં નથી. મનુષ્યોનો પરસ્પર સંબંધ, કૌટુંબિક સંબંધ, રાજવ્યવસ્થા, ધર્મ, નીતિ વગેરે અનેક વિષયનો પ્રથમ જ્ઞાનાંકુર એજ ગ્રંથદ્વારા ખ્રિસ્તીધર્મ પાળનારા લોકોના ચિત્તમાં ઉદ્દભવે છે. તદ્દન સહેલી અને બાળબુદ્ધિ પણ ગ્રહણ કરી શકે તેવી રીતે ઉચ્ચ સિદ્ધાંતની સ્થાપના એ ગ્રંથે કરેલી છે. આથી તેની છાપ બાળકના મનપર સત્વર બેસે છે; તેમાં રહેલા સાદા પણ બળવાન વિચાર જોઇ, નાનાં મોટાં સર્વનાં ચિત્ત આકર્ષાય છે. એમાંની એકાદ કરૂણાજનક કહાણી બાળકો સાંભળતાં હોય છે ત્યારે તેમાંના ઘણાંનાં નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગે છે. શરીરના ઉછેર માટે બાલ્યાવસ્થામાં જેમ માતાનું દૂધ ઉપયોગી થાય છે, તેમજ મનની બાલ્યાવસ્થામાં તેના વિકાસ માટે પૌરાણિક ગ્રંથ જેવું અન્ય સાધન નથી."

"ઘણાને લાગે છે કે, હવે એવા પૌરાણિક ગ્રંથ વાસી થયા છે અને તે સમય કરતાં જગત ઘણું આગળ વધી ગયું છે; પરંતુ બાળકના શિક્ષણ માટે એના કરતાં વિશેષ છાપ પાડે તેવાં પુસ્તક લખાશે ત્યારેજ એ વાત સ્વીકારી શકાશે."

ટૉલ્સ્ટૉયનો અભિપ્રાય એવો હતો કે, પ્રાચીન અવિદ્વાનોએ રચેલાં ગીત, પદ, કવિત અને ઐતિહાસિક કથાઓ સામાન્ય લોકો તથા બાળકોને માટે જેટલાં પ્રિય બને છે, તેટલાં અર્વાચીન વિદ્વાનોનાં પુસ્તકો તેમને પ્રિય થતાં નથી. ઇંગ્રેજ વિદ્વાનોનો અભિપ્રાય છે કે, **જુનાં પુરાણાં ગીતો અને કથાઓની બાળકો તેમજ**

**સામાન્ય લોકોપર જેટલી અસર થાય છે, તેના શતાંશ જેટલી અસર અર્વાચીન પુસ્તકોથી થતી નથી;** માટે હાલના વિદ્વાનોએ પોતાની વિદ્વત્તાની કસોટીપર પ્રાચીન પુસ્તકોને કસી તેને હલકાં ઠરાવવાં એ કેવળ મૂર્ખતા છે. સામાન્ય સમાજ અને અર્વાચીન સુશિક્ષિત–વિદ્વાન વચ્ચે જે અંતરાયનો મોટો કોટ ચણાયો છે તેનું કારણ એજ છે. અર્વાચીન પુસ્તકોની કૃત્રિમતા સામાન્ય સમાજની શકિત બહારની હોવાથી તેમાં રહેલી જ્ઞાનસંપત્તિ સુધી તેમની દ્રષ્ટિ પહોંચી શકતી નથી. બહારના કૃત્રિમ વેશથી ચમકી જઇને સામાન્ય માનવ બુદ્ધિ ત્યાંથીજ પાછી ફરે છે. ટૉલસ્ટૉયને એવો અનુભવ થવાથી તેમણે પ્રાચીન દંતકથા, પાદરીઓની વાતો, કવિત, છંદ વગેરેનો સંગ્રહ કરવાનો આરંભ કર્યો. તેમના એ સંગ્રહનો પ્રચાર પણ પુષ્કળ થયો; અને એમ પણ કહેવાને હરકત નથી કે, અન્ય પુસ્તકો કરતાં એ સંગ્રહથી જ્ઞાનદાન અધિક વિસ્તારમાં થયું. ટૉલસ્ટૉયને વાંચન વિષે જેવો અનુભવ થયો તેવોજ લેખન વિષે થયો. આ સંબંધમાં તે પોતાનો અનુભવ જણાવતાં કહે છેઃ—

"અમારી શાળાના બાળકોના અક્ષર તદ્દન ખરાબ હતા; અને પ્રયત્ન કરવા છતાં તેમના અક્ષર સુધર્યા નહિ ત્યારે એક નવીન શિક્ષકે કોપીબુકો મંગાવી. જુની પદ્ધતિ નીચે ઉછરેલા શિક્ષકને બીજી યુક્તિ સૂઝવાનો સંભવજ નહતો; છેવટે અચાનક એવોજ એક બનાવ બન્યો અને કોકડું ઉકેલ્યું. ઉપરના વર્ગના વિદ્યાર્થીઓ બાયબલની વાતો લખી કાઢતા હતા. તેઓ એક વખત પોતાનાં વડીલજનોને એ વાતો વાંચી સંભળાવવા ચોપડીઓ ઘેર લઇ ગયા; પરંતુ તે ચકલી મરઘીના પગ જેવા અક્ષરોમાં લખાએલી હોવાથી તેઓ પોતાનું લખાણ પણ વાંચી શકયા નહિ. પરિણામે તેમાંના એક વિદ્યાર્થીએ શાળામાં આવી એ સર્વ વાતો સ્વચ્છ અક્ષરે લખવાની શરૂઆત કરી. તે જોઇ અન્ય સર્વના મનમાં પણ સ્પર્ધા ઉત્પન્ન થઇ અને તેમને લાગ્યું કે, સ્વચ્છ અને શુદ્ધ મરોડદાર અક્ષર લખવાની આવશ્યકતા છે. વિદ્યાર્થીઓ પોતાની મેળેજ છાપેલી કોપીઓ લઇ તેના જેવા અક્ષર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા; અને લગભગ પંદર દિવસમાં લેખનકાર્યમાં પુષ્કળ સુધારો થયો."

વ્યાકરણ સંબંધી ટૉલસ્ટૉય કહે છેઃ—

"એ વિષય બાળકોને ઘણો ભારે થઇ પડતો. શુદ્ધ કથન અને લેખનનો વ્યાકરણ સાથે શો સંબંધ છે, તે અદ્યાપિ સ્પષ્ટ થયું નથી. નાનાં બાળકો મનમાં આવે તેવું લખે છે. કેટલીક વખત બેચાર બાળકો એકઠાં થઇ એકેક વાકય બનાવે છે અને તે લખી કાઢે છે. એક બાળક લખવા માંડે છે કે, આજુબાજુનાં બાળકો આપસ આપસમાં ગણગણાટ કરી તેની ભૂલોપર ટીકા કરે છે. તે વાકય તે લખી

રહે છે એટલે એક તે મોટેથી બોલે છે અને બાકીનાં ભૂલો બતાવી હસવા લાગે છે. બાળકોને અન્યની ભૂલ બતલાવવામાં ઘણો આનંદ થાય છે અને એવી રીતે પોતે શુદ્ધ લખવું જોઇએ, એવી ભાવના ઉદ્‌ભવે છે. આવી રીતે શુદ્ધ રચનાની તેમને ટેવ પડે છે; પણ વ્યાકરણના નિયમ શીખવાની શરૂઆત થતાંજ કેટલાંક બાળકો વર્ગમાંથી ઉઠી જાય છે અને બાકીનામાંનાં ઘણાં ઉંઘવા લાગે છે.”

ટૉલસ્ટૉય કહે છે કે, ઇતિહાસમાં પણ બાળકોને વિશેષ રસ પડતો નથી. ફક્ત કેટલોક વિશેષ ભાગ રસિક ભાષામાં કહેવામાં આવે છે તો તેમને ઘણો સારો લાગે છે. ઇ. સ. ૧૮૧૨માં સુપ્રસિદ્ધ નેપોલીયને રૂશીયાપર ચઢાઇ કરી પણ તેમાં તેને અપયશ મળી તેના ઘણાખરા સૈન્યનો નાશ થયો; એ વાત ટૉલ-સ્ટૉયે બાળકોને કહી ત્યારે વર્ગમાં દેશાભિમાનનું એવું પ્રચંડ મોજું ઉછળ્યું હતું કે, કેટલીકવાર સુધી વર્ગ બંધ રાખવાની ફરજ પડી હતી. બાળકોને ઇતિહાસ શીખવવામાં સાલ કે તારીખો યાદ કરાવવામાં કંઇજ અર્થ નથી; વાર્તારૂપેજ તે તેમની સ્મરણશક્તિમાં ઝટ ઉતરી જાય છે. તેઓ કહે છે:—

“મનુષ્યની અંતર્ગત સર્વગ્રાહક ઇંદ્રિયો સમાનતાથી જાગૃત રહેતી નથી. વિચારશક્તિ ઘણી મોડી જાગૃત થાય છે. ઇતિહાસપ્રવૃત્તિ કરતાં સૌંદર્યગ્રાહકતા પ્રથમ જાગૃત થએલી હોય છે. બાળકોનું લક્ષ પ્રથમ દેશની વર્તમાન હીલ-ચાલ તરફ જાય છે અને વર્તમાનપત્રોના પ્રચારથી તેમની પ્રવૃત્તિને બળ મળે છે. આ પછી ધીમે ધીમે ગતકાલીન ઇતિહાસ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે; માટે શિક્ષક ચાલુ રાજકીય પરિસ્થિતિ મૂળભૂત તરીકે લઈ તેના આધારે ગત ઇતિહાસ શીખવવાનો પ્રયત્ન કરશે, તો તે વિશેષ ફળદાયી થશે. કેવળ સાલ અને તારીખોનો બોજો નાખવામાં આવશે તો બાળકોના મગજપર વિનાકારણ ભાર લાદવા જેવુ થશે.”

ભૂગોળ સંબંધી ટૉલસ્ટૉયે એક નાટકનું અવતરણ આપ્યું છે, તેપરથી તેમના એ વિષય સંબંધી વિચાર સ્પષ્ટ થાય છે.

“વોન વીઝીને ‘અજ્ઞાન બાળક’ નામનું એક વિનોદી નાટક લખ્યું છે; તેમાં એક સ્રીનો તે બાળકના શિક્ષક સાથેનો સંવાદ છે. તે સ્રી કહે છે, માસ્તર સાહેબ, મારા બાળકને આટલા દેશ અને આટલા ગામનાં નામ શા માટે શીખ-વો છો? કોઇ પણ સ્થળે જવાનો પ્રસંગ આવશે તો ગાડીવાળાને કહેવાથી તે તેને લઇ જશે.”

“એ સ્રીની વાત ખરેખર મને અતિ યોગ્ય લાગી. એ આક્ષેપનો સ્પષ્ટ ઉત્તર જગતના કોઈપણ વિદ્વાને અદ્યાપિ સુધી આપ્યો નથી. મારા લક્ષમાં પણ આવતું નથી કે, બાર્સિલોન કઇ નદીના કિનારે આવેલું છે તે જાણવાથી મને

શો લાભ છે. અન્યની માફક મેં પણ એ વિદ્યાનું જ્ઞાન મેળવ્યું છે; પરંતુ તેત્રીસ વર્ષમાં તેનો ઉપયોગ થવાનો એક પણ પ્રસંગ આવ્યો નથી. બાર્સિલોનનાં અત્યંત મોહક વર્ણન વાંચવાથી કોઇ માનસિક શક્તિને વિકાસ કે પોષણ પ્રાપ્ત થશે એમ પણ લાગતું નથી. વર્તમાનપદ્ધતિથી શીખવાતો ઇતિહાસ કે ભૂગોળ વ્યર્થ છે, એટલુંજ નહિ પણ હાનિકારક છે."

બાળકોમાં લેખનપ્રવૃત્તિ ઉત્પન્ન થાય તે માટે ટૉલસ્ટૉયે અનેક યુક્તિઓ યોજી જોઇ; પણ તેનો વિશેષ ઉપભોગ થયો નહિ. એક વખતે તેમણે એક રૂશીયન કહેવત કહી, એ કહેવત પ્રચારમાં કેમ આવી તે વિષે લખવા વિદ્યાર્થીઓને કહ્યું; પણ ઘણાખરાને લાગ્યું કે તેમ થવું પોતાની શક્તિ બહાર છે. આથી તેઓ બીજા કાર્ય તરફ વળ્યા. છેવટે એક વિદ્યાર્થીએ ટૉલસ્ટૉયને કહ્યું તમેજ લખી બતાવો. ટૉલસ્ટૉયે તરતજ તે વાત લખવા માંડી અને તેમની ચોતરફ વિદ્યાર્થીઓ ફરી વળી વાંચવા લાગ્યા. થોડીવારે લખેલી હકીકત તેમને વાંચી સંભળાવી બાકી રહેલા ભાગની રૂપરેખા દર્શાવવામાં આવી. તે પરથી કેટલાક ટીકા કરવા લાગ્યા, કેટલાક તે હકીકતમાં વધારો કરવા લાગ્યા અને કેટલાક સંકલના ગૂંથવા લાગ્યા. વિશેષતઃ બે વિદ્યાર્થીઓ એટલી ઉત્તમ સૂચના કરવા લાગ્યા કે, લેખનકૌશલ્યના અનેક ગુણ તેમની બુદ્ધિમાં જાગૃત થતા જણાયા. છેવટે ટૉલસ્ટૉય પોતાની હકીકત લખવાનું છોડી દઇ તે બે વિદ્યાર્થીઓ કહેતા ગયા તેટલું લખતા ગયા. વાતમાં રંગ આવવા લાગ્યો, વિદ્યાર્થીઓ ભૂખ તરસ ભૂલી ગયા અને લગભગ ચાર કલાક લેખનકાર્ય ચાલ્યું.

આ હકીકત જણાવી ટૉલસ્ટૉય કહે છેઃ–

"હું પોતે મોટો લેખક કહેવાતો હોઇ લેખક તરીકે રૂશીયામાં મેં પ્રથમથી સારી કીર્તિ મેળવેલી હતી અને સુશિક્ષિતો પણ મારા લેખ વાંચી મસ્તક ડોલાવતા; છતાં બે ખેડુતનાં બાળકોએ મારાથી અધિક કુશળતા બતાવી તે જોઇ મને આશ્ચર્ય થયું. ત્યાર પછી આ વાત લખવાનુ કાર્ય બે ત્રણ દિવસ ચાલ્યું હતું; તેમાં રચનાશૈલી, પ્રમાણશીલતા, સુબદ્ધતા વગરે ગુણ એ બાળકોમાં જણાઇ આવ્યા. આ ઉપરથી એક વાત સિદ્ધ થઈ કે, લેખનકળા બીજરૂપે બાળકમાં હોય છે; તેથી તેની યોગ્ય બરદાસ્ત કરતાં તેનો વિકાસ થાય છે."

બાળકોએ લખેલી ઉક્ત વાત કંઇ અકસ્માતથી નાશ પામી તેથી ટૉલસ્ટૉય ઘણા દીલગીર થયા હતા; પરંતુ એ વાત તે બે વિદ્યાર્થીઓની નજરમાં આવતાંજ તેમણે તે પુનઃ લખવાનું કબૂલ કરી ટૉલસ્ટૉયને ત્યાં જઇ બે રાત્રિ જાગરણ કરી પુનઃ લખી કાઢી. એ અને એવીજ બીજી વાતો માસિકમાં પ્રસિદ્ધ થઇ અને તે ઉત્તમ ગણાઇ. ટૉલસ્ટૉયે પણ નમુના તરીકે બાળકોએ લખેલી વાતોને

નજર આગળ રાખીને બીજી કેટલીક વાતો લખી પ્રસિદ્ધ કરી. ટૉલ્સ્ટૉયની એ વાતો યૂરોપની ઘણી ખરી ભાષામાં અનુવાદિત થઇ લોકપ્રિય થએલી છે.

બાળકમાં લેખનકળા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવા માટે શું કરવું જોઇએ તે વિષે સૂત્રરૂપે ટૉલ્સ્ટૉય કહે છેઃ—

૧ બાળકને અનેક કથાસૂત્ર કહી, તેની મતલબ તેમની ઇચ્છા પ્રમાણે તેમને લખવા દેવી.

૨ બાળકે લખેલી વાત બાળકને વાંચવા આપવી.

૩ બાળકે લખેલી વાત તપાસવામાં અશુદ્ધલેખન, મરોડની ભૂલ અથવા અન્ય બાહ્ય દોષ વિષે લેશ માત્ર ટીકા કરવી નહિ; તેજ પ્રમાણે તેના તર્ક કે વાક્યરચનાપર પણ કદિ ટીકા કરવી નહિ. આ બાબત પ્રત્યેક શિક્ષકે અવશ્ય લક્ષમાં રાખવી.

૪ લેખ ટુંકો છે કે લાંબો, વિષય કયા સ્વરૂપનો છે અને ભાષા કેવા પ્રકારની છે, એ વાતો મહત્ત્વની ન હોઇ તેમાં એટલુંજ જોવાનું હોય છે કે વિચારવિકાસ, સૂત્રસંગતિ, અનેક વિચારોમાંથી એક વિચાર ઉદ્‌ભવતાં તે પ્રત્યક્ષ કરવા માટે વપરાએલા શબ્દો, વિચારયોજનાનું સ્થાન, પુનરાવૃત્તિ, આગલા પાછલા વિચારોની સંકલના, ભિન્નત્વ, અસંબદ્ધતા છે કે કેમ, વગેરેનો વિચાર કરી, વિચાર અને લેખન પ્રવાહ સાથેજ ચાલે છે કે એક બીજાને આડે આવે છે તે પણ જોવાનું છે.

"આરંભમાં હું બાળકોને વિચાર પુરા પાડવાનું કામ કરતો હતો. જોકે મારા ચિત્તમાં અનેક કથાસૂત્રો હતાં, પરંતુ તેમાંથી મારી દ્રષ્ટિએ જણાતું એકાદ સારૂં સૂત્ર ચૂંટી કાઢી હું તેમને કહી સંભળાવતો. પછી તેમાં મુખ્યત્વે કયા વિચાર આવવા જોઇએ, તેની યોજના કયે કયે સ્થળે કરવી અને એકંદર વાતનો સંબંધ કેવી રીતે ગોઠવવો, તે સારરૂપે કહેતો. વચ્ચેની હકીકત પુરી કરવાનું તથા એ સૂત્રને શબ્દમાં સ્થાપવાનું કામ વિદ્યાર્થીઓનેજ સોંપી દેતો."

ટૉલ્સ્ટૉયને વિશેષમાં એવો અનુભવ થયો છે કે, ખેડુત અને અન્ય સામાન્ય જનોનાં બાળકોમાં સાહિત્યકળાનું બીજ સ્વાભાવિક રીતે રહેલું હોય છે. તેમના એ બીજને પાણી પાઇ અંકુર ઉગાડવો તથા તેની સંભાળ રાખી તેનો વિકાસ કરવો, એટલુંજ શિક્ષકનું કર્તવ્ય છે. અતિ ખેદપૂર્વક કહેવું પડે છે કે, સામાન્ય જનસમાજમાં વાંચનની અભિરૂચિ ઉત્પન્ન કરવા માટે જે પુસ્તકો લખાય છે, તે એ કાર્યને લેશ માત્ર ઉપયોગી થતાં નથી. વર્તમાન સમયે બહાર પડતાં કાવ્ય, નાટક અને લેખ બહુધા આળસુ, મોજીલા અને ઉદ્યોગહીન માણસો માટે લખાએલાં હોય છે. એવા લોકોના જીવનક્રમમાં કૃત્રિમતા અતિશય ભરેલી હોય છે.

તેમાં વળી તેમના માટે લખાએલાં પુસ્તકો વધારો કરે છે; આથી એ પુસ્તકો સામાન્ય સમાજને કદિપણ ઉપયોગી થશે નહિ. જે કરોડો માણસને એ કળા ઉપયોગી થવી જોઇએ તેને તે બીલકુલ ઉપયોગી ન થતાં અલ્પ સંખ્યાના લોકોમાં ચાળા અને ચટકા વધારવા પાછળજ હાલ તો વિદ્વાનોની લેખિની રોકાઇ રહેલી છે. આથી એક નિશ્ચિત અનર્થ એ ઉભો થાય છે કે, સામાન્ય જનસમાજના નેતા કહેવડાવનાર ગણ્યા ગાંઠયા માણસો અને જનસમાજ વચ્ચેનો ચીરો દિનપ્રતિદિન અધિક પહોળો થતો જાય છે. અર્વાચીન કાળના કવિ અથવા સંગીતકારો પણ સામાન્ય સમાજને ઉપયોગી પુસ્તકો તૈયાર ન કરતાં શુશિક્ષિતોને ખુશી કરવાજ પ્રયત્ન કરે છે. એ વિષે ટૉલસ્ટૉય કહે છેઃ–

" મારી ખાત્રી થઇ છે કે, કાવ્ય અને સંગીતની દિશામાં અર્વાચીન સમયે જે પ્રયત્ન થાય છે તે સર્વ ભૂલભરેલા છે. ઘણાને લાગશે કે મારા એ વિચાર સાહસપૂર્ણ છે; પરંતુ મને એમાં કંઇપણ શંકા નથી કે વસ્તુસ્થિતિ એવીજ છે. કેટલાંએ વર્ષોથી પ્રાચીનકાળનાં ભજન, કવિત અને પરંપરાથી ચાલ્યાં આવતાં ગીતોથી સામાન્ય સમાજ ડોલે છે; પણ અર્વાચીન કાવ્યની એક પણ લીટી કોઇને મુખે હોવાનું જણાતુ નથી. એમ કેમ થાય છે ? અર્વાચીનો કહે છે કે, સામાન્ય સમાજમાં અર્વાચીન કાવ્યનો રસ ઝીલવાની બુદ્ધિજ નથી. હું તેમને પુછું છું કે, આપણીજ બુદ્ધિ ભ્રષ્ટ થઇ નથી એમ નિશ્ચયાત્મક કહી શકાશે કે ? **આપણને અર્વાચીન કાવ્ય પસંદ પડે છે તો તે અતિ રમણીય અને શુદ્ધ છે એ કારણથી નહિ, પણ આપણી બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે તેથીજ ભ્રષ્ટ કાવ્યો પસંદ પડે છે.** આપણી કૃત્રિમતા, આપણો ડોળ, આપણા ચટકા વગેરે દુર્ગુણનો સામાન્ય સમાજમાં પ્રવેશ થએલો નહિ હોવાથી તેમનાં મન અદ્યાપિ આપણા કરતાં શુદ્ધ રહ્યાં છે. આથી પ્રાચીન કાવ્યોની માધુર્યતા અને શુદ્ધ રસાવિર્ભાવનો સ્વાદ તેઓ જેમ લઇ શકે છે તેમ આપણે લઈ શકતા નથી."

" અર્વાચીન કાવ્યોનો સ્વાદ મારા શિષ્યો સમજી શકે તે માટે મેં કેટલાંક વર્ષ સુધી પ્રયત્ન કરી જોયા, પણ તેમાં મને જરીકે યશ મળ્યો નહિ. એવાજ પ્રકારના પ્રયત્ન અન્ય દેશમાં પણ પુષ્કળ થયા છે; અને તેઓ જો પોતાનો અનુભવ પ્રમાણિકતાથી જાહેર કરશે તો મારા જેવોજ અભિપ્રાય આપશે. સામાન્ય સમાજને અર્વાચીન કાવ્યમાં મીઠાશ મળતી નથી; એટલુંજ નહિ પણ તેના તરફ તેમને તિરસ્કારજ થાય છે. "

" કાવ્ય અને સંગીતનો સ્વાદ લેવા માટે મનને તૈયારી કરવી પડે છે એ કથન તો મને તદ્દન ભૂલભરેલું લાગે છે. મનુષ્યમાત્રમાં એ કળાનું માધુર્ય જન્મ-

સિદ્ધ વસેલું હોય છે; તેમાં સ્ત્રીપુરૂષ કે કાળા ગોરાનો પ્રભુએ ભેદ રાખેલો નથી. માટે તમારાં કાવ્યો લોકપ્રિય થતાં ન હોય તો તેના દોષનો ટોપલો સમાજને માથે નાખવા કરતાં, તમારીજ દિશાભૂલ થાય છે કે નહિ તેનો પ્રથમ તમારે વિચાર કરવો જોઇએ."

"સામાન્ય અને ઉપયોગી થાય તેવી ગ્રંથસંપત્તિ ભાષામાં ન હોય તો, લોકોએ તે ભાષા વાંચતાં શીખવું કે નહિ એ એક મોટો પ્રશ્ન થઇ પડે છે. હાલની શિક્ષણપદ્ધતિથી બાળકોના મનમાં જે મૂળતત્ત્વો જબરજસ્તીથી દાખલ કરી દેવામાં આવે છે, તેનાથી હિત કરતાં અહિતજ વિશેષ થાય છે. સ્મરણ-શક્તિનો વિકાસ તેમનામાં પ્રમાણરહિત થએલો હોય છે, તેથી અર્વાચીન ભૌતિક શાસ્ત્ર અને કળા વિષે તેમનામાં મિથ્યાભિમાન સ્ફુરે છે. શિક્ષણનું અંતિમ પર્ય-વસાન શું હોવું જોઇએ તે વિષે તેમના મનમાં દોષયુક્ત વિચાર પ્રવેશે છે, બુદ્ધિ મંદ થાય છે અને નિયત શિક્ષણક્રમ પૂર્ણ થયા પછી કોઈપણ નવો ઉદ્યોગ સ્વીકારવાનું તેમનામાં સામર્થ્ય રહેતું નથી. એ ઉપરાંત વિદ્વત્તાનું મિથ્યા-ભિમાન ઉદ્‌ભવે છે તે જુદુંજ."

"સામાન્ય સમાજને ઉપયોગી થાય એવા ગ્રંથ લખવા જોઇએ એમ કહેવું સહેલું છે, પણ તેવી કૃતિ કરવી એ મુશ્કેલી ભરેલું છે. કેવળ રૂશીયામાંજ નહિ પણ ઘણા દેશોમાં તેવા ગ્રંથોનો અભાવ છે. આપણામાંના અનેક પરોપકારી સજ્જનો લોકોપયોગી કામો પાછળ ઘણું દ્રવ્ય ખર્ચે છે, પણ આ મહત્ત્વની બાબત તરફ અદ્યાપિ સુધી તેમનું લક્ષ ગએલું નથી તે માટે અતિ ખેદ થાય છે."

"હું પ્રથમથીજ કહી ચુકયો છું કે, વિદ્યાર્થીના ચિત્તને સ્વતંત્રતા મળ્યા સિવાય અને વિષયની પસંદગીનું કામ તેનેજ સોંપ્યા સિવાય, શિક્ષણપદ્ધતિ મજ-બૂત પાયાપર ઉભી થઈ શકશે નહિ. મારી શાળામાં એ તત્ત્વને વ્યાવહારિક રૂપ આપવા માટેનો કોઇપણ પ્રસંગ મેં વ્યર્થ જવા દીધો નથી; અને હું ખાત્રી-પૂર્વક કહું છું કે, મારી એ પદ્ધતિથી શિક્ષક અને શિષ્ય એ બન્નેને લાભ થયો છે. સેંકડો માણસો મારી શાળામાં આવી મારાં તત્ત્વો વ્યવહારમાં કેવી રીતે ઉતરે છે તે જોઇ ગયા છે; અને તેમનો એવો વિચાર બંધાયો છે કે, એ તત્ત્વો ખરે-ખરજ પૂર્ણ વ્યવહારૂ હોય છે."

"અમારી શાળાનો શિક્ષકવર્ગ કદિ પણ જુની પદ્ધતિને પકડી બેઠો નથી. પોતે જાણે છે તેજ પદ્ધતિ ઉત્તમ હોવાની હઠ ન લઇ બેસતાં તેઓ નવી નવી પદ્ધતિ શોધી કાઢે છે. એ સબંધમાં શિષ્યવૃત્તિથીજ તેઓ નવી પદ્ધતિ શીખવાનો અને તેનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાનો પ્રયત્ન કરતા. તેઓ એકાદ પદ્ધતિ નિષ્ફળ થતાં કદિ કહેતા નહિ કે, તેમાં શિષ્યોનો દોષ છે. તેઓ શિષ્ય આળસુ,

હતી કે રમતીયાળ છે એમ કદિ પણ ન કહેતાં પોતાનીજ પદ્ધતિમાં ભૂલ હોવી જોઇએ એમ સમજી, નવો માર્ગ શોધી કાઢવાનો પ્રયત્ન કરતા."

"શિષ્યની દ્રષ્ટિથી પણ એ પદ્ધતિ યશસ્વી નીવડી છે. અમારાં બાળકો અતિ ઉત્સાહથી અભ્યાસ કરતાં; અરે, સમય થઇ જતો તોપણ તે એમજ કહેતાં કે હજી શીખવો. વર્ગ ચાલુ હોવા છતાં તેમના ચિત્તની સ્વતંત્રતા ગઇ નથી અને મારા વિચાર પ્રમાણે એજ વાત અતિ મહત્ત્વની છે. શિષ્ય અને ગુરૂનો સંબંધ પ્રેમપૂર્ણ મિત્રત્વનો હતો. એવો સંબંધ ઉત્પન્ન થયા સિવાય શિષ્યના ચિત્તની સ્થિરતા કે શ્રદ્ધા ગુરૂને કદિ પ્રાપ્ત થતાં નથી; અને તેના અભાવે તેને ગુરૂ કદિ સુમાર્ગે લઇ જઇ શકતો પણ નથી."

"એકાદ શિક્ષણપદ્ધતિ શિક્ષકને ગમે છે કે નહિ તે પર તેની યોગ્યતા અયોગ્યતા અમે નક્કી કરતા નહિ, પણ તે પદ્ધતિથી બાળકો સ્વતંત્રતાથી શીખે છે કે નહિ તે અમે જોતા. એવીજ પદ્ધતિથી મારા સિવાય જેમણે જેમણે શિક્ષણ આપવાનો પ્રયત્ન કર્યો છે, તેમને તેમને મારા જેવોજ અનુભવ થયો છે. એ પદ્ધતિમાં શિક્ષકને પણ શિષ્યવૃત્તિ રાખવી પડે છે. તે પોતે સર્વજ્ઞ હોવાનુ અભિમાન રાખી શકતોજ નથી. શિષ્ય એકાદ વિષય સમજી શકતો નથી તો શિક્ષકને તે કઇ રીતે સમજાવવો, તેનો વિચાર પ્રત્યેક વખતે કરવો પડતો હોવાથી તેની શિક્ષણપદ્ધતિ દિનપ્રતિદિન સુધરતી જાય છે, એ ફાયદો પણ કંઇ જેવો તેવો નથી."

ટૉલસ્ટૉયની શાળામાં ફી અથવા બીજો કોઇ પણ જાતનો ખર્ચ નહતો. ગુરૂશિષ્યનો સંબંધ પણ કેવળ સ્નેહભાવનો હતો. કેટલીક વખત ગુરૂ શિષ્ય કેટલીક રમતો એકત્ર થઇ રમતા. બાળકોના ગુરૂ તરીકે ટૉલસ્ટૉય જગવિખ્યાત થએલા છે; પરંતુ તેની સાથે કહેવું જોઇએ કે, ગુરૂમાં જરૂરના એવા સર્વ ગુણ તેમનામાં હતા. સાંપ્રતની જુલમી શિક્ષણપદ્ધતિમાં બાળકની જિજ્ઞાસાબુદ્ધિ જાગૃત થવાને બદલે દિવસે દિવસે અધિકાધિક સંકુચિત થતી જાય છે એ સૂત્ર ટૉલસ્ટૉયે જાહેર કર્યું છે તે ખોટું નથીજ. જે જે શિક્ષકોએ શાળામાં બાળકોનું નિરીક્ષણ કર્યું છે તે તે શિક્ષકો એ વિચારને સંમત થયા સિવાય રહેશે નહિ. શાળાના શિક્ષકોની રાક્ષસ જેવી ભયંકર મુખમુદ્રા—જે વખતે શિક્ષકના હાથમાં નેતરનો કટકો નાચી રહે છે તે વખતની સ્થિતિ—ની અસર કોમળ મનના બાળકપર કેવી થાય છે, તે કોઈપણ માણસને સ્વાનુભવથી સમજાય તેમ છે.

વળી એકાદ વર્ગમાં બે ત્રણ શિક્ષક હોય છે તો તેમાં પ્રત્યેકની રીત જુદી હોય છે. એક ગોખણપટ્ટીની સ્તુતિ કરે છે ત્યારે બીજો તેને તિરસ્કારે છે, તો ત્રીજો જુદોજ માર્ગ બતાવે છે. એકને કંઇ ખાનગી કામ કરવાનું હોય છે તો

વાંચવાની આજ્ઞા કરી પોતે વર્ગમાંજ કામ કરવા માંડે છે; તો બીજો વિદ્યાર્થીઓને પરસ્પર પ્રશ્નોત્તરી ચલાવવાનું કહી શાન્તિથી ખૂરસીપર ડોલાં ખાય છે. કેટલાક તો વળી એટલા ક્રોધી હોય છે કે શિષ્ય શંકા પ્રકટ કરે છે, તો તેની સાથેજ 'કેમ તારી અક્કલ મારી ગઇ છે?' વગેરે શબ્દપ્રહારથી બિચારા શિષ્યને ભોંઠોજ પાડે છે; તેવીજ રીતે વ્યાકરણ જેવા વિષયમાં કેવળ નિયમ મોઢે રખાવવામાં ઇતિકર્તવ્યતા સમજે છે.

આવા પ્રકારની દુષ્ટ અને બુદ્ધિહીન શિક્ષણપદ્ધતિની બાળકોપર કેવી અસર થતી હશે, તેની વાંચકોજ કલ્પના કરશે તો ઠીક થશે.





# प्रकरण ९ मुं--लम.




લસ્ટૉયના શિક્ષણ સંબંધી વિચારો પરથી તેમની વિચારણા અને યોજના કેવી શુદ્ધ અને સરળ હતી તે કોઇ પણ સહેલાઇથી જાણી શકે તેમ છે; પણ તેમની ઉંડી વૃત્તિ છેવટના સાધ્ય તરફજ રહ્યા કરતી. તેમના ચિત્તમાં એક એવી લાગણી રહ્યાજ કરતી કે અમુક કંઇક કરવાનું રહી જાય છે; આથી એકાદ સત્કાર્યનો સાધારણ અંશ પણ પોતાના હાથથી થતાં એક સામાન્ય માણસને જે સંતોષ થાય છે તેમ તેમને થતું નહતું. તેમની વૃત્તિ હમ્મેશ અંતર્મુખ રહેવાથી પોતાના ગુણો કરતાં તેમને પોતાના દોષ વિશેષ ત્વરાથી દેખાતા હતા. કેટલીક વખત તો એ દોષની છાયા તેમના ચિત્ત પર એટલી ગાઢી પડતી કે, તેનાથી તેમના પોતામાં રહેલા ગુણ તેમના લક્ષમાંજ આવતા નહિ; આથી તેમના પોતાના હાથે થતાં સારાં કાર્યોમાં પણ તેમને દોષ દેખાતા. પોતાના દોષ ઢાંકી રાખી કેવળ ગુણ આગળ રાખવાની કળા તેમને કદિ પણ સાધ્ય થઇ નહતી. તે પોતાના દોષ ખુલ્લી રીતે જણાવતા અને એક ન્યાયાધીશની માફક તેના પર કડક ટીકા પણ કરતા. ગુણદોષનાં ચિત્ર આલેખવામાં તેમની લેખિની નિપુણ હોવાથી વર્ણનના આવેશમાં કેટલીક વખત તે જરૂર કરતાં પણ વિશેષ દોષ વો'રી લેતા; માટે વાંચકોએ આ પુસ્તકમાંની તેમની પોતાના સંબંધી ટીકા વાંચતાં એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે.

ટૉલસ્ટૉય એક સ્થળે લખે છે કે;–'' યૂરોપનો પ્રવાસ પુરો કરી મેં હમ્મેશને માટે યાસનાયામાં નિવાસ કર્યો. ત્યાં મેં ખેડુતોનાં બાળકો માટે એક શાળા શરૂ કરી હતી. અશિક્ષિત ખેડુતવર્ગને ઉપયોગી શિક્ષણ મળે એવી શાળાઓ મારા પ્રાંતમાં ગામે ગામ સ્થાપવાનો મારો હેતુ હતો. એ કાર્ય મારા અંતરની ઇચ્છા પ્રમાણેનું હતું. વર્તમાનપત્રોમાં લેખ લખી લોકોને શિક્ષણ આપવાની યુક્તિ મેં આ પહેલાં અજમાવી જોઇ હતી; પણ તે માર્ગમાં રહેલી અસ્થિરતાથી મારૂં

મન એ ઉદ્યોગમાંથી સર્વ રીતે ખસી ગયું. મને લાગે છે કે, શાળામાં તેવું કંઈ બનવાનો સંભવ નથી. આ ઉદ્યોગ પણ પછાત પડેલા અશિક્ષિત વર્ગની ઉન્નતિ થાય એ હેતુથીજ કરવો ધાર્યો હતો, પણ ઉન્નતિ અથવા સુધારો એટલે શું? તેજ મારા મનમાં હું હજીસુધી નક્કી કરી શક્યો નહિ. વર્તમાન સમયના સુધારાની કેટલીક દિશા તદ્દન ભૂલ ભરેલી છે એમ મને લાગવા માંડ્યું. આપણી દ્રષ્ટિથી જે સુધારો જણાય છે તે ખેડુત જેવા હઠીલી પ્રકૃતિવાળા માણસોને ગમશે કે કેમ, અને તે તેમને માફક આવી ઉપયોગી થશે કે કેમ, તેનો નિર્ણય હું કરી શક્યો નહિ; તેથી મારા મનમાં એવા વિચાર આવવા લાગ્યા કે, એ સંબંધીની દિશા ઠરાવવાનું કામ તેમનેજ સોંપી દેવું. લેખનદ્વારા હું લોકસેવા કરતો હતો તે વખતે જે હરકતોનો અનુભવ થયો હતો, તેજ હરકતો આ કાર્યમાં મારી નજર આગળ ઉભી થઇ. ખેડુતવર્ગ અને આપણો સુશિક્ષિત વર્ગ એક બીજાથી તદ્દન ભિન્ન છે. તેઓ એક બીજાની જરૂરીઆત સમજી શકતા નથી. આવી સ્થિતિમાં તેમને શેની જરૂર છે તેજ સમજાતું ન હોય તો પછી હું તેમને શું શીખવું? અનેક શિક્ષણસંસ્થાઓનો અનુભવ લેતાં જણાયું છે કે, પ્રત્યેકના શિક્ષણની દશા જુદી છે અને શિક્ષકનો ધંધો કરનારાઓ પરસ્પરની શિક્ષણપદ્ધતિ વિષે વાદવિવાદદ્વારા તત્ત્વબોધ મેળવવાને બદલે માત્ર અજ્ઞાનનેજ છુપાવવાનો પ્રયત્ન કરે છે; આથી વર્તમાન સમયની સર્વ શિક્ષણપદ્ધતિ બાજુએ રાખી વિદ્યાર્થીની ઈચ્છામાં આવે તે શીખે એમ મેં ઠરાવ્યું. આવી રીતે ખેડુતોને ભણાવવાનો હું ડોળ કરતો હતો ખરો, પણ મારા ચિત્તની લાગણી કદિ પણ ઓછી થઈ નહિ. તેમને ઉપયોગી થાય તેવું શિક્ષણ મારા તરફથી તેમને મળતું નથી, એ વિચાર મારા મનને ખૂંચતો હતો; કારણ તેમને શું ઉપયોગી છે તેજ હું જાણતો નહતો."

"આવી રીતે એક વર્ષ એ કામ કર્યા પછી પુનઃ એકજ વખત યૂરોપનો પ્રવાસ કરવાનો વિચાર કરી લોકોને કેવી રીતે કેળવવા, એ વિદ્યા પ્રાપ્ત કરી લઉં એમ મને લાગ્યું."

"યૂરોપનો પુનઃ પ્રવાસ કર્યો અને એ વિદ્યાનું સર્વ રહસ્ય પ્રાપ્ત કરી લઇ હું રૂશીયામાં પાછો આવ્યો. પાછા આવી ખેડુતોનાં બાળકોને ભણાવવાનો તથા માસિકપત્રદ્વારા સુશિક્ષિતોના જ્ઞાનમાં વધારો કરવાનો ઉદ્યોગ મેં આદર્યો. કેવળ ઉપર ઉપરથી જોનારને આ કાર્યમાં ખામી જણાઇ આવે તેમ નહતું. બહારથી સર્વ વાતો સુસંગત જણાતી હતી; પણ મારા અંતઃકરણમાં શાન્તિ ન હતી. મને એમજ લાગ્યા કરતું કે, એમાં કોઇ પણ જગ્યાએ ખાસ ઉણપ હોવી જોઇએ. આવી સ્થિતિમાં હું તદ્દન હતાશ બની જવાની તૈયારીમાં આવ્યો; પણ મારા

મનમાં એવા વિચાર આવવા લાગ્યા કે મારા જીવન પ્રદેશનો જે એક ભાગ—અશોધિત છે તેનો શોધ કરી જોવો. મને લાગવા માંડયું કે, લગ્ન કરીશ તો મારા જીવનને પૂર્ણતા મળશે.”

“ગત વર્ષમાં કરેલા ઉદ્યોગોથી મારૂં ચિત્ત ચકડોળે ચઢ્યા જેવું થયું હતું. તરતમાંજ સર્ફ–ગુલામોને મુક્ત કરવાનો કાયદો પસાર થયો હતો, અને જમીનદાર તથા ગુલામો વચ્ચે મધ્યસ્થ તરીકેનું કામ મને સોંપાયું હતું. એ કામ અત્યંત ત્રાસદાયક હતું. એ કામથી મારૂં મન તદ્દન જડ બની ગયું. અમારી શાળા બહુ ઉન્નત દશામાં હતી એમ નહતું. તેની સ્થિતિ મને ઉત્સાહી બનાવે તેવી નહતી. માસિકના લેખોની પણ એજ સ્થિતિ હતી. લેખોદ્વારા મારૂં અજ્ઞાન છુપાવવા તથા હું સર્વજ્ઞ છું, એવો ભ્રમ લોકોમાં ઉત્પન્ન કરવા સિવાય હું અન્ય કંઈજ કરતો નહતો. આવી સ્થિતિમાં મને માનસિક રોગ લાગુ પડયો હોય તો તેમાં કંઈ નવાઈ જેવું નથી; આથી કેટલોક વખત એ કાર્ય બાજુએ રાખી જંગલોમાં ભટકી થોડા દિવસો પશુની સ્થિતિમાં ગાળવાનું મેં ઠરાવ્યું.”

આવી રીતે કામથી કંટાળી ટૉલસ્ટૉયે યાસનાયા છોડવાનો વિચાર કર્યો. તેમના એ વડીલ બંધુ ક્ષયરોગના ભોગ થઇ પડયા હતા અને એજ રોગની છાયા તેમના પોતાના પર પડે છે એવી શંકા થવાથી હવાફેર કરવાનો નિશ્ચય કરી ઇ. સ. ૧૮૬૨ ના મે મહિનામાં ઍલેકસીસ નામનો એક નોકર તથા બે શિષ્યને સાથે લઇ સમારા તરફ જવા નીકળ્યા.

યાસનાયાથી તે પ્રથમ મોસ્કો ગયા. અહીં તેમને ખબર મળી કે તેમના ભાઇએ જુગાર રમી પાંચ છ હજાર રૂપીઆ ખોયા છે. ભાઇના આ કૃત્યથી ગુસ્સો આવવાથી તેમણે કહ્યું:—‘માણસોના હાથે એવાં કૃત્યોજ કેમ થાય છે?’ પણ એ શબ્દો ઉચ્ચાર્યા પછી અર્ધા કલાકમાંજ જુગાર રમી ટૉલસ્ટૉયે પોતે એક હજાર રૂપીઆનું પાણી કર્યું. એ રકમ પુરી કરવા જેટલા પૈસા તેમની પાસે નહતા તેથી છેવટે કોઝાક નામની નવલકથા એટલીજ કિંમતથી તેમણે એક પ્રકાશકને વેચી દીધી. આ નવલકથા તૈયાર થઇને તેમની પાસે પડી રહી હતી અને તેમાં કંઈ ફેરફાર કરી સુધારો કરવાનું ધાર્યું હતું તેમજ તેનો બીજો ભાગ લખી તે પૂર્ણ કરવાનો વિચાર કર્યો હતો; પણ ઉક્ત ગોટાળાથી એ પુસ્તક તેવીજ અપૂર્ણ દશામાં પ્રકાશકના હાથમાં પડયું. એ પછી એ નવલકથા ટૉલસ્ટૉયે પુરી કરી નથી. તેમને તેનું કદિ સ્મરણ થતું પણ તે સાથેજ તેમને પોતાનાં દુષ્કૃત્યો યાદ આવતાં અને ચિત્ત ખળભળી ઉઠતું.

અહીંના નિવાસમાં તેમને બર્સ નામના એક કુટુંબ સાથે ઓળખાણ થયું. એ કુટુંબ સાથે તેમનો એટલો ગાઢો સ્નેહ બંધાયો કે પરોણા તરીકે કેટલાક

દિવસ તેઓ તેમને ઘેરજ રહ્યા. થોડા દિવસ અહીં રહી તે ટ્વેર ગયા અને ત્યાંથી હોલગા નદીમાં આગબોટનો પ્રવાસ કરી સમારા જઇ પહોંચ્યા.

અહીંથી તેમણે ટાશીયાનાને નીચેનો પત્ર લખેલો છેઃ—

તા. ૨૭ મે, સન ૧૮૬૨

"આજે કારાલિક જવા માટે સમારાથી નીકળીશ. તે અહીંથી નેવું માઇલ દૂર છે અને એ સર્વ પ્રવાસ પગ રસ્તે થવાનો છે."

"મને આ પ્રદેશ અતિ આલ્હાદક લાગે છે. ખાંસી ઘણી ઓછી થઇ ગઇ છે. ઍલેકસીસ અને મારા બે શિષ્ય સારા છે. તેમનાં કુટુંબીઓને તેવી ખબર આપશો. શાળાના મારા બાળમિત્રોને પ્રણામ કહી મને પત્ર લખવા તેમને કહેશો."

તા. ૨૮ જુનના પત્રમાં તે લખે છેઃ—

"આજે મહિનાથી મને ઘર તરફની ખબર મળી નથી. ઍલેકસીસ હવે અતિ લઠ્ઠ બન્યો છે. મારા શરીરમાં પણ થોડું માંસ વધ્યું છે. હજુ થોડી ખાંસી છે. અહીં મને એક લેખક મળ્યો છે પણ મારાથી બહુ કામ થતું નથી. કુમીસ (ઘોડીના દુધની ખાટી છાસ) પીવાથી માણસ આળસુ બનતો હશે કે શું? પંદર દિવસ અહીં રહ્યા પછી જુલાઇની આખરે ગામ આવવાનો વિચાર છે. તમારા તરફની ખબરોનો અહીં દુષ્કાળ પડેલો છે તેથી મને એવું લાગે છે કે, હું જગતની બહાર કોઈ પણ સ્થાને જઈ પડયો છું કે શું?"

ટૉલસ્ટૉય કારાલિકમાં હતા ત્યારે યાસનાયામાં તેમને ઘેર એક જુદોજ બનાવ બનતો હતો. છુપી પોલીસના એક માણસે ટૉલ્સ્ટૉયના ઘરમાં ગુપ્ત દ્વાર હોવાની શોધ કરી પોતાના અધિકારીના કાન ફૂંકયા. આ બાબતમાં તેણે પોતાના ખીસ્સાની અનેક વાતો ઉમેરી હતી. પરિણામે તેણે ટૉલસ્ટૉયના મકાનની તપાસણી કરવા પોતાના દૂત મોકલ્યા. એક દિવસે સવારે સૂર્યોદય થવાની તૈયારીમાં એક કર્નલ, કેટલીક પોલીસ, કેટલાક પહેરગીર, અમલદાર અને કેટલાક લશ્કરી સૈનિક વગેરેએ યાસનાયામાં પ્રવેશ કર્યો. શસ્ત્રોનો ખડખડાટ સાંભળી બિચારા ગ્રામ્યજનો ગભરાઇ ગયા. શાળાના મકાનમાંથી એક કૅમેરા—છાયાયંત્ર હાથમાં આવ્યું. અજ્ઞાન પોલીસને લાગ્યું કે એ એકાદ પ્રાણઘાતક યંત્ર હોવું જોઇએ; તેથી તેઓ એ શું છે તેની તપાસ કરવા લાગ્યા, ત્યારે શાળાના શિક્ષકે તેનો ખરો ઉપયોગ કહી સંભળાવ્યો.

શાળાનું મકાન તપાસી પોલીસનો દરોડો ટૉલ્સ્ટૉયના રહેવાના ઘર તરફ વળ્યો. ઠેકાણે ઠેકાણે ખોદી તથા છત તોડી નાખી આખું ઘર તેમણે તપાસ્યું; પણ શંકા ભરેલું કંઈ પણ મળી આવ્યું નહિ. કબાટો, પેટીઓ, ટેબલનાં ખાનાં વગેરે સર્વ તેમણે જોઇ કાઢયાં ત્યારે ટેબલના એક ખાનામાંથી તેમને ટૉલસ્ટૉયની એક નિત્યનોંધ અને કેટલાક ખાનગી કાગળો મળી આવ્યા. તે નજરે પડતાંજ

હાથમાં લઇ એક અધિકારીએ મોટેથી વાંચવાની શરૂઆત કરી. આ વખતે ટૉલ્સ્ટૉયની બ્હેન કાઉંટેસ મેરી ત્યાં હતી. પોતાના બંધુની ખાનગી વાતો પોતાના કાને પડે નહિ તે માટે તે ત્યાંથી જવા લાગી; પણ પોલીસ અમલદારોએ સખ્તાઇથી તેને છેવટ સુધી ત્યાં બેસાડી રાખી.

યાસનાયામાં કંઇજ પુરાવો મળી આવ્યો નહિ ત્યારે આ કાયદાના તથા શાંતિના રક્ષકો આજુબાજુનાં ગામડાંમાં પેઠા. એ ગામડાંની શાળાઓ ટૉલ્સ્ટૉયના તંત્રથી ચાલે છે એટલુંજ કારણ પોલીસને ઝડતી માટે પુરતું થઇ પડયું હતું. તેમણે એ ગામડાંમાં પણ કબાટો તોડી, ખૂરશીઓ ઉંધી ચતી કરી અને જમીન ખોદી સૂક્ષ્મ દ્રષ્ટિએ તપાસણી કરી. શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની કૉપીઓ અને પુસ્તકો જપ્ત કરી કેટલાક શિક્ષકોને તેમણે અટકમાં લીધા. આ બનાવથી સર્વ ગામડાંના અજ્ઞાન ખેડુતોમાં વિલક્ષણ ગભરાટ પથરાયો. એ સર્વ હકીકત ટૉલ્સ્ટૉયના જાણવામાં આવી ત્યારે તેમણે કાઉંટેસ ટૉલ્સ્ટૉયને નીચેનો પત્ર લખ્યોઃ—

"આ પ્રકરણનો પુરેપુરો નીકાલ થતાં સુધી મારાથી શાંત બેસી રહેવાશે નહિ. મારા સર્વ મિત્રોને એ હકીકત જરૂર જણાવશો. મારા સુખનો અને વિશ્રાંતિનો જે એકજ ઉદ્યોગ હતો તે ઘસી પડયો છે. ટાશીયાના ફોઈ ભયથી પથારીવશ થઈ પડી છે. એમાંથી ઉભી થશે કે કેમ તે પ્રભુજ જાણે! આજસુધી સર્વ ખેડુત સમજતા હતા કે હું એક સાચો માણસ છું. તેમનો એ અભિપ્રાય મારા કેટલાક વર્ષના સદ્વર્તનથી બંધાયો હતો; પણ હવે તે સર્વપર પાણી ફર્યું છે. હું એક ખૂની, આગ લગાડનારો અથવા મોટો ભામટો છું એવી તેમને શંકા થાય તો તેમાં તેમનો કંઇ દોષ નથી. તેઓ એમ પણ કહેતા હશે કે, હું એક ઉસ્તાદ ભામટો હોવાથીજ અત્યાર સુધી કાયદાના તડાકામાંથી છૂટો રહ્યો છું."

"જમીનદારો તો આશ્ચર્યથી મોઢામાં આંગળાંજ ઘાલી રહ્યા છે. બાદશાહને અરજ કરવાનો મારો વિચાર છે માટે કેવી અરજ કરવી તેની તપાસ કરી મને જણાવશો. મારો પત્ર ખુદ બાદશાહના હાથમાં જાય તેવી વ્યવસ્થા થઈ શકશે કે કેમ તેનો પણ વિચાર કરશો. જે થયું તે ખરૂં? હવે તે નહિ બન્યું થઇ શકે તેમ નથી; પણ મારા જાહેર અપમાનનો બદલો તેટલીજ જાહેર રીતે મળવો જોઇએ. તેમ ન થાય ત્યાં સુધી શાન્ત નહિ રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. હું દેશ ત્યાગ કરીશ નહિ તેમ છુપાઈ બેસીશ નહિ. કેટલાક દેશભકતોએ પરદેશમાં વાસ કર્યો છે પણ મને એ માર્ગ પસંદ નથી."

પોલીસના કર્નલ સાહેબ પોતાનું ઝડતીનું કાર્ય પુરૂં કરી પાછા ફર્યા ત્યારે ટૉલ્સ્ટૉયના કુટુંબીઓને તેમણે ધમકી આપી કે, "સંભાળીને રહેજો! હું ફરીથી થોડાજ વખતમાં આવવાનો છું" એમ કહેલું તે વાત ટૉલ્સ્ટૉયના કાને આવી

ત્યારે તે બોલી ઉઠયા: " ઠીક છે ! આવવા દો તેને મારી પાસે. પીસ્તોલો તૈયાર છે. એનો નિકાલ કેવો આવે છે તે હું પણ જોઇશ."

આ વાત કહ્યા પછીથી ટૉલસ્ટૉયે એક વખત જણાવ્યું છે કે, " તે વખતે હું ઘેર નહતો તે ખરેખર સદ્‌ભાગ્યજ ગણાવું જોઇએ. નહિ તો ખૂનના આરોપ માટે કેદી તરીકે કૉર્ટમાં ઉભા રહેવાનો પ્રસંગ આવ્યો હોત."

આ બનાવ બન્યા પછી ઍલેકઝાંડર બાદશાહની સ્વારી મોસ્કો આવી ત્યારે ટૉલસ્ટૉયે અરજ કરી નુકશાનનો બદલો મળવા માગણી કરી હતી. એ અરજના ઉત્તર તરીકે ટૂલા પ્રાંતના ગવર્નરે બાદશાહ તરફથી આવેલો એક ખેદપ્રદર્શક ખરીતો ટૉલસ્ટૉયને પહોંચાડયો હતો.

ટૉલસ્ટૉય જેવા સાત્વિક વૃત્તિના તથા અતિ તેજસ્વી ગૃહસ્થને એવા પ્રસંગ માટે કેવી લાગણી થઈ હશે તેનો કોઇ પણ માણસ વિચાર કરી શકે તેમ છે. ટૉલસ્ટૉયના કાને એવા બનાવોનું વર્ણન ઘણી વખત આવતું હતું; પરંતુ આ વખતે તો તેમને પોતાનેજ તેનો અનુભવ થયો હતો. આથી એકંદરે સરકાર વિષે તેમનું મન કલુષિત થવા લાગ્યું.

સમારાથી પાછા આવ્યા પછી ટૉલસ્ટૉય વારંવાર બર્સ કુટુંબની મુલાકાતે જવા લાગ્યા. ટૉલસ્ટૉયની બહેન મેરી અને મીસીસ બર્સનો પ્રથમથી સ્નેહ સંબંધ હતો. ટૉલસ્ટૉય પોતાની બહેનને ઘેરજ આવતા હતા અને ત્યાં બર્સની પુત્રીઓને વારંવાર મળવાનું થતું હતું. આજ સ્થળે તેમનાં ભાવી પત્નીનો તેમને પ્રથમ પરિચય થયો હતો. આ વખતે તેમના મનની કેવી સ્થિતિ હતી તે તેમની નોંધપોથીના નીચેના ઉતારા પરથી સમજાશે.

" મારી જાતનોજ મને પોતાને મોટો ભય લાગ છે. મારી આ પ્રેમભાવના ખરી છે કે ઉપર ઉપરની છે, તે હું પોતેજ સમજી શકતો નથી. આનંદ અને દુ:ખની લહેરો મારા મનમાં એક પછી એક આવે છે અને જાય છે. કોઇ જીવજાન મિત્ર પણ રહેલો નથી.:વ્યસનમાં સમયનો દુરૂપયોગ કરી હું ધન પાછળ પડયો હતો ત્યારે મારી ચોતરફ કેટલા મિત્રો એકઠા થતા હતા; **પણ ધનનો નાદ છોડીને હું સત્યની શોધ કરવા લાગ્યો ત્યારે મારા પડછાયે પણ કોઇ ઉભું રહેતું નથી.** હું કેવો કદરૂપો છું ? લગ્નનો તો વિચાર પણ મારે કરવો જોઇએ નહિ !"

આ વખતે બર્સનું સર્વ કુટુંબ કેટલાક દિવસને માટે પોતાના મોસાળમાં ગયું હતું. મીસીસ બર્સનું પીયર ઇવીટસા નામના ગામમાં હતું. એ ગામ યાસનાયાની પાસેજ હોવાથી સર્વ મંડળ રસ્તામાં યાસનાયા આવી પહોંચ્યું. અહીં સર્વ બે ત્રણ દિવસ રહ્યાં અને એજ વખતે મીસ સોફાયાની તેના પિતા બર્સ

પાસે માગણી કરવામાં આવી. સોફ્રાયાના પિતાએ એ માગણી એકદમ સ્વીકારી નહિ; કારણ કે સોફ્રાયાની મોટી બ્હેનનું અદ્યાપિ લગ્ન થએલું નહતું, પણ ટૉલસ્ટૉયના આગ્રહથી તેમણે એ માગણી છેવટે સ્વીકારી અને એક અઠવાડી-આમાં લગ્નનો દિવસ નક્કી થયો.

પોતાની એકંદર રીતભાત-વર્તન સંબંધી સર્વ માહિતી ન્યાયના ધોરણે પત્નીને હોવી જોઇએ એમ લાગવાથી ટૉલસ્ટૉયે પોતાની નોંધપોથી સોફ્રાયાને આપી. એ નોંધમાં તેમણે પોતાના એક પણ ખરાબ આચારનું કોઇ પણ અંગ ગુપ્ત રાખ્યું ન હતું. યુવાવસ્થામાં તેમના હાથે જે અત્યાચાર થયા હતા તે સર્વની નોંધ તેમાં હતી. સોફ્રાયાની સમજ એવી હતી કે પોતાનો ભાવી પતિ સદ્ગુણનું પુતળુંજ છે; પણ તેણે જ્યારે નોંધ વાંચી હશે ત્યારે તેની કેવી સ્થિતિ થઇ હશે તેની કલ્પનાજ કરી લેવી જોઇએ. તેણે એક આખી રાત રડી રડીને કાઢી; પણ પછી તેણે વિચાર કરી તે નોંધ ટૉલસ્ટૉયને પાછી સોંપી અને ગત-કાળની વાતો ગતકાળમાંજ ડૂબી ગઇ.

તા. ૨૩ સપ્ટેમ્બર ૧૮૬૨ ના રોજ ટૉલસ્ટૉયનું લગ્ન મોસ્કોમાં કરવામાં આવ્યું. આ વખતે તેમની ઉપર ૩૪ વર્ષની હોઇ સોફ્રાયાની ઉમ્મર ૧૮ વર્ષની હતી. લગ્ન થયા પછી એ નવવિવાહિત જોડું યાસનાયા આવ્યું અને ત્યાર પછી બે અઠવાડીએ પોતાના મિત્ર ફ્રૅટને ટૉલસ્ટૉયે નીચે પ્રમાણેનો પત્ર લખ્યો:—

"પ્રિય મિત્ર! મારૂં લગ્ન થયાને બે અઠવાડીઆં થયાં છે. હું પૂર્ણ સુખમાં છું અને હવે પૂર્વનો લીયો રહેલો ન હોઇ હું એક નવોજ માણુસ બની ગયો છું."

"મારી પત્નીપર મારો પૂર્ણ પ્રેમ છે. આજે મારી ૩૪ વર્ષની ઉમ્મર થઇ છે, પણ શુદ્ધ પ્રેમમાં કેટલું સુખ હોય છે તેની કલ્પના પણ મને થએલી નહતી. ખરેખર હું એટલા સુખને પાત્ર છું કે નહિ તે વિષે વારંવાર મારા મનમાં વિચાર ઉદ્ભવે છે અને મનમાં કોલાહલ થઈ રહે છે. તમોએ અને મારી પત્ની જેવાં સુશીલ માણુસોએ મારા પર આટલો પ્રેમ શા માટે કરવો જોઇએ, તેજ મને સમજાતું નથી."

ટૉલસ્ટૉયનું ચિત્ત માસિક તરફ હવે જોઇએ તેવું રહ્યું નહિ. માસિકના ગ્રાહકોની સંખ્યા પણ સારી ન હતી અને તેમાંના લેખો તરફ આગેવાન પત્રો પૈકી કોઇએ વિશેષ લક્ષ પણ આપ્યું નહિ. વળી વર્ષની આખરે સુમારે એ માસિક પાછળ સાત હજાર જેટલી ખોટ ગએલી જણાઇ; એટલે છેવટે બારમો અંક નીકળ્યા પછી તે બંધ કરવું પડયું. તેમનો ઘણો ખરો સમય શાળામાં જતો અને ઘરનું કંઇપણ કામકાજ જોવાને તેમને અવકાશ મળતો નહતો; તેથી તેમને શાળા પણ બંધ કરવી પડી.

ટૉલ્સ્ટૉય અને સોફાયાનો પરસ્પર સંબંધ પ્રેમભર્યો હતો. કોઈવાર કોઈ કારણસર તેમનામાં કલહ થતો; પરંતુ તેથી પ્રેમમાં ઘટાડો નહિ થતાં કાલાંતરે એ બંધન અધિક દૃઢ થતું ગયું. ટૉલ્સ્ટૉય વિષે સોફાયાને પ્રેમ સાથે આદર પણ હતો. પોતાનો પતિ ઉત્તમ લેખક હોવા માટે સોફાયા ઘણી મગરૂર રહેતી, તેમજ તેની બુદ્ધિ કુશાગ્ર હોવાથી તેના તરફથી ટૉલ્સ્ટૉયને લેખનકાર્યમાં પુષ્કળ સહાય મળતી હતી. ટૉલ્સ્ટૉય તદ્દન સ્વતંત્ર લેખક હોવા સાથે તેમના અક્ષર સારા નહિ હોવાથી સ્વચ્છ નકલ કર્યા સિવાય તેમના લેખ પ્રકાશક તરફ મોકલી શકાતા નહિ. કેટલીક વખત તો પોતાનું લખેલું તે પોતેજ સમજી શકતા નહિ; કેટલીક વાર લેખની હકીકત સૂત્રમય અને ખંડિત રહેતી; કેટલીક વખત વાક્ય પણ અપૂર્ણ રહેતાં. એવા લેખોની શુદ્ધ પ્રત તૈયાર કરવાનું કામ સોફાયા સારી રીતે બજાવતી.

ટૉલ્સ્ટૉયના ગૃહસુખમાં ખામી હોય તો તેમની અનારોગ્ય પ્રકૃતિની હતી. તે પોતે ચપળ હતા. તેમનું શારીરિક બળ ઓછું નહતું; પણ કોઇને કોઈ વિકારથી તેમની પ્રકૃતિ અસ્વસ્થ રહ્યા કરતી હતી. તેમના ખાનગી પત્રોમાં ઘણી જગ્યાએ 'પ્રકૃતિ સારી નથી' એવા ઉલ્લેખ મળી આવે છે. યુવાવસ્થાના આરંભમાં તેમને ઉદરનો કંઇ વ્યાધિ થયો હતો અને ક્રિમિયન યુદ્ધમાં તેમને પુષ્કળ દુઃખ સહન કરવું પડ્યું હતું; તેથી તેમની પાચનક્રિયા એક વખત જે બગડી તે છેવટ સુધી સુધરી નહિ.

ટૉલ્સ્ટૉયનો સ્વભાવજ એવો હતો કે તેમને શહેરમાં રહેવું ગમતું ન હતું. અમીર ઉમરાવો, શ્રીમંત વ્યાપારીઓ અને સરકારી અધિકારીઓનાં મંડળોમાં ભળવાનું તેમને અપ્રિય હતું. તે કહેતા કે 'આજુબાજુએ મોટા લોકો નજરે પડતાંજ મારૂં ચિત્ત ચમકે છે.' વળી તેમની સાંપત્તિક સ્થિતિ પણ શહેરમાં સુખથી રહી શકાય તેટલી સારી નહતી. તેમનું કુટુંબ સરદારના દરજ્જાનું હોવાથી નામને શોભે તેવા ઠાઠમાઠથી મોટા કુટુંબ સહિત શહેરમાં રહેવાનું પરવડે તેમ ન હતું. આથી પોતાનું મુખ્ય સ્થાન યાસનાયા રાખી તે કદિ કદિ મહિનો પંદર દિવસ મોસ્કો રહી આવતા.

આવાજ એક પ્રસંગે મોસ્કોથી પાછા યાસનાયા આવતાં તેમના જાણવામાં આવ્યું કે ફૅટ આગલાજ દિવસે આવીને પાછો ગયો છે. તે વખતે તેમણે ફૅટને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતોઃ—

"એકજ દિવસ ખાતર તમારો મેળાપ થઇ શક્યો નહિ તે માટે દિલગીર થયો છું. આપણે કેટલીએ વાતો કરવાની હતી. એક પણ દિવસ એવો નથી જતો કે જે દિવસે તમારૂં નામ દશ પંદર વખત ન નીકળ્યું હોય. તમારો મત એવો છે કે, સ્ત્રીઓ ઢીંગલા ઢીંગલીની રમત સિવાય અન્ય કંઇ કરી શકતી નથી; પણ મારી પત્ની માટે એ સાચો નીવડી શકે તેમ નથી. મને તે ઘણી સહાયકારક

થઈ પડે છે. અમે થોડી થોડી ખેતી શીખીએ છીએ. હવે હું હળ સારી રીતે પકડી શકું છું. જ્યારથી ખેતી કરવા લાગ્યો છું ત્યારથી હું એક નવીજ શોધ કરી શક્યો છું. તે શોધ એ છે કે, નોકર ચાકરપર કદિ આધાર રાખવો નહિ. એ લોકો માલીકને લાભને બદલે નુકશાનજ કરે છે. તમારા નોકર ચાકરોને એકદમ રજા આપી દો અને પછી તમે ભલે ઉંઘ્યા કરો. એથી તમને કોડીનુંએ નુકશાન નહિ થાય. આ પ્રયોગ મેં જાતે કરી જોયો છે અને તેની સત્યતા વિષે મને ખાત્રી થએલી છે."

"હવે તમારો મેળાપ ક્યારે થશે? જાણુવામાં આવ્યું છે કે તમે મોસ્કો જવાના છો તો રસ્તે જતાં આ તરફ આવશો. નહિ આવો તો મને અને તેને તમારાપર ઘણુંજ માઠું લાગશે. આ વાક્ય તેના કહેવાથીજ લખું છું. હજુ કેટલુંએ લખવાનું છે પણ હવે સમય નથી. ભાભીને કહેશો કે ઘણું ઘણું કહીને ખબર પૂછી છે."

"તમે ઓરેલ જાવ ત્યારે મારા માટે દોરડાં ખરીદી મોકલજો."

ટૉલ્સ્ટૉયનો પત્ર હાથમાં પડતાંજ ફૅટ પણ મળવા માટે તરતજ ત્યાં ગયો. તે આવ્યો ત્યારે ઘર પાસેના તળાવનો ગાળ કાઢવાનું કામ ચાલતું હતું અને ટૉલ્સ્ટૉય તેપર દેખરેખ રાખતા હતા. ફૅટ નજરે પડતાંજ તે દોડી ગયા અને ભેટી પડયા. આ મુલાકાતનું ફૅટે કરેલું વર્ણન અતિ આનંદપૂર્ણ છે. ઘરનું સર્વ કાર્ય ટૉલ્સ્ટૉય અને તેમનાં પત્ની જાતે કરતાં. ફૅટને જણાઇ આવ્યું કે કામ નોકરલોકોપરજ કદિ પણ પડી રહેવા દેવામાં આવતું નથી. ફૅટ કહે છે કે લીયોનો સંસાર જોઇને ટાશીયાના બહુજ રાજી થતી હતી.

વળી તે કહે છે કે ટૉલ્સ્ટૉયનું આ કુટુંબસુખ જોઇને કોઈ પણ પરોણો ઘડીભર પોતાનું દુઃખ ભૂલી જાય તેમ હતું.

તા. ૨૮ જુનના રોજ ટૉલ્સ્ટૉયનો પ્રથમ પુત્ર જન્મ્યો. તેનું નામ તેમણે સર્જેસ રાખ્યું. ટૉલ્સ્ટૉયને એકંદર છવ્વીસ વર્ષમાં તેર બાળક થયાં.

સોફાયાના સંબંધમાં ફૅટ પરના એક પત્રમાં ટૉલ્સ્ટૉય લખે છે કે "સોફાયા કામથી દબાઇ જાય છે. અમારે ત્યાં વિશેષ નોકર ચાકર નથી તેથી ઘણું ખરૂં કામ તેનેજ કરવું પડે છે. હમણાં મધમાખીઓ પાળી છે, ઘેટાંનું ટોળું રાખ્યું છે અને થોડો બાગબગીચો પણ ઉભો કર્યો છે."

"ટૉલ્સ્ટૉયની લખેલી "કોઝાક" નવલકથા વિષે ટૂરજીનેફ કે જેની સાથે ટૉલ્સ્ટૉયને બનતું નહતું, તેણે નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છેઃ—

"કોઝાક વાર્તા મેં વાંચી જોઇ અને હું આનંદથી તદ્દન બેહોશ બની ગયો. બૉટકીનની પણ એવીજ સ્થિતિ થઇ. પોલીકુષ્કા વાંચીને ટૉલ્સ્ટૉયના બુદ્ધિ-

વૈભવ વિષે મને ઘણુંજ કૌતુક અને આશ્ચર્ય થયું. તેમાંના કેટલાક વિચાર મનને છક કરી નાખનારા છે."

ઇ. સ. ૧૮૬૩ થી સુમારે પંદર સોળ વર્ષ સુધી ટૉલસ્ટૉયનું જીવન એકમાર્ગી રહ્યું હતું. કામકાજ અને ખેતી સિવાય બીજો કોઈ મહત્ત્વનો ઉદ્યોગ તેમણે હાથમાં લીધો નથી. એ સમયમાં તેમણે માત્ર બે મોટી નવલકથા અને એક નાનાં બાળકો માટેનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું; અને યાસનાયાની મિલકતને સારી સ્થિતિમાં સ્થાપી પોતાનો બાગ બગીચો વધાર્યો તથા વોલગા નદીને પૂર્વ કિનારે એક નવી જમીન ખરીદ કરી.

સોફ્રાયાનો ભાઈ અગીઆર વર્ષનો હતો ત્યારથી, ઇ. સ. ૧૮૬૬ થીજ ટૉલસ્ટૉય પાસે દરેક ઉનાળાની રજામાં યાસનાયામાં ઘણા દિવસ સુધી રહેતો હતો. તેણે ટૉલસ્ટૉયનાં સ્મરણો પ્રસિદ્ધ કર્યાં છે; તેમાં તેમનો ખાનગી જીવનક્રમ સારી અને સુંદર રીતે આલેખ્યો છે. તેણે ઘણી જગ્યોએ ટૉલસ્ટૉયે આજુબાજુના તૂટી ગએલા જાગીરદારોની સ્થિતિ જોઇ પોતાનું ઉત્પન્ન વધારવા કેટલો પ્રયત્ન કર્યો છે તેનું વર્ણન કર્યું છે. તેમણે પોતાનાં બાળબચ્ચાં પર એવો પ્રસંગ ન આવે તે માટે ખેતીમાં અધિક લક્ષ આપી તેનું ઉત્પન્ન વધાર્યું, જાનવરોની નવી પેદાશ શરૂ કરી અને મધમાખી પાળવા જેવા બીજા ધંધા પણ હાથમાં લીધા હતા.યાસનાયામાં વ્યતીત થએલા સમય વિષે ટૉલસ્ટૉય પોતે કહે છેઃ—

"યૂરોપનો પ્રવાસ પુરો કરી મેં હમ્મેશને માટે યાસનાયામાં નિવાસ કર્યો. યાસનાયા આવ્યા પછી લગ્ન કર્યું અને એ લગ્ન સંબંધ અતિ આનંદદાયક નીકળવાથી, તેના યોગે જીવનક્રમમાં ઉદ્‌ભવેલી નવીનતાને લીધે કેટલાંક વર્ષ હું તેમાંજ લીન થઇ રહ્યો. માનવજીવનનો અંતિમ હેતુ શો છે? એવા પ્રકારના અતીંદ્રિય પ્રશ્નોથી મારૂં મન એ સમયમાં તદ્દન પરાવૃત્ત થએલું હતું. એ કાળમાં "હું અને મારૂં કુટુંબ" એટલાની હદ બહાર કદિ પણ મારી દૃષ્ટિ ગઇ નથી. સ્ત્રી પુત્રોનો વ્યવહાર ચલાવવો અને ઉત્પત્તિ વધારવી એજ માત્ર મારૂં રાત્રિદિવસનું લક્ષ્ય હતું; અને પૂર્વની પૂર્ણતા પ્રાપ્ત કરવાની ઇચ્છા આ વખતે દબાઇ જઇને તેને ઠેકાણે શુદ્ધ ઐહિક—જડ સુખની ઇચ્છા બંધાઇ ગઇ હતી."

"આવી રીતે મારા જીવનનાં પંદર વર્ષ ગયાં. ગ્રંથકારનો ધંધો કંઇ અતિ મહત્ત્વનો નથી એમ ખરેખર મારા મનને લાગતું હોવા છતાં મારૂં લેખનકાર્ય એ સમયે ચાલુજ હતું. એ ધંધામાં હું લલચાયલો હતો. તેની મીઠાશ મેં એક વખત ચાખી હતી. પોતાનામાં ગુણ હોવા છતાં અને લેખમાં કોઈ પણ પ્રકારનું મહત્ત્વ નહિ હોવા છતાં, કીર્તિ અને ધન એ બંનેનો મફતનો લાભ મળે છે, એવો મને અનુભવ થએલો હોવાથી એ ધંધાનો મોહ હું ત્યજી શક્યો નહિ.

સાંપત્તિક સ્થિતિ સુધારવાના આશયથીજ મેં કલમ પકડી હતી. મારા જીવનનો હેતુ શો છે એ પ્રશ્ન કોઇ વખત ઉત્પન્ન થતો તો હું તરતજ તેને દાબી દેતો.”

સર્ફ લોકોને સ્વતંત્રતા મળ્યા પછી જમીનદાર અને સર્ફ ખેડુતો વચ્ચે અનેક પ્રકારના કલહ ઉત્પન્ન થઈ જમીનદારવર્ગ માટે સમય કઠિન બન્યો હતો. સર્ફ લોકોની એવી સમજ થઇ હતી કે, બાદશાહે સર્વ જમીન આપણને આપવા ધાર્યું હતું; પરંતુ સરકારી અધિકારીઓએ તેમાં વિઘ્ન નાખ્યું. આથી વારંવાર જમીનદારો સાથે મારામારી અને તોફાનો થતાં હતાં. જો કે ટૉલ્સ્ટૉયને એવી આપત્તિ ભોગવવી પડી ન હતી, પણ તેમને ખેડુતો બીલકુલ ત્રાસ આપતા નહતા એમ કંઇ ન હતું. કેટલીક વખત નજીવા કારણસર પણ તેઓ તેમનું કાર્ય અટકાવી પાડતા. એક વખતે તેમણે ઘાસના પુળા બાંધવાને ના પાડી. ઘાસ કાપવા લાયક થઇ ગયું હતું; હવામાં વરસાદનાં ચિન્હ દેખાવા લાગ્યાં હતાં તેથી જો તેની તરતજ વ્યવસ્થા ન થઈ હોત તો સર્વ ઉત્પન્ન નષ્ટ થયું હોત; પણ ટૉલ્સ્ટૉયે સમય ઓળખી આજુબાજુની શાળાના શિક્ષકોને એકત્ર કરી પોતે કુટુંબસહ એ કાર્યમાં રોકાઇ કામ પુરૂં કરી લીધું.

આ વખતે ટૉલસ્ટૉયનું લક્ષ આર્થિક બાબત તરફ વિશેષ હોવાથી સમારા પ્રાંતમાં ફળદ્રૂપ જમીન સસ્તી મળતી સાંભળીને તે ઇ. સ. ૧૮૬૪માં જમીન જોવા માટે તે પ્રાંતમાં ફરી વળ્યા. આ પ્રવાસ ચાલતો હતો તે વખતે યુદ્ધ અને શાંતિ નામની નવલકથાના અગાઉના વિચારો તેમના ચિત્તમાં ભમ્યા કરતા. ફૅટને લખેલા પત્રમાં તે જણાવે છેઃ—

“ હાલમાં મારી વૃત્તિ તદ્દન ઉદાસ બનેલી છે. એક પણ લીટી હું લખતો નથી છતાં મસ્તકના વિચારભ્રમણનો ત્રાસ ઓછો થતો નથી. વાવેતર કરતા પહેલાં જમીનને કેટલી વખત ખેડવી પડે છે તેની તમને કલ્પના પણ થઇ શકશે નહિ. હમણાં મારા મસ્તકમાં રમતી નવલકથાનાં પાત્રો ઉભાં કરવામાં હું લીન થઇ ગયો છું. ચિત્તમાં લાખો પ્રકારની ભાંગફોડ ઉભી કરી તેનો એક લક્ષાંશ ભાગ ચુંટી કાઢવાનો હોય છે એ કામ ખરેખર અતિ કઠિન છે. હમણાં હું એજ કામ કરૂં છું.”

“ ગયા ચોમાસામાં મેં મારી નવલકથાનો ઘણો ભાગ લખ્યો છે. મસ્તકમાં આવે છે તેનો સોમો ભાગ પણ હાથે થાય તો કેટલું કાર્ય થાય એવા એવા વિચારો આવે છે. પ્રત્યક્ષ આચારમાં હજારમો ભાગ પણ ઉતરતો નથી; તથાપિ અમુક એક કાર્ય સિદ્ધ કરવાની સત્તા મારામાં છે એટલા વિચારથી પણ મારા જેવા માણસને આનંદ થાય છે. તમને પણ એ અનુભવ હશેજ.”

ટૉલસ્ટૉયના સર્વ લેખોની પહેલી સમગ્ર આવૃત્તિ ઇ. સ. ૧૮૬૪માં પ્રસિદ્ધ થઇ હતી. ઇ. સ. ૧૮૫૨ થી ૧૮૬૩ સુધીમાં તેમણે નાનાં મોટાં એકંદરે વીસ

પુસ્તકો લખ્યાં હતાં. લેખક તરીકે એ લેખોથી તેમનું નામ સારી રીતે પ્રસિદ્ધ થયું હતું. ટૉલ્સ્ટૉયે પોતે જો કે જાહેર કર્યું છે કે એ લેખોમાંના ઘણા ખરા અપક્વ વિચારોની ફલંગોરૂપ છે, પણ ખરી રીતે તે કંઈ અપરિપક્વ ન હતા. ટૉલ્સ્ટૉય જન્મથીજ પ્રતિભાવાન્ હોવાથી તેમની વિચારસામગ્રી બહારથી ઉછીની મેળવેલી ન હતી. એમાંના ઘણાખરા લેખોનાં અંગ્રેજી વગેરે યૂરોપની અન્ય ભાષાઓમાં ભાષાંતર થએલાં હોઇ તે અતિ લોકપ્રિય નિવડેલાં છે.

અક્ટોબર મહિનામાં એક દિવસે ટૉલ્સ્ટૉય ઘોડાપર બેસી બહાર ફરવા નીકળ્યા હતા. સાથે બે શિકારી કુતરા પણ રાખ્યા હતા. ઘરથી ઘણેજ દૂર જંગલમાં ગયા પછી જાળામાંથી એક સસલું બહાર નીકળી દોડી ગયું. સસલાને જોતાંજ કુતરા તેની પાછળ પડયા. ટૉલ્સ્ટૉય જો કે શિકાર કરવાના ઉદ્દેશથી નીકળ્યા ન હતા પણ કુતરા દોડયા તે સાથે તેમણે પણ ઘોડાને એડી મારી. ઘોડો જાતિવાન હોવાથી તે ચારે પગે ધસવા લાગ્યો. તે દિવસ હવા ભીનાસવાળી હોઇ જમીન પણ સહજ નરમ બની હતી. દોડતાં દોડતાં એક ઢોળપર ઘોડાનો પગ લપશી ગયો અને તે એકદમ સ્વારસહ પડી ગયો; આથી ટૉલ્સ્ટૉયનો હાથ ભાગી ગયો અને તે બેભાન થઇ પડયા. ઘોડો તો તરતજ ઉઠીને ચાલ્યો ગયો. ટૉલ્સ્ટૉય શુદ્ધિમાં આવ્યા ત્યારે પાસે ઘોડો કે કુતરા કોઇ પણ ન હતાં. ઘરથી તે કેટલાએ માઇલ દૂર આવી પડયા હતા. ગાડીનો સરીયામ રસ્તો પણ ત્યાંથી અર્ધો પોણો માઇલ દૂર હતો. લથડતા લથડતા તે ત્યાં સુધી ગયા અને રસ્તાની બાજુએ પડી રહ્યા. રસ્તે ખેડુતોનાં કેટલાંક ગાડાં ગયાં, પણ ટૉલ્સ્ટૉયમાં બૂમ પાડવાની શક્તિ રહી ન હતી તેથી કોઇનું લક્ષ તેમના તરફ ગયું નહિ. છેવટે એક ખેડુતને તેમણે પાસે બોલાવી નજીક રહેતી એક વૃદ્ધ બાઇને ઘેર પોતાને લઇ જવા કહ્યું. એ બાઈ હાડકું બેસાડવાના કાર્યમાં પ્રખ્યાત હતી. તે બાઇએ પુષ્કળ પ્રયત્ન કર્યો પણ હાડકું બેસી શકયું નહિ.

એટલા વખત દરમીઆન આ અકસ્માતની ખબર ટૉલ્સ્ટૉયને ઘેર પહોંચવાથી સોફ્રાયા નોકરો સાથે ત્યાં આવીને ટૉલ્સ્ટૉયને ઘેર લઈ ગઇ. બીજે દિવસે ટૂલાથી એક દાક્તરને બોલાવવામાં આવ્યો. તેણે બેશુદ્ધિનું ઔષધ સુંઘાડી હાડકું બેસાડી સંપૂર્ણ આરામ થવા માટે દોઢ મહિનો બીછાના પર પડી રહેવા આજ્ઞા કરી. એ મુદત પુરી થતાંજ ટૉલ્સ્ટૉયે બંદૂક મંગાવી એક અવાજ કર્યો. અવાજ થતાંજ બંદુકના ધક્કાથી તેમના હાથમાં કળતર થવા લાગ્યું. હાથ પૂરી રીતે સારો નહિ થએલો જોઈ ટૉલ્સ્ટૉય મોસ્કો ગયા. અહીં બે નિપુણ શસ્ત્રવૈદ્યોએ તેમના હાથપર પુનઃ શસ્ત્રક્રિયા કરી; અને આ વખતે થોડાજ દિવસમાં ટૉલ્સ્ટૉયનો હાથ પૂર્ણ રીતે સારો થયો.

ઇ. સ. ૧૮૬૫ના મે મહિનામાં ફૅટના એક પત્ર પરથી જણાય છે કે ટૉલ્સ્ટૉયનો એક પુત્ર ઘણો માંદો હતો તેમજ તે પોતે પણ ત્રણ દિવસ બીછાનાવશ રહ્યા હતા. એ મે મહિનામાં ટૉલ્સ્ટૉયની સાળી તથા તેમની બહેન કાઉંટેસ મેરી પોતાનાં બાળકો સહ યાસનાયા આવી રહ્યાં હતાં. આ સમયે ફૅટને લખેલા પત્રમાં ટૉલ્સ્ટૉય જણાવે છે:–

" મારો લેખનવ્યવસાય થોડો થોડો ચાલે છે. હજુ જંગલી પક્ષીઓનો શિકાર કરવાનો શોખ છુટ્યો નથી; પણ કેટલીએ બાર કરવા છતાં એક પણ પક્ષી મરતું નથી. ખેતીનું કામ સારૂં ચાલે છે. સારૂં એટલે એમ કે, તેનાથી હવે મને પહેલાં જેટલો ત્રાસ થતો નથી. હાલમાં એટલું થશે તો બસ છે. "

" એકાદ કંપનીના શેરની બજારમાં કંઇ કિંમત રહેતી નથી તો તેના ભાગીદારોની જેવી સ્થિતિ થાય છે, તેવીજ આજે મારા ખેડુતોની સ્થિતિ થઇ છે. અમારો સર્વ વર્ગ હવે તદ્દન ખાલી થઇ ગયો છે. મારા પોતા વિષે કહેશો તો મારૂં સર્વ લક્ષ ખેતી તરફ રોકી રાખવાની જરૂર ન પડે તો ઠીક એટલીજ ઇચ્છા છે. મારી પોતાની દ્રષ્ટિએ જોતાં મારો સર્વ વ્યવહાર સંતોષકારક છે; પણ દુષ્કાળની ધાસ્તી ઉભી થએલી હોવાથી વારંવાર ચિંતા થાય છે. મારી પોતાની અને આજુબાજુની સ્થિતિની તુલના કરી જોઉં છું તો મને અતિ આશ્ચર્ય થાય છે. અમારા ભાંણામાં સુંદર પદાર્થોના ઢગલા પડે છે. તાજું માખણ, ઉત્તમ રોટલી અને સુંદર શાકપાન અમારા થાળમાં હમ્મેશ તૈયાર હોય છે. મારી આજુબાજુનો બગીચો લીલોછમ રહે છે અને સુંદર યુવતી મજલીનનો પોષાક ધારણ કરીને તેમાં ફરે છે. પણ સહજ પેલી તરફ દ્રષ્ટિ કરો ! ભૂખથી ખેડુતોનાં પેટ ચોટી ગયાં છે, ખેતરોમાં પાક ખરાબ થઇ ગયો છે અને ઠેર ઠેર પડેલા કાંટાઓથી તેમનાં સ્ત્રી પુત્રોના તથા તેમના પોતાના પગોમાંથી રક્ત વહે છે. અમારા તરફની ખેતી અને છોડવા ભયંકર દેખાય છે. મને તો ખેતરમાંજ જવાનું મન થતું નથી. ખેતીમાંથી મન કાઢી લખવા વાંચવામાં પરોવવું એજ મારા માટે શાન્તિનું સ્થાન છે. તમારા તરફ ખેતીની કેવી સ્થિતિ છે ? મને લાગે છે કે, તમે પણ હાલમાં ખેતી છોડી લેખનકાર્યમાં પડશો તો ઠીક થશે. "

ટૉલ્સ્ટૉયના વડીલ બંધુ નીકોલસના ભાગમાં નીકોલસ્કીનું વતન આવેલું હતું. નીકોલસના મૃત્યુ પછી એ વતનનો વારસો લીઓ ટૉલ્સ્ટૉયને મળ્યો હતો; તેથી ટૉલ્સ્ટૉય તેની વ્યવસ્થા કરવા માટે ત્યાં ગયા. અહીં તેમણે બે ત્રણ મહિના મુકામ રાખી ઘરની દુરસ્તી કરાવી હતી."

ટૉલ્સ્ટૉયનું નાનાં બાળકો સાથે કેવું વર્તન હતું તેનું વર્ણન તેમના સાળાએ નીચેના શબ્દોમાં કર્યું છે:—

"ટૉલ્સ્ટૉયને બાળકો ઘણાં ગમતાં. તેમને હમ્મેશ એમજ થતું કે, આજુબાજુ બાળકો રમ્યા કરે તો ઠીક. બાળકોને આકર્ષી લેવાની કળા ટૉલ્સ્ટૉયને ઠીક સાધ્ય થએલી હતી. એક અજાણ્યું બાળક પણ જોતજોતામાં તેમનું મિત્ર બની જતું. બાળકની ઇચ્છા શી છે તે જાણે કુદરતી રીતેજ તે જાણી જતા હોય એમ લાગતું. કેટલીક વખત તેમનાં પોતાનાંજ બાળકો 'અમારા મનમાં શું છે તે કહો!' એમ કહી તેમની પાછળ પડતાં; અને નવાઈ જેવું એ હતું કે તે પણ બાળકોને બરોબર ઉત્તર આપતા."

"અજાણ્યાઓની સાથે શાન્તિથી વર્તી, પળમાં તેમને પોતાના કરી લેવાનો ગુણ ટૉલ્સ્ટૉયમાં કુદરતી રીતે જન્મની સાથેજ વસી રહેલો હતો. એવો એક પણ પ્રસંગ મને યાદ આવતો નથી કે એકાદ નોકરના હાથે અપરાધ થયો હોય તે વખતે ટૉલ્સ્ટૉયે તેના તરફ મુખ ચડાવ્યું હોય. તેમના નોકરો પણ તેમની સાથે અત્યંત અદબથી વર્તતા અને તેમના પર પ્રેમ રાખતા. ટૉલ્સ્ટૉયનો આ પ્રેમ કેવળ મનુષ્યો પ્રતિજ હતો એમ કંઇ નહતું. તેમને શિકારનો શોખ હતો તોપણ ઘોડા કે કુતરા પર તેમણે કદિ ચાબૂક ઉગામી હોય એવું બન્યું નથી.

તેમને ઘેર વીસ વર્ષ રહેલા એક નોકરે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"હું નાનપણથીજ નીકોલીચ પાસે ઉછર્યો છું. હું તેમને મારા પિતા પ્રમાણે માનતો અને તેવોજ પ્રેમ રાખતો હતો. કાઉંટનું વદન સહજ ઉગ્ર હતું, પણ નોકરો સાથે તે ઘણી સારી રીતે વર્તતા હતા. કોઈ પણ પરકીય માણસને તે તેમને ત્યાં આવતો તો તેને એ દિવસમાંજ પોતાના ઘર જેવુંજ લાગતું. તેમનું અંતઃકરણ અતિ દયાળુ હતું. મારા હાથે એકાદ ભૂલ થતાં તે ખીજવાતા તો હું તરતજ તેમની પાસેથી ખસી જતો હતો; અને પછી પાંચ દશ મિનિટે હાંક મારતા એટલે ત્યાં જતો ત્યારે પૂર્વનો અપરાધ તેમના મનમાં લેશ માત્ર નહિ હોવાનું જણાઇ આવતું."

વૃદ્ધાવસ્થામાં કાઉંટ લીયો ટૉલ્સ્ટૉયની વૃત્તિમાં અજબ પરિવર્તન થઇ ગયું હતું. આરંભમાં તેમને ખેતીનો શોખ લાગ્યો હતો. ગાયોનાં ટોળાં રાખવાં, ઘેટાં પાળવાં વગેરે કાર્ય તેમને અતિ પ્રિય થઈ પડયું હતું. આ વખતે તેમનો સ્વભાવ કંઇક ક્રોધી અને ઉચ્છૃંખલ હતો. શિકારે જવાની ઇચ્છા થતાંજ ગાડી તૈયાર કરી શિકારના બૂટ લાવવા આજ્ઞા કરતા અને નોકર ઍલેકસીસ બૂટ લઇ આવતો કે બૂમ પાડી કહેતા, 'તું કેવળ મફતનો માલ ઉડાવનાર છું. બૂટ લૂંછી સાફસુદ્ધ કેમ કર્યા નથી?' ઍલેકસીસ પોતાના સ્વામીનો સ્વભાવ સારી રીતે જાણતો હતો. તે મૂંગે મોઢે બહાર જતો અને થોડી વારે તે બૂટ જેવાને તેવા લઇ પાછો આવતો; એટલે ટૉલ્સ્ટૉય 'ઠીક, હવે જો કેવા સ્વચ્છ

ચયા. તું ઘણો હુશીયાર માણુસ છે.' એમ કહી તેની પીઠ થાબડતા.

ટૉલ્સ્ટૉય સૃષ્ટિદેવીના પરમ ભક્ત હોવાથી શહેરમાં નહિ રહેવાના કારણમાં તે પણ એક મુખ્ય કારણ હતું. નાના ગામડામાં રહી આજુબાજુના જંગલમાં ફરવાનો તેમને ભારે શોખ હતો. એકના એક જંગલમાં પણ તેમને હમ્મેશ નવી શોભા જણાતી અને તે કહેતા: 'પ્રભુની સંપત્તિ કેટલી અગાધ છે, જુઓ! તે રોજ નવાં નવાં રત્ન પોતાના ભંડારમાંથી બહાર કાઢે છે.' જાતે શિકાર અને ખેતીના શોખીન હોવાથી ખેડુત વર્ગ પર તેમનો પ્રેમ ઉતરેલો હતો. તે કહેતા કે શિકારી અને ખેડુત લોકોનેજ સૌંદર્યનું સાચું ઓળખાણ હોય છે.

ગમે તેવી ખરાબ હવા હોય ત્યારે પણ તે જંગલ તરફ હમ્મેશ ફેરો માર્યા સિવાય રહેતા નહિ. તેમની પ્રકૃતિ કદિ પણ સંપૂર્ણ રીતે સારી રહી નથી. કસરતનો અને ઘોડાપર બેસવાનો શોખ જારી રહેવા છતાં પગે ફરવાની હોંશ પણ વિશેષ હતી. કોઇ વખત લેખનકાર્ય બરોબર ચાલતું નહિ અથવા સંસારની કચકચથી મન અસ્વસ્થ થતું, તો લાંબા આંટા મારવા રૂપી ઔષધનો તે ઉપયોગ કરતા. ચાલવાની તેમને એટલી ટેવ પડેલી હતી કે આખો દિવસ ચાલ ચાલ કરવા છતાં તેમને થાક લાગતો નહિ. તેજ પ્રમાણે ઘોડાપર બેસી એકી સાથે દશબાર કલાક તે સહેલાઇથી પ્રવાસ કરતા. તેમની ઓરડીમાં કસરતનાં અનેક પ્રકારનાં સાધન ગોઠવાએલાં રહેતાં.

કોઇ પણ પ્રકારના મોજશોખનો તેમને તિરસ્કાર હતો. સામાન્ય લોકોને જરૂરની જણાતી વસ્તુઓ તેમને મોજની લાગતી. એવા પ્રકારની વસ્તુઓથી મનુષ્યના શરીરને, મનને અને આત્માને હાનિ થાય છે એમ કહી, કેવળ જરૂરની વસ્તુઓ સિવાય તેમણે કોઈપણ મોજીલી વસ્તુનો સંગ્રહ કર્યો નથી. ઘરનો સર સામાન જરૂર પુરતો અને તે પણ સુંદરતારહિત છતાં મજબૂત રાખતા. ખાનપાન તરફ તેમનું વિશેષ લક્ષ ન હતું. તેમને જીભના સ્વાદની ખબર નહતી. તેમને પીરસાએલું ચૂપકીથી ખાઇ લેવાનીજ માત્ર ટેવ હતી. એકાદ વસ્તુ ઘણા દિવસો સુધી પણ નહિ પીરસાવા છતાં તેનું સ્મરણ પણ તેમને થતું નહિ. સ્પ્રીંગ કે નરમ ગાદીનાં બીછાનાં પણ તેમને પ્રિય નહતાં. કેવળ લાકડાના કૉચ પર સાદડી નાખીને પડી રહેવાનો નિયમ પણ તેમણે કેટલાક દિવસ સુધી રાખ્યો હતો.

પોષાકના સંબંધમાં પણ તેમની તેટલીજ સાદાઇ હતી. અક્કડ ઇસ્તરીનાં કપડાં ખાસ વિશેષ પ્રસંગ સિવાય તેમણે કદિ વાપર્યાં નથી. ઘેર હાથે સીવેલાં ખેડુત પદ્ધતિનાં કપડાંજ તે ઘર આગળ વાપરતા. બહાર જતા ત્યારે પણ થોડાં ફેરફાર વાળાં પણ ખેડુત પદ્ધતિનાંજ કપડાં પહેરતા. કપડાંમાં ભપકાનું નામ રહેતું નહિ. રૂશીયામાં ઠંડી વિશેષ પડતી હોવાથી શોભા કરતાં શરીરરક્ષણ તરફજ

અધિક લક્ષ રાખવાની ફરજ પડે છે. ટૉલ્સ્ટૉયની પદ્ધતિ મુજબનાં કપડાંથી શરીર-રક્ષણનું કાર્ય ઉત્તમ રીતે સાધ્ય થતું હોવાનો ઘણાઓને અનુભવ થવાથી કેટલાકોએ તેમનું અનુકરણ પણ કર્યું હતું.

ઇ. સ. ૧૮૬૬ ના જાન્યુઆરી મહિનામાં ટૉલ્સ્ટૉય કુટુંબ સહ મોસ્કો જઈ એક સ્વતંત્ર ઘર રાખી દોઢ મહિના સુધી રહ્યા હતા; અને એજ સમયે યુદ્ધ અને શાન્તિ એ નવલકથાનો બીજો ભાગ છાપવાનું કાર્ય આરંભાયું હતું. મોસ્કોના આ નિવાસ દરમીઆન તે ચિત્રશાળામાં જવા લાગ્યા અને ત્યાં તેમણે પૂતળાં ઘડી જોવાનો યત્ન કરી જોયો; પણ એ શોખ બહુ દિવસ ટક્યો નહિ.

ઇ. સ. ૧૮૬૬ ના મે મહિનામાં તેમને ઈલીયા નામનો બીજો પુત્ર પ્રાપ્ત થયો.

આ વખતે યાસનાયા પાસે એક લશ્કરી ટુકડીનો મુકામ પડ્યો હતો. એ પલટણનો કોલ્ટસૅફ નામનો એક અમલદાર કાઉંટેસના ઓળખાણનો હતો. તે કદિ કદિ ટૉલ્સ્ટૉયને ઘેર આવતો હતો. તેણે કર્નલ ઉનોશા નામના પોતાના ઉપરી અમલદાર સાથે ટૉલ્સ્ટૉયને પરિચય કરાવ્યો હતો અને સ્ટોસુલેવીચ નામનો બીજો એક અમલદાર પણ ટૉલ્સ્ટૉયને ઘેર આવતો જતો હતો. એક દિવસે એ બેઉ અમલદાર ટૉલ્સ્ટૉયને ઘેર આવ્યા અને એક સૈનિકની લશ્કરી કોર્ટ આગળ તપાસ થવાની છે એવી ખબર આપી. એ સૈનિક પર કંપનીના મુખ્ય અમલદારને માર્યાનો આરોપ હતો. ફાંસીની શિક્ષા માનવજાતિને કલંક લગાડનારી છે, એવો ટૉલ્સ્ટૉયનો મત હોવાથી એ સૈનિકનો બચાવ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો.

શીબુનિન નામનો એક અર્ધો ગાંડો સૈનિક હતો. તે બહાર જનારા લશ્કરી રિપોર્ટની નકલ કરવાનું કામ કરતો હતો. તેને દારૂનું ભયંકર વ્યસન હતું. થોડાક પૈસા હાથમાં આવતા કે તે પીવા તરફ દોડતો. તેની ટુકડીનો અમલદાર પોલ જાતિનો હોઈ કેટલાંક કારણોથી શીબુનિન વિષે તેના મનમાં વૈષમ્યભાવ ઉત્પન્ન થયો હતો; તેથી તેના લખાણમાં ભૂલો કાઢી વારંવાર તેની પાસે નકલો કરાવતો. આથી શીબુનિન પણ ચીડાઈ ગયો હતો. એક દિવસે તે દારૂ પીને આવ્યો હતો તે વખતે તેની અને એ પોલ અમલદારની વચ્ચે બોલાચાલી થઇ પડી. તેમાં શીબુનિને તેને એક ઠોંસો લગાવ્યો. આ અપરાધ માટે કાયદામાં મૃત્યુની શિક્ષા જણાવેલી હતી.

એ સૈનિકની તપાસ ત્રણ લશ્કરી અમલદારો આગળ શરૂ થઇ. આ ખટલામાં શીબુનિન તરફે ટૉલ્સ્ટૉયને વકીલાત કરવાની પરવાનગી મળી. આ વખતે ટૉલ્સ્ટૉયે આરોપી તરફે અત્યુત્તમ ભાષણ કર્યું. ટૉલ્સ્ટૉયે પોતાના આખા જીવનમાં ફક્ત ચારજ જાહેર ભાષણ આપેલાં છે. તે સર્વમાં ઉત્તમ ભાષણ થયું હોય તો તે આજ હતું એમ કહેતા. પરિણામે એ ત્રણ અમલદારોમાં મતભેદ થયો પણ અંતે ટૉલ્સ્ટૉયનો પ્રયત્ન ફળીભૂત ન થતાં કૉર્ટે તે સૈનિકને ગોળીથી ઠાર કરવાનો

ઠરાવ આપ્યો. આથી ખુદ બાદશાહ તરફ દયા દર્શાવવા ટૉલસ્ટૉયે અરજ કરી; પરંતુ પોતાના હમ્મેશના સ્વભાવને અનુસરી તેમણે તે અરજમાં પલટણનું નામ દર્શાવ્યું નહતું. એટલી એક ભૂલનો લાભ લઇ યુદ્ધખાતાના પ્રધાને તે અરજ બાદશાહ તરફ મોકલી નહિ; તેથી કૉર્ટની શિક્ષા અમલમાં મૂકાઇ.

લશ્કરી કૉર્ટે તથા પ્રધાને એટલી નિર્દયતા બતલાવી; પણ આજુબાજુના ખેડુતો શીબુનિન માટે નાના પ્રકારની મીઠાઇ લઈ આવ્યા. શીબુનિનને વધસ્તંભ આગળ લઇ જવામાં આવ્યો તે વખતે તેના મુખ પર કોઇ જાતનો વિકાર દેખાતો નહતો. આજુબાજુ પુષ્કળ ખેડુતો એકત્ર થઇ રડતા હતા. એ ખેડુત મંડળે શીબુનિનની કબર આગળ એક ધર્મોપદેશકને અહોરાત્ર બેસાડી પ્રાર્થના કરાવી, અને તેની કબર પર ફૂલો પાથરી ચોતરફ મીણબત્તીઓ લગાડી. બીજે દિવસે પુનઃ સર્વ ખેડુતો એકઠા થયા અને પ્રાર્થના શરૂ કરી ત્યારે પોલીસે ત્યાં આવી તેમનો સર્વ સમારંભ પોતાના દંડાથી તોડી પાડ્યો અને શીબુનિનની કબર પણ જમીનદોસ્ત કરી.

આ બનાવથી પ્રજા અને સરકારની મનોવૃત્તિનો ફરક ટૉલસ્ટૉયની નજરે આવ્યો અને તેની અસર તેમના ચિત્ત પર થયા સિવાય રહી નહિ. ટૉલસ્ટૉયની એવી માન્યતા હતી કે સરકાર, કાયદો અને કાયદાનો અમલ એ સર્વ વાતો દુર્બુદ્ધિમૂલક છે. તેમની એ સમજને આ બનાવથી પુષ્ટિ મળી. ટૉલસ્ટૉયનો છેવટનો અભિપ્રાય એવો હતો કે, સરકાર એ નામની સંસ્થા લોકોને સારા માર્ગે લઇ જનારી ન હોઇ, ઉલટી દિનપ્રતિદિન તે પ્રજાને બગાડવાનુંજ કામ કરે છે.

ઇ. સ. ૧૮૬૬ ના અરસામાં મોસ્કોથી દક્ષિણ રૂશીયામાં જતો રેલ્વેનો ફાંટો ટૂલા શહેર સુધી તૈયાર થયો હતો તેથી યાસનાયાથી મોસ્કો અને ત્યાંથી યૂરોપમાં ગમે ત્યાં જવાની સવડ થઇ હતી: પરંતુ એ સવડનો લાભ લેવાનો ટૉલસ્ટૉયને વિચાર થયો નહિ. ગામડાના શાન્ત વાતાવરણમાં રહી શારીરિક તથા માનસિક કાર્ય બને તેટલું કરવું એજ તેમને પસંદ હતું. આ વર્ષે તેમણે પોતાની પડતર જમીનમાં બર્ચ વૃક્ષોનું નવું જંગલ બનાવવા માંડ્યું હતું. તેનું લાકડું સારૂં અને કિંમતી હોવાથી ટૉલસ્ટૉયે ઉત્પન્નનો એક નવો માર્ગ ઉભો કર્યો હતો.

ઇ. સ. ૧૮૬૭ ના ઉનાળામાં ટૉલસ્ટૉયની પ્રકૃતિ પુનઃ ઘણીજ બગડી ગઇ. દાક્તરી વિદ્યા વિષે તેમના મનમાં આદર કદિ વસ્યો નહતો અને કોઇપણ દાક્તર પર તેમને લેશ માત્ર વિશ્વાસ નહતો; પરંતુ પત્નીના અત્યાગ્રહથી મોસ્કોના એક પ્રસિદ્ધ અનુભવી દાક્તરની સલાહ લઇ તેના કહેવા પ્રમાણે કેટલાક ઔષધી ઝરાનું પાણી તેઓ ઘણા દિવસ સુધી પીતા હતા.

યુદ્ધ અને શાન્તિ એ નવલકથા પુરી થતાં સુધીમાં ટૉલસ્ટૉયને એકંદર ચાર બાળક થયાં હતાં. તે વખતે રૂશીયામાં આરંભથીજ બાળકોને દાઇને સ્વાધીન

કરવાની રૂઢિ હતી; પરંતુ ટૉલ્સ્ટૉયને ઘેર કદિ દાઇનો પ્રવેશજ થવા પામ્યો ન હતો. બાળકોને ઉછેરવાનું સર્વ કાર્ય તેમની પત્નીજ કરતી હતી. બાળકની દશ વર્ષ જેટલી ઉંમર થતા સુધી સોફાયા જાતેજ તેને રૂશીયન ભાષા અને ગીત શીખવતી હતી, અને બાળકોનાં કપડાં પણ તે જાતેજ શીવતી. એ ઉપરાંત અનેક પ્રકારનું ગૃહકાર્ય પણ તેને પોતાને કરવું પડતું હતું. એટલી ગડબડમાં પણ યુદ્ધ અને શાન્તિની તેમણે સાત સાત વખત નકલો કરી હતી. ટૉલ્સ્ટૉય કહેતા કે, રેતીનો પ્રત્યેક કણ જોવામાં આવે છે ત્યારેજ સોનાનો એકાદ કણ મળે છે. પોતાનું કોઇ પણ પુસ્તક છાપખાનામાં જતા સુધીમાં તે અનેકવાર નજર નીચે ફેરવતા અને પુષ્કળ વખત તેમાં ફેરફાર પણ કરતા. આથી છેવટની શુદ્ધ અને સ્વચ્છ પ્રત તૈયાર થતા સુધીમાં પુસ્તક કેટલીયે વાર લખાતું. અંકગણિત અને ફ્રેંચ ભાષા એ બે વિષય બાળકોને ટૉલ્સ્ટૉય જાતે શીખવતા.

બાળકોના શિક્ષણ સંબંધીનો ઘણોખરો ભાગ ટૉલ્સ્ટૉયની પત્નીપરજ હતો અને તે પણ બને તેટલી રીતે તેમનાજ વિચારોને અનુસરી બાળકોને શિક્ષણ આપતી. અત્યાર સુધી શિક્ષણ પરત્વે એ જોડામાં વિશેષ મતભેદ નહતો, પણ પછીથી ટૉલ્સ્ટૉયના વિચારો બદલાવાથી મતભેદનો આરંભ થયો હતો.

બાળકોને કોઇપણ પ્રકારનાં રમકડાં આપવાનો વિશેષ રિવાજ નહતો; પરંતુ ફરવા હરવાની, બૂમો પાડવાની અને રમવાની તેમને સંપૂર્ણ છૂટ હતી. ટૉલ્સ્ટૉયે કદિ પણ બાળકોને કોઈ જાતની ભારે શિક્ષા કરી નથી. તેમનો અભિપ્રાય એવો હતો કે, સૌમ્ય અને પ્રેમ ભરી રીતે બાળકો સાથે વર્તી તેમનો વિશ્વાસ મેળવવાથી તે વિશેષ નીતિવાન થાય છે. એકાદ બાળક જૂઠું બોલતું ત્યારે તે મોટામાં મોટી શિક્ષા તેની સાથે બોલવાનું બંધ કરવાની કરતા; પણ પોતાની કૃતિ વિષે તેને પશ્ચાત્તાપ થતાંજ તે તેની સાથે પ્રેમથી વર્તતા. ટૉલ્સ્ટૉય કદિ પણ ' હું માફી માગું છું ' અથવા ' હું ફરીથી કદી એમ કરીશ નહિ' એવા શબ્દ બાળક પાસે ઉચ્ચારાવતા નહિ. તે ઘરના સર્વ મંડળીને હમ્મેશ કહેતા કે, બાળકોની વૃત્તિ અતિ અનુકરણશીલ હોય છે; માટે ઘરનાં વડીલ માણસોએ તે હમ્મેશ કાળજીપૂર્વક લક્ષમાં રાખવી જોઇએ. મોટા માણસો બેસતા ત્યાં નાનાં બાળકોને જવાને પ્રતિબંધ રહેલો નહતો. ટૉલ્સ્ટૉય હમ્મેશ બાળકો ઉંઘી જતાં કે 'હવે છૂટાં થયાં' એવા ઉદ્ગાર કાઢતા. તેમણે બાળકોને અંગ્રેજી શીખવવા માટે એક અંગ્રેજ સ્ત્રી શિક્ષક રાખી હતી. તેમનો એવો મત હતો કે, યુરોપના અન્ય દેશો કરતાં ઈંગ્લાંડની શિક્ષણપદ્ધતિમાં વિશાળતા વધારે છે. વળી પોતાની માફક સૃષ્ટિરચના—સૌંદર્યપ્રિયતા બાળકોમાં ઉદ્ભવે તે માટે તથા જાનવરો, પશુપક્ષી અને કીડા વગેરે પ્રાણીપર તેમના મનમાં પ્રેમ ઉત્પન્ન થાય એ હેતુથી, તે બાળકોને સૃષ્ટિ-

નિરીક્ષણની ટેવ પાડવાનો યત્ન હમ્મેશ કરતા.

નોકર ચાકરોપર હુકમ કરવાની બાળકોને બીલકુલ રજા હતી નહિ. તેમની પાસે નમ્રતાથી માગણી કરવાની તેમને સૂચના હતી, અને એ બાબતમાં બાળકોને યોગ્ય ટેવ પડે તે માટે ઘરનાં અન્ય માણસોને પણ તે તેવુંજ વર્તન રાખવા કહેતા. રૂશીયન જમીનદારોમાં એટલી હલકી બુદ્ધિ પ્રવર્તી રહી હતી કે તેઓ સર્ફ લોકો માણસજ નથી એમ ગણતા. નોકર ચાકરને બેસવાના સ્થાને મલીકો પગ પણ મૂકતા ન હતા; તેમજ એ ભેદબુદ્ધિ એટલી પ્રબળ હતી કે ઉભયના પોષાકમાં પણ ભિન્નતા રાખવામાં આવતી હતી; છતાં કહેવું જોઇએ કે ટૉલસ્ટૉય કુટુંબ જેવાં કેટલાંક કુટુંબોમાં સ્વામી અને સેવક વચ્ચે કલહ ન હતા પરંતુ પ્રેમ-ભાવ હતો. ઈંગ્લાંડમાં તે કાળે પણ નોકરોની સ્થિતિ રૂશીયન સર્ફના જેવી નહતી. ત્યાં નોકરોને સ્વતંત્રતા હતી પણ રૂશીયાના સ્વામી અને સેવક વચ્ચે જે સ્નેહભાવ જણાતો, તે ઈંગ્લાંડમાં જણાતો ન હતો. માલીકોની વાતચિતમાં કંઇ બોલવાની હિમ્મત ઈંગ્લાંડનો નોકર કરી શકતો નહિ; પણ રૂશીયાના એકાદ કુટુંબમાં કૌટું-બિક ચર્ચા ચાલતાં નોકર તેમને ખુશીથી સૂચના કરી શકતો. એકંદરે ટૉલસ્ટૉય કુટુંબમાં તો ઉપર જણાવ્યા કરતાંએ નોકરોને વધારે સુખ હતું.

ટૉલસ્ટૉયે યાસનાયાની શાળામાં એવી પદ્ધતિ રાખી હતી કે, બાળકની ઇચ્છામાં આવે તે વિષય શીખે અથવા શીખવવો; તથાપિ તેજ પદ્ધતિ તેમણે પોતાને ઘેર રાખી ન હતી; છતાંએ કહેવું જોઇએ કે, તેમણે બાળકોપર અમુક વિષય શીખવોજ જોઇએ એવો જુલમ કદિ પણ કર્યો નથી. પાઠ તૈયાર ન થવા બદલ તે બાળકોને કદિ પણ શિક્ષા કરતા નહિ; પરંતુ એકાદ બાળક પોતાનો પાઠ સારી રીતે તૈયાર કરી બતાવતો તો તેને ઇનામ આપતા. બાળકો કંઇ પૂછતાં તો તેમનાપર લેશ માત્ર ચીડાયા વગર હમ્મેશ યોગ્ય ઉત્તર આપતા. શાસ્ત્રીય અથવા તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષય સંબંધી પણ ખુલ્લા દિલથી વાત કરતા. કોઇ બાબતની તેમને પોતાને માહિતી ન હોય તો ગમે તેવો ઉડાવ જવાબ ન આપતાં પોતાની અજ્ઞાનતા ચોકખી રીતે કબુલ કરી તે વિષય તૈયાર કરતા. તેમનો સાળો બર્સ અગીઆર બાર વર્ષનો હતો ત્યારથી તે કેટલાક વખત સુધી તેમની પાસે રહ્યો હતો. તેને તે હમ્મેશ સાથે લઇને ફરવા જતા અને ફરતાં ફરતાં અનેક વિષયોપર તેની સાથે વાર્તાલાપ કરતા. બર્સ પણ ઘણી વખત તે વય, જ્ઞાન, વગેરેમાં પોતાના કરતાં શ્રેષ્ઠ છે તેનું ભાન ન રાખતાં વિતંડાવાદ કરતો; તથાપિ તેવા સમયે પણ પોતાની શાન્તિ ન ગુમાવતાં તેની સાથે સ્વસ્થતાથી વાત કરી તેને સમજાવવા પ્રયત્ન કરતા. વળી બાળકોને પણ તેમની સાથે ફરવા જવાનું ઘણું ગમતું. તેજ પ્રમાણે તે કસરત કરતા ત્યારે સર્વ બાળકો પણ તેમની

પાસે એકઠાં થઇ કસરત શીખતાં. ઠંડીના દિવસોમાં બરફના થરના થર જામે છે, ત્યારે ગરગડીવાળા બૂટ પહેરી બરફ૫ર ચાલવાનો રૂશીયનોને ઘણો શોખ હોય છે. તે રમત પણ ટૉલ્સ્ટૉય સાથે બાળકો આનંદથી રમતાં.

સવારનો નાસ્તો લેતા પહેલાં બર્સને સાથે લઈ ટૉલ્સ્ટૉય ફરવા જતા. ઘરની નજીકમાંજ એક નાની નદી હતી, તેમાં તે અનેક વખત સ્નાન પણ કરતા. સવારે ફરીને તે બંને ઘેર આવતા એટલે સર્વ નાસ્તા માટે એકત્ર થતાં અને એ વખત ઘણા આનંદમાં જતો હતો. તે સમયે ટૉલ્સ્ટૉય બાળકોને અનેક વાતો કહેતા અને સાથે સાથે પુષ્કળ હાંસી મશ્કરી પણ કરતા. નાસ્તો પુરો થયા પછી તે ચહાથી ભરેલું એક વાસણ લઇ પોતાની લખવાની ઓરડીમાં જતા. એ ઓરડીમાં તે કામ કરતા હોય તે વખતે બાળકોને ત્યાં આવવાની રજા નહતી, તેમજ તે વખતે તેમનાં પત્ની પણ કદિ પગ મૂકતાં નહિ; પરંતુ તેમની મોટી પુત્રી બાલ્યાવસ્થામાં હતી ત્યારે વારંવાર એ નિયમનો ભંગ કરતી. તે જમ્યા પછી એકદમ લખવા ન બેસતાં એકાદ નવલકથા થોડીવાર વાંચતા. છેવટે કામથી પરવારી સંધ્યાકાળે તે અનેક પ્રકારની રમત રમતા.

તે જ્યારે યાસનાયામાં રહેતા હતા ત્યારે તેમને ઘેર તેમના પોતાના કુટુંબનાં માણસો અથવા બર્સ કુટુંબના માણસો સિવાય કોઇ આવતું નહિ. તેમના સ્નેહી મંડળમાં કવિ ફૅટ, લંગોટીમિત્ર ડાયાકૉફ, સુપ્રસિદ્ધ ટીકાકાર સ્ટ્રૉહોફ અને પ્રિન્સ ઓરૂસૉફ એટલાજ કવચિત આવતા. પોતાને ત્યાં ઘણા મિત્રો આવતા નથી તે માટે તેમને વિશેષ વિષાદ થતો નહતો, અને એક રીતે તે વખતે તેમને લખવાનું કામ ઘણું હતું તેથી પરોણાની સેવામાં વખત ખોવાનું તેમને ઠીક પણ લાગ્યું ન હોત.

આ વખતે રૂશીયામાં ફૅટના રાજકીય વિચારો સંબંધી ઘણો ખરાબ અભિપ્રાય બંધાયો હતો. સર્ફ લોકોને સ્વતંત્રતા આપવા સંબંધી કાયદો પસાર થતી વખતે ફૅટે તે વિરૂદ્ધ કેટલાક લેખો લખ્યા હતા, તેથી સામાન્ય સમાજને તે અપ્રિય થઇ પડયો હતો. ટુરજીનેફ જેવા ગ્રંથકારને પણ ફૅટને માટે ખરાબ લાગ્યું હતું; પરંતુ ફૅટ એ કંઇ ફેંકી દેવા જેવો માણસ નહતો. તેના રાજકીય વિચારો ઘણાઓને નાપસંદ હશે પણ તેણે રૂશીયન સાહિત્યની સારી સેવા કરી હતી. તેનું ખાનગી વર્તન પણ ચોકખું હતું. ફૅટ વિષે ટૉલ્સ્ટૉયે નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે.

“ પ્રત્યક્ષ વર્તન કરતાં કેટલાકોના ભાષણમાંજ નીતિનું મોટું પ્રમાણ જણાય છે. મુખથી નીકળતી નીતિ આચારમાં રાખવીજ જોઇએ એવો તેમનો આગ્રહ હોતો નથી. ત્યારે કેટલાકોની નીતિ ભાષણ કરતાં વર્તનમાં વિશેષ જણાય છે. પોતે કેવળ વાક્પાંડિત્ય બતલાવનાર છે એવી લોકોની સમજ થશે, એ ભયથી ફૅટ ઘણું ખરૂં નીતિની વાતો કરતો નથી; પરંતુ તેનું વર્તન અતિ શુદ્ધ છે. ”

"ફ્રૅટ સૈન્યમાં ઘોડેસ્વાર હતો ત્યારથીજ તેને કવિતા લખવાનો શોખ લાગુ પડયો હતો. કુદરતી રીતેજ કવિત્વશક્તિ તેનામાં ઉદ્દભવેલી હતી. સૈનિકસેવા છોડયા પછી તેણે ભક્તિપૂર્વક સાહિત્યની ઉપાસના કરી છે. તેણે ઘણા જુના કવિઓનાં કાવ્યોનાં ભાષાંતર કર્યાં છે તેમજ ટૉલસ્ટૉયની સૂચના પરથી શૉપનહારના એક પુસ્તકનું તથા ગેટેના ફૉસ્ટનું ભાષાંતર પણ પ્રસિદ્ધ કર્યું છે. માત્ર રાજકીય બાબત તરફ તેને અતિ તિરસ્કાર હતો. એ વિષયમાં તેની બુદ્ધિ વિશેષ ચાલતી નહતી એમ કહીશું તો હરકત નથી. તેજ પ્રમાણે પશ્ચિમના દેશોમાં ગયાં સો દોઢસો વર્ષમાં જે મોટી ઔદ્યોગિક હીલચાલ થઇ ધંધાનો વિકાસ થયો છે, તે પણ તેને પસંદ ન હતો. ફ્રૅટને લાગતું કે, પશ્ચિમના લોકો અભિમાનપૂર્વક માને છે કે એવી રીતે ઔદ્યોગિક ધંધાનો વધારો થવો તે અર્વાચીન સંસ્કૃતિનો મોટો વિજય છે; પણ એ પ્રમાણે ઉદ્યોગ ધંધાનો વધારો થવાથી સંપત્તિની વહેંચણી અસમાન થઇ કરોડો લોકો દારિદ્રયમાં ડૂબી જાય છે. આ સંબંધમાં ટૉલસ્ટૉયના વિચાર તદ્દન મળતા હતા અને તેજ પ્રમાણે શુદ્ધ સત્વગુણી સાહિત્ય માટે ઉભયને સરખોજ પ્રેમ હતો. શહેરના નિવાસનો કંટાળો અને ગામડાના નિવાસની મધુરતા જોવામાં પણ બંને સરખા હતા. બંનેને ખેતી પ્રિય હતી; તેવીજ રીતે અન્ય માણસોની ભાંજગડ કરી **સર્વ જગતને સુધારવાનું બીડું ઝડપવા કરતાં પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવા** તરફ ઉભયનું સરખુંજ લક્ષ હતું. બેઉમાં **સ્વદેશભકિત હતી; પણ તે ભકિતની ઘેલછા નહતી**. જગતની કેવી સ્થિતિ છે તેની દરકાર કરવાની જરૂર નથી. આપણો દેશ સુખી રહે તો બસ છે એમ તે માનતા નહતા. એ તત્ત્વની વિચારસરણી પણ એક બીજાને મળતી હતી. કેવળ સ્વદેશની સાંકડી મર્યાદામાં તેમની દ્રષ્ટિ રોકાઈ ન રહેતાં તે અખિલ જગત તરફ વહેવાને ઉત્સુક રહેતી હતી; અને આ પ્રમાણે ગુણની સમાનતા હોવાથીજ ઉભયમાં સારો મિત્રભાવ ઉત્પન્ન થયો હતો.

ઘર છોડીને ગમે ત્યાં ભટકવાનું ટૉલસ્ટૉયને લેશ માત્ર ગમતું નહતું. કંઈ ખાસ કારણ પરત્વે મોસ્કો જવાનો પ્રસંગ આવતો ત્યારે તેમને પોતાનાપર મોટી આફત આવી પડયા જેવું લાગતું. શહેરમાં રહેવાનું થતું ત્યાં સુધી તેમની આનંદવૃત્તિ નષ્ટ થઇ તે ચીડીયા બની જતા. પ્રવાસ પુરો થઇ ઘર તરફ મુખ વળતું કે ઘેર પહોંચતાં સુધી તેમને સ્વસ્થતા મળતી નહિ; પણ ઘેર આવ્યા પછી સર્વ કુટુંબ સુખરૂપ હોવાનું જણાતાં તેમની આનંદવૃત્તિ પુનઃ જાગૃત થઇ જતી, અને પછી તે સર્વ પ્રવાસમાં બનેલા બનાવોનાં લાંબાં લાંબાં વર્ણનો કરતા.

અત્યાર સુધીમાં જણાવી ગયા છીએ કે ટૉલસ્ટૉયનો જન્મસ્વભાવજ એવો હતો કે, **જે કાર્ય હાથમાં લીધું તેની પાછળ તન મનથી મંડી પડવું.**

છતાં એ સંબંધી પ્રિન્સ આબોલેન્સ્કીના તેમના વિષેના વિચાર અહીં ઉતારીશું તો અયોગ્ય નહિ ગણાય. તે કહે છેઃ—

" કાઉંટ ટૉલ્સ્ટૉયના સ્વભાવની પરીક્ષા મેં અનેક રીતે કરી છે. તે જે કોઇ ધંધો હાથમાં લે છે તે ધંધામાંજ તેમનું સર્વ લક્ષ લાગી જાય છે અને તેમને એમજ લાગે છે કે, સ્વીકારેલા કાર્યની સિદ્ધિપર સર્વ જીવન અવલંબી રહેલું છે. એક વખત એક નાચ વખતે તે મને મળ્યા હતા ત્યારે તે બોલ્યા હતા કે, ' જુઓ, સ્ત્રીઓના નૃત્યના પોષાકમાં પણ કેટલી રસિકતા ઓતપ્રોત થઈ રહેલી છે. રચના અને શોભાની દ્રષ્ટિએ દરજીએ કેવું ચાતુર્ય બતાવ્યું છે ? ' શિકારના સમયે પણ તે તે કાર્યમાં તલ્લીન થઇ જતા હતા. બાગાયત, ફળાઉ વૃક્ષોનો ઉછેર વગેરે વગેરે અનેક બાબતમાં મેં તેમનો ઉદ્યોગ જોયો છે અને તે ઉપરથી મારી ખાત્રી થઈ છે કે, કોઇપણ કાર્યમાં તેમના અંતઃકરણની એકાગ્રતા વિલક્ષણ હોય છે."

ટૉલ્સ્ટૉયની ઘરગથ્થુ રહેણી માટે તેમનો એક નોકર કહે છેઃ-

" ઘરની સર્વ વ્યવસ્થા કાઉંટ જાતે જોતા. પ્રત્યેક ઝીણી બાબત તરફ પણ તેમનું લક્ષ રહેતું. જાનવર બાંધવાનાં કોઠીયાં ઘર સ્વચ્છ રાખવાને તે ઘણી કાળજી રાખતા. તેમની પાસે ત્રણસો ડુક્કર હતાં, એ ગલીચ્છ પ્રાણીની જગ્યામાં સુદ્ધાં દુર્ગંધિનું નામ નિશાન મળતું નહિ. એટલાં પ્રાણીને રોજને રોજ નવડાવવા અને કોઠીયાં ઘરની જમીન તથા દિવાલો સાફ કરવા માટે તેમણે એ નોકરની નિમણુંક કરી હતી. સવારે ઉઠીને તરતજ તે જાતે ફરીને સર્વ કોઠીયાં જોતા અને કોઇપણ જગ્યાએ સહજે દુર્ગંધ જણાતી તો અતિ ગુસ્સે થઇ જતા. તેમનો સ્વભાવ અતિશય ઉગ્ર હતો. એક વખત એક દાકતર સારસનાયા આવ્યો હતો તેણે તેમનો ક્રોધ જોઈ 'તમે આટલા તપી જાવ નહિ, એ ક્રોધ પ્રકૃતિને અતિ અપાયકારક છે ' એમ કહ્યું ત્યારે તેમણે જણાવ્યું કે, 'હું શું કરૂં ? **મને અંતઃકરણપૂર્વક લાગે છે કે, મારે શાંત રહેવું; પણ મારો ઉપાયજ ચાલતો નથી. પ્રભુએજ તેને તેવો બનાવ્યો છે એટલે તે માટે કંઈ ઇલાજ નથી.**' ખેતી અને દૂધની પેદાશથી તેમની આવક સારી બની હતી. ડુક્કર ઉપરાંત તેમણે એંસી ગાય અને પાંચસો મેઢાં રાખ્યાં હતાં. તેનું માખણ પુષ્કળ થતું અને મોસ્કોમાં તેનો ભાવ પણ સારો આવતો. "

પોતાની મિલ્કતની વ્યવસ્થા જાતિ દેખરેખ નીચે રાખવાને તે અતિ દક્ષ રહેતા હતા. તેમણે કોઇપણ લીમીટેડ કંપનીમાં પૈસા રોકયા નહતા. પોતાની સર્વ બચતનો તે જમીન તરફજ ઉપયોગ કરતા અને ઘોડાની પેદાશ પણ પુષ્કળ કરતા. સાથે સાથે ફળાઉ ઝાડો પણ પુષ્કળ ઉછેર્યાં હતાં જે વતનપર જાતિ દેખરેખ રહી શકે તેમ લાગતું તેજ વતન તે ખરીદ કરતા. મોટાં મોટાં કારખાનાં

અને કંપનીઓ માટે તે હમ્મેશ શંકાશીલ રહેતા. તે કહેતા કે એવી કંપનીઓથી હિત થવા કરતાં હાનિજ વિશેષ થાય છે.

પોષાકની બાબતમાં તે વિશેષ લક્ષ આપતા ન હતા. કેટલીક વખત ગમે તેવો પોષાક પહેરીને તે ગમે ત્યાં જતા. તે કહેતા કે સ્વચ્છતા કે વ્યવસ્થિતપણું ખોટું નથી; પણ નખરાબાજી તરફ વિશેષ લક્ષ હોવું એ ઉચ્છૃંખલતાનું લક્ષણ છે. પોષાક વગેરે સંસંધી વ્યવસ્થા જાળવવાનું તેમનાથી કદિ બન્યું નહતું. ઘેર આવ્યા પછી તે જ્યાં ઉભા રહી કપડાં ઉતારતા ત્યાંજ તે પડી રહેતાં; અને કપડાં કાઢતા કાઢતા બીજી ઓરડીમાં જતા તો ઉતરેલાં કપડાં તે પાછળની ઓરડીમાંજ જ્યાંને ત્યાં પડી રહેતાં. પ્રવાસે નીકળતી વખતે તેમની સ્થિતિ કેવી રહેતી તેનું વર્ણન બર્સે નીચે પ્રમાણે કર્યું છેઃ—

" સામાન બાંધવા છોડવાનું કામ તેમને જીવ જવા જેવું લાગતું. જ્યારે જ્યારે હું તેમની સાથે હોઉં ત્યારે એ સર્વ વ્યવસ્થા હુંજ કરતો, અને તેથી તે ઘણા ખુશી થતા. એક વખતે કંઈક કારણ પરત્વે મેં તેમનો સરસામાન બાંધ્યો નહતો તેથી છેવટે તેમણે જરૂરની સર્વ વસ્તુઓનો ઢગલો કરી પાકીટમાં દાબી ઘાલ્યો હતો. વળી તેમની બીજી એક ટેવ એ હતી કે ઉંઘમાંથી કોઇ ઉઠાડે તો તેમનાથી સહન થતું ન હતું. તે પોતે પણ સુઇ ગએલા કોઇ પણ માણસને ઉઠાડતા નહિ. બહુજ અગત્યનું કામ આવતું તો સુઇ રહેલા નોકરોને ઉઠાડવાનું કામ તે બીજાને સોંપતા. કેટલીક વખત રાત્રે મોડા સુધી જાગતા ત્યારે કૉફી વગેરેની જરૂર પડતી તો કોઈ નોકરને જાગૃત ન કરતાં પોતેજ પાકખાનામાં જતા; અને તે વખતે કોઈની નિદ્રા ભંગ ન થાય તે માટે અતિ કાળજી રાખી ચોરની માફક પગનો અવાજ પણ થવા દેતા નહિ. આવા પ્રસંગે તેમનો સાળો બર્સ તેમની સાથે કૉફી વગેરે પીતો; પણ તેને પ્યાલા રકાબીનો ખડખડાટ ન થાય તે માટે ખાસ તાકીદ કરતા. એક વખત એ સંબંધમાં ટૉલસ્ટૉય બોલ્યા હતા કે, ' મનુષ્યનો સર્વ જન્મ પાપાચરણમાં વહી જાય છે; પણ નિદ્રા વખતે તે એક પણ ખરાબ કામ કરતો નથી. '

તા. ૪ ફેબ્રુઆરી ૧૮૭૦ના રોજ ટૉલસ્ટૉયે ફૅટને નીચે પ્રમાણે પત્ર લખ્યો છેઃ—

" તમારો પત્ર મળ્યો છે. તમે ત્યાં આવવાને લખો છો પણ હાલમાં મારાથી અવાય તેમ નથી. તમે લખો છો કે, ' હું તદ્દન એકાંતવાસમાં છું ' અને એ એકાંત જીવનનો તમને કંટાળો આવ્યો હોય એમ જણાય છે; પરંતુ મારી વર્તમાન સ્થિતિનું મને સ્મરણ થાય છે ત્યારે મને લાગે છે કે તમે ખરા ભાગ્યશાળી છો. અમારા ઘરમાં મારી પત્ની, ત્રણ સમજણાં બાળક, એક ધાવણું

બાળક, બે વૃદ્ધ ફોઇ અને બે દાસી એટલાં માણુસ છે અને તે સર્વ માંદાં પડયાં છે. કોઇ તાવથી ફફડે છે, કોઇનું માથું દુઃખે છે અને કોઇ આખી રાત ખું ખું કર્યા કરે છે. આવી સ્થિતિમાં તમારો પત્ર મારા હાથમાં પડયો છે તો પછી. તમે તમારા એકાંતવાસમાં ભાગ્યશાળી છો એમ મને લાગે તેમાં નવાઈ શું ? હમણાં ઘરનાં દશ માણુસો પૈકી હું અને વૃદ્ધ ફોઇ બેજ જણુ સાથે બેસી શકીએ છીએ. કાલથી મારી છાતી પણ દુઃખવા લાગી છે. હમણાં શેકસપીયર, ગેટે, પુશ્કીન, ગોગોલ અને મોલીયરનાં પુસ્તકો વાંચું છું. હું કોઇ પણ પત્ર અથવા માસિક મંગાવતો નથી. ખરેખર, એવા સાહિત્યમાં મન ન ઘાલવું એજ મને સારૂં લાગે છે. ”

ટૉલ્સ્ટૉયને વર્તમાનપત્ર વાંચવાની ટેવ ન હતી. તે કહેતા કે વર્તમાનપત્રો નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ કેટલીક વખત ખોટી હકીકત પ્રસિદ્ધ કરી તે હાનિકારક પણ બને છે. વર્તમાનપત્રકારો તદ્દન ક્ષુદ્ર ગ્રંથકાર સાથે તુલના કરવાને પણ યોગ્ય નથી. નિરૂપયોગી, બીનજરૂરી અને નુકશાનકારક હકીકત છાપવી એનો અર્થ મુદ્રણકળાનો દુરૂપયોગ કરવો એજ છે. સાચો ગ્રંથકાર એવી રીતે કેવળ ધન માટે પોતાની બુદ્ધિનો દુરૂપયોગ કદિ પણ કરવા તૈયાર નહિ થાય. આ ઉપરથી જણાય છે કે વર્તમાનપત્રકાર તથા ટીકાકારપર તેમના મનમાં તિરસ્કાર વસેલો હતો. તે પોતાનાં પુસ્તકોપર પત્રોમાં થતી ટીકા પણ કદિએ વાંચતા નહિ. વળી તે કહેતા કે, અર્વાચીન સુધારામાંનો ઘણો મોટો ભાગ કેવળ ઉપેક્ષણીયજ નહિ પણ ત્યાજ્ય છે. તા. ૧૭ ફેબ્રુઆરીના રોજ ફેટને લખેલા પત્રમાં તે લખે છેઃ--

“ તા. ૧૪ના રોજ તમને મળવા આવવાનો વિચાર હતો પણ ઘરનાં માણુસો તથા હું પોતે માંદા હોવાથી તેમ બની શકયું નહિ. આટલા દિવસમાં કાલેજ હું ઘરની બહાર નીકળ્યો હતો. જાગરણને લીધે મારી આંખો અતિ દુઃખતી હતી. આંખો બતાવવા તથા અન્ય ઘરકામ માટે હવે પ્રથમ મોસ્કો જવું પડશે. ”

“તમારે ત્યાં આવવામાં બીજી પણ એક હરકત છે. શાન્ત વાતાવરણથી ભરચક અને ધૂમ્રપાનના-બીડીના ધૂમાડાથી ભરાએલી ગાડીમાં એક રાતનું જાગરણ સહન કરૂં ત્યારે તમારૂં ઘર નજરે પડે. તમે લખેલી નવી નવલકથા મને વાંચી સંભળાવવાનું ઇચ્છો છો પણ તેનો બદલો આપવા માટે મારી પાસે કંઇ નથી; તોપણ શેકસપીયર અને ગેટેનાં નાટકો વિષે તમારી સાથે ઘણી વાતો કરવાની છે. ગયા આખા શિયાળાના વાંચનકાર્યમાં મેં કેવળ નાટકોજ વાંચ્યાં છે. તેમાંથી મને ઘણી નવી વાતો મળી છે. ચાળીસ વર્ષની ઉમ્મર સુધીમાં જેણે કોઇ નાટક વાંચ્યું ન હોય તેને હવે નવીનતા જણાય તેમાં કંઇ નવાઇ નથી.

શિયાળાનો ઘણોખરો ભાગ રમતમાંજ ગાળ્યો છે. ઉંઘવું અથવા લાંબા થઈ પડી રહેવું, બીઝીક રમવી નહિ તો બરફપર ફરવું એ ઉદ્યોગમાં મેં કેટલાએ મહિના વ્યતીત કરી નાખ્યા છે. તેમાંના કેટલાક દિવસ માંદગીમાં પણ ગયા છે. હું જાણું છું કે નાટકની બાબતમાં તમારી બુદ્ધિ તીવ્ર છે અને તમે મર્મજ્ઞ છો. એથીજ એ વિષે તમારી સાથે વાતો કરવાની ઇચ્છા થાય છે. સોફાક્લીસ અને યુરિપિડીસનાં પુસ્તકો પણ એક વખત વાંચવાની ઇચ્છા છે. ''

આ વખતે નાટયકળાએ ટૉલસ્ટૉયનું વિશેષ લક્ષ ખેંચ્યું હતું એમ ઉપરના પત્ર પરથી જણાય છે. તેમનામાં એકાગ્રતાનો ગુણ જન્મસિદ્ધ હોવાથી કોઇ પણ બાબતમાં તે તલ્લીનતા અનુભવી શકતા હતા. અર્થાત્ જે બાબત તરફ તેમનું ચિત્ત ખેંચાતું, તે તેમના સ્મૃતિપટમાંથી ભાગ્યેજ ખસતી હતી. તેમની કલ્પનાશક્તિ તીવ્ર હોવાથી અન્ય વ્યવસ્થામાં વ્યગ્ર રહેવા છતાં નાટકનાં પાત્રો તેમની મનોભૂમિપર પોતાનું કામ ઉપસાવે જતાં હતાં. તે નાટકના પ્રયોગ જોવાને બહુ ગયા નથી, તથાપિ એવા પ્રકારની રંગભૂમિનો વિશેષ પરિચય નહિ હોવા છતાં તેમણે બે સર્વોત્કૃષ્ટ નાટકો લખ્યાં છે; તે પરથી તેમની બુદ્ધિ અને કલ્પનાશક્તિની સારી ખાત્રી થાય છે. તેમનાં નાટકો રૂશીયામાં એટલાં પ્રિય થઇ પડયાં છે કે, અદ્યાપિ તેના ગામેગામ વારંવાર પ્રયોગ થયા કરે છે; એટલુંજ નહિ પણ યૂરોપની ઘણી ખરી ભાષામાં તેનાં ભાષાંતરો થઇ તે દેશોમાં પણ પ્રિય થઇ રહ્યાં છે.

લગ્ન થયા પછી સોળ વર્ષ સુધીમાં ટૉલસ્ટૉયના જીવનક્રમમાં અથવા મનોવૃત્તિમાં વિશેષ ક્રાંતિ થઈ નથી. એક સામાન્ય સંસારી માણસ પ્રમાણે તે યાસનાયામાં કેવળ સાદી વૃત્તિથી રહ્યા હતા. એ કાળમાં તેમનું મુખ્ય લક્ષ સાહિત્ય તરફ હતું. વતનવાડી સંભાળવી, બને તો તેમાં વધારો કરવો અને તેમાંથી મળતા સમયનો ઉપયોગ સાહિત્યસેવામાં કરવો, એ ક્રમ સોળ વર્ષ સુધી અસ્ખલિત ચાલ્યા કર્યો હતો. બાળકોની વૃદ્ધિ થઈ કુટુંબ મોટું થતું જતું હતું, પણ તે સાથે ઉત્પન્ન પણ વધતું જતું હતું તેથી આર્થિક દ્રષ્ટિએ તેમને ચિંતા રાખવી પડી ન હતી. ટૉલસ્ટૉયમાં ઉત્તરાવસ્થામાં જે ધાર્મિકપણું આવ્યું હતું તેના પૂર્વરંગનો આરંભ આ કાળ પછીજ થયો હતો. જે વૃત્તિ તેમની ઉત્તર વયમાં સ્પષ્ટપણે જગતની દ્રષ્ટિએ આવી છે, તેનાં બીજ પૂર્વકાળમાં રોપાતાં જતાં હતાં તે વાંચક અત્યાર સુધી ઉપલબ્ધ થએલી હકીકતથી સમજી શકયો હશે. અત્યારસુધી એ બીજને અંકુર ફુટયા ન હતા. માત્ર અંકુરની પૂર્વ તૈયારી થઇ રહી હતી. એ અંકુર બહાર આવવાનો સમય સમીપ આવવા લાગ્યો અને અહીંથી તેમનો જીવનક્રમ હવે નવીન પંથે વળવા લાગ્યો હતો.



# प्रकरण १० मुं--भावी जीवननो पूर्वरंग.




લ્સ્ટૉય ઉમ્મરે વધતા જતા હતા તેમ તેમ તેમની મેદાની રમતો અને ખુલ્લી હવામાં ફરવાની ટેવ પણ વધતી જતી હતી. આરંભમાં તેમની એ ટેવનું સ્વરૂપ શિકાર કરવો અને ઘોડાપર બેસી ફરવું એ બે વાતોમાંજ જણાતું હતું; પણ વખતના વહેવા સાથે તેનું રૂપાંતર ઉપયોગી ધંધામાં થવા લાગ્યું. તા. ૧૧ મે ઈ. સ. ૧૮૭૦ના રોજ ફૅટને લખેલા પત્રમાં તે જણાવે છેઃ–

"તમારો પત્ર મળ્યો ત્યારે હું તરતજમાં કામપરથી ઘેર આવેલો હતો. લાકડાં ફાડી હું પરસેવાથી જેબઝેબ થઇ ગયો હતો. એવી સ્થિતિમાં હું ઘેર આવ્યો ત્યારે મારા મસ્તકમાં સાહિત્યકળાનો વિચાર પણ ન હતો; જાણે કે તેનાથી હજારો ગાઉ દૂર હતો. તમારો પત્ર ઉઘાડતાં આરંભમાંજ એક કાવ્ય કુસુમ નજરે પડયું અને તેના મકરંદથી મારી ઘ્રાણેંદ્રિય જાગૃત થઈ. મારી પત્નીને તે પત્ર વાંચી સંભળાવવાનો વિચાર હતો પણ તેના આસ્વાદથી મારૂં હૃદય એટલું ભરાઇ ગયું હતું કે, મુખમાંથી શબ્દ નીકળવાને બદલે ચક્ષુમાંથી પાણી વહેવા લાગ્યું. તમારી એ નાનકડી કવિતા અત્યંત રમ્ય છે. એક શબ્દ પણ આમથી તેમ ફેરવવાની સવડ નહિ આપનારાં કાવ્ય ઘણાં થોડાંજ મળી આવે છે. જીવંત મનુષ્યના અવયવમાં જેમ કાંઇ ઓછુંવત્તું કરી શકાતું નથી, તેમ એવા કાવ્યના અવયવમાં ઘટાડો વધારો કરવાનું શક્ય હોતું નથી. તમારૂં કાવ્ય એવા ચૈતન્યયુક્ત કાવ્યમાંનું છે."

તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૭૧ના ટૉલસ્ટૉયને એક પુત્રી થઇ અને તેનું નામ મેરી રાખવામાં આવ્યું. ટૉલસ્ટૉયની ધાર્મિક વૃત્તિ તથા તાત્વિક શિક્ષણની અસર સર્વ બાળકો કરતાં આજ બાળાપર વિશેષ થઇ હતી.

ઇ. સ. ૧૮૭૧ના શિયાળામાં ટૉલસ્ટૉયે ગ્રીક ભાષાનો અભ્યાસ મહેનતથી કરવા માંડયો. ફૅટ ખાત્રીપૂર્વક માનતો હતો કે ટૉલસ્ટૉયને ગ્રીક ભાષા આવડવાની નથી. આ સંબંધી તેની એટલી નિશ્ચિત ખાત્રી હતી કે તેણે ટૉલસ્ટૉયને

એક વાર લખ્યું હતું કે, તમે એ ભાષામાં પ્રવીણ થશો તો તેવા અર્થનું સર્ટીફીકેટ મળવા હું મારા શરીરની ચામડી ઉતારી આપીશ. એ પત્રનો ઉત્તર ડિસેમ્બર મહિનામાં ટૉલ્સ્ટૉયે નીચે પ્રમાણે આપ્યો છેઃ—

"તમારો પત્ર મળે અઠવાડીયું થયું છે; પણ સવારથી સાંજ સુધીનો બધો વખત ગ્રીક શીખવામાં જતો હોવાથી તેનો ઉત્તર લખવા વખત મળ્યો નહિ. હાલમાં લેખનકાર્ય તદ્દન બંધ કરી બધો વખત અભ્યાસ કરવામાં કાઢું છું. હવે તમારી ચામડી રહેશે કે નહિ તેની મને ચિંતા થાય છે. તમો સાચું નહિ માનો; પણ ઝેનોફેનનાં પુસ્તક હું કડકડાટ વાંચવા લાગ્યો છું. હોમરની કવિતા વાંચવામાં માત્ર કોશની મદદ લેવી પડે છે. આટલી ઉમ્મરે ગ્રીક શીખવાનો પ્રયત્ન કરવો એ કદાચ મૂર્ખતા હશે; પણ પ્રભુએ એ ઘેલછા મારા મસ્તકમાં ઉભી કરી છે તેને માટે મને કેટલો આનંદ થયો હશે? પહેલું તો એ છે કે અભ્યાસમાં મારૂં મન તલ્લીન થઈ જાય છે, અને બીજું એ છે કે માનવ શબ્દથી ખરૂં અને સાદું સૌંદર્ય કેટલે સુધી વ્યકત થઈ શકે છે તે આજ સુધી હું જાણી શકયો નથી. અત્યાર સુધી મને ખરા સૌંદર્યની કલ્પના છે, એવો માત્ર ભ્રમજ હતો. મારી માફક ઘણાઓને એવો ભ્રમ હોય છે; પણ તેમને સાચું જ્ઞાન થએલું હોતું નથી. ત્રીજું એ છે કે, **હવે પછી હું સેંકડો કાગળો ભરી શાબ્દિક લખાણ નહિ કરૂં**. એ સંબંધમાં અત્યાર સુધીમાં મારા હાથે પુષ્કળ પાપ થયું છે; પણ પ્રતિજ્ઞાથી કહું છું કે હવે પુનઃ એ પાપ કરીશ નહિ. ઇસપની વાતો અથવા આનંદદાયક ઝેનોફેનની માહિતી કોઇને કેમ ન હોવી જોઇએ તેનું કારણ હું સમજી શકતો નથી. જો તેનીજ માહિતી ન હોય તો પછી પ્લેટો અને હોમર વિષે બોલવાનુંજ શું રહે? જર્મન ભાષાના ધોરણપર હોમરનાં ભાષાંતર હાલમાં આપણે ત્યાં પ્રસિદ્ધ થયાં છે, તેથી હોમરની શોભા ઉડી ગઇ છે. ઉકાળેલા વરાળીયા પાણી અને તાજા ઝરાના પાણી વચ્ચે જે ફરક હોય છે, તેજ ફરક આ પ્રસિદ્ધ થએલાં ભાષાંતર અને મૂળ સંહિતામાં છે. તાજું ઠંડું પાણી મુખમાં રેડતાંજ તે પોતાનું અસ્તિત્વ ત્વરાથી જણાવે છે; પણ ઉકળેલા પાણીથી તેમ બની શકતું નથી. ગ્રીક ભાષાથી અજ્ઞાન રહેનારને હું કદિ સુશિક્ષિત સમજીશ નહિ. જ્ઞાન એટલે શું, તે કેવી રીતે મેળવવું અને તેનો ઉપયોગ શો છે એ પ્રશ્નના ઉત્તર સ્વચ્છ પ્રકાશની માફક મારી દ્રષ્ટિ સમીપ હવે ચળકી રહ્યા છે."

ગ્રીક તત્ત્વવેત્તાના વિચારો અને તેમના પોતાના વિચારોમાં તેમને વિલક્ષણ વિરોધ જણાતાં, તેમના હૃદયમાં એ બે તત્ત્વોનું પ્રચંડ યુદ્ધ શરૂ થયું હતું. તેમાં ખરો પક્ષ કયો છે તેનો નિર્ણય તેમની બુદ્ધિ કરી શકતી નહતી. તેમનું પોતાનું અંતઃકરણ તેમને એક તરફ ખેંચતું હતું ત્યારે ગ્રીક સાહિત્ય તેટલાજ બળથી

વિરુદ્ધ દિશાએ ખેંચતું હતું. આ માનસિક ખેંચતાણુની અસર તેમના મન અને શરીરપર પણુ થવા લાગી હતી. તે વખતે તેમની વૃત્તિ ઉદાસ બની ગઈ હતી અને શરીર છેક ઉતરી ગએલું જણાતું હતું.

નમ્રતા, શાન્તિ અને સ્વાર્થત્યાગ એ ખ્રિસ્તના ત્રણ મુખ્ય ગુણ ટૉલસ્ટૉયની વૃત્તિને સર્વ રીતે સમજાએલા હતા. તેમનો દૃઢ અભિપ્રાય થયો હતો કે, માનવજીવનનો વિકાસ એ ત્રણ ગુણુપરજ થવો જોઇએ; ત્યારે ગ્રીક સાહિત્યનો દ્રષ્ટિકોણુ તેનાથી તદ્દન ભિન્ન હતો. ઐહિક સુખ, સૌંદર્ય અને સામર્થ્ય એજ માનવજીવનનો પાયો છે એ વિચાર ગ્રીક સાહિત્ય મધુર કંઠે કહેતું હતું.

સાહિત્યકળા પર લખેલા એક નિબંધમાં ટૉલસ્ટૉય કહે છે કે;–“ ૧૯૦૦ વર્ષના ખ્રિસ્તી ધર્મના શિક્ષણુથી જ્યારે આપણા પ્રેમમાં કંઇજ પરિવર્તન થયું નથી, ત્યારે તેનો શો ઉપયોગ ? બે હજાર વર્ષ પૂર્વે થઈ ગએલા અને લોકોપર ગુલામીનો બોજો નાખનારા ગ્રીક લોકોનેજ હજુ પણુ ગુરૂસ્થાને આપણે મુકીએ, તો કહેવું પડશે કે **ખ્રિસ્તી ધર્મનો ઓગણીસો વર્ષનો પ્રયત્ન વ્યર્થજ ગયો છે.**

ગ્રીક સાહિત્યના અભ્યાસની ટૉલસ્ટૉયના શરીરપર એટલી ભારે અસર થઇ કે, તે જોઇ તેમની પત્નીને તેમના વિષે ઘણી ચિંતા થઇ પડી. આથી તેણે ગ્રીક સાહિત્યમાંથી તેમનું મન નીકળી જઇ લેખન તરફ ખેંચાય તે માટે પ્રયત્ન કરવા માંડ્યો. છેવટે જ્યારે તેમની પ્રકૃતિ ઘણીજ લથડી ગએલી જણાઇ ત્યારે ચાર દિવસ પ્રવાસે જવાની પણુ સૂચના કરી.

મોસ્કો ગયા પછી ટૉલસ્ટૉયને સમારા જવાનું નક્કી થયું. કારણુ કે તે પૂર્વે એક વખત તે પ્રાંતમાં ગએલા હોવાથી એ પ્રદેશ તેમનો જાણીતો હતો અને ત્યાંની હવા પણુ માફક આવેલી હતી.

આગગાડીનો પ્રવાસ ટૉલસ્ટૉયને જીવ જવા જેવો લાગતો. સુધારામાં ઉદ્ભવેલો એ સુધારો તેમને અપ્રિય હતો તેથી પોતાના શિક્ષણુવિષયક નિબંધમાં તેમણે કરેલી ટીકા વાંચકોના લક્ષમાં હશેજ. આગગાડીમાં બેસતાંની સાથેજ સર્વ વાતાવરણુ દુષ્ટપણાથી ભરેલું લાગી તેમને બેચેની લાગવા માંડી. રેલ્વેના નોકરોનો અહંભાવ અને ઉતારૂઓનું એક બીજા સાથે શંકાભરેલું વર્તન જોઇ તેમનું ચિત્ત છિન્નભિન્ન થઇ જતું. તે પોતે બહુધા ત્રીજા વર્ગમાં અને કવચિત્ પ્રસંગે પહેલા વર્ગમાં પ્રવાસ કરતા. રૂશીયાનો પણુ ત્રીજા વર્ગનો પ્રવાસ અતિશય કષ્ટકારક હોય છે; પરંતુ એજ વર્ગમાં પ્રવાસ કરવા માટે ટૉલસ્ટૉયે ખેડુતોથી ભરાએલો એક ડબ્બો શોધી કાઢી આખા પ્રવાસમાં તેમની સાથે વાર્તાવિનોદમાં વીતાવ્યો.

મોસ્કોથી રેલ્વેમાં નીકળી તે પ્રથમ નીઝની–નોવોગ્રોડ ગયા અને ત્યાંથી વોલ્ગા નદીના માર્ગે નાની હોડીમાં બેસી સમારા ગયા. લોકોનાં ચિત્ત આકર્ષી

લઇ તેમને પોતાની સાથે છૂટથી વાતો કરતા બનાવવાની કળા ટૉલસ્ટૉય સારી રીતે સાધ્ય કરી શક્યા હતા; તેથી આ હોડીના બે દિવસના પ્રવાસમાં સર્વ ઉતારૂ ટૉલસ્ટૉયના સ્નેહી બની ગયા, એટલુંજ નહિ પણ સર્વ ખલાસીઓ તેમની સાથે જાણે કે જુના સ્નેહી હોય તેમ વર્તવા લગ્યા. હોડીના નાળના ભાગમાં ખલાસીઓને સુવાની જગ્યા હોય છે તે ખલાસીઓએ ટૉલસ્ટૉયને સોંપી દીધી અને તેમણે એ રાત ત્યાં વિના અડચણે નિદ્રા લીધી. કોઇ અબોલો અને અહંમન્ય માણસ ટૉલસ્ટૉયને મળી આવતો તો તે પણ બે ઘડીમાં છૂટથી ટૉલસ્ટૉય સાથે વાતો કરવા લાગતો. ટૉલસ્ટૉયના સ્વભાવમાં ડૉળનો અંશ લેશ માત્ર ન હોઇને તેઓ છેકજ સામાન્ય માણસની માફક વર્તતા; તેથી ગમે તેની સાથે સહેલાઇથી તેઓ સંબંધમાં આવી જતા હતા.

સમારાથી એંશી માઇલ દૂર કારાલીક નદીના કિનારે કારાલીક નામનું એક ગામ છે ત્યાં ઘોડા પર બેસીને તે ગયા. તેમણે ઇ. સ. ૧૮૬૨ માં પણ એક વખતે એ ગામે નિવાસ કર્યો હતો અને તે વખતે બાષ્કીર (પત્થર તોડનાર) લોકોમાં તેમણે પુષ્કળ સ્નેહી સોબતી મેળવ્યા હતા. બાષ્કીર લોકો તાર્તર ભાષા બોલતા હતા અને ટૉલસ્ટૉયે વિશ્વવિદ્યાલયમાં એ ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો; તેથી પણ પોતાની જન્મભાષા બોલનાર રૂશીયન કાઉંટ તેમને પ્રિય થઈ પડ્યો હોય તો કંઇ નવાઇ નથી.

કારાલીક આવ્યા બાદ થોડા દિવસ પછી તેમના આનંદી સ્વભાવનો પુનઃ ઉદય થયો અને લાંબે સુધી ફરવા જવાનું તથા ગપ્પાં હાંકવાનું શરૂ થયું. ઘોડીના દૂધની છાસનું ઔષધ લેવા માટે બીજા પણ કેટલાક માણસો આ વખતે કારાલીકમાં આવી રહ્યા હતા. તે લોકો બાષ્કીર પ્રજા સાથે વિશેષ હળી મળીને રહેતા નહતા; પણ ટૉલસ્ટૉયનો ઘણો ખરો વખત બાષ્કીરોનીજ સોબતમાં જતો, એટલુંજ નહિ પણ પોતાના ખાનપાનની રીત પણ તે લોકોની માફક રાખી લાકડાની થાળીમાં તેમના પ્રમાણેજ તે હાથથી ભોજન લેતા હતા. કારાલીકમાં રહેલા અન્ય માણસોનો પણ તેમણે થોડા વખતમાં પરિચય કરી લીધો અને તેમના મળતાવડા સ્વભાવથી તે નાના ગામડામાં આનંદ આનંદ જણાવા લાગ્યો. વળી અહીં તેમને કેટલાક શિષ્ય પણ મળ્યા. ગ્રીક ભાષાનો એક પ્રૉફેસર ટૉલસ્ટૉય સાથે દોર પર ચાલતાં શીખવા લાગ્યો. એક વકીલનો એક કારકુન તેમની પાસે કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો અને સમારાનો એક ખેડુત તેમનો પાકો ભક્ત બની ગયો.

બાષ્કીરોના આગેવાનમાંના એક મહમદજાન નામના ગૃહસ્થ સાથે ટૉલસ્ટૉયને સારી મિત્રાચારી થઈ હતી. આજુબાજુના રૂશીયન ખેડુતો મહમદજાનને માયકેલ ઇવાનોવીચ નામથી ઓળખતા હતા. એ ગૃહસ્થ શરીરે પાતળો, અતિ ચપળ અને

વિલક્ષણ વિનોદી હતો; અને ડ્રાફ્ટ નામની બુદ્ધિબળની રમત રમવામાં નિપુણ મનાતો હતો.

એક વખતે બાષ્કીર લોકોની ઘોડીઓના ટોળામાંની એક સુંદર જુવાન ઘોડી ટોળામાંથી નીકળી એક બાજુએ ઉભી રહેતી હતી, તે તરફ સામાન્ય રીતે ટૉલ્સ્ટૉયની દ્રષ્ટિ જતાં તેમણે બર્સને કહ્યું: 'વાહ, કેવું સુંદર પ્રાણી છે!' આ શબ્દ તે ટોળાના માલીકના કાને પડયા. સુમારે એક ઘડી પછી ટૉલ્સ્ટૉય આગળના મુકામે જવા નીકળ્યા તે વખતે તે માલીકે ઘોડી લાવી ટૉલ્સ્ટૉયની ગાડી સાથે બાંધી દીધી. થએલી બક્ષિસનો અસ્વીકાર થતો તો બાષ્કીર લોક ચીડાઈ જતા, તેથી ટૉલ્સ્ટૉયને એ ભેટનો મુંગે મોઢે સ્વીકાર કરવો પડયો; પણ પાછા ફરતી વખતે જ્યારે તે એ ગામે આવ્યા, ત્યારે તેમણે પણ તેને એક કિંમતી વસ્તુ બક્ષિસ આપી.

સમારા પ્રાંતની હદમાં આવેલા પેટ્રોસ્કી નામના ગામે દરસાલ એક મોટો મેળો ભરાતો હતો. એ ગામ કારાલીકથી આશરે પચીસ ગાઉ દૂર છે. ટૉલ્સ્ટૉય કારાલીકમાં હતા તે વખતે એ મેળો ભરાયો હતો તેથી તે પણ ત્યાં ગયા. એ મેળામાં રૂશીયન, બાષ્કીર, ઓરલ પ્રાંતના કોઝાક, કીરગીઝ વગેરે અનેક જાતિના લોકો એકઠા થાય છે. એ સર્વ જાતિના લોકો સાથે પણ ટૉલ્સ્ટૉયે જોતજોતામાં ઓળખાણ કરી લઇ વાર્તાવિનોદ શરૂ કરી દીધો.

સમારાથી યાસનાયા આવ્યા પછી ટૉલ્સ્ટૉયે પુનઃ પોતાનું મન શિક્ષણના વિષય તરફ લગાડયું. ઇ. સ. ૧૮૬૨ માંજ ટૉલ્સ્ટૉય સારી રીતે જાણી શકયા હતા કે, ખેડુત વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવી સહેલી ભાષામાં લખાએલાં પુસ્તકો હજી અસ્તિત્વમાં આવ્યાં નથી. પ્રતિષ્ઠિત અને સુશિક્ષિત ગણાતા માણસોજ જ્ઞાનનો સર્વ ઈજારો રાખતા તેને માટે ટૉલ્સ્ટૉયને ઘણી ચીડ હતી. તેમનો વિચાર એવો હતો કે કેવળ શબ્દના આડંબરથી ભરેલાં પુસ્તકો નિરૂપયોગી તો શું પણ નુકશાનકારક છે. તેમણે ગ્રીક પુસ્તકોના વાંચન વખતેજ એવાં આડંબરી પુસ્તક નહિ લખવાનો નિશ્ચય કર્યો હતો; અને એ પછી તેમણે સામાન્ય માણસો માટે સાહિત્ય તૈયાર કરવાના હેતુથી એક સાદું અને સહેલું પુસ્તક લખવાનું શરૂ કર્યું.

આ વખતે પોતાના વધતા જતા કુટુંબની જરૂરીઆત પુરી પડવા જેવું એક ઘર પણ તેમણે વધાર્યું. તેમના સાળા બર્સની ઉમ્મર આ વખતે સોળ વર્ષની હતી. તે કેટલાક મહિના માટે યાસનાયા આવેલો હતો. બર્સના મનમાં ધર્મવિષયક વિચારોનું પ્રચંડ યુદ્ધ ચાલી રહ્યું હતુ. સર્વ ઉદ્યોગધંધો છોડી મઠવાસી થવાની ઇચ્છા પણ તેના ચિત્તમાં રમતી હતી. એ સંબંધમાં ટૉલ્સ્ટૉયના

શા વિચારો હતા તેનુ દિગ્દર્શન બર્સે નીચના શબ્દમાં કરાવ્યું છે.

"ધર્મવિષયક વાતો કરતાં ટૉલસ્ટૉય મારી સાથે ઘણી સાવચેતી રાખતા હતા. મારા મનમાં ઉદ્દ્ભવતી અનેક જાતની શંકા અને જુદા જુદા પ્રકારના પ્રશ્નો હું તેમને પૂછતો; પણ એ વિષે તદ્દન નિશ્ચિત ઉત્તર તેમણે કદિ આપ્યો નહતો અથવા પોતાનો નિશ્ચિત અભિપ્રાય અમુક છે એમ પણ કહ્યું નહતું: અને એ બાબત સર્વ રીતે તેમણે મારાપરજ છોડી દીધી હતી. એક વખત અમે ઘોડા પર બેસી ફરવા ગયા હતા ત્યારે સ્મશાન તરફ ખુલ્લા મેદાનમાં બે ઘોડા ચરતા હતા. તે વખતે મારા મનમાં ધર્મ સંબંધી વિચારો રમ્યા કરતા હતા તેથી મેં કાઉંટને પૂછ્યું: 'પોતાના ભાવી જીવન સંબંધી કંઇ પણ નિશ્ચયાત્મક વિચારો બંધાતાં સુધી માણસ સ્વસ્થ કેમ કરીને રહી શકે?' એના જવાબમાં કાઉંટે મને કહ્યું: 'સામે ઘોડા કેવા ચરે છે તે તરફ જો! એ પણ ખાવ દ્વારા પોતાના ભાવી જીવનની તૈયારી કરી રાખતા નથી કે?'

મેં કહ્યું, "હું પારલૌકિક જીવન વિષે કહું છું."

કાઉંટે કહ્યું: "તે સંબંધી તો હું કંઇજ કહી શકતો નથી અને મને નથી લાગતું કે, હું કંઈ નિશ્ચયાત્મક કહી શકુ.'

આ ઉપરથી પણ જણાય છે કે, એ વખતે ટૉલસ્ટૉયના ધર્મવિચાર નિશ્ચિત થએલા ન હતા.

ઇ. સ. ૧૮૭૨ માં ટૉલસ્ટૉયે પુનઃ પોતાની શાળા શરૂ કરી. આ વખતે એ શાળા પહેલાંની માફક જુદા સ્થળે ન ચલાવતાં પોતાના ઘરના મોટા દિવાનખાનામાં ભરતા હતા. શાળામાં ભગભગ ત્રીસ ચાલીસ છોકરાં એકઠાં થયાં હતાં. સવારમાં ટૉલસ્ટૉયની પત્ની પોતાનાં બાળકોને ઘેરજ શીખવતી અને બપોરે તે, ટૉલસ્ટૉય અને તેમનાં બાળકો ખેડુતોનાં છોકરાંને ભણાવતાં. શાળા ફક્ત બપોરેજ ભરાતી હતી. આ વખતે પહેલાંની માફક તેમણે બહારના શિક્ષક રાખ્યા ન હતા; પરંતુ ટૉલસ્ટૉય જાતે શુદ્ધ અંતઃકરણથી કામ કરતા હોવાથી વિદ્યાર્થીઓનો અભ્યાસ સારો થતો હતો.

બાળકો માટે રચેલી પહેલી ચોપડીમાં ટૉલસ્ટૉયે પોતાના બાળપણની અનેક વાતો સાદી અને સરળ ભાષામાં લખી હતી; તેથી ભાષા તદ્દન સહેલી, વાક્યો નાનાં અને ભાષાશૈલી તદ્દન બોલચાલ પ્રમાણેની હતી. એ ઉપરાંત બીજી પણ નાની નાની ઐતિહાસિક વાતો, ઇસપની વાતોનું ભાષાંતર અને હિંદુ, હિબ્રુ તથા આરબી ગ્રંથોમાંની પણ કેટલીક વાતો લખી હતી. વળી સામાન્ય જનોના મુખમાંથી નીકળતાં કવિત અને ગીતનો પણ પાછળથી એ પુસ્તકમાં તેમણે સમાવેશ

કર્યો હતો. લોકોનાં ગીત અને કવિતનો બની શકે તેટલો સારો, શુદ્ધ અને અર્થ-બોધક પાઠ મળે, તે માટે એકેક ગીત તે અનેકની પાસે બોલાવતા હતા.

અંકગણિત શીખવવામાં તેમને વિશેષ પ્રયત્ન કરવો પડતો હતો. છાપેલા અંકગણિતમાં આપેલી ઉપપત્તિ અને રીતિ અપૂર્ણ અને બાળકોને ન સમજાય તેવી હોવાનો તેમને અનુભવ મળ્યો હતો; તેથી તેમને નવી નવી રીતો શોધી કાઢવી પડતી હતી.

એ પહેલી ચોપડીમાં તેમણે કેટલાક સૃષ્ટિશાસ્ત્રના પાઠ પણ દાખલ કર્યા છે. એ પાઠ તૈયાર કરતી વખતે તે તે વિષયનાં છાપેલાં પુસ્તકોપર આધાર ન રાખતાં તેમણે જે તે શાસ્ત્રોના પંડિતોની મુલાકાત લઇ પુષ્કળ પ્રયોગ જાતે કરી જોયા હતા. એ પુસ્તકની નવી આવૃત્તિમાં ખગોળવિદ્યા વિષે એક બે પાઠ દાખલ કરવાનો તેમના મનમાં વિચાર આવતાં એ શાસ્ત્રનો પણ તેમણે અભ્યાસ શરૂ કર્યો હતો; અને તેમાં તેમને એટલી મધુરતા લાગી હતી કે, તે રાતોની રાતો આકાશ તરફ જોતા બેસી રહેતા.

બાળકો માટેની એ પહેલી ચોપડી માટે નાની નાની વાતો ટૉલ્સ્ટૉય લખે છે, એ વાત બહાર પડી ત્યારે તરતજ અનેક માસિકપત્રોના સંપાદકોએ એ વાતો માટે તેમની પાસે માગણી કરવા માંડી હતી. રોજ સેંકડો પત્રો આવવા લાગ્યા ત્યારે છેવટે બે વાતો બે માસિકપત્રો તરફ મોકલી તેમણે પ્રસિદ્ધ કરાવી હતી.

એ બન્ને વાતો સાહિત્યકળાની દ્રષ્ટિએ ઉત્તમોત્તમ છે પણ તે માટે તેમને કંઇ પણ ઇનામ મળ્યું નહિ. એ અને તેમણે લખેલી બીજી અનેક વાતોનાં ભાષાંતર અનેક ભાષામાં થએલાં હોઇ તે લોકપ્રિય પણ ખૂબ થએલ છે.

આ સમયના પોતાના જીવનક્રમ વિષે બોલતાં ટૉલસ્ટૉય એક વખત બોલ્યા છે કે, "મારો જીવનક્રમ ખરેખર અતિ સંતોષકારક હતો. તે વખતે મેં લખેલી વાતો રૂશીયન ખેડુતોને ઘણીજ ગમી જવાથી પુષ્કળ ખેડુતો શિયાળાના દિવસોમાં બેઠા બેઠા સાંભળતા હતા." એ વાતોની અનેક આવૃત્તિ નીકળી તેની લાખો પ્રત ખપી ગઇ છે. એ ઉપરાંત તે વાંચનમાળામાં તથા ટૉલસ્ટૉયના સમગ્ર ગ્રંથમાં પણ છપાઇ છે.

આ વખતે ટૉલસ્ટૉયના ધર્મવિચાર કેવા હતા અને કઇ દિશાએ વહેતા હતા, તે તેમના તા. ૩૦–૧–૭૨ ને રોજ ફૅટને લખેલા પત્રમાંના નીચેના ઉતારા પરથી જાણી શકાય છેઃ—

" મુક્તિ—નિર્વાણનો વિષય કંઇ હસી કાઢવા જેવો નથી. આપણે સર્વ જાણીએજ છીએ કે, જીવન કરતાં મૃત્યુનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે; પરંતુ એ વિષે ગમે તેટલો વિચાર કરૂં છું છતાં નિર્વાણ એટલે શૂન્યાવસ્થા એટલુંજ મને સમ-

જાય છે. મારૂં મન અદ્યાપિ એથી આગળ કંઇ જોઇ શકતુ નથી; તેથી નિર્વાણનો વિચાર ઉત્પન્ન થતાંજ ચિત્ત સ્તબ્ધ અને ભયાકુલ બની જાય છે. ”

“ હું થોડા વખતપરજ ભાઇને મળવા ગયો હતો. હું ત્યાં હતો તે દરમીયાન તેમનું એક બાળક મૃત્યુ પામ્યું. તેની સ્મશાનયાત્રાની તૈયારી થઇ, ધર્મોપાધ્યાય એકઠા થયા અને તેમણે સર્વ વિધિનો આરંભ કર્યો. તે વખતે મને ખાત્રીપૂર્વક એવું લાગ્યું કે, આ સર્વ વિધિ નિરૂપયોગી અને ત્યાગ કરવા જેવી છે; પણ પછી મારા મનમાં એવો વિચાર આવ્યો કે, બાળકના એ સડી જનારા શરીરની બીજી શી વ્યવસ્થા કરવી ? ચિત્તને શોક કે દીલગીરી થાય નહિ તેવી રીતે શબને ઘર બહાર કાઢવું જોઇએ; ત્યારે એવા પ્રસંગે ધર્મોપાધ્યાય જે કંઇ કરે છે તેમાં ખોટું શું છે ? એ કામ જો કોઇએ મને સોંપ્યું હોત તો મેં વધારે શું કર્યું હોત ? એવા પ્રસંગની ગભીરતા અને તેનું મહત્ત્વ આજુબાજુના માણસોના ચિત્ત પર ઠસાવવું એજ ઇષ્ટ છે. એવા સમયે ચિત્તમાં જે ગંભીરતા આવે છે તેનું સ્મરણ માણસને આખી જીંદગી સુધી ઉપયોગી થઇ પડે છે. ચિત્તમાં ધાર્મિક તત્ત્વો સ્થિર કરવા માટે વિધિ અને આચારની આવશ્યકતા હોય છે. મને નથી લાગતું કે આબાલવૃદ્ધના ચિત્તમાં એ તત્ત્વો સ્થિર કરવાનું કાર્ય કોઇ મને સોંપે તો એકાદ નવીન માર્ગ હું શોધી કાઢી શકું. ઉપાધ્યાય જ્યારે તે પ્રાચીન શબ્દો ઉચ્ચારે છે ત્યારે મારૂં ચિત્ત કેવળ તેમના ધ્વનિથીજ ગંભીર બની જાય છે. નિર્વાણનો વિચાર કરતી વખતે જે ગંભીરતા પ્રાપ્ત થાય છે તેજ આ પ્રસંગે પણ મળે છે. આજે યુગોના યુગથી ધર્મ આવી રીતે લાખો માણસોનાં ચિત્તને ગંભીર બનાવવાનું કામ કરતો આવ્યો છે. ધર્મકાર્યમાં જે મહાન અસર છે તે એજ છે. ”

એક વખતે થોડા દિવસ નજીકનાં સ્થળોમાં જઇને પાછા યાસનાયા આવતાંજ તેમને પોતાનાં ઢોરમાંના આખલાએ એક માણસને મારી નાખ્યાની ખબર મળી. મનુષ્યહાનિ થવાથી કાયદા પ્રમાણે સરકાર તરફથી તપાસ શરૂ થઇ અને તે કામ એક તરૂણ બીનઅનુભવી મેજીસ્ટ્રેટ પાસે રજુ થયું. એ મેજીસ્ટ્રેટ માહિતી વગરનો હતો, એટલુંજ નહિ પણ ઉદ્ધત પણ હતો. તેણે ટૉલ્સ્ટૉયની નિષ્કાળજીથીજ માણસ મરણ પામ્યાનું ઠરાવી તેમનાપર ફોજદારી કામ ચલાવવાનો ઠરાવ આપી, ટૉલ્સ્ટૉય પાસે યાસનાયાની હદ છોડી કંઇ ન જવા બાબત ખત પણ લખાવી લીધું. ટૉલ્સ્ટૉયનો સ્વભાવ સહજ ક્રોધી હોવાથી એ પ્રકરણની તેમના ચિત્તપર ઘણી અસર થઇ. તેમણે પોતાના મિત્ર પ્રિન્સ એઓલેનસ્કોને કહ્યું હતું કે, “ એ મેજીસ્ટ્રેટ નિદાન એક વર્ષ માટે પણ મને જેલમાં મોકલશે. સરકારી અધિકારીઓ કેવા સુલતાની છે તે એનાપરથી જણાય છે. ઘણી વખત મને એવો વિચાર થાય છે કે રૂશીયાની સર્વ માલમિલ્કત વેચી દઇ ઈંગ્લાંડ જઇને રહેવું.

ઈંગ્લાંડમાં માણુસની કંઈ પણ કિંમત ગણુવામાં આવે છે. રૂશીયાનો એક પોલીસનો સિપાઈ પણુ બાદશાહની પ્રતિમૂર્તિ બનેલો છે. તેને પગે નહિ પડનારને તે ક્યારે અને કેવા કાવાદાવામાં નાખી દેશે તે કંઇ કહી શકાય તેમ નથી. ”

આ વખતે ત્યાં બીજા પણ કેટલાક માણુસો એકઠા થએલા હતા. પ્રશ્ન નીકળતાં એ પ્રકરણુપર ઘણો વાદવિવાદ થયો અને તેમાં ટૉલસ્ટૉયે પણુ પોતાની થોડીક ભૂલ હોવાનું કબૂલ કર્યું.

એ ખટલાની તપાસ લગભગ મહિનો દોઢ મહિનો ચાલી છેવટે ટૉલ્સ્ટૉય અને તેમનો કારભારી એમ બન્ને દોષમુક્ત થયા; પણુ તપાસ ચાલતી હતી તે વખતે આખા રૂશીયાનાં વર્તમાનપત્રોએ અધિકારીઓ માટે વિલક્ષણુ ચર્ચા શરૂ કરી હતી; તેનો પણુ ટૉલસ્ટૉયને થોડોઘણો લાભ મળ્યો હોવો જોઈએ.

કેટલાક દિવસો વહી જતાં નવેમ્બરની આખરે તેમણે તૈયાર કરેલી બાળપોથી–પહેલી ચોપડી પ્રસિદ્ધ થઇ. શરૂઆતમાં તેનું વેચાણુ વિશેષ થયું નહિ અને કેટલાકોએ તેનાપર પ્રતિકૂળ ટીકાઓ પણુ કરી; તથાપિ તે માટે તેમને કંઇ માઠું લાગ્યું નહિ. તે કહેતા કે મેં શિક્ષણુ વિષેનાં પુસ્તકમાં ક્રાંતિ કરી છે અને એજ પુસ્તક મારૂં ખરૂં સ્મારક બનશે. છેવટે એ પુસ્તકને જે વિજય મળ્યો છે તે ઉપરથી કહી શકાશે કે, તેમના એ કથનમાં ઘણું તથ્ય હતું. રૂશીયન ભાષામાં નાનાં બાળકોને ઉપયોગી થાય તેવું એ પુસ્તકના જેવું સારૂં પુસ્તક એકે નથી; એટલુંજ નહિ પણુ યૂરોપની કે જગતની બીજી કોઈ ભાષામાં તેની બરોબરી કરે તેવું પુસ્તક હશે કે કેમ, તેની પણુ શંકાજ છે. હાલમાં તો એ પુસ્તકનો પ્રચાર સમગ્ર રૂશીયામાં થઇ ગયો છે અને તેની લાખો પ્રતો વેચાયા કરે છે.

ઉપરોકત પુસ્તક બહાર પડયા પછી યાસનાયાની શાળામાં વિજયી નીવડેલી શિક્ષણુપદ્ધતિનો પ્રચાર બીજાં કેટલાંક સ્થળોએ થઈ શકે એ હેતુથી તેમણે આજુબાજુની શાળાના દસ પંદર શિક્ષકોને પોતાને ઘેર આવવાને આમંત્રણુ આપ્યું. તેમણે એ શિક્ષકોને રહેવા માટેની સગવડ પોતાના નવા મકાનમાં કરી અને આજુબાજુનાં ગામડાંમાંથી મળ્યાં તેટલાં નિરક્ષર બાળકોને પણુ એકઠાં કર્યાં. પોતાનો શિક્ષણુપ્રયોગ શિક્ષકોની સમક્ષ કરી બતલાવ્યો. આ વખતે તેમના મનમાં કેવળ ખેડુતો માટે એક વિશ્વવિદ્યાલય સ્થાપવાનો વિચાર ગૂંચાયા કરતો હતો. એ વિશ્વવિદ્યાલયમાં ખેતીનું કામ સંભાળી શિક્ષકનું કામ પણુ કેવી રીતે કરવું, તે શીખવવાની તેમની ધારણા હતી. એ હેતુ વિષે તેમના હૃદયમાં ઘણા કાળ સુધી થોડોઘણો વિચાર થયા કરતો; પણુ અનેક કારણોને લીધે છેવટ સુધી તે ફળદ્રૂપ થયો નહિ.

પીટર ધી ગ્રેટની કારકીર્દીને અનુલક્ષી એક મોટી નવલકથા લખવાને ટૉલ્સ્ટૉયે

વિચાર કર્યો હતો. હવે તેમનું બાળપોથીનું કાર્ય પતી ગયું હતું તેથી એ કથા માટે આવશ્યક સાધનોની તે ગોઠવણુ કરવા લાગ્યા. તા. ૧૯ નવેમ્બર ૧૮૭૧ના રોજ બર્સને લખેલા પત્રમાં કાઉંટેસ સોફ્રાયા લખે છેઃ-

"હાલમાં અમારે ત્યાં લેશ માત્ર વાર્તાવિનોદ ચાલતો નથી. લીયોની ચોતરફ પુસ્તકો, ચિત્રો અને છબીઓના ડગલે ઢગલા પડેલા છે. વાંચવું, નિશાનીઓ કરવી અને ઉતારા કાઢવા એ કાર્યમાંજ તેમનો આખો દિવસ જાય છે. સાંજે છોકરાં ખાઈ પી સૂઈ જાય છે એટલે તે પોતાના સર્વ વિચારો મને જણાવે છે. નવી નવલકથા વિષે તેમનું ચિત્ત અદ્યાપિ અતિ અસ્થિર છે. સર્વ મહેનત વ્યર્થ જશે એમ લાગતાં એકાદ દિવસ તે ઉદાસ બની જાય છે તો વળી બીજે દિવસે અત્યંત ઉત્સાહથી કામે લાગી જાય છે; પણ હજુ સુધી પૂર્વ તૈયારીજ ચાલે છે. વાતની કંઈ પણુ હકીકત હજુ તેમણે લખી નથી."

આ પછી એક મહિને લખેલા પત્રમાં નીચેની હકીકત છેઃ—

"હમ્મેશની માફકજ અમે પોતપોતાના વ્યવસાયમાં લીન રહીએ છીએ. ખેડુતોનો ઉનાળો હોય છે તેમ અમો જમીનદારોનો શિયાળો હોય છે. હજુ પણુ ટૉલસ્ટૉય પીટર ધી ગ્રેટના સમયના ઇતિહાસનાં પુસ્તકો વાંચવામાં તલ્લીન રહે છે. એ વાંચનમાં તેમનું ચિત્ત તદ્રૂપ થઇ ગએલું જણાય છે. ખૂદ પીટર બાદશાહ અને તેની ચોતરફના માણસોના જીવનક્રમ, તેમના વિચાર અને તેમનાં વર્તન વિષે પુષ્કળ ટાંચણુ કાઢવામાં તે ગુંથાઇ ગયા છે. તેજ પ્રમાણે તે વખતના ખેડુતોની કેવી સ્થિતિ હતી તેની પણુ ઘણી સામગ્રી એકત્ર કરી છે; છતાં એ નવલકથા વિષે તેમનો વિચાર અદ્યાપિ અનિશ્ચિત છે. હું ધારૂં છું કે યુદ્ધ અને શાન્તિના જેવીજ પીટરના સમયની રસિક નવલકથા આપણને વાંચવા મળશે."

ઉપરની વાતને કેટલાક મહિના થઇ ગયા પછી ટૉલસ્ટૉયે પોતાનો વિચાર તદ્દન માંડી વાળ્યો. સર્વત્ર એવી માન્યતા હતી કે, પીટર એ એક મહાન પુરૂષ થઇ ગયો છે અને એજ સમજથી તેનો સમય નવલકથા રૂપે આલેખવાની ઇચ્છા ટૉલસ્ટૉયને થઇ હતી; પરંતુ તે જેમ જેમ તે સમયના ઇતિહાસનો અભ્યાસ કરવા લાગ્યા તેમ તેમ તેમના અભિપ્રાયમાં ફેરફાર થવા લાગ્યો. તેમને લાગવા માંડયું કે લોકો કહે છે તેમ પીટર મહાન ન હતો, અને તેથી તે સમયની એકંદર પરિસ્થિતિ વિષે તેમના મનમાં લેશ માત્ર માન ન રહેતાં ઉલટું પીટર દુર્ગુણી હોઈ તેણે એક પણુ મહદ્કૃત્ય કર્યું નથી એવો નિશ્ચિત અભિપ્રાય બંધાયો. તેમને લાગ્યું કે તેણે કરેલા સુધારા લોકહિતની ઇચ્છાથી કરેલા ન હતા પણુ કેવળ પોતાનો સ્વાર્થ સાધવા કર્યા હતા.

આવા આવા વિચારોને લીધે ટૉલસ્ટૉયના મનમાં પીટર વિષે જરા પણુ

પ્રેમ રહ્યો નહિ અને ઉલટો તિરસ્કાર ઉત્પન્ન થયો.

આ પ્રમાણે એક કાર્યથી તે છૂટા થયા ન થયા કે તરતજ એના કેરિનીના નામની મોટી નવલકથાનું કામ તેમણે હાથમાં લીધું. એ નવલકથા માટે તેમણે કોઈ જાતની પૂર્વ તૈયારી કરી ન હતી.

મે મહિનામાં તે સર્વ કુટુંબ સહ સમારા પ્રાંતમાં ગયા. ત્યાં મુકામ કર્યા પછી તેમણે મહમદશાહ નામના એક બાશ્કીરને પોતાની નોકરીમાં રાખ્યો. મહમદશાહ સ્વભાવે આનંદી, સભ્ય, વખતસર કાર્ય કરનાર અને રૂવાબદાર હતો. આજુબાજુના રૂશીયન ખેડુતો તેને રોમોનીયમ નામથી ઓળખતા. તેની સ્ત્રી પડદાનો રિવાજ પાળનારી હતી. કોઇ પણ માણસ આવતો કે તરતજ તે પડદા પાછળ જતી રહેતી.

અત્યાર સુધી તેમની ઘણી ખરી જમીન પડતર રહેલી હતી તેથી તેમણે તે જમીન ખેડાવવાનું કામ શરૂ કર્યું; પણ તેમના હસ્તે આ સ્થળે બીજું એક અતિ મહત્ત્વનું કામ બન્યું. આ વર્ષે આ પ્રાંતમાં અનાવૃષ્ટિથી સર્વ પાક નાશ પામી ભયંકર દુષ્કાળ પડયો હતો. જો એ વખતે ટૉલ્સ્ટૉય ન હોત તો પ્રજાને સહાય કરનાર બીજું કોઇ પણ મળી આવે તેમ નહતું; કારણ કે રૂશીયાના સુસંસ્કૃત ભાગથી આ પ્રાંત તદ્દન અલગ આવેલો હોવાથી એ દુષ્કાળની ખબર પણ પશ્ચિમ ભાગના લોકોને પડી નહોત, અને તેમના તરફથી કોઇ જાતની સહાયના અભાવે ત્યાંના લોકો ભૂખેજ મૂઆ હોત. પરંતુ ટૉલ્સ્ટૉયે પશ્ચિમ રૂશીયાનાં મોટાં મોટાં પત્રોને દુષ્કાળની ખબર આપી સહાયની યાચના કરી. વિશેષતઃ મોસ્કો ગેઝેટમાં વારંવાર લેખો લખી તેમણે જનસમાજમાં સહાનુભૂતિ ઉત્પન્ન કરી: તેથી શહેરોમાંથી વખતસર મદદ આવી દુષ્કાળની ઉગ્રતામાં સારો ઘટાડો થયો.

લોકસ્થિતિ જોવા માટે તે એકવાર નજીકના એક ગામમાં ગયા અને ત્યાંના પ્રત્યેક કુટુંબની દશા જોઇ તો સેંકડે પોણોસો કુટુંબો કરજદાર હોવાનું જણાયું. તે કુટુંબો દુષ્કાળનું વર્ષ કેવી રીતે પસાર કરવું તેની ચિંતામાં પડેલાં હતાં. આખા પ્રાંતમાં દુષ્કાળ હોવાથી કામ થોડું અને ભૂખ્યાં ઘણાં જેવી સ્થિતિ સર્વત્ર પ્રસરેલી હતી; અને મજૂરોની સંખ્યા વધી જવાથી મજૂરીના દર રૂપીયે ચઉદ આની ઘટી ગયા હતા. ટૉલ્સ્ટૉયે બીજાં કેટલાંક ગામોમાં તપાસ કરી તો ત્યાં પણ તેવીજ સ્થિતિ જણાઇ. એ કામ પુરૂં કરી તે સમારા આવ્યા અને મોસ્કો ગૅઝેટ દ્વારા દુષ્કાળફંડ ઉઘાડી તેમણે પોતેજ આરંભમાં આશરે બસો રૂપીઆની રકમ ભરી. જો કે જાહેર રીતે તેમણે આટલીજ રકમ ભરી હતી, પરંતુ ખાનગી રીતે તેમણે ઘણો પૈસો ખર્ચી નાખ્યો હતો.

એ ફંડને લોકો તરફથી પણ સારી મદદ મળી હતી. ટૉલ્સ્ટૉયની સગી કોઇ

કાઉંટેસ એ. એ. ટૉલસ્ટૉયની લાગવગ રાજગૃહમાં હોવાથી તેણે ખૂદ મહારાણીને એ વાત કહી; ત્યારે તેમણે પણ એક સારી રકમ આપી હતી અને તેથી સ્વાભાવિક રીતે ઘણા રાજકીય માણસોએ રકમો આપી હતી. **એકંદરે એ ફંડની રકમ આશરે ચાલીસ લાખ રૂપીયાથી વધુ થઇ હતી.** ટૉલસ્ટૉયને દુષ્કાળનો અનુભવ પહેલોજ હતો; પરંતુ તેની અસર એવી થઇ હતી કે ત્યાર પછીના પ્રત્યેક દુષ્કાળમાં તેમણે ઘણાં મહત્ત્વનાં કામ કર્યાં હતાં.

ઇ. સ. ૧૮૯૩ ના ઑગસ્ટ મહિનામાં તે યાસનાયા પાછા આવ્યા તે વખતે તેમણે ફૅટને નીચે પ્રમાણે લખ્યું છે.

"અમે સમારાથી સુખરૂપ આવી પહોંચ્યા છીએ. આ વર્ષે સમારા પ્રાંતમાં વૃષ્ટિના અભાવે ભયંકર દુષ્કાળ પડયો હતો અને તેમાં અમને પણ પુષ્કળ નુકશાન થવાથી કેટલીએ હરકતો સહન કરવી પડી; પરંતુ એકંદરે એ પ્રવાસ સંતોષકારક નીવડયો છે. હવે અમે અમારૂં પૂર્વકાર્ય શરૂ કરી દીધું છે."

ટૉલસ્ટૉયને ગમે તે રીતે પ્રસિદ્ધ થવાની લાલસા નહિ હોવાથી તે કોઇને પણ પોતાનું ચિત્ર કાઢવા દેતા નહતા. ફોટો પડાવવાનો પ્રસંગ આવતો તો તે તેનો મૂળ કાચ ફોડી નાખતા; પરંતુ ક્રેમસ્કાય નામના એક ચિતારાએ એ માટે તેમનો પૂરો પીછો પકડયો હતો; એ ચિત્રકારે મોસ્કોના સરકારી ચિત્રસંગ્રહાલય માટે કેટલાંક નવાં ચિત્રો તૈયાર કરવાનું માથે લીધું હતું; તેમાં રૂશીયાના મોટા મોટા મુત્સદ્દી, કવિ અને ગ્રંથકારોનાં ચિત્રોનો પણ સંગ્રહ થવાનો હતો. ક્રૅમસ્કાય ટૉલસ્ટૉયનો ફોટો મેળવવા આખા મોસ્કોમાં ફરી વળ્યો; પણ તેને તેમના ફોટાની એક પ્રત પણ મળી શકી નહિ. ક્રૅમસ્કૉયને માટે હવે એકજ ઉપાય રહ્યો હતો. તે ઉપાય એજ હતો કે ટૉલસ્ટૉયની પાસેથીજ ફોટો મેળવવો. તે જાણતો હતો કે ટૉલસ્ટૉય યાસનાયામાં એક વાનપ્રસ્થ વૃત્તિથી રહેતા હોઇ કોઇને ચિત્ર કાઢવા દેતા નથી. આથી યાસનાયાથી ત્રણ માઈલ છેટે તેણે એક ઝુંપડું લીધું. એ ઝુંપડું યાસનાયાથી આવતા સરીયામ રસ્તાપર હતું. ટૉલસ્ટૉય એ રસ્તે ઘણી વખત ઘોડા પર બેસી ફરવા જતા તેથી તેણે ઝુંપડામાં છુપાઇ રહી તેમનો ફોટો લેવાનો વિચાર કર્યો. કર્મધર્મસંયોગે તેની એ વાત ફૂટી ટૉલસ્ટૉયના કાને પહોંચી. આથી પછી તેમણેજ કાતુક થવાથી એ ચિતારાને પોતાને ઘેર બોલાવ્યો. ક્રૅમસ્કૉયનો પ્રયત્ન અને આગ્રહ જોઇ ટૉલસ્ટૉયે પોતાનું ચિત્ર આલેખવાની સંમતિ આપી; તેથી છેવટે ક્રૅમસ્કૉય તેમના ચિત્રની બે પ્રત તૈયાર કરી શકયો. તેમાંની એક મોસ્કોના ચિત્રસંગ્રહાલયમાં છે અને એક ટૉલસ્ટૉયના કુટુંબમાં યાસનાયા ગામમાં છે. આ પછી ક્રૅમસ્કૉયને સંમતિ આપી હતી એટલે તે બીજા ચિત્રકારોને પણ ના કહી શકયા નહિ અને આખા રૂશીયામાં તેમની છબીઓ પ્રસરી ગઇ.

તા. ૧૧ નવેમ્બરના રોજ ફેટને લખેલા પત્રમાં તે નીચે પ્રમાણે લખે છેઃ–

"હાલમાં અમે દુઃખી છીએ. સર્વથી નાનો બાળક પીટર છાતીના વિકારથી બે દિવસ માંદો રહી મૃત્યુ પામ્યો છે. ગયાં અગીઆર વર્ષમાં અમારા કુટુંબપર એ પહેલોજ મરણનો ઘા છે; એથી મારી પત્ની ઘણીજ દુઃખી થઇ છે. લોકો 'નાનું બાળક ગયું તેમાં શું થયું?' એમ કહી મને તથા મારી પત્નીને શાન્ત કરવા ઇચ્છે છે, પણ એ વિચાર તેના અંતઃકરણને શાન્તિ આપી શકતો નથી. અંતઃકરણ વિવેચકબુદ્ધિનો સ્વાર્થ સમજતું નહિ હોવાથી લાભહાનિ ઠરાવવાનું કાર્ય તેનાથી બનતું નથી. તેમાં પણ માતાનું હૃદય તો પ્રભુની દયાનું ઐહિક પ્રતિરૂપજ છે; એટલે તેને સ્વાર્થનો વિચાર કેવી રીતે સ્પર્શ કરી શકે? આથી લોકો વિચારની ગમે તેટલી વાતો કહે છે પણ તેનાં નેત્રમાંથી નીકળતું પાણી બંધ પડતું નથી."

યાસનાયા શાળાની અનુભવી શિક્ષણપદ્ધતિનો પ્રચાર કરવા માટે તેમણે થોડા વખત પર કેટલાક શિક્ષકોને પોતાને ઘેર બોલાવ્યા હતા; પણ તેથી કાર્ય સફળ થયું નહતું. ઇ. સ. ૧૮૭૪ માં તેમણે એ માટે પુનઃ પ્રયત્ન શરૂ કર્યો. વ્યાખ્યાનો આપવાનું તેમને પસંદ નહતું પણ તે વિચાર સુદ્ધાં ક્ષણવાર બાજુએ રાખી હેતુની સફળતા માટે મોસ્કોના સાહિત્યમંડળ સમક્ષ વ્યાખ્યાન પણ આપ્યું.

એ મંડળના ભવ્ય દિવાનખાનામાં જ્યારે તેમનું વ્યાખ્યાન થયું ત્યારે તે સર્વ જગ્યો શ્રોતાઓથી ચિકાર ભરાઇ ગઇ હતી. તે મંડળના અધ્યક્ષ શાટીલૉફે ટૉલસ્ટૉયને વ્યાખ્યાન શરૂ કરવા વિનંતિ કરી, પણ પોતે એકલા લાંબુંલચ ભાષણ આપે તેના કરતાં પ્રશ્નરૂપે ચર્ચા થાય તો ઠીક એવી સૂચના ટૉલસ્ટૉયે કરી. એ વાદવિવાદ ઘણો વધી પડી છેવટે ત્યાં આગળ શિક્ષણવિષયક ઘણા ખરા પ્રશ્નોની ચર્ચા થઇ. એ ચર્ચામાં રૂશીયાના ઘણા વિદ્વાનો તથા શિક્ષકોએ ભાગ લીધો હતો. જે શિક્ષણ અને જે સંસ્કૃતિ સામાન્ય પ્રજાને અનુકૂળ બની પથ્ય થતી નથી, જેને માટે તેઓમાં આતુરતા નથી, એવી સંસ્કૃતિ અને શિક્ષણ બળાત્કારે આપવું તે અતિ હાનિકારક છે. હાલનાં નવીન શોધનાં શાસ્ત્રો કાલે અવ્યવહારૂ ઠરવાનો સંભવ છે; માટે એવી વાતોનો બોજો બાળકોના કોમળ મગજ પર નાખવો તે ઘાતક છે. ખરી રીતે ભાષા અને અંકગણિત સિવાય અન્ય કંઇ તેમને શીખવવાની જરૂર નથી; વગેરે પ્રકારના મત પ્રકટ કરી બાળકોને વાંચતાં કેવી રીતે શીખવવું તેનો પ્રત્યક્ષ પ્રયોગ કરવાનું સ્વીકારી ટૉલસ્ટૉયે મોસ્કોની એક મીલમાં તે પ્રયોગ કરી બતાવ્યો. સાહિત્યપરિષદના પ્રમુખ અને અન્ય અનેક સભાસદોની દ્રષ્ટિએ એ પ્રયોગ એટલો ફત્તેહમંદ થયો કે, શાટીલૉફની સૂચના પરથી પૂર્ણ રીતે એ પ્રયોગ અજમાવી જોવા માટે ત્યાં સાહિત્યમંડળે બે મહિના માટે બે શાળાઓ

ઉઘાડી. એકમાં જુની પદ્ધતિથી શીખવવાનું શરૂ કર્યું અને બીજીમાં ટૉલ્સ્ટૉયની પદ્ધતિનો અમલ કરવા માંડયો. શાળા શરૂ થયે સાત અઠવાડીયાં થયા પછી બન્ને શાળાના વિદ્યાર્થીઓની પરીક્ષા માટે એક કમીટી નીમાઇ. પરીક્ષા લેવાઈ પણ કમીટીના સભાસદો એકમત થયા નહિ અને ભિન્ન ભિન્ન રિપોર્ટ થયા. આ સંબંધમાં ટૉલ્સ્ટૉયે જણાવ્યું હતું કે, શાળામાં પરીક્ષા ચાલતી હતી તે વખતે બહારના પ્રેક્ષકોનું આગમન અસ્ખલિત ચાલુ રહ્યું હતું તેથી બાળકોનું પ્રશ્ન તરફ વારંવાર દુર્લક્ષ થયું હતું. અર્થાત્ પરીક્ષાનું કાર્ય યોગ્ય પરિસ્થિતિમાં થયું નહતું; છતાંએ એ પદ્ધતિ જુની પદ્ધતિ કરતાં થોડા ઘણા અંશે ઉત્તમ ઠરી છે. આથી ટૉલ્સ્ટૉયે તેની માહિતી રૂશીઆમાં પ્રસરે તે હેતુથી શાટીલૉફના નામે પત્ર રૂપે એક મોટો રિપોર્ટ તથા નિબંધ તૈયાર કરી છપાવ્યો અને તેની પ્રતો ગામે ગામ વહેંચી.

પીટર્સબર્ગમાં ફાધર લૅંડ જર્નલ નામનું એક મોટું વજનદાર માસિક નીક ળતું હતું. એ માસિક ઇ. સ. ૧૮૬૮ માં નેકેસૉફે પોતાના હસ્તમાં લીધું હતું. નેકેસૉફનો સંબંધ ઘણાં વર્ષથી ટૉલ્સ્ટૉય સાથે રહ્યો નહતો; પણ તેના દ્વારા શિક્ષણ વિષે ચર્ચા શરૂ કરવા માટે તેમણે નેકેસૉફ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. ખરી રીતે કૉન્ટેમ્પરરી માસિક સાથે ટૉલ્સ્ટૉયને પ્રથમથી સંબંધ હતો એટલે તે દ્વારા તેમના લેખો બહાર આવવા જોઇતા હતા; પરંતુ તે માસિક ઇ. સ. ૧૮૬૬ માં સરકારની આપખુદીનો ભોગ થઈ પડયું હતું તેથી તેમને આ બીજું દ્વાર શોધવું પડયું; અને ફાધર લૅંડ જર્નલના સપ્ટેમ્બરના અંકમાં ‘ સામાન્ય લોકોનું શિક્ષણ ’ એ મથાળા નીચે એક નિબંધ પ્રકટ થયો.

ઇ. સ. ૧૮૬૨ માં ટૉલ્સ્ટૉયે પોતાના યાસનાયા માસિકમાં એ વિષયની ચર્ચા કરી હતી પણ તે વખતે લોકોએ તેની કંઇ દરકાર કરી નહતી; પરંતુ આ વખતે તે સમય કરતાં તે વધારે જાણીતા થયા હતા અને વળી ફાધર લૅંડ જર્નલ વજનદાર ગણાતું હતું; તેથી તેમાં એ લેખ પ્રસિદ્ધ થતાની સાથે ઘણાં પત્રોએ એ વિષયની ચર્ચા શરૂ કરી. ટૉલ્સ્ટૉયના લેખપર અનુકૂળ પ્રતિકૂળ ઘણી ટીકાઓ પ્રકટ થઇ અને જો કે તેથી જુની શિક્ષણપદ્ધતિમાં તરત કંઇ વિશેષ ફેરફાર થયો નહિ; તોપણ એમાં તો કંઇજ શંકા નથી કે લોકશિક્ષણ વિષેનું પોતાના તરફ નેતૃત્વ રાખી રહેલા મિથ્યાભિમાનીઓ એથી ઘણા પાછા પડી ગયા. પરિણામે શાળામાં ભણતાં બાળકો મેંઢાં હોઇ તેમના શિક્ષક—ભરવાડ તેમને જેમ દોરે તેમ તેમણે દોરાઇ જવું જોઇએ, એ સમજમાં ઘણો ઘટાડો થયો અને ટૉલ્સ્ટૉયે નકામાં ઠરાવેલાં કેટલાંક પુસ્તકો અભ્યાસપત્રકમાંથી કમી થયાં.

આ પછી ઇ. સ. ૧૮૭૫ ના જાન્યુઆરી પછી પણ કેટલાક વખત સુધી

શિક્ષણની ચર્ચા જોરમાં આવી ગઇ હતી અને તેમાં ઘણા વિદ્વાનોએ પોતાના લેખોથી વધારો કર્યો હતો.

આ વખતે યાસનાયાની શાળાના કેટલાક વિદ્યાર્થીઓનું પ્રાથમિક શિક્ષણ પુરૂં થયું હતું અને તેમની આગળ અભ્યાસ કરવાની ઇચ્છા હતી. બીજા ગણિતાદિ કઠિન વિષય ટૉલ્સ્ટૉયે તેમને ખાનગી રીતે શીખવ્યા હતા અને તેમાં તે ફત્તેહમંદ નીવડયા હતા; તેથી પૂર્વે એક વખત વિશ્વવિદ્યાલય સ્થાપવાનો જે વિચાર થયો હતો તે પુનઃ ઉદ્ભવ્યો અને એજ વિદ્યાર્થીઓથી એ પ્રયોગ શરૂ કરવાની ઇચ્છા થઇ. સમય શિક્ષણવિષયક ચર્ચાનો હતો એટલે તેમણે એ વિચારને મૂર્ત સ્વરૂપ આપવા પ્રયત્ન પણ કરી જોયો.

પ્રાથમિક શિક્ષણનો ખેડુતોમાં જોઇએ તેટલો પ્રચાર થતો નથી તેનું બીજું પણ એક કારણ તેમણે પોતાના લેખમાં જણાવ્યું હતું. તેમને લાગતું હતું કે, પ્રાથમિક શિક્ષણ આપનારા શિક્ષકોનો ભારે પગાર ગરીબ ખેડુતોને પરવડતો નથી; તેથી મધ્યમવર્ગના શિક્ષકોને બદલે ખેડુત વર્ગમાંથીજ શિક્ષક ઉભા કરવામાં આવે તો શિક્ષણ કાર્યને વિશેષ સહાય થાય. આ હેતુથી તેમણે પોતાની જાતિ દેખરેખ નીચે યાસનાયામાં એક ટ્રેનીંગ કૉલેજ શરૂ કરવાનું ઠરાવ્યું.

તા. ૨૦ નવેમ્બર ૧૮૭૪ના રોજ બર્સને લખેલા પત્રમાં કાઉંટેસ જણાવે છેઃ—

"અમારી ખેતીનું શિયાળાનું કામ ઝપાટાથી ચાલે છે. હમણાં લીયોનું લક્ષ ખેડુતોનું શિક્ષણ, પ્રાથમિક શાળા, પાઠશાળા વગેરે તરફ સંપૂર્ણ રીતે ગૂંથાઇ ગએલું છે. એજ કામમાં સવારની સાંજ થાય છે."

ટૂલા પ્રાંતના સરદાર અને જમીનદારમાં આગેવાન ગણાતા સુમારીન નામના એક ગૃહસ્થ હતા. એ ગૃહસ્થે ટૉલ્સ્ટૉયને સારી મદદ કરવાનું આશ્વાસન આપી, તે પ્રાંતની લોકલબૉર્ડે શિક્ષણ માટે એક સારી રકમ મંજૂર કરી હતી તેથી તે મેળવવાનો પ્રયત્ન કરવા તેમણે ટૉલ્સ્ટૉયને સૂચવ્યું. આથી ટૉલ્સ્ટૉય નવી ચુંટણીમાં ઉમેદવાર તરીકે બહાર પડયા અને ચુંટાઇ આવ્યા. પછી સર્વ સભાસદોએ એકમત થઇ તેમની શિક્ષણ કમિટિના પ્રમુખસ્થાને નીમણુંક કરી.

આ તકનો લાભ લઇ ટૉલ્સ્ટૉયે બૉર્ડના હાથમાં રહેલી રકમ નવી પદ્ધતિની ટ્રેનિંગ કૉલેજ પાછળ ખરચવા સુચના કરી, અને ઘણાખરા સભાસદોનો મત પણ તે કાર્ય માટે અનુકૂળ થયો; પરંતુ રૂશીયાના ખેડુતોનું કમનશીબ હજુ પુરૂં થયું નહતું તેથી એક વૃદ્ધ સભાસદે એવી સૂચના રજુ કરી કે, કૅથેરાઇન રાણીના સ્મારક નિમિત્તે ફંડ એકઠું કરવા આખા દેશમાં હીલચાલ ચાલે છે; માટે એ રકમનો ઉપયોગ તે તરફ કરવો. આ સૂચના વિરૂદ્ધ કોઇથી બોલી શકાય તેમ નહતું તેથી સ્વાભાવિક રીતે તે પસાર થઇ, અને ટૉલ્સ્ટૉયના વિચાર જ્યાંના ત્યાં રહી ગયા.

ટૉલસ્ટૉય જે શિક્ષણવિષયક પ્રયત્ન કરતા હતા તેમાં તેમનો કોઇ પણ પ્રકારે સ્વાર્થ નહતો. ગરીબ ખેડુતવર્ગનું પોતાનાથી બને તેટલું હિત કરવું એટલીજ માત્ર તેમની પ્રબળ ઇચ્છા હતી; પણ રૂશીયન સરકારે એવી કોઇ પણ હીલચાલજ નહિ થવા દેવાની પ્રતિજ્ઞા કરી હતી, તેથી અધિકારીઓ ટૉલસ્ટૉયના પ્રત્યેક કાર્યમાં વિઘ્ન નાખવાનો ઉદ્યોગ કર્યા કરતા. ટૉલસ્ટૉયે સૈનિકો માટે એક પત્ર શરૂ કર્યું તો અધિકારીઓએ તે પણ તરતજ બંધ કર્યું; ટૉલસ્ટૉય કંઇ વાતો લખતા તો તરતજ અધિકારીઓ પોતાની કરપીણ કુહાડીથી તેને છિન્નભિન્ન કરવા મંડી જતા. ગમે તેવા આધારરહિત સંશયપરથી તેમના ઘરની તથા શાળાની ઝડતી પણ તેમણે લીધી. તેમના શાળાપત્રકને પણ હરકત કરવામાં તેમણે ઓછું કર્યું નહિ. આવી સ્થિતિમાં ટૉલસ્ટૉયનું ચિત્ત સરકાર વિરૂદ્ધ ખળભળી ઉઠયું હોય તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? ટૉલસ્ટૉયની બુદ્ધિ એવો નિશ્ચય કરવા લાગી કે, સરકાર એટલે સામાન્ય જનસમૂહને અજ્ઞાનકૂપમાં નાખનારી સંસ્થા. રૂશીયન સરકાર આવી રીતે વિષવૃક્ષનું બીજારોપણ કરી રહેલી હતી તેને ફળ આવવાનો આરંભ આજ અરસામાં થયો. ધીમે ધીમે રૂશીયન યુવક–યુવતીઓનાં મન પણ ભડકવાનો સંભવ જણાવા લાગ્યો. રૂશીયાની દુર્દશાનું કારણ એકંદર સમાજવ્યવસ્થામાંજ છે. એવી સર્વ યુવકવર્ગની માન્યતા દૃઢ થઇ; અને તેઓએ નિશ્ચય કરવા માંડયો કે, રૂશીયન સમાજની સર્વ વ્યવસ્થાનું ધોરણજ ફેરવી નાખવું. એ કાર્ય માટે અનેક સુશિક્ષિત યુવકો આગેવાન થયા અને મજૂરવર્ગ તથા ખેડુતો તેમની સંખ્યામાં વધારો કરવા લાગ્યા.

જન્મ મરણની ભરતી ઓટ થવી એ સૃષ્ટિનો અખંડ નિયમ છે. ટૉલસ્ટૉયનું કુટુંબ એ નિયમને અપવાદ રૂપ કંઇ નહતું. થોડાજ મહિનાપર ટૉલસ્ટૉયનું એક ધાવણું બાળક મૃત્યુ પામ્યું હતું અને હમણાં બીજો એક ઘા પડયો. તા. ૩૦ જુનના દિવસે ટાશીયાના ફોઇ મરણ પામી અને ત્યાર પછી થોડાજ વખતમાં ટૉલસ્ટૉયની એક સગી ફોઇ તેની પાછળ પાછળ ગઇ. ટાશીયાનાપર ટૉલસ્ટૉયનો પ્રેમ અને પૂજ્યભાવ છેવટ સુધી જેવો ને તેવો રહ્યો હતો. જ્યારે પણ તેનું સ્મરણ તેમને થતું ત્યારે તરતજ તેમનો કંઠ ભરાઇ આવતો. એક વખતે તેના સંબંધી કંઇ વાતો નીકળી ત્યારે ટૉલસ્ટૉયે કહ્યું:–

"જ્યારે અંતિમ દુ:ખથી તેની શક્તિ ક્ષીણ થતી ચાલી ત્યારે તે જાણી ગઇ કે મૃત્યુ હવે સમીપ આવ્યું છે. એક દિવસે મને પાસે બોલાવી તેણે કહ્યું: 'બેટા, આ ઓરડો સારો અને મોટો છે અને તમોને ભવિષ્યમાં કામ લાગશે. જો હું આ ઓરડામાં મરણ પામીશ તો તમને આ ઠેકાણે મારૂં સ્મરણ થયા સિવાય નહિ રહે અને તમે દુ:ખી થશો; માટે મને બીજી એકાદ ઓરડીમાં લઇ

જા. ' આ હકીકત પરથી તમને સમજાશે કે તેને અમારી કેટલી ફીકર હતી. હું જ્યારથી સમજણો થયો ત્યારથી તેને એવીજ જોતો આવ્યો છું. લોકોને કેવી રીતે ઉપયોગી થઇ શકાય એ સિવાય અન્ય કોઇ પણ વિચાર તેના મનમાં ઉત્પન્ન થતો નહતો. તેનું સર્વ જીવન પરહિતના ચિંતનમાંજ ગયું છે "

" તે તદ્દન શાંત વૃત્તિથી મરણશરણ થઇ હતી. તેની ઇચ્છા પ્રમાણે અમે તેને એક બાજુની ઓરડીમાં લઇ ગયા હતા. મરણ વખતે તે બેશુદ્ધ થતી જતી હતી. તે અન્ય કોઇને ઓળખી શકતી નહતી પરંતુ મને તો છેવટ સુધી ઓળખતી હતી. મને જોતાંની સાથે તેના મુખપર તેજ આવતું અને તે પોતાના હોઠ હલાવતી. તે 'નિકોલસ' શબ્દ ઉચ્ચારવા પ્રયત્ન કરતી હતી. આ પ્રમાણે અંતકાળ સુધી તેનો મારાપરનો પ્રેમ કદિ પણ ઘટયો ન હતો અને તેમાં કદિ અંતરાય પણ પડયો ન હતો. "

ટાશીયાનાની સ્મશાનયાત્રા નીકળી ત્યારે યાસનાયાનાં સાઠે ઘરનાં માણસો સ્મશાન જવા નીકળ્યાં હતાં, અને તેના આત્માને શાંતિ પ્રાપ્ત થાય તે માટે ખ્રિસ્તીધર્મે કહેલાં સૂત્રો બોલતાં હતાં. આ ઉપરથી સામાન્ય ખેડુતો પણ તેના પર કેટલો પ્રેમ રાખતા હતા તે જણાઇ આવે છે. ટાશીયાનાએ આખી જીંદગીમાં કોઇને એક કડવો શબ્દ કહીને પણ દુ:ખી કર્યું નથી. તેની ઓળખાણમાં આવેલો પ્રત્યેક માણસ તેનાપર પ્રેમ કરે એ સ્વાભાવિકજ હતું.

તા. ૨૪ જુનના રોજ ફૅટને લખેલા પત્રમાં ટૉલસ્ટૉય જણાવે છેઃ–

" ટાશીયાના ફોઇનો અંત્યવિધિ કર્યાને બે દિવસ થયા છે. તેના મરણ પહેલાં ઘણા દિવસોથી મને જણાવા લાગ્યું હતું કે હવે તે થોડાજ વખતમાં અમને તજી જશે. આથી દુ:ખની મને અગાઉથી સૂચના થઇ હતી; તથાપિ જ્યારે તે અમોને ખરેખર છોડી ગઇ ત્યારે મારા દુ:ખની તીવ્રતામાં રતિભાર પણ ઘટાડો થવાનું જણાયું નહિ. બાકીનાં સર્વ ખુશીમાં છે. હમણાં હવામાન પણ સારૂં હોવાથી હું આળસુ બનતો જાઉં છું. "

આ વર્ષે ટૉલસ્ટૉયની બાળપોથીની બીજી આવૃત્તિ નીકળી હતી; તેમાં તેમણે ઘણો ફેરફાર કર્યો હતો. પ્રથમ બાળકને અક્ષરઓળખ થયા પછી તેને વાંચનમાં રસ પડે તે માટે તેમણે તદ્દન સહેલાં, નાનાં અને રમુજી વાકયો આરંભમાં મૂકયાં હતાં. આપણે જાણીએ છીએ કે, ટૉલસ્ટૉયના કોઇ પણ પ્રયત્નને સરકારનો ટેકો મળતો ન હતો; છતાં શિક્ષણ ખાતાના પ્રધાને આ પુસ્તક પસંદ કરી તે સર્વત્ર ચાલુ કરવાની ભલામણ કરી હતી; એ ઉપરથીજ આ વાંચનમાળાનું મહત્ત્વ જણાઇ આવે છે.

આ વર્ષના ઉનાળામાં ટૉલસ્ટૉયનું સર્વ કુટુંબ સમારાના પોતાના વતન

ઉપર રહેવા ગયું હતું. પૂર્વની મિલ્કતમાં વધારો થઇ આ વખતે તે ૧૬ હજાર એકર જેટલી થઈ હતી. આ વર્ષે પણ મહમદશાહ ટૉલસ્ટૉયની નોકરીમાં રહ્યો હતો.

પાંચ અથવા ૭ જોડી બળદ જોડી ખેડ કામ ચલાવવામાં આવતું. એ બળદના ગળે મંજુલ નાદ કરતી ઘૂઘરમાળ તથા ઘંટ બંધાતા. દહાડે આખું ટૉલસ્ટૉય કુટુંબ હળ પકડવા જતું અને તે સમયે બળદના કંઠની ઘુઘરમાળથી થતા ધ્વનિથી અને સૂર્યના સ્વચ્છ પ્રકાશથી તેમનું ચિત્ત રમમાણ બની જતું. અજવાળીયાના દિવસોમાં રાત્રે સફેદ ચાંદરણું પથરાતું ત્યારે પણ ટૉલસ્ટૉય ખેતરમાં જઇ કુટુંબસહ બેસતા. આજુબાજુ વસી રહેલી સૃષ્ટિસૌંદર્યની અપૂર્વતા અને તેમાં ટૉલસ્ટૉય જેવો રસિક હૃદયનો વકતા ભળતો, એટલે આખી રાત કેવી રીતે પુરી થઇ જતી તે પણ શ્રોતાઓના ધ્યાનમાં રહેતું નહિ.

સમારાના નિવાસ દરમીયાન ટૉલસ્ટૉયે કેટલીક ઘોડીઓ ખરીદ કરી ઘોડાની એક નવી જાત ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો હતો. એક દિવસે એ ઘોડીનું ટોળું અને મહમદશાહના ઘોડાઓનું ટોળું એક જગ્યાએ ચરતું હતું ત્યારે કીરગીઝ જાતિની એક ભટકતી ટોળીએ એ બધું ટોળું નસાડી લઇ જવાનો પ્રયત્ન કર્યો હતો; પણ મહમદશાહના કેટલાક સ્વારો તેની પાછળ પડી સર્વ જાનવર પરત લાવ્યા હતા.

આજુબાજુનાં ગામડાંમાં કેટલાક સુખી રૂશીયનો ખેતી કરવા રહેતા હતા. તેઓ સર્વ ખાધે પીધે સુખી હોવાથી ઉતરતા ખેડુતવર્ગ સાથે ભળવાની તેમને ટેવ નહતી અર્થાત્ તેમનામાં એકલપેટાપણું આવેલું હતું; પરંતુ મુંગાને પણ બોલતો કરવાની શકિત ટૉલસ્ટૉયમાં સારી હોવાથી એ સર્વ ટૉલસ્ટૉયને ત્યાં આવતા જતા થયા હતા, અને તેમની સોબતથી ઉતરતા વર્ગના ખેડુતોના શ્વાસનું આભડછેટપણું ઓછું થતું જતું હતું. ટૉલસ્ટૉય જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તે સહાય અને અનુકંપાના પાઠ પ્રત્યક્ષ ઉદાહરણથી શીખવતા જતા હતા.

સમારા પ્રાંતમાં બે ભિન્ન ભિન્ન ધર્મના લોકોની વસ્તી છે. બાષ્કીર લોક ઇસલામી હોઈ બાકીની સર્વ વસ્તી જુના ખ્રિસ્તી પંથની છે: તથાપિ એ બન્ને જાતિમાં પૂર્ણ મિત્રભાવ હોઇ ધર્મમાર્ગમાં ઉહાપોહ ન કરતાં પૂર્ણ શાંતિ અને સુલેહથી આનંદપૂર્વક રહે છે, તે જોઇ ટૉલસ્ટૉયને ઘણો સંતોષ થયો. વળી ત્યાં એટલે સુધી શાંતિ હતી કે, ખ્રિસ્તી પંથના કટ્ટા ઉપાધ્યાયો પણ ઇસલામીઓ સાથે સ્નેહથી વર્તતા હતા.

એક દિવસે એક ધર્મોપાધ્યાયને ઘેર ટૉલસ્ટૉય અને બર્સ લાંબી રાત સુધી વાર્તાલાપ કરતા બેસી રહ્યા હતા. રાત અંધારી હતી અને વળી વરસાદ પડતો

હતો તેથી અંધકારમાં ભીષણતાએ વધારો કર્યો હતો. ટૉલ્સ્ટૉય અને બર્સ મોડી રાતે ઘેર આવવા નીકળ્યા પણ તે અંધકારમાં રસ્તો ભૂલ્યા. અંધકાર એટલો હતો કે તેમના ઘોડાનાં ડોકાં સુદ્ધાં તે જોઇ શકતા નહતા. તે અનુમાને ચાલ્યા જતા હતા. બર્સ એક ખેડુતના વૃદ્ધ ઘોડાપર બેઠો હતો. જતાં જતાં તે ઘોડો ડાબા હાથ તરફ વળવા લાગ્યો પણ બર્સને લાગ્યું કે રસ્તો જમણા હાથ તરફ હોવો જોઇએ. તેણે ઘોડાને તે તરફ વાળવા ઘણો પ્રયત્ન કર્યો પણ ઘોડાએ પોતાની હઠ છોડી નહિ. આ ખેંચતાણ જોઈ ટૉલસ્ટૉયે કહ્યું કે, ખરો રસ્તો આપણે જાણતા નથી માટે લગામ ઢીલી મૂક અને ઘોડાને ફાવે તેમ જવા દે. તે ઘોડો ખેડાએલા ખેતરના એક પગરસ્તે પડ્યો અને કેટલીકવારે પરિચિત મોટે રસ્તે આવી પહોંચ્યો. ઘોડાની બુદ્ધિથી ટૉલસ્ટૉયને આનંદ થયો.

પેટ્રોસ્કીમાં દર વર્ષે એક મોટો મેળો ભરાતો હતો અને ટૉલ્સ્ટૉયનો ત્યાં જવાનો નિયમ હતો. ત્યાં એક જૂનો મઠ હતો. ટૉલસ્ટૉયનો મુકામ પણ એજ મઠમાં થતો હતો. આ મઠમાં એક વૈરાગી રહેતો હતો. એ વૈરાગી પૂર્ણ ત્યાગી હતો અને તે મઠના ચોકમાં જમીન નીચે તૈયાર કરેલા એક ભોંયરામાં તદ્દન એકાંતમાં દિવસ કાઢતો હતો. તે કદિ કદિ બહાર આવતો ત્યારે તેણે પોતે ચાલીસ વર્ષ પર વાવેલું એક વૃક્ષ લોકોને બતાવતો હતો. એજ ઝાડ નીચે યાત્રાળુઓને મળી કેટલીક વાર સુધી તેમની સાથે વાર્તાલાપ કરતો હતો. ટૉલસ્ટૉયે એ વૈરાગીની મુલાકાત લીધી અને તેણે પણ તેમનું સારૂં સ્વાગત કરી પોતાનું નિવાસસ્થાન બતાવ્યું. પોતાને સૂવા માટે એક ખટુલી તૈયાર કરી રાખી હતી અને તેના પર જ તે નિદ્રા લેતો હતો. પેટ્રોસ્કી આવનારા ભાવિક યાત્રાળુ તેમજ મેળા વખતે આવતા ખેડુત અને અન્ય માણસ તેને અતિ પૂજ્ય માનતા હતા. તેના સંબંધમાં ટૉલસ્ટૉય કહેતા કે સર્વસંગપરિત્યાગનું ઉત્તમ દૃષ્ટાંત જેણે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે; વ્યવહારના કલહથી મુક્ત કેવી રીતે રહેવું એ જે પોતાના જીવનથી શીખવી રહ્યો છે; તેના તરફ પૂર્ણ આદરવૃત્તિ રાખવી એજ યોગ્ય છે. સંસારીઓને ત્યાગનો પાઠ શીખવનાર પ્રત્યક્ષ ગુરૂની આવશ્યકતા છે. તા. ૨૬ ઓગસ્ટના રોજ ટૉલસ્ટૉય યાસનાયા પાછા આવ્યા અને તેજ દિવસે તેમણે ફેટને નીચેનો પત્ર લખ્યોઃ—

" અમે સુખરૂપ ઘેર આવી પહોંચ્યા છીએ. પાક વગેરે સામાન્ય રીતે ઠીક છે; પણ મજૂરીના દર એટલા બધા ભયંકર થઇ પડયા છે કે, છેવટે જમાખર્ચના સરવાળા મેળવતાં કંઇનું કંઇ થઈ જાય છે ! "

" નશીબ સમારા તરફ કેમ ખેંચી ગયું તે હું સમજી શકતો નથી. ઈંગ્લાંડની પાર્લામેંટનાં ભાષણો અતિ મહત્ત્વનાં હોય છે એવું સાંભળીને તે સભાની

કેટલીક બેઠકોમાં હાજર રહી મેં ભાષણો સાંભળ્યાં હતાં, પણ મને તો તે ભાષણો તદ્દન નીરસ અને ક્ષુદ્ર લાગ્યાં હતાં; ત્યારે સમારાના ખેડુતોની વાર્તાઓ સાંભળવામાં હું કલાકના કલાક પસાર કરી શકયો છું. આજુબાજુ દુર્ગંધ પ્રસરેલી હોઇ તેના પર માખીઓ બણુબણી રહી હોય છે, તેવી જગ્યાએ બાષ્કીરો પોતાની જંગલી ભાષામાં વિચાર પ્રકટ કરતા અને તે વિચાર હું આદરપૂર્વક સાંભળતો. **પાર્લામેંટની શબ્દજાળ કરતાં આ ગરીબ લોકોના વિચાર મને સેંકડો ગણા મહત્ત્વના લાગે છે.** લાખો માણસો જે પરિસ્થિતિમાં રહે છે અને કેવળ જીવન માટે તરફડીયાં મારે છે, તે પરિસ્થિતિમાં જાતે જઈને રહ્યા સિવાય, અને એ વાત પ્રત્યક્ષ ચક્ષુથી જોયા સિવાય ખેડુતોનાં તરફડીયાંનું મહત્ત્વ શું છે તે કદિ પણ સમજાશે નહિ."

આ પછી ટૉલસ્ટૉયના કુટુંબમાં સર્વને ઉંટીયા ખાંસીનો વ્યાધિ લાગુ પડયો. કાઉંટેસ સોફીયા તેમાં એટલી પટકાઇ પડી કે, તેને અકાળે પ્રસૂતિ થઇ અને જન્મ પામેલી પુત્રી બે કલાકમાંજ મરણ પામી. આ વખતે ટૉલસ્ટૉયનો મોટો પુત્ર સર્જેસ બાર વર્ષનો થયો હતો. બાળકોના શિક્ષણ માટે એક અંગ્રેજ અને એક સ્વીજ શિક્ષકની ગોઠવણ હમ્મેશને માટે કરી હતી. એ ઉપરાંત એક સ્વીજ, એક ફ્રેંચ અને એક જર્મન શિક્ષકને પણ વચ્ચે વચ્ચે રાખ્યા હતા. તેઓ ભિન્ન ભિન્ન ભાષા બોલતાં શીખવાડતા હતા. સર્જેસને ગાવાનો શોખ ઘણોજ હતો તથા તેનો અવાજ પણ સારો હતો; તેથી ટૂલાથી એક ગવૈયાને પણ બોલાવી રાખવામાં આવ્યો હતો. ટૉલસ્ટૉય બાળકોને ચિત્રકળાનો શોખ થાય તે માટે પુષ્કળ પ્રયત્ન કરતા હતા. એ કળામાં તેમની મોટી પુત્રી ટાશીયાનાએ સારૂં જ્ઞાન મેળવ્યું હતું. તેમની પ્રબળ ઇચ્છા એવી હતી કે બાળકોને ચિત્ર આલેખતાં આવડે, પણ પોતાના તત્ત્વને અનુસરી તે શીખવવા તેમણે કદિ કોઇ પર જુલમ કર્યો નથી. આપણે જાણીએ છીએ કે રૂશીયાની પ્રાથમિક શિક્ષણપદ્ધતિ તેમને બીલકુલ પસંદ નહતી; પણ પોતાનાં બાળકો માટે વિશ્વવિદ્યાલયનાં દ્વાર બંધ ન થાય તે સારૂ તેમણે અભ્યાસક્રમનું ધોરણ શાળાની પદ્ધતિ પ્રમાણેજ રાખ્યું હતું.

બાળકો અને કુટુંબીઓ સાથે ટૉલસ્ટૉયનું સામાન્યતઃ વર્તન કેવું હતું તેનું વર્ણન બર્સે નીચે પ્રમાણે કર્યું છે:—

"યાસનાયામાં અમારો સમય કેવા આનંદમાં જતો તેનું વર્ણન કરવું એ મારી શક્તિની બહારની વાત છે. અમારી એ આનંદી મનોવૃત્તિના કારણમાં ટૉલસ્ટૉયજ હતા. કોઇ પણ વિષય પર તે બોલતા તો તેમાં કંઇને કંઇ નવીનતા જરૂર મળી આવતી. શિક્ષણ, રાજકીય અથવા ખેતી જેવા શુદ્ધ ઐહિક વિષયથી તે શુદ્ધ ધાર્મિક સ્વરૂપના તથા તાત્ત્વિક વિષય સુધીના તેમના કોઇ પણ પ્રશ્નના

અભિપ્રાયમાં નવીનપણું જણાઇ આવતું. અમો બાળકો સાથે તે રમતા અથવા અમે ફરવા જતા ત્યારે તે એટલી મઝાની વાતો કહેતા કે, અમારો વખત કેમ નીકળી જતો તેજ અમે જાણી શક્તા નહિ."

"રમતાં રમતાં કેટલીક વખત તે એવી નકલો કરતા કે હસી હસીને અમારૂં પેટ દુ:ખી જતું. અમે ફરવા જતા ત્યારે કોઈ કોઈ જગ્યાએ ઘાસની કાપણીનું કામ અમારી નજરે પડતું; એવા વખતે એકાદ ખેડુત થાકેલો જણાતો તો તરતજ તે તેની પાસેથી દાતરડું લઇ જાતે ઘાસ કાપવા બેસી જતા; અને જ્યારે ત્યાંથી ઉઠતા ત્યારે એક કલ્લો લઇ તેનો ફૂલની માફક વાસ લેતા. તાજા કપાએલા ઘાસનો વાસ તેમને અતિ પ્રિય હતો."

ટૉલસ્ટૉયના સ્વભાવમાં કપટને લેશ માત્ર સ્થાન નહતું, તેથી તેમની કોઇ પણ વૃત્તિ કદિ પણ ગુપ્ત ન રહેતાં તરતજ બહાર આવતી. પ્રસંગે તેમને ક્રોધ થતો, પણ તેની શાંતિ તરતજ તેટલી જ ગતિથી થઇ જતી. કેટલીક વખત તે કોઇ ગામ જવા સ્ટેશન પર આવતા તો આવતાં આવતાંજ ગાડી ઉપડી ગએલી જણાતી. આવા વખતે તેમનું મુખ એવું ચમત્કારિક બની જતું કે આજુબાજુના માણસોને એમજ લાગે કે તેમના પર કંઇ મહાન સંકટ તૂટી પડયું હોવું જોઇએ; તથાપિ એ ભાવ ક્ષણ વાર રહેતો તેટલામાં ગાડી ચૂકયામાંજ તેમને ગમ્મત થતી; અને તે એટલી છૂટથી હસી પડતા કે ચોતરફનાં માણસો પણ તેમની સાથે હસી પડતાં. એક વખતે તેમણે એક ગૃહસ્થને મળવા જવાનું કબૂલ કર્યું હતું. મળવા માટેનો સમય થઈ જતાં સુધી તે વાત તેમને યાદ આવી નહિ; પણ સ્મરણ થતાં જ તે હાથમાંનું કાર્ય જેવું ને તેવું પડતું મૂકી ગભરાઇ ઉઠયા અને કપડાં શોધવા લાગ્યા. આ પ્રકાર જોઇ તેમની પત્નીએ પુછ્યું કે 'શું છે?' જવાબમાં ખડખડાટ હસી પડી 'એક ગૃહસ્થને મળવા જવાનું ભૂલી ગયો' એમ કહી નાના બાળકની માફક પત્ની આગળ હાથ જોડી કહ્યું: "હવે એવું કરીશ નહિ." તેમની હસવાની પદ્ધતિ એવી વિલક્ષણ હતી કે તેમને હસતા જોઇ બીજાને હસવું આવ્યા સિવાય રહેજ નહિ. હસતાં હસતાં તેમનું આખું શરીર હાલી ઉઠતું. તેવીજ રીતે કોઇના પર ગુસ્સો ચઢતો ત્યારે તે તેના પ્રત્યે એવા પ્રકારની ભાષા વાપરતા કે, સાંભળનારને ખોટું ન લાગતાં અથવા ગુસ્સો ન ચઢતાં તેના ચિત્ત પર એવી જ અસર થાય કે તેણે પોતાનું વર્તન સુધારવું જોઇએ. તેમને વાંચનકળા પણ અત્યુત્તમ રીતે સાધ્ય થએલી હતી. કઠિનમાં કઠિન વિષય પણ તે પોતાના વાંચનથી શ્રોતાઓને સરળ કરી આપતા હતા. ડૉક્તરો વિષે તેમના અંત:કરણમાં તિરસ્કાર વસતો હતો. યુદ્ધ અને શાંતિ અને એના કેરેનીનામાં તેમણે પોતાનો એ મત અનેકવાર સ્પષ્ટ કરી બતાવ્યો છે. તેમનો એવો હતો કે, વૈદ્યકનો વિષય

ખાસ ધંધાવાળાના હાથમાં ન રહેતાં એ વિદ્યાનો પ્રચાર સામાન્ય સમાજમાં વિશેષ થવો જોઇએ અને ઔષધક્રિયા પણ તેમના હાથમાં જવી જોઇએ. આ સંબંધમાં તેમણે રૂસોના વિચારનો જ અનુવાદ કર્યો હતો અને તેથી સામાન્ય ઘરગથુ ઉપચારો તરફ તેમને સારૂં માન હતું; તથાપિ કુટુંબમાં કોઇના દુઃખની હદ વધી પડતી ત્યારે તે ડૉક્તરની સલાહ લેવાને તદ્દન ના પાડતા એમ કંઈ નહતું. આજ વર્ષના અંતે કઝોનની તેમની સગી ફોઇ એંશી વર્ષની વયે મરણ પામી હતી. તે પતિ સાથે અણબનાવ થવાથી જુદી રહેતી હતી. તેની વૃત્તિ અતિ ધાર્મિક હતી તેના પરિણામે ઇ. સ. ૧૮૬૯ માં પતિનું મૃત્યુ થયા પછી તે યોગિની બની ઑપ્ટીનના મઠમાં રહેવા ગઇ હતી. ત્યાં કેટલોક સમય રહ્યા પછી તે ટૂલાના મઠમાં રહી હતી અને કદિ કદિ ત્યાંથી યાસનાયા પણ આવતી હતી. તે અંતસમયે યાસનાયામાંજ હતી. તેનો સ્વભાવ સુશીલ હોઇ જુની પદ્ધતિના આચાર વિચાર અતિ દક્ષતાથી પાળતી હતી. દર મહિને એક ઉપાધ્યાયને બોલાવી તે તેની પાસે ધર્મવિધિ કરાવતી. એ ઉપાધ્યાય ઘરમાં આવતાં જ ટૉલ્સ્ટૉય બહાર જતા રહેતા અને તે જતા સુધી ગમે ત્યાં વખત વીતાવતા હતા.

આ અરસામાં ટૉલ્સ્ટૉયના ચિત્તમાં એકંદરે તત્ત્વવિચાર સંબંધી ઘણો ખળભળાટ થઇ રહેલો જણાય છે. એ સંબંધમાં તેમની સેવામાં રહેતા નોકરે નીચે પ્રમાણે હકીકત જણાવી છેઃ–

" ઇ. સ. ૧૮૭૫ માં વૉસીલી ઇવેનોવીચ નામનો એક ગૃહસ્થ ટૉલ્સ્ટૉયનાં બાળકોને બાયબલ શીખવવા માટે આવતો હતો. ટૉલ્સ્ટૉય તેની સાથે કદિ વિશેષ છૂટથી વાતો કરતા નહતા. એક દિવસે એ ગૃહસ્થ અમારે ઘેર આવ્યો હતો તે વખતે તોફાન થઇ બરફનો વરસાદ વરસવાથી તેને અમારે ત્યાં જ રાત રહેવાની ફરજ પડી, તેથી કાઉંટે તેની સાથે વાર્તાલાપની શરૂઆત કરી; પણ તેમની વાતોનો સવાર થતાં સુધી અંત આવ્યો નહિ. આખી રાત બન્નેએ વાતોજ કર્યા કરી. "

" તે દિવસથી લીયોની વૃત્તિમાં વિલક્ષણ ફેરફાર થયો. તેમનામાં ગાંભીર્ય વધવા લાગ્યું અને ત્યાર પછી તે રોજ વૉસીલી સાથે વાતો કરવા લાગ્યા. એક ઉપવાસના દિવસે સવારમાં વહેલા ઉઠી તેમણે મને કહ્યું: ' મારે પ્રાર્થના કરવી છે, તું સૂઇજા. ઘોડાવાળાને કહે કે ઉઠીશ નહિ. હું જ આજે ઘોડાપર જીન નાખી લઇશ. સર્જી ! ( નોકરનું નામ ) મેં તને કંઇ વાંકુચુંકું કહ્યું હોય તો તે માટે ક્ષમા કરજે ' એટલું કહી તે દેવળ તરફ ચાલ્યા ગયા. "

" તે દિવસથી આશરે બે વર્ષ સુધી તે પ્રત્યેક રવિવારે પ્રાર્થના માટે ગયા હતા. કાઉંટની વૃત્તિમાં એકાએક આટલું પરિવર્તન થએલું જોઇ આખા ગામનેજ નવાઇ જેવું લાગ્યું. "

"એક દિવસે સવારે હું મારા પુત્રને પ્રાર્થનાનું એક સ્તોત્ર શીખવતો હતો, તેટલામાં કાઉંટસાહેબે બારણામાં આવી મને પૂછ્યું: 'શું ચાલે છે?' મેં ઉત્તર આપ્યો, 'છોકરાને સ્તોત્ર શીખવું છું.' ત્યારે કાઉંટે કહ્યું: 'ઠીક ઠીક! જે માણસ પરમેશ્વરની પ્રાર્થના કરતો નથી તે માણસજ નથી!'"

એ પછી તા. ૧ માર્ચ ૧૮૭૬ ના રોજ ફૅટને લખેલા પત્રમાં ટૉલસ્ટૉય લખે છે:–

"હમણાં અમારી સ્થિતિ ઠીક નથી. કાઉંટેસની માંદગી અદ્યાપિ દૂર થતી નથી. તેને ખાંસી આવે છે અને કદિ કદિ તાવ આવે છે તથા માથું પણ દુઃખે છે; તેથી દિનપ્રતિદિન તે સૂકાતી જાય છે. આ કારણથી આખું ઘર ઉદાસ બની ગયા જેવું થયું છે. મારા મનને પણ શાંતિ નથી. હવે મને આ નવલકથાનો કંટાળો આવવા લાગ્યો છે. તેને ગમે તેમ કરી એક વખત પુરી કરી નાખવી જોઇએ. તમને મળવાની ઘણી ઇચ્છા છે. તમે આ તરફ આવતા નથી તેથી તે જેમને તેમ દાબી દેવી પડી છે. મને કદિ કદિ એવી પણ ઇચ્છા થાય છે કે, તમારૂં એકાદ યંત્ર બગડે અથવા તમારો એકાદ દાંત ખરી પડે. કારણ કે તેમ થાય તો તમને મોસ્કો જવાની જરૂર પડે અને પછી રસ્તામાં સ્ટેશને હું તમોને પકડું."

ટૉલસ્ટૉયે ઉપરનો પત્ર લખ્યો ત્યાર પછી બીજા મહિનામાંજ ફૅટ માંદો પડ્યો અને તેને એ માંદગીમાંથી બચવાની આશા રહી નાહ તેથી તેણે પત્ર લખી ટૉલસ્ટૉયને જણાવ્યું કે, 'છેવટનું મુખ જોવા આવો.' પણ એ માંદગીમાંથી થોડા વખતમાંજ તે સારો થયો. એપ્રીલની ૨૯ મી તારીખે ટૉલસ્ટૉયે તેને નીચેનો પત્ર લખ્યો છે:—

"છેવટની મુલાકાત માટે તમે મને બોલાવ્યો તે માટે તમારો આભારી છું; અને મારા અંત સમયે જો મારી વિચારશક્તિ કાયમ રહેશે તો હું પણ તેમજ કરીશ. તે પ્રસંગે તમારી અને મારા ભાઈ સિવાય કોઇની પણ મુલાકાતની મને આવશ્યકતા નથી. **જેઓએ મૃત્યુની મર્યાદાની પેલી તરફ દૃષ્ટિ પહોંચાડી છે તેઓની સમીપતા અંતસમયે અમૂલ્ય હોય છે.** તમારા જેવા જે થોડા અને ક્વચિત્ નજરે પડતા માણસો હોય છે, તે જીવન અને નિર્વાણને ભિન્ન પાડતી મર્યાદા—હદ ઉપર હમ્મેશ ઉભા રહે છે. તેઓ એક ચક્ષુથી સંસારનું અવલોકન કરે છે અને બીજા ચક્ષુએ અતિ ગૂઢ અને અજ્ઞેય એવા નિર્વાણની શોધ કરે છે. તેમનું એક ચક્ષુ નિર્વાણ તરફ રહેતું હોવાથી તેમની દૃષ્ટિ શુદ્ધ અને તીવ્ર થએલી હોય છે. શુદ્ધ સંસારી મનુષ્ય પ્રભુ વિષે ગમે તેટલો વ્યર્થ બડબડાટ કરશે; પણ તમારા અમારા જેવાને તેની સોબત કદિ પણ પ્રિય થશે નહિ. તેમાં પણ એવા માણસો અંત સમયે પાસે હોય એ મહાન્ દુર્ભાગ્યજ કહી શકાય;

કારણ કે તેમની અને આપણી દૃષ્ટિ એક બીજાથી તદ્દન ભિન્ન હોય છે. આથી આપણને જે દેખાય છે તે તેમને દેખાતું નથી. તમે માંદગીમાં છો તેથી મૃત્યુનો વિચાર કરો છો અને હું સારો છું તોપણ હમ્મેશ તેજ વિચાર કર્યા કરૂં છું; તેને માટે મારા મનની તૈયારી કરૂં છું !"

તા. ૧૨ ના રોજ ફૅટને ટૉલસ્ટૉય લખે છેઃ—

"હાલમાં વસંતનો આરંભ થયો છે અને અમારા ઘરમાં પણ અતિથીઓની ભીડ થઈ પડી છે. આ દિવસોમાં મારાથી વિશેષ કામ થઇ શકતું નથી: તેથી જીવનક્રમ સ્વપ્ન સમાન લાગે છે."

આ વખતે ટૉલસ્ટૉયની ભત્રીજી પોતાના સર્વ કુટુંબ સહ તેમને ત્યાં મહેમાન તરીકે આવી હતી. પ્રત્યેક ઉનાળામાં એ પાંચ છ માણસ ટૉલસ્ટૉયને ત્યાં આવતાં હતાં. આવાં અનેક કારણોથી ઉનાળામાં તેમનાથી લેખનકાર્ય વિશેષ થતું નહતું, તેથી ઍના કૅરેનીનાનું લેખન પણ આ વખતે ધીમું પડયું હતું; તથાપિ ઉનાળો પૂર્ણ થતાંજ એ નવલકથા પુરી કરવાના ઉદ્દેશથી તરત હાથમાં લીધી હતી. કેટલીક સ્ત્રીઓને એ નવલકથાની એટલી તાલાવેલી લાગી હતી કે, મૉસ્કોમાં જે છાપખાનામાં તે છપાતી હતી, ત્યાં કંઇ તેના કાચા મુસદ્દા મળી આવે તો તે મેળવવા ઘણી સ્ત્રીઓ છાપખાનાની ચોતરફ આંટા મારતી હતી.

ટૉલસ્ટૉયને ગાયનકળાનો શોખ હતો એ વાત વાંચકોના સ્મરણમાંથી દૂર ગઈ નહિજ હોય. અન્ય અનેક મહત્ત્વના વ્યવસાયના કારણે તેમને એ કળા તરફ વિશેષ લક્ષ આપવાને અવકાશ મળ્યો નથી; તથાપિ એટલું તો કહેવુંજ પડશે કે તે તેને કદિ ભૂલી ગયા તો નહોતાજ. ગમે તે વખતે તેમને પીયાનાનું સ્મરણ થતું અને તે કદિ કદિ તે પર બેસી ગાતા પણ હતા. ગીતોમાં બહુધા તે તાત્ત્વિક ગીતજ પસંદ કરતા હતા. શૃંગારિક પદ તેમને બીલકુલ રૂચતાં નહતાં. તેમની બુદ્ધિ જેમ જેમ અંતર્મુખ થતી ગઇ હતી તેમ તેમ તેમનો ગાનનાદ પણ વધતો ગયો હતો. વાંચકોને યાદ હશેજ કે, ઘણાં વર્ષ પર તેમણે મોસ્કોમાં એક સંગીત વિદ્યાલય સ્થાપવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એ શાળા આ વખતે સારી ઉન્નત સ્થિતિમાં આવેલી હતી. આ સમયે શૈકોસ્કી નામનો એક ગાયનપટુ ગૃહસ્થ તે શાળામાં મુખ્ય અધ્યાપકના સ્થાને કામ કરતો હતો; અને ઇ. સ. ૧૮૭૬ ના ડિસેમ્બરમાં ટૉલસ્ટૉયની એ ગૃહસ્થ સાથે મુલાકાત થઇ હતી.

શૈકોસ્કી ટૉલસ્ટૉયને ચહાનારામાંનો એક મુખ્ય ગૃહસ્થ હતો. માનવ અંતઃકરણની પરીક્ષા ટૉલસ્ટૉય જેવી અન્ય કોઇને નથી, એવો તેનો મત હોવાથી ટૉલસ્ટૉયના પરિચયથી તેને અત્યાનંદ થયો હોય તેમાં કંઇ નવાઇ જેવું નથી. ટૉલસ્ટૉય મોસ્કો ગયા ત્યારે તેમના માટે કેટલાક ગવૈયાઓને બોલાવી શૈકોસ્કીએ

મીજલસો કરાવી હતી એ ઉપરથી શૈકોસ્કીનું દીલ આપણે જાણી શકીશું. એ ગીજલસમાં ઇંગ્લાંડનો એક પ્રસિદ્ધ ગવૈયો પણ હતો. વળી મોસ્કોથી પાછા ફર્યા પછી ટૉલસ્ટૉયે સામાન્ય જનસમૂહના મુખે રહેતાં પુષ્કળ ગીત એકત્ર કરી શૈકોસ્કી તરફ મોકલી આપ્યાં હતાં.

શૈકોસ્કીએ તેનો નીચે પ્રમાણે જવાબ લખ્યો છેઃ—

"તમે મોકલેલાં ગીત પહોંચ્યાં છે અને તે માટે હું ઘણો આભારી છું. મારે ખુલ્લી રીતે કહેવું જોઇએ છે કે, જેણે એ ગીત તાલસૂરમાં લખી લીધાં છે તે માણસ જડ હોવો જોઇએ. લોકોના મુખે રહેતાં સામાન્ય ગીતોમાં તાલમેલ વિશેષ હોતોજ નથી અને તે ગીતોને એકાદ ખાસ તાલ અને સૂરમાં દાબી દાબીને ભરવાથી તેનો મૂળ રસ બહુ અંશે નષ્ટ થાય છે; એ કારણથી તમે મોકલેલાં ગીતોનો ઉપયોગ શાસ્ત્રાનુસાર થઇ શકે એમ મને લાગતું નથી."

શૈકોસ્કીના મનમાં આરંભમાં એવી વિલક્ષણ સમજ ઉભી થઇ હતી કે, ટૉલસ્ટૉય અદ્વિતીય ગૃહસ્થ હોવો જોઇએ—સર્વજ્ઞ હોવો જોઇએ. ટૉલસ્ટૉયના લેખ વાંચી તેને એવો ભ્રમ ઉત્પન્ન થયો હતો કે, માનવમનનો કોઇ પણ ભાગ તેમની સમક્ષ ગુપ્ત રહેતો હોવો ન જોઇએ. ટુંકામાં એટલુંજ કહેવાનું કે શૈકોસ્કી ટૉલસ્ટૉયને દેવદેવતાની પદવીએ લઇ ગયો હતો; પણ જ્યારે તેમનું પ્રત્યક્ષ દર્શન થયું ત્યારે તેને જણાયું કે તે એક સામાન્ય માણસના જેવાજ છે અને તેથી તેનું ચિત્ત એકદમ ફરી ગયું. ટૉલસ્ટૉયની મુલાકાતની હકીકત કહેતાં તે કહે છેઃ—

"માનવહૃદયના ઉંડાણમાં ડૂબકી મારી સર્વ ગુપ્ત વસ્તુ બહાર કાઢનાર એ સાહિત્યાચાર્યનું પ્રત્યક્ષ દર્શન થયું ત્યારે મને જણાયું કે, એ ગૃહસ્થ તદ્દન ભોળો અને નિખાલસ મનનો છે. મારી ખાત્રી થઇ કે પહેલાં મને જે ભય લાગતો હતો કે મને જોતાંજ મારા અંતઃકરણના સર્વ વિકાર ટૉલસ્ટૉય બહાર પાડશે તે નિરાધાર છે. તે વખતે તેમના મસ્તકમાં ગાયનવિદ્યા સિવાય અન્ય કોઇ વિષયજ નહિ હોવાથી તેજ વિષય પર મારી સાથે વાતો કરતા હતા."

બીટોવનનાં કાવ્યો વિષે એક પત્રમાં ટૉલસ્ટૉય લખે છે કેઃ—

"બીટોવનનાં કાવ્યોનું રહસ્ય અન્ય લોકોની માફક હું પણ સમજું છું અને પુષ્કળ દિવસ સુધી તેની સરસ્વતીએ મારા ચિત્તને રંજન પણ કર્યું છે; પરંતુ એટલી એકજ વાત પરથી બીટોવનનું સાહિત્ય શાસ્ત્રનું સ્થાન ઠરાવવાનું નથી. **સામાન્ય લોકોમાં ગુપ્ત રહેલી સહૃદયતાને પ્રકટ કરવાનું સામર્થ્ય કવિમાં કેટલું છે, એ વાતનો વિચાર કરીનેજ હું કોઇ પણ કવિની પદવી ઠરાવું છું.** કૃત્રિમ રચનાથી સામાન્ય જનસમૂહની વૃત્તિ અને તેની સહૃદયતા કંઇ જાગૃત થતી નથી."

"ગણ્યા ગાંઠયા સુશિક્ષિતોને દૃષ્ટિ સમક્ષ રાખી તેમને વશ કરવાનો પ્રયત્ન ન કરતાં જે સાહિત્યાચાર્ય લાખો સામાન્ય મનુષ્યની ભાવના જાગૃત કરે છે, તેજ મોટો ગ્રંથકાર છે અને તેનીજ કળા સાહિત્યકળાના નામને પાત્ર છે એવો મારો સ્પષ્ટ અભિપ્રાય છે. એજ કારણથી કોઇ પણ દેશનાં સાદાં પણ ભાવવ્યંજક કવિત અને ગીતોને હું જે મહત્ત્વ આપું છું, તે શેક્સપીયરનાં નાટકો અથવા બીટોવનનાં કાવ્યોને આપતો નથી. એ વિચારપરંપરા મારા મનમાં જન્મ પામી છે ત્યારથી બીટોવન વિષે રહેલી પૂજ્ય બુદ્ધિ સ્વાભાવિક રીતે અસ્ત પામી છે."

ટૉલસ્ટૉયનો અભિપ્રાય એવો હતો કે, કોઇપણ કળાનું હૃદય જાણવાની શક્તિ પ્રત્યેક મનુષ્યમાં ગુપ્ત રીતે રહેલી હોય છે. ખેડુતનાં બાળકોને ભણાવતાં પણ જણાયું છે કે, અભણ, ભટકેલ અને અજ્ઞાન બાળકોમાં પણ એ શક્તિ છે. કેટલાંક બાળકોમાં તો સાહિત્યકળા પણ જણાઇ આવી હતી; માટે ખરી રીતે લાખો માણસોના સમૂહના આંતરભાગમાં નિદ્રાધીન પડેલી શકિત જે સાહિત્યથી જાગૃત થાય, તેજ સાહિત્ય કળાની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. માટેજ સામાન્ય સમાજના મુખે હમ્મેશ ગવાતાં પદ અથવા વાતોજ પસંદ કરવા જેવાં છે. તેઓ ઘણુંખરૂં વર્તમાનપત્ર ભાગ્યેજ વાંચતા; એટલુંજ નહિ પણ પોતે પત્ર નહિ વાંચવામાં મગરૂરી માનતા. રાજકીય ચળવળમાં પણ તે મન રાખતા નહતા અને રાષ્ટ્ર રાષ્ટ્રમાં ચર્ચાતા વિષય તરફ પણ તેમનું લક્ષ નહતું; તથાપિ આ વખતે બનેલા એક બનાવથી રાજકીય વિષય તરફ તેમનું ચિત્ત સહજ આકર્ષાયું.

હર્ઝગોવીના પ્રાંતના બળવાનો અંત આવ્યો નહોતો તેટલામાં તો ઇ. સ. ૧૮૭૬ના મે મહિનામાં બલ્ગેરિયામાં બળવો ફાટી નીકળ્યો. તુર્કોએ આ વખતે બીલકુલ માણસાઇ ન રાખતાં, બાળાબાળી વિગેરે અત્યાચાર કરી આ બળવો દબાવી દીધો. આ વખતે શુમારે ૬૫ ગામડાં ભસ્મીભૂત થયાં અને હજારો માણસોની કતલ થઇ. આગળ જતાં જુલાઇ મહિનાના આરંભમાં સર્વિયા અને મોંટેનિગ્રોએ તુર્કી વિરૂદ્ધ યુદ્ધ ઉઠાવ્યું. તુર્કોએ આ યુદ્ધમાં પણ સારો જય મેળવ્યો; અને જો રૂશીયા વચમાં ન પડયું હોત, તો એ બન્ને રાજ્યોની તુર્કોએ ચટણી કરી નાંખી હોત; પણ તુર્કોને એટલા બધા ચઢી જવા દેવા, એ રૂશીયાને ઇષ્ટ ન હોવાથી રૂશીયાએ તા. ૩૧ ઓક્ટોબરને રોજ તુર્કોને આખરનો ખરિતો મોકલ્યો અને તુર્કોએ ઍલેકઝાંડરનું કહેવું સ્વીકાર્યું. તા. ૧૦ નવેમ્બરે મોસ્કોમાં બાદશાહ ઍલેકઝાંડરે ભાષણ કરી જણાવ્યું હતું કે, તુર્ક સામ્રાજ્યમાં સત્વરે સુવ્યવસ્થિત રાજપદ્ધતિનો અમલ નહિ થાય તો અન્ય યૂરોપી રાષ્ટ્રોનું કંઇ પણ નહિ સાંભળતાં આપણે યોગ્ય

માર્ગનું અવલંબન કરીશું. આથી આ વખતે તુર્કસ્થાન અને રૂશીયામાં જે ઝેર પડ્યું, તે દિનપ્રતિદિન વધતુ ગયું અને છેવટે ઇ. સ. ૧૮૭૭ ના એપ્રીલમાં ઉભયમાં યુદ્ધ શરૂ થયું.

આ યુદ્ધ શરૂ થતાં પૂર્વે ટૉલસ્ટૉયનો મુકામ મોસ્કોમાં હતો. ત્યાંથી ફૅટને લખેલા પત્રમાં તે જણાવે છેઃ—

" યુદ્ધની હકીકત સમજી લેવા માટે હું મોસ્કો આવ્યો છું. હાલમાં બનતા બનાવોથી મારૂં ચિત્ત અતિશય ગભરાઇ ગયું છે. જેઓ યુદ્ધ કઇ પરિસ્થિતિમાં ઉત્પન્ન થયું છે તે બરાબર રીતે સમજી શકે છે, તેમની વાત જુદી છે; પણ મારા જેવાની વૃત્તિ તો તદ્દન ગભરાઇ જાય છે. એકાદ સરદારની મિથ્યાભિમાની સ્ત્રી અથવા ઝારનો એકાદ પ્રિય નોકર પણ ભવિષ્યના ઇતિહાસની રચના કેવીરીતે કરી નાખે છે, તે જોઉં છું ત્યારે આ પ્રચંડ ઉથલપાથલના કાર્યકારણની મિમાંસા મારાથી થઇ શકતી નથી. એવી સ્થિતિમાં મારૂં ચિત્ત તદ્દન અવ્યવસ્થિત બની જાય છે."

કૅટકૉફ નામનો એક રૂશીયન નેતા ઘણો પ્રસિદ્ધિમાં આવ્યો હતો. રૂશીયામાં સુધારા સ્થાપન કરાવવા માટે જે પક્ષ ઉત્પન્ન થયો હતો, તે પક્ષમાં કૅટકૉફ ઘણો આગળ પડતો હતો. ટૉલસ્ટૉયને કૅટકૉફની માફક લાગતું હતું કે, રૂશીયામાં અનેક પ્રકારના સુધારા થવા જોઇએ. આથી ઉભયમાં કેટલોક વખત સુધી સ્નેહ રહ્યો હતો; પણ આ યુદ્ધના કારણે તેમના સ્નેહમાં વિઘ્ન ઉભું થયું. કૅટકૉફનો એવો મત હતો કે સ્લાવ લોકોની ગરદન પર તુર્કોનું જુસરૂં પડેલું છે તે ફેંકી દઇ સ્લાવને મુકત કરવા જોઇએ; આથી લશ્કરમાં જોડાવાને જે સ્વયંસેવકો આગળ આવતા તેમની તે અત્યંત સ્તુતિ કરતો; પરંતુ એવા પ્રકારનાં યુદ્ધ ઉપસ્થિત કરવામાં મુત્સદ્દી મંડળનો દાવ શો હોય છે, તે વખતે તેમના ચિત્તની ભાવના કેવા સ્વરૂપની હોય છે અને પ્રત્યક્ષ રણભૂમિ પર યુદ્ધ કેવાં થાય છે, તેનો ટૉલસ્ટૉયને પ્રત્યક્ષ અનુભવ હતો; તેથી તેમને, વર્તમાનપત્રોદ્વારા દેશમાં દેશાભિમાનનાં ઉછળતાં મોજાં, અને સ્વયંસેવક તરીકે સૈન્ય સાથે જનારા લોકો ખરેખર સ્વાર્થત્યાગી છે કે કેમ તે વિષે ભારે શંકા રહેતી. વર્તમાનપત્રોના દેશાભિમાન વિષે તે વાત કરતાં બોલ્યા હતા કે; " ખરૂં છે, એમના દેશાભિમાનનું કારણ મારા લક્ષમાં આવ્યું છે. યુદ્ધ ઉપસ્થિત થાય છે કે વર્તમાનપત્રોનાં ખીસાં તર બને છે, માટે યુદ્ધ આવશ્યક છે, તેના પરથી સ્લાવ પ્રજાના ભવિષ્યનો નિર્ણય થવાનો છે,' એમ તેઓ ન કહે ત્યારે શુ કહે ?" આથી સ્વાભાવિક રીતે મતભેદના કારણે કૅટકૉફ અને ટૉલસ્ટૉય જુદા થઇ ગયા અને પરિણામે રૂશીયન મેસેંજરનું તંત્રીપદ કૅટકૉફ પાસે હોવાથી તેમાં છપાતી ઍના કૅરેનીના નવલકથા પુરી થવા આવી

હતી છતાં તેના પર પણ અસર થઇ. રૂશીયન મેસેંજરમાં છપાતી તે નવલકથાના છેવટના ભાગમાં આ યુદ્ધનો તેમાં પ્રસ્તાવ આવેલો છે અને તેમાં તેમણે પોતાના યુદ્ધ વિષેના વિચારો સ્વતંત્ર રીતે પ્રતિપાદન કરેલા છે. એ વિચારો કૅટકૉફને પસંદજ નહોતા તેથી તેણે ટૉલસ્ટૉયને જણાવી દીધું કે, એ વિચારોનાં સ્થળ કાઢી નાખ્યા સિવાય પોતે એ ભાગ છાપશે નહિ.

એક પેટભરૂ કલમબહાદુર પોતાના લેખમાં એવી રીતે છેડછાડ કરવા તૈયાર થયો, તે ટૉલસ્ટૉયને સ્વાભાવિકપણેજ રૂચ્યું નહિ. તેમણે ચોકખો જવાબ આપી દીધો કે પોતે પોતાના લેખમાંનો એક શબ્દ પણ ફેરવશે નહિ. આથી પુરી રીતે અણબનાવ થયો અને ટૉલસ્ટૉયે એના કૅરેનીનાનાં છેવટનાં પ્રકરણ મેસેંજર પત્રમાં ન છપાવતાં નાની ચોપડીના રૂપે સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કર્યાં; અને કૅટકૉફે મે મહિનાના અંકમાં જેમ તેમ ઉપસંહાર લખી વાર્તા પુરી કરી.

તા. ૨૩ માર્ચ ૧૮૭૭ ના રોજ ફૅટને લખેલા પત્રમાં તે કૅટકૉફ સંબંધી લખે છે:—

"ક્યારેય પણ તમારો પત્ર આવે છે તો મને કેટલો આનંદ થાય છે, તેની તમોને કલ્પના પણ થશે નહિ. મારૂં લખાણ તમોને પસંદ પડે છે તે માટે મને અતિ સંતોષ થાય છે. રૂશીયન મેસેંજરે તમારી કવિતા બાજુએ મૂકી બીજીજ એક રેચડ કવિતા છાપી છે એમ તમે લખો છો પણ તેમાં મને કંઇ નવાઈ લાગતી નથી. મને તો એનીજ શંકા છે કે તેના જેવો હૃદયશૂન્ય અને મૃતબુદ્ધિનો અન્ય કોઇ પ્રકાશક હશે કે કેમ? મને તો તેનું નામજ ગમતું નથી. હું મારા પોતાના માટે એમ કહેતો નથી; પણ તમારા પ્રમાણેજ ઘણા સારા લેખકો સાથે તે એવું વર્તન ચલાવે છે તે માટે મને ખોટું લાગે છે."

"મારૂં મસ્તક હવે પુનઃ સારી સ્થિતિમાં આવ્યું છે. તે સુસ્થિતિમાં હોય છે ત્યાં સુધી તેના પર કામનો ભાર પણ ઘણો પડે છે. માર્ચ અને એપ્રીલ એજ મારા ખરા કામના મહિના છે. હાલમાં હાથમાં લીધેલો વિષય અતિ મહત્ત્વનો છે એ ભ્રમ અદ્યાપિ પણ કાયમ છે. હું જાણું છું કે, મહિના પછી મારો એ ભ્રમ દૂર થશે અને મારા ક્ષુદ્ર વિચારોને મેં એટલું મહત્ત્વ કેમ આપ્યું તે વિષે મનેજ આશ્ચર્ય થશે."

"હમણાં એક નવી ધૂન અસ્તિત્વમાં આવી છે. એ ધૂન કવિતા રચવા વિષે છે. ઇચ્છા થતાંજ ગમે તેવા માણસો ગમે તેવી રીતે પ્રાસ જોડવા મંડી પડે છે; પરંતુ વાસ્તવિક રીતે તેમાં કાવ્ય જેવું કંઇજ હોતું નથી. માત્ર જેને તેને એક પ્રકારનો નાદ-ઘેલછા લાગી છે. ગયા થોડા દિવસોમાં મને એવા પાંચ કવિ મળ્યા હતા."

એ સમયમાં તુર્કસ્થાન અને રૂશીયા વચ્ચે ચાલેલા યુદ્ધ વિષે ટૉલસ્ટૉયના મનમાં આટલો અનાદર ઉત્પન્ન થવાનું કારણ એ હતું કે, તે યુદ્ધ વસ્તુતઃ રૂશીયન સરકારે ઉપસ્થિત કરેલું ન હોઈ વર્તમાનપત્રોએ કૃત્રિમ લેખોથી સરકારને યુદ્ધમાં ખેંચી હતી. આવી રીતે સામાન્ય જનસમાજ યુદ્ધ વિષે ઉત્સુકતા બતાવે એ ટૉલસ્ટૉયને પસંદ નહતું. યુદ્ધ જેવી આપત્તિ ઉભી કરવામાં પત્રકારોનો સ્વાર્થજ કારણરૂપ હોય તે તેમને યુક્ત લાગ્યું નહિ. આ હકીકત પરથી જણાય છે કે તેમની ઉત્તરાવસ્થામાં તેમના હૃદયમાં જે ધાર્મિક સંગ્રામ મચ્યો હતો, તેનો આરંભ આ વખતથી થયો હતો. લોર્ડ રૅડસ્ટૉક નામના એક ગૃહસ્થ આ સમયે ધર્મસુધારણા માટે આગળ આવ્યા હતા. તે વારંવાર રૂશીયામાં આવતા જતા હતા. રૂશીયામાં કેટલાંક નામાંકિત કુટુંબોમાં તેમનો પ્રવેશ થઇ તેમને અનુયાયીઓ પણ ઠીક મળ્યા હતા. એવાજ લોકોમાં કાઉંટ બૉબ્રિન્સકી નામના એક ગૃહસ્થ હતા. તે પ્રધાનમંડળમાંના એક હોઇ રૅડસ્ટૉકના ધર્મવિચારોનો પ્રચાર કરવામાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા. એ બૉબ્રિન્સકીને લાગ્યું કે ટૉલ્સ્ટૉય જેવા અદ્વિતીય બુદ્ધિશાળી પુરૂષ પોતાના પંથમાં દાખલ થાય તો પ્રચાર ઝપાટાબંધ થાય. આ હેતુથી તેમણે ટૉલસ્ટૉયની મુલાકાત લઈ તેમની સાથે વાતો કરવા માંડી. કોઇ પણ ધર્મ વિષેની હીલચાલમાં પડવાને ટૉલસ્ટૉય પાછા પડયા નહોતા; પણ તેમને બાયબલના પ્રચલિત અર્થપર રચાએલા પંથ કરતાં વિશેષ શુદ્ધ અને બુદ્ધિગ્રાહ્ય ધર્મની આવશ્યકતા જણાતી હતી. **ઇસુના નામથી મદ્યપાન કર્યું કે મુક્તિ મળે છે, એમ કહેનારો પંથ તેમને જોઇતો નહોતો. તેમને તો એવા ધર્મની જરૂર હતી કે જે ધર્મ માનવ જીવનમાં હરહમ્મેશ બનતી વાતો ધ્યાનમાં લેતો હોય અને પ્રત્યેકને પેટભર રોટલો મળે એવી સમાજવ્યવસ્થા સ્થાપન કરતો હોય.** તેમને એવો ધર્મ જોઇતો હતો કે જે ધર્મ, એક માણસ આખી જીંદગી સુધી હાડકાં ઘસી નાખે છતાં તેને પેટભર અન્ન મળે નહિ અને બીજા અહીંથી તહીં એક સળી પણ ઉંચકી ન જાય છતાં સુખસંપત્તિમાં પડી રહી જીવન વ્યતીત કરે; એ વિષમતા તરફ દૃષ્ટિ કરી તે નષ્ટ કરવાનો પ્રયત્ન કરે. બાયબલના પ્રચલિત અર્થપર ઉપસ્થિત થએલા કોઇ પણ પંથમાં એ શક્તિ નથી એવી તેમની ખાત્રી થઈ હતી; અને તેથી સર્વ પંથો પ્રત્યે તેમને કંટાળો આવતો.

તા. ૧૧ જાન્યુઆરી ૧૮૭૭ ના દિવસે ફૅટને લખેલા પત્રમાં શહેર કરતાં ગામડામાં રહેવાનું કેમ વિશેષ પસંદ પડે છે તે વિષે લખતાં તેઓ જણાવે છેઃ

" મસ્તકમાંથી જ અનેક અપરાધનો જન્મ થાય છે; પરંતુ તેથી કોઇ કંઇ પોતાનું મસ્તક ફોડી નાખતો નથી. તમારી સાથેના વર્તનમાં હું પુષ્કળ અપરાધ કરું

છું. વિશેષતઃ હું મોસ્કો જેવા શહેરમાં હોઉં છું ત્યારે મારા પર કંઇ પણ જવાબદારી છે એવી સમજ જ નષ્ટ થઇ જાય છે અને મારૂં મન તદ્દન બેચેન રહે છે. આજુબાજુની ગડબડના કારણે વખત પણ ઘણોખરો વ્યર્થજ વહી જાય છે અને તેમાં પણ જેને મળવાની ઇચ્છા હોતી નથી તેવા માણસો ઝટ લઇને મળવા આવે છે; અને જેમને મળવાની અંતઃકરણપૂર્વક ઇચ્છા હોય છે તેમનું દર્શન પણ થતું નથી. આથી શહેર કરતાં ગામડાની શાંત વસ્તીમાં રહેવું મને વિશષ ગમે છે. ”

આ વિશ્વના કોકડાનો ઉકેલ સત્યાર્થથી કરવાની આકાંક્ષા ટૉલ્સ્ટૉય પ્રમાણેજ અન્ય કેટલાક આધિભૌતિક શાસ્ત્રજ્ઞોના મનમાં ઉત્પન્ન થઇ હતી. ડાર્વીનનો ઉત્ક્રાંતિવાદ બહાર પડયો ત્યારથી ઘણાઓને એવી આશા ઉત્પન્ન થઇ હતી કે, જન્મ મૃત્યુનું રહસ્ય મનુષ્યના હાથમાં આવશે. સાહિત્યાચાર્ય તરીકે ટૉલ્સ્ટૉયની કીર્તિ આ વખતે ઘણીજ પ્રસરી ગએલી હોવાથી એવા પ્રકારના શાસ્ત્રજ્ઞોનો પરિચય કરવામાં તેમને કંઇ મુશ્કેલી આવે તેમ નહતું અને જોતજોતામાં તેમને કેટલાક શાસ્ત્રજ્ઞોની મુલાકાત થઇ.

બ્રૂટલરૉફ નામનો એક પ્રખ્યાત રસાયનશાસ્ત્રી તેમને મળ્યો હતો. તે રસાયણ શાસ્ત્રમાં પ્રવીણ તરીકે પ્રસિદ્ધ હતો પણ ટૉલ્સ્ટૉયને જણાયું કે, તે વિશ્વના કોકડાનો વિચાર કરતાં કરતાં છેવટે જાદુ અને છુમંતરમાં પડી ગએલો છે. જન્મ મરણના રહસ્યની વાત બાજુએ રાખી એ પંડિતને હાથચાલાકીની પાછળ પડેલો જોઇ ટૉલ્સ્ટૉયને અતિ આશ્ચર્ય થયું. એવીજ રીતે અન્ય કેટલાક પંડિતોની મુલાકાતના અંતે ટૉલ્સ્ટૉયને એટલુંજ સમજાયું કે **ખરા અંતઃકરણથી સત્યની શોધ કરનાર કોઇ વિરલજ હોય છે.**

આ વખતે તેમની પ્રવૃત્તિ કેવી હતી તે નીચેના પત્ર પરથી જણાઇ આવશેઃ—

તા. ૧૪, એપ્રીલ, ૧૮૭૭

“ તમારો કોઇ પણ પત્ર મને અમૂલ્ય લાગે છે, અને તેમાં પણ ગયા પત્ર જેવા પત્રની કિંમત તો આંકીજ શકાય નહિ ! પ્રભુના અસ્તિત્વ વિષે તમે પ્રકટ કરેલા વિચાર જાણી મને કેટલો આનંદ થયો છે તે તમને કહું તો તમે તે સત્ય માનશો નહિ. એ વિષય પર મારૂં મગજ આજે કેટલાએ દીર્ઘકાળથી વિચાર કરે છે; એટલુંજ નહિ પણ અન્ય સર્વ પ્રકારના વિચારો એજ વિચારની ઉપર આધાર રાખવાવાળા છે. એ વિષય ઉપર વિચાર કરવાનું પ્રત્યેકનું આદ્ય કર્તવ્ય છે. પ્રત્યેક યુગના સર્વ બુદ્ધિશાળી મનુષ્યોએ એ વિચાર કર્યો છે અને **એવાજ મનુષ્યોને ખરેખર મનુષ્યત્વની પદવી શોભે છે.** તેમના પ્રમાણે આપણે વિચાર કરી શકતા ન હોઇએ તો તેનું કારણ આપણે અવશ્ય શોધી કાઢવું જોઇએ. હાલમાં મારા પર નવલકથાનો ભાર ન હોત તો હું તમને મળવા માટે તરતજ

દોડી આવ્યો હોત.”

જુલાઇ મહિનાના અંતે ટૉલસ્ટૉય સ્ટ્રૉહૉફને સાથે લઇ કાલાગા પ્રાંતના આપ્ટીન ગામના મઠમાં ગયા હતા. ત્યાંનો ફાધર અનરોજ નામનો એક સંન્યાસી-પાદરી સર્વ મઠવાસી મનુષ્યોમાં વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યો હતો. તેની સાથે તેમને મુલાકાત થઇ પુષ્કળ વખત સુધી સંવાદ ચાલ્યો હતો. એ મઠમાંના બીજા સંન્યાસીઓ પૈકી એક યુવાન સંન્યાસીએ પૂર્વે ઘોડેસ્વાર સૈન્યમાં અધિકારીપદ ભોગવી પછી સર્વસંગ પરિત્યાગ કર્યો હતો. ફાધર સર્જેસ નામની એક નવલ-કથા કે જે ટૉલસ્ટૉયના મરણ પછી પ્રસિદ્ધ થઇ છે, તેમાં એ મઠમાં જણાએલી અનેક વાતોનો ટૉલસ્ટૉયે ઉપયોગ કર્યો છે. તેમના જુના મિત્ર પ્રિન્સ ઓબોલે-ન્સ્કીની મુલાકાત પણ તેમને અહીં થઈ હતી.

ટૉલસ્ટૉયને ત્યાં અનેક પરોણામાં કેટલાક ધર્મઘેલા અને અર્ધઘેલા માણસો પણ આવતા હતા. એક વખત તેમને એવા પરોણાઓમાંથી વાર્તાઓ કહેનાર એક મહેમાન મળ્યો હતો. તેની પાસે દંતકથાઓનો જથ્થો પુષ્કળ હતો, અને તેની વાત કહેવાની શૈલી એવી ઉત્તમ હતી કે સામાન્ય સમાજની મુખભાષા તે બહુજ સફાઇથી બોલી શકતો. એ માણસને ઘણા દિવસ સુધી રાખી ટૉલસ્ટૉયે તેના મુખની વાતો લખી લઇ તેમાંની કેટલીક પછીથી પ્રસિદ્ધ પણ કરી હતી.

ઇ. સ. ૧૮૭૮ માં ટૂલા અને યાસનાયા વચ્ચે આવેલા એક સાકરના કારખાનામાં તુર્ક કેદીઓને રાખવામાં આવ્યા હતા. ટૉલસ્ટૉયે તેમની મુલાકાત લઇ તેમની સાથે ધર્મવિષયક વાતો કરી હતી અને તેમાં તેમને જણાયું કે, પ્રત્યેક સૈનિકની થેલીમાં કુરાનની એક પ્રત હતી. આથી તેમને ઘણુંજ આશ્ચર્ય થયું હતું. આ કાળે તેમના ચિત્તમાં ધર્મ વિષે તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું અને એ સ્થિતિની તેમના શરીરપર પણ અસર થઇ હતી. અમુક લખાણની તૈયારી કરવા માટે કેટલીક માહિતી મેળવવા સારૂ તેમણે પીટર્સબર્ગ જઇ કેટલાક માણસોની મુલાકાત લીધી અને પીટરોપાલો નામના કીલ્લાના અધિકારીને પણ મળ્યા. રાજકીય કેદીઓને એ કીલ્લામાં રાખવામાં આવતા હતા. જે અંધારી કોટડીઓમાં તેમને રાખવામાં આવ્યા હતા તે જોવાની તેમણે ઇચ્છા દર્શાવી; પણ કીલ્લેદારે જણાવ્યું કે, “કીલ્લાના બીજા સર્વ ભાગ તમે જુઓ પણ એ કોટડીમાં પ્રવેશ કરવાની તો; ઇચ્છા પણ કરશો નહિ; કારણ કે ખુદ બાદશાહ, કીલ્લેદાર અને બાદશાહના અંગરક્ષકોનો મુખ્ય અધિકારી એ ત્રણ સિવાય એમાં ગએલો માણસ પુનઃ જગતની દૃષ્ટિએ પડતો નથી.”

તા. ૬ એપ્રીલ ૧૮૭૮ ના રોજ ફૅટને લખેલા નીચેના પત્ર પરથી એ સમયે ટૉલ્સ્ટૉયના મનની સ્થિતિ કેવા પ્રકારની હતી તેનું ઘણું અનુમાન થઈ શકે તેમ છેઃ—

"તમારો લાંબોલચ પત્ર વાંચી મને અત્યાનંદ થયો છે. તમે બીલીયર્ડ રમો કે ન રમો પણ તમારી કાવ્યશક્તિ તો જેવીને તેવીજ રહેશે. મારો વાંધો છે તે જુદી વાતોમાં છે. જગત છે તેવું આપણને બરાબર દેખાતું નથી. આપણને તે વાંકું જણાય છે; પણ તેને બદલે તે સરળ અને સીધું જણાય એવા અર્થનો કંઇ નિર્ણય થઇ શકે કે નહિ? તેનો હું વિચાર કરૂં છું. જગતમાં જે કંઇ બને છે તે યોગ્ય છે એમ આપણે સપ્રમાણ સિદ્ધ કરી શકીશું તો પછી કોઇ ગમે તેટલી મૂર્ખાઇ કરશે તોપણ આપણને ક્રોધ થશે નહિ; કારણ કે તેની મૂર્ખાઇ પણ જગતના ક્રમથી વિરૂદ્ધ ન હતી એમ આપણે દર્શાવી શકીશું. તમને અને મને એક ખલમાં એકઠા કૂટી નાખી તેનો ગોળો બનાવી બે સરખી વ્યક્તિઓ બનાવવામાં આવી હોત તો કેવી ગમ્મત થાત? પણ તમે હાલ છો તેજ સ્થિતિમાં તમને જોઉં છું એટલે મને તમારામાં ઐહિક લાલસા વિશેષ હોવાનું જણાય છે. એ વિષય તમારી પાસેથી કુદરત લઇ લે તો તમારી કેવી સ્થિતિ થાય? મને ભય રહે છે કે અતિ ભયંકર થાય. તમારામાં એ પ્રકારનો અતિરેક છે ત્યારે મારામાં તેથી વિરૂદ્ધ પ્રકારનો અતિરેક થયો છે. સર્વ ઐહિક વિષયો માટે હું ઉદાસીન બની ગયો છું. એ અત્યંત ઉદાસીનપણાના કારણે મને જીવવું પણ સારૂં લાગતું નથી અને મારી એ ઉદાસીનતાની છાયા અન્ય પર પડી તે પણ બિચારા કરમાઇ જાય છે. આકાશમાંથી શૂન્યમાં અને શૂન્યમાંથી પુનઃ આકાશમાં એમ મારૂં મન આવજા કર્યાં કરે છે. હું ગાંડો બની પત્થરા મારતો ફરૂં છું એમ માનશો નહિ; પણ એટલું તો ખરૂં છે કે મારા જીવને સ્વસ્થપણું નથી. હું આથી પણ વિશેષ બગડીશ, તોપણ મને આશા છે કે મારા પર તમારો પ્રેમ અખંડ રહેશે."

ઈ. સ. ૧૮૭૪ થી ૧૮૭૮ સુધીનો ટૉલસ્ટૉયનો સમય અતિ તીવ્ર એવી માનસિક ઉદાસીનતામાંજ ગયો છે. તેમના ચિત્તમાં અનેક પ્રશ્ન ઉત્પન્ન થતા હતા; તેના ઉત્તર મેળવવાને તે તરફડીયાં મારતા હતા અને જો સંતોષકારક ખુલાસો ન મળતો તો તે અધિક ઉદાસ બની જતા. એ રીતે તેમના પર વારંવાર ઉદાસીપણાનું સામ્રાજ્ય પ્રસરી જતું. ઇ. સ. ૧૮૭૬ થી તેમની એ માનસિક સ્થિતિ એટલી સ્પષ્ટ થઈ હતી કે, આજુબાજુના માણસોના ધ્યાનમાં એ વાત આવતાં તેમને પણ મોટી ચિંતા થવા લાગી હતી તે દર રવિવારે પ્રાર્થના માટે દેવળમાં જવાનું કદિ પણ ભૂલતા નહતા. એ ઉપરાંત દરરોજ સવાર સાંજ પોતાની ઓરડીમાં પ્રાર્થના કરતા: પરંતુ તે છતાં પણ તેમના ચિત્તને સંતોષનું નામ મળતું નહતું. તેમની આનંદી વૃત્તિ તદ્દન ઉડી ગઇ હતી અને સ્વભાવમાં નમ્રતા સ્પષ્ટ જણાવા લાગી હતી. એ સર્વ સ્થિતિ એટલી સ્પષ્ટ બની ગઈ હતી કે હરકોઇના લક્ષમાં તે આવ્યા સિવાય રહેતી નહિ. આ વખતે તેમના ચિત્તમાં એવી ઇચ્છા

ઉત્પન્ન થઇ હતી કે, જગતમાં કોઇ પણ સાથે વેર હોવું ન જોઇએ અને તેવા અર્થનો તેમણે ટૂરજીનેફ્ને એક પત્ર પણ લખ્યો હતો. ટૉલસ્ટૉય અને ટૂરજીનેફ્નો પરસ્પર કેવો વિરોધી સંબંધ હતો તે વાંચકના લક્ષમાં હશેજ. એ પત્રનો ટૂરજીનેફે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો છેઃ—

પૅરિસ તા. ૮, મે, ૧૮૭૮

" પ્રિય લીયો નીકોલેવીચ,

આજેજ તમારો પત્ર હાથમાં આવ્યો, તે વાંચીને મને અત્યાનંદ થયો છે. આપણો પૂર્વનો સ્નેહ તાજો થાય એ ખરેખર મને પણ ઉત્તમ લાગે છે અને તે માટે હું એક પગે તૈયાર છું. મારા મનમાં તમારા વિષે કોઇપણ પ્રકારનો વેરભાવ નથી, એ કલ્પના સર્વ રીતે યોગ્ય છે. તમારા વિષે મારા મનમાં એકાદ દુષ્ટ કલ્પના કોઇ વખત ઉત્પન્ન થઇ હશે, પણ તે નષ્ટ થયે ઘણો કાળ થઇ ગયો છે. મારા મનમાં તમારા વિષે એટલીજ ભાવના રહેલી છે કે, ટૉલસ્ટૉય એક પ્રતિભાશાળી લેખક છે, જેની પ્રતિભાશક્તિ પ્રથમ મારી નજરે પડી અને જેની પ્રત્યેક નવી કૃતિ તરફ હું કૌતુક તથા આશાની દૃષ્ટિએ જોઇ રહું છું તેવા તે એક ગૃહસ્થ છે. તમારા અને મારા વચ્ચેની ગેરસમજ દૂર થઇ તે માટે મને સાચા દીલથી આનંદ થયો છે. આવતા ઉનાળામાં તમારા તરફ આવવાનો વિચાર છે અને તેમ બનશે તો તમારૂં પ્રત્યક્ષ દર્શન થશેજ. મારી એટલીજ ઇચ્છા છે કે તેમ થતાં સુધી પ્રભુ તમને પૂર્ણ સુખી રાખે."

આ વર્ષે પણ ટૉલ્સ્ટૉય દર વર્ષના નિયમ પ્રમાણે કેટલાક દિવસ સુધી સમારા રહ્યા હતા. સમારાથી તે યાસનાયા આવ્યા કે તરતજ તેમને ટૂરજીનેફ્ ટૂલા આવ્યાની ખબર મળી અને તે ટૂલા જઇ ટૂરજીનેફ્ને સાથે લઈ આવ્યા. ટૂરજીનેફ્ યાસનાયામાં બે દિવસ રહ્યો હતો. આ સાહિત્યસેવકોનો ભેદભાવ સત્તર વર્ષે દૂર થયો તે માટે ઉભયને અત્યાનંદ થયો. એ મુલાકાત સંબંધી બર્સ નીચે પ્રમાણે જણાવે છેઃ—

" જમતી વખતે ટૂરજીનેફે નાના પ્રકારની ગમ્મતની વાતો કહી, કેટલાક સુપ્રસિદ્ધ પુરૂષોની નકલો કરી બતાવી અને કેટલાંક જાનવરોના અવાજ પણ કરી બતાવ્યા. તે વખતે સર્વ મંડળમાં હાસ્યધ્વનિજ ગાજી ઉઠયો. પીટર ધી ગ્રેટના સમયનો ટૂરજીનેફ્નો એક પૂર્વજ અનુકરણની બાબતમાં અતિ પ્રસિદ્ધ થએલો હતો. મારી ખાત્રી થઇ કે તેનો તે ગુણ એ વંશમાં સારો ઉતર્યો છે."

આ પછી બર્સ થોડાજ સમયમાં સરકારી નોકરી પર હાજર થવા કૉકેશસ પ્રાંતમાં ગયો. ટૉલ્સ્ટૉયને બર્સે સરકારી નોકરી સ્વીકારી તે વિશેષ પસંદ પડયું નહિ; અને બર્સ જ્યારે જવા નીકળ્યો ત્યારે તેમણે કહ્યું કે, " સમગ્ર દેશ સરકારી

નોકરોથી ભરાઇ ગયો છે અને લોકો તેમની ગંધ સહન કરી શકતા નથી; તો તું વળી તેમાં શા માટે વધારો કરે છે?" પણ તેથી બર્સ રોકાયો હોય એમ જણાતું નથી.

આ પછી સપ્ટેમ્બરના આરંભમાં ટૂરજીનેફ પુનઃ યાસનાયા આવ્યો હતો. તા. ૫ સપ્ટેમ્બરના રોજ ટૉલસ્ટૉયે ફૅટને લખેલા પત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—

"ટૂરજીનેફ હમણાંજ આવી ગયો છે. તમારો પત્ર વાંચીને તેને પણ ઘણો આનંદ થયો હતો. તેના મન કે વૃત્તિમાં કાંઇ પણ પ્રકારનું પરિવર્તન થયું નથી. તે પહેલાં જેવો હતો તેવોજ આજે પણ છે. તેના અને મારા વિચારોમાં કેટલે દરજ્જે સમાનતા રહેશે તે અમો બન્નેને હવે સારી રીતે સમજાઇ ચુકયું છે; માટે એ બાબતમાં હવે અધિક ઉહાપોહ કરવાથી કંઇજ લાભ થવાનો સંભવ નથી."

"કંઇ પણ લખવું એવી પ્રબળ ઇચ્છા મારા મનમાં થવા લાગી છે; પણ એ ક્ષુધા ખરી છે કે ખોટી તેનો નિર્ણય થતો નહિ હોવાથી મન ઉદાસ બની જાય છે."

એ સિવાય અકટોબર મહિનામાં લખેલા પત્રમાં નીચે પ્રમાણે હકીકત છેઃ—

"તમને શું લખવું અને શરૂઆત કેવી રીતે કરવી તે પણ મને સમજાતું નથી. મને લાગે છે કે, 'સર્વ દોષ મારો છે' એટલું લખું તો તેમાં સર્વ આવી જાય. દોષ કબૂલ કરીએ એટલે કરેલા અપરાધની મિમાંસા કરવાનું બહુધા કારણુજ રહેતું નથી; તોપણ એ કારણો હું હવે કહેવાનો છું. એ કારણો તદ્દન સત્ય છે અને હાલમાં મારા મનની સ્થિતિ કેવી છે તેનું પણ તમને અનુમાન થશે. ગયો આખો મહિનો, અરે તેથી પણ વધુ સમય મેં અંધકારમય સ્થિતિમાં કાઢયો છે. મારી હાલની સ્થિતિનું કારણ બાહ્ય ઉપાધિ નથી. કુટુંબનાં સર્વ માણુસો આનંદમાં છે અને મને ચિંતા થાય તેવું એક પણ કારણ હમણાં જણાતું નથી; તોપણ મારા આંતરપ્રદેશમાં સંશયનું વાદળ ભરાઇ ગયું છે તેથી મારી આંતરદૃષ્ટિ અંધ બની છે. 'તને શું થાય છે' એમ મને કોઇ પુછે તો તેને હું ઉત્તર પણ આપી શકું નહિ. હું શિકારે જાઉં છું, વાંચું છું, કોઇ કંઇ પુછે છે તો તેને ઉત્તર આપું છું, ખાઉં છું, પીઉં છું અને નિદ્રા પણ લઉં છું; પણ મારાથી કંઇ પણ કાર્ય થતું નથી. ૨૦–૨૫ કાગળો મારા ટેબલ પર પડયા છે, પણ એકનોએ ઉત્તર લખવાનું મારાથી બનતું નથી."

આ સમય ટૉલસ્ટૉયના જીવનક્રમને કંઈ નવીનજ માર્ગ મળે તેવો હતો. અત્યાર સુધી તેમનો હૃદયવિકાસ બે તત્ત્વપર થતો જતો હતો. ભવિષ્યમાં એમાંનું કયું તત્ત્વ મુખ્ય હોવું જોઇએ અને કયું ગૌણ રાખવું તેનો નિર્ણય તેમની બુદ્ધિથી નહિ થવાથી બુદ્ધિને જે તીવ્રતા અથવા કંપ પ્રાપ્ત થાય છે, તેનો અનુ-

ભવ આ વખતે તેમને થતો હતો. આથીજ તેમનું ચિત્ત ઉદાસ રહેતું હતું. સંસારથી તે છૂટવા ઇચ્છતા હતા; પણ પરમાર્થનો પ્રવાહ અદ્યાપિ પકવ થયો ન હતો તેથી તેમની સ્થિતિ ત્રિશંકુ જેવી થઇ હતી. સામાન્ય રૂશીયન માણસોમાં યૂરોપના અન્ય દેશવાસીઓ કરતાં ધર્મબુદ્ધિ વિશેષ પ્રમાણમાં હોય છે. રૂશીયાના ધર્મપંથમાં તર્કનું પ્રાધાન્ય નહિ હોય, પણ જુના આચાર વિચારની પ્રબળતા અન્ય યૂરોપ કરતાં વિશેષ છે. ટૉલ્સ્ટૉયના ઘરથી થોડેજ દૂર એક મોટો રાજમાર્ગ આવેલો છે; અને એ માર્ગપર પગે યાત્રા કરનારાઓની આવ જા હમ્મેશ ચાલુ રહેતી હતી. કેવળ ધર્મ માટે જીવન અર્પણ કરી રહેલા ઘણા માણસો ટૉલ્સ્ટૉયને હમ્મેશ મળતા. તેમાં કેટલાક દાંભિક, કેટલાક ભોળા તો કેટલાક ગાંડાઓ પણ મળતા; તથાપિ તેમાં ખરા ત્યાગી હતાજ નહિ એમ કંઇ નહતું. અંતઃકરણપૂર્વક ઐહિક વિષયનો ત્યાગ કરી પોતાની સમજ પ્રમાણે કેવળ ઇશ્વરસેવામાં નિમગ્ન રહેનારા ખરા સંન્યાસી પણ ટૉલ્સ્ટૉયને ઘણા મળ્યા હતા. ટૉલ્સ્ટૉય પોતે સંસારી હતા અને સંસાર તરફનો મોહ તેમનાથી પૂર્ણ રીતે છૂટયો નહતો; પણ ત્યાગનું બીજ તો તેમના હૃદયમાં હતુંજ. માત્ર તેને યોગ્ય પોષક તત્ત્વો મળવાનુંજ બાકી હતું. એ બીજ કંઇ મૂળથી સડેલું નહતું તેમજ તેમની હૃદયભૂમિ પણ સારી ફળદ્રૂપ હતી, આથી એવા ખરા ત્યાગીના દર્શનથી ટૉલ્સ્ટૉયના ચિત્તમાં સહાનુકંપા ઉત્પન્ન થતી. તેમને લાગતું કે એ ત્યાગીઓજ સાચા બંધુ છે. આવી રીતે તેમને નિવૃત્તિમાર્ગ એક તરફ ખેંચતો અને પ્રવૃત્તિમાર્ગ બીજી તરફ ખેંચતો હતો. રૂશીયાના સામાન્ય જનસમૂહની સ્થિતિ ખરાબ થતી ચાલતી હતી. તેમાં પરિવર્તન કરવાની હીલચાલ બળવાન બનવા ઇચ્છતી હતી. એ સ્થિતિ ટૉલ્સ્ટૉયથી અજાણી નહતી. તેમને લાગતું હતું કે ચાલુ શાસનપદ્ધતિનું મૂળમાંથીજ પરિવર્તન થયા સિવાય સામાન્ય પ્રજા સુખી થશે નહિ. આથી લોકસ્થિતિ સુધારવા માટે જે જે હીલચાલ શરૂ થતી તે તરફ પણ તેમનું ચિત્ત આપોઆપ ખેંચાઇ જતું.

ઇ. સ. ૧૮૭૭ના માર્ચ મહિનામાં મોસ્કોના પચાસ માણસોને રાજદ્રોહના આરોપ માટે ન્યાયાસન સમક્ષ ઉભા કરવામાં આવ્યા હતા. આ પહેલાં બેજ વર્ષ પર એવાજ પ્રકારનો બીજો એક ખટલો રૂશીયન સરકાર આગળ ગોઠવવામાં આવ્યો હતો; પણ મોસ્કોના ખટલામાં એક વિશેષ વાત લોકદ્રષ્ટિએ મુખ્યત્વે આવી. કેટલાક શ્રીમંત અને સારાં કુટુંબોની યુવાન કન્યાઓ જુદાં જુદાં કારખાનામાં મજૂરી કરવા રહી હતી. એ તરૂણ બાળાઓ સામાન્ય મજૂરવર્ગની સ્થિતિ કેવી છે તેનો અનુભવ લેવા તથા મજૂરવર્ગમાં સામાજીક અને રાજકીય વિષયનું બીજ વાવવાના ઉદ્દેશથી કારખાનામાં દરરોજ ચઊદ કલાકની કષ્ટકારક મજૂરી

કરવા તૈયાર થઈ હતી. મોસ્કોના ખટલામાં એ વાત ઉઘાડી થવાથી લોકોમાં મોટો ખળભળાટ થઈ પડયો. આ પછી ઇ. સ. ૧૮૭૮માં એવાજ પ્રકારના આરોપ માટે ૧૯૩ માણસપર સરકારે એક ખટલો ઉભો કર્યો હતો.

આવા પ્રકારના ખટલાઓથી લોકોની ખાત્રી થતી ગઇ કે, પ્રચલિત સામાજીક અને શાસનપ્રણાલિ સંપૂર્ણ રીતે ફેરવી નાખ્યા સિવાય પ્રજા કદિ પણ સુખી થઇ શકશે નહિ. દરિદ્રતા અને અજ્ઞાનને વર્તમાન પ્રણાલિજ સંપૂર્ણ જવાબદાર હોવા વિષે ટૉલ્સ્ટૉયની તો પ્રથમથીજ ખાત્રી થઇ ચૂકી હતી. તે સ્વાનુભવથી જાણી ચૂકયા હતા કે, પોતાના પેટનું પાણી પણ ન હાલવા દેતાં ગણ્યા ગાંઠયા સત્તાવાદી લોકો એશઆરામમાં ઝુકયા કરે છે અને તેમનો એ વૈભવ પૂરો કરવા માટે કરોડો માણસો શ્રમના બોજા નીચે ચગદાઇ જાય છે; એ અસહ્ય વિષમતાનું કારણ ચાલુ શાસનપ્રણાલિજ છે. તેમનો એ અનુભવ અન્ય યુવકવર્ગને પણ થયો અને તેમને લાગ્યું કે **જે લાખો માણસોના અસ્ખલિત પરસેવાથી આપણે સુશિક્ષિત બની એશઆરામ ભોગવીએ છીએ, તેમના ઋણમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો એ આપણું આદ્યકર્તવ્ય છે.** તેમણે પોતાની શ્રીમંતાઇનો ડૉળ છોડી દીધો, ઠાઠમાઠ તથા ઘરબારનો ત્યાગ કર્યો અને શુદ્ધ મજૂર પ્રમાણે જાતે કષ્ટ સહન કરી સાદાઇમાં રહેવા લાગ્યા. કેટલાકે તો લોકસેવા કરવાના ઉદ્દેશથીજ એ માર્ગ સ્વીકાર્યો હતો.

આવા પ્રકારની હીલચાલ ચોતરફ જોરમાં આવેલી હોય તેવા વખતે અનાથોના નાથ ટૉલ્સ્ટૉય તેનાથી તદ્દન અલિપ્ત રહી સંસારનો ત્યાગ કરે એ બનેજ કેવી રીતે?

મીહેલોસ્કી નામના એક પ્રસિદ્ધ લેખકે ઇ. સ. ૧૮૭૫ માં 'ટૉલ્સ્ટૉયનો જમણો અને ડાબો હાથ' એ મથાળા નીચે એક ઉત્તમ લેખમાળા પ્રસિદ્ધ કરી હતી. મીહેલોસ્કીએ એ માળામાં ટૉલ્સ્ટૉયની મનોવૃત્તિ અનિશ્ચિત સ્વરૂપની હોઇ તેનો પ્રવાહ બે માર્ગે કેવી રીતે વહે છે તે દર્શાવી આપ્યું હતું. એ લેખકે કહ્યું હતું કે ટૉલ્સ્ટૉયનું અંતિમ ધ્યેય શું છે તેનો નિશ્ચય તેમના ગ્રંથ પરથી થતો નથી. આવા પ્રકારની મનોવૃત્તિનો અંત કેવો આવવાનો સંભવ છે તેનું ભવિષ્ય બાંધતાં મીહેલોસ્કી કહે છેઃ—

"આવા પ્રકારની દ્વિમાર્ગી પ્રવૃત્તિ જ્યારે જણાઇ આવે છે ત્યારે એ ગૃહસ્થનું છેવટ શું થશે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. એવી સ્થિતિમાં સપડાએલો માણસ સામાન્ય બુદ્ધિનો હશે તો તેનું પર્યવસાન આત્મહત્યા અથવા નિશાબાજીમાં થશે; પણ તે ખરેખરજ તેજસ્વી બુદ્ધિનો હશે તો તેની બુદ્ધિ કોઈ પણ સારા માર્ગે દૃઢતાથી વળશે અને અંતિમ ધ્યેય સાધ્ય કરશે. એ સારો માર્ગ

અમુક એકજ વિશિષ્ટ પ્રકારનો હોવો જોઇએ એમ કંઇ નથી. અનેક વિકટ ધ્યેયમાંનું એકાદ ધ્યેય નક્કી કરી લેની તેજસ્વી બુદ્ધિ તે સાધ્ય થતાં સુધી લેશ માત્ર અટકશે નહિ.”

“એવા પ્રકારના માણસને કંઇ સૂચના કરવાની હોય તો એક બે વાતો હું કહી શકું તેમ છું. એક એ છે કે, તદ્દન સામાન્ય માણસોને ઉપયોગી થઇ પડે તેવું સાહિત્ય તેણે યોજવું. ટૉલ્સ્ટૉયમાં એ શક્તિ છે. બીજો માર્ગ એ છે કે, ઉચ્ચવર્ગના સુશિક્ષિત સમાજ માટે પુસ્તકો ઉત્પન્ન કરવાં હોય તો સામાન્ય જનસમાજને ઉપયોગી થવું એ ઉચ્ચ વર્ગનું કર્તવ્ય છે; એ વાત એ વર્ગના લક્ષમાં આણવી જોઇએ. ઉચ્ચવર્ગના શિક્ષણનો ભાર સામાન્ય જનસમાજ પર પડેલો હોય છે. તેમનાં એશઆરામનાં સાધનો સામાન્ય જનસમાજના કામના પરસેવાથી ઉત્પન્ન થએલાં હોય છે; માટે કેવળ ન્યાયની દૃષ્ટિએ વિચાર કરીએ તોપણ ઉચ્ચવર્ગના મસ્તકપર સામાન્ય જનોના ઉપકારનો બોજો વધારે હોય છે. છતાં પણ મોજમઝામાં લીન થઇ ગએલા ઉચ્ચવર્ગને એ ઋણની વિસ્મૃતિ થઇ ગએલી હોય છે; માટે એ વાતનું તેમને સ્મરણ કરાવી તેમની ન્યાયબુદ્ધિ જાગૃત કરવી જોઇએ. આ બેમાંથી કોઈ પણ એક માર્ગ ટૉલ્સ્ટૉયે સ્વીકારવો જોઇએ.”

૧૯૩ માણસો પર ચાલેલા ખટલાની સર્વ વિગત ટૉલ્સ્ટૉયે વાંચી ત્યારે તેમના મન પર તેની અસર થયા સિવાય રહી ન હતી. એ વાત તરફ તેમનું ચિત્ત ખેંચાવાનું બીજું પણ એક કારણ બન્યું હતું. ટૉલ્સ્ટૉયે પોતાનાં બાળકોને ગણિત શીખવવા માટે પિટર્સબર્ગ વિશ્વવિદ્યાલયના ઍલેક્ઝીક નામના એક પદવી-ધરને શિક્ષક તરીકે રાખ્યો હતો. ઇ. સ. ૧૮૭૦ ના અરસામાં સમષ્ટિવાદ–સોશ્યાલીઝમનાં તત્ત્વોનો પ્રચાર કરવા માટે એક ગુપ્ત મંડળ સ્થપાયું હતું. ઍલેક્ઝીક એ મંડળનો સભાસદ હતો. એ મંડળના અસ્તિત્વની ખબર પોલીસને મળવાથી પોલીસે તેમના પ્રયત્ન તોડી પાડવા માટે કમર કસી. પોલીસનો દંડો એ મંડળના માર્ગમાં જ્યાં ત્યાં વિઘ્ન ઉભાં કરવા લાગ્યો. આથી કેટલાક સભાસદ રૂશીયાની બહાર ગયા અને ત્યાં એક સંઘટિત મંડળ સ્થાપી ત્યાંથી હીલચાલ ચાલુ રાખી; પણ પછી એ મંડળમાં અંદર અંદર ફાટફૂટ થવાથી તેમનો પ્રયત્ન ધસી પડ્યો. આ કારણથી ઍલેક્ઝીક રૂશીયામાં પાછો આવ્યો અને બીજા કેટલાક ઈંગ્લાંડ વગેરે દેશોમાં ચાલ્યા ગયા. આથી પોતાના મતનું પ્રતિપાદન કરવા માટે ગમે તેવું કષ્ટ સહન કરવાનું ધૈર્ય ઍલેકઝીકમાં છે એમ ટૉલ્સ્ટૉયને જણાયું અને તેના વિષે તેમના મનમાં માન પણ ઉત્પન્ન થયું. આ વખતે સમષ્ટિવાદની હીલચાલ પુનઃ જોર પર આવવાની તૈયારીમાં હતી. ટૉલ્સ્ટૉયે પણ ઍલેકઝીક દ્વારા એ હીલચાલના

આગેવાનોનો પરિચય કરી લીધો હતો. વિચારનું સંક્રમણ જગતમાં કેવી રીતે થાય છે, તેની પ્રતીતિ રૂશીયાની આ હીલચાલપરથી સારી રીતે જોઇ શકાય છે. “ઑગસ્ટ કામટી” એ પોતાના તત્ત્વદર્શી ગ્રંથ લખ્યા હતા અને તેના આધારે લુઇ અને જે. એસ. મીલે પોતાનાં પુસ્તકો લખ્યાં હતાં. એ ગ્રંથનાં ભાષાંતરો પીટર્સબર્ગની શાળાના સાતમા ધોરણના ચઉદ વર્ષની વયના શૈકોસ્કી નામના વિદ્યાર્થીના હાથમાં પડયાં હતાં. રૂશીયનક્રાંતિ નામના એક પુસ્તકમાં એ વિષય પર લખતાં શૈકોસ્કી કહે છેઃ—

“એ ગ્રંથોની મને એટલી ઘેલછા લાગી હતી કે હું વર્ગમાં બેસતો હતો પણ મારૂં મન મારી ઓરડી તરફજ લાગી રહેતું. કયારે ઘેર જઉં અને એ પુસ્તક વાંચું એમજ મને થતું. જેમ જેમ એ પુસ્તકો અધિકાધિક વાંચવા લાગ્યો તેમ તેમ મારો નાદ વધતોજ ચાલ્યો. એ પુસ્તકોના વાંચનથી મારી વિચારમાળા સુવ્યવસ્થિત અને પદ્ધતિસર થઇ. પછી થોડાંજ વર્ષે મને અનુકૂળ રહેતા યુવકોને મેં એકત્ર કર્યા અને નવીન વિચારોનું બીજારોપણ કરવાની શરૂઆત કરી; પરંતુ એ વિચારનો વિકાસ જલદી થઇ શકે તેવી ભૂમિકા રૂશીયામાં પ્રથમથી તૈયાર થએલી નહતી તેથી એ વિચારોનો પ્રચાર જોઇએ તેટલો વહેલો થયો નહિ. મને એવો અનુભવ થયો કે યૂરોપના દેશોમાં વિચારપ્રચારનું કાર્ય જે પદ્ધતિથી ચાલે છે તે પદ્ધતિ રૂશીયામાં ઉપયોગી થતી નથી. પ્રભુ પાંશરો હશે તો બેડાં બેડાં આપશે એ મંત્રનો જપ કરનાર રૂશીયન ખેડુતોને નવા વિચારના બનાવવા એ બહુ અઘરૂં કામ છે. પ્રાચીન રીતરીવાજ, પ્રાચીન ધર્મ, પ્રાચીન સમાજરચના અને પ્રાચીન રાજબંધારણપર તેમની પૂર્ણ શ્રદ્ધા હોય છે. તેઓ એમજ માને છે કે આપણો પ્રભુ અથવા આપણો રાજા ભલું કરશે તોજ આપણું ભલું થશે! આવી સ્થિતિમાં તેમની એ જુની કલ્પનાઓ નષ્ટ કરનાર વિચાર તેમને કેમ રૂચે? છેવટે વિચાર કરતાં કરતાં મૂલે કુઠારઃ ના ન્યાયનું અવલબન કરી આત્મવિશ્વાસ ઉત્પન્ન કરનાર અને કેવળ સ્વપરાક્રમથી ઉન્નતિ કરનારો ધર્મ બનાવવાની મેં શરૂઆત કરી. અમે જાણુતા હતા કે એ વાત કેવળ કલ્પનાસૃષ્ટિની છે. પ્રત્યક્ષ સૃષ્ટિમાં તેનો અવતાર થશે કે કેમ તે વિષે અમને મોટી શંકા હતી; પરંતુ અમે ઉદ્યોગ કંઇ ત્યજ્યો નહિ અને રૂશીયામાં રહીને એ વાત સાધ્ય થવી સંભવિત નહિ હોવાનો અનુભવ થતાંજ અમે દેશત્યાગ કર્યો.’

સમગ્ર સમાજરચનાને મૂળમાંથીજ ફેરવી નાખવા માટે નવા ધર્મની યોજના કરવાની જરૂરીઆત શૈકોસ્કીને સ્વાનુભવથી જણાઈ હતી. સમાજરચનામાં વિલક્ષણ પરિવર્તન થયા સિવાય સામાન્ય જનોની સ્થિતિ સુધરશે નહિ, એ ટૉલસ્ટૉયનો અભિપ્રાય પણ સ્વાનુભવથીજ બંધાયો હતો. એ દૃષ્ટિએ જોતાં શૈકોસ્કી અને

ટૉલ્સ્ટૉયના વિચારો બરાબર મળતા આવતા હતા. કૉમટી અથવા મીલની વિચાર-પદ્ધતિ ટૉલસ્ટૉયને પસંદ ન હતી પણ એજ ગ્રંથોથી પોષાએલા શૈકોસ્કીના વિચાર તેમને મળતા આવતા હતા. ફેર માત્ર એટલોજ હતો કે, સમાજમાં એ પરિવર્તન કરવા માટે જરૂર પડે તો અત્યાચારનું પણ અવલંબન કરવું, એ શૈકોસ્કીના અનુયાયીઓના વિચાર તેમને બીલકુલ પસંદ નહતા. શૈકોસ્કીના અનુયાયી કહેતા કે, અત્યાચાર અમે રાજીખુશીથી કરતા નથી પણ અમને તેમ કરવાની ફરજ પડે છે. ટૉલ્સ્ટૉયનો મત એવો હતો કે એવા વામમાર્ગનું અવલંબન કોઈ પણ સ્થિતિમાં સારૂં નીવડતું નથી અર્થાત્ ઉભયના વિચારનો ભેદ વિચારમૂલક ન હોઇ આચારમૂલક હતો. જો કે આવી ભિન્નતા હતી પણ શૈકોસ્કીના અનુયાયીઓ પ્રત્યે તેમને ઘણુંજ માન હતું. તે જાણતા હતા કે એ અનુયાયીઓનાં મનમાં પરહિત સિવાય અન્ય કોઇ પણ સ્વાર્થબુદ્ધિ નથી. એવા પ્રકારની હીલચાલમાં જોડાવું તે આત્મભાલપર પાણી ફેરવી જીવનના એશઆરામ ધૂળમાં મેળવી દેવા તત્પર થવા જેવું છે, એમ તેઓ સારી રીતે સમજતા હતા; છતાં તેઓએ એ કાર્ય માટે જીવન અર્પણ કર્યું હતું. પીટર્સબર્ગના ગવર્નર જનરલની પુત્રી સોફી પેરોસ્કી ૧૯૩ માણસોના ખટલામાં સંડોવાઈ છેવટે ફાંસીએ ચઢી હતી. ડીમીટ્રીયસ નામના એક જમીનદારે પોતાની છ લાખની મિલ્કત એ કાર્યને અર્પણ કરી દીધી હતી અને છેવટે તે પોતે પણ એ ખટલામાં ફાંસીએ ચઢયો હતો. મજૂરો અને ખેડુતોને જ્ઞાનદાન આપતા પ્રિન્સ પીટર ક્રૉપોટકીને પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હતું અને છેવટે એ કાર્યમાં તેને સ્વદેશનો પણ ત્યાગ કરવો પડયો હતો. આવી રીતે દેશયજ્ઞમાં સ્વાર્થની આહૂતિ આપનારાઓ માટે પ્રત્યેકના હૃદયમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા સિવાય કેમ રહે? અર્થાત્ ટૉલ્સ્ટૉય તીવ્ર આચારભેદના કારણે એ ચળવળમાં પ્રત્યક્ષ રીતે જોડાતા નહતા પણ તેના તરફ તેમની સહાનુભૂતિ તો હતીજ.

આ વખતે રૂશીઆની રાજકીય પરિસ્થિતિ એકંદરે અતિ નાજુક સ્થિતિએ પહોચી હતી. પરદુઃખે દુઃખી થનાર કોઇ પણ મનુષ્યને તે સ્વસ્થ બેસી રહેવા દે તેમ નહતી. આ વાત એકલા રૂશીયાનેજ લાગુ પડે છે એમ નથી. પરદુઃખે દુઃખી થનારા સ્વભાવવાળા સહૃદયી માણસો કોઇ પણ કાળે અને કોઈ પણ દેશમાં જન્મ પામ્યાં હોય છે, તોપણ પરદુઃખનિવારણાર્થે તે પ્રયત્ન કર્યા સિવાય રહી શકતાં નથી. તે વખતની રૂશીઆની સ્થિતિ ટૉલસ્ટૉયનું હૃદય કોરી રહી હતી. એવા પ્રસંગે ટૉલસ્ટાયને શાંતિ મળી શકે તેમ નહતું: તથાપિ તેનું છેવટ પરિણામ કેવું આવશે તે તેમના પોતાના લક્ષમાં પણ આવ્યું નહતું.



# प्रकरण ११ मुं--आत्मनिवेदन.



ધ્યવય સુધીમાં ટૉલ્સ્ટૉયનું જીવન કેવું બનતું ગયું હતું તેનું વર્ણન અત્યાર સુધીમાં થઇ ગયું છે; તથાપિ કહેવું જોઇએ કે એ વર્ણન તેમના જડસ્વરૂપનુંજ છે. તેમના મનનો વિકાસ કેમ થતો ગયો તે તો હજી હવેજ આપણે જોવાનું છે; અને એ વાત તેમણે પોતે આલેખલા ચિત્ર-પરથી જેવી લક્ષમાં આવશે તેવી અન્યના શબ્દચિત્રથી આવશે નહિ; તેથી એ ચિત્ર બને ત્યાં સુધી તેમનાજ શબ્દોથી આ પ્રકરણમાં આપવાનું ધાર્યું છે.

બાલ્યદશા પૂર્ણ થઈ જાય છે અને તારૂણ્યનો બાલરવિ ઉદયાચળપર ડોકીયાં કરે છે, તેવા સંધ્યાસમયે પુષ્કળ મનુષ્યોની સ્થિતિ અતિ નાજુક બની જાય છે. જીવનના અમર્યાદિત પ્રદેશપર તેમની દૃષ્ટિ પરિભ્રમણ કરે છે ત્યારે અનેક માર્ગ તેમની દૃષ્ટિએ પડે છે; પણ તેમાંના કયા પંથનો સ્વીકાર કરવો તેનો વિચાર તેમની બુદ્ધિએ કરેલો હોતો નથી. તેમાં પણ જેમની બુદ્ધિશક્તિ તીવ્ર હોય છે, તેમને તો એ સંધ્યાસમય અધિકજ વિકટ થઈ પડે છે. આ વખતે તેમની નજર સમક્ષ ઐહિક અને પારમાર્થિક એ બન્ને માર્ગની પ્રતિમાઓ ઉભી હોય છે, અને તેમાંથી ત્યાજ્ય કઈ અને ગ્રાહ્ય કઇ એ બાબતનો માણસ વિચાર કરવા લાગે છે. પરિણામે તીવ્રબુદ્ધિવાળાની ઐહિક વસ્તુની આસક્તિ ઉડી જઇ પરમાર્થ તરફ તેનું ચિત્ત ખેંચાતું જાય છે. ટૉલ્સ્ટૉયને માટે પણ તેમજ બન્યું હતું.

ટૉલ્સ્ટૉયની ધર્મવૃત્તિ ઘણી મોડી જાગૃત થઇ હતી. યુવાવસ્થાનો સમય પૂર્ણ થઈ વૃદ્ધાવસ્થા આવતાં સુધી એ પ્રવૃત્તિનો ઉદય તેમનામાં બળવત્તર ન હતો; તેજ પ્રમાણે તેમનામાં એ જાગૃતિ ધીમે ધીમે અને ક્રમાનુસાર થતી ગઇ હતી.

કેટલાકમાં ધર્મજાગૃતિ અંતઃકરણની ભાવનાથી થએલી હોય છે. કેટલાક જગતનાં દુઃખ જોઇ અથવા જાતને દુઃખનો અનુભવ થતાં અંતઃકરણ મૃદુ થવાથી

ઈશ્વર પ્રતિ વળેલા હોય છે. એવા માણુસોના ચિત્તમાં અમુક એમ કેમ ? એવા પ્રશ્નો વિશેષ થતા નથી. તેમની પ્રવૃત્તિ બુદ્ધિપ્રધાન ન હોઇને ભાવનાપ્રધાન હોય ટૉલસ્ટૉયની વાત તેથી જુદી હતી. તેમની પ્રવૃત્તિ બુદ્ધિપ્રધાન હતી તેથી અંધ શ્રદ્ધાનું તો ચિહ્ન પણ તેમનામાં જણાતું નથી. તેમનું અંતઃકરણ ભાવનામય ન હતું અથવા પરદુઃખથી તે દ્રવતું ન હતું એમ પણ નથી; પરંતુ તેમની બુદ્ધિ ભાવનામય અંતઃકરણ કરતાં વિશેષ તીવ્ર હોવાથી તે આગળ આવી અને ભાવના પાછળ રહી. ઇ. સ. ૧૮૭૯માં તેમણે પોતાનું મનોમય ચરિત્ર લખી રાખ્યું છે, તે પરથી તેમની ધર્મબુદ્ધિનો વિકાસ કેવી રીતે થતો ગયો હતો તેનો સારો નિર્ણય થઇ શકે છે. એ ગ્રંથમાં તે કહે છેઃ—

"એ વાતને આજે પાંચ વર્ષ થઇ ગયાં છે. તે વખતે મારી વૃત્તિ ચમત્કારિકજ થઇ ગઇ હતી. કદિ કદિ મારૂં મન વિલક્ષણ વમળમાં પડી જતું હતું. મને લાગતું કે જાણે મારૂં જીવન ચાલતું અટકી ગયું છે. કદિ કદિ મારૂં જીવન કેવા પ્રકારનું હોવું જોઇએ અને મારે કેવી રીતે વર્તવું તે હું પોતેજ સમજી શકતો નહતો. એવા સમયે ઉદાસીનતાની પૂર્ણ છાયા મારા પર પડતી અને મને લાગતું કે, મારૂં સર્વ જીવન વ્યર્થ ગયું. તથાપિ એ ક્ષણ વહી ગયા પછી પાછો મારો જીવનક્રમ આગળ ચાલવા લાગતો. પછીથી તો એવી ક્ષણો વારંવાર આવવા લાગી અને તેનું સ્વરૂપ પણ એકજ પ્રકારનું હતું. કોઇ પણ કાર્ય હાથમાં લેતો કે, તે કેમ કરવું અને તેનો અંત કેવો આવશે, એવા પ્રશ્ન મનમાં ઉદ્ભવી હું મોટા ગોટાળામાં પડતો અને લીધેલું કાર્ય જેમનું તેમજ રહી જતું. આરંભમાં એવા પ્રકારના પ્રશ્નો મુદ્દારહિત હોઈ તેના ઉત્તર મળી શકે તેમ નથી એમ મારા મનને સમજાવી લેતો. એ પ્રશ્નોના નિર્ણય પૂર્વકાલીન લોકોએ પ્રથમથી કરી રાખ્યા છે; પણ તે જોવાને અવકાશ નહિ હોવાથી હું તે જોતો નથી, એમ મારા મનને સમજાવતો હતો. પણ તેટલાથીએ સંતોષ થતો નહિ. એ પ્રશ્નો વારંવાર ઉત્પન્ન થવા લાગ્યા અને મને જણાવા લાગ્યું કે તેનો નિર્ણય શોધી કાઢ્યા સિવાય ચાલે તેમ નથી. એકજ સ્થળે શાહીનાં ટીપાં પડતાં હોય છે તો તે જગ્યાએ જેમ કાળો ડાઘ પડે છે, તેમ મારા મનપર પણ એ પ્રશ્ન અસ્ખલિત અથડાયા કરતો હોવાથી તે પર તેની અંધકારમય છાયા પ્રસરી ગઇ. કોઇને કંઇ ભયંકર વિકાર લાગુ પડે છે તો આરંભમાં દુઃખનાં સૂક્ષ્મ ચિહ્ન વારંવાર થવા લાગે છે, અને અંતે તે સર્વ એકરૂપ થઈ તેનો એક મોટો રોગ બને છે; અને પછી તે દીર્ઘકાળ સુધી તેના શરીરમાં પોતાની છાવણી નાખે છે, તેનું દુઃખ વૃદ્ધિ પામતું જાય છે અને છેવટે એ રોગનો પ્રભાવ એટલો તીવ્ર બને છે કે પોતાને શું થયું છે, તેનો પૂર્ણ વિચાર કરવાની સવડ મળતાં પૂર્વેજ તે

માણુસ કાળનો ભક્ષ્ય થઈ પડે છે. ”

“ મારૂં પણ તેમજ થયું છે. હું જાણી ચૂક્યો છું કે, મારા મનનો રોગ કેવળ આગંતુક નથી. એ પ્રશ્ન જ્યારે વારંવાર ઉત્પન્ન થાય છે ત્યારે તેનો નિર્ણય કરવોજ જોઇએ અને મેં તે દિશામાં પ્રયત્ન પણ કર્યો. એ કાર્ય તરફ હાથ લંબાવતાંજ એ પ્રશ્નનું પૂર્વનું સૌમ્ય સ્વરૂપ નષ્ટ થયું અને તેણે ભયંકર અને ઉગ્ર રૂપ ધારણ કર્યું. જે પ્રશ્ન પ્રારંભમાં મને છોકરાંની રમત જેવા લાગતા હતા, તેજ હવે વિકટ જણાવા લાગ્યા. તે પ્રશ્ન બચ્ચાંની રમતનો નથી તેમ મૂર્ખપણાનોએ નથી; પણ માનવજીવનમાં રહેલો અત્યંત મહત્ત્વનો પ્રશ્ન છે અને તે અતિ ઉંડો તથા ગહન છે એવી ખાત્રી થઇ. બુદ્ધિનાં તરફડીઆં ખાતાં ખાતાં હું થાકી ગયો અને મને લાગવા માંડયું કે, એ પ્રશ્ન મારી શક્તિ બહારનો છે. સમારાના વતનપર જવા નીકળ્યો, બાળકોને શિક્ષણ આપવું એમ લાગ્યું અથવા એકાદ ગ્રંથ લખવાનો વિચાર થયો; પણ તરતજ તેમ શા માટે કરવું એ પ્રશ્ન ઉત્પન્ન થઇ મારા હાથ જ્યાંના ત્યાં અટકી પડયા. એ પ્રશ્નનો નિર્ણય થતાં સુધી કોઇ પણ કર્મ થવું મારા માટે અશક્ય થવા લાગ્યું. અરે. મારે જીવવું પણ ન જોઇએ એમ થવા લાગ્યું. એકાદ વખતે વતનનો હિસાબ મારા મનમાં આવતો; પણ તે સાથેજ એવો પ્રશ્ન ઉત્પન્ન થતો કે, ‘ગાંડા, સમારા પ્રાંતમાં તને સોળ હજાર એકર જમીન મળશે, તારી પાયગામાં ત્રણસો ઘોડા થશે, તને પુષ્કળ દ્રવ્ય મળશે; પણ પછી શું ? તારી દોલતનો અંત શામાં આવશે ?’ એવી પ્રશ્નમાળા શરૂ થતી કે મારૂં ચિત્ત વિચારના ચક્રવ્યૂહમાં સપડાઇ ફરતાં ફરતાં પુનઃ પ્રથમના સ્થાને આવતું અને ગમે તેટલું ભટકતું પણ એ વ્યૂહમાંથી બહાર નીકળવાનો માર્ગજ તેનાથી અદશ્ય થતો. આમ થતું એટલે તે બિચારૂં ધૈર્યગલિત થઇ પોતાનું ચિંતનકાર્ય પણ ત્યજી દેતું. બાળકોને કઈ પદ્ધતિથી શીખવવું એ વિષેનો વિચાર એકાદ વખત મનમાં આવતો કે, તરતજ પછી શું ? એ પ્રશ્ન ચટ લઇને આગળ ઉભો રહેતો. ખેડુતોની સ્થિતિ કેવી રીતે સુધારવી એવો પ્રશ્ન ઉદ્‌ભવતો કે તેની પાછળ પાછળ તરતજ ‘તેની પંચાત તને શા માટે ? ’ એ પ્રશ્ન પણ મનમાં આવતોજ ! મારાં પુસ્તક લોકપ્રિય થઇ મને યશ મળશે, એ વિચારથી મારૂં મન થોડું થોડું ફૂલાવા લાગે છે તો તરતજ ‘ હા, ગોગોલ કરતાં, પુષ્કીન કરતાં, શેક્સપીયર કરતાં અથવા મોલીયર કરતાં તું વિશેષ કીર્તિશાળી થઇશ, એટલુંજ નહિ પણ જગતના સર્વ લેખકોનો તું મુકુટમણિ બનીશ; પણ પછી શું ? તારી કીર્તિનો અંત શામાં છે ?’ એ પ્રશ્ન વજ્રાઘાતની માફક મારા મનપર પડે છે અને તેને લુલું બનાવે છે. આ પ્રશ્નોને સબૂરી-ધીરજની ખબરજ નથી. ઉત્તર આપ, એવો ટકટકારો એક સરખો

મારી પાછળ પડે છે. તેનો ઉત્તર ન આપવો ત્યારે જીવવું કેવી રીતે ? પણ ગમે તેમ કરવા છતાં કંઇએ ઉત્તર–નિર્ણય થઇ શકતો નથી. ”

“ મને જણાઇ આવ્યું છે કે મારા પગ નીચેનું પાટીયું ખસી ગએલું હોઇ ત્યાં અન્ય કંઇ પણ આધાર નહિ હોવાથી હું અધવચ લટકી રહ્યો છું. જેના આધારથી હું જીવનકાળ આજસુધી વ્યતીત કરી ચૂકયો છું તે આધાર નષ્ટ થયો અને તેના સ્થાને નવો આધાર આવ્યો નહિ. એવી રીતે મારૂં જીવન કેવળ શૂન્ય બની રહ્યું. હું ખાતો હતો, પીતો હતો, ઉંઘતો હતો અને શ્વાસોચ્છ્વાસ પણ કરતો હતો; એ ક્રિયા કર્યા સિવાય ચાલે તેમ નહતું તેથી તે થતી હતી; પણ તે સર્વ એક નિર્જીવ યંત્રની માફક બનતી હતી. તેની પાછળ મારી પોતાની ક્રિયાશકિત અથવા ચૈતન્યનું બળ નહતું. મારી બુદ્ધિને માન્ય થાય તેવું કોઇ પણ ધ્યેય રહેલું નહિ હોવાથી તે માટે કંઇ પણ હેતુપૂર્વક ક્રિયા કરવાની ઇચ્છા કેવી રીતે થઇ શકે ? એકાદ દેવે પ્રસન્ન થઇ મને કંઇ ઇચ્છિત વર માગવાનું કહ્યું હોત તોપણ હું કંઇએ માગી શકયો નહોત; કારણ મને શેની જરૂર છે તેજ હું સમજી શકતો નહતો. અમુક કરવું, તમુક ભોગવવું, એવા પ્રકારની ટેવ લાંબા સમયથી ચિત્તને પડેલી હોવાથી તેની કેટલીક કેફ અદ્યાપિ બાકી હતી. એ કેફની લહેર એકાદ વખત આવતી તો કંઈ કર્મ કરવાની ઇચ્છા થતી; તથાપિ મને તરતજ જણાઇ આવતું કે તે ખરી ઇચ્છા નથી; અરે, સત્ય જાણવાની ઇચ્છા પણ મારામાં રહી નહિ. કારણ માનવજીવનનો અંતિમ હેતુ અને તેનું સત્યસ્વરૂપ એ મેં જાણ્યાં છે એમ મને લાગતું હતું. મને લાગતું હતું કે, માનવજીવન મૃગજળ જેવું અર્થશૂન્ય છે અને તેજ તેનું સત્યસ્વરૂપ છે. પછી વળી અધિક સત્ય તે શું સમજવાનું હતું ? માર્ગક્રમણ કરી છેવટે બાજુમાં ભયંકર ઉંડાણ ધરાવતી કરાડની ટોચે આવી માર્ગનો અંત લાવવા જેવી મારી સ્થિતિ થઇ હતી. એની આગળ પગ મૂકીને વિનાશની વિક્રાળ ખીણમાંજ પડવાનું ને ! તથાપિ જ્યાંને ત્યાં ઉભા રહેવાનું પણ મારા માટે શકય નહતું અને પાછો પણ ફરી શકતો નહતો; અથવા આંખો મીંચીને ‘ આગળ કંઇજ નથી ’ એમ મને સમજાવવાનું પણ બને તેમ નહતું.”

“ મારૂં શરીરબળ સારૂં હતું, સંપત્તિ હતી, સંતતિ હતી અને કીર્તિ પણ પ્રાપ્ત થઇ હતી; પરંતુ એવી સ્થિતિમાં પણ મારા જીવનનો કંઇજ હેતુ રહ્યો નહતો. કોઇ પણ ઉપાયે આ જીવનનો તું ત્યાગ કર એમ જાણે કે અંદરથી કોઇ એક સરખું મને કહ્યા કરતુ હતું; પણ મારે કહેવું જોઇએ કે મારી આત્મહત્યા કરવાની ઇચ્છા હતી એમ તો હું કહી શકતો નથી.”

“જે પ્રમાણે પૂર્વે ‘આપણે આપણું જીવન ઉજ્જવલ સ્વરૂપનું કરવું જોઇએ’

એવી મને પ્રબળ ઇચ્છા થતી હતી, તેજ પ્રમાણે હવે જીવનજ ન જોઇએ એ ઇચ્છા તેટલીજ પ્રબળતાથી થવા લાગી. કોઈ ભળતાજ પ્રસંગે હું જીવ પણ આપી દઇશ, એ ભયથી મારે મારી જાતનેજ સંભાળવી પડતી. એવું પણ મારા મનમાં થતું કે, આજે મારો જીવનક્રમ તદ્દન સંબંધરહિત જણાતો હશે પણ હજુ ઘણો સમય છે. મારી ઓરડીમાં દોરીના ટુકડાનું એ દર્શન ન થાય તેની કાળજી રાખતો. બંદુક ભરી શિકારે જતો પણ અટકી ગયો. એમ કરવાનું કારણ એટલુંજ કે કોણ જાણે કદાચ ઘેલછાની લહેરમાં કંઇનું કંઈ કરી બેસું તેનો મને ભય લાગતો. મને શેની જરૂર હતી તેજ હું સમજી શકતો નહતો. મને એટલુંજ લાગતું કે વર્તમાન જીવનની જરૂર નથી; તોપણ તેમાંથી કંઇએ સારો ભાગ હજુ નીકળશે એવી આશા પણ રહેતી હતી."

"એ સર્વ સ્થિતિ ક્યારે થઈ? જે વખતે 'આ અતિ ભાગ્યશાળી છે' એમ મને લોક કહેતા હતા તેજ વખતે! પૂરી પચાસ વર્ષની પણ ઉમ્મર થઈ નહતી, સુશીલ, પ્રેમી અને સંસારદક્ષ પત્નીનો લાભ મળેલો હતો, બાળકો આજ્ઞાધારક હતાં અને મારી પાસે વતન વગેરે પણ સારૂં હતું. મારી મહેનત વિશેષ નહતી છતાં પોતાની ફળદ્રૂપતાથીજ મારી જમીન મારી સંપત્તિમાં વધારો કરતી હતી. મારા આપ્તવર્ગમાં મારા માટે પૂર્ણ આદરપૂર્વક બુદ્ધિ હતી, અને સામાન્ય જનસમાજ મારી સ્તુતિ કરતો હતો. હું આબરૂદાર–કીર્તિમાન થયો હતો એમ કહેવામાં ખરેખર અતિશયોક્તિ થઇ નહોત. હું ગાંડો બન્યો હતો અથવા મારૂં ચિત્ત સ્વકાર્યભ્રષ્ટ થયું હતું એમ પણ ન હતું. ઉલટો દેહ અને મનના સંબંધમાં અન્ય કરતાં હું અધિક બળવાન હતો. શરીરબળની વાત કરીએ તો કોઇપણ બળવાન ખેડુતના જેટલું ઘાસ હું કાપતો હતો. માનસિક દૃષ્ટિએ જોતાં આઠ દસ કલાક સુધી હું અસ્ખલિત કામ સહેલાઇથી કરતો હતો; છતાં એટલી મહેનતથી કોઈ પણ દુષ્ટ અસર મારા પર કદિ થઈ નથી."

"મારી આ માનસિક સ્થિતિનું ચિત્ર આલેખવાનું કહો તો કહી શકાશે કે, જીવન એ શુદ્ધ ઉપહાસ છે. કોઇએ મત્સરથી અથવા ચેષ્ટાથી મારી ફજેતી કરવા માટે જન્મ આપ્યો; પણ એ કોઈ કોણ? તેનો નિર્ણય પણ હું કરી શકતો નહિ."

"મને સહજ એવુંજ લાગવા માંડયું કે, હું ગમે ત્યાં દૂર અદૃશ્ય રહી મારા ત્રીસ ચાલીસ વર્ષના જીવનનો તમાસો જોનારો અને મનમાંજ હસનારો કોઇ પણ હોવો જોઇએ. હું ભણ્યો, ગણ્યો, નાનાનો મોટો થયો, શરીરે પ્રૌઢ થયો, મનથી પરિપક્વ દશામાં આવ્યો અને એ સ્થિતિમાં માનવજીવનના શિખરની છેવટની ટોચે પહોંચ્યો; અને તેટલી ઉંચાઇએ ઉભા રહી મેં સિંહાવલોકન કર્યું, ત્યારે મને જણાયું કે પાછળ સર્વત્ર શૂન્યકાર છે અને આગળ પણ

શૂન્યનોજ અમર્યાદિત વિસ્તાર છે. આવી સ્થિતિમાં મને ઉભેલો જોઇ તે ઉત્પન્ન કર્તા ચેષ્ટાથી તાળીઓ પાડતો હશે."

"પણ એ કોઇ ખરેખરજ અસ્તિત્વમાં છે કે નહિ, તેનો નિર્ણય પણ મારી બુદ્ધિથી થતો નહિ. મારી કોઈપણ ક્રિયાનો અર્થ શો છે તે હું કહી શકતો નહિ અને સર્વ જીવનનો ઉદ્દેશ પણ સમજાતો નહિ. મને હવે નવાઈ લાગે છે કે, આરંભમાંજ મને એવા પ્રકારની શંકાઓ કેમ ન થઈ. માનવજીવન અર્થ-શૂન્ય છે એ વાત આ પહેલાં ઘણાઓના લક્ષમાં આવી ગઇ છે; છતાં તે સમજવા માટે મને આટલો કાળ લાગ્યો તે વાતનું મને આશ્ચર્ય થાય છે. આજે માણસ હષ્ટપુષ્ટ હોય છે, કાલે તેના પર એકાદ ભયંકર રોગનો હૂમલો થાય છે અને પરમદિવસે તે શબરૂપ બને છે ! તેની પાછળ શું રહે છે ? સડી ગએલું અને કીટકથી ભરાઇ ગએલું શરીર ! આજે મેં મોટાં મોટાં સદ્કૃત્ય કર્યાં હશે પણ કાલે તે લોકોના સ્મરણમાંથી ખસી જશે; પછી મારી પાછળ શું રહેવાનું ? ત્યારે મારે કોઇ પણ કાર્ય શા માટે કરવું ? એ સત્ય આટલું સ્પષ્ટ હોવા છતાં માણસના લક્ષમાં આવતું નથી તે શું આશ્ચર્ય જેવું નથી ? આવી સ્થિતિમાં તેણે શા માટે જીવવું ? જગતમાં સર્વથી મહાન્ આશ્ચર્ય કહીએ તો એજ છે. જીવનનો મદ નેત્ર પર હશે ત્યાં સુધી તેની કેફમાં માણસ જીવી શકશે, પણ એ કેફ ઉતરી ગયા પછી માનવજીવન પણ ઉપહાસ રૂપ છે, કેવળ મૂર્ખામીથી ભરેલી મશ્કરી છે, એ તેની નજરથી છુપાઇ રહે તે સંભવિત નથી. એ મશ્કરી એટલી ગર્ષવ-પણાની છે કે તેને હાસ્ય પણ થતું નથી. તેનામાં લેશ માત્ર મોજ નથી. એ કેવળ દુષ્ટતા અને મૂર્ખામીથી ભરેલી છે."

"'એક વખતે એક પ્રવાસી અરણ્યમાંથી પસાર થતો હતો તેટલામાં તેને જણાયું કે સામેથી એક ભયંકર હિંસક પ્રાણી પોતા તરફ ધસી આવે છે. તરતજ તે તેની દૃષ્ટિ ચુકાવી નાસવા લાગ્યો. નાસતાં નાસતાં રસ્તામાં એક કુવો દેખાયો. તેણે તે કુવામાં ડોકીયું કર્યું તો તેમાં એક ભયંકર જલચર જણાયું. તે જલચરે પ્રવાસીને ગળવા માટે પોતાને જડબું પહોળું કર્યું. પ્રવાસી મહાન સંકટમાં સપડાયો. કુવામાં ભૂસકો મારે તો જલચરનો ભોગ થઇ પડે અને પાછો ફરે તો પેલું ભયંકર પ્રાણી ફાડી ખાય. છેવટે કુવાની દીવાલના સાંધામાં એક વેલાનું જાળું પથરાઇ ગયું હતું તેના પર તે ઉતર્યો અને તેની ડાળી પકડી લટકી પડ્યો. ધીમે ધીમે તેના હાથ દુઃખવા લાગ્યા. તેને લાગ્યું કે, જળચર કે પેલા ભયંકર પ્રાણીમાંના એકના પણ ભક્ષ બન્યા સિવાય હવે છૂટકો નથી; તથાપિ જીવનઆશા બળવાન હોય છે. આથી તે જેવોને તેવો લટકી રહ્યો. તેટલામાં એક કાળો અને એક ધોળો એવા બે ઉંદર આવીને તે વેલાના મૂળની ચોતરફ

ફરવા લાગ્યા અને ફરતાં ફરતાં તે વેલાનું મૂળ કાતરવા લાગ્યા. હવે પોતે વેલો છોડી નહિ દે તોપણ તે મૂળમાંથી તૂટી પડી નીચેના જળચરના જડબામાં પડશે એવી તેની ખાત્રી થઇ; તથાપિ વેલાની મજબૂત પકડ તેણે છોડી નહિ. આજુ-બાજુ દૃષ્ટિ ફેરવતાં તે વેલાની એક ડાળીએ એક મધપૂડો જણાયો. તેમાંથી મધનાં ટીપાં પડતાં હતાં. તે પ્રવાસી પોતાનું મસ્તક તે દિશા તરફ નમાવી મધનાં ટીપાં જીભ ઉપર ઝીલી લઇ ચાટવા લાગ્યો.' પૂર્વના દેશની આ વાત પ્રમાણેજ મારી પણ સ્થિતિ થઈ હતી. હું પણ જીવનની ડાળીને મજબૂત પકડી બેઠો હતો. મૃત્યુરૂપી ભયંકર પ્રાણી મને ગળવા મુખ પહોળું કરી બેઠું છે તે હું સમજતો હતો; પણ હું એવી સ્થિતિમાં કેમ આવી પડું છું તે મને સમજાયું નહતું. જીવનમાં પ્રાપ્ત થતું મધ મેં ઘણી વખત ચાટયું હતું અને તેના આસ્વાદથી એક સમયે મને સંતોષ પણ થયો હતો; પરંતુ હવે સંતોષ આપવાની શકિત તે મધમાં રહેલી નથી. રાત અને દિવસ કાળા ધોળા ઉંદરની માફક મારા જીવનની દોરીનું મૂળ કાતરતા હતા. મૃત્યુરૂપી જળચરનું પહોળું જડબું હમ્મેશ નજર આગળ રહેતું હોય તો પછી મધની મધુરતા કયાંથી ટકી શકે ? આ કેવળ દંત-કથા છે એમ સમજશો નહિ. આ વાત પ્રત્યેક વ્યક્તિના અનુભવમાં હમ્મેશ આવે છે છતાં એ કોયડો ઉકેલવાનો શ્રમ કોઇજ લેતું નથી."

"માનવજીવનક્રમમાં કદિ કદિ વહેતા આનંદવાયુની લહરી મહાન્ ઠગ-બાજીથી ફસાવનારી હોય છે. એ લહેરથી પ્રત્યક્ષ દગ્ગોચર થતી મૃત્યુની ભીતિ ઓછી થાય છે; પણ તેથી મૃત્યુ કંઇ નષ્ટ થતું નથી. એ આનંદનું ફસાવનારૂં સ્વરૂપ મારા લક્ષમાં આવેલું હોવાથી હવે હું તેનાથી ફસાતો નથી. મારા મનને હું ઘણુંએ સમજાવું છું કે, 'તું માનવજીવનનો ઉદ્દેશ સમજી શકતો નથી તો પછી વધારે માથાફોડ શા માટે કરે છે ? આયુષ્ય હોય ત્યાં સુધી જીવતો રહે અને બને તે જોયા કર;' પણ તે સમજી શકતું નથી. એ સમજ તેને માન્ય થતી નથી. એ સમજથી પહેલાં પહેલાં તો મન સ્વસ્થ બેસતું હતું; પણ પછી તો તે બીલકુલ શાંત રહી શકયું નહિ. મારી આંખોને એટલુંજ જણાવા લાગ્યું કે, દીનરાતની રેંટમાળ એક સરખી ફર્યા કરે છે અને મને પગલે પગલે અનિ-વાર્યપણે મૃત્યુ તરફ લઇ જાય છે. મને લાગવા માંડયું કે, જગતમાં સત્ય વસ્તુ માત્ર એટલીજ છે અને અન્ય સર્વ દેખાવ અસત્ય છે."

"આટલા દિવસ સુધી જે મધનાં ટીપાંથી ફસાઇ એ સત્ય તરફ મેં દુર્લક્ષ કર્યું તે ટીપાં બે પ્રકારનાં છે. એક કૌટુંબિક પ્રેમ અને બીજો સાહિત્ય-પ્રેમ. કુટુંબનાં માણસોને હમ્મેશ વળગી રહેવાની અને પુષ્કળ લખવાની લાલસા મારામાં પ્રબળ હોવાથી એ સત્ય તરફ મારી દૃષ્ટિ ગઇ નહિ; પણ હવે એ

વસ્તુનો પણ રસ લાગ્યો.”

“કુટુંબ ! કુટુંબ એટલે શું ? કુટુંબ એટલે મારી પત્ની અને મારાં બાળકો; પરંતુ તે પણ મારા જેવાંજ માણસો. મારી અને તેમની સ્થિતિ એકજ. તેમણે પણ આંખ મીંચીને આયુષ્યના દિવસ પસાર કરવા અથવા મારા પ્રમાણે આ ભયંકર સત્ય સમજી લેવું. એવી સ્થિતિમાં તેમણે પણ શા માટે જીવવું ? મારે તેમના પર પ્રેમ રાખવો, તેમનું સંરક્ષણ કરવું, તેમને ઉછેરવાં અને તેમના હિત તરફ નજર રાખવી; અને છેવટે એક દિવસે આ ભયંકર સત્ય તેમની દૃષ્ટિએ પડે એટલે તેમણે નિરાશાથી મારા તરફ જોવું એજ ને ! ત્યારે મારા પ્રેમ અને શ્રમનો શો ઉપયોગ થયો ? ઠીક, એ સત્ય તેમની દૃષ્ટિએ ન પડે તો શુદ્ધ મૂર્ખાઈમાં તેમનું જીવન ક્ષીણ થતું જાય. હું તેમના પર પ્રેમ રાખું છું ત્યારે એ સત્યસ્વરૂપ તેમનાથી કેમ છૂપાવી શકું ? તેમનું જ્ઞાન જેમ જેમ વૃદ્ધિ પામતું જાય છે, તેમ તેમ તે તેમને સત્ય તરફ અધિકાધિક લઇ જાય છે; અને તે સત્ય એટલે છેવટે મૃત્યુ અને શૂન્યકાર !”

“સાહિત્ય ! કાવ્ય ! પહેલાં પહેલાં લોકોએ મારા લેખોની સ્તુતિ કરવાથી તે કીર્તિનો નીશો મારાં ચક્ષુ પર આવ્યો; તેથી જીવન રહે ત્યાં સુધી સાહિત્યસેવા કરી આનંદમાં કાળ નિર્ગમન કરવાનો બુદ્ધિભ્રમ ઘણા લાંબા કાળ સુધી થયો હતો; પણ મારી બુદ્ધિને ભ્રમ થયો તેથી મૃત્યુ કંઇ અટકનાર હતું ? તે પગલે પગલે માર્ગક્રમણ કરતુંજ હતું. મૃત્યુ સર્વભક્ષક છે. તેના સપાટામાંથી કંઇપણ છૂટવાનું નથી. તે મારો ભક્ષ કરશે, મારા ગ્રંથ ખાઇ જશે અને એ ગ્રંથોનું સ્મરણ પણ સર્વ રીતે નષ્ટ થઇ જશે ! આવો વિચાર મારી સન્મુખ સ્પષ્ટ ઉભો રહેતાં મારામાં સાહિત્યપ્રેમ ક્યાંથી રહે ? મને જણાઇ આવ્યું કે, સાહિત્ય એ જીવનનું એક ભૂષણ છે—એક અલંકાર માત્ર છે. એ અલંકારના દર્શનથી બુદ્ધિ મોહવશ થઇ મિથ્યા જીવનને મનુષ્ય વળગી રહે છે; પણ મૂળ જીવનનો પ્રેમ નષ્ટ થયા પછી એ અલંકારની શી કિંમત રહે ? જે દાગીનો મનેજ તુચ્છ અને ખરાબ લાગવા માંડ્યો, તે હું ઘડાવું કેવી રીતે અને જનસમાજ સમક્ષ મૂકું પણ શી રીતે ? કદાચિત્ એવો એકાદ અલંકાર બનાવડાવું તોપણ લોકોને તેમાં શી મીઠાશ મળે ?”

“મારા પોતાના જીવનક્રમમાં મારા પોતા માટેજ રસ રહ્યો નહિ. સમુદ્રમાં પડેલો મનુષ્ય જેમ મોજાંની સાથે નિઃસહાય સ્થિતિમાં વહે છે, તેમ હું જીવનસાગરપર ક્યાંએ વહેવાનો હતો. પૂર્વે એવો ભ્રમ થયો હતો કે, માનવજીવનનો હેતુ મને સમજાયો નહિ હોય પણ તેમાં કંઇ પણ હેતુ નિશ્ચિતપણે છે; આથી તે વખતે કાવ્યમાં અને કથાનકમાં પડેલું માનવજીવનનું પ્રતિબિંબ મને મનોહર

લાગતું હતું, અને સાહિત્યકળાના દર્પણમાં માનવજીવનનું પ્રતિબંબ બરાબર પડેલું જોઇ મારા ચિત્તને સંતોષ થતો હતો; પણ જ્યારે હું એ હેતુને શોધવા લાગ્યો તથા હવે પછી એ હેતુને સાધ્ય કરવાનો ઉદ્યોગ કરવાનું મેં ધાર્યું, ત્યારે સાહિત્યકળાનું એ દર્પણ મને નિરૂપયોગી, ત્યાજ્ય અને દુઃખદાયક જણાવા લાગ્યું. તે આરસામાં પડેલા પ્રતિબિંબ તરફ જોઇ મારા ચિત્તનું સમાધાન દૂર થવા લાગ્યું; કારણ તેમાં મૂર્ખતા સિવાય અન્ય કોઇ પણ ગુણ મને મળી આવતો નહતો. જ્યાં સુધી તેમાં કંઇ તથ્ય છે એવી ભાવના હતી ત્યાં સુધી તે તરફ જોઇ આનંદ માની શકાતો, અને તેમાં દેખાઇ આવતું હાસ્ય, દુઃખ, સહૃદયતા, સૌંદર્ય અને ભયંકરતાની છાયા મને ગમ્મત આપતી; પણ માનવ જીવન અર્થશૂન્ય હોવાની ખાત્રી થતાંજ એ આયનામાં રહેલો આનંદ મટી ગયો. એ ઉદરો જીવનની દોરીનું મૂળ અહર્નિશ કાતર્યા કરે છે એવું નજરે પડયા પછી મધની મધુરતાનો સ્વાદ ક્યાંથી રહે?"

"પણ એટલાથીજ કંઇ સર્વ પતી ગયું નહિ. માનવજીવન કેવળ અર્થહીન છે; એટલીજ જો મારા મનની માન્યતા થઈ હોત તો તો એ આઘાત મેં વિના અવરોધે સહન કર્યો હોત. ભાગ્યલિખિતને માટે ઉપાયજ નહિ હોવાના કારણે મૂગે મોઢે હું ચૂપ રહ્યો હોત; પણ એટલીજ સમજથી મારૂં મન સ્વસ્થ રહેતું નહતું. જંગલમાં રહેતા કોઇ માણસને ત્યાંથી બહાર જવાનો માર્ગ નહિ હોવાની ખાત્રી થાય છે તો પછી તે પોતાનું જીવન ત્યાંજ ગાળે છે; પણ મારી હકીકત તેવી પણ નહતી. ભૂલો પડેલો માનવી રસ્તો શોધવા આમ તેમ ગાંડાની માફક દોડયા કરે છે અને દોડતાં દોડતાં તે સાચા રસ્તાથી વિશેષ દૂર થતો જઈ અધીરો બની જાય છે; તેમ મારૂં થયું હતું. પોતે રસ્તો ભૂલે છે એમ તે જાણતો હોવા છતાં પણ જેમ તેની દોડાદોડ બંધ પડતી નથી, તેમ હું પણ દોડયા કરતો હતો."

"એ સ્થિતિ ખરેખર અતિ ભયાનક હતી. એ ભયમાંથી મુક્ત થવાનો આત્મહત્યા સિવાય અન્ય માર્ગજ મને દેખાતો નહતો. એક દિવસે મારૂં હૃદય ભેદાઇ જશે અને હું પળવારમાં આ જગત છોડી જઇશ એવું મનમાં થતું; પણ તેવું બને ત્યાં સુધી તેની રાહ જોઇને બેસી રહેવાની ધીરજ પણ મારામાં નહતી. મૃત્યુ પછી પ્રવર્તનારો ઘોર અંધકાર મને પ્રથમજ જણાતો હોઇ તેનો મને એટલો ભય લાગતો હતો કે, તે દૃશ્ય નષ્ટ કરવા માટે ફાંસો અથવા બંદૂકની ગોળી સિવાય બીજો કોઇ ઉપાય હું જોઇ શકતો નહતો. એ ભયથીજ આત્મહત્યાની કલ્પના મારા મનમાં બળવાન થતી ચાલી."

"પણ એવું વિચારવામાંએ મારી ભૂલ તો થતી નહિ હોયને? કોઇ ખાસ મુદ્દો મારી દૃષ્ટિ બહાર તો રહી ગયો નહિ હોય ને? એકાદ વસ્તુનો હું વિપરીત

અર્થ તો કરતો નહિ હોઉંને? માનવજીવનનો અંત આટલો હતાશ કરનારો હોય એ સ્વાભાવિક નથી, એમ પણ મારા મનમાં થવા લાગ્યું. બુડતો માણસ જેમ તૃણને પણ વળગે છે; તેમ મને એ વિચારોનો આધાર મળવા લાગ્યો અને એ ભયથી મુક્ત થવા જેવું સુરક્ષિત સ્થળ હું શોધવા લાગ્યો."

"એ શોધ મેં અસ્ખલિત ચાલુ રાખી. મેં પુષ્કળ વિદ્યા સંપાદન કરી હતી. પંડિતો અને વિદ્વાનોના સહવાસમાં મેં ઘણો કાળ ગાળ્યો હતો. કેવળ પુસ્તકો દ્વારાજ નહિ પણ પ્રત્યક્ષ સંવાદથી પણ અનેક ગ્રંથોનું અવલોકન કર્યું હતું; અને તે બિચારાઓએ કંઇ પણ ગુપ્ત ન રાખતાં પોતાનું સર્વ હૃદય મને સોંપ્યું હતું; તેથી એ પ્રશ્નોના શા ઉત્તર ધર્મગ્રંથો આપે છે તે જોવાનું મારા માટે વિશેષ કઠિન નહતું.

"મારી પચાસ વર્ષની ઉમ્મર થયા પછી મારા મનમાં જે પ્રશ્ન ઉપસ્થિત થયા તે તદ્દન નવીનજ હતા એમ કંઈ નહતું. ઉછરતા અજ્ઞાન બાળકથી તે ઠેઠ મહાન બુદ્ધિશાળી પંડિત સુધીના સર્વ—આબાલ વૃદ્ધના અંતરાત્મામાં એ પ્રશ્ન જીવતોજ હોય છે. મને સ્વાનુભવથી જણાયું હતું કે, એ પ્રશ્નનો ઉત્તર મેળવ્યા સિવાય જીવન શક્ય નથી. એ પ્રશ્ન એ હતો કે, આજે હું જે કંઇ કરૂં છું તેનું કાલે શું થશે? અને સમગ્ર જીવન સુધી જે કરીશ તેનું જીવનની સમાપ્તિ પછી શેમાં પર્યવસાન થશે?"

"એ પ્રશ્ન સહજ જુદી રીતે પણ ગોઠવી શકાશે. "મારે જીવવું શા માટે? કોઇ પણ વસ્તુની ઇચ્છા શા માટે કરવી? અથવા કોઈ પણ કર્મ શામાટે કરવું? મૃત્યુ પણ જેને નષ્ટ કરી શકતું નથી એવો કંઈ લાભ માનવજીવનમાં છે કે?" સર્વ ઉપલબ્ધ માનવજ્ઞાનનો ઉપયોગ કરીએ તો સામાન્ય રીતે તેના બે ભાગ પડે છે. રસાયનશાસ્ત્ર, ગણિત વગેરે દૃશ્ય શાસ્ત્રો તો એ પ્રશ્નનો વિચારજ કરતાં નથી. એ શાસ્ત્રોમાં ચિત્તાકર્ષકપણું છે અને તેના સિદ્ધાંતોમાં નિશ્ચિતપણું પણ હોય છે; તથાપિ તે એ પ્રશ્નને સ્પર્શ પણ કરતાં નથી. સૂક્ષ્મેંદ્રિય શાસ્ત્ર જેવા ગહન વિવેચનમાં પણ એ પ્રશ્નનો નિશ્ચિત નિર્ણય મળી આવતો નથી."

"જે જે તત્ત્વજ્ઞોએ આજસુધી એ ગહન પ્રશ્નનો ઉંડો વિચાર કર્યો છે, તેઓએ એકજ ઉત્તર આપ્યો છે. સૉક્રેટીસ, શૅાપનહાર, સોલોમન અથવા બુદ્ધ એ સર્વનો ઉત્તર તેજ—"

"જીવનથી જેમ જેમ દૂર જઇએ છીએ તેમ તેમ આપણે સત્યની વિશેષ નિકટ થતા જઇએ છીએ. જન્મથીજ આપણામાં સત્ય પ્રેમ રહેલો હોય છે. આખા જીવન સુધી આપણે શા માટે તરફડીયાં મારીએ છીએ? દેહશૃંખલામાંથી મુક્ત થવા માટેજ! આ દેહેજ અનેક દુઃખને જન્મ આપ્યો છે; ત્યારે મૃત્યુ

સમીપ આવતાં આપણને આનંદ કેમ ન થવો જોઇએ ?"

"સૉક્રેટીસે પોતે બીજે દિવસે મૃત્યુ પામશે એવું નક્કી થયા પછી આવું ભાષણ કર્યું છે."

"શૉપેનહાર કહે છે કેઃ–'જીવન એ કેવળ કષ્ટપૂર્ણ વસ્તુ છે. ડાહ્યો માણસ આખી જીંદગી સુધી મૃત્યુના આગમનની તૈયારી કરતો રહે છે અને તેથી તે મૃત્યુથી ભય પામતો નથી.'"

"સૉલોમન કહે છેઃ– મિથ્યા ! મિથ્યા ! જ્યાં જોઇએ છીએ ત્યાં કેવળ મિથ્યાત્વજ જણાય છે. આખી જીંદગી સુધી કરેલા શ્રમનું કયું ફળ માણસના હાથમાં છેવટે પડવાનું છે ? આપણે પૂર્વે થઈ ગએલા માણસોએ શું કર્યું છે તેનું જેમ સ્મરણ કરતા નથી, તેમ આપણે મૃત્યુ પામ્યા પછી ભાવી પ્રજા આપણું પણ નામ લેશે નહિ."

"જરા, વ્યાધિ અને મૃત્યુનું ખરૂં સ્વરૂપ શાકયમુનિ સમજ્યા ત્યારે તેમની બુદ્ધિએ નિશ્ચય કર્યો કે, માનવજીવન એ એક ભયંકર વસ્તુ છે. આથી તેમણે એ ઘોર વસ્તુથી હમ્મેશને માટે મુક્ત થવાનો યત્ન કર્યો. અન્યને પણ તેમણે તેજ ઉપદેશ કર્યો છે. મૃત્યુ પછી આ જીવન પુનઃ પ્રાપ્ત થાય નહિ તેવી રીતે તેનો હમ્મેશને માટે અંત લાવવો એજ મનુષ્યને માટે શ્રેયસ્કર છે. શાકયમુનિના અત્યુત્તમ જ્ઞાનનો નિષ્કર્ષ–તાત્પર્ય એજ છે."

"આ ઉપરથી જણાઇ આવશે કે, માનવજીવન સંબંધી માનવ જ્ઞાનની પરિસીમા છેવટે કયાં આવી રહે છે. સૉક્રેટીસ કહે છેઃ– શરીરમય જીવન એ પાપમય અને ભ્રમકારક છે, માટે આ દેહમય જીવનનો નાશ કરવો એજ કલ્યાણદાયી છે અને આપણે તેનીજ ઇચ્છા કરવી."

"શૉપેનહાર કહે છે, જીવન એટલે જેનું અસ્તિત્વ ન હોવું જોઇએ તેવી વસ્તુઃ અર્થાત્ તે વસ્તુ ત્યાજ્ય અને પાપમય છે. જીવનદ્વારા મુક્તિ સાધી શકાય છે, એટલોજ તેમાં સારો અંશ છે."

"સૉલોમન કહે છે, ડહાપણ અને બેવકૂફી, દારિદ્રય અને સંપત્તિ, આનંદ અને દુઃખ એ સર્વ લૌકિક વસ્તુઓ કેવળ મિથ્યા છે. એ ચોકખા પાણીપરના પરપોટા છે. મનુષ્ય મરણ પામે છે એટલે તેની પાછળ કંઇજ રહેતું નથી; ત્યારે જીવન એટલે વાયુની ફૂંક નહિ તો અન્ય શું ?"

"બુદ્ધ કહે છે, છેવટે જરા, વ્યાધિ અને મૃત્યુ નક્કી છે એ વિચાર અંતઃકરણને હમ્મેશ ડંખ્યા કરે તો જીવનકાળ નિર્ગમન થવો અશક્ય છે. માટે એવા જીવનથી પોતાને સ્વતંત્ર બનાવી તેવું જીવન પુનઃ પ્રાપ્ત ન થાય તેવી વ્યવસ્થા કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે."

"કરોડો મનુષ્યોને પ્રતિભાવાન પુરૂષોનો એ અનુભવ આજસુધીમાં પ્રાપ્ત થએલો છે, અને મારો પોતાનો અનુભવ પણ તેવોજ છે. આ બાબતમાં મનને ગમે તેવી આડી અવળી વાતો કહી ફસાવવામાં શો અર્થ છે? માનવજીવન ફૂંક-પરપોટા જેવું મિથ્યા છે એ વાતનો અસ્વીકાર કરવામાં કંઇજ અર્થ નથી. જેનો જન્મ થાય નહિ તેજ સુખી છે, માટે એ વિકૃતિથી પ્રત્યેકે મુક્ત થવું જોઇએ."

"જ્યારે મારા મનની એવી સ્થિતિ થઇ ત્યારે મારા જેવાજ બીજા માણસો એ પ્રશ્નનો કંઇ રીતે નિર્ણય કરે છે તેનું હું નિરીક્ષણ કરવા લાગ્યો. તેમનું સામાન્ય વર્તન કેવું હોય છે અને તેમાં તેમને એ ગૂઢનો કેવો ખુલાસો મળે છે તેની હું શોધ કરવા લાગ્યો ત્યારે મને અનુભવ થયો કે, મારા જેવા સામાન્ય માણસો તેના ચાર પ્રકારના નિર્ણય આપે છે."

"પહેલો પ્રકાર પૂર્ણ અજ્ઞાન એ છે. ઘણી સ્ત્રીઓ, નાનાં બાળકો અને નિર્બુદ્ધ મનુષ્યોમાં આ પ્રશ્ન ઉત્પન્નજ થતો નથી, તેમને એ પ્રશ્નનું ભાનજ નથી; પણ મને તેનું ભાન થયું છે તેથી તેના તરફ મારાથી આંખમીંચામણી થવી શકય નથી. બીજો ચાર્વાકમાર્ગ છે. પ્રાણ વિખુટો પડયો એટલે કશુંજ રહેતું નથી; માટે કોઇ પણ રીતે ખાઇપીને મઝા લેવાય તેટલી લઈ લેવી, એજ માર્ગ સેંકડે નવ્વાણું માણસોને પસંદ પડયો છે. તેમાં વળી તેમનું અંત-કરણ પણ કોમળ ભાવના ઉત્પન્ન થવા જેટલું યોગ્ય નહિ હોવાથી તેમનામાં નીતિ અનીતિનો પ્રશ્ન વિશેષ ઉપસ્થિત થતો નથી. પ્રત્યેકના ઉપભોગ માટે હજારો સ્ત્રીઓ મળવી અથવા રહેવાને ભવ્ય રાજભુવન મળવાં શકય નથી, એ સિદ્ધાંત તેઓ ખુશીથી વીસરી જાય છે. હજારો ભૂખ્યા મનુષ્યોના મુખમાંથી હજારો કોળીયા તેમના મુખમાં પડે છે એ વાત તરફ દુર્લક્ષ કરવાની તેમને સ્વતંત્રતા હોય છે. જે ભવ્ય રાજમંદિરમાં તે રહે છે તે મંદિરના પાયામાં હજારો મનુષ્યોના શ્રમનો પરસેવો પડેલો છે તે કેમ ભૂલી ન જાય? પણ જે કુદરતની ઇચ્છાથી હું આજે રાજા થયો છું તેજ કુદરતની ઇચ્છાથી કાલે હું રાજાનો ગુલામ પણ નહિ બનું તેની શી ખાત્રી છે? એ પ્રશ્ન પણ તેઓ વિસરી જાય છે. બુદ્ધિની ખામીથી એ પ્રશ્ન તેમના સ્મરણમાંથી ખસી જવાનું અસંભવિત નથી. જે પ્રશ્ને બુદ્ધને આકુળવ્યાકુળ બનાવી દીધો તે પ્રશ્ન આ ચાર્વાકવાદીઓના ચિત્તને સ્પર્શ પણ કરી શકતો નથી. આજે તે મોજશોખમાં લીન રહે છે; પણ કાલેજ એ સર્વ પર હળ ફરશે, એ વાત તેમના લક્ષમાં આવતી નથી. મારામાં એટલી મંદબુદ્ધિ નહતી તેને હું શું કરૂં? મંદબુદ્ધિનું મૂળ સ્વરૂપ નહતું તો ભલે, પરંતુ તેની નકલ પણ મારાથી થવા જેવી ન હતી."

"ત્રીજો માર્ગ પ્રબળ બુદ્ધિનો અને પ્રબળ ઇચ્છાશક્તિનો છે. માનવ-

જીવનનું મિથ્યાપણું ઓળખી, ધૈર્યથી આગળ વધી તેનો નાશ કરવાના માર્ગને અનુસરનાર માણસો આંગળાંના વેઢા પર ગણાય તેટલા પણ મળશે નહિ. આ માર્ગ સર્વમાં શ્રેષ્ઠ હતો અને એ માર્ગે જવાની મારી ઇચ્છા હતી."

"ચોથો માર્ગ દુર્બળ મનુષ્યોનો. તેમની નજરે વસ્તુસ્થિતિ આવેલી હોય છે; પણ મનની દુર્બળતાના કારણે જીવનના પ્રવાહ સાથે વહી જવા સિવાય તેમનાથી અન્ય કંઇ પણ બનતું નથી. કોઈ પણ સ્થળે અને કોઇ પણ કાળે આપણને કોઇ પણ મુક્ત કરશે, એવી ગાંડી આશાથી એ માણસો જીવનને વળગી રહે છે. હું પોતે એજ કોટિના માણસોમાંનો એક હતો."

"સૉલોમન અને શૅાપેનહારના લક્ષમાં માનવજીવનની વિફળતા આવેલી હોવા છતાં પણ યદૃચ્છાથી તેઓ જીવનના અંત સુધી જીવન રાખી રહ્યા હતા. નાવું, ખાવું, પીવું, ગપ્પાં મારવાં અને ઇચ્છા થાય તો પુસ્તકો પણ લખવાં એ પરિસ્થિતિમાં એ બન્નેએ પોતાનો કાળ વ્યતીત કર્યો; પણ એ માર્ગ મારા માટે અતિ વિષાદોત્પાદક હતો, આથી હું કોઇ પણ જાતનો નિશ્ચય કરી શકતો ન હતો."

"મારી વિચાર પરંપરામાં કોઇ પણ સ્થાને ખોટું નાણું હોવું જોઇએ એ સમજની છાયા મારા ચિત્તમાં જાગૃત હોવાથી મેં આત્મહત્યા કરી નહિ. આપણી બુદ્ધિની દશા કેવી છે? એ બાબતનો હું મનમાં વિચાર કરવા લાગ્યો. માનવજીવન વિફલ છે, તે સુસંગત નથી અને બુદ્ધિવાદને વળગેલી નથી એ વાત મારી બુદ્ધિએ સ્વીકારી. એથી અધિક ઉચ્ચબુદ્ધિનો નિવાસ મનુષ્યમાં નથી. ગૌણપક્ષે સામાન્ય બુદ્ધિથી ઉચ્ચતર બુદ્ધિ મનુષ્યમાં છે એ વાતનું શક્યપણું પણ કોઇએ સિદ્ધ કર્યું નથી; તેથી મારે કહેવું જોઇએ કે, મારૂં જીવન એટલે મારી સામાન્યબુદ્ધિના હાથનું રમકડુંજ છે. હવે એવી કલ્પના કરી કે, મારી એ બુદ્ધિનું અસ્તિત્વ દૂર થાય તો તેના નાશની સાથે મારૂં અસ્તિત્વ પણ સમાપ્ત થશે એ નક્કી છે; પણ બુદ્ધિજ અસ્તિત્વ નિર્માણ કરે છે ત્યારે તે પોતેજ તેની વિફલતા કેવી રીતે સિદ્ધ કરે છે? આ ઉપરાંત એ પ્રશ્નનું બીજું પણ એક અંગ છે. મારૂં જીવનજ અસ્તિત્વમાં આવ્યું ન હોત તો બુદ્ધિ પણ ક્યાંથી ઉત્પન્ન થઇ હોત? માટે બુદ્ધિ અને જીવનનો જન્ય જનક સંબંધ હોવો જોઇએ. બુદ્ધિ એ જન્ય હોઈ જીવન એ જનક હોવુ જોઇએ; અર્થાત્ બુદ્ધિ એ પ્રધાન ન હોઇ જીવન એજ સર્વસ્વ છે એમ માનવાની જરૂર છે. હવે અહીં હરકત એ આવે છે કે, બુદ્ધિ એ જીવનનું ફળ હોય તો તેજ બુદ્ધિ જીવનને વિફળ કેમ ઠરાવે છે? એકંદરે મારા વિચારપ્રદેશમાં ઘોટાળો થએલો હોઇ કોઇ પણ ઠેકાણે મારી વિલક્ષણ ભૂલ થાય છે એવી સમજ ઉત્પન્ન થઈ; અને એ સમજ ઉત્પન્ન થવાથીજ હું આત્મહત્યા જેવા કાર્યમાં પ્રવૃત્ત થયો નહિ."

"જીવન કંટાળા ભરેલું લાગે છે તે? ત્યારે તેને નષ્ટ કરી સુખી થવામાં

કોણે તારો હાથ પકડયો છે ? જીવવું છે અને કેમ જીવે છે, એ સમજે નહિ, એવી સ્થિતિમાં જીવવા કરતાં મરવું શું ખોટું ? જીવીને હું કેમ જીવું છું, કેમ જીવું છું એવો જપ જપ્યા કરવામાં અથવા લોકોના આગળ પણ એજ બડબડાટ કરવામાં શો અર્થ છે ? તારી ચોતરફ બે ચાર માણસો સંતોષથી રહે છે. તેમને ખરેખર એમ લાગે છે કે પોતે જે કંઇ કરે છે તેજ બુદ્ધિ સાથે સુસંગત છે. તને તેમ લાગતું ન હોય તો તેમનામાં રહી તેમના સુખને ધૂળભેગું કરવા કરતાં તુંજ ત્યાંથી કેમ બહાર જતો નથી ?"

"ખરેખર, મારા જેવા માણસોની ગણત્રી અતિ દુર્બળ અને મહા મૂર્ખમાંજ કરવી જોઇએ. આત્મહત્યા સિવાય છૂટકો નથી એ વાત સ્પષ્ટપણે સમજાતી હોવા છતાં તે બની શકતું નથી. વિચાર અને આચારમાં આટલી ભિન્નતા ક્યાં મળી આવશે ? ખરેખર, સમગ્ર જગતમાં અમે મહામૂર્ખ છીએ. ઠીક, એ મૂર્ખાઇ અમારે અમારી પાસેજ રાખી મૂકવી જોઇએ; પરંતુ તેટલી અક્કલ પણ અમારામાં નથી. મુખપર પાવડર લગાડી બજારમાં બેસતી એકાદ ગુણિકાને સાથે રાખી બનીઠનીને કોઈ માણસ જગતને જેમ પોતાની અક્કલનું પ્રદર્શન કરી બતાવે છે; તેમ અમે પણ અમારી મૂર્ખાઈ સર્વ જગત સમક્ષ ખુલ્લી રીતે રજુ કરીએ છીએ."

"મારા મનની આવી સ્થિતિ થવા છતાં એ મારી વિચારમાળામાં કોઇ પણ ઠેકાણે ભૂલ થાય છે, એ સમજ કદિ પણ નષ્ટ થઇ નહિ; પરંતુ એ ભૂલ કયાં છે તે જાણવાનો પણ કોઇ ઉપાય મને જડતો નહતો. આવા પ્રકારના અંધકારભર્યા વાતાવરણમાં ઘણો કાળ કાઢયા પછી એ ધૂમ્ર ધીમે ધીમે વીખરાઇ જવાનાં ચિન્હ જણાવા લાગ્યાં અને હું પુનઃ મારો માર્ગ શોધવાની તૈયારીમાં પડ્યો."

"હું શ્રીમંત, સુશિક્ષિત અને એશઆરામી માણસોમાં કાળ નિર્ગમન કરી, તેટલામાંજ સર્વ જગત આવી રહેલું જોનારો હતો, તે વાત ધીમે ધીમે મારા લક્ષમાં આવવા લાગી. ઉંબરના કીડાને ઉંબરમાંજ સર્વ જગત રહેલું લાગે તેવીજ મારી અવસ્થા થઇ હતી. મારા મંડળ બહારના કરોડો માણસો ઢોર જેવાજ હોવાની માન્યતામાં દીર્ઘકાળ સુધી હું ડુબકાં માર્યા કરતો હતો. કરોડો માણસો અનંતકાળથી જીવતાં આવ્યાં છે અને હમણાં પણ જીવે છે; એ માણસોએ પોતાના જીવનનું શું સાર્થક કર્યું છે એ પ્રશ્ન મારી બુદ્ધિને સુઝવામાં ઘણો કાળ વહી ગયો."

"આવા પ્રકારની ભ્રમિષ્ટ સ્થિતિમાં મેં દીર્ઘ કાળ કાઢયો. પોતાને સુશિક્ષિત અને ઉદારમત વાદી કહેવડાવનારા અમારા જેવાઓના વર્ગની હમ્મેશ એવીજ કૃતિ હોય છે. મારા મનમાં એવા વિચાર આવવા લાગ્યા કે, અમે જેને અશિક્ષિત અથવા પતિતવર્ગ માનીએ છીએ, તે ખેડૂત કે મજૂર અમારી કલ્પના પ્રમાણે

ખરેખર મૂર્ખ છે કે તેમનું પણ કંઇ ધ્યેય છે, તેની ખાત્રી કરવી. એ વર્ગ મને ઉપયોગી થતો હતો, તેથી તેમના માટે મારા મનમાં એક રીતે જડ પ્રેમ ઉત્પન્ન થયો. કદાચિત્ એ જડ પ્રેમના કારણેજ તેની મનઃસ્થિતિનો અનુભવ લેવાની મને ઇચ્છા થઇ હશે; અથવા એ ઇચ્છાનું અન્ય પણ એક કારણ હશે. મારી ખાત્રી થઈ હતી કે, પોતાના ગળે ફાંસો નાખવા સિવાય બીજા વિશેષ સારા માર્ગે હું જઇ શકીશ નહિ. એથી અન્ય ગૌણપક્ષે મારી સ્થિતિના માણુસોમાં શોધ કરવાથી મને સંતોષ થવો શક્ય નથી; એટલું તો હું નિઃસશંયપણે સમજી ચુકયો હતો. માટે એ ગૂઢત્વનો નિર્ણય જાણવો હોય તો જે કરોડો માણુસો યુગોના યુગોથી કેવળ પોતાનોજ નહિ પણ અમારા જેવા ઉચ્ચવર્ગનો ભાર પણ સહન કરતા આવ્યા છે; તેમનાજ મનની સ્થિતિ તપાસી જોવી જોઇએ, એવી મને ખાત્રી થવાથી એ ઇચ્છા મારા મનમાં ઉદ્ભવી હશે."

"જ્યારે હું એ લોકોના મનની સ્થિતિની પરીક્ષા કરવા લાગ્યો ત્યારે મને જણાયું કે, તેમના જીવનનો આધારસ્થંભ આજ સુધી એકજ છે. એ આધાર સ્થંભ તે એજ કે ધર્મગ્રંથોએ કહેલી વાતો પર પાકો વિશ્વાસ–શ્રદ્ધા. 'પ્રભુ એક છે, તે એક હોઇ ત્રિમૂર્તિ છે, તેણે છ દિવસમાં જગત ઉત્પન્ન કર્યું.' એવી તેમની પૂર્ણ શ્રદ્ધા છે; અને એ શ્રદ્ધાના આધારપરજ તેઓ પોતાનું જીવન સુખ સંતોષથી નિર્ગમન કરે છે એમ મને જણાયું; પણ એ આધાર મારા જેવાને કેવી રીતે ઉપયોગી થઇ શકે? મારી બુદ્ધિ પોતાનું સ્થાન છોડે નહિ ત્યાં સુધી એવા આધારનો મને તે સ્પર્શ પણ કરવા દે નહિ. આથી એ આધાર મારી દૃષ્ટિએ તો સર્વથા ત્યાજ્યજ ઠરે !"

"મારી સ્થિતિ અત્યંત ભયંકર થઇ. પ્રથમથીજ મને જણાઇ આવ્યું હતું કે, બુદ્ધિએ દર્શાવેલા માર્ગ પર હું ગમે તેટલું ચાલીશ; પણ મારૂં સમાધાન થવું શક્ય નથી. હવે રહી અંધશ્રદ્ધા; પણ તેનો છેડો પકડવો એટલે બુદ્ધિનો આધાર ત્યજી દેવા જેવું થાય. છટ્ છટ્ ! એમ તો ત્રિકાળે પણ મારાથી બને નહિ. એક વખત હું જીવનનો ત્યાગ પણ કરવા તૈયાર થઈશ; પરંતુ બુદ્ધિનો આધાર કદી પણ ત્યજીશ નહિ."

"છેવટે મારી એક ભૂલ મને સમજાઇ આવી. હું અનંત અને અપરિમિત **અસ્તિત્વને પરિમિત વસ્તુની સહાયથી** જોવા ઇચ્છતો હતો, તે **શું ભુલ નહતી** કે? અનંત વસ્તુનું પરીક્ષણ અનંત તત્ત્વના આધારેજ થાય. ત્યાં પરિમિત વસ્તુ શું કરી શકે? જે વસ્તુ અનંત નથી તે અનંતનો અર્થ મને કેવી રીતે કહી શકે? માટે એ પરિમિત વસ્તુનું જોડાણ અનંત સાથે કરીનેજ એ પશ્નનું નિરાકરણ કરવું જોઇએ. એ માર્ગેજ આ માનવજીવનનું ગૂઢત્વ ઉકેલાશે."

"કેવળ માનવપ્રાણીના ભાગ્યા તૂટયા જ્ઞાનની અવધિ આવી રહે છે તો પણ છેવટે તે એકજ ઉત્તર આપે છે. શૉપેનહારે જે ઉત્તર આપ્યો છે તે એજ છે કે, 'માનવજીવન નિષ્ફળ છે એટલે ત્યાજ્ય છે;' પરંતુ એ ઉત્તરનો હું અધિક સૂક્ષ્મપણે વિચાર કરવા લાગ્યો ત્યારે તેનું પણ મિથ્યાત્વ મને જણાઈ આવ્યું. એ ઉત્તરમાં નિશ્ચયાત્મક અથવા વિધિ-અર્થ જેવું કંઇજ ન હોઇ તે કેવળ નકારાત્મક છે. પ્રાચીન ભારતભૂમિના ઋષિઓએ, સૉલોમને અને શોપેનહારે જે કંઇ કહ્યું છે તે પણ નેતિ નેતિજ ! આ ઉત્તરમાં નિશ્ચય નથી. બીજગણિતનો એકાદ દાખલો ગણતાં ગણતાં જેમ ક=ક અથવા૦=૦આવે તેવોજ એ ઉત્તર છે. એનો ખરો અર્થ એ છે કે, એ પ્રશ્નનો નિશ્ચયાત્મક ઉત્તર અમે આપી શકતા નથી, અમે એ સર્વ કબૂલ કર્યું છે. સર્વ પ્રકારના તત્ત્વજ્ઞાનીઓને છેવટે નેતિ નેતિ કહી હાથ નાખી દેવા પડયા છે. હવે કેવળ શ્રદ્ધા તરફ જોઇએ છીએ તો તેણે આપેલા ઉત્તર વિપરીત અને બુદ્ધિથી માન્ય ન થાય તેવા છે."

"એ પ્રશ્નની મેં અનેક પ્રકારે વિચારણા કરી, તેમાં મને નીચે પ્રમાણેના નિર્ણય મળ્યા. મારી હમ્મેશની પરિચર્યા કેવી હોવી જોઇએ ? ઈશ્વરી નિયમ પ્રમાણે. મારા જીવનનું અંતિમ પર્યવસાન શું ? અખંડ સ્વર્ગપ્રાપ્તિ અથવા અખંડ નરકપ્રાપ્તિ. જેનો મૃત્યુ નાશ કરી શકતું નથી તેવું મારા જીવનનું સ્વરૂપ કયું ? અનંત પ્રભુ સાથે એકતા અથવા સ્વર્ગનિવાસ !"

"શ્રદ્ધા એકલી બુદ્ધિની કસોટીમાં ઉતરી શકતી નથી, એ મારો પ્રથમનો અભિપ્રાય અદ્યાપિ પણ કાયમ હતોજ; તોપણ માનવજીવનનો હેતુ શો ? એ પ્રશ્નનો કંઇ પણ ઉત્તર ફક્ત શ્રદ્ધાએજ આપ્યો છે, એમ સ્વીકાર્યા સિવાય મારો છૂટકોજ નથી. તેજ પ્રમાણે શ્રદ્ધાના અભાવે જીવનક્રમ પણ અશક્ય છે, એ પણ સ્વીકારવાની મને ફરજ પડી. આ ભૂમિતલપર મનુષ્યનો જન્મ થયો તે કાળથીજ શ્રદ્ધાનો પણ જન્મ થએલો હોઇ તેનાથીજ મનુષ્યનું જીવન શક્ય બને છે. એ શ્રદ્ધાનું સ્વરૂપ ભિન્ન ભિન્ન દેશોમાં અને ભિન્ન ભિન્ન સમયે મૂળમાં એકજ પદ્ધતિનું છે. હાલમાં શ્રદ્ધાનો અર્થ એવો મનાય છે કે, કોઇ કંઇ કહે તો તેના પર આંધળાની માફક વિશ્વાસ રાખવો; પણ એ ખરો અર્થ નથી. તેનો ખરો અર્થ એ છે કે, માનવજીવનનો અંતિમ હેતુ શો છે તે સમજી નિશ્ચયથી તે પ્રમાણે વર્તવું. કેવળ શ્રદ્ધાથીજ મનુષ્ય પોતાના અસ્તિત્વને કાયમ રાખી શકે છે; અને શ્રદ્ધાના બળથીજ તે આત્મહત્યા કરવા પ્રવૃત્ત થતો નથી. શ્રદ્ધા એ માનવ જીવનનો આધારસ્થંભ છે. કોઇ પણ સ્થાને દૃઢ શ્રદ્ધા હોય છે તેથીજ મનુષ્ય જીવે છે. તેને દૃશ્ય જગત પાણીના પરપોટા જેવું લાગતું નહિ હોય અને તેનું મિથ્યાત્વ તે સમજી શકતો નહિ હોય; પણ તે દૃશ્યના સ્થાને તેની શ્રદ્ધા હોય

છે અને તેના આધારપર તે પોતાનો જીવનકાળ નિર્ગમન કરે છે. જો દૃશ્ય જગતનું ભ્રમિષ્ટ અને ક્ષણભંગુર સ્વરૂપ તેને સમજાઇ જાય છે, તો પછી તેની શ્રદ્ધા આગળ વધીને અનંતમાં બીરાજે છે; અર્થાત કોઇપણ ઠેકાણે શ્રદ્ધા હોવા સિવાય મનુષ્યને માટે જીવન શક્ય નથી. ”

× × × × ×

“ હું કોણ ? હું અનંતનો અંશ એ ત્રણ શબ્દમાંજ સર્વ ગૂઢત્વ સમાએલું છે.”

“ શ્રદ્ધા સંબંધી હું વિચાર કરવા લાગ્યો, ત્યારે તેણે આપેલા ઉત્તરમાં અતિ ગૂઢ એવા સ્વરૂપનું જ્ઞાન સંગ્રહી રખાએલું હોવાનો ઝાંખો પ્રકાશ મારા અંધકારમય ચિત્તમાં જણાવા લાગ્યો. ”

“ એ વાત મારા લક્ષમાં આવી ખરી; પણ તેટલાથી કંઇ મારા મનની સ્થિતિ સુધરી નહિ. મારી વિવેચકબુદ્ધિને તદ્દન વિસર્જન ન કરી દે તેવો ધર્મ આ વખતે જો મને કોઇએ બતાવ્યો હોત તો તરતને તરત તેનો સ્વીકાર કરવા જેટલે દરજ્જે તે સમયે મારૂં મન તૈયાર હતું; અને એ દૃષ્ટિએ મેં બૌદ્ધ અને મહંમદી ધર્મપુસ્તકોનો અભ્યાસ કર્યો. તેજ પ્રમાણે ખ્રિસ્તી ધર્મગ્રંથ પણ હું અતિ કાળજીથી વાંચવા લાગ્યો અને ઐહિકનો ત્યાગ કરી ખ્રિસ્ત તરફ પહોંચવા ઇચ્છતા માણસોની મેં પ્રત્યક્ષ મુલાકાતો પણ લીધી. ”

“ મારા પરિચયના પુરાણમતવાદી પણ સુશિક્ષિત વિદ્વાનો, દેવળમાં નીતિનો ઉપદેશ આપનાર પાદરીઓ, સર્વસંગપરિત્યાગ કરી રહેલા સંન્યાસીઓ અને અર્વાચીન નીતિશાસ્ત્રજ્ઞોની સાથે અનેકવાર સંવાદ કર્યા. માનવજીવનનો છેવટનો હેતુ તેમની દૃષ્ટિએ શો ઠરે છે તેની હું તેમની પાસે જઇ તપાસ કરવા લાગ્યો. ”

“ તેમના વિચારો મારી વિવેચકબુદ્ધિના ચક્રમાં ટકે તેવા મજબૂત તો નહોતાજ; પણ તેમના કથનનો ઘણો ભાગ સ્વીકારી લેવા છતાં એ પ્રશ્નનો તેઓ નિર્ણય કરી શકતા નહતા, એટલુંજ નહિ પણ એ કોયડો ઉકલવાને બદલે તેમના ઉત્તરથી અધિકજ ગૂંચાતો જવા લાગ્યો. ”

“ જ્યાં સુધી એ લોકોનો પ્રત્યક્ષ મેળાપ થયો ન હતો, ત્યાં સુધી સમાધાનની થોડી ઘણી આશા મને લાગતી હતી અને તેટલા આશાતંતુપરજ હું જીવી રહ્યો હતો; પણ હવે હું મારી પૂર્વની નિરાશામય તથા વિષાદકારક મનઃસ્થિતિમાં પુનઃ જઇ પડીશ કે શું એવો ભય થવા લાગ્યો. ”

“ તેઓ જેમ જેમ પોતાના વિચારોનું વિશેષ વિસ્તારથી પ્રતિપાદન કરવા લાગ્યા, તેમ તેમ તેમની ભૂલ અધિકને અધિક સ્પષ્ટતાથી મારા લક્ષમાં આવવા લાગી. તેમણે જે વિષયોનું પ્રતિપાદન કર્યું હતું તે વિષયો મારાથી તદ્દન અપરિચિત નહતા. એ વિચારોમાં તેમણે પોતાનું મિશ્રણ પણ કર્યું નહતું; પરંતુ

મને એ લોકોનો કંટાળો આવ્યો તે તેમણે દર્શાવેલા વિચારોને લીધે નહિ, પણ તેમના આચારના કારણે આવ્યો. એ લોકોના આચારમાં અને મારા આચારમાં કંઇજ તફાવત મને જણાયો નહિ. તેઓ જે વિચારોનું પ્રતિપાદન કરતા હતા તે પ્રમાણેનું આચરણ થોડું પણ મારા જોવામાં આવ્યું નહિ. તેમનો કંટાળો આવવાનું કારણ એજ હતું."

"અમુક તત્ત્વો ઉપર પોતાની શ્રદ્ધા હોવાનું જણાવી તેઓ તે તત્ત્વોના પ્રતિપાદનાર્થે મારા આગળ અનેક પ્રમાણ રજુ કરતા; પણ એવા સત્ત્વહીન લુખ્ખા બુદ્ધિવાદથી મારા મનને સંતોષ થયો નહિ. મને તો એ તત્ત્વોના મૂર્તિમંત સ્વરૂપની જરૂર હતી. દારિદ્રય, વ્યાધિ અને મૃત્યુનો ભય ચિત્તમાંથી કયા પ્રકારના આચરણથી નષ્ટ થાય; તે જાણવાની મારી ઇચ્છા હતી. એવા પ્રકારનું એકાદ પ્રત્યક્ષ દૃષ્ટાંત મારી દૃષ્ટિએ પડયું હોત તો મને અવશ્ય સંતોષ થયો હોત; પણ મારી આજુબાજુના માણસોમાં મને તેવું એક પણ દૃષ્ટાંત મળી આવ્યું નહિ. એટલુંજ નહિ પણ કેટલીક વખતે તો એવી પણ ગમ્મત થતી કે, નિરીશ્વરવાદી અને કલંકિત મનાતા માણસો સારાં કૃત્ય કરતા જણાતા અને પોતાને આસ્તિક કહેવડાવનારાઓમાં તેવો એક પણ મળતો નહતો. પોતાને શ્રદ્ધાળુ સમજનારા માણસોમાં ખરી શ્રદ્ધા લેશ માત્ર નહતી. એ લોકોની શ્રદ્ધા પણ એક રીતે ચાર્વાકવાદ હતો."

"આવી રીતે મારો વર્ગ મને અપ્રિય થયો અને મારી દ્રષ્ટિ નીચેના વર્ગ તરફ વળી. અશિક્ષિત અને સાદા ભોળા ખેડુતો તથા મજૂરોનો જીવનક્રમ હું તપાસી જોવા લાગ્યો; તેજ પ્રમાણે યાત્રાળુ અને સંન્યાસીઓનો મેં પરિચય કર્યો. એ લોકોમાં ખ્રિસ્તીધર્મના સત્યપ્રમેય સાથે ઘેલી કલ્પનાઓનો પ્રચાર પણ પુષ્કળ પ્રવર્તી ગએલો જણાયો; તથાપિ તેમના જીવનક્રમનો વિચાર કરતાં એવા પ્રકારની કલ્પનાને ન્યાય મળ્યા સિવાય રહે તેમ નહતું. ભોળી કલ્પના સાથે તેમના જીવનની ગાંઠ એવી સજ્જડ પડી હતી કે, એકના ઉચ્છેદ સાથે બીજું પણ નષ્ટ થાય એવી કલ્પના સિવાય તેઓને માટે જીવવાનું પણ શકય નહતું. એવા પ્રકારની કલ્પનાથીજ તેમને લાગતું હતું કે, જીવનક્રમમાં કંઇ સાર્થક જેવું છે; અને તેટલાજ આધારથી તેઓ પોતાનો જીવનકાળ નિર્ગમન કરતા હતા. મારા વર્ગના આળસુ, રખડેલ અને હમ્મેશ અતૃપ્ત રહેતા માણસોના જીવનક્રમમાં અને આ બીજા ઉદ્યોગી રહેતા માણસોના જીવનક્રમમાં મને એક મોટો ફરક જણાઇ આવ્યો. મારા વર્ગના માણસોને ઉદરનિર્વાહ માટે કંઇપણ ઉદ્યોગ કરવો પડતો ન હતો, છતાં પણ તેમને સંતોષનું સ્થાન કદિપણ મળી આવ્યું નહતું; અને અહોનીશ મરણસુધી શ્રમની પરાકાષ્ઠા કરનારો વર્ગ સંતોષી જણાતો હતો. પોતાના સર્વ જીવનક્રમનો અંત મૃત્યુમાં આવશે એટલી કલ્પના ચિત્તમાં ઉભી થતી કે મારા

**ઉમરાવવર્ગના માણસો ભયથી ધ્રૂજી ઉઠતા, ત્યારે નીચેનો વર્ગ દુઃખ અને તનતોડ મહેનતના કષ્ટ નીચે હમ્મેશ દબાઈ ગએલો હોવા છતાં તેને મૃત્યુનો ભય કદિ થતો નહતો.** મૃત્યુ ગમે ત્યારે, ગમે તેવું અને ગમે તે સ્થળે આવતાં તેઓ હમ્મેશ તૈયારજ રહેતા."

"નીચેના વર્ગની આ વૃત્તિ જોઇ મારો પ્રેમ તેમનામાં સ્થિર થવા લાગ્યો. જેમ જેમ હું તેમનો જીવનક્રમ ઉંડી દ્રષ્ટિથી જોવા લાગ્યો તેમ તેમ એ પ્રેમ વધતોજ ગયો અને તેથી મારૂં જીવન પણ મને રસિક લાગવા માંડયું. આવી સ્થિતિમાં મેં લગભગ બે વર્ષ કાઢયાં. એ બે વર્ષ પછી મારી બુદ્ધિમાં મને એક વિશેષ ફેરફાર જણાઇ આવ્યો કે જે ફેરફાર થવાનાં ચિન્હ પ્રથમથીજ મારામાં હતાં. એ ફેરફાર એ કે **શ્રીમંત અને સુશિક્ષિત માણસો તરફ મારા મનમાં વિલક્ષણ તિરસ્કાર ઉત્પન્ન થયો. એ લોકોનો માનવજન્મ વ્યર્થ છે એમ મને ચોક્કસ લાગવા માંડયું, અને હમ્મેશ તનતોડ મહેનત કરનારા લોકોના જીવનક્રમમાં કંઇપણ સાર્થકતા છે એવી મને ખાત્રી થઇ.** મને જણાયું કે, એ લોકોમાંજ માનવજીવનનો અર્થ ખરી દષ્ટિએ મળી આવે છે."

"આજ સ્થળે મારા પ્રશ્નનો ઉત્તર પણ મળ્યો. મારી શંકાનું નિરાકરણ થયું. હું જેને માનવી જીવનક્રમ કહેતો હતો તેમાં ફક્ત હું મારાજ જીવનક્રમનો વિચાર કરતો હતો અને એજ મોટી ભૂલ થતી હતી. મોજ અને આળસમાં વહેતા જીવનક્રમનોજ વિચાર મારા મસ્તકમાં હોઇ તેનોજ અર્થ હું શોધતો હતો. એ ભૂલ હવે મારી દષ્ટિએ આવી. એવા પ્રકારનું જીવન વિફળ અને ખરાબ હોય તેમાં આશ્ચર્ય શું છે? એવા પ્રકારનાં માણસો જ્ઞાન કરતાં અજ્ઞાનનોજ છેડો પકડે છે અને પોતાનાં દુષ્કૃત્યો અજ્ઞાનના અંધકારમાં ડૂબાવવા ઇચ્છે છે. એકંદર જનસંખ્યાના પ્રમાણમાં જોતાં મારા જેવા શ્રીમંતોનો વર્ગ એ ગણ્યા ગાંઠયા માણસોનો વર્ગ છે. એટલા ગણ્યા ગાંઠયા માણસો તરફ જોઇ તેટલા પરથી સર્વ માનવજાતિનો વિચાર કરવો એ ગાંડાઇ છે. સમગ્ર મનુષ્યજાતિનો વિચાર કરવો હોય તો મહેનતુ અને દરિદ્રી એવા અધિક સંખ્યામાં રહેલા માણસોનીજ સ્થિતિ જોવી જોઇએ. જગતનું દશ્યચૈતન્ય એ વર્ગના માણસોદ્વારાજ વ્યક્ત સ્થિતિમાં આવેલું હોઇ તેનું રક્ષણ પણ એજ વર્ગ કરે છે; ત્યારે ગણ્યા ગાંઠયા શ્રીમંતોનો પક્ષ તે ચૈતન્યનો રક્ષક નથી પણ કેવળ ભક્ષક છે."

"કોઇને પણ હું ઉદ્યોગમાં પ્રવૃત્ત થએલો જોઉં છું તો મને સ્વાભાવિક રીતે આનંદ થાય છે. વૃક્ષોપર પક્ષીઓ ઉડે છે, પોતાના નિર્વાહ માટે તે આમ તેમ ફરે છે અને માળા બાંધવાનો ઉદ્યોગ પણ કરે છે. આ અખંડ ઉદ્યોગમાં આનંદથી કાલક્રમણ કરતાં તે પંખીઓને જોઇ મને પણ આનંદ થાય છે. જંગ-

લનાં પશુઓને હું જોઉં છું અને પોતપોતાના ઠરેલા ઉદ્યોગમાં તેઓને લીન જોઇ તેમનું જીવન પણ સાર્થક છે એવો નિશ્ચય થાય છે. આવી સ્થિતિમાં મનુષ્યે પણ તેમના પ્રમાણેજ ઉદ્યોગમય રેહેવું જોઇએ; પરંતુ તેમણે કેવળ પશુની માફક સ્વાર્થી ઉદ્યોગ કરવો ન જોઇએ. સ્વાર્થ તરફજ જોવું એજ તેમના જીવનનું વિનાશક છે. એવા પ્રકારની સ્વાર્થાંધતાથીજ તેમનું જીવન સંકુચિત બની અધોગતિએ પહોંચે છે; માટે પોતાની સાથેજ બીજાઓનો પણ વિચાર કરી તેમણે હમ્મેશ ઉદ્યોગમાં તલ્લીન રહેવું જોઇએ. એવા પ્રકારના ઉદ્યોગમાં તે હમ્મેશ નિમગ્ન રહેશે તો તે પણ સુખી થઇ તેનું જીવન અર્થરૂપ બનશે. હું ઉમ્મરમાં આવ્યાને ત્રીસ વર્ષથી વધુ વખત થયો છે; એટલી મુદતમાં મેં શું કર્યું ? મેં બીજાઓ માટે તો શ્રમ ન કર્યો તે નજ કર્યો પણ મારી જાતના માટે પણ કંઈ ઉદ્યોગ કર્યો નહિ. અમરવેલનો વેલો જેમ બીજા ઝાડના જીવનપર પોતે જીવે છે, તેમ મેં પણ બીજાના શ્રમપર મારા શરીરને પોષ્યું અને એવા પ્રકારના મારા જીવનક્રમનો અર્થ હું શોધવા લાગ્યો; ત્યારે તેમાં કેવળ મિથ્યાત્વ અને અર્થશૂન્યતાજ જણાઇ આવી હોય તો તેમાં નવાઇ જેવું શુ છે ? ત્રીસ વર્ષમાં મેં કદિપણ સમષ્ટિચૈતન્યને જીવંત રાખવાનો યત્ન કર્યો નહિ; એટલુજ નહિ પણ મારા ચૈતન્ય ઉપરાંત અન્યનું ચૈતન્ય પણ નષ્ટ કરવાનો ઉદ્યોગ કર્યો. આવી સ્થિતિમાં મારા પ્રશ્નને ' તારૂં જીવન વ્યર્થ છે, ' એવોજ જવાબ મળવો યોગ્ય હતો. મારો જીવનક્રમ કેવળ અર્થહીન નહોતાં સાથે સાથે અન્યને હાનિકારક પણ હતો. ”

“ આ જીવનક્રમમાં ભિન્ન ભિન્ન અનુભવ લેવામાંજ માનવજીવનનું ધ્યેય શું છે, તેનું જ્ઞાન કરી લેવાનું શકય બને છે, એવી મારી ખાત્રી થયા પછી મારો પોતાનો જીવનક્રમ હું તપાસી જોવા લાગ્યો. મારા જીવનનો હું કંઇ ખરો ઉપયોગ કરૂં છું કે નહિ તેના વિચાર કરવા લાગ્યો. મારામાં કંઇ બરોબર જીવનપણું છે કે કેવળ શ્વાસોચ્છ્વાસજ લીધા કરૂં છું તે જોવા લાગ્યો. ફાંસો ખાઇને અથવા બંદુકની ગોળીથી આ નિરૂપયોગી અને કંટાળાભરેલા જીવનનો અંત લાવવાનો વિચાર જે વખતે મારા મનમાં ચાલતો હતો, તેજ વખતે મારા મનનો બીજો ભાગ મારી જાતના અને અન્યના નિરીક્ષણ તરફ ગુંથાયો હતો. તે વખતે મારા ચિત્તપર એક પ્રકારનું દુઃખદાયક વજન પડયું હતું. મારૂં ચિત્ત શેની શોધ કરતું હતું તે ટુંકામા કહું તો કહી શકાશે કે, તે પ્રભુની શોધમાં હતું. ”

“ ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થવું શકય નથી, એવા અર્થનાં કૅંટ તને શૉપેનહારે પુષ્કળ પ્રમાણો બતાવ્યાં છે. એ પ્રમાણો તપાસી તેને નષ્ટ કરવા તરફ મારી પ્રવૃત્તિ થઇ. હું જીવું છું, તેનું કંઇ પણ કારણ હોવુંજ જોઇએ અને એ

અનેક કારણોનું આદિકારણ પણ અવશ્ય હોવું જોઇએ. એ આદિકારણનેજ પરમેશ્વર નામ આપ્યું છે. મારા મનની પાકી ખાત્રી થઇ કે, કોઇપણ મૂળ શકિતના અસ્તિત્વમાંજ મારૂં અસ્તિત્વ છે; પણ અહીં મેં મારી જાત પ્રત્યે એવો પ્રશ્ન કર્યો કે, એ આદિકારણનું અથવા આદિશક્તિનું સ્વરૂપ શું ? એ આદિશક્તિનું મારા ચિત્તમાં કઇ રીતે સ્મરણ કરવું ? જેને હું આદિકારણ, આદિશકિત અથવા પરમેશ્વરનું નામ આપું છુ, તેનો અને મારો અન્યોઅન્ય સંબંધ કયા પ્રકારનો છે ? એ પ્રશ્નનો હમ્મેશના પરિચયનો અને નિયત થએલો એકજ ઉત્તર મારા મનમાં આવતો કે, પરમેશ્વર એટલે સૃષ્ટિનો ઉત્પન્નકર્તા અને પાલનકર્તા: તથાપિ એ નિયત ઉત્તરથી મારા મનનું સમાધાન થતું નહતું. મારૂં ચિત્ત અસ્થિર થવા લાગ્યું ત્યારે ભયથી મારા મનમાં ખળભળાટ થયો અને જેની હું શોધ કરતો હતો તેનીજ મને સહાય મળે તેવી પ્રાર્થના કરવા લાગ્યો; જેમ જેમ હું અધિકાધિક પ્રાર્થના કરતો, તેમ તેમ તે મારા તરફ વિશેષજ દુર્લક્ષ કરતો હોવાનું જણાઇ આવતું. અન્ય કોઇની મદદ માગું પણ બીજો કોઇ મળી આવતોજ ન હતો. પ્રભુ તુંજ મારાપર દયા કર, તુંજ મારો માલિક છે, તારા સ્વરૂપનું મને જ્ઞાન થવા દે, એવી હું હમ્મેશ યાચના કરતો હતો; પણ કોઇએ મારાપર દયા કરી નહિ અને મારો જીવનક્રમ શૂન્યમય બની જ્યાંનો ત્યાંજ અટકી પડે છે કે શું ? એવો ભય થવા લાગ્યો.”

“આવી રીતે પ્રભુનું અસ્તિત્વ હું બુદ્ધિગમ્ય માર્ગે સિદ્ધ કરી શકતો ન હતો; પરંતુ કોઇપણ કારણ સિવાય આ જગતમાં મારો જન્મ થયો નથી એ વિચાર મારા મનમાંથી કેમે કરતાં જતો ન હતો. હું આકાશમાંથી પડયો અને પૃથ્વીપર ઝીલાયો, એમ તો ખરેખર બન્યું નજ હોવું જોઇએ, એ વિચાર મારા મનમાં દૃઢ થઇ રહ્યો હતો. હું મારી માતાના ઉદરમાં પોષાયો, તેણે મારૂં લાલન પાલન કર્યું અને ઉછેર્યો; તેના પ્રેમની છાયામાં મારૂં શરીર હૃષ્ટપુષ્ટ બન્યું પણ તે માતા હવે કયાં છે ? તે મને છોડી ગઇ; પણ તેની પાછળ મારૂં જીવનવૃક્ષ ઉખડી પડયું નથી. તેની પાછળ હું કોના પ્રેમના આધારે ઉછર્યો ? મને ઉછેરનાર ‘એ કોઈ પણ’ કોણ હતો ! મારી બુદ્ધિ એ પ્રશ્નનો નિર્ણય એટલોજ કરતી કે, ‘ પ્રભુ.’ ”

“પ્રભુનું અસ્તિત્વ અવશ્ય છે, એવો મારા મનમાં નિશ્ચય થયો. એવો નિશ્ચય થતાંની સાથેજ મારા કરમાઈ જતા અંતઃકરણને જાણે નવજીવનજ મળ્યું. હવે પછી જીવવાનું તથા આનંદનો ઉપયોગ કરવાનું શકય છે એમ મને લાગવા માંડયું; પણ પરમેશ્વરનો મારી સાથે કેવા પ્રકારનો સંબંધ છે એ પ્રશ્ન તો હજી પણ મારા ચિત્તને ડંખતો હતોજ. જેણે પોતાના પુત્રને જગતના ઉદ્ધાર માટે

પૃથ્વીપર મોકલ્યો તે પરમેશ્વર, મારાથી અને જગતથી તદ્દન એક બાજુએ રહેલો તે પરમેશ્વર, એવા પ્રકારની મારી બુદ્ધિની પરંપરા શરૂ થતી એટલે સૂર્યના તાપથી બરફ ઓગળી જાય તેમ જાણે મારી બુદ્ધિના તાપથી તે પ્રભુ પણ પીગળી જતો તથા મારા જીવનનો ઝરો પણ સૂકાઇ જતો; અને પુનઃ આત્મહત્યાનો વિચાર બળવાન બનવા લાગતો. પણ સર્વ જગતમાં મને જે વાત માટે ખોટું લાગતું હતું તે વાત એ હતી કે, આત્મહત્યા કરવાને જે ધૈર્યની જરૂર હોય છે તેનો મારામાં અભાવ હતો. "

" આવી રીતે મારા મનનું પરિવર્તન એક બે વખત નહિ પણ સેંકડો—હજારો વખત થયું. હજારો વખત એવી સ્થિતિ થઇ હતી કે, પ્રથમ આધાર મળી આવ્યો એમ લાગી મારૂં મન આનંદાતિશયમાં તરવા લાગતું; તેટલામાં તે આધાર તૂટી પડી હું નિરાશાના ખાડામાં જઇ પડતો."

"અદ્યાપિ તે સમયનું મને પાકું સ્મરણ છે. વસંતઋતુનો આરંભ થયે થોડાજ દિવસ થયા હતા. એક નિર્જન વનમાં હું સ્વસ્થ પડયો હતો. ચોતરફ કયાંએ પક્ષીઓ સિવાય અન્ય સજીવ પ્રાણી નહતું. વચ્ચે વચ્ચે મંદ સુગંધ વાયુલહરીઓ આવતી હતી. પક્ષીઓ નાના પ્રકારના શબ્દ કરતાં હતાં. અરણ્યની એ ભાષા સાંભળતો હું સ્વસ્થ પડી રહ્યો હતો. આ વખતે પણ મારા ચિત્તમાં ગયાં ત્રણ વર્ષોથી ગુંચવાતા વિચારો ચાલુજ હતા. હું પ્રભુની શોધ કરતો હતો."

"મેં મારા પોતા પ્રત્યે કહ્યું, ઠીક છે, પ્રભુનું અસ્તિત્વ નથી. મારૂં અસ્તિત્વ જે પ્રકારે મને સત્ય લાગે છે, તે પ્રકારે જેના અસ્તિત્વનો મને અનુભવ થઇ શકે તેવો પરમેશ્વર અસ્તિત્વમાં નથી. ચમત્કારની વાતો કહી તેનું અસ્તિત્વ સિધ્ધ કરવાનો પ્રયત્ન તો વૃથાજ છે; કારણ કે ચમત્કાર એટલે મારીજ ઇંદ્રિયોને દેખાતી વાતો. મારા ઇંદ્રિયજન્ય ભાસ વગર તેવા ચમત્કારનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી અને બીજું એ કે, એવી વાતો વિવેચકબુદ્ધિની કસોટીમાં ઉતરી શકતી નથી."

"તથાપિ પ્રભુનું અસ્તિત્વ મને ભાસે છે; પણ એ ભાસ કયાંથી આવ્યો ? એ વિચારથી ક્ષણવારમાં મારા જીવનસાગરમાં ભરતી આવી અને હું આનંદમાં નૃત્ય કરવા લાગ્યો તથા ચોતરફનું અરણ્ય પણ ચૈતન્યમય બની આનંદના ઉદ્ગાર કાઢવા લાગ્યું; પણ શું કરૂં ? મારો એ આનંદ વિશેષ સમય ટકયો નહિ. પુનઃ મારૂં મન ઝોલાં ખાવા લાગ્યું."

"કલ્પનામય ઇશ્વર એ કંઇ ખરો ઇશ્વર નથી. કલ્પના એટલે મારાજ ચિત્તસાગરમાં ઉદ્ભવેલો તરંગ. એ તરંગ મારીજ પ્રેરણાથી હું ઉત્પન્ન કરી શકું છું અથવા મારીજ ઇચ્છાથી તેનું વિસર્જન કરી શકું છું; ત્યારે એવા પ્રકારના કલ્પનાના તરંગને પ્રભુ શી રીતે કહેવો ? મને જેની જરૂર છે તે એ નથી. જેના સિવાય

વિશ્વનું ચૈતન્ય પણ જીવી શકે નહિ, એવા તે વિશ્વચૈતન્યના પણ અધિષ્ઠાનની મને જરૂર છે.”

“બસ! મારૂં મન પુનઃ સંશયના અંધકૂપમાં પડ્યું. અંદર અને બહાર પુનઃ મૃત્યુનું સામ્રાજ્ય આરંભાયું. જીવીને કરવું શું? એ વિચાર પુનઃ મારા મનમાં બળથી વહેવા લાગ્યો.”

“બાહ્યજગતમાં ભટકીને જાણે થાકી ગઇ હોય તેમ મારી ચિત્તવૃત્તિ થઇ. જ્યારે તે બાહ્યજગતના ભાનથી પળવાર મુક્ત થઇ અંદર જોવા લાગું ત્યારે તેને જણાયું કે જે જે ક્ષણે પ્રભુના અસ્તિત્વનો ભાસ થાય છે, તે તે ક્ષણે હું પણ ચૈતન્યયુક્તજ હોઉં છું; અને જ્યારે તેનું અસ્તિત્વ સંશયમાં પડે છે ત્યારે મારૂં અસ્તિત્વ અચેત થવા લાગે છે અને જાણે પાછું પહેલાજ પગથીયે આવી પડાય છે. તાત્પર્ય એજ કે પ્રભુનું અસ્તિત્વ માન્ય કર્યા સિવાય મારા માટે જીવવાનું શક્ય નથી. તેને ભુલી જવો એજ મારૂં મૃત્યુ! હું જે શોધતો હતો તે એજ કે જેના સિવાય મારૂં અથવા કોઇનું પણ અસ્તિત્વ રહી શકે નહિ. મને જણાયું કે એવી જે વસ્તુ છે તેજ પ્રભુ પોતે છે અને તેથી હું અને પ્રભુ એકજ છીએ! હું જીવું છું એવો નિશ્ચય હોવો, એજ પ્રભુના અસ્તિત્વની સિદ્ધિ! પ્રભુ એટલે ચૈતન્ય! એ ચૈતન્યને ઓળખવા માટેજ જીવન ધારણ કરવાનું છે. એવા નિશ્ચયથી તું માર્ગભ્રમણ કરીશ તો તારૂં જીવન પરમાત્મવિહીન અને અર્થશૂન્ય બનશે નહિ. ચિત્તની એટલી ખાત્રી થયા પછી મને અંદર અને બહાર સર્વત્ર પ્રકાશ જ પ્રકાશ જણાવા લાગ્યો.”

“આત્મહત્યા જેવા ઘોર કાર્યથી હું બચ્યો. મારા જીવનને પુનઃ નવું બળ મળ્યું. જે બળથી મેં મારા જીવનનાં પહેલાં કેટલાંક વર્ષો કાઢયાં, તે અસ્ત પામતું બળ હવે મને પુનઃ પ્રાપ્ત થયું.”

“જાણે કે હું પુનઃ બાલ્ય અને યુવાવસ્થાને પ્રાપ્ત થયો. મને લાગવા માંડયું કે જે ઇચ્છાશક્તિએ મને જન્મ આપ્યો, તે ઇચ્છાશક્તિ મારી પાસે એવા કશાકની અપેક્ષા રાખે છે કે જે સર્વ વાતે સંપૂર્ણ હોય; અને એ પૂર્ણ વસ્તુની સાથે એકતા સાધી તદ્રૂપ બની જઈ જાતે પૂર્ણત્વને પ્રાપ્ત થવું, એજ મારા જીવનનું અંતિમ ધ્યેય હોઇ મારો સર્વ જીવનક્રમ એ મૂળ ધ્યેયને પોષે તેવો રાખીને સર્વ પ્રકારે તેવી રીતેજ મારે ચાલવું જોઇએ.”

“મારી સ્થિતિના લોકોને મેં છોડી દીધા. મને ખાત્રી થઇ કે, તેમનો જીવનક્રમ સર્વ રીતે ત્યાજ્ય છે. એ ક્રમ ખરૂં જીવનકાર્ય ન હોઇ જીવનનો માત્ર ઉપહાસજ છે. પોતાનું એશઆરામીપણું ચલાવવા માટે જે હજારો વસ્તુ મારા જેવી સ્થિતિના માણસો એકત્ર કરે છે, તે વસ્તુના સંયોગથી

**પ્રભુ અધિકજ દુર રહે છે.** તે વસ્તુઓ તેનાં નેત્ર પર પડળ રૂપ બની જ્ઞાનમાર્ગ તેનાથી અદૃશ્ય રહે છે. મારી ચોતરફ દેખાતા મેલાઘેલા મજૂરો અને ખેડુતો એજ ખરૂં રૂશીયન રાષ્ટ્ર છે ! હું પણ તેમનાજ માર્ગે વહીશ. મનુષ્ય પ્રાણી પ્રભુની ઇચ્છાથી અવતીર્ણ થએલો હોઇ પોતાનું ભલું કે ભૂડું કરવું એ તેના પોતાનાજ હાથમાં છે, એ ખેડુતભાવના મારા મનમાં ઉત્પન્ન થઇ. **આત્માની ઉન્નતિ કરવી એજ મનુષ્યનું અંતિમ સાધ્ય છે** અને તે સાધ્યને મેળવવા માટે તેણે સન્માર્ગે ચાલવું જોઈએ. જગતની મોજમઝાઓનો ત્યાગ કરી સર્વ ભૂત માત્ર સાથે અત્યંત નમ્ર અને દયામય બનીને પોતાના ચરિતાર્થ માટે કષ્ટ ઉઠાવવું જોઇએ. ગરીબ અને ગાંડાઘેલા ખેડુતવર્ગનો એ માનવજીવનનો અર્થ મારા મનને રૂચ્યો; પણ એ અર્થ સાથે મને નહિ સમજાય તેવી કેટલીક બાબતો ઉપસ્થિત થઈ હતી. તેનો અર્થ અને તેનું યથાર્થત્વ મારા ચિત્તને માન્ય થતું નહતું; એટલુંજ નહિ પણ તે વાત મારા ચિત્તને ત્યાજ્ય અને વિષાદ ઉત્પન્ન કરનારી પણ લાગતી હતી. દેવળમાં જઈ પ્રાર્થના કરવી, ઠરાવેલા દિવસોએ ઉપવાસ કરવો અને છબી તથા મૂર્તિની પૂજા કરવી એ વાતોનો અર્થ મારી બુદ્ધિ સમજી શકતી; પણ સામાન્ય માણસોએ માનવજીવનનો આપેલો અર્થ અને એ વાતનો મેળ કોઈ પણ રીતે તૂટે તેવો જણાતો નહતો. સામાન્ય માણસોએ તેને તોડવાનો પ્રયત્ન કદી પણ કર્યો નથી અને મારાથી પણ તે બને તેમ નહતું; આથી આનાકાની વગરજ મારે એ વસ્તુનો સ્વીકાર કરવો પડ્યો. કંઇ પણ ગરબડ કર્યા વગર સવાર સાંજ દેવળમાં જઈ હું પ્રાર્થના માટે ઘૂંટણીએ કેમ પડતો હતો, ઉપવાસ વગેરે વગર અવરોધે કેમ કરતો હતો અને ઉપાધ્યાયના હાથનો તીર્થપ્રસાદ કેમ લેતો હતો, એની મને પોતાનેજ નવાઇ લાગતી. પૂર્વે મને ખાત્રીપૂર્વક લાગતું હતું કે એવી વાત બનવી અશક્ય છે; પણ હમણાં મારા ચિત્તે તે વિરૂદ્ધ કંઇ પણ પ્રતિકાર કર્યો નહિ. ”

“ મૃત્યુથી નષ્ટ થાય નહિ, તેવા પ્રકારનું જીવનતત્ત્વ મનુષ્યને આપવું એજ જગતના સર્વ ધર્મોનો સાર છે. એ દેહના મૃત્યુથી નહિ મરનારૂં અમર તત્ત્વ કયું ? એવો પ્રશ્ન લોકો ધર્મ પ્રત્યે કરે છે. એ પ્રશ્ન પૂછનારની અનેક જાતિ છે. એશઆરામના કીચડમાં પડી રહી તેના બોજા નીચે ચકદાઇ ગએલો રાજા અને કામ કરતાં કરતાં થાકી ગએલો ગુલામ, એ બન્ને એજ પ્રશ્ન પૂછે છે. એ પ્રશ્ન કરનારાઓમાં યુવાનો છે, વૃદ્ધો છે, મૂર્ખા છે અને ડાહ્યા પણ છે; તેથી એ સર્વને સંતોષ થાય એવા ભિન્ન ભિન્ન સમર્પક ઉત્તર આપવાની ધર્મની ફરજ છે. છેવટનો ઉત્તર એકજ હોય; તોપણ પ્રશ્ન પૂછનારની યોગ્યતા ધ્યાનમાં લઇ ભિન્ન ભિન્ન માર્ગ અને ભિન્ન ભિન્ન ભાષાની યોજના

ધર્મનેજ કરવી પડે છે. ધર્મના વ્યક્ત સ્વરૂપમાં પ્રતિમા પૂજન, ઉપવાસ વગેરે આચાર કેવી રીતે દાખલ થયા એ પ્રશ્નનો ઉત્તર એજ છે; તથાપિ અન્ય લોકોની દૃષ્ટિએ એ આચાર યોગ્ય હોય તોપણ એ વિષે મારૂં મન ઉદાસ બન્યા પછી મારે તેનો આચાર શા માટે કરવો તે મને સમજાતું નહતું. મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા હતી કે, નીચેના વર્ગના વિધિ અને આચારનું પાલન કરી તેમની સાથે એકરૂપ બની જવું; પણ તેમ કરવાને મારૂં મન બળ આપતું નહતું. જે વિધિ આપણને નિરર્થક લાગે છે તેનું અવલંબન કરવું એટલે મનનેજ નહિ પણ ધર્મને સુદ્ધાં છેતરી તેની અવગણના કરવા જેવું મને લાગતું. મારા ચિત્તનો પ્રવાસ આટલે સુધી પહોંચ્યા છતાં હું ધર્મ અને નીતિનું સંધાન કરવા ઇચ્છતા અર્વાચીન પંડિતોનો આશ્રય ખોળવા લાગ્યો.”

“એ અર્વાચીન પંડિતોનો અભિપ્રાય એવો છે કે, ધર્મતત્ત્વોનું પોટલું કોઇપણ એકજ વ્યક્તિને પ્રાપ્ત થતું ન હોઇ પ્રેમસૂત્રથી બંધાએલા તથા એક ભાવનાથી ધર્મછત્ર નીચે આવેલા સમગ્ર મનુષ્યસંઘને પ્રાપ્ત થાય છે. હું એકલોજ જઇને એ તત્ત્વ મેળવીશ એમ કોઇ કહેશે તો તે તેને પ્રાપ્ત થશે નહિ; અર્થાત્ સમાજથી વિભક્ત થવાથી સત્ય વસ્તુની પ્રાપ્તિ થતી નથી પણ એક બીજાને સહાય કરી સુપંથે ચઢવાથીજ થઇ શકે છે. આ વિચાર મને ગ્રાહ્ય જણાયા. અન્યથી જુદા પડવાનું ન હોય તોજ તેમના દોષ નભાવી લેવાની ફરજ પડે છે. સમાજનો કોઇ માર્ગ આપણને પસંદ પડે નહિ તોપણ તે તરફ લક્ષ ન આપતાં સમાજમાં આપણે મળતા રહેવું જોઇએ.”

“પ્રેમપૂર્ણ અંતઃકરણમાંજ સત્ય વસ્તુનો પ્રકાશ પડે છે. અન્યની ભૂલ નભાવી ન લેવી એજ પ્રેમશૂન્યતાનું લક્ષણ છે. બીજાના સાધારણ નજીવા આચાર આપણને રૂચે નહિ તે માટે તેનાથી ભિન્ન થવું એ મર્યાદાનું ઉલ્લંઘન કરવા જેવું છે. એવું ઉલ્લંઘન કરવાથી સત્યવસ્તુની પ્રાપ્તિનો સંભવ દૂર થાય છે; આવી અર્વાચીન પંડિતોની વિચારપદ્ધતિ કેટલાક વખત સુધી મને રૂચી હતી. તે વખતે એ વિચાર પદ્ધતિનું પોગળ મારા સમજવામાં આવેલું નહતું. પ્રેમસૂત્રથી અનેકનાં અંતઃકરણ એક સૂત્રમાં બંધાએલાં હોવાથી આપણને બળ મળે છે અને આપણો પ્રેમ દૃઢ બને છે એ વાત ખરી છે; પણ એટલાથીજ આપણને સત્ય વસ્તુની પ્રાપ્તિ થશે એવો નિશ્ચય કેવી રીતે કરી શકાય? તે વખતે મને એ પ્રશ્ન સૂઝયો નહિ; તેજ પ્રમાણે એકજ સત્ય એક વિશિષ્ટ માર્ગે સ્પષ્ટ થવું જોઇએ એવો આગ્રહ પણ શા માટે? તેજ સત્ય જુદા માર્ગે હું કહું તો તેમાં શું બગડયું? પણ એ શંકાઓ તે વખતે મારા મનમાં ઉત્પન્નજ થઇ નહિ, અને તેમ બન્યું એ પણ એક રીતે ઠીકજ થયું; કેમકે તેથી કેટલાક વખત સુધી

મારૂં મન સ્થિર થયું અને પુરાણમતવાદી પંથના આચાર મારી માન્યતાને રૂચતા નહિ છતાં પણ ચુપકીથી તે હું પાળ્યે ગયો."

"અમારા પુરાણપંથે કહેલા સર્વ આચાર પાળતાં મેં મારી વિચાર શક્તિ બાજુએ મૂકી. હું ગાડરીઆ પ્રવાહની માફક ચાલવા લાગ્યો. મારા બાપ દાદા સાથે હું જાણે એકરૂપ થઇ ગયો, મારા પૂર્વજ અને બીજાઓ જેમના પર હું પ્રેમ રાખતો હતો તેવા લાખો સામાન્ય મનુષ્યોમાં ભળી જઇ હું તેમની સાથે એકરૂપ બન્યો. દેવળની પહેલી પ્રાર્થનામાં હાજર રહેવા માટે હું અરૂણોદય પૂર્વે ઉઠતો હતો. એ વાતમાં બીજો કંઇ ફાયદો નહિ હોય પણ શરીરને કષ્ટ આપી હું મારા મનની કડકતા ઓછી કરતો હતો. ગમે તેવી રીતે કરતો પણ તેમાં મારો છેવટનો ઉદ્દેશ તો એકજ હતો. માનવજીવનનો અંતિમ હેતુ સમજવા માટે આ સર્વ તરફડીયાં હતાં. મારૂં કાર્ય સારાસારવિચારશક્તિને અનુકૂળ થઇ શકે તેવું નહિ હોય અથવા મારો સ્વાર્થત્યાગ છેક નજીવો હશે, પણ તેમ કરવામાં મારો હેતુ સારો હતો. અમારા પંથે કહેલા ઉપવાસ વગેરે હું કરતો હતો અને ઉપાધ્યાય પાસેથી તીર્થપ્રસાદ પણ લેતો હતો. ઘેર અને દેવળમાં પ્રાર્થના માટે કરેલો સમય હું કદિ પણ ભૂલ્યો નથી. દેવળમાં પાદરી પ્રાર્થના કરતો. ત્યારે તેનો પ્રત્યેક શબ્દ લક્ષપૂર્વક સાંભળી બને તેટલી રીતે વખત મળતાં તેમાંથી બુદ્ધિને રૂચે તેવો અર્થ પણ હું કાઢતો હતો."

"નિરર્થક શબ્દોમાંથી અર્થ ખેંચવાનું અથવા અનેક વિધિ અને આચારની ઉપપત્તિ તૈયાર કરવાનું કાર્ય અતિ કઠિન અને બુદ્ધિને અપ્રિય થાય તેવું છે. અમે ઝાર અને તેના આપ્તવર્ગ માટે વારંવાર પ્રાર્થના કરતા હતા. મારી બુદ્ધિને હું સમજાવતો કે, બાદશાહ જેવી પદવીએ પહોંચેલા અને સર્વતોપરિ અનુકૂળ સ્થિતિમાં પડેલા મનુષ્ય પર અન્યજનો કરતાં મોહના અનિવાર્ય પ્રસંગ વિશેષ આવતા હોવાથી તેના ઉદ્ધાર માટે વારંવાર પ્રાર્થના કરવાની જરૂર છે: પણ તે સાથેજ પ્રશ્ન થતો કે, ઝારના સર્વ શત્રુ તેના પગ નીચે ચગદાઇ જાવ, એવી પ્રાર્થના કરવાનો અર્થ શો? મારી બુદ્ધિ તેનો નિર્ણય કરી શકી નહિ. ખ્રિસ્તની આજ્ઞા છે કે, શત્રુ માટે પણ પ્રાર્થના કરો અને શત્રુ પર પણ પ્રેમ રાખો; ત્યારે ઝારના શત્રુવિરૂદ્ધ કરેલી પ્રાર્થના ખ્રિસ્તની વિરૂદ્ધનું કાર્ય નથી કે? આ પ્રશ્ન થતાંજ મારી બુદ્ધિ ગૂંચવણમાં પડી જતી. એ પ્રાર્થનામાં કંઈ લાક્ષણિક અર્થ હશે એમ તેને સમજાવવા જતો કે તે તરતજ તેની સામે પડી કહેતી: 'ભાઇ, તું ફસાય છે. એજ રીતે તું મને આંજી નાખે છે અને પરમાત્મા સાથેનો સંબંધ પણ તોડી નાખે છે. આવી છેતરપીંડીથી તારી શ્રદ્ધાનું શું થશે? તેનો તેં વિચાર કર્યો છે કે?'"

"ઉપાધ્યાય પાસેથી મેં તીર્થપ્રસાદ લીધો તે વખતે મારા હૃદયમાં જે ખડખડાટ થઇ રહ્યો તે હું કદિ પણ ભૂલીશ નહિ. ઘણાં વર્ષોમાં મેં એ તીર્થપ્રસાદ સ્વીકાર્યો નહતો. ઉપાધ્યાયે કરેલી પ્રાર્થના તે વખતે તો મને ગમી હતી. તેની પ્રાર્થનાના શબ્દોને જેમ તેમ સ્થિર કરી મેં મારી બુદ્ધિને તાત્કાલિક સંતોષ આપ્યો હતો; પણ ઉપાધ્યાયે મને વેદી પાસે બોલાવ્યો અને 'તારા હાથ પરનો આ પ્રસાદ ખ્રિસ્તનું રક્ત અને માંસ છે, એવી દૃઢ શ્રદ્ધા રાખ' એમ તેણે કહ્યું; ત્યારે મારા અંતઃકરણને વિલક્ષણ ઉદ્વેગ થયો. એ સર્વ દંભ છે, કેવળ ઢોંગ છે એવો એકજ અવાજ મારા અંતઃકરણે કર્યો. જે મહાત્માએ તીર્થપ્રસાદની આ યુક્તિ શોધી કાઢી હશે તેને ધન્ય છે. મેં તે તીર્થપ્રસાદ સ્વીકાર્યો. મારૂં અંતઃકરણ વીંધાઈ જતું હતું; પણ મારી બુદ્ધિનું અભિમાન ઓછું કરવું જોઇએ, તેને નમ્ર બનાવવી જોઇએ એ વિચારથી મારા તરફડતા અંતઃકરણનું સમાધાન કર્યું. મેં મારી બુદ્ધિને નમ્ર બનાવી તીર્થપ્રસાદનું ભક્ષણ કર્યું; પણ એક વખત મારા અંતઃકરણને જે આઘાત થયો તેનું પરિણામ જે આવવું જોઇએ તે આવ્યુંજ. હું પુનઃ કદિ પણ તીર્થપ્રસાદ લેવા વેદીપાસે ગયો નહિ."

"અમારા ધર્મપંથે કહેલા સર્વ આચાર વિચાર હું સત્ય બુદ્ધિથી પાળતો હતો. કોઇ પણ સમયે તેમાંથીજ મને સત્ય મળી આવશે એવી આશા થવાથી હું તે પાળતો હતો; અને આ બનાવ બન્યો નહોત તો હજુ ઘણા કાળ સુધી મેં તે પાળ્યા હોત."

"એક દિવસે એક અભણ ખેડુત અને તેનાજ જેટલા સુશિક્ષિત વૈરાગીનો સંવાદ મેં સાંભળ્યો. તેઓ પ્રભુશ્રદ્ધા અને આત્માના ઉદ્ધાર વિષે બોલતા હતા. તેમના સંવાદ પરથી સામાન્ય જનસમાજના વિચારો એ બાબતમાં કેવા છે તેનો ખુલાસો મને મળ્યો; તેજ પ્રમાણે સદ્પુરૂષનાં ચરિત્રો મેં વાંચ્યાં તે પરથી પણ શ્રદ્ધાનું સ્વરૂપ મારા લક્ષમાં આવ્યું. તેણે કરેલા ચમત્કાર થયા નથીજ એમ માની લઇએ તોપણ તે પરની તેમના વિચારોની દિશા નિશ્ચિત થઇ શકે છે. એ સર્વ હકીકત પરથી એ સર્વમાં એકજ દૃઢ શ્રદ્ધા હોવાનું મારા લક્ષમાં આવ્યું. તદ્દન અભણ પણ શ્રદ્ધાવાળા ઘણા માણસો મને મળ્યા. તે સર્વની શ્રદ્ધા એજ હતી કે મૃત્યુ એ માનવજીવનનો અંત નથી!"

"એ લોકો તરફથી હું અર્વાચીન વિદ્વાનોના ગ્રંથો તરફ વળ્યો; ત્યારે શંકા, નિરાશા અને અસંતોષે પુનઃ મારા હૃદયમાં વાસ કર્યો. એ ગ્રંથોના વાંચનથી મને એટલીજ ખાત્રી થઇ કે, તેની બૌદ્ધિક કસરતશાળામાં જેમ જેમ અધિક કસરત કરીએ છીએ તેમ તેમ સત્યથી વિશેષ ને વિશેષ દૂર થતા જઇ ઘોર અંધ-

કારમય ગુફા પાસે આપણે જલદી પહોંચીએ છીએ. તેમનાં પુસ્તકોથી પૂર્વની શ્રદ્ધા નષ્ટ થાય છે અને તેની જગ્યોએ તેના જેવુ કિંમતી એવું બીજું કંઇ પણ આવતું નથી. મારા મનની એવી સ્થિતિ થઈ ત્યારે મને લાગ્યું કે **અભણ ખેડુત ભાગ્યશાળી** છે. મારી દષ્ટિએ મૂર્ખામી ભરેલી દેખાતી વાતો તેમને કદિ પણ મૂર્ખામી ભરેલી લાગી નથી. મારૂં કમનશીબ હોવાથી મારી નજરે એવું આવ્યું કે તેમાં સત્યાસત્યનું મિશ્રણ છે. એવું અસત્ય સાથે મિશ્રિત થએલું સત્ય સ્વીકારવાને મારી બુદ્ધિ તૈયાર થતી નહતી.”

“આવી રીતે મારા જીવનનાં સુમારે ત્રણ વર્ષ ગયાં. કેટલાક દિવસ સુધી મને લાગતું હતું કે કોઇ વાતનું રહસ્ય મને સમજાતું નહોય તો તેમાં મારોજ અપરાધ કે પાપ હોવાં જોઇએ; પણ જેમ જેમ હું સત્યની શોધ વિશેષ કરવા લાગ્યો તેમ તેમ મારી બુદ્ધિની દઢતાને લીધે નહિ સમજાતી વાતો અને ખરેખર છેતરપીંડીની વાતોમાં રહેલું અંતર મને સ્પષ્ટ જણાવા લાગ્યું.”

“એ પ્રમાણે બુદ્ધિની ખેંચતાણ થતી હોવા છતાં હું અદ્યાપિ અમારા રૂશીયાના જુના પંથને વળગી રહ્યો હતો; પણ મારા હૃદયમાં શરૂ થએલી પ્રશ્નમાળા મને શાંતિથી બેસી રહેવા દેતી નહતી. મારી બુદ્ધિએ એ પ્રશ્નના નિશ્ચયાત્મક ઉત્તર આપવાને મને વારંવાર આગ્રહ કરવા માંડયો. આવી સ્થિતિના કારણે મને જણાયું કે, આંખો પર પડદો નાખી જૂના પંથને વળગી રહેવાનું કાર્ય અશક્ય છે. ખ્રિસ્તીધર્મના અનેક પંથો સંબંધી મારા મનમાં મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થયો હતો કે, એ અનેક પંથનો અરસપરસ કયા પ્રકારનો સંબંધ છે? તે સમયે મારી વૃત્તિ ધર્મ તરફ વળેલી હોવાની વાત ઘણાઓની જાણમાં આવેલી હોવાથી અનેક પંથના માણસોની મુલાકાત લઇ તેમની સાથે છૂટથી ધર્મચર્ચા કરવાનું સરળ બન્યું હતું. આથી કૅથોલિક, પ્રોટેસ્ટંટ, પુરાણમતવાદી, મોલાકન અને બીજા પણ કેટલાક પંથના સારા માણસોની મુલાકાત થઈ. તેમાં કેટલાક માણસો ઉચ્ચપંકતિના, નીતિમાન અને સાચા અંતઃકરણથી ધાર્મિક વૃત્તિ ધરાવનારા પણ જણાયા. એવા માણસો સર્વ પંથમાં જણાઈ આવ્યા હતા. એવા માણસો સાથે બંધુત્વ સાધવાની પ્રબળ ઇચ્છા મને હતી, પણ તે ઇચ્છા બાજુએ રહી પ્રત્યક્ષ વ્યવહારમાં કંઇ જુદોજ પ્રકાર બન્યો.”

“જે ધર્મજ્ઞાનના બળપર મનુષ્યજાતિમાં પરસ્પર વિશ્વાસ અને ઐક્ય ઉત્પન્ન થઇ સર્વ માનવજાતિ એક પ્રેમબંધનમાં બંધાવી જોઇએ, તેજ જ્ઞાનનું પ્રત્યક્ષ ફળ ભેદભાવ વધારવામાંજ આવેલું જણાયું. પ્રત્યેક ધર્મમાંથી સેંકડો-હજારો પંથ નીકળ્યા અને તેમાં પરસ્પર કલહ માત્ર આરંભાયો. મને જણાયું કે તે પંથના શ્રેષ્ઠ પ્રતિનિધિને બાદ કરૂં તો બાકીનાઓએ ખરી ધર્માજ્ઞાનું ઉલ્લં-

વનજ કર્યું છે. સર્વ પર પ્રેમ રાખવો જોઇએ, એ ધર્માજ્ઞા તદ્દન બાજુએ મૂકી દઈ જેઓ પોતાના બંધુઓનો દ્વેષ કરતા હતા તેઓ પોતાને ધાર્મિક કહેવડાવતા, અને પોતાના પંથની આજ્ઞા પ્રમાણે ચાલવાનો પ્રયત્ન પણ કરતા; પરંતુ તેમના વર્તનમાં પ્રેમ કરતાં ભયનોજ અંશ વિશેષ હતો. ધર્માજ્ઞા પ્રમાણે ચાલી સમગ્ર માનવસમાજ એક પ્રેમગાંઠમાં બંધાય, એવો એ આચારનો ઉદ્દેશ ન હોઇ પોતે તેમ નહિ ચાલે તો નરકપ્રાપ્તિ થશે એ ભય એ આચારના કારણમાં રહ્યો હતો. **પ્રત્યેક પંથવાળા એમજ ધારે છે કે, સત્યનું પોટલું પોતાની પાસેજ છે અને** પોતાના વાડાની બહારના **અન્ય સર્વ મૂર્ખ અને કાફર છે.** કૅથોલિક પંથના માણસો અન્યને બહિષ્કૃત સમજે છે અને અન્ય પંથવાળાઓ કૅથોલિક પંથને બહિષ્કૃત સમજે છે. પોતાના પંથ વિષે આટલો દુરાગ્રહ રહે એટલે સામાન્ય તાત્ત્વિક બુદ્ધિ નષ્ટ થાય એ સ્વાભાવિક છે. પોતાના પંથના વિચાર અને વિધિઓનું જે પાલન કરતો નથી, તે તેમની દૃષ્ટિથી બહિષ્કૃત ગણાય છે અને તેમ થવું સ્વાભાવિક છે. એ સ્થિતિનું પ્રથમ કારણ મારૂં તેજ સારૂં અને તારૂં તે નઠારૂં, એ દુરાગ્રહજ છે. મારા સિવાય જગતમાં અન્ય કોઇ ડાહ્યોજ નથી એવી અંતઃકરણની માન્યતા થાય તો તે મૂર્ખાઇની પરમાવધિજ છે. એવી મૂર્ખામીને મસ્તકમાં સ્થાન મળે છે એટલે તેની પાછળ અન્ય સર્વ ઘેલછાઓ આપોઆપજ આવી પહોંચે છે. આ સર્વ વાત મારી દૃષ્ટિએ પડયા પછી મને એ પંથનો કંટાળો કેમ ન આવે? મારી સમજ તો એવી હતી કે, સમગ્ર માનવકુલ એક પ્રેમગાંઠમાં બંધાય એજ ધર્મનો મૂળ ઉદ્દેશ છે; અને આ પંથ તો એજ મૂળ ઉદ્દેશ પર કુહાડી મારતો હતો. જે વૃક્ષના મૂળમાં પાણી રેડી તેને ઉછેરી મોટું કરવાના હેતુથી એ પંથનો જન્મ થયો હતો, તેજ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખવાનું કાર્ય માત્ર હવે તે કરતો હતો."

"મને જણાયું કે, એકજ ધર્મમાંના અનેક પંથવાળાઓ, પરસ્પર એવી રીતે વર્તે છે અને અન્ય ધર્મના અનુયાયીઓ પણ પોતાનાથી ભિન્ન ધર્મ માનનારા પ્રત્યે તેવીજ રીતે વર્તે છે. એવા વર્તનનું કારણ શું હોવું જોઇએ એવો પ્રશ્ન મેં ઘણા ધાર્મિક કહેવડાવનારા ગૃહસ્થોને પૂછયો, અને એ સંબંધમાં ઉપલબ્ધ થએલાં સર્વ પુસ્તકો મેં વાંચ્યાં; પણ તેનો ઉત્તર મને કોઇએ આપ્યો નહિ. લશ્કરની પ્રત્યેક ટુકડીને જગતમાં ઉત્તમ યોદ્ધા તરીકે પોતેજ છે એમ લાગવાનું જે કારણ હોય છે, તેજ કારણ આ સ્થિતિનું પણ છે. મોટા મોટા ધર્માચાર્યો, વૈરાગીઓ અને સંન્યાસીઓને હું મળ્યો; પરંતુ કોઇએ મારા પ્રશ્નનો નિર્ણય કરવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. છેવટે મને એક માણસ મળ્યો અને તેણે એ પ્રશ્નનો મને વ્યાવહારિક ઉત્તર આપ્યો; ત્યારથી મેં એ પ્રશ્નનો ઉહાપોહ કયારેએ પણ કોઇની

સાથે કર્યો નથી."

"ખ્રિસ્તી ધર્મના મુખ્ય તત્ત્વ વિષે કોઇનોએ વાદ નથી. વાદ છે તે માત્ર ઝીણી ઝીણી વાતો અને મુખ્યત્વે આચાર અને વિધિનો છે. આવી સ્થિતિમાં મુખ્ય તત્ત્વ પુરતા આપણે એકરૂપ બનવું અને આચાર વિધિની બાબત જેની તેની ઇચ્છા પર છોડી દેવી એ યોગ્ય છે કે નહિ, એવો પ્રશ્ન મેં તે ગૃહસ્થને કર્યો. ત્યારે તે ગૃહસ્થે મને કહ્યું: 'તમારી વિચારપદ્ધતિ મને સંપૂર્ણ રીતે માન્ય છે; પણ પંથના આચાર્યો એ વાત સ્વીકારતા નથી તેનું કારણ એ છે કે, બાપદાદાથી ચાલતો આવેલો પંથ પૂર્વસ્થિતિમાં કાયમ રાખવા માટેજ તેમની નીમણુંક થએલી હોય છે. આથી એવા પ્રકારની સવડ તે પોતાના પંથના માણસોને આપે તો તેમના પેટમાંજ ખાડો પડવાનો તેમને ભય રહે છે. તેમ બને તો ગ્રીક રૂશીયન પંથનું પ્રથમનું પ્રાચીન રૂપ નષ્ટ થઈ તેમાં કેવળ ગોટાળો ઉભો થાય. **ધર્માચાર્યોની નીમણુક ધર્મશોધન માટે નથી પણ જુનું ટકાવી રાખવા માટે છે;** અર્થાત્ આવી સ્થિતિમાં તમારી વિચારમાળા ગમે તેટલી ગ્રાહ્ય હોય પણ તેઓ કેવી રીતે સંમતિ આપે?'"

"આ ગૃહસ્થના ઉપરોક્ત ઉત્તરથી મારા મનનું સમાધાન થયું. હું માનવ જીવનનો મૂળ ઝરો હાથ કરવાના ઉદ્દેશથી ધર્મશોધન કરતો હતો અને ધર્માધિકારીઓ કેવળ બહારનોજ ડોળ કરવામાં ગુંથાયા હતા. **તેમનો ધર્મ તેમના ઉદર પુરતો હતો.** ધર્મના નામ નીચે એવો અત્યાચાર ચાલતો જોઇ મને તે તરફ તિરસ્કાર થયો અને એ જૂના પંથમાંથી હું ઘણી ખરી રીતે મુક્ત થઇ ગયો."

"અમારા ધર્મપંથના યુદ્ધ અને મનુષ્યવધ સંબંધી વિચારો પણ મને માન્ય નહતા. તે વખતે રૂશીયા યુદ્ધમાં ગુંથાએલું હતું. ખ્રિસ્તના નામનીચે પોતાના માનવબંધુઓનો વધ કરવામાં રૂશીયન પ્રજા રોકાએલી હતી. આથી યુદ્ધ સંબંધી અમારા ધર્મપંથની દૃષ્ટિ કયા પ્રકારની છે, એ પ્રશ્ન મારા ચિત્તમાં ન ઉદ્ભવે એ બને તેમજ નહતું મારી તો પ્રથમથીજ ખાત્રી થઇ ચુકી હતી કે માનવ બંધુઓનો વધ કરવો એ કોઇ પણ રીતે સ્વીકાર્ય નથી. ધર્મ ગમે તે હોય પણ એવા પ્રકારના અમાનુષી કૃત્યને તેનાં તત્ત્વો કદિ પણ સંમતિ આપેજ નહિ. પ્રત્યેક ધર્મના પાયામાં પ્રાણી માત્ર પ્રત્યે સમભાવ અને પ્રેમ રાખવો એ તત્ત્વ રહેલાં છે; એ વાત નક્કીજ હોવા છતાં અમારા શત્રુનો નાશ થઇ અમારી તલવાર વિજયી બને તે માટે દેવળોમાં ખુલ્લી રીતે પ્રાર્થના થતી મેં જોઇ. અમારા ધર્મગુરૂને ઉઘાડી રીતે યુદ્ધને સંમતિ આપતા જોયા. અરે, એટલુંજ નહિ પણ મનુષ્યવધ કરવો એ જાણે અમારા પંથનું એક તત્ત્વ છે એમ સ્પષ્ટ રીતે કહેતા સાંભળ્યા. આ વાત તો જાણે પરદેશ સાથે થતા યુદ્ધની થઇ. યુદ્ધ પૂર્ણ થયું અને દેશમા બખેડો

શરૂ થયો ત્યારે બળવાખોરોનો ઉપરાછાપરી વધ થવા લાગ્યો. એવા પ્રકારના અસહાય અને ઉછરતા યુવાનોના વધની મોટા મોટા ધર્માધિકારીઓ પણ રજા આપતા હતા. પોતે ખ્રિસ્તનો સ્વીકાર કર્યો છે, એમ ગદ્‌ગદ્ કંઠે કહેનારાઓને આવા પ્રકારના અમાનુષ—રાક્ષસી—રક્તપાતને સંમતિ આપતા જોઇ મારૂં મસ્તકજ ખસી ગયું."

"મારી શંકાનું નિરાકરણ થયું. મારી સર્વ રીતે ખાત્રી થઇ કે, જે પંથનો મેં સ્વીકાર કર્યો હતો તેમનું સર્વજ સત્ય નથી. મેં પહેલાં કહ્યું હશે કે, એ પંથ કેવળ ખોટાજ છે; પણ હવે માત્ર તેટલું હું કહી શકતો નથી. કારણ કે તેમાં પણ સત્યનો અંશ હોવાની મને પ્રત્યક્ષ ખાત્રી થઇ હતી; તોપણ એ સત્યના અંશની ચોતરફ ખોટી વાતોની ઝાડીજ જામી ગએલી હોવાનો મને અનુભવ થયો હતો. અમારા પંથમાં મને બે પ્રકારનાં માણુસો જણાયાં. શ્રીમંત અને જમીનદારવર્ગ પોતાને ધાર્મિક કહેવડાવી જેટલું અસત્ય આચરતો હતો, તેટલું ગરીબ કે ખેડુત વર્ગ આચરતો નહતો. છતાંએ એમ તો કહી શકતો નથી કે તેમના ધર્માચારમાં પણ ખોટી વાતોનું મિશ્રણ નથી."

"સત્યાસત્યનું એ મિશ્રણ જન્મ કેવી રીતે પામ્યું એવો પ્રશ્ન એ પછી મારા ચિત્તમાં ઉપસ્થિત થયો. મને જણાયું કે એ મિશ્રણ ગતાનુગતિકતાથી—ગાડરીયા પ્રવાહથી ઉત્પન્ન થએલું છે અને પ્રજા પોતાના પૂર્વજોની હકીકતનું અનુકરણ કરે છે, પરંતુ ચિકિત્સક બુદ્ધિથી સત્યનું શોધન બીલકુલ કરતી નથી; તેથીજ અંધપરંપરા અખંડ ચાલુ રહે છે."

'આટલું થયા પછી મારૂં મન અનિવાર્યપણે એ અંધપરંપરાનો પહેલો નેતા કોણ એ પ્રશ્ન તરફ ખેંચાવા લાગ્યું. એવા ફંદમાં આ પહેલાં હું કદિ પડ્યો નહોત; પણ હવે તેનો વિચાર કરવાની મને ફરજજ પડી. તેથી સમાજમાં ધર્મ સંબંધી પ્રચલિત દંતકથા અને પ્રાચીન કાળથી આજ સુધીમાં લખાએલા અનેક લેખનું મેં નિરીક્ષણ કર્યું."

"જે લેખોને મેં તુચ્છ સમજી કચરામાં ફેંકી દીધા હતા, તેજ લેખ હવે હું ભિન્ન દૃષ્ટિએ વાંચી જોવા લાગ્યો ત્યારે મને જણાયું કે તેમાં ખરેખર સત્યનો અંશ તો છેજ. જગતની પ્રત્યેક પરિસ્થિતિ કાર્યકારણની કસોટીમાં ઉતરવી જોઇએ એવી મેં ધારણા રાખી નહતી. જગતનો આરંભ કયારે થયો એ પ્રશ્નનો ઉત્તર જેમ અનંતમાં લીન થઇ ગએલો છે તેમ પ્રત્યેક કાર્યનું કારણ પણ અનંતના ઉદરમાં ડૂબી રહેલું છે. મારો ઉદ્દેશ એટલોજ હતો કે, તકર્ય અને અતકર્યનો ચોકખો નિર્ણય થવો જોઇએ. જે કંઇ તર્કની સીમા બહારનું નક્કી થશે તેના માટે વિશેષ વિચાર કરવાનું કારણજ રહેશે નહિ; પણ જે વાત તર્ક અને બુદ્ધિથી

સમજાય તેમ છે તે અસત્ય અને દંતકથાના પડદા પાછળ ગુપ્ત સ્થિતિમાં રહે એ વાત માત્ર મારી બુદ્ધિ સ્વીકારી શકતી નહતી. આ ઉપરથી કોઇ એમ તો નહિ કહી શકે કે, મારી બુદ્ધિની માગણી અયોગ્ય હતી. જે અતર્ક્ય છે તે મને કહો એમ મેં કદિ કહ્યું નથી. મેં પ્રથમથીજ સ્વીકાર્યું છે કે, માનવબુદ્ધિ મર્યાદિત છે, તેથી હું એ મર્યાદાબહાર જવાની ઇચ્છા કરતો નહતો; પણ બુદ્ધિથી સમજાય તેવી વાતો માટે 'તું એવો પ્રશ્ન કરીશ નહિ' એ જુલમ મારે શામાટે સહન કરવો તે મને સમજાતું નહતું. આથી સત્ય અને અસત્યનું મિશ્રણ તોડી મેં તેમાંથી શુદ્ધ સત્યને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચયથી આ પછી જે પુસ્તકો મેં વાંચ્યાં તેનો નિર્ણય મારી દૃષ્ટિએ કેવો થયો તે જાણવાની કોઈની ઇચ્છા હશે તો તેમને સંતોષવા માટે કોઇ વખત એક સ્વતંત્ર ગ્રંથ પ્રકટ કરીશ.





# प्रकरण १२ मुं--संधिप्रकाश.



વનક્રમના મધ્યાહ્ન સુધી ટૉલસ્ટૉયના મનની સ્થિતિમાં કેવું પરિવર્તન થતું ગયું છે તે તેમના પોતાનાજ શબ્દથી ગયા પ્રકરણમાં વ્યક્ત કર્યું છે. હવે અહીંથી તેમના જીવનક્રમના ઉત્તરાર્ધનો આરંભ થાય છે. પૂર્વવયમાં માનપાન, શ્રીમંતાઇ અને કીર્તિની હોંસની તેમનામાં જે આછી છાયા હતી તે પણ હવે ધીમે ધીમે અદૃશ્ય થવા લાગી હતી; એટલુંજ નહિ પણ તે સર્વ અગ્રાહ્ય અને ત્યજવા જેવી તેમને લાગવા માંડી હતી. તેમને જણાયું કે સંપત્તિનો ત્યાગ કરી ગરીબીમાં દિવસ કાઢવા, માનપાનનું પોટલું બાજુએ રાખી સર્વ સાથે નમ્રતાથી વર્તવું અને સ્વાર્થનું વિસ્મરણ કરી દઇ કેવળ પરમાર્થ અર્થેજ ઉદ્યોગ કરવો એજ સન્માર્ગ છે.

હા, એ તો સ્પષ્ટ છે કે, તેમના જીવનક્રમના ઉત્તરાર્ધના આરંભમાં એ જમીન આસમાનનો ફરક એટલો સ્પષ્ટ દેખાવા લાગ્યો નહતો; તોપણ તેમણે લખેલી વાતોમાં એ વિષેની છાયા દગ્ગોચર થઇ છે. અર્થાત્ ઉત્તરાર્ધના આરંભમાં તેમના બાહ્ય વર્તનમાં એકદમ પરિવર્તન થયું નહતું; પણ પૂર્વવયમાં તેમણે છાયા રૂપે દર્શાવેલ વિચારો આ વખતે પ્રત્યક્ષ આચારમાં આવવા લાગ્યા હતા. એ પરિવર્તન તેમનામાં એટલું મંદગતિથી અને ક્રમાનુસાર થતું ગયું હતું કે, તેમની નજીકમાં રહેતા માણસોના લક્ષમાં પણ એ વાત આવી નહતી.

એ પરિવર્તન તેમના લેખનકાર્યમાં અધિક સ્પષ્ટ જણાવા લાગ્યું. તેમના આચારમાં એકદમ વિશેષ પરિવર્તન થયું નહિ પણ તેમના વિચારમાં થએલી ક્રાંતિ અધિક સ્પષ્ટ રીતે જણાય તેમ હતું. તેમણે આત્મનિવેદન લખ્યું તે પૂર્વે લખેલાં પુસ્તકોમાં ઘણું કરીને બાહ્ય સૃષ્ટિનું દર્શન થાય છે. તેમણે મનુષ્યના સામાન્ય જીવનક્રમનું અતિ ઉંડી દૃષ્ટિથી અવલોકન કર્યું હતું; તેના પ્રમાણે તેમના પોતાના મનનો વિકાસ પણ તેમના દ્રષ્ટિમાર્ગથી દૂર થયો નહતો. અહીં સુધી ચિત્તમાં ધર્મવિચાર વિશેષ રીતે ઉદ્ભવ પામ્યો નહતો—અધ્યાત્મશાસ્ત્ર તરફ

તેમની બુદ્ધિ વળેલી નહતી; અર્થાત્ આત્મનિવેદન લખતાં સુધીમાં તે અધ્યાત્મના ઉંડા પાણીમાં ઉતર્યા હોવાનું જણાતું નથી. જીવનક્રમના મધ્યાન્હના અરસામાં તેમનું ચિત્ત અધ્યાત્મદિશા તરફ વળ્યું. તેમણે પોતાનો ધર્મમાર્ગ સાફસૂફ કરી નિશ્ચિત કર્યો અને એ કાળ પછી લખેલા લેખમાં તેમણે એ નવા વિચારો સ્પષ્ટ રીતે રજુ કર્યા. આથી તેમના સર્વ લેખનકાર્યના બે ભાગ પડે છે. પૂર્વ ભાગમાં તેમનું લક્ષ સાહિત્ય તરફ વિશેષ હોઇ, ઉત્તર ભાગમાં તે વિચારસૌંદર્ય તરફ વિશેષ વળેલું હતું. પૂર્વાર્ધમાં બાહ્ય પોષાક તરફ રોકાએલું લક્ષ ઉત્તરાર્ધમાં તે પોષાકના આંતર ભાગમાં રહેલા અમરત્વ તરફ અધિક વળ્યું.

આત્મનિવેદન પુસ્તક તેમણે ઉત્તરાર્ધના આરંભ કાળમાં કંઇ પુરૂં કર્યું ન હતું. એ લખાણ ત્યાર પછી કેટલાંક વર્ષોએ પુરૂં થયું હતું; તોપણ તેમના કાર્ય પરથી ઇ. સ. ૧૮૭૪થી ઇ. સ. ૧૮૭૮ સુધીના સમયમાં તેમના હૃદયમાં બુદ્ધિકલહ કેટલો તીવ્ર હતો તે જણાઈ આવે છે.

ઇ. સ. ૧૮૭૮ના મે માસથી ટૉલસ્ટૉયે પાછો નિત્યનોંધ લખવાનો આરંભ કર્યો. વચ્ચે તેર વર્ષ સુધી તેમનો નિત્યનોંધ લખવાનો ક્રમ બંધ રહ્યો હતો. તેમનો વિચારપ્રવાહ તા. ૨૨ ની નોંધપરથી જાણી શકાય તેમ છે. તે લખે છેઃ—

“ રવિવારે હું પ્રાર્થનામાં ગયો હતો. ધર્મોપદેશકે કરેલી પ્રાર્થનામાંથી ‘ ઝારના શત્રુનો નાશ થવા દે ’ વાકય મારી બુદ્ધિને રૂચ્યું નહિ; કેમકે પ્રત્યેક ખ્રિસ્તીએ પોતાના શત્રુનું પણ કલ્યાણ કરવા પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ અને તેણે શત્રુનું પણ બુરૂં ઇચ્છવું ન જોઈએ. ”

આ વખતે ટૉલસ્ટૉયના વિચારમાં નવીન વલણ ઉમેરાતું ચાલી નવા તથા જુનાનું મિશ્રણ કેવી રીતે થતું હતું, તે તેમના એક સ્નેહીએ નીચે જણાવેલ હકીકત પરથી જણાઈ આવશે.

“ તે સમયે મારી સ્થિતિ અન્ન અને દાંતને વેર સમાન થઈ પડેલી હતી. ટૉલસ્ટૉયના એક સ્નેહીની લાગવગથી તેમનાં બાળકોના શિક્ષકની જગ્યો મને મળી. એ સ્થાન સ્વીકારવું કે કેમ એ વિષે આરંભમાં મને વિચાર થઇ પડયો. ‘કાઉંટ’ એ શ્રીમંત પદવીથીજ હું તદ્દન ગભરાઇ ગયો. છેવટે મારા સ્નેહીના આગ્રહથી એ કાર્યનો સ્વીકાર કરી હું યાસનાયા ગયો અને એક ખેડુતના ઝુંપડામાં મુકામ કરી રહ્યો. હું માત્ર કાર્ય પુરતો હમ્મેશ ટૉલસ્ટૉયને ત્યાં જતો, પણ લીયોના પ્રેમાળ સ્વભાવની પહેલાજ દિવસે મારાપર અસર થઇ. ત્યાર પછી અમારા વચ્ચે સારો સ્નેહ બંધાયો. આ વખતે તે જુના ખ્રિસ્તી પંથના અનુયાયી હતા. હું પોતે નાસ્તિક પંથનો હતો; પણ એ વાત તેમનાથી છૂપી ન રાખતાં તદ્દન ખુલ્લી રીતે મેં તેમના સમક્ષ નિવેદન કરી. લીયો શુદ્ધ જુના પંથને સજ્જડ વળગી

રહ્યા હતા તેમાં મને તેમનો એક હેતુ જણાયો. તેમનો ગરીબ ખેડુતવર્ગ પ્રત્યે અતિ પ્રેમ હતો. એ વર્ગ જુના પંથનો કટ્ટો ભક્ત હતો અને તેમની શ્રદ્ધા અંધ-ભક્તિની હદે પહોંચી ગઈ હતી. એ લોકોમાં ભળી જવું, તેમનાં દુઃખ હલકાં કરવાં, તેમની પરિસ્થિતિનું અવલોકન કરવું અને પોતાનાથી બને તેટલી તેમને સહાય કરવી એવી ઇચ્છા લીયોમાં પ્રબળ બનેલી હતી. એ હેતુ સિદ્ધ કરવા માટે તેમણે જૂના પંથનો છેડો પકડયો હતો. તેમની સાથે વાત કરવાનો પ્રસંગ આવતો ત્યારે હું, તેમના જેવા બુદ્ધિશાળી અને તાત્ત્વિક જ્ઞાન ધરાવનાર મનુષ્ય જુના પંથને વળગી રહી, તેના આચાર વિચારને આધીન થઈ, ઉપવાસાદિ કરે છે તે જોઇ, મને થતું આશ્ચર્ય સ્પષ્ટ રીતે તેમના આગળ વ્યક્ત કરતો હતો. એક દિવસ બપોરે ચાર વાગ્યાના સુમારે અમે વાતો કરતા હતા. તે દિવસે ધૂમસ અતિશય વરસેલું હોવાથી સૂર્યદર્શન પણ થતું નહતું. અમે બેઠા હતા તે બારીના બારણાપર સૂર્યનાં સવારનાં કિરણની ગુલાબી છટા માત્ર દેખાતી હતી. એ દિશા તરફ આંગળી કરી લીયોએ મને કહ્યું: “ આ ગુલાબી રંગ તરફ જુઓ. અહીં આપણને સૂર્યનાં ત્રાંસાં કિરણનું આછું પ્રતિબિંબ માત્ર જણાય છે. હમણાં આપ-ણને સૂર્યનું પ્રત્યક્ષ દર્શન થતું નથી; પણ એ રંગના અસ્તિત્વ પરથી તેનું કોઇ પણ સ્થળે અસ્તિત્વ હોવું જોઇએ, એટલો નિશ્ચય આપણે કરી શકીએ છીએ. આપણી સામે જે દૃસ્ય નજરે પડે છે તેનું કારણ સ્પષ્ટ રીતે દ્રષ્ટિએ આવતું નથી; પણ તેનું આપણે નિશ્ચિત અનુમાન કરી શકીએ છીએ. ઇશ્વરના અસ્તિ-ત્વનું પ્રતિબિંબ સામાન્ય મનુષ્યના ધર્મમાં દેખાય છે. હવે મારા જેવો એકાદ માણસ અધિક બુદ્ધિશાળી હશે તો એ પ્રતિબિંબનું મૂળ બિંબ કદાચિત્ જોઇ શકશે અથવા બુદ્ધિથી તેનું નિશ્ચિત અનુમાન કરી શકશે. સામાન્ય માણસમાં અને અધિક બુદ્ધિશાળી મનુષ્યમાં ફરક છે તે એટલોજ; પણ એટલા ભેદથી એક બીજાથી વિભક્ત થવાની તેમણે શી જરૂર છે ? પ્રતિબિંબ ઉભયનેય જણાય છે. તે પ્રતિબિંબના પૃષ્ઠ ભાગપર એકની બુદ્ધિ થોડે સુધી પહોંચશે, ત્યારે બીજાની તેનાથી અધિક દૂર સુધી જશે, એટલુંજ.’ ”

ટૉલસ્ટૉયે આત્મનિવેદન લખવાનો આરંભ કર્યો તે વખતે તેમનાં પત્નીએ પોતાની બહેનને લખેલા પત્રમાં નીચે પ્રમાણે લખેલું છે; એ ઉપરથી એ વિષે કલ્પના થઇ શકે તેમ છે:—

તા. ૮, નવેમ્બર, ૧૮૭૮

“ લીયો લખવાના કામમાં તદ્દન લીન થઇ ગયા છે. હમણાં તેમની દ્રષ્ટિમાં વિલક્ષણ ફેરફાર થયો છે. તેમનાં ચક્ષુપરથી જણાય છે કે, તે ગમે ત્યાં જગતની બહાર જુએ છે. બોલવા ચાલવાનું ઘણું ઘટી ગયું છે. સંસારની વાતો તો તદ્દન

છૂટી પડી ગઇ છે. જાણે કે એ સંબંધી વિચાર કરવાની શક્તિજ તેમના મનમાં રહી નથી. તેમના વર્તન પરથી જણાય છે કે, આ જગત સાથે પોતાનો કંઇજ સંબંધ નથી એવી ભાવના તેમને થતી જાય છે. "

ટૉલસ્ટૉયના મનની આ અસ્વસ્થતાની અસર તેમના શરીરપર પણ થતી હતી. તા. ૧૬ જાન્યુઆરી ૧૮૭૯ના રોજ ફૅટને લખેલા પત્રમાં તે લખે છેઃ—

" મારી પ્રકૃતિ હજુ પણ ઠીક નથી: તેથી તમારા પત્રનો વખતસર ઉત્તર લખાયો નથી. તમે મોકલેલી કવિતા અતિ સુંદર છે. કાળના ઝપાટામાં એ કાવ્યના કકડા થઇ જશે તો તેનો વધેલો ભાગ નમુના દાખલ લોકો સંગ્રહાલયમાં અવસ્ય રાખશે. મારી પ્રકૃતિ સારી નથી તેમ ખરાબ પણ નથી; તોપણ મનમાં જે ઉત્સાહ હોવો જોઇએ તે તો બીલકૂલ નથી. આ વૃક્ષ હવે તદ્દન શુષ્ક થવાની તૈયારીમાં છે. "

તા. ૧૭ એપ્રિલના પત્રમાં તે લખે છેઃ—

" 'અમારી યોગ્યતાને અનુસરી નહિ, પણ તારી દયાના અમુક પ્રમાણથી તું અમારા પર દયા કર' એવા અર્થની એક પ્રાર્થના છે. એજ પ્રાર્થના આજે હું તમોને પણ કરૂં છું. તમારો લાંબો પ્રેમી પત્ર મને મળ્યો છે. હું જલદી કીફ જવાનો વિચાર કરૂં છું અને ત્યાંથી પાછા ફરતાં જરૂર તમોને મળવા આવીશ. તે વખતે સર્વ હકીકત પ્રત્યક્ષજ કહીશ. હમણાં તો મુદ્દા પુરતુંજ લખું છું."

" મેં ડિસેંબરીસ્ટ નવલકથાનો આરંભ કર્યો હતો, પણ હવે તે કયાં ધૂળ ખાતી પડી છે તે કહી શકતો નથી. તેના વિષે મારા મનમાં કંઈ વિચારજ આવતા નથી. કદાચિત તે પુન: લખવાની શરૂઆત કરૂં, પણ મારી હાલની મનોવૃત્તિની થોડી ઘણી છાયા પણ તેનાપર પડયા સિવાય રહે નહિ અને એ છાયા એવી છે કે, જેઓ રાષ્ટ્રકલ્યાણના નામથી માણસોને એકત્ર કરવાનો ધંધો કરે છે, તેઓ તેનો વાસ પણ સહન નહિ કરી શકે. વર્તમાનપત્ર તરફ હું નજર પણ કરતો નથી અને હું સમજું છું કે, એ હાનિકારક ટેવથી પ્રત્યેકને દૂર કરવો એ મારૂં કર્તવ્ય છે. થોડો વિચાર કરો ! એક વયોવૃદ્ધ ગૃહસ્થ 'બૅરોબેવકા' માં પોતાને ઘેર સુખે બેઠો છે, તે શૉપેનહારનાં તત્ત્વોના રસનું પાન કરી તેને પુનઃ રૂશીયન ભાષામાં રજુ કરે છે, બીલીયર્ડની એકાદ રમત તે રમે છે, બાળકો અને મિત્રો સાથે પ્રેમવાર્તા કરે છે, સર્વ પર તેનો પ્રેમ છે અને લોકો પણ તેને ચહાય છે. આવી રીતે પ્રેમનું વાતાવરણ ઓતપ્રોત હોવા છતાં એક કોહી ગએલા દુર્ગંધીમય કાગળની થોકડી તેના હાથમાં પડે છે. એ કાગળ હાથમાં આવે છે કે હાથ કાળો થાય છે, વાંચતાં દૃષ્ટિ બગડે છે અને મનને ત્રાસ થાય છે. સુખે બેસી રહેલો એ ગૃહસ્થ અંદરની હકીકત જોઇને સંતાપથી બડબડવા લાગે છે અને એ બડબડાટ

કેટલાએ વખત સુધી ચાલ્યા કરે છે. એવી ત્રાસજનક વાતોને દૂર કરવી એજ ઇષ્ટ છે. તેમ બને તોજ જગતનું ચાર દિવસનું સુખ મળી શકે તેમ છે."

ટૉલસ્ટૉય જુન મહિનામાં કીફ ગયા હતા. અહીં પુરાતન કાળનો એક મઠ અતિ પ્રસિદ્ધ હતો. દરવર્ષે હજારો માણુસો એ મઠના દર્શન માટે જતા હતા. કીફની યાત્રા કરવામાં ટૉલસ્ટૉયનો શો હેતુ હતો, તે નીચેની હકીકત પરથી ધ્યાનમાં આવે તેમ છે. એ પત્ર ટૉલ્સ્ટૉયના મિત્ર સ્ટ્રૉહોફે પોતાના એક મિત્રને લખેલો છે.

"મને ટૉલસ્ટૉય આનંદમાં અતિ લીન થઇ ગએલા જણાયા. જ્યારે તેમનામાં બહારના કંઈ વિચાર હોતા નથી અને તેઓ કલ્પનાના સામ્રાજ્યમાં તલ્લીન હોય છે, ત્યારે તેમનામાં અપૂર્વ ઉલ્હાસ દૃષ્ટિએ પડે છે. કોઇ પણ કાર્ય કરવામાં આવશ્યક ઉત્સાહ યુવાનોમાં રહેલો હોય છે. ટૉલસ્ટૉય જો કે હવે તેવા યુવાન નથી; પણ સત્યની શોધ તો તે તેટલાજ ઉત્સાહથી કરે છે. હાલમાં તે કંઇ પણ લખતા નથી. મોટો રાજમાર્ગ તેમના ઘરથી પા માઇલ દૂર છે. ત્યાં ઉભા રહીને તે યાત્રાળુની રાહ જુએ છે. એકાદ મનગમતો યાત્રાળુ મળે છે તો કેટલીએ વાર સુધી તેની સાથે તે વાર્તાલાપ કરવામાં તલ્લીન રહે છે. અહીંથી અર્ધા માઇલ પર એક નાના ગામ પાસે બે ધર્મશાળા છે. એક દિવસે અમે બન્ને તેમાંની એક ધર્મશાળામાં ગયા હતા. ત્યાં સાત આઠ યાત્રાળુ બેઠેલા હતા. તેમાંના કેટલાક ખાતા હતા અને કેટલાક વાતો કર્યા કરતા હતા. એ લોકોની વાતો સાંભળવામાં ટૉલ્સ્ટૉયને ઘણો આનંદ થયો. આવા પ્રસંગોથી ધર્મ સંબંધી અનેક વિચાર અને દંતકથા જાણુવામાં આવે છે. આ સિવાય યાત્રાળુઓના સમૂહમાં જવાનો ટૉલ્સ્ટૉયનો બીજો પણ એક હેતુ છે. સામાન્ય લોકોની ભાષાપદ્ધતિ તેમને શીખી લેવી છે. આથી તેમને હમ્મેશ કેટલાએ નવા શબ્દો અને કહેવતો મળે છે. તેમનો અભિપ્રાય એવો થતો ચાલ્યો છે કે, આપણી ખરી રૂશીયન ભાષા એજ હોઇ સુશિક્ષિત રૂશીયનોની ભાષા સ્પૅનિશ છે."

ટૉલ્સ્ટૉય કહેતા કે, "પોતાને ખ્રિસ્તી કહેવડાવનાર અથવા સમજનાર અન્ય કોઇ પણ રાષ્ટ્ર કરતાં ધર્મની બાબતમાં રૂશીયા વિશેષ ઉચ્ચ સ્થાને છે. પોતાને ખ્રિસ્તી કહેવડાવનાર પાશ્ચિમાત્ય રાષ્ટ્રો આચારમાં ખ્રિસ્તીધર્મ પાળતાં નથી; માટે રૂશીયાએ કદિ પણ તે રાષ્ટ્રોનું અનુકરણ કરવું નહિ. સહનશીલતા અને ક્ષમાબુદ્ધિની વૃદ્ધિ કરવી એજ ખ્રિસ્તીધર્મનું મુખ્ય તત્ત્વ છે. સાંપ્રતની પરિસ્થિતિમાં જે અનેક આપત્તિ ઉત્પન્ન થાય છે તેને નિર્મૂળ કરવા એ બે શસ્ત્રજ સમર્થ છે; માટે મનુષ્ય પ્રાણીએ એક બીજાપર સત્તા ચલાવવાનું છોડી દઇએ બે ગુણુનુંજ અવલંબન કરવું જોઇએ. અનેક કાયદા ઉપસ્થિત કરી તેના આધાર પર એક મનુષ્ય અથવા ગણ્યા ગાંઠયા માણુસો લાખો મનુષ્ય પર અમલ ચલાવશે, અથવા કાયદાના

અક્ષપર લાખો મનુષ્યને નીતિપંથે દોરવાનો યત્ન કરશે, તો તેથી સામાજીક આપત્તિનું બીજ કદિ પણ દગ્ધ થશે નહિ." પશ્ચિમ યૂરોપમાં ટૉલ્સ્ટૉયના આ વિચારનો પ્રચાર થોડા ઘણા પ્રમાણમાં થયો છે; તથાપિ એ વિચાર યૂરોપીય સમાજને અદ્યાપિ વિશેષ રૂચ્યા હોવાનું જણાતું નથી. વળી ટૉલ્સ્ટૉયના એ વિચાર ખરા હોય તો એમજ કહેવું જોઈએ કે, **યૂરોપખંડ હજુ અજ્ઞાનના અંધકારમાં ઘોર્યા કરે છે.**

ઉપર કહી ગયા તેમ ટૉલ્સ્ટૉય કીફ ગયા હતા; પણ તા. ૧૪ ના પત્ર પરથી જણાય છે કે, તેમની એ યાત્રા વિશેષ રીતે સફળ થઈ નહતી. તે લખે છે:–

"આજનો આખો દિવસ મેં જુદાં જુદાં દેવળ અને મઠનાં દર્શન કરવામાં કાઢ્યો; પણ આ યાત્રાથી હું તદ્દન નારાજ થયો છું. હવે મને એવું લાગવા માંડ્યું છે કે, હું અહીં ન આવ્યો હોત તો ઠીક થાત. આજે સવારે હું અંથની નામના સુપ્રસિદ્ધ સાધુને મળવા ગયો હતો પણ તેની પાસેથી એક પણ ઉપયોગી શબ્દ મને મળ્યો નહિ."

કીફમાં ટૉલ્સ્ટૉય બે દિવસજ રહ્યા હતા. ત્યાંનો એકંદર અનાચાર જોઈ તેમનું મન તદ્દન કંટાળી ગયું હતું. પ્રાચીન કાળમાં એ શહેર પવિત્ર ગણાતું હતું; પરંતુ અર્વાચીન કાળમાં વ્યસની મનુષ્યના પિતૃગૃહ તરીકે તે આખા યૂરોપમાં પ્રસિદ્ધ છે.

કીફથી પાછા ફરતાં તે ફૅટને વચન આપ્યા પ્રમાણે ફૅટને ત્યાં ગયા હતા. ત્યાંથી યાસનાયા આવ્યા પછી ફૅટને લખેલા પત્રમાં તે લખે છે:—

"હું તમારે ત્યાં હતો તે વખતે મારૂં ચિત્ત અસ્વસ્થ હતું તે માટે ક્ષમા ઇચ્છું છું. હજુ પણ મારૂં મન ઠેકાણે આવ્યું નથી. હમણાં હું બહુ વિચિત્ર બન્યો છું. કદિ કદિ મને લાગે છે કે, મારા જીવનપ્રવાહમાં કોઈ સ્થળે ખંડ પડ્યો છે. એ ખંડ શોધી કાઢવા માટે મારૂં અંતર્નિરીક્ષણ અસ્ખલિત ચાલ્યા કરે છે અને નવી નવી વાતો શીખું છું. પોતાના જીવનમાં કોઈ પણ સ્થળે ખંડ પડયાનો ભ્રમ બૉટકીનને થયો હતો ત્યારે મરણ પૂર્વેના થોડા દિવસ પર એ ત્રૂટિ દૂર કરવા સારૂ તેણે હિંદુસ્થાનના ઇતિહાસનો અભ્યાસ શરૂ કર્યો હતો. મને ભય છે કે, દેહાવસાન થતાં સુધીમાં મારી પણ એવી સ્થિતિ થશે કે શું? પરંતુ કેટલોએ પ્રયત્ન કરૂં છું છતાં મારૂં મન અંતર્મુખ થયા સિવાય રહેતુંજ નથી."

"તમારા પત્રમાં તમે એક બાજપક્ષીની વાત નોંધી છે. એ વાતનું તાત્પર્ય હું સારી રીતે સમજી શક્યો નથી. સ્વતઃના દેહને આવશ્યક એવી વસ્તુની વ્યવસ્થા ન કરતાં બાજ જેમ અહીંથી તહીં વ્યર્થ ભટક્યા કરે છે, તેમ સામાન્ય વ્યવહાર ત્યજીને હું પણ મનના તરંગ સાથે પવનની માફક ફરૂં છું, એમ કહેવાનો તમારી વાતનો આશય હોય તો એ આક્ષેપનો સહજ ઉત્તર આપવાની જરૂર છે. મારી

દેહપરિચર્યા સુખી થાય તે માટે જરૂરના પદાર્થની યોજના હું કરતો નથી એવી તમારી માન્યતા હોય તો તે ભૂલભરેલી છે. આજે આપણે જે વસ્તુની ગણત્રી આવશ્યક વસ્તુની યાદીમાં કરીએ છીએ, તે વસ્તુ સામાન્ય પરિચર્યા માટે જરૂરની ન હોઈ વ્યર્થ લાલનથી બગડેલી ઇંદ્રિયની હાઝતને લીધે તેની આવશ્યકતા આપણે નિર્માણ કરી રાખી હોય છે. આપણી શિક્ષણપદ્ધતિના કારણે આપણા મનને આપણે અનેક ખોટી ટેવો પાડી દીધેલી છે. એ ટેવો સ્વાભાવિક ન હોઇ કૃત્રિમતાથી ઉત્પન્ન થએલી છે. એ ટેવની હાઝત પૂરી પાડવા માટે કરેલો શ્રમ એ નિષ્ફળ શ્રમ છે, એમ હું સમજું છું. **વર્તમાન સમયના આપણા ઉદ્યોગનો નવદશાંશ ભાગ એજ પ્રકારનો છે.** આપણે બીજા લોકનો કેટલો બધો શ્રમ ઉપયોગમાં લઇએ છીએ, અને તેનો બદલો કેટલા શ્રમથી વાળીએ છીએ, તેના હિસાબ પરથી આપણા શ્રમની ઉપયુક્તતા ઠરાવવી જોઇએ. મારી હાલની સ્થિતિમાં લોકોના શ્રમનો હું પૂરો બદલો આપી શકતો હોઉં એવી મારી ખાત્રી થતી નથી. જો કોઇ મારી તેવી ખાત્રી કરાવશે તો મને અત્યાનંદ થશે; પણ તેમ થવાનો માર્ગ આજે દૃષ્ટિએ પડતો નથી. મારા પોતાના મનની સ્થિતિ જોઉં છું તો, લોકોનું કાર્ય તુચ્છ છે અને હું જે કંઇ કરૂં છું તે અતિ કિંમતી છે એમ મને લાગે છે. આવી સ્થિતિમાં હું જે કામ કરૂં છું તે વિશેષ પ્રમાણમાં કરૂં તો લોકોના અને મારા હિસાબના સરવાળા કદિ પણ મળશે નહિ અને તેમની બાજુમાં નફા કરતાં નુકશાનજ વધારે જણાશે. વાસ્તવિક રીતે જોતાં લોકોનું કાર્ય અધિક મહત્ત્વનું હોવા છતાં અહંપણાને લીધે મારૂં કાર્ય મને અધિક યોગ્યતાનુંજ લાગશે. એવી સ્થિતિમાં મને ભય છે કે ઉભયનો મેળ કદિ પણ ન મળતાં છેવટે પરસ્પર લ્હેણું નીકળશે કે શું ? આથી લોકોની સેવા બને તેટલી રીતે ઓછી મેળવી મારી પોતાની જરૂરીઆત જાત મહેનતથી પૂરી કરવાનો મેં નિશ્ચય કર્યો હતો. લોકાનું ઋણ નહિ ચઢાવવાનો સહેલો માર્ગ મને તો એજ જણાય છે."

તા. ૨૨ ઑગસ્ટ ૧૮૭૯ ના પત્રમાં તે કહે છેઃ—

"તમારા પત્રનો ઉત્તર અપાયો નહિ તે માટે દોષનું પોટલું હું સ્વીકારૂં છું; પણ એ ઉપરથી તમારા પર મારો પ્રેમ નથી અથવા તમને હું વીસરી ગયો છું એમ સમજશો નહિ ? વિશેષ શું કહું, પણ ગયા બે ત્રણ દિવસ સ્ટ્રોહોફ અને મેં તમારા સિવાય અન્ય કોઇ વિષય પર વાતજ કરી નથી. તમારા ગુણદોષ વિષે અમે સતત ચર્ચાજ કર્યા કરી છે. તમારી મુલાકાતથી સ્ટ્રોહોફને અતિશય આનંદ થયો છે અને શૉપેનહારનું તમે કરેલું ભાષાંતર તો તેને ઘણુંજ ગમ્યું છે."

"હવે તમે આરબી ભાષાની વાતો જરૂર હાથ પર લેશો. તમારા લેખનકૌશલ્યને એ અતિ અનુકૂળ થશે. બીજા એક પુસ્તક માટે પણ હું તમને સૂચના

કરૂં છું. એ મેં ગઈ કાલેજ જોયું છે. તેનું નામ 'સૉલોમનનાં વચન' છે. તેનું એક અર્વાચીન રૂશીયન ભાષાંતર મેં જોયું પણ તેમાં અર્થનો અનર્થ થયેલો છે. અંગ્રેજીમાં થએલું ભાષાંતર પણ તેટલુંજ ખરાબ છે. તમે મૂળની ગ્રીક પ્રતજ હાથમાં લેશો એટલે તે પુસ્તકનું સૌંદર્ય તમારા લક્ષમાં આવશે."

"સ્ટ્રૅહૉફ અહીં આવ્યો છે ત્યારથી નાચરંગ, સંગીતપાર્ટી, ખાનગી નાટકો વગેરેનો જાણે રાફડોજ ફાટયો છે. વૈતાલનું સર્વ સૈન્ય છૂટયું હોય તેમ જણાય છે. મારે ત્યાં હમણાં ભોજનના ચોત્રીસ તાટ ગોઠવાય છે. હાલમાં સર્વ મંડળ આનંદમાં મગ્ન છે અને હું પણ તેમનામાં ભળ્યો છું."

તા. ૨૮ અકટોબરની નિત્યનોંધમાં નીચેની હકીકત જણાય છેઃ—

"કેટલાક લોક એટલે સુધી જડ વૃત્તિના હોય છે કે તેઓ ભોંયતળીયાથી વધારે આગળ જઇ શકતા નથી. તેમનું કાયક્ષેત્ર કેવળ ભોંયતળીયા ઉપરજ હોય છે. એ કોટિમાં કેટલાક શક્તિવાળા પણ હોય છે; દાખલા તરીકે નેપોલીયન. એ ગૃહસ્થ અદશ્ય થયો છે પણ પોતાનો ભયંકર વારસો પાછળ રાખી ગયો છે. તેનાં પાદચિહ્ન હજુ પણ સ્પષ્ટ દેખાય છે. એવા માણસો ખળભળાટ ખૂબ મચાવે છે પણ તે સર્વ જમીનપરના જમીનપરજ રહે છે. કેટલાક પાંખવાળા હોય છે. તેમને થોડી ઘણી બળવાન પાંખો ફૂટેલી હોય છે. તેઓ જમીન ત્યજીને ઉંચે ઉડવા પ્રયત્ન કરે છે અને ધીમે ધીમે પણ નિશ્ચયથી જમીનથી થોડે ઉંચે પણ જઇ શકે છે; દાખલા તરીકે સાધુઓ. અન્ય કેટલાક માણસનું શરીર એમનાથી પણ હલકું હોય છે. તેમની પાંખો અધિક બળવાન હોય છે. સામાન્ય લોકો કરતાં તે એક ઝપાટે ઉંચે જાય છે, પણ બિચારા તે માણસો પુનઃ નીચે આવે છે; દાખલા તરીક કાલ્પનિક મનોરાજ્ય કરનારા માણસો. હું પોતે વળી જુદીજ જાતનો છું. પાંખમાં સારૂં બળ હોવાથી હું આસમાનમાં પહોંચી જાઉં છું; પણ વિષયની પ્રબળ ઇચ્છાથી તેટલે ઉંચેથી એટલા ઝપાટાથી નીચે ખેંચાઇ આવું છું કે, તે તડાકામાં મારી પાંખો છિન્ન ભિન્ન થઈ જાય છે. પછી મારી કોટિના એવા માણસો પોતાની તૂટીફાટી પાંખોથી પુનઃ ઉડવાનો પ્રયત્ન કરે છે પણ તે ફરી ફરીને નીચે પડે છે. મારી પાંખ પુનઃ પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરશે તો હું ફરીથી આસમાનમાં પહોંચીશ. પ્રભુ! એટલુંજ દાન હું તારી પાસે માગું છું."

"કેટલાકને શુદ્ધ દૈવી પાંખ હોય છે. કેવળ મનુષ્ય પ્રાણીપર દયા આવવાથી પોતાના ઉચ્ચ વાતાવરણમાંથી તેઓ જમીન પર આવે છે અને મનુષ્યને ઉડવાની કળા શીખવે છે. તેમનું અવતારકાર્ય પૂર્ણ થાય છે એટલે પોતાની વિશાળ દૈવી પાંખ પહોળી કરી તે જમીનપરથી ચાલ્યા જાય છે; દાખલા તરીકે ઇસુ ખ્રિસ્ત."

અદ્યાપિ પણ ટૉલ્સ્ટૉયના ધર્મવિષયક વિચારોમાં નિશ્ચયીપણું આવેલું નહતું;

તેથી તેમના આચારમાં વારંવાર ફેરફાર થયા કરતો. તેમણે અત્યાર સુધી પ્રાર્થના માટે દેવળમાં જવાનો નિયમ નિયમિત રીતે પાળ્યો હતો; તેજ પ્રમાણે જુના ગ્રીક પંથે કહેલા ઉપવાસાદિ નિયમિત રીતે કરતા હતા. તેમની શરીરપ્રકૃતિ સારી નહતી તેથી ઉપવાસાદિ પથ્ય નહિ હોવાનું તેમના દાક્તરે જણાવ્યું હતું; છતાં તે ઉપવાસ છોડતા નહતા. છેવટે તે એ સંબંધમાં લીયોનીડ નામના એક સુપ્રસિદ્ધ સાધુની સલાહ લેવા માટે ટ્રોઇસ્ટા ગયા હતા. આ ઉપરથી ઇ. સ. ૧૮૭૯ સુધી જુના પંથ તરફ તેમનું મન કેવું હતું તે જણાઈ આવે છે; પણ ત્યાર પછી તેમની વૃત્તિમાં પરિવર્તન થતું ચાલ્યું અને છેવટે એ પંથથી તે પૂર્ણ રીતે છૂટા થયા. તેમના આ છૂટાપણાના સંબંધમાં ઍલેક્ઝીક કહે છેઃ—

"લીયો સર્વ ઉપવાસ નિયમિત રીતે કરતા હતા, તે જોઇ તેમનાં પત્ની પણ સર્વ ઉપવાસ કરવા લાગ્યાં; એટલુંજ નહિ પણ તે બાળકો પાસે પણ ઉપવાસ કરાવવા લાગ્યાં. આ વખતે હું અને ફ્રેંચ શિક્ષક નીફ એટલાજ માત્ર ભોજન કરતા હતા. એક ઉપવાસના દિવસે અમારા સિવાય સર્વને ફરાળ પીરસવામાં આવ્યું અને અમારા તાટમાં માંસનું એક સુંદર પકવાન્ન મૂકવામાં આવ્યું. અમારે ભોજન શરૂ થયું તેટલામાં પોતાના વચલા પુત્ર તરફ જોઇ લીયોએ કહ્યુંઃ 'મને પણ થોડું આપ જો!' છોકરો તે લઇ આવ્યો તે સાથેજ ટૉલ્સ્ટૉયે અત્યાનંદથી તેના પર હાથ નાખ્યો અને તે દિવસથી તેમના ઉપવાસ બંધ થયા."

નવેમ્બર મહિનામાં કાઉંટેસે પોતાની ભગિનીને નીચેનો પત્ર લખ્યો છેઃ—

"હમણાં લીયો લખવામાં મગ્ન રહે છે, પણ શું કહું? તેમણે કંઇ ધાર્મિક વિષય હાથપર લીધો છે તે સતત વાંચ્યા કરે છે અને હમ્મેશ વિચારમગ્ન હોય છે. વિચાર કરતાં કરતાં છેવટે તેમનું મસ્તક પણ દુઃખી ઉઠે છે. ખ્રિસ્તે કહેલું જ્ઞાન અને અમારા પંથનો આચાર એકબીજાથી કેટલે સુધી ભિન્ન છે તે દર્શાવવાનો તેમનો હેતુ છે. તેમના એવા લેખના વાંચકની સંખ્યા આખા રૂશીયામાંથી દસ જેટલી મળશે કે કેમ તે વિષે મને શંકા છે; પણ તેમના સ્વભાવનું ઔષધ નથી. તેમને એ એક જાતનો રોગજ લાગુ પડેલો છે; પણ મને આશા છે કે તેમાંથી તે જલદી મુક્ત થશે. તમે અમુક કરો ને અમુક ન કરો એમ ચોકખી રીતે કહેનારો મને તો કોઇ જણાતો નથી. અરે, એ સંબંધમાં તેમની પોતાની સત્તા પણ તેમના પોતા પર ચાલતી નથી."

ટૉલ્સ્ટૉય અને તેમનાં પત્ની વચ્ચે મતભેદને અંગે આ પછી જે ભિન્નત્વ પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું તેની પૂર્વ છાયા તેમના આ વખતના પત્રમાં જણાય છે. આ પછી ટૉલ્સ્ટૉયની ઐહિક આસક્તિ ઝપાટાથી ઓછી થતી ચાલી. તેમનાં પત્ની બને તેટલી રીતે પતિની ઇચ્છા પ્રમાણે ચાલવા પ્રયત્ન કરતાં પણ

ટૉલ્સ્ટૉયની ત્વરિત ગતિ આગળ તે ટકી શકયાં નહિ; તેથી છેવટે એ મતભેદ ઓછો થવાને બદલે વધવા લાગ્યો અને અંતે હદ વટાવી ગયો.

ઇ. સ. ૧૮૭૯ ના ડિસેમ્બરની ૨૦ મી તારીખે કાઉંટેસને પેટે દસમું બાળક જન્મ પામ્યું; તેનું નામ માયંકલ રાખવામાં આવ્યું. ટૉલ્સ્ટૉયનાં ત્રણ બાળક બાલ્યાવસ્થામાં મૃત્યુ પામ્યાં હતાં તેથી આ નવીન બાળકસહ કુલ સાત બાળક તેમના ઘરમાં હતાં. ટૉલ્સ્ટૉયને ઘેર તેમની કોઇ સિવાય અન્ય માણસોની વિશેષ વસ્તી નહતી; પણ બાળકો મોટાં થતાં ગયાં તેમ તેમ તેમના સોબતીઓની આવ જાવ શરૂ થઇ. ટૉલ્સ્ટૉય પોતે પ્રથમથીજ નિરભિમાની વૃત્તિના હતા અને તેમાં વળી તેમનું લક્ષ ધર્મ તરફ લાગ્યું હતું; તેથી ઉંચ નીચપણાની ઘણી ખરી કલ્પના તેમના મસ્તકમાંથી દૂર થઇ હતી. છેક હલકા વર્ગના માણસો પણ તેમને મળવા આવતાં અને તે પણ તેમની સાથે સમાનતાના ભાવથી વાતો કરતા. તેમને ઘેર આવવાને હવે કોઇને અટકાવ રહ્યો નહતો; તથાપિ કહેવું જોઇએ કે, કેટલાક લોકો વિષે તેમને કંટાળો આવતો અને તેવાની સાથે તે તોછડાઇથી વર્તતા.

પ્રિન્સ ઑબોલેન્સકી નામનો ટૉલ્સ્ટૉયનો એક મિત્ર હતો. ઑબોલેન્સકી અને સેનાપતિ સ્કોબેલેફનો ઘણો ગાઢો સંબંધ હતો; તેથી પોતાના સેનાપતિ મિત્રનો ટૉલ્સ્ટૉય સાથે પરિચય કરવાની ઇચ્છાથી તેણે તે વિષે ટૉલ્સ્ટૉય પાસે વાત કાઢી. સેનાપતિ સ્કોબેલેફ આ વખતે કીર્તિના શિખરે પહોંચ્યો હતો. રૂસો તુર્ક યુદ્ધ હમણાજ પૂરૂં થયું હતું. એ યુદ્ધમાં પ્લેવેનાનો ભયંકર મોરચો સ્કોબેલેફે તાબે કરી તુર્કીના સુપ્રસિદ્ધ સેનાપતિ ઉસ્માનપાશાને હરાવ્યો હતો. એવા સેનાપતિનો પરિચય કરવામાં કોઇને પણ માન અને ભૂષણ લાગ્યું હોત; પણ ટૉલ્સ્ટૉયે સેનાપતિની મુલાકાત લેવાને ચોકખી ના કહી. તેજ પ્રમાણે યુદ્ધવિષયક સુપ્રસિદ્ધ ચિત્રકાર વેરેસ્ટશાગીનને મળવાનું પણ નાકબૂલ કર્યું; કારણ કે યુદ્ધમાં પકડાએલા બે તુર્ક કેદીઓને ફાંસીએ ચઢાવવામાં વેરેસ્ટશાગીનનો હાથ હતો એ વાત તેમની જાણ બહાર નહતી; અને એ વખતથીજ તે ચિત્રકાર વિષે તેમનું ચિત્ત અતિ ક્ષુબ્ધ બની ગયું હતું.

એજ વર્ષના ડિસેંબર મહિનામાં ટૂરજીનેફ તરફથી ટૉલ્સ્ટૉય પર એક પત્ર આવ્યો હતો. તેણે યુદ્ધ અને શાંતિનું ફ્રેન્ચ ભાષામાં ભાષાંતર થયાનું જણાવ્યું હતું; પણ આ વખતે ટૉલ્સ્ટૉયની મનઃપ્રવૃત્તિ અન્ય અનેક વિષયમાં વ્યાપ્ત થએલી હોવાથી એ વિષે તેમણે કોઇ પણ પ્રકારનો ઉદ્‌ગાર કાઢ્યો નહિ. કોઇ પણ પુસ્તક એકવાર હાથથી છૂટું પડતું એટલે તેનું શુ પરિણામ આવે છે તે તરફ બહુધા ટૉલ્સ્ટૉય લક્ષજ આપતા નહિ. લોકોને તે પુસ્તક પસંદ થયું કે નહિ, વર્તમાન

પત્રોએ તે પર કેવી ટીકા કરી છે અથવા તેનાં ભાષાંતર અન્ય ભાષામાં થયાં છે કે શું, વગેરે પ્રકારની તપાસ તે કરતાજ ન હોતા.

ઇ. સ. ૧૮૮૧ના આરંભમાં ટૂરજીનેફે પોતાના એક સ્નેહીને નીચે પ્રમાણેનો પત્ર લખ્યો છેઃ—

"લીયો ટૉલસ્ટૉયે પોતાની લેખિની પ્રભુચરણમાં અર્પી દીધી છે એ પાપનું પ્રાયશ્ચિત્ત પણ નથી. જગતને અતિને ઉપયોગી થઇ શકે તેવી કોટિનો એ ગૃહસ્થ છે, પણ હવે તેનો શો ઉપાય? તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળતો નથી અને ધર્મવિષયક કલ્પનાના ધૂમ્રમય વાતાવરણમાં તે ગુંથાઇ ગયો છે એ તો તેનાથી પણ વિશેષ શોકજનક છે. એવો સાહિત્યકલાનિપુણ અને ઉત્તમ પંકિતનો પ્રતિભાસંપન્ન લેખક પૂર્વે આપણામાં કોઇ થયો નથી અને હમણાં પણ નથી. લોકો મને સારો લેખક માને છે; પણ ટૉલસ્ટૉય આગળ મારી શી કિંમત છે? વર્તમાન કાળના યૂરોપી લેખકોમાં પણ ટૉલસ્ટૉય જેવો કોઇ નથી. ગમે તે વિષય પર તેની લેખિની ફરે છે કે તેમાં ચૈતન્ય ઉત્પન્ન થાય છે. તેની બુદ્ધિ અતિ ઉંડી છે, એટલુંજ નહિ પણ તે અતિ વિસ્તૃત છે. તેની બુદ્ધિનું વિશાળત્વ જોઇ આશ્ચર્યથી મન દીંગ બની જાય છે. તે એકાદ ઐતિહાસિક વાર્તા હાથમાં લે અથવા એકાદ તત્ત્વજ્ઞાનના વિષયનું પ્રતિપાદન કરે કિંવા સામાન્ય ખેડુતની વાત લખે—ગમે તે આલેખે છે તોએ તે સર્વ સ્થળે તેની બુદ્ધિની પ્રતિભા એક સરખી તીવ્ર રહે છે. એકાદ ઉચ્ચ કુલીન સ્ત્રીનું ચિત્ર તે આલેખે છે તો જાણે કોઇ સરદાર કુટુંબની શીલવતી સ્ત્રી આપણા સમક્ષ ઉભી થઇ છે એમ લાગે છે; અને એકાદ સાધારણ જંગલી સ્ત્રીનું ચિત્ર પણ તેટલીજ અપૂર્વતા તાદૃશ્ય કરે છે. અરે, એકાદ પશુનું શબ્દચિત્ર પણ તે દોરે છે તો તે કેવું હૃદયંગમ બને છે! પરંતુ એ સર્વ અફળ બન્યું. તે માટે શો ઉપાય યોજવો તેજ સમજાતું નથી. જગતની સર્વ ભાષાનાં ધર્મપુસ્તક, બાયબલ અને જુના નવા કરારની ચોપડીઓના ઢગલામાં તે પડી રહે છે. કાગળના થોકડે થોકડા તેણે લખી રાખ્યા છે. જુના પુરાણા નીતિગ્રંથ તો એટલા એકઠા કર્યા છે કે, તેનાથી એક મોટો પટારો ભરાઇ જાય. એ પુસ્તકોમાંનો કેટલોક ભાગ તેણે મને વાંચી બતાવ્યો; પરંતુ તાત્પર્ય શું છે તે પણ હું સમજી શકયો નહિ. મેં તેને એવી તુચ્છ વાતોની ધૂનમાં નહિ પડવા કહ્યું; ત્યારે તેણે કહ્યુંઃ "મારે મન તો એજ ખરા મહત્ત્વની વાતો છે." હવે ટૉલસ્ટૉયના હસ્તે સાહિત્યમાં કાંઈ વધારો થાય એમ મને લાગતું નથી; અને કદાચિત્ તે કંઇ લખશે તો તેમા પેલા પટારાની ઘણીખરી નિરૂપયોગી વસ્તુઓનો સંગ્રહજ આવશે! ગમ્મત એ છે કે ટૉલસ્ટૉયને એ ધંધામાં પણ કેટલાક અનુયાયી મળ્યા છે! ગાર્શિન જેવા ડાહ્યા માણસો પણ

તેના ચેલા બન્યા છે.”

આ પત્રમાં ટૉલસ્ટૉય જાનવરનું શબ્દચિત્ર પણ ઉત્તમ રીતે આલેખે છે એવી વાત આવી છે. એ સંબંધની હકીકત એવી છે કે એક વખત ટૂરજીનેફનો નિવાસ યાસનાયા હતો તે વખતે ઉભય ફરવા ગયા હતા. રસ્તામાં એક ખેતરમાં એક વૃદ્ધ અને નિર્બળ ઘોડો ચરતો હતો. ટૉલસ્ટૉય તે ઘોડા પાસે ગયા અને તેને થાબડી તેના મનના વિચાર બહાર પાડવાની તેમણે શરૂઆત કરી. ટૂરજીનેફને એ વિચાર એટલા ચિત્તાકર્ષક લાગ્યા કે તે મોટેથી બોલી ઉઠયો કે, “ લીયો નીકોલીવ્ચ, મને તો લાગે છે કે પૂર્વે કોઈ વખત તમે જરૂર ઘોડાનો જન્મ લીધેલો હશે !”

પહેલાં કહી ગયા છીએ કે, રૂશીયાના જુના પંથના આચાર અને ધર્મમતોમાં વિલક્ષણ ખળભળાટ થઇ રહેલો હોઇ તેમાં અસત્યનું અતિશય મિશ્રણ થયાનો ટૉલસ્ટૉયને અનુભવ થયો હતો; આથી તેમણે જુના પંથના આચાર વિચારનું પૂર્ણ સંશોધન કરવાનો ઉદ્યોગ શરૂ કર્યો. ઉપરોક્ત પત્રમાં ધાર્મિક પુસ્તકોના ઢગલે ઢગલા લખ્યાનો જે ઉલ્લેખ છે તે આ લેખ સંબંધીજ છે. તે સમયે રૂશીયામાં એવા લેખની પ્રસિદ્ધિ થવામાં મુસ્કેલી હતી. સરકારી પરીક્ષકની નજરમાંથી એવા લેખ સુરક્ષિતપણે કદિ પણ બહાર નીકળી શકે તેમ નહેતું. પ્રસિદ્ધિ ખાતર લખવાનો ટૉલસ્ટૉયનો હેતુજ નહતો. સ્વતઃની વિચારપદ્ધતિ શુદ્ધ થઇ સ્વતઃના મનનું સમાધાન થાય એટલા હેતુથીજ તે લખાયો હતો. કોઇપણ લેખના પ્રકાશન વિષે ટૉલસ્ટૉયે કદિ પણ વિશેષ ફીકર કરી નથી. લેખ લખાઈ તૈયાર થયા પછી તે પ્રસિદ્ધ થયો કે નહિ તે વિષે તપાસ કરવાને તેઓ આતુરજ રહેતા નહતા. તેમને હમ્મેશ લાગતું કે, આજ નહિ તો કાલે પોતાના વિચારોનો પ્રચાર થશે. કેવળ પ્રસિદ્ધિ માટે તેમણે લેખિની હાથમાં લીધી હોત તો રૂશીયાની તે સમયની પરિસ્થિતિમાં તેમના હસ્તે એક શતાંશ ગ્રંથસંપત્તિ પણ નિર્માણ થઇ ન હોત. પ્રસિદ્ધિની બાબતમાં ઉદાસીનતા અને અંતર્યામી આત્મશ્રદ્ધાનું પ્રબળ તેજ રહેલું હોવાથીજ તેવી વિકટ પરિસ્થિતિમાં પણ તેમની લેખિની અવ્યાહત વહી રહી હતી.

અન્ય સર્વ ઉદ્યોગ બાજુએ રાખી ટૉલસ્ટૉયે પોતાનું સર્વ લક્ષ એ એકજ કાર્યમાં આરોપ્યું અને ચાર પાંચ તાત્વિક પુસ્તકો નિર્માણ કરી દીધાં. ટૉલસ્ટૉય પ્રથમથીજ જાણતા હતા કે, એ ઉદ્યોગમાં કોડીનીગે પ્રાપ્તિ ન થતાં અનેક અડચણો અવસ્ય ઉત્પન્ન થશે. ગ્રંથપ્રકાશનની સંમત્તિ સરકાર તરફથી કદિ મળશે નહિ એ તે ખુલ્લી રીતે જોઇ શકતા હતા; તથાપિ એવી સ્થિતિમાં પણ અન્ય કોઇ દેશમાં પોતાના લેખ પ્રસિદ્ધ કરવાની તજવીજ પણ તેમણે કરી નહતી. આ ઉપરથી એ વિષયનું મહત્ત્વ તે કેટલું માનતા હતા અને તેમની દૃઢતા કેટલી

હતી, તે કોઇના પણ લક્ષમાં આવ્યા સિવાય નહિ રહે.

એક વખત એવું બન્યું કે, યાસનાયા પાસેનો એક મોટો જમીનદાર નજીકનું સુમારે પોણાબસો એકરનું સામાઇક બીડ બથાવી પડ્યો હતો. એ તકરાર લઇને ગામના ખેડુતો ટૉલસ્ટૉય પાસે આવ્યા. તેમની હકીકત સાંભળી લઇ ટૉલસ્ટૉયે તરતજ પોતાના ધાર્મિક કાર્ય તરફના લક્ષમાં ઘટાડો કરી અનેક દિવસ સુધી પ્રયત્ન કરી ત્રાસ સહન કર્યો અને તે બીડ છોડાવી ખેડુતોને કબજે સોંપ્યું. ટૉલસ્ટૉયના આ ઋણમાંથી મુક્ત થવાના હેતુથી તેમનાં બીડ અને ખેતરોની કાપણી એ ખેડુતોએ કરી. એ કામ તેમણે ઘણુંજ ઝડપથી કર્યું છતાં તેઓ થએલા કામના પૈસા લેવાને ના કહેવા લાગ્યા; પણ છેવટે ટૉલસ્ટૉયે અતિ પ્રયત્ન કરી પૈસા આપી એક મોટું જમણ આપ્યું તથા વૉડકા નામનો દારૂ પણ પુષ્કળ આપ્યો.

આ સિવાય બીજો પણ એક દાખલો આપી શકાય તેમ છે. એક વખત ટૂલાથી પ્રિન્સ ઓરૂસૉફ યાસનાયા આવ્યા હતા. તે દિવસ કડકડતી ટાઢના હતા. એક દિવસે ટૉલસ્ટૉય અને પ્રિન્સ સવારમાં વહેલા બહાર ફરવા ગયા. ટૉલસ્ટૉયના ત્રણ પુત્રો પણ સાથે હતા. એ સર્વ થોડે દૂર પહોંચ્યા તેટલામાં બાજુના ખેતરમાં બરફમાં કાંઇ પડ્યું હોય એવો ટૉલસ્ટૉયને ભાસ થયો. નજીક જઇ જોયું તો એક ખેડુત કોકડું વળી ગએલો જણાયો. તરતજ પોતાને ઘેરથી ગાડી મંગાવી ટૉલસ્ટૉય તેને પોતાને ઘેર લઈ ગયા અને અનેક ઉપાય કર્યા, પણ દૈવયોગે તે માણસ મરણ પામ્યો; તેથી તેમણે તેની સર્વ ઉત્તરક્રિયા પોતાના ખર્ચે કરાવી.

ટૉલસ્ટૉય જેવા સુશિક્ષિત, વિદ્વાન, મળતાવડા, અનાથોના નાથ અને વજનદાર મનુષ્યના પડોશથી આજુબાજુના ખેડુતોને અતિ લાભ થતો હતો. ગમે તેવી આફત આવતાં ખેડુતો તેમના તરફ દોડી જતા ત્યારે તે તેમને બનતી મદદ આપતા હોવાનાં અનેક દૃષ્ટાંત મળી શકે તેમ છે; અને ટૉલસ્ટૉયનાં તેવાં કાર્યોથી ખેડૂતપ્રજા તેમને પોતાનાં માતપિતા સમાન પૂજ્ય માનતી થઇ હોય તો નવાઇ જેવું નથી.

ટૉલસ્ટૉયનો સામાન્યતઃ નિયમજ એવો હતો કે, કોઇ પણ મનુષ્ય કોઈ પણ ક્ષુલ્લક કે મહત્ત્વના કામ માટે પોતાની પાસે આવે તો તેની હકીકત શાંતિથી સાંભળી લઇ તેના કાર્યમાં રાહત આપવી. તેમણે એ વર્ગ માટે કેટલી અરજીઓ લખી હશે અને કેટલા ભલામણપત્રો આપ્યા હશે તેની ગણત્રીજ થાય તેમ નથી. એ કાર્યમાં તેમને કાયદાના કડવા અનુભવ પણ ઘણા મળ્યા હતા. ખેડુતોની વાત ખરી અને સર્વ રીતે ન્યાય તેમના પક્ષમાં હોવા છતાં દસ દસ અરજીઓ કરતાં પણ તેમને દાદ મળતી નહિ, તે જોઇ તેમનું ચિત્ત અતિ ઉદ્વિગ્ન થઇ

ઉઠતું. ગરીબ, અજ્ઞાન અને પગ નીચે છુંદાતા વર્ગને કાયદાની સહાય મળતી નથી; પણ તેના ચરખામાં તેમનું રક્તજ વિશેષ ચુસાય છે, એવો ટૉલસ્ટૉયનો દૃઢ અભિપ્રાય આ પછી બંધાયો હતો; તેનું કારણ કહીએ તો આ વખતે તેમને મળેલા અનુભવજ છે.

ટૉલસ્ટૉયના જીવનક્રમનો આ કાળ અતિ કટોકટીનો હતો; પરંતુ એ કાળ વિષે જોઇએ તેવી ખુલાસાવાર માહિતી મળતી નથી. તેમણે હજારો મનુષ્ય પર ઉપકાર કર્યા હતા; પણ તે સર્વ ગુપ્ત સ્થિતિમાં રહેલા છે. વળી આ વખતે ધર્મ-ચર્ચાત્મક અનેક નિબંધ તેમણે લખ્યા હતા; પરંતુ એ પણ અદ્યાપિ અપ્રસિદ્ધ રહેલા છે.





# प्रकरण १३ मुं--तत्त्वानुसंधान.



સુ ખ્રિસ્તે કહેલા ધર્મમાં ભેળસેળ થઇ જે ઢંગધડા વગરનો ધર્મપંથ રૂશીયામાં ચાલતો હતો, તેનું સંશોધન કરી શુદ્ધ ધર્મ નિર્માણ કરવાની ટૉલસ્ટૉયને પ્રબળ ઇચ્છા હતી; અને તેમને સ્વાનુભાવથી જણાયું હતું કે, પોતાના અંતરંગનો વિકાસ સરળતાથી થાય એવી જેમની ઇચ્છા હોય તેમને માટે તે બાબત કેવળ તેમના પોતાનાજ બળથી સાધ્ય થાય એ અશક્ય નથી પણ કઠિન તો છેજ. આ બાબતમાં મનુષ્યને એકાદ સારા માર્ગદર્શકની મદદની આવશ્યકતા રહે છે. તેજ પ્રમાણે તેના જીવનક્રમનો વિગતપૂર્ણ નકશો પણ તેની સમક્ષ હોવો જોઇએ. નાવિકને સમુદ્રના નકશાપરથી ખડક વગેરે ભયકારક સ્થળનું જ્ઞાન થાય છે તેમ જીવનક્રમના નકશાપરથી મનુષ્ય પણ પોતાના જીવનક્રમની દિશા નક્કી કરી શકે છે. માટે મનુષ્ય માત્રને કોઇ પણ નિશ્ચિત ધર્મ હોવાની આવશ્યકતા છે; પણ એવો પંથ હોવાની ગમે તેટલી જરૂર હોય તેટલાજ માટે હાથમાં આવે તેવા મલીન ધર્મનો સ્વીકાર કરવો એ ટૉલસ્ટૉયથી બને તેમ નહતું. તેમની બુદ્ધિ કુદરતી રીતે તીવ્ર અને શોધક હોવાથી કેવળ અંધપરંપરાથી ચાલતા આવેલા પંથની સત્ય-અસત્યતાનું નિરીક્ષણ થયા વિના તેનો હમ્મેશને માટે સ્વીકાર થાય એ સંભવિતજ નહતું. તેમને તો પોતાના અંતરાત્મા અને વિવેકબુદ્ધિને રૂચે તેવા ધર્મની જરૂર હતી. બીજા અનેક મનુષ્યમાં ટૉલસ્ટૉય જેવી શોધકબુદ્ધિ હશે: પણ એ બુદ્ધિની સાથેજ અંધપરંપરાનો તિરસ્કાર, પૂર્ણ સત્યભક્તિ, તત્ત્વાનુસાર પ્રત્યક્ષ આચરણ કરવામાં આવશ્યક મનોધૈર્ય અને પોતાને રૂચેલાં તત્ત્વો યથાક્રમે સુબોધક માર્ગે લોકો સમક્ષ રજુ કરવાને જરૂરનું ભાષાજ્ઞાન; એટલા અમૂલ્ય ગુણ ટૉલસ્ટૉયમાં રહેલા હોવાથી સર્વ જગતનું લક્ષ તેમના તરફ વળ્યું હતું. તે વખતે રૂશીયાની એટલી ભયંકર સ્થિતિ હતી કે, પ્રચલિત સરકાર કે ધર્મપંથની બાબતમાં એક શબ્દ માત્ર ઉચ્ચારનાર તરતજ એકાદ રાક્ષસી શિક્ષાને પાત્ર થતો. આ પ્રમાણે હોવા છતાં ટૉલસ્ટૉયનુ ચિત્ત એક ક્ષણુ માટે પણ કંપી ઉઠયું નહિ અથવા સ્વીકારેલા પંથથી તે લેશમાત્ર દૂર થયા નહિ એમાંજ તેમની મહત્તા છે. સામાન્ય મનુષ્ય અને ટૉલસ્ટૉય જેવા સદ્દપુરૂષ વચ્ચે જે ભેદ છે તે એજ છે. હજારો

માણસોના મનમાં હમ્મેશાં સદ્દપુરૂષો જેવા વિચાર આવે છે; પણ તેમાંના એક વિચારને આચારમાં મૂકવાનું ધૈર્ય તેમનામાં હોતું નથી; ત્યારે સદ્દપુરૂષોને સત્ય આગળ દેહની કશી કિંમત હોતી નથી. એકજ ઉપદેશ સામાન્ય મનુષ્ય અને સદ્દપુરૂષના મુખથી સાંભળવામાં આવે છે તોપણ સામાન્ય મનુષ્યના શબ્દની કંઇજ અસર ન થતાં તે હવામાંજ ઉડી જાય છે; ત્યારે સદ્દપુરૂષનો તેજ શબ્દ શ્રોતાના હૃદય સુધી પહોંચે છે, તેનું કારણ તે શબ્દ પાછળ સદ્દપુરૂષની રહેલી કર્તવ્યનિષ્ઠા છે.

તે વખત સુધીના જુના પંથ સંબંધીનાં સર્વ ઉપલબ્ધ પુસ્તકો ટૉલ્સ્ટૉયે વાંચી સર્વ ટીકાઓનો પણ અભ્યાસ કર્યો હતો. એ સર્વ ઉદ્યોગમાં મુખ્યત્વે તેમને એટલુંજ જણાઇ આવ્યું કે સર્વ મતપરંપરા ભૂલભરેલી હોઇ ખ્રિસ્તે કહેલાં તત્ત્વોથી તે તદ્દન ભિન્ન છે. સામાન્ય વિવેકબુદ્ધિને પણ ન અનુકૂળ થાય તેવી વાતો ધર્મતત્ત્વ તરીકે તેમાં દાખલ કરી દીધેલી જોઇ એ પંથ સંબંધી તેમને અતિ તિરસ્કાર થયો હતો. તે કહેતા કે, કોઇપણ મૂર્ખતાભરેલો વિચાર મનુષ્યપર જોરજુલમથી નાખવો એ ઈશ્વરદત્ત બુદ્ધિનું અપમાન છે. આવી સ્થિતિમાં પોતાને ધર્માધિકારી કહેવડાવનારાઓએ ધર્મના નામ નીચે ગમે તેવી ખોટી વાતો ગોઠવી દીધેલી જોઈ તેમને ઘણું આશ્ચર્ય થયું હતું. તેમને એકંદર તપાસમાં જણાયું હતું કે, કેટલાક સત્તાધારીઓના ટેકાથી કેવળ ધર્મના નામ નીચે આ ઠગાઇ ખુલ્લી ન પડતાં આજ સુધી જીવતી રહી છે.

ટૉલ્સ્ટૉયે એ પંથ પર સ્પષ્ટ આરોપ મૂકતાં જણાવ્યું છે કે, પ્રચલિત ધર્મપંથે લોકોને ધાર્મિક જ્ઞાન આપ્યું નથી, ખ્રિસ્તનાં તત્ત્વો સમાજને સમજાવ્યાં નથી, એટલુંજ નહિ પણ વિવેકબુદ્ધિને અંધાર કોટડીમાં પૂરી રાખી ધર્મપ્રચારના માર્ગમાં એ હઠીલા પંથે વિઘ્નજ માત્ર નાખ્યું છે.

ટૉલ્સ્ટૉય સ્વાનુભવથી વિશેષમાં જણાવે છે કે, અજ્ઞાન માણસો અંધશ્રદ્ધાથીજ એ મત-વિચારો પર વિશ્વાસ રાખે છે, મુખથી તેનો બડબડાટ કરે છે અને ઉપવાસાદિ કરે છે; પણ તેમાંની એકે વાત વિષે તેમના અંતરાત્માની ખાત્રી થએલી હોતી નથી. એ મૂળ મતમાંજ જ્યારે કંઈ તથ્ય નથી, ત્યારે તે લોકોના અંતરાત્માને રૂચે નહિ તો તેમાં નવાઇ જેવું શું છે? જે વાતની સત્યતા વિષે મનની ખાત્રી નથી તેના વિષે ખરી શ્રદ્ધા કેવી રીતે ઉત્પન્ન થાય? કાલે મને કોઇ કહે કે, એક માણસ નજીકની ટેકરીપર ગયો અને ત્યાંથી ઉડ્ડાણ કરી ઉપર સ્વર્ગમાં ગયો અને ત્યાંનો રહેવાસી બન્યો; તો તે પર મારો વિશ્વાસ કેવી રીતે બેસે? જે કાળમાં પૃથ્વીની નીચે નરક છે અને ઉંચે સ્વર્ગ છે એવી કલ્પના રૂઢ હતી, તે કાળમાં એવાં મૂર્ખાઇભરેલાં ગપ્પાં પર કદાચિત લોકોને વિશ્વાસ આવ્યો હશે;

પણ પૃથ્વી એટલે શું, સૂર્યચંદ્ર એટલે શું અને ગ્રહમાળાની રચના કેવી છે, એ વાતો લોકોની હથેળીમાં રમતી થયા પછી એવી વ્યર્થ વાતો પર કોણ વિશ્વાસ રાખે?

શ્રદ્ધા એ એક અમૂલ્ય વસ્તુ છે એ વાત ખરી છે; પણ શ્રદ્ધા એટલે અંધવિશ્વાસ નહિ, એ પણ લક્ષમાં રાખવું જોઇએ. શ્રદ્ધા એ જેટલો સદ્‌ગુણ છે તેટલોજ અંધશ્રદ્ધા એ દુર્ગુણ છે. એક સિદ્ધાંત બુદ્ધિપૂર્વક આપણા ચિત્તને પૂર્ણ રીતે ગ્રાહ્ય બને અને તેનું આચરણ કરવાનું ધૈર્ય ઉત્પન્ન થાય તેનું નામ શ્રદ્ધા. એવા પ્રકારની સાચી શ્રદ્ધા અંધવિશ્વાસથી કે ભોળાભાવથી ઉત્પન્ન થતી નથી; પણ પ્રખર કસોટીમાંથી પસાર થઈ, પ્રચંડ અગ્નિમાંથી તવાઇ શુદ્ધ થએલા મનોબળથીજ ઉત્પન્ન થાય છે.

ઇ. સ. ૧૯૦૨ માં 'ધર્માધિકારીઓને અરજ' એ મથાળા નીચે લખેલા પત્રમાં ટૉલસ્ટૉય કહે છેઃ—

"જેના તળીયાનાં પાટીયાં તૂટેલાં છે, તેવા કોઠારમાં તમે ગમે તેટલું ધાન્ય નાખશો પણ તે ત્યાં રહી શકશે નહિ; તેજ પ્રમાણે પ્રભુનું ત્રિમૂર્તિત્વ, પ્રભુએ મનુષ્યનો દેહ ધારણ કરી મનુષ્યના પાપ માટે દેહદંડ ભોગવ્યો અને પછી ત્યાંથી સ્વર્ગારોહણ કર્યું, એવા પ્રકારની વાતો રૂપી કુચરો મારી જેમનાં મસ્તકમાંના જ્ઞાનતંતુઓને તમે વિદીર્ણ કરી નાખ્યા છે, તે મસ્તકમાં સાચી શ્રદ્ધા કેવી રીતે એકત્ર થશે તેનો વિચાર કરો. એવી રીતે વિદીર્ણ થએલા જ્ઞાનતંતુઓમાં ખરાખોટાની પરીક્ષા કરવાનું સામર્થ્ય રહેલું હોતું નથી અને નિર્બળ બનેલા જ્ઞાનતંતુવાળા મસ્તકમાં તમે ગમે તેટલું જ્ઞાન ભરશો, પરંતુ તેનું આકલન કરવાની અથવા તેને ત્યાં સંગ્રહી રાખવાની શક્તિ તેમાં રહેતી નથી; માટે જ્ઞાનવાદ પણ છેવટે નિરૂપયોગી બને છે."

ઘણાઓનું કહેવું એવું છે કે ટૉલસ્ટૉયે પ્રચલિત ધર્મપંથપર આવા પ્રકારના જે હુમલા કર્યા છે તે થોડા ઘણા અંશે વધારે પડતા અને કડક છે. આજ સુધી ચાલુ રહેલા ધર્મે મનુષ્યજાતિને ઉપકારક અને હિતકારક એવું કંઇ પણ કાર્ય કર્યું નથી એમ કહી શકાશે નહિ. વર્તમાન સમય સુધી ચાલી આવેલા ધર્મપંથે મનુષ્યજાતિને કેટલાક અંશે નુકશાન કર્યું હશે; પરંતુ તેનું હિત પણ ઘણું કર્યું છે એ લક્ષમાં રાખવા જેવું છે. કોઇપણ પ્રકારની ધર્મસંસ્થા અસ્તિત્વમાં ન હોત તો મનુષ્યજાતિ હાલના કરતાં અધિક સારી અવસ્થામાં હોત, એમ માનવા જેવું કોઇ પણ સબળ કારણ નથી. ચાલતા આવેલા ધર્મપંથે અનેક ભૂલો કરી હશે, પણ મનુષ્ય પ્રાણીએ નીતિથી વર્તી દૈવીબુદ્ધિનો વિકાસ કરી પરસ્પર ઐક્યથી સુખી રહેવું એજ ઉદ્દેશ એ સર્વ ધર્મસંસ્થાઓના સૂત્રમાં હતો અને છે; એ લક્ષમાં રાખવું જોઈએ. કેવળ પરોક્ષ તત્ત્વોનું આકલન કરવાને જરૂરની બુદ્ધિની

પ્રગલ્ભતા સામાન્ય જનસમૂહમાં નહિ હોવાથી તેને નીતિમાન રાખવા નર્કનો ભય અને સ્વર્ગની લાલચ બતાવવી પડે છે.

પરંતુ આવા પ્રકારનો ધર્મના વ્યાવહારિક અંગનો વિચાર ટૉલસ્ટૉયના ધ્યાનમાં આવેલો જણાતો નથી. તેમણે માત્ર એટલુંજ જોયું કે ધર્મપંથે શીખવેલો આચાર અને તત્ત્વો શુદ્ધ વિવેકબુદ્ધિની કસોટીમાં ઉતરે છે કે નહિ ? અને તે નથી ઉતરતાં એમ જણાવતાંજ તેનો એકદમ બહિષ્કાર કર્યો. તે કહેવા લાગ્યા કે આવાં તત્ત્વો શીખવવાં એ લોકોને કેવળ ફસાવવા જેવું છે. પ્રત્યેક બુદ્ધિશાળી મનુષ્યે એ ઠગાઇ જાહેરમાં લાવવી જોઇએ. એવા પ્રકારના કોઇપણ પંથ સાથે સંબધ રાખવો તે ટૉલસ્ટૉયની દૃષ્ટિએ શરમભરેલું જણાવા લાગ્યું.

કેવળ બુદ્ધિવાદ કરી પ્રતિપક્ષીનાં ધર્મતત્ત્વને યુક્તિહીન બનાવી, જય મેળવી સંતોષ માનવા જેટલીજ ટૉલસ્ટૉયની પ્રવૃત્તિ હોત, તો તેમની બુદ્ધિ એટલાથીજ સંતુષ્ટ થઇ વિરામ પામી હોત. વૉલટેયર કે બ્રૅડલો જેવા સુપ્રસિદ્ધ નાસ્તિકોએ એજ પંથ સ્વીકાર્યો છે. તેમણે જુના ધર્મપંથ પર હૂમલા કરી તેમના ભવ્ય મહાલયોને પાયામાંથી ઢીલા કરી નાખ્યા છે. ખ્રિસ્તી ધર્મનો પ્રચલિત પંથ પોતાના અનુયાયીઓનાં નેત્રમાં કેવળ ધૂળ ફેંકે છે એમ તેમણે સપ્રમાણ સિદ્ધ કર્યું છે; પણ તેમની બુદ્ધિ એટલાથીજ સંતોષ મેળવી વિરામ પામી છે. તેમણે નવા પંથની રચના કંઈ કરી નથી. તેમનામાં ટૉલસ્ટૉય જેવી જાજ્વલ્ય ધર્મભક્તિજ નહતી. જુનાની ભાંગફોડ કરવી, એટલુંજ કાર્ય ટૉલસ્ટૉયનું ન હોઇ તેમને તેના સ્થાને બુદ્ધિગ્રાહ્ય ધર્મ યોજવો હતો અને એજ કાર્યમાં તેમણે પોતાની ઉત્તરાવસ્થા અર્પણ કરી દીધી છે. ટૉલસ્ટૉયમાં જે વિશેષતા છે તે એજ છે. જુનું તોડી પાડવાને વિશેષ પ્રયાસ કરવો પડતો નથી અથવા વિલક્ષણ પ્રતિભાશાળી બુદ્ધિની પણ જરૂર હોતી નથી. એવી ભાંગફોડ કરનારા ઘણા ઉત્પન્ન થાય છે; પણ નવું મકાન બાંધવાને જરૂરનો અથાગ શ્રમ અને પ્રતિભાસંપન્ન બુદ્ધિવાળા માણસો વિરલાજ હોય છે. ટૉલસ્ટૉય એ વિરલજ કોટિના હતા. તેમણે જુનાને તોડવાને જેટલો શ્રમ લીધો છે અને જેટલું બુદ્ધિબળ વાપર્યું છે, તેથી સેંકડો ગણો વિશેષ શ્રમ લઇ અને અધિક બુધ્ધિવૈભવ વાપરી શુદ્ધ કરેલો ધર્મ લોકોને આપ્યો છે.

જુના પંથનું પરીક્ષણ કરનારો તેમનો પહેલો લેખ ઇ. સ. ૧૮૮૦ માં તૈયાર થયો હતો; પણ તે ઇ. સ. ૧૮૯૯ સુધી અભરાઇ પર રહ્યો હતો. એ વર્ષે તેની રૂશીયન આવૃત્તિ પ્રથમ જીનીવામાં પ્રસિદ્ધ થઇ; પરંતુ પ્રકાશક અને મુદ્રકની નિષ્કાળજીના કારણે અથવા ઓછી સમજને લીધે એ આવૃત્તિ અતિદોષ ભરેલી નીકળી હતી. આ પછી ઇ. સ. ૧૯૦૩ માં ટૉલસ્ટૉયના મિત્ર શરકૉફે એજ લેખ પુનઃ પ્રસિદ્ધ કર્યો હતો. એ આવૃત્તિ સારી ગણાય છે. ટૉલસ્ટૉયના

પહેલાજ ધાર્મિક લેખને આવી રીતે લગભગ તેવીસ વર્ષ ગર્ભવાસ સહન કરવો પડયો તે પરથી તે વખતના રૂશીયાની રાજકીય પરિસ્થિતિનું સ્પષ્ટ અનુમાન થઇ શકે છે.

ટૉલસ્ટૉયના આ લેખનો પ્રચાર જોઇએ તેવો થયો નહિ. એનાં ભાષાંતરો પણ થોડાંજ થયાં અને જે થયાં તે એવાં ખરાબ થયાં કે, તેમાં મૂળ લેખકની પ્રતિભા ચળકવાને બદલે કેવળ મલીન થએલી જણાઇ.

તેમણે પૂર્વે કહ્યું છે તેમ ખ્રિસ્તે કહેલું જ્ઞાન અને જુના પંથના વિચારોનો મેળ નથી; એટલુંજ નહિ પણ ખ્રિસ્તે જે વાત મુખ્યત્વે કહી છે, તેનાથી માણસનાં મન દૂર કરવા માટેજ જાણે પુરાણ પંથનો ઉદય થયો છે. પ્રેમ અને દયાનો નિવાસ મનુષ્યના હૃદયમાં અવશ્ય હોવો જોઇએ, એ વિષે ખ્રિસ્તનો ઘણો આગ્રહ હતો, એમ તેણે વારંવાર કરેલા ઉપદેશ પરથી જણાઇ આવે છે. મનુષ્યના પરસ્પર કર્તવ્ય અને ઈશ્વર તરફના કર્તવ્ય સંબંધી તેનો અતિ લાગણી ભરેલો ઉપદેશ છે. એજ વાતો મનુષ્યે શીખવી જોઇએ એવી તેની ઇચ્છા હોય એમ જણાય છે; અને માનવજાતિના મૂળ પુરૂષ આદમ વિષે તેણે એક શબ્દ પણ કાઢયો નથી. આત્માના ઉદ્ધાર માટે કઇ કવાયત માણસે કરવી જોઇએ, તેનો પણ નકશો તેણે દોર્યો નથી અથવા ઇશ્વર ત્રિમૂર્તિ છે એમ પણ કહ્યું નથી; છતાં પણ બીજી પ્રકીર્ણ વાતોનેજ વ્યર્થ પ્રાધાન્ય આપી ખરી મહત્ત્વની વાતોને પુરાણ પંથે દષ્ટિથી દૂર રાખી છે. તેણે પોતાના શિષ્યોને પ્રભુની પ્રાર્થના કરવાનું શીખવ્યું અને પ્રભુ સમીપ પહોંચવાનો ઉપદેશ કર્યો; પણ એ વાતની છાયા પણ પુરાણ પંથના વિચારોમાં જણાતી નથી.

બાયબલમાં પુષ્કળ સ્થળે રૂપકની ભાષા યોજેલી છે. એવાં સ્થળોનો અર્થ શબ્દશઃ લેવાનો નથી. તેમાંનું તત્ત્વ આપણે આપણી બુદ્ધિથી શોધી કાઢવાનું છે એમ જણાવી ધર્મગ્રંથ કેવી રીતે વાંચવા તે વિષે ટૉલસ્ટૉય કહે છેઃ—

"મહાત્મા અને સામાન્ય મનુષ્ય વચ્ચે મોટો ભેદ છે. સત્ય વસ્તુનું કથન મહાત્મા સ્પષ્ટ શબ્દ અને કૃતિથી કરી શકે છે, એમાંજ તેનું મહત્વ છે. તે સત્ય વસ્તુ એવી છે કે, તેનો કોઇ પણ ભાગ તમારી દૃષ્ટિ બહાર છુપાઇ ન રહેતાં સૂર્યપ્રકાશની મારફતે તમોને સ્પષ્ટ જણાય છે. જે કોઇ પોતાને સત્ય સમજાય એવી ખરી ઇચ્છાથી બાયબલ વાંચશે તેને અવશ્ય તેમાં સત્ય જણાશે. તેમાં સામાન્ય માનવબુદ્ધિનું અગમ્ય એવું કોઇપણ ગૂઢ તત્ત્વ છુપાવી રાખેલું નથી. તેમાં એવું કંઇ ગૂઢ હશે એવી ખોટી સમજ કરી બેસશો નહિ. ધર્માધિકારીઓની સહાય વિના આપણે ધર્મરહસ્ય જાણી શકીશું નહિ, એ માન્યતા સર્વથા ભૂલભરેલી છે."

"મેં આ ભાવનાથી બાયબલ વાંચ્યું છે અને મને જણાયું છે કે, તેમાં **સત્ય વસ્તુનું કથન બાળક પણ સમજી શકે તેવી સહેલી રીતે કહેલું** છે.× ખ્રિસ્તે ખરેખર શું કહ્યું છે એ જાણવાની તમારી ઇચ્છા હોય તો પહેલાંની સર્વ માન્યતા બાજુએ રાખી નિર્દોષ ચિત્તે મૂળ ગ્રંથ વાંચો. બાયબલ પવિત્ર ગ્રંથ છે એ લક્ષમાં રાખી શુધ્ધ ભાવનાથી તમારે તે વાંચવું જોઇએ. એ ગ્રંથ કંઇ એક નવલકથા નથી. કંઇક ભાગ વાંચવો વળી કંઇક છોડી દેવો, એવી રીતે વાંચવું એ કંઇ ઉપયોગનું નથી."

"બાયબલનો કયો ભાગ આપણને સમજાય છે અને કયો સમજાતો નથી, તેનો પ્રથમથી નિર્ણય કરી રાખવો. આપણને સમજાતો હોય તેવા ભાગનું પૂર્ણ અવલોકન થયા પછી નવી દૃષ્ટિથી કઠિન અને ગૂઢ ભાગ વાંચવો. મેં બાયબલનો એવી રીતે અભ્યાસ કર્યો ત્યારેજ ખ્રિસ્તનો આશય મારી સમક્ષ આબેહુબ ઉભો થઈ ગયો હતો. એજ માર્ગે જે કોઈ બાયબલનો અભ્યાસ કરશે તેને મારી ખાત્રી છે કે, મારા જેવોજ લાભ થશે."

"આદમે કરેલા પાપથી સર્વ મનુષ્યજાતિ પાપી થઈ અને તે પાપનો નિવેડો કેટલીક વિશિષ્ટ પ્રકારની વાતોપર અંધશ્રદ્ધા રાખવાથીજ થાય છે; એમ જો ખ્રિસ્તને ખરેખર લાગ્યું હોય તો કહેવું જોઇએ કે, તે તે વાત સ્પષ્ટ શબ્દમાં કહેવાનું ભૂલી ગયો છે. સેંટ પોલે આ વાતને મહત્ત્વ આપ્યું છે, પણ પોલ અને ખ્રિસ્તનો પ્રત્યક્ષ મેળાપ કદિજ થયો ન હતો; એ ઉપરથી ખ્રિસ્તે કહેલા ધર્મ અને ચાલુ ખ્રિસ્તીધર્મ વચ્ચે કેવું મોટું અંતર છે તે પ્રત્યેકને સહેલાઇથી જણાઇ આવશે."

ભલેને ધર્મની બાબત હોય, પણ તેને બુદ્ધિની કસોટી તો જોઈએ એમ ટૉલસ્ટૉયની દૃઢ માન્યતા હતી. તે કહે છે: "વિવેકબુદ્ધિ આપણા દરેકને ગમે ત્યાંથી પ્રાપ્ત થએલી છે. એ વસ્તુ આપણે બનાવેલી નથી. સારા નરસાનો નિર્ણય બુદ્ધિ પોતાની મેળેજ કરે છે. અમુક વાત સારી છે અને અમુક વાત ખરાબ છે, એવો નિશ્ચય આપણી બુદ્ધિ કયારે અને કેવી રીતે કરે છે તે આપણા લક્ષમાં પણ આવતું નથી. એ વારસો આપણા તરફ અનાદિ કાળથી ચાલ્યો આવ્યો છે. આપણા સર્વનો આદિજનક જે પ્રભુ છે તેણેજ આપણને એ પ્રકાશ આપેલો છે. એ પ્રકાશના દાનમાં પ્રભુએ ભેદભાવ રાખ્યો નથી. આપણ સર્વને સરખોજ

×આપણી ભગવદ્‌ગીતા, ઉપનિષદો અને યોગસૂત્રોને પણ બરાબર એજ શબ્દો લાગુ પડે છે. એમાંનાં સાદી સીધી રીતે કહેવાએલાં સત્યો, જેમ જેમ લાંબી પહોળી ટીકામાં ફસાતાં જઇએ તેમ તેમ ગૌણ બનતાં ચાલી બીજી પંડિતાઈનુંજ બળ વધતું ચાલે છે.

સંપાદક.

હિસ્સો આપેલો છે. આપણા પ્રત્યક્ષ સ્વરૂપની પાછળ એ આપણું ઉન્નત સ્વરૂપ રહેલું છે. કેટલાકોમાં એ ઉન્નત સ્વરૂપ અધિક સ્પષ્ટ દેખાય છે ત્યારે કેટલાકમાં તે નિદ્રાવસ્થામાં હોવાના કારણે સ્પષ્ટ જણાતું નથી. **માણસ માણસમાં જે ફરક દેખાય છે, તે મૂળ સ્વરૂપનો નહિ પણ માત્ર ઓછીવત્તી સ્પષ્ટતાનો છે.** આપણા સર્વનું મૂળ ચૈતન્ય એકજ છે; માટે જો આપણે આપણાં અંતઃકરણ ખુલ્લાં કરીશું તો જરૂર આપણા પોતાના આચાર પુરતો સારાનરસાનો વિચાર અંશતઃ પણ કરી શકીશું. મૂળ ચૈતન્ય તમારી તદ્દન સમીપમાં છે, અરે તમારા હૃદયમાંજ છે. આ પૃથ્વીપર **આપણે જે જન્મ લીધો છે તેનો હેતુ ઇંદ્રિયલોલુપતા પૂરી કરી પશુકોટિમાં જવાનો નથી; પણ જેની સાથે આપણું સ્પષ્ટ સાધર્મ્ય છે, એવા આપણા મૂળ ચૈતન્યસ્વરૂપને પામવાનો છે.** ઇસુખ્રિસ્તે એ ઉદ્દેશ પોકારી પોકારીને સ્પષ્ટ શબ્દમાં વર્ણવ્યો છે. આપણે સર્વ પ્રભુનાંજ બાળકો હોઇ પ્રભુની માફકજ પૂર્ણત્વ પ્રાપ્ત કરવાને હકદાર છીએ એમ ઇસુએ ચોકખી રીતે કહ્યું છે. મારા જીવનનો હેતુ શો, એનો ટુંકો ઉત્તર એ છે કે, સારૂં શું અને ખરાબ શું તે દર્શાવનાર મૂળ શક્તિ મારામાં રહેલી છે. મારી વિવેકબુદ્ધિના તંતુઓદ્વારા એ મૂળ શક્તિ સાથે મારો સંબંધ ગૂંથાએલો છે અને તે શક્તિની ઉપાસના કરવી એજ મારા જીવનનો હેતુ હોઇ મારૂં જન્મસાફલ્ય પણ તેજ છે. એ સેવા–ઉપાસના સત્કર્મથીજ હું કરી શકયો છું. ”

ખ્રિસ્તે કહેલા ધર્મવિચાર કેવળ પુસ્તકમાંજ રાખવાના નથી પણ તેને પ્રત્યક્ષ આચારમાં મૂકવાના છે. ખ્રિસ્તની જે દસ આજ્ઞા છે તે વિષે ટૉલ્સ્ટૉયે પુષ્કળ વિચાર કર્યો છે. એ દસ આજ્ઞામાં 'ખરાબનો પણ પ્રતિકાર કરશો નહિ; અને તમારા જમણા ગાલપર કોઈ મારે તો ડાબો ગાલ પણ આગળ કરજો' એવી જે એક આજ્ઞા છે, તેનો મેળ વ્યવહારમાં કેવી રીતે ઉતારવો તે વિચારમાં ટૉલ્સ્ટૉય ઘણા દિવસ સુધી ધુંચાયા હતા. તેમને લાગતું કે એ આજ્ઞા અવ્યવહારૂ છે. તેમનો જન્મ તલવાર ચમકાવનાર સરદાર કુટુંબમાં થયો હતો. ક્ષત્રીયત્વનું રક્ત તેમની નસોમાં વહેતું હતું. આથી એ આજ્ઞા તેમના ચિત્તમાં સરળતાથી ઉતરે નહિ એ સ્વાભાવિક હતું; પણ ખ્રિસ્તની સર્વ આજ્ઞાનો વિચાર તેમણે કર્યો અને તેનું પ્રત્યક્ષ આચરણ જોયું ત્યારે એ આજ્ઞા પણ પ્રત્યક્ષ વ્યવહાર માટેજ ખ્રિસ્તે કરી છે એમ તેમને સ્વીકારવાની ફરજ પડી.

**જુના બાયબલનાં ચાલુ ભાષામાં થએલાં ભાષાંતર કેવળ ભૂલ ભરેલાં છે; એટલુંજ નહિ પણ મૂળમાં નહિ એવા કેટલાક શબ્દો એ ભાષાંતરોમાં ગોઠવી દેવામાં આવ્યા છે એવી તેમની ખાત્રી થઇ.** કેટલાંક

ભાષાંતરકારોએ મૂળમાં કંઇપણ આધાર નહિ છતાં પોતાના ઘરનીજ વધુ હકીકત દાખલ કરી દીધેલી હોવાથી ખ્રિસ્તના ઉપદેશનુ વિકૃત સ્વરૂપ થએલું તેમને જણાયું. ખ્રિસ્તના ઉપદેશો પ્રમાણે પ્રત્યક્ષ આચાર થવો એ અમારા સ્વભાવને સાધ્ય થાય તેમ નથી એમ કહેનારાઓને ટૉલસ્ટૉય કહે છે કે, " ઠીક છે, પણ અમુક એક વાત તમોને સાધ્ય ન થાય તેથી શું તે અસત્ય અને ત્યાજ્ય ઠરે છે ? સત્યમાર્ગ દર્શાવવા માટેજ તત્ત્વજ્ઞાન અને ધર્મનો જન્મ થયો છે. તેણે બતાવેલા માર્ગે બને ત્યાં સુધી પ્રત્યક્ષ અનુભવ કરવો એ આપણું કર્તવ્ય છે. આપણો પ્રયત્ન સર્વથા સફળ ન થાય તો ભલે, પણ આપણો ઉદ્યોગ વચ્ચેજ ન છોડી દેતાં દૃઢતાથી તે ચાલુજ રાખવો જોઇએ."

ભગવાન ખ્રિસ્તની આજ્ઞા છે કે, ' શપથ લેશો નહિ. ' પરંતુ વ્યવહારમાં, સામાન્ય વાતચીતમાં શપથ શબ્દનો અનેક વખત ઉચ્ચાર થાય છે; તે સંબંધમાં કેટલાક કહે છે કે, 'એથી આપણી નીતિ બગડે છે શું ?' આમ કહેનારને ટૉલ્સ્ટૉય કહે છે, "પ્રભુએ તમારૂં વર્તન વ્યવસ્થિત રહેવામાં સહાયતા મળે તે માટે વિવેકબુદ્ધિ આપી છે. એ બુદ્ધિને મોકુફ રાખીને તમે તમારૂં વચન કોઈને વેચી દેશો નહિ, કે જેથી પછી તમને અયોગ્ય લાગે તેવું વર્તન પણ તમારે તે વચનને ખાતર કરવું પડે. ધારો કે કોઇ બાદશાહ, ઝાર, કૈસર, રાજા, રાણી, પ્રમુખ કે સેનાપતિના વચનમાં રહેવાના શપથ તમે લીધા છે અને એમાંના કોઈએ તમને ગમે તેવો ગુન્હો કરવાની આજ્ઞા કરી છે તો તમે શું કરશો ? શું તમે સપડાશો નહિ કે ? એ શપથના બળપર જુલમી સત્તાધીશે આજ્ઞા કરી કે એક ઉત્તમ અને નિર્દોષ માણસનો વધ કરો; તો તમારે પ્રભુની આજ્ઞાનો ભંગ કરવો પડશે કાં તો વચનભંગ કરવાની જરૂર પડશે. બેમાંથી કોઇપણ એક પાતક તમારે અવસ્ય કરવું પડશે. એવી સ્થિતિમાં તમે શું કરશો ? ત્યારે એવી સ્થિતિમાં સપડાવાનો પ્રસંગજ આવે નહિ એવી ગોઠવણ અગાઉથી કરવી શું ઇષ્ટ નથી ?"

"જર્મન સમ્રાટ બીજા વિલિયમે નવી ભરતીમાં આવેલા સૈનિકો પાસે શપથ લેવડાવ્યા પછી તેમને ઉદ્દેશી કહ્યું: " તમે મારી આજ્ઞાનું પાલન કરવાના શપથ લઈ ચૂક્યા છો તે ચોક્કસ ધ્યાનમાં રાખજો. હવે જો હું તમને તમારા પોતાના પિતાપર ગોળી છોડવાનો હુકમ કરૂં તો તેનું પણ તમે ઉલ્લંઘન કરી શકશો નહિ."

" યુદ્ધ જેવો ચોકખો મનુષ્યવધનો ધંધો એવા શપથપરજ આધાર રાખી રહેલો છે. પ્રભુએ પોતાની સદસદ્વિવેકબુદ્ધિ એવી રીતે શાસકને સ્વાધીન કરવાની પ્રથા સર્વ દેશમાં ચાલતી હોવાથીજ એ અધમાધમ યુદ્ધવ્યવહાર જગતમાં અસ્તિત્વ ધરાવી રહ્યો છે. "

" ખ્રિસ્તનો ઉપદેશ તો એવો છે કે, તમારૂં કોઇ ભૂંડું કરે તો તેનો પ્રતિ-

કાર કરવાને સ્થાને સહનશીલતા ધારણ કરો. ખ્રિસ્ત કહે છે' 'તમારા જમણા ગાલપર કોઇ તમાચો મારે તો તમારો ડાબો ગાલ પણ ધરો.' ખ્રિસ્તના એ વચનનો અર્થ એ છે કે, તમને અપ્રિય હોય એવા માર્ગે કોઇ પ્રયાણ કરતું હોય તો તેને પ્રત્યક્ષ જબરાઈથી પ્રતિકાર ન કરો. ખ્રિસ્તની અન્ય આજ્ઞાઓની સાથે આ આજ્ઞા વાંચશો તો તમને જણાશે કે, તેમાં એથીએ ગૂઢ અર્થ રહેલો છે."

"કોઇપણ વિચાર કે મતનો પ્રચાર કરવાના આ જગતમાં બે રસ્તા છે અને તે પરસ્પર વિરૂદ્ધ છે. પહેલો પંથ બુદ્ધ, જીસસ જેવા મહાત્માઓએ સ્વીકારેલો છે. સત્યની શોધ માટે સતત પ્રવૃત્તિ રાખવી, જે સત્ય લાગે તે નિર્ભયતાથી પ્રકટ કરવું અને પોતાનો આચાર તે તત્ત્વને સંપૂર્ણ અનુકૂલ રાખવા બને તેટલો પ્રયત્ન કરવો એ પહેલો પંથ છે. પોતાના વિચારનો સ્વીકાર કરાવવા માટે એ લોકોત્તર પુરૂષોએ કોઇનાપર જુલમ કરેલો નથી. પર્જન્યવૃષ્ટિ અને સૂર્યપ્રકાશની જેમ વનસ્પતીપર અવશ્ય અસર થાય છે તેમ મહાન પુરૂષોના પ્રત્યક્ષ દૃષ્ટાંતની અસર જનસમાજપર થયા સિવાય રહેતી નથી. તેમનું સૂક્ષ્મ તેજ એક દેશકાળમાંથી બીજા દેશકાળમાં પ્રવેશે છે અને તેની યોગ્ય સમયે અસર થાય છેજ. એ અસર તત્કાલમાં દ્રષ્ટિએ આવતી નથી; પણ તેનું સ્વરૂપ કાલાંતરે સ્પષ્ટ થયા સિવાય રહેતું નથી."

"એ સિવાય અન્ય એક પંથ છે. એ પંથનું સૂત્ર બાહુબળથી પોતાના વિચારો બીજાને સ્વીકારવા ફરજ પાડવી એ છે. સીઝર, સીકંદર, નેપોલિયન વગેરે સમ્રાટો અને અર્વાચીન કાળમાં તલવારના બળપર ચાલતાં સામ્રાજ્ય એ પંથનાં પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે. એમની અસર જ્યાંસુધી તેમનો તલવારનો હાથ પહોંચી શકે છે ત્યાંજ સુધી હોય છે અને તે પણ ક્ષણિકજ. એમનો અસ્ત થતાં તેમની પાછળ ક્રોધ, અસૂયા, દ્વેષ વગેરે વિવેકનું સામ્રાજ્યજ માત્ર પુરાંતમાં રહે છે. એવી રીતે એ બંને પંથ આરંભથી તે અંતસુધી એક બીજાથી ભિન્ન છે. કોઈ સિધ્ધાન્ત ગમે તેટલો સારો હોય તોપણ તેનો જુલમથી પ્રચાર કરવો એ તો મૂર્ખાઇજ છે. કોઇપણ માણસ જુલમથી આરોપાતા તત્ત્વનો સ્વીકાર બુદ્ધિપૂર્વક કરતો નથી. એ જુલમને નમસ્કાર છે, એવી ભાવના તેને નિરંતર શલ્યની માફક ખૂંચ્યા કરે છે."

"કોઇ તારા શરીરપરનો કોટ–અંગરખું લઇ લે અને તે તારી સાથે કાયદાની અદાલતમાં તકરાર કરે તો તેને તારૂં ખમીસ–પહેરણ પણ આપી દે, એ ખ્રિસ્તાજ્ઞાનો મર્મ તદ્દન સ્પષ્ટ છે. અર્થાત્ કાયદાની અદાલત, પોલીસ, તુરંગ અને જુલમનાં અન્ય સાધનો ખ્રિસ્તની દ્રષ્ટિથી ત્યાજ્ય ઠરે છે."

"પાડોશી પ્રમાણેજ શત્રુપર પ્રેમ રાખ, એવી પણ એક ખ્રિસ્તાજ્ઞા છે. ખ્રિસ્ત કહે છે, 'મિત્રપર પ્રેમ રાખવો તેમાં વિશેષ શું છે ? બધાએ તેમ કરે

પણ સર્વનો પિતા પ્રભુ જે પ્રમાણે સારા અને દુષ્ટ, ન્યાયી અને અન્યાયીપર એક સરખીજ પર્જન્યવૃષ્ટિ કરે છે; તે પ્રમાણે તમારે પણ કરવું જોઇએ. જો તમે તેમ કરશો તોજ તમે તેના પુત્ર તરીકે શોભશો.' "

"ખ્રિસ્તે પોતાની આજ્ઞા સ્પષ્ટ શબ્દમાં વ્યકત કરી છે અને તે પ્રમાણે વર્તન ચલાવી બતાવ્યું છે. કોઇનીએ ગેરસમજ થાય તેવી સંદિગ્ધતા તેના ઉપદેશમાં રહેલી નથી. ખ્રિસ્તના શબ્દ અને તેના પ્રત્યક્ષ વર્તને બતાવેલો માર્ગ ઝાંખો નહિ પણ તદ્દન પ્રકાશિત–સ્પષ્ટ છે."

ખ્રિસ્તના ઉપદેશપરત્વે અર્વાચીન કાળના ધર્મોપદેશકોએ કરેલી ટીકા અને ટૉલ્સ્ટૉયની ટીકા વચ્ચે મોટું અંતર છે. ખ્રિસ્તની ઇચ્છા શું કહેવાની હતી, તે વિષે ટૉલ્સ્ટૉયની ટીકામાં જે સ્પષ્ટતા છે તે બીજી ટીકાઓમાં નથી. તેજ પ્રમાણે ધર્મ અને વ્યવહારનું જે ભિન્નત્વ પ્રાચીન ટીકાકારોમાં દ્રષ્ટિએ આવે છે, તે ટૉલ્સ્ટૉયની ટીકામાં નહોતાં. તેમણે ધર્મ એ હમ્મેશના આચારનું શાસ્ત્ર છે એમ સ્પષ્ટ કરી બતાવ્યું છે. વળી આપણુને સમજાય તેવાં પ્રમેય કયાં છે અને બુદ્ધિથી પર એવાં કયાં છે તે પણ તેમણે પોતાની ટીકામાં વ્યકત કર્યું છે. પરમેશ્વરનું સ્વરૂપ, તેના ગુણ, સૃષ્ટિની ઉત્પત્તિ અને જગતના ઉદ્ધારની વાતો બુદ્ધિગમ્ય નથી એમ સમજી લઇ તે વિષે ટૉલ્સ્ટૉયે પોતાનો કોઇપણ નિશ્ચિત મત પ્રકટ કરેલો નથી. આ જગતમાં આપણું શું કર્તવ્ય અને આપણાથી ઉચ્ચતર એવી જે વિશ્વશક્તિ આપણી બુદ્ધિ તથા વિવેકશકિતદ્વારા પ્રકટ થાય છે તેના સંબંધમાં આપણું શું કર્તવ્ય છે તે માત્ર તેમણે સ્પષ્ટ દર્શાવ્યું છે. વિશ્વની ચાલકશક્તિ અને સામાન્ય મનુષ્ય વચ્ચે રહેલો સંબંધ આજ સુધીમાં અનેક સાધુ પુરૂષોના અનુભવમાં સ્પષ્ટ રીતે આવ્યો છે, અને સાધારણ માણસને પણ તેનો અસ્પષ્ટ અનુભવ થાય છે. જગતમાં નીતિ અનીતિ જેવું કંઇજ માનવું નહિ એમ કહેવામાં આવશે તો બધું ગોટાળામય થઇ જશે; એ વાતની ખાત્રી સૉક્રેટીસ, એમર્સન અને બહુધા સર્વ ધર્મના સાધુ પુરૂષને થઇ; અને મનુષ્ય તથા વિશ્વશકિત વચ્ચેનો નિત્ય સંબંધ આપણે જેટલા પ્રમાણમાં સમજી શકીશું, તેટલામાં પ્રમાણમાં આપણે સત્યની વિશેષ સમીપ પહોંચતા જઇશું; એ વાત ટૉલસ્ટૉયે કેવળ સ્વબુદ્ધિના બલથીજ જાણી અને એ તત્ત્વ તેમણે પ્રત્યક્ષ આચારમાં પણ મૂકી બતાવ્યું. પરંતુ એ એક તત્ત્વ સમજવાને તેમના જીવને કેટલું ગુંચાવું પડયું, કેટલું સહન કરવું પડયું અને તેને પ્રત્યક્ષ આચારમાં મૂકવા કેવું ભયંકર તપ તપવું પડયું, તેનો વિચાર કરવામાં આવશે તો સામાન્ય મનુષ્ય તો ગભરાઇજ જશે. તેમને જુના કર્મઠપંથના ધર્મોપદેશકો સામે પ્રચંડ યુદ્ધ કરવાં પડયાં, સાધુઓના પક્ષમાં બહુધા જનમત અને જરૂરના પ્રસંગે સરકારના લોખંડી બાહુ

સહાય માટે ખડા હતા ત્યારે ટૉલ્સ્ટૉયને મદદ માટે કોઇ જોડીદાર પણ મળ્યો નહતો. ધર્માંધ પાદરીઓએ તેમને ધર્મદ્રોહી ઠરાવી સ્પષ્ટ રીતે નાસ્તિક જાહેર કર્યા અને તેજ પ્રમાણે કેટલાક શાણા ગણાતા ગૃહસ્થો તેમને ધર્મઘેલા કહી ઉપહાસ કરવા લાગ્યા. કેટલાકનો એવો પણ અભિપ્રાય થયો કે, ટૉલ્સ્ટૉયની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. આવા પ્રકારની અત્યંત પ્રતિકૂલ સ્થિતિમાં તેમણે કેટલું કાર્ય કર્યું તેનો વિચાર કરવામાં આવે છે તો તેમને ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતું નથી.

બાપદાદાએ અમુક પ્રકારનું અવલંબન કર્યું હતું તેથી આપણે પણ તેમજ કરવું જોઈએ, એવી અંધપરંપરા સર્વત્ર દગ્ગોચર થાય છે; તેનું કારણ ધર્મજ્ઞાનનો અભાવજ માત્ર છે. એવી અંધપરંપરાથી બુદ્ધિ સર્વ રીતે સ્વીકારી શકે તેવા ધર્મતત્ત્વનો પ્રચાર ત્વરાથી થઇ શકતો નથી; તોપણ જે લોકોમાં એવી અંધપરંપરા નષ્ટ થએલી હોય છે તે લોકો ધર્મદ્રોહીજ બનેલા હોય છે, એમ કંઇ નથી હોતું. પૂર્વપરંપરા ખસી જવાની સાથે નવું કંઇજ આવતું નહિ હોય એમ કોઇ કોઇ સ્થળે બનતું હશે; તથાપિ કેટલાકમાં પૂર્વપરંપરા નષ્ટ થવા છતાં જાગૃતિ કાયમ રહેવાથી તે નાસ્તિક બનતા નથી. ઉલટા તે અંતઃકરણપૂર્વક સત્યશોધન માટે મંડયા રહે છે. છેવટે એવાઓજ સામાન્ય જનસમાજના સાચા માર્ગદર્શક બને છે. એવાઓના હૃદયમાંજ સાચું ધર્મજ્ઞાન ઉદ્દ્ભવે છે અને તેઓજ ઉદાર બુદ્ધિથી એ જ્ઞાનની અટળક લ્હાણી કરે છે. ટૉલ્સ્ટૉય એવા પ્રકારના માર્ગદર્શકમાંના જ એક હતા.

પ્રાચીન તત્ત્વજ્ઞાનને સુસંગત કરવાનું કાર્ય અતિ કઠિન હોઇ, તેમ કરવા ઇચ્છનાર છેવટે ગોટાળામાં પડયા સિવાય રહેતો નથી, એ વાત ટૉલ્સ્ટૉયના લક્ષમાં આરંભથીજ આવી હતી. આથી તે પ્રથમથીજ પંચાતમાં પડયા નહતા. જે વાત પોતાની બુદ્ધિશક્તિની બહારની છે, તેનો છેડો મેળવવાથી પણ અંતે કંઈ લાભ નથી તે લક્ષમાં આવી જવાથી બુધ્ધિગમ્ય અને આવશ્યક તત્ત્વ શું છે, એટલાનો-જ વિચાર કરી વિવેકબુદ્ધિને ગ્રાહ્ય થઇ શકે તેવા ધર્મનું સ્વરૂપ તેમણે નિર્માણ કર્યું. તે કહેતા કે, પોતે કહેલાં તત્ત્વોપર અંધવિશ્વાસ કદિ પણ ન રાખતાં તેની સત્યાસત્યતાનો સ્વાનુભવથી નિર્ણય કરતા રહો.

ઇ. સ. ૧૮૮૦ના અરસામાં ધર્મદષ્ટિએ રૂશીયાની સ્થિતિ અતિ નાજુક બની ગઇ હતી. પોલીસની સહાયથી ચાલતો જુનો ધર્મપંથ અસ્તિત્વમાં હોઇ લાખો અજ્ઞાન અને જકકી ખેડુતો એ પંથના અનુયાયી હતા; અને બીજી તરફ ડાર્વી-નના સિદ્ધાંતનો પ્રચાર થવાથી નાસ્તિકવાદને ટેકો મળી પુષ્કળ સુશિક્ષિત માણસો ચાર્વાકવાદના અનુયાયી બન્યા હતા. તેવા સમયમાં ટૉલ્સ્ટૉયના વિચાર સાંભળવાને કોઇ તૈયાર ન હોય તેમાં આશ્ચર્ય જેવું નહતું. એક તરફ પોતાના શાસ્ત્રીય જ્ઞાનથી

ગર્વિષ્ઠ બનેલો અને અન્ય જગત તરફ તિરસ્કારથી જોનાર સુશિક્ષિત વર્ગ, અને બીજી બાજુએ ઘેટાંના જેવું ખેડુતોનું ટોળુ. ટોલસ્ટૉયનું તત્ત્વજ્ઞાન સમજવા સુશિક્ષિતો ઇચ્છા રાખતા નહતા અને ખેડુતોમાં તે સમજવાની યોગ્યતા નહતી.

આવા સંજોગોમાં પણ પોતાના માર્ગમાં અવિચળ રહી ટૉલસ્ટૉયે બુદ્ધિગમ્ય ધર્મપંથ નિર્માણ કર્યો તેમાંજ તેમની મહત્તા રહેલી છે. જુના પંથની અધપરંપરાનો પૂર્ણ ત્યાગ કર્યા સિવાય નવા માર્ગનું શોધન તેમના માટે શક્ય નહતું; અને જુના પંથનો ત્યાગ કરવા હોય તો તેનું પોકળ જનસમાજ સમક્ષ પ્રકટ કરવાની અનિવાર્ય આવશ્યકતા હતી. ધર્મના પડદા પાછળ કેવા ધૂતારા જગતમાં વિહાર કરે છે તે લોકોને કહેવાની જરૂર હતી; તેજ પ્રમાણે નવા ચાર્વાકવાદીઓના પણ કાન ઉઘાડવાની આવશ્યકતા હતી કે અર્વાચીન શાસ્ત્રોએ સૃષ્ટિપર ગમે તેટલો જય મેળવ્યો હોય, પણ તેટલાથી મૂળ સત્ય જાણવા જેવી સ્થિતિમાં આવેલું ન હોઇ પુષ્કળ બાબતો તેની શક્તિ બહાર છે અને ધર્મ પણ તેમાંનીજ એક બાબત છે. મનુષ્યજાતિને ધર્મજ્ઞાનની અત્યંત આવશ્યકતા છે એ સિદ્ધ કરવાની સાથે પ્રચલિત પંથ જ્ઞાનદાનના કાર્યમાં નિરૂપયોગી છે એ પણ દર્શાવવાનું હતું; આથી ટૉલસ્ટૉયનું કાર્ય કેટલું મુશ્કેલ હતું તેની કલ્પના થઇ શકે તેમ છે. બંને બાજુ વિકરાળ કરાડો હતી અને ભયને જોડનાર સૂક્ષ્મ તંતુપરથી સામી બાજુ જવાનું કાર્ય તેમને કરવાનું હતું.

બીજાઓની પેઠે કેટલાક તત્ત્વોની કેવળ પુસ્તકદ્વારા ચર્ચાજ કરવી અથવા પોતાનું જ્ઞાન જનસમાજ સમક્ષ રજુ કરી આનંદ માનવો, એવું તેમને કરવાનું નહતું. તેમને તો માનવ જીવનનુ અંતિમ લક્ષ્ય નિશ્ચિત કરી તે સાધવાનો માર્ગ શોધી કાઢી લોકબુદ્ધિને તે પૂર્ણરીતે સમજાવવાનું કાર્ય કરવાનું હતું અને તે માર્ગે નહિ ચાલનારનું જીવન અવશ્ય વિફલ થશે એ વાત લોકોને ગળે ઉતારવાની હતી. કેમકે કોઇપણ બાબત ત્યાજ્ય અથવા ગ્રાહ્ય શામાટે છે, તેનું જ્ઞાન મળ્યા વગર કોઈપણ તે પ્રમાણે વર્તતું નથી.

ટૉલસ્ટૉયના વિચાર પ્રમાણે બાયબલના જુના કરારવાળા ભાગમાં સારા નરસાની ખીચડી થએલી છે; તેમાં કંઇ કંઇ તત્ત્વો મળી આવે છે પણ બાકીનો ઘણો ખરો ભાગ અશાસ્ત્રીય અને ગ્રામ્ય પણ છે. નવા કરારમાં પણ પૉલે લખેલા ભાગને તે સ્વીકારતા નથી તે કહે છે કે, તેની ટીકાથી પણ ખ્રિસ્તે કહેલો ધર્મ અતિ વિકૃત સ્વરૂપને પામ્યો છે.

પૉલના 'સરકારી સત્તાનો જન્મ પ્રભુમાંથી થયો છે' એ તત્ત્વનો ટૉલસ્ટૉયે અત્યંત સખત શબ્દોથી નિષેધ કર્યો છે. અતિ જુલમી રાજાની સત્તાનો જન્મ પણ પ્રભુમાથી થયો છે કે ? એવો ઉચિત્ત પ્રશ્ન કરી તે કહે છે કે, "મનુષ્યે ફકત પ્રભુનીજ

આજ્ઞા માનવી અને તે સિવાય અન્ય કોઇ પણ વ્યક્તિને નમવું ન જોઇએ. કોઇ પણ વ્યક્તિપર કોઇપણ પ્રકારનો જુલમ કરવો નહિ એ ખ્રિસ્તના ઉપદેશનું મૂળ તત્ત્વ છે. રાજાની આજ્ઞા પાળવા જતાં એ તત્ત્વનું ઉલ્લંઘન કરવુ પડે તો તે ખ્રિસ્તી ધર્મનો ત્યાગ કરવા સમાન છે. સરકાર અને ધર્માધિકારીઓએ એકત્ર થઇને મૂળધર્મથી વિરૂદ્ધ એવાં તત્ત્વો જ્યારથી જનસમાજ પર પરાણે નાખ્યાં,તેજ દિવસથી સાચા ખ્રિસ્તીધર્મનો નાશ થયો છે."

મૃત્યુ પછી પણ જીવન કાયમ રહે છે કે કેમ ? એનો નિર્ણય પ્રથમ તેમની બુદ્ધિમાં થયો નહતો; પણ પછીથી "જીવાત્મા એ વિશ્વાત્માનોજ અંશ છે અને તેથી દેહપાત પછી પણ તેનું અસ્તિત્વ રહે છે" એ વાત તેમને માન્ય થઇ હતી; પણ દેહપાત પછીનું જીવન કેવા સ્વરૂપનું હશે, એ પ્રશ્ન પોતાની બુદ્ધિશક્તિ બહારનો હોવાથી અને ગમે તેવો આળપંપાળ ઉત્તર આપવો નહિ એવો તેમનો નિશ્ચય હોવાથી એ વાતની પંચાતમાં તે પડયાજ ન હતા. તે કહે છે, "ભવિષ્ય-કાળનું સ્વરૂપ શું હશે તેનો નિશ્ચય કરી ન શકાય તો તેથી શી હાનિ છે ? ભવિષ્ય ગમે તે હોય પણ વર્તમાન જીવનમાં અને વર્તમાન ક્ષણે પ્રભુનું સુખમય સામ્રાજ્ય ભોગવવા મથવું એજ પ્રત્યેકનું કર્તવ્ય છે અને આપણે તે કરીશું."

ઇંદ્રિયશાસ્ત્ર, વિદ્યુન્માનસશાસ્ત્ર અથવા સ્પિરિચ્યુઆલિઝમ જેવી વિદ્યાને તે તુચ્છકારતા હતા. તે કહેતા કે, એનાથી માનવવિચારપ્રવાહમાં અનંત ગોટાળા ઉપસ્થિત થાય છે અને મુખ્ય મુદ્દાનો પ્રશ્ન દૂર રહી જાય છે.

ટૉલસ્ટૉયના વિચાર પ્રમાણે ધર્મશાસ્ત્રમાં ખ્રિસ્તે દર્શાવેલા ચમત્કારમાં શું તત્ત્વ છે તેનોજ વિચાર કરવાનો છે. તે કહે છે કે, કોઈ માણસ સમુદ્રની જલ-સપાટી ઉપરથી ચાલ્યો જાય તેટલા પરથી તે સત્યને ઓળખી શકયો છે એમ સિદ્ધ થતું નથી. સમુદ્રપર ચાલવાની અથવા આકાશમાં ઉડવાની વિદ્યા ગમે તેવી મોટી હોય પણ તે જડ છે. એ અપરા અથવા જડ વિદ્યામાં કોઇ ગમે તેટલી પ્રવીણતા સંપાદન કરે પણ તેથી તેને પરાવિદ્યાના મૂળાક્ષરનું પણ જ્ઞાન થએલું ગણાય નહિ. ચમત્કારની સાથે સત્યધર્મનું ઐકય ગોઠવવું એ નિષ્ફળ છે."

આ વિચારને અનુસરી તેમણે પોતે કરેલા (બાયબલના) ભાષાંતરમાંથી ચમત્કારનો ભાગ તદ્દન દૂર કર્યો છે.

કેટલાંક ભૌતિકશાસ્ત્રોએ મનુષ્યના શરીરસ્વાસ્થ્ય સાથે ધર્મતત્ત્વનો સંબંધ જોડવાનો પ્રયત્ન કર્યો છે. એ પ્રકાર પણ ટૉલસ્ટૉયને માન્ય નથી તે કહેતા કે, ધર્મતત્ત્વનો સંબંધ ફકત આત્મા સાથેજ છે. તેને મારીમચડીને શરીર સાથે જોડવો એ ગાંડપણ છે રોગ અને મૃત્યુ જીવની ઉન્નતિ માટે આવશ્યક અને અનિવાર્ય પણ છે."

ધર્મનું મુખ્ય કાર્ય શું છે એ એકજ મુખ્ય મહત્ત્વના પ્રશ્ન તરફ તેમનું લક્ષ

હતું. આથી ખ્રિસ્તનો મહત્ત્વનો ઉપદેશ શો છે એ વિષેજ તેમણે વિચાર કર્યો. ખ્રિસ્તે આંધળાને આંખો આપી, લૂલાને પગ આપ્યા અને રોગીને નિરોગી બનાવ્યા, એવી વાતો તરફ તેમનું લક્ષ બીલકુલ ગયું નહિ; તથાપિ મન અને શરીર ઉપર પરસ્પરની અસર થાય છે એ અનુભવનો પણ ઇનકાર ટૉલ્સ્ટૉયે કર્યો નથી.

જગતમાં જડરૂપમાં વહેતી અને સ્પષ્ટ દેખાતી શક્તિથી પર એવી જે સૂક્ષ્મ શક્તિ છે; તેની શોધ માટે યૂરોપના કેટલાક શાસ્ત્રજ્ઞો મંથન કરી રહ્યા છે. એ વિદ્વાનો હાલ તો આટલુંજ જાણી શકયા છે કે, પ્રચલિત જ્ઞાનને અગમ્ય એવા પ્રકાર વિશ્વમાં બને છે; અને વિશ્વશક્તિના જે કાયદાથી તે ઉદ્ભવે છે તે કાયદાથી હજી આપણે પૂર્ણ અજ્ઞાન છીએ.

ટૉલ્સ્ટૉયનો મત એ છે કે, કોઇ પણ રાજા અથવા સરકાર સાથે વચનથી બંધાઇ ન જતાં ધર્મને અનુસરીને વર્તવા માટે સ્વતંત્ર રહેવું એ મનુષ્યના માનસિક વિકાસ માટે અત્યંત આવશ્યક છે. વળી તે કહે છે કે, " જગતમાં માણસો જે કંઈ અપકૃત્ય કરે છે તે કેવળ સ્વેચ્છાથીજ કરે છે એમ હોતું નથી; પણ તેમણે સ્વીકારેલી નોકરીની શરતોને લીધે તેમને તેમ કરવાની ફરજ પડે છે. યુદ્ધમાં રક્તપાત, લૂંટફાટ, આગ સળગાવવી, વગેરે પ્રકારનાં ઘોર કૃત્યો જે શહેનશાહ અથવા સત્તાધારીઓ અન્ય પાસે કરાવે છે, તેઓ પોતે એવાં કૃત્યથી કદિ પણ પોતાના હાથ મલીન કરતા નથી; એટલુંજ નહિ પણ એવાં કાર્ય પોતાની આજ્ઞાથી થવા છતાં તેઓ એ કૃત્યો પોતાની નજરે સુદ્ધાં પડવા દેતા નથી. એ ઉપરથી સમજી શકાય છે કે, સ્વાભાવિક રીતેજ એવાં કૃત્યને તે કેટલાં પાપી સમજે છે. કાયદા અથવા ધંધાના નામ નીચે એવા અનેક પાપી બનાવ બને છે."

ટૉલ્સ્ટૉયના આ કથનની બાબતમાં વ્યાવહારિક માણસની દૃષ્ટિએ એક એ પ્રશ્ન ઉભો થાય છે કે, મનુષ્યસમાજની સાંપ્રત સ્થિતિમાં કોઇપણ પ્રકારનો, કાયદાનો, સમાજનો કે ધર્મનો અંકુશ ન રાખતાં તેને તદ્દન સ્વતંત્ર રાખવામાં આવે તો હાલની સ્થિતિ સુધરશે કે ? મનુષ્ય કાયદાના બંધનથી સુધરશે કે તેને તદ્દન છૂટો મૂકી દેવાથી સુધરશે ? એ પ્રશ્નનો ઉત્તર મુશ્કેલીભર્યો છે.

ગ્લૅડસ્ટન કહે છે કેઃ—" મારૂં અર્ધજીવન પૂરૂં થઇ જતાં સુધી હું મારા વર્તનનો વિચાર કેવળ મારી પોતાની જાત પુરતોજ કરતો હતો. મારા વર્તનનો લોકો શો અર્થ કરશે અને તેમના પર તેની કેવી અસર થશે, એનો મેં પૂર્વવયમાં કદિ પણ વિચાર કર્યો નથી. આપણી રહેણીકરણી તરફ કેવળ સ્વતઃની દૃષ્ટિએજ ન જોતાં અન્ય સમાજનું અસ્તિત્વ પણ લક્ષમાં લેવું જોઇએ એ વાત મારા ધ્યાનમાં આવેલી નહતી. સમાજમાં પરસ્પર સહકાર્યની ભાવના દૃઢ થઇ ઐકય જળવાય નહિ તો સમાજ છિન્ન ભિન્ન અને નષ્ટભ્રષ્ટ થવા લાગે. એ આપત્તિ ટાળવા

માટે પ્રત્યેકે પોતાનો માર્ગ સમાજની દૃષ્ટિએ નિયત કરવો જોઇએ."

ગ્લૅડસ્ટનના આ ઉદ્દગારમાં પાશ્ચિમાત્ય વિચારસરણીનું પ્રતિબિંબ બરાબર પડેલું છે. ટૉલસ્ટૉયની વિચારસરણી એથી ભિન્ન છે. ટૉલસ્ટૉય કહે છે, "પ્રભુથી ડરીને અને આપણી સદસદ્‌વિવેકબુદ્ધિને અનુસરીને આપણે આપણું વર્તન રાખીએ તો તેથી સામાન્ય એક દેશનું તો શું પણ સમગ્ર માનવજાતિનું કલ્યાણ થશે અને માનવહૃદયમાં બંધુભાવ જાગૃત થઇ તેમનું ઐકય વૃદ્ધિ પામશે." પરંતુ અદ્યાપિ એ વિચાર પ્રમાણેનો વ્યવહાર ચલાવવાની યોગ્યતા સામાન્ય મનુષ્યજાતિમાં આવેલી નથી. ટૉલસ્ટૉય પોતાની જાતપરથી જગતની પરીક્ષા કરે છે પણ તેમના પોતામાં રહેલી વિવેકજાગૃતિ, પરોપકાર, ઔદાર્ય જેવા ગુણ સામાન્ય જનોમાં કેટલે સુધી દૃષ્ટિએ પડે છે, તેનો વિચાર કરતાં ટૉલસ્ટૉયનું તત્ત્વ વ્યાવહારિક દૃષ્ટિએ ઉપયોગી થાય તેમ જણાતું નથી. આપણું પોતાનું વર્તન નિયત કરતી વખતે ચોતરફની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ પોતાના વર્તનથી અન્ય પર કેવી અસર થશે તેનો વિચાર કરવાની જરૂર છે. એકાદ તત્ત્વજ્ઞ કેવળ સ્વમતાચરણ ખાતર સમાજરીતિથી વિરૂદ્ધ વર્તન ચલાવે તો સમાજવ્યવસ્થામાં ક્ષતિ પહોંચાડવાનું પાપ તેના શિરે આવ્યા સિવાય ન રહે; માટે શાણા માણસે સમાજવ્યવસ્થા ટકાવી રાખવા માટેજ પોતાનો વર્તનક્રમ લોકસંગ્રહની દૃષ્ટિએ આંકવો જોઇએ.

આ સંબંધમાં ટૉલસ્ટૉય એવો આક્ષેપ કરે છે કે, "જે સિદ્ધાંત અંતરાત્માને સત્ય લાગે તેને આચારમાં મૂકવાની તત્પરતા જનસમાજમાં ન હોય તેને ખાતર જ તે સત્યવિચારને આચારમાં ન લાવીએ, તો આપણને તરતજ તત્ત્વવ્યભિચારનો દોષ લાગુ પડે છે. એવી રીતે આપણે એક એક તત્ત્વનો ત્યાગ કરવા લાગીએ તો આપણું લપસણું કયાં અટકશે તે કોણ કહી શકે તેમ છે? આજે આપણે કેવળ સમાજ માટે સ્થાનભ્રષ્ટ થઇશું તો કાલે કેવળ સ્વાર્થપરાયણ બુદ્ધિથી બીજા એકાદ તત્ત્વનો ત્યાગ નહિ કરીએ એમ કોણ કહી શકશે? કેવળ પ્રભુ તરફજ દૃષ્ટિ રાખીને તથા અન્ય કોઈ લોભમાં પડયા વગરજ આપણે આપણા માર્ગે વહીશું તોજ તે તત્ત્વની અવ્યભિચારી ભકિત આપણામાં અચળ રહેશે."

પરંતુ સામાન્ય માણસને એ વિષે પણ એક શંકા એ થાય છે કે, ટૉલસ્ટૉયની એ વિચારસરણી કોઇ કાળે પ્રત્યક્ષ આચારમાં આવી હોત તો માનવજાતિની સ્થિતિ સાંપ્રત કરતાં કંઇ ભિન્નજ હોત. તત્ત્વની સત્યતા તેમના જેવા ઉચ્ચ સ્થિતિના માણસ માટે હોઇ શકે, પણ સામાન્ય મનુષ્ય માટે તો તેનો વ્યવહાર શક્ય જણાતો નથી. કેવળ તત્ત્વાચરણ માટેજ જેણે અંતે ઘરબારનો સુદ્ધાં ત્યાગ કર્યો એવા ટૉલસ્ટૉય જેવા મહાપુરૂષ માટે તે અશક્ય નથીજ; પણ એટલાજ પરથી તેમનાં તત્ત્વ સામાન્ય માણસને તેટલેજ દરજ્જે ઉપયોગી છે એમ માનવું એ તો

ભૂલભરેલું છે, માટે પોતાની શક્તિ પ્રમાણે સામાન્ય માણસે વર્તવું અને ટૉલ્સ્ટૉય જેવા મહાત્માનું ચારિત્ર અંતિમ ધ્યેય રૂપે રાખવું, એજ ઉચિત છે.

ટૉલસ્ટૉયનું એક મોટું તત્ત્વ એ છે કે, કોઇપણ પ્રસંગે જુલમનો ઉપયોગ લેશ માત્ર કરવો નહિ. રાજ્યવ્યવહારમાં, ઉદ્યમધંધામાં, જેલમાં, શાળામાં અથવા સામાન્ય ગૃહસંસારમાં પણ જુલમનો ઉપયોગ થવો ન જોઇએ. ઉપર કરેલું વિવેચન આ તત્ત્વને પણ લાગુ પડે છે. એવા જોરજુલમ વિના જે સમાજનો વ્યવહાર સરળતાથી ચાલતો હોય, તે સમાજ ખરેખર નૈતિક દૃષ્ટિએ અતિ ઉચ્ચ સ્થિતિમાં હોવો જોઇએ: પણ આજ સુધીમાં માનવસમાજની સ્થિતિ એટલી આદર્શવત્ બની હોય એમ કહી શકાતું નથી.

ટૉલસ્ટૉયે પોતાની વિચારસંકલના એવી સાદી, સરળ અને સુંદર રીતે ગોઠવી છે કે, વાંચવામાં તેમનાં તત્ત્વો તરતજ સ્વીકાર્ય જણાય છે; પણ તેને વ્યવહારમાં મૂકવામાં એટલાં ભયંકર છે કે તેની યથાસ્થિત કલ્પના પણ થઇ શકતી નથી. ટૉલ્સ્ટૉય કહે છે કે, "પ્રભુએ અને સદ્બુદ્ધિએ બતાવેલા નિયમ સર્વ મનુષ્ય પાળશે તો મનુષ્યકૃત કાયદાની જરૂરજ રહેશે નહિ અને મનુષ્ય જાતિ આનંદ તથા શાંતિમાં કાલક્રમણ કરશે." પણ આપણામાંનો પ્રત્યેક એ નિયમ પ્રમાણે ચાલવાનું ધારે તોએ માનવકૃત ધોરણથી મુક્ત રહી શકે નહિ. જગતમાંથી મનુષ્યકૃત ધોરણોનો નાશ કરવામાં આવે તોપણ આપણી હરકતોનો અંત આવવાને બદલે તેમાં વધારા થયા સિવાય ન રહે. કોઇ એક સદ્કાર્ય માટે દસ-પંદર માણસ એકત્ર થઇ કામ કરવા લાગે છે તો તેમાં હરીફાઇ કેવી રીતે ઉદ્ભવે છે તેનો અનુભવ આપણને હમ્મેશ થાય છેજ. ઇચ્છિત કાર્ય બગાડવાનો દુષ્ટ હેતુ તેમાંના કોઇનો હોતો નથી, એટલુંજ નહિ પણ સ્વીકારેલું કાર્ય ઉત્તમ રીતે પાર પાડવાને પ્રત્યેક પોતાથી બનતું કરે છે; પરંતુ પ્રત્યેકનો દ્રષ્ટિકોણ ભિન્ન હોવાથી તેમનામાં મતભેદ થાય છે અને અંતે કાર્ય બગડે છે. એ દસપંદર માણસમાં તે કાર્ય વિષે એકાદને વિશેષ જ્ઞાન હોય છે ત્યારે બીજા એકાદને બીલકુલ હોતું નથી. એકજ સમયે અનેક સાધનોનો ઉપયોગ કરવાનું એકાદને પ્રિય હોય છે ત્યારે બીજા એકાદને એકજ સાધનને વળગી રહેવાનું પસંદ પડે છે. એકાદ બીકણ સ્વભાવનો હોય છે અને તે વિચાર કર્યા સિવાય એકે પગલું ભરતો નથી, ત્યારે બીજો ઉતાવળા સ્વભાવનો હોય છે અને કાર્યસિદ્ધિ માટે અસ્ખલિત કામ ઉડાવે છે. એક સમજુ હોય છે તો તે કોઇપણ બાબતને તરત સમજી જાય છે, ત્યારે બીજાની બુદ્ધિને તે બીલકુલ રૂચતું નથી. આવા અનેક ભેદ કેવળ વ્યક્તિગત બુદ્ધિભેદથી ઉત્પન્ન થાય છે; માટે એ દસપંદર માણસનું-કેંદ્રીભવન થાય તેવી કોઇ નિયામક મધ્યવર્તી શક્તિ ઉત્પન્ન કરી રાખવાની આવશ્યકતા

હોય છે. જગતનો વ્યવહાર સરળતાથી ચલાવવા સારૂ સ્પષ્ટ વ્યવસ્થિત કાયદાની અને નિયમબદ્ધ રચનાની જરૂર છે. હા, એ ખરૂં છે કે પ્રત્યક્ષ વ્યવહારમાં કેટલીક વખત કાયદાની વ્યર્થ કડકતાનો અનુભવ થાય છે અને હિતને સ્થાને અહિત થાય છે; પણ તેવું ન થવાના ઉપાય તરીકે કાયદાનું બંધન તદ્દન દૂર કરવામાં કરવામાં આવે તો હાલમાં થતું હિત પણ ન થતાં અહિતજ થશે.

ટૉલસ્ટૉયની વિચારસરણી પશ્ચિમની પ્રજાને વિશેષ રૂચે તેમ નથી. ઐહિક સુખ એજ માનવજીવનનું લક્ષ્ય છે, એ જેમનો સિદ્ધાંત છે તેમને ટૉલસ્ટૉયનું અપ્રતિકારનું તત્ત્વ ત્રિકાળે માન્ય થશે નહિ. આ નામરૂપાત્મક જગતથી પર કંઇ પણ અસ્તિત્વ રહેલું છે; તેની કલ્પના પણ જેને આવી નથી તે ઇંદ્રિયસુખનોજ ઉપાસક થાય અને ગમે તેવા અત્યાચાર કરે તેમાં કંઇ નવાઈ નથી. એવા લોકોને અપ્રતિકારનું રહસ્ય રૂચશે પણ નહિ અને પચશે પણ નહિ.

જુના ધર્મપંથના ગ્રંથોપર ટીકા લખી રહ્યા પછી ટૉલસ્ટૉયે બાયબલનું પોતાનું ભાષાંતર પ્રકટ કર્યું. એ પુસ્તકમાં તેમણે ચાર સંતોએ લખેલા ચાર શુભવર્તમાનનું ભાષાંતર કરી તેમાં રહેલાં મુખ્ય સૂત્રોના એકવાક્યતા કરવાનો યત્ન કર્યો છે. એ ગ્રંથ ત્રણ ભાગમાં પ્રસિદ્ધ થએલો છે. એ ગ્રથ પણ પ્રથમ જીનીવામાં છાપવામાં આવ્યો હતો. ખૂદ રૂશીયામાં તેની પ્રસિદ્ધિ પ્રથમ થવામાં તે વખતની રૂશીયન રાજવ્યવસ્થાજ આડે આવેલી હતી. ઇ. સ. ૧૯૦૫ના નવેમ્બરમાં જ્યારે નવીન સનંદશીર રાજ્યપદ્ધતિ સ્થાપન થઇ ત્યારે કેટલાંક બહિષ્કૃત પુસ્તકોની સાથે આ પુસ્તક પણ પ્રસિદ્ધ કરવાની રાજસંમતિ અપાઇ ત્યારેજ તેને રૂશીયામાં સ્થાન મળ્યું. એની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં ટૉલસ્ટૉય કહે છેઃ—

" આ ગ્રંથ આશરે દસ વર્ષ પહેલાં લખાયો હતો. એમાં અદ્યાપિ અપૂર્ણતા હોવા સાથે બીજી પણ પુષ્કળ ખામીઓ છે; પણ મારા સ્નેહીઓના અત્યાગ્રહથીજ એને છાપવાની મેં સંમતિ આપી છે. મને લાગે છે કે, હવે પછી તેને શુદ્ધ કરી પૂર્ણત્વ આપવાનું કાર્ય મારાથી બનવું શકય નથી; કારણ કે, ગ્રંથ લખતી વખતે મારી બુદ્ધિમાં જે એકાગ્રતા, સ્થિરતા અને ઉત્સાહ હતાં તે હવે રહેલાં નથી. છતાં પણ આ કાર્યને લીધે મને જે પ્રકાશની પ્રાપ્તિ થઇ છે તે અંશતઃ પણ વાંચકને મળશે તો મારૂં કાર્ય સફળ થયું છે એમ હું સમજીશ. એ પ્રયત્નમાં મને જે માર્ગ મળ્યો છે તે નિઃસંશય સત્ય વસ્તુ તરફ જાય છે અને એ માર્ગે જેમ જેમ હું આગળ વધું છું તેમ તેમ મને મનઃશાંતિ તથા આનંદનો લાભ અધિકાધિક થાય છે. એ લાભમાં વાંચકને પણ હિસ્સો મળે, એટલીજ મારી ઇચ્છા છે."

ઉક્ત પ્રસ્તાવના લખાયા પછી ઘણે વર્ષે ટૉલસ્ટૉયે એ ગ્રંથ વિષે નીચેના ઉદ્‌ગાર કાઢ્યા હતા.

"ગ્રંથકાર પોતાના ગ્રંથની પરીક્ષા બરાબર કરી શકતો નથી એ કથન કદાચિત્ ખરૂં હશે; પણ એ આક્ષેપ સ્વીકારીને પણ હું સ્પષ્ટ રીતે કહું છું કે, એ પુસ્તક મારા સર્વ લેખનકાર્યમાં મુકુટમણિના સ્થાને છે. એ લખતી વખતે મને અભૂતપૂર્વ આનંદનો અનુભવ થયો છે. મારા જીવનની દિશા એ ગ્રંથથી બદલાઇ છે અને નિશ્ચિત બની છે. એ ગ્રંથ પછી મારા હાથે જે કંઇ કૃતિ થઇ હશે તેના આધારરૂપે એ ગ્રંથજ છે."

મૂળ ગ્રીક ભાષાનાં પુસ્તકોનો સાંગોપાંગ અભ્યાસ કરી પૂર્ણ વિચારને અંતે જે તત્ત્વ ટૉલ્સ્ટૉયને રૂચ્યાં અને તેમની બુદ્ધિમાં ખ્રિસ્તનું જીવન જેવું દેખાયું, તેવુંજ તેમણે એ ગ્રંથમાં આલેખ્યું છે; તથાપિ તેમણે ખ્રિસ્તનું જે ચિત્ર દોર્યું છે તેનેજ સત્ય શા ઉપરથી માનવું એમ કોઇ પૂછે તો તેનો નિઃશંક ઉત્તર આપી શકાય તેમ નથી. કારણ કે આજસુધીમાં ખ્રિસ્તનાં શબ્દચિત્ર અનેક આલેખ્યાં છે અને તેમાં સ્ટ્રોસ, હેનન, રૂસ, હૉસરૅાથ, ફરાર, હૅારનેક વગેરે સુપ્રસિદ્ધ બુદ્ધિશાળી પુરૂષો પણ છે. તેમણે પણ સ્વબુદ્ધિથી સ્વીકારાએલાં ચિત્ર પ્રમાણિકપણે દોર્યાં છે, તોપણ આ સર્વમાં વિલક્ષણ મતભેદ જણાઈ આવે છે. આ ગોટાળો થવાનું મુખ્ય કારણ એજ છે કે, જે મૂળ સંહિતાપરથી આટલી ટીકાઓ નિર્માણ થઇ છે તે મૂળ સંહિતાજ અધુરી, કાચી અને બોબડી છે. તે મૂળ કોણે લખી, ક્યાં લખાઇ તે સંબંધમાં કંઇપણ માહિતી હાલમાં ઉપલબ્ધ નથી અને તેમાં વિસંગતપણું પ્રત્યક્ષ થાય છે તે જુદુંજ. તેની ઘણી વાતો ગુપ્ત રહેલી છે અને જે બહાર આવી છે તેમાં નિશ્ચિતતા કે પૂર્ણતા છેજ નહિ; અર્થાત્ અનેક મતભેદ હોવા સાથે સર્વને સ્વમતના સમર્થન માટે તેમાંથી આધાર મળી આવે છે.

ગમે તેમ હો, પણ એટલું તો ખરૂં છે કે, એ ઉદ્યોગથી ટૉલ્સ્ટૉયનો માર્ગ નિશ્ચિત થઇ તેમને શાંતિનો લાભ થયો છે. ઇસુનું પોતાનું ચારિત્ર્ય કેવું હતું અને તેણે ક્યાં તત્ત્વોનું પ્રતિપાદન કર્યું છે એનું જ્ઞાન તેમને પોતાને તો બરાબર થયું છે. જગતનું સ્વરૂપ પરિવર્તન પામે છે માટે જુના કાળની વાતો તે કાળ માટે સારી હશે; પણ નવા સમયને અનુસરી તેમાં ફેરફાર કરવો જોઇએ એવો અર્વાચીન પાશ્ચિમાત્ય વિદ્વાનોનો અભિપ્રાય ટૉલ્સ્ટૉયને માન્ય થઇ શક્યો નથી. એ વિષયના અભ્યાસ પછી ટૉલ્સ્ટૉયનો નિશ્ચિત મત એવો થયો હતો કે જગતના બદલાએલા સ્વરૂપમાં સુખ અને શાંતિનો લાભ શક્ય નથી. તે ઉપદેશે છે કે,"નવા જમતમાં નવા માર્ગ શોધી કાઢવાને બદલે ખ્રિસ્તના સમયમાં પાછા પહોંચી પૂર્વનું સાદું, વ્યવસ્થિત, બિનખર્ચાળુ ખેડુતજીવન પુનઃ આરંભો. સુખની શોધમાં આગળને આગળજ દોડયા કરવાથી સુખ અને તમારા વચ્ચેનું છેટું જગતના અંત સુધી ભાગવાનું નથી; માટે આગળ ન જતાં પાછા વળો."

કેટલાકનો આક્ષેપ છે કે, ટૉલ્સ્ટૉયે નવા કરારનું જે ભાષાંતર કર્યું છે તેમાં અર્થની વિલક્ષણ ખેંચતાણ થએલી છે. એ આક્ષેપનો ઉત્તર આપતાં ટૉલ્સ્ટૉય કહે છેઃ—

"મેં ગ્રીક ભાષાનો અભ્યાસ સારી રીતે કરેલો છે અને તે સમયના અતિ વિદ્વાન પુરૂષોના ગ્રંથ મેં હૃદયપૂર્વક વાંચ્યા છે; તથાપિ એ વાતને પણ હું વિશેષ મહત્ત્વ આપતો નથી. કેટલેક સ્થળે મેં જાણી જોઇને અર્થની ખેંચતાણ કરેલી છે. ખ્રિસ્તનો ખરો હેતુ લોકસમક્ષ રજુ કરવાનું એકજ કર્તવ્ય મારા સમક્ષ ન હોઈ પુરાણપંથે લોકોમાં ઉત્પન્ન કરેલો દુરાગ્રહ પણ મારે લોકોના ચિત્તમાંથી દૂર કરવાનો હતો. એક વસ્તુથી બે કાર્ય સિદ્ધ કરવાનાં હોવાથી કેટલાક પ્રસંગોમાં હું જાણી જોઇ વિરૂદ્ધ દિશાએ વળ્યો છું. લોખંડના ટુકડા સાથે વિદ્યુતઘર્ષણ થતાં ઉદ્દભવતું ચુંબકત્વ નષ્ટ કરવું હોય છે તો તેથી વિરૂદ્ધ બળ ધરાવતી બેવડી શકિતનો ઉપયોગ કરવો પડે છે; એજ ગણિત મારા ભાષાંતરને લાગુ કરવું જોઇએ."

ટૉલ્સ્ટૉયે ભાષાંતર કરવામાં ગ્રીક શબ્દોનો કેવળ રૂઢ અર્થ ન લેતાં તેનો ધ્વનિ–ધાત્વાર્થ જોઇ તે શબ્દમાં રહેલો વિશિષ્ટ હેતુ દર્શાવ્યો છે. ઇસુખ્રિસ્ત વિષે ધીમે ધીમે તેમના વિચારમાં ફેરફાર થતો ગયો. હિંદુ અને ચીની તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું અવલોકન કર્યા પછી તેમણે બાયબલનો અભ્યાસ કર્યો. એવી રીતે અનેક ધર્મોનો અભ્યાસ કર્યા પછી તેમના લક્ષમાં એક એ વાત આવી કે, **તત્ત્વતઃ સર્વ ધર્મ એકજ સ્વરૂપ હોઇ તેમાં જે ભેદ દેખાય છે તે કેવળ બાહ્ય ઉપાધિને લીધે છે.** એ ધર્મ વ્યવહારમાં આવ્યા પછી કેવળ વ્યાવહારિક સ્વરૂપના જે પટ તેના પર ચઢ્યા છે, તે પટથી પાછળથી તેમાં ભેદ દેખાવા લાગ્યા. વસ્તુતઃ સર્વ ધર્મ બીજ રૂપે એકજ છે. આ તત્ત્વ ચિત્તમાં સ્થિર થયા પછી ઇસુ ખ્રિસ્તની માત્ર વ્યકિતવિષયક વાતો વિષે બહુધા તેમના ચિત્તમાં વિશેષ આદર રહ્યો નહિ. ઇ. સ. ૧૯૦૦માં બીરૂકૉફને લખેલા પત્રમાં તે કહે છેઃ—

"અધ્યાપક વેરૂજનો ગ્રંથ મેં વાંચ્યો છે. લેખકે ઇસુખ્રિસ્ત નામની વ્યકિત કદિ અસ્તિત્ત્વમાંજ નહિ હોવાનો આશય પ્રદર્શિત કરનાર અનેક પ્રમાણ બતાવ્યાં છે. એ પ્રમાણુ કદાચિત્ સત્ય ઠરે કે અસત્ય ઠરે, પણ તે સત્ય ઠરે તો તેમાં આપણને શી હાનિ છે? કિલ્લાનું રક્ષણ સારી રીતે થઇ શકે તે હેતુથી બહારના મોર્ચા દૂર કરવામાં આવે તો તેમાં શું બગડવાનું હતું? કાળ અનંત છે અને પૃથ્વી પણ વિપુલ છે. તેના ઉદરમાંથી વહી આવેલો તત્ત્વપ્રવાહ અમુકજ સ્થાનમાંથી નીકળ્યો છે કે નહિ તે નક્કી કરવાનું કાર્ય કંઇ મહત્ત્વનું નથી. એવાં તત્ત્વો કંઇ એકાદ વ્યકિતવિશેષ દ્વારાજ નિર્માણ થએલાં નથી હોતાં. સમગ્ર માનવકુલના કેંદ્રીભૂત ચૈતન્યમાંથી તેનો ઉદ્દભવ થએલો હોય છે."

ટૉલસ્ટૉયના મતપ્રતિપાદનમાં મુખ્ય મુદ્દો વ્યક્તિનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો ન હોતો તે વ્યક્તિએ કયા તત્ત્વનું પ્રતિપાદન કર્યું, અને તે તત્ત્વ માનવજીવન-ક્રમને આવશ્યક હોઇ વ્યવહાર્ય છે કે નહિ એજ જોવાનો હતો. ખ્રિસ્તના અસ્તિત્વ વિષે તેમના મનમાં કોઇ પ્રકારનો આગ્રહ રહેલો નહતો પણ તેથી તેના તત્ત્વ-પરથી તેમનો વિશ્વાસ ઉડી ગયો નહતો. વ્યક્તિને મહત્ત્વ ન આપતાં તેમણે તત્ત્વ-નેજ મહત્ત્વ આપ્યું છે.

ટૉલસ્ટૉયના મતમાં બીજો પણ એક મહત્ત્વનો મુદ્દો છે. પ્રત્યેક જીવન-નિર્વાહ માટે કંઇપણ ઉદ્યોગ સ્વહસ્તે કરવાની આવશ્યકતાપર તેમણે વિશેષ વજન આપેલું છે. જમીનદાર જાતે ખેતી કરવાને બદલે ખેડુતો પાસે શ્રમ કરાવી પાક માત્ર ઓહીયાં કરી જાય એ માર્ગ તેમને લેશ માત્ર પસંદ નહતો. તે કહેતા કે, પોતાને તથા પોતાના કુટુંબના પોષણાર્થે આવશ્યક એવી વસ્તુઓ જાગીરદારે પોતે અને પોતાના કુટુંબીઓની અંગમહેનતથી પ્રાપ્ત કરવી જોઈએ. એજ શારીરિક શ્રમનો નિયમ માનસિક કાર્યને પણ લાગુ પડે છે. કોઇપણ તત્ત્વનો મુખે ઉચ્ચાર કરવાથી કે કાગળપર લખવાથીજ કર્તવ્યસમાપ્તિ થતી નથી. જેણે તેણે પોતાના મત પ્રમાણે વર્તન રાખી બતાવવું જોઇએ. લખવું, અભ્યાસ કરવો, વાદવિવાદ કરવો અથવા મનુષ્યનો સમૂહ એકત્ર કરી તે દ્વારા ઉદ્યોગવૃદ્ધિ કરવી તેના કરતાં શારીરિક શ્રમથી ઉત્તમ પ્રકારે ખેતી કરવી એ અધિક અગત્યનું તથા અધિક મહત્ત્વનું છે. ટૉલસ્ટૉયે પોતાના અને પોતાના કુટુંબના પોષણાર્થે જેઓ કોઇ પણ સબબ કે બહાનાથી અંગમહેનત કરતા નથી તેમની સખત ઝાટ-કણી કાઢેલી છે.

નવા કરારનું ભાષાંતર થયા પછી એજ ધોરણે ટૉલસ્ટૉયે કેટલીક નાની ચોપડીઓ અને પરચુરણ લેખ લખ્યા છે. તેમણે ધર્મ અને રાજા વચ્ચે પરસ્પર કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ તેનું ઉદ્‌ઘાટન એક નાના નિબંધમાં કર્યું હતું. એ નિબંધની હસ્તલિખિત પ્રતો તૈયાર થઇ તેનો પ્રચાર પણ ઠીક થયો હતો; પરંતુ તે છાપખાનાદ્વારા પ્રસિદ્ધ થવાનો યોગ આવ્યોજ નહિ. નવા કરારના ભાષાંતરની પણ પ્રથમ એવીજ સ્થિતિ થઇ હતી. તેની એક પ્રત તેમના એક ગૃહશિક્ષકને જોઇતી હતી; પણ મૂળ પ્રત ખૂદ ટૉલસ્ટૉય પાસેજ નહતી તેથી તેની નકલ પણ કરવાને તે શિક્ષક શક્તિવાન થયો નહિ; તેથી છેવટે તે ગ્રંથના મુખ્ય મુખ્ય ભાગનું એક નાનું ટિપ્પણ ટૉલસ્ટૉયે મોઢે કહ્યું હતું અને શિક્ષકે તે લખી લીધું હતું. આવી રીતે એ મહાન ગ્રંથની એક નાની કડી નિર્માણ થઇ અને એ કડી પૂર્ણ થયા પછી તેની એક નાની પ્રસ્તાવના ટૉલસ્ટૉયે સ્વહસ્તે લખી છે. તેમાં તે કહે છે, "ખ્રિસ્તના મુખ્ય મુદ્દાને છૂપાવી રાખી જેમણે મનગમતા ગમે

તેવા અર્થ ખ્રિસ્તના મુખે ઉચ્ચારાવ્યા છે, તેવા માણસો માટે બેજ માર્ગ ખુલ્લા છે. એક માર્ગ એ છે કે પશ્ચાત્તાપથી પોતાનાં અંતઃકરણ શુદ્ધ કરી પોતાનો અસત્ય પ્રલાપ પાછો ખેંચી લેવો અથવા મારા જેવા જે કોઇ તેમનું પોકળ ખુલ્લું પાડે તેમનો વિરોધ કરવો. જ્યારે હું મારૂં પુસ્તક લખતો હતો ત્યારે મને તેમના એ છળનું સ્વપ્ન આવેલું હતું. મને ભય લાગતો હતો તે એટલોજ કે મારૂં મન મને દગો દઈ મને અસંમત એવી જુદીજ વાત મારા મુખે ઉચ્ચારાવશે કે શું? એવું ન બને તે માટે મારા મનને હું કેળવી રહ્યો હતો."

ઇ. સ. ૧૮૮૪ માં 'મારો ધર્મ' નામનું એક પુસ્તક ટૉલસ્ટૉયે લખેલું હતું. તેમના એ પુસ્તકનાં ભાષાંતર યૂરોપની ઘણી ખરી ભાષામાં થઇ તેમના વિચારોનો પ્રચાર થએલો છે. એ પુસ્તક વિશેષાંશે આત્મચરિત્ર રૂપ હોઇ સ્વતઃની માનસિક સ્થિતિનું સુંદર ચિત્ર આલેખેલું છે. એ પછી લખાએલા ખ્રિસ્તી ધર્મ-ગ્રંથના મોટા ભાષાંતરની વિચારસરણી બીજરૂપે એ પુસ્તકમાં પ્રકટ થએલી છે એ વાત નીચેના ઉતારા પરથી લક્ષમાં આવશે.

"દેશની માનવનિર્મિત સરહદ માટે મારા પ્રેમની પણ મારે શા માટે હદ બાંધવી? એક સરકારી આદેશથી હું અમુક દેશનો છું એમ માની લઇ તેટલી ટુંકી મર્યાદામાં મારે પોતે શા માટે પુરાવું? અખિલ માનવજાતિ સાથેનું જે ઇશ્વિરનિર્મિત ઐકય છે, તે મનુષ્યનિર્મિત સરહદથી ભિન્ન થઇ શકતું નથી તે હવે હું સમજી ચુકયો છું. જગતનાં સર્વ સરખાંજ હોઇ તે સર્વ બંધુજ છે. દેશાભિમાન નામનો જે ભયંકર ભ્રમ મનુષ્યના માથે ઠોકી બેસાડવામાં આવે છે, તેમાંથીજ પરસ્પર દ્વેષ, કલહ અને યુદ્ધ ઉપસ્થિત થઇ પ્રચંડ ક્રાંતિઓ અને ઉત્પાતો જગત પર તુટી પડે છે, એ હું મારી નજરે જોઇ શકયો છું."

"પાછળથી હું જાણી શકયો છું કે, મારી યુવાવસ્થાના સમયે મારામાં રહેલું દેશાભિમાન કુદરતી નહતું; પણ એકજ પદ્ધતિ અને એકજ પ્રકારે અપાએલા શિક્ષણથી-કેવળ કૃત્રિમતાથી મારામાં તેને જન્મ અપાયો હતો. અમુક માણસોથી આપણે ભિન્ન છીએ, તે આપણા શત્રુ છે એ ભાવનાની ગળથૂથી જન્મથી મને મળેલી હોવાથી મારી સ્વાભાવિક વિસ્તૃત ભાવના નષ્ટ થઇ તેજગ્યાએ દેશાભિમાનની સંકુચિત ભાવના કૃત્રિમતાથી મારા ચિત્તમાં ઉત્પન્ન થઈ હતી. એ વાત લક્ષમાં આવ્યા પછી ખ્રિસ્તની આજ્ઞાનું સત્ય સ્વરૂપ હું સમજી શકયો. 'શત્રુનું પણ ભલું કરો,' 'સ્વબંધુની માફકજ શત્રુ પ્રત્યે વર્તો' 'તમે એકજ પિતાનાં બાળકો છો' અને 'તમારો પિતા જેમ સર્વ પ્રતિ સમદૃષ્ટિથી જુએ છે તેમ તમે પણ સમદૃષ્ટિ રાખો' એવો ઉપદેશ ખ્રિસ્તે શા માટે કર્યો છે તેનું રહસ્ય હવે મારા લક્ષમાં આવ્યુ."

"જગતની સમગ્ર માનવજાતિ સાથે મારૂં ઐકય છે, એ સિદ્ધાંત મનુષ્યને

સમજાય નહિ તો આત્મકલ્યાણનો અન્ય કોઇપણ માર્ગ નથી, એવી હવે મારી ખાત્રી થએલી છે. હવે એ સિદ્ધાંત મારી બુદ્ધિમાં યથાસ્થિત સમાયો છે. એ સિદ્ધાંતનું ભાન થયા પછી ભલું શું અને ભૂંડું શું, યોગ્ય શું અને અયોગ્ય શું, તે નક્કી કરવાની મારી કસોટી પણ બદલાઇ છે. આ મારો દેશ, આ મારા બંધુ, આ મારી સરકાર એવી સંકુચિત ભાવના મારામાં હતી ત્યાં સુધી પરકીયને હાનિ કરી અને તેમને તલવારના પાથી રેંસી કાઢી આત્માનું કલ્યાણ કરવું, એ માર્ગ સારો છે એમ મને લાગતું; પણ એ ભાવના નષ્ટ થયા પછી એ માર્ગ અતિ તિરસ્કારણીય અને ઉપહાસાસ્પદ જણાવા લાગ્યો. પૂર્વે કોઇએ જો રૂશીયનપણું ત્યજી દઇ અન્ય દેશમાં જઇ ત્યાંનું રાષ્ટ્રત્વ સ્વીકારેલું સાંભળતો, ત્યારે મને એ કાર્ય અતિ નિર્લજ્જતાનું લાગતું; પણ હવે મને તેમ લાગતું નથી. ઉલટ તેના ચિત્તની મહત્તાજ મને જણાય છે."

"કવચિત્ પ્રસંગે એ તત્ત્વનું વિસ્મરણ થઈ રૂશીયાના બંધુ મને વિશેષ પ્રિય લાગે છે અને કવચિત્ પ્રસંગે જગતની હરીફાઇમાં રૂશીયનોનો જય થાય એમ પણ લાગે છે; પરંતુ મનની એ સ્થિતિ ક્ષણવાર ટકે છે, નથી ટકતી તેટલામાંજ એ વિચારબંધનનું ભયંકર સ્વરૂપ મારા લક્ષમાં આવે છે. એ બંધન મારો અને અન્યનો નાશ કરનાર છે એ સમજાતાંજ હું તેનાથી દૂર થઇ જાઉં છું."

"આવી સ્થિતિમાં અમુક એક રાષ્ટ્ર અથવા અમુક એક સામ્રાજ્ય અન્ય જગતથી સ્વતંત્ર અને ભિન્ન છે, એ મારાથી સ્વીકારી શકાય તેમ નથી; તેથી એ દેશમાં કલહ ઉત્પન્ન થતાં તેમાંના એકનો પક્ષ કરી તેના લાભમાં લેખ લખવાનું કાર્ય મારાથી થવાનું નથી. જ્યાં લેખ લખવાનાજ વાંધા છે ત્યાં પ્રત્યક્ષ હાથથી સહાય કરવાની વાતજ શી રીતે થઇ શકે? આ મારો દેશ અને પેલો તારો. એ ભેદના પાયાપર જે કલહને સ્થાન મળ્યું તે કલહ સાથે હું કોઇપણ પ્રકારનો સંબંધ રાખી શકીશ નહિ. પછી એ કલહ ભલેને આયાત માલપરના કરની બાબતમાં હો અથવા શસ્ત્રાસ્ત્રસામગ્રીનો હો. દારૂગોળાના કારખાનામાં અથવા અન્ય કોઇપણ શસ્ત્ર તૈયાર કરનાર કારખાનામાં મારાથી કામ થઇ શકશે નહિ, અર્થાત પ્રત્યક્ષ યુદ્ધમાં તો હું શસ્ત્ર પકડીશજ નહિ એ કહેવાની જરૂર નથી. એવાં કાર્ય જે કોઈ કરતા હશે તેમને કોઇપણ પ્રકારની મદદ કરીશ નહિ."

"મારૂં કલ્યાણ શામાં છે તે હું પૂર્ણ રીતે સમજી ચૂકયો છું અને તે માર્ગના સત્યત્વ વિષે મને પૂર્ણ ખાત્રી થએલી છે; એટલે તે માર્ગથી જે જે બાબતો મને ભ્રષ્ટ કરનારી હશે તે હું કદિ પણ કરીશ નહિ."

"અમુક માર્ગ સારો છે એટલું જાણીને બેસી રહેવામાં કંઇજ ફાયદો નથી. તેનું પ્રત્યક્ષ આચરણ પણ થવુંજ જોઇએ. હું જો એવી રીતે ચાલીશ તોજ

આજે મને જે જીવન નિરર્થક જણાય છે તે જીવન સાર્થક લાગશે.”

આ તત્ત્વો પવિત્ર આચરણની દૃષ્ટિથી સંપૂર્ણ રીતે સત્ય છે એમાં કંઇજ શંકા નથી. ટૉલ્સ્ટૉયે અંધપરંપરાથી ચાલતા આવેલા પંથનાં વ્યંગ ખેંચી કાઢી તેનો સ્ફોટ કરવાનું કાર્ય ઉત્તમ પ્રકારે બજાવેલું છે. તેમણે ધર્મની ઉત્પત્તિ જગતમાં શામાટે થઇ છે, તેનું રહસ્ય પૂર્ણપણે સ્પષ્ટ કર્યું છે અને જણાવે છે કે, ધર્મ એ કંઇ શારીરિક કવાયત નથી, તે કંઇ અંધવિશ્વાસનો અંશ નથી; પરંતુ ઉચ્ચતમ કલ્યાણનો માર્ગ દર્શાવવા માટેજ ધર્મનો અવતાર છે. તેજ પ્રમાણે સમાજરચના અથવા રાજ્યપદ્ધતિની રચના પણ ધર્મમાર્ગનો વિધ્વંસ કરવાને બદલે પોષણ કરનાર હોવી જોઈએ. આ વિચાર સ્થિર કરવામાં તેમને જુનાં અનેક હઠવાદી તત્ત્વોનો વિધ્વંસ કરવો પડયો છે. કેવળ તલવારના બળથી રાજ્યપદ્ધતિનાં જે તત્ત્વો જીવી શકે છે તે તત્ત્વોથી ધર્મમાર્ગ વિકૃત બની માનવજીવવનું સાફલ્ય થતું નથી; માટે તેવાં તત્ત્વોનો નાશજ કરવો જોઇએ. તેમણે જે હઠવાદી તત્ત્વોનો નાશ કર્યો છે, તે તત્ત્વોની જગ્યાએ પોતાનાં નવીન તત્ત્વો સ્થાપન કર્યાં છે. તેમણે કહેલાં તત્ત્વોમાં વ્યક્તિગત દ્રષ્ટિએ કંઇ દોષ નથી; પણ જ્યારે ટૉલ્સ્ટૉય કહે છે કે, સામાન્ય જનસમૂહને પણ તે લાગું પાડવાં જોઇએ ત્યારે કહેવું પડે છે કે જુના હઠવાદીની જગ્યાએ તે બીજો હઠવાદજ માત્ર સ્થાપન કરે છે. અપ્રતિકાર, અરાજકતા તથા કાયદા અને વિશિષ્ટ હક્કનો અભાવ એ ટૉલ્સ્ટૉયનાં મુખ્ય તત્ત્વ છે. પ્રચંડ જનસમૂહની—વ્યક્તિઓની યોગ્યાયોગ્યતા જોયા સિવાય એકાદ સમાજપર એ તત્ત્વો સ્થાપવામાં આવે તો સમાજનું કલ્યાણ થાય કે અકલ્યાણ થાય તેનો નિશ્ચત ઉત્તર કોણ આપી શકે તેમ છે?

ટૉલ્સ્ટૉયે પોતાની વિચારસરણી તર્કશાસ્ત્રની દૃષ્ટિએ એટલી શુદ્ધ કરેલી છે કે તેમાં ખામી કાઢવાને સ્થાનજ નથી.

તેમનો સ્વભાવજ એવો હતો કે, એકાદ તત્ત્વ બુદ્ધિગમ્ય થતાં તે તેના સમર્થનાર્થે અનેક વિચાર શોધી કાઢતા; એવી સ્થિતિમાં તે તત્ત્વને પોષક અથવા સાધક એવાં અનેક પ્રમાણ ખોળી કાઢતા; પણ તેને બાધક હોય એવી એક પણ વાત તરફ તેમનું લક્ષ જતું નહતું. આથી તેમણે સાધક મુદ્દાનો વિચાર અને વિસ્તાર જેટલો કર્યો છે તેના ચોથા ભાગ જેટલો પણ બાધક મુદ્દાનો ઉહાપોહ કરેલો નથી.

ટૉલ્સ્ટૉયને પ્રભુની પ્રાર્થના કરવાનો માર્ગ પસંદ હતો; તથાપિ પ્રભુનું વ્યક્તિ વિશિષ્ટત્ત્વ તેમને માન્ય નહતું. તે કહેતા કે એ વાતનું નિશ્ચિત કથન કરવાનું કાર્ય પોતાની શક્તિ બહારનું છે. કેવળ ઐહિક કલ્યાણાર્થે તેની પ્રાર્થના કરવાનું તે સ્વીકારતા નથી. તે કહે છે કે, પ્રભુની પ્રાર્થના કરવાના બે માર્ગ છે. જે ધર્મ સ્વાત્મબુદ્ધિએ સ્વીકાર્યો હોય; તેનું મનન કરી પછી તેનું નિદિધ્યાસન કરવું અને તે

પ્રમાણે વર્તવાનો અસ્ખલિત પ્રયત્ન કરવો એ પ્રભુપાર્થનાનો એક માર્ગ છે; તેજ પ્રમાણે વિશિષ્ટ પ્રસંગે એકાંતમાં બેસી આપણે પ્રભુની સાન્નિધ્યમાં છીએ એવી ભાવના ઉપજાવીને સદ્ગદિત અંતઃકરણથી તેની પ્રાર્થના કરવી એ બીજો માર્ગ છે.

ઇ. સ. ૧૯૦૧ માં પોતાના એક મિત્રને લખેલા એક પત્રમાં તે જણાવે છે કે, " હું જે માર્ગે ચાલુ છું તે માર્ગ સર્વને સરખીજ રીતે કલ્યાણદાતા થશે એમ કહી શકાય નહિ, અથવા તેજ માર્ગે સર્વએ પ્રવાસ કરવાની આવશ્યકતા નથી. હું પોતે હમ્મેશ પ્રાતઃકાળમાં એકાંત સ્થાને પ્રભુપ્રાર્થના કરૂં છું અને તેનો આશય નીચે પ્રમાણે હોય છે."

" હે સ્વર્ગસ્થ પ્રભુ, તારૂં નામ પવિત્ર છે. અનિર્વચનીય પ્રેમ એજ તારૂં નામ. પ્રેમપ્રચુર અંતઃકરણપૂર્વક જે કોઇ એવું જીવન ગાળે છે, તેના હૃદયમાં પ્રભુ હોય છે અને પ્રભુના હૃદયમાં તે હોય છે. બાહ્યચક્ષુથી પ્રભુને કોઇએ જોયો નથી, પણ જ્યાં પરસ્પર શુદ્ધ પ્રેમભાવ હોય છે ત્યાં પ્રભુનો નિવાસ હોય છે. પ્રભુનો પ્રેમ માનવી અંતઃકરણમાં પૂર્ણતા પામે છે. હું ઈશ્વરભક્ત છું, એમ મુખે કહી જે પોતાના બન્ધુનો દ્વેષ કરે છે તે પ્રભુને જોઇ શકશે નહિ. ચક્ષુથી પ્રત્યક્ષ જણાતા બન્ધુ પર જે પ્રેમ કરી શકતો નથી, તેનો પ્રેમ અપ્રત્યક્ષ પ્રભુ પર કેવી રીતે સ્થિર થશે ? પ્રેમનો ઉદય પ્રભુમાંથીજ થાય છે; માટે જેના હૃદયમાં પ્રેમ છે તેનેજ પ્રભુ મળે છે, કારણ પ્રેમ એજ પ્રભુ છે."

" પ્રભુ, પૃથ્વીપર તારૂં સામ્રાજ્ય પ્રવર્તો. પ્રભુની સમીપ જવાનો યત્ન કરશો તો તેના સર્વ ગુણ તમોને પ્રાપ્ત થશે. પ્રભુનું સામ્રાજ્ય તમારા અંતઃકરણમાંજ છે. "

" હે પ્રભો ! સર્વત્ર તારી ઇચ્છાજ પૂર્ણ થાઓ. શું મને ખરેખર અંતઃકરણપૂર્વક લાગે છે કે, પ્રભુના હૃદયમાં હું છું અને મારામાં પ્રભુ છે ? મારા હમ્મેશના જીવનક્રમમાં મારો પ્રેમ અધિકાધિક બલવત્તર બને તેવું મારૂં વર્તન છે ? આજે હું જીવંત છું પણ કાલેજ કદાચિત્ કાળ મારો ભક્ષ કરશે એ વાતનું સ્મરણ મને છે કે ? હું સ્વાર્થ, કીર્તિ અને જીવનની પણ પરવા નહિ રાખતાં કેવળ પ્રભુ ઇચ્છાનીજ પૂર્ણતા માટે જીવન ગાળું છું કે ? "

" પ્રભુ, મારી ઇચ્છા નષ્ટ થઇ તારી ઇચ્છા પૂરી થાવ. મારા હૃદયમાંથી મારી ઇચ્છા સમૂળ નષ્ટ પામી તે સ્થાને તારી ઇચ્છા સ્થિર થાવ. ' હું ' પણું દૂર કર અને ત્યાં ' તું ' જ સ્થાપન થા."

" પ્રભુ, અમે જેમ અન્યના અપરાધની ક્ષમા કરીએ છીએ તેમ અમારા અપરાધને તું ક્ષમા કર. "

" પ્રભુ, આ જગતની ફસાવનારી વસ્તુઓથી અમને દૂર રાખ."

" કોઇપણ પ્રકારની આશા, ઇર્ષા, અશાક્ત, વિષયવાસના અને ઐહિક કીર્તિથી સાવચેત રહો. આપણાં દયાનાં કાર્ય અન્યની દૃષ્ટિએ પડવા ન દેતા. તમારા ડાબા હાથનું કાર્ય જમણા હાથને જાણુવા ન દેશો. સદ્કાર્ય કરવામાં જે કોઇ પાછો પડે છે, તેને પ્રભુના રાજ્યમાં સ્થાન નથી. જો તમને કોઈ ગાળો દે તો તમે આનંદનાં ગીત ગાવ."

" તમે અન્ય માનવબંધુઓને ક્ષમા નહિ કરો તો પ્રભુ પણ તમારા અપરાધ માફ કરશે નહિ."

" અંતઃકરણુમાં ઉદ્ભવતા દુર્વિકારથી સાવધ રહો. દુર્વિચાર, અભક્તિ, વિષયવાસના અને અસત્ય વિચારનું પરિણામ કેવું આવે છે તે ધ્યાનમાં રાખતા રહો. તેણેજ મૃત્યુ જીત્યું છે કે જે પોતાના સર્વ માનવબંધુઓપર પ્રેમ રાખે છે. જે પોતાના બંધુ પર પ્રેમ રાખતો નથી તેને ચિરચૈતન્યની પ્રાપ્તિ થતી નથી."

"આવા પ્રકારની પ્રાર્થના હું હમ્મેશ કરૂં છું. મારૂં વર્તન અને મારા મનની સ્થિતિ સાથે પ્રાર્થનાનો મેળ પાડવા હું એવો પ્રયત્ન કરૂં છું. કેટલીક વખત પ્રાર્થના વખતે મારૂં હૃદય કોમળ ભાવનામાં ડૂબેલું હોય છે તો કેટલીક વખત તદ્દન શુષ્ક હોય છે."

" એ નિત્યપ્રાર્થના ઉપરાંત અન્ય સમયે પણ એકાંત પ્રાપ્ત થાય છે તો પ્રાર્થના કરૂં છું. હું સાધુસંતોના ઉદ્ગારનું પરિશીલન કરૂં છું. એ સર્વ સાધુ-સંતો કેવળ ખ્રિસ્તીધર્મનાજ ન હોતાં અન્ય ધર્મના પણ હોય છે; તેજ પ્રમાણે કેવળ પ્રાચીન સંતોનો વિચાર ધ્યાનમાં લેવો અને અર્વાચીનનો ન લેવો એવી પણ મને હઠ નથી. પ્રભુની દૃષ્ટિએ મારા અંતઃકરણમાં કઇ વસ્તુ યોગ્ય છે તે શોધી કાઢવા માટે અને અયોગ્ય વસ્તુને દૂર કરવા માટે હું હમ્મેશ મનન કરૂં છું."

" હું અન્ય લોકોમાં ફરૂં છું ત્યારે અને કાર્ય કરતો હોઉં છું તે વખતે પણ પ્રભુની પ્રાર્થના કરવાનો યત્ન કરૂં છું; તેજ પ્રમાણે જ્યારે વિકારવશ થાઉં છું ત્યારે પણ તેનું સ્મરણ કરવાનો પ્રયત્ન કરૂં છું. મારૂં ચિત્ત જ્યારે વિકારવશ થાય છે ત્યારે એકાંતમાં પ્રાર્થના કરતી વખતે કેવી સ્થિતિ થાય છે તેનું સ્મરણ કરૂં છું; અને જ્યારે મારી એ પ્રાર્થના શુદ્ધ અંતઃકરણથી થાય છે ત્યારે હું તરત જ દુર્વિચારથી દૂર થઈ જાઉં છું."





# प्रक ण १४ मुं--बादशाहने आदेश.




લસ્ટૉયનું ચિત્ત ધર્મવિચાર પ્રતિ એટલું ખેંચાયુ હતું કે-એટલું લીન બન્યું હતું કે, અન્ય સર્વ કાર્ય તેમના સ્મૃતિપટમાંથી દૂર થઈ ગયાં હતાં. ખેતી તરફ, તેમજ અશ્વ ઉછેરનો ધંધો તેમણે શરૂ કર્યો હતો તે તરફ પણ તેમનું ધ્યાન રહ્યું નહિ. મિલ્કત તરફ દુર્લક્ષ થવાથી કારભારીને પણ ફાવી ગયું, અને ઉપજમાં એટલો ઘટાડો થઇ ગયો કે દસમા ભાગ જેટલી પણ આવક રહી નહિ. બીજા હાથપર તેમનું કુટુંબ પ્રથમ કરતાં ઘણું વધી ગયું હતું અને બાળકો ઉમ્મરે વધતાં જતાં હતાં તેમ તેમ તેમના શિક્ષણનો ભાર વૃદ્ધિંગત થયે જતો હતો. એ ઉપરાંત ટૉલસ્ટૉયના મધુર સ્વભાવ અને મીલનસારપણાને લીધે અતિથીની સંખ્યા પણ ઘણી વધી ગઇ હતી; તેમાં વળી ઉદાર સ્વભાવના લીધે કોઇપણ બાબતમાં તેમણે હાથ ખેંચ્યો નહતો. આવી રીતે ખર્ચ વધી જતું હતું અને આવક ઓછી થતી જતી હતી તેથી ઉત્પન્નનો સર્વ કાર્યભાર તેમનાં પત્નીએ પોતાના હાથમાં લીધો. આવક જાવકને સરખાં બનાવતાં તેમને નાકે દમ આવતો અને તેજ અરસામાં ટૉલસ્ટૉયના વધારા પડતા માનસિક શ્રમની અસર તેમના શરીરપર પણ થવા લાગ્યાથી એ બાબતનો પણ ચિંતામાં નવો ઉમેરો થયો.

તા. ૩ ફેબ્રુઆરી ૧૮૮૧ના રોજ પોતાની બહેનને લખેલા એક પત્રમાં તે લખે છે:-"હમણાં હમણાં લીયોનું મસ્તક અતિશય દુખે છે; અને તોપણ તેમનું વિચાર અને લેખનનું કાર્ય તો ચાલુજ છે. જ્યારથી ડોસ્ટોએસ્કીના મૃત્યુસમાચાર મળ્યા છે ત્યારથી તેમની વૃત્તિ તદ્દન ઉદાસ બની ગઇ છે. ગૃહસ્વામીની આવી સ્થિતિમાં અમો અન્ય માણસોને સારૂં કેમ લાગે ? ડોસ્ટોએસ્કીના માફકજ કાળનો પંજો અચાનક પોતાના પર પડશે, એ વિચારથી લીયોની વૃત્તિ અસ્વસ્થ બની ગઈ છે. દિવસોના દિવસો સુધી તે કોઈની સાથે એક શબ્દ પણ

ઉચ્ચાર કરતા નથી. તેમના વાળનુ તેજ ફીકકું પડતું જાય છે અને શરીર પ્રકૃતિ પણ ઠીક જણાતી નથી. ”

તા. ૧ માર્ચ ૧૮૮૧ના દિવસે પિટર્સબર્ગના ક્રાંતિકારક પક્ષના એક અનુયાયીએ બાદશાહ બીજા ઍલેકઝાંડરનું ખૂન કર્યાની વાત સાંભળી ત્યારે ટૉલસ્ટૉયને અતિશય ખેદ થયો હતો. એવી બાબતોને તે અંતઃકરણપૂર્વક ધિક્કારતા હતા; પણ બાદશાહના ખૂન કરતાંએ તેમને જે વાતથી અત્યંત દુઃખ થયું તે વાત તો એ હતી કે એ ખૂન નિમિત્તે પાંચ જણને ફાંસીને લાકડે ચઢાવવાની શિક્ષા થઇ હતી. એ પાંચમાં સોફીપેરોસ્કી નામની એક સ્ત્રી પણ હતી. એ બનાવ પછી ઘણે વર્ષે તત્સંબંધી હકીકત લખતાં કહે છેઃ—

“ પાંચ ખૂનીની તપાસને અંતે તેમને થએલી ફાંસીની શિક્ષાથી મારા ચિત્તપર સખત આઘાત થયો. તેમની મૂર્તિ મારા મનશ્ચક્ષુ સમીપ દઢ રહેવા લાગી. એ ખૂનીઓ માટે તો ઠીક છે, પણ ખૂનનો બદલો ખૂનમાં લેવા માટે જેઓ તેમને ફાસીએ લટકાવવાની તૈયારી કરતા હતા, તેમના મનની સ્થિતિ માટે મને ઘણુંજ માઠું લાગ્યું અને તેમાં બીજા એલેકઝાંડરની ગણત્રી થતી હતી તે તો અતિશય દુઃખકારક હતું. એ પાંચ માણસોને જો જીવતદાન આપવામાં આવ્યું હોત તો તેમના ચિત્તને કેટલી શાંતિ મળી હોત ? છેવટે કોઈ પણ અણચિંતવ્યો પ્રકાર ઉદ્ભવશે અને એ પાંચનો પ્રાણ બચશે એવી ગાંડી કલ્પના મને થતી. મારા ચિત્તમાં એક દિવસે એવા પ્રકારના વિચાર ચાલતા હતા અને ભોજન કરી કૉચપર આડો પડયો. પડયાં પડયાં મને એકદમ ઉંઘ આવી ગઇ. સ્વપ્નમાં મેં જોયું કે એ પાંચેને ફાંસીએ લટકાવવાની તૈયારી થઈ રહી છે. મને લાગ્યું કે હું જાગૃત હોઇ એ તૈયારી જોઇ રહ્યો છું; એટલામાં કોણ જાણે શું થયું કે જાણે મનેજ ફાંસીએ ચઢાવવાની તૈયારી થતી હોય એમ લાગ્યું તેટલામાં વળી પુનઃ રંગ બદલાયો ને પેલા પાંચને માટેજ તૈયારી થાય છે એમ જણાયું. વળી લાગ્યું કે તે કંઇ બાદશાહ કે ન્યાયાધીશની આજ્ઞાથી નહિ, પણ મારીજ આજ્ઞાથી ફાંસીએ જતા હતા ! આવુ દશ્ય દૃષ્ટિએ પડતાંજ હું થરથર કંપી ઉઠી જાગૃત થઇ ગયો અને તરતજ મેં બાદશાહને પત્ર લખ્યો. ”

બાદશાહના એ ખૂન વિષે એક વખતે સ્વાભાવિક વાત નીકળતાં ટૉલસ્ટૉયે કહ્યું છે કેઃ—

“ વાવો તેવું લણો—વાવે તેવું ઉગે. દુષ્ટતાપૂર્ણ કાર્યનો દુષ્ટતાથી પ્રતિકાર કરવામાં આવે છે તો તેમાંથી બીજીજ દુષ્ટતા માત્ર જન્મ પામે છે. પાંચ માણસને ફાંસીની શિક્ષા થયાની ખબર મળી તેજ વખતે મારૂં હૃદય કેવું ચીરાઇ ગયું હતું તે અદ્યાપિ મને યાદ છે. તે વખતે મારી નિદ્રા ઉડી ગઇ હતી, આહાર-

માંથી રૂચિ ઉડી ગઈ હતી અને હું ગમે ત્યાં બેસીને ગમે તે બાબતમાં ચિત્ત પરોવતો તોપણ ચિત્તને શાંતિ થતી નહતી. પિટર્સબર્ગ જઈ ઝારના ચરણમાં પડી જીવનભિક્ષાની યાચના કરવાની ઇચ્છા પણ પ્રબળ થઇ હતી. પ્રાચીનકાળના માણસો એમજ કરતા હતા. બાદશાહ પાસેથી કંઈ મેળવવાની ઇચ્છા થતી ત્યારે તે તેના સમક્ષ ઉભા રહી મુખેજ અરજ કરતા. તે વખતની પ્રજામાં મનોબળ વિશેષ હતું. હું તો અર્વાચીનકાળનો હતો એટલે તેમ કરવાની હિંમત થઇ નહિ. અર્વાચીન પદ્ધતિ પ્રમાણે મેં એક પત્ર લખ્યો અને મિત્રદ્વારા બાદશાહને પહોંચાડયો. એ પત્રમાં મેં મારૂં અંતઃકરણ બનતા પ્રયત્ને ખુલ્લું કર્યું હતું; પણ મારી હૃદયભાવનાનો શતાંશ પણ તેમાં વ્યક્ત થયો નહતો.

"પછી ફાંસીની શિક્ષાનો અમલ થયા પછી તે પાંચે લટકતી આકૃતિ મારી દૃષ્ટિથી દૂર થઇ નહિ. વિશેષતઃ સોફીપેરોસ્કીની છાયા તો મારી આગળથી ખસીજ નહિ. તેના ગળામાં ફાંસો પડે છે, તે ફાંસાની ગાંઠ તેના ઘોઘરાપર બરાબર બેસે તે માટે તેનું મસ્તક આમતેમ ફેરવવામાં આવે છે, અંતે તેના પગ નીચેનું પાટીયું ખેંચાઇ જાય છે અને તે હીંચોળા ખાતી લટકે છે. રક્તનો પ્રચંડ પ્રવાહ તેના મસ્તક તરફ દોડે છે અને સર્વ શરીર ફીકકું બનતું જાય છે, એવો દેખાવ ચક્ષુ સમીપ તરવા લાગ્યો અને મારો જીવ ગભરાઇ ગયો. મારાથી શ્વાસોચ્છ્વાસ થઈ શકે છે કે નહિ, તે હું જોવા લાગ્યો. મારો કંઠ રૂંધાઇ ગયો છે કે શું તેની ખાત્રી કરવા હું વારંવાર થુંક ગળવા લાગ્યો. તે બહાર આવેલાં ચક્ષુ, કૃષ્ણતા પામેલું વદન અને તેની કાળી ટોપીનો ચિતાર મારી આગળ ખડો થઇ ગયો. એ ભયંકર દૃશ્યથી મારી વૃત્તિ મૂઢ બની ગઇ. કેવી ભયંકરતા !"

"માણસ હમ્મેશ એક વાત વીસરી જાય છે. જે હેતુ માટે તે અમાનુષી કૃત્ય કરે છે તે હેતુ બાજુએજ રહી જાય છે એ વાત તેના લક્ષમાં આવતી નથી. મૃત્યુ પ્રત્યક્ષ આવી ઉભું રહીને પોતાની જાળ એવી સજ્જડ પાથરે છે કે તે વખતે દુષ્ટત્વની કલ્પના પણ જીવાત્માને સ્પર્શી શક્તિ નથી. તેનાં સર્વ દુઃખ અને સર્વ કષ્ટ તેનાથી દૂર થઇ જાય છે."

"પ્રભુ તે જીવાત્માને પોતાની પાંખ નીચે લે છે. પોતાના શત્રુપર વેર લે છે, એમ જે ક્ષણે કૃત્ય કરનાર માને છે, તે ક્ષણે લીધેલા ભોગનો આત્મા પ્રભુના સંરક્ષણ નીચે હોય છે એ તેના લક્ષમાં આવતું નથી. જે હેતુથી તે તીર છોડે છે તે હેતુ અપૂર્ણ રહે છે; તે તીર લક્ષ્ય ચૂકે છે અને પાછું આવી ફેંકનારને જ આઘાત કરે છે. પ્રભુની એ રચના અતિ વિલક્ષણ અને આપણી બુદ્ધિને અગમ્ય છે; પણ તેવું બને છે એ વિષે તો શંકાજ નથી."

"એક વખતે હું એક પ્રચંડ રીંછના જડબામાં સપડાયો હતો. તેના પ્રચંડ

પંજાના નખ મારા ખભામાં પ્રવેશ કરતા હતા; તથાપિ તે વખતે મને કોઇપણ પ્રકારના દુઃખનું ભાન થયું નહતું. હું નીચે પડયો હતો અને તેનું પ્રચંડ મુખ અને શુભ્ર દાંત મારી નજરે પડતા હતા; તોપણ એવી સ્થિતિમાંએ મને ભય લેશ માત્ર થયો નહતો. મારી એક આંખ તેના મુખની આડે હતી; પરંતુ બીજી આંખે હું આકાશ જોઇ શકતો હતો અને તેમાં એક વખત જાંબૂડાં અને નારંગીનો ઢગ રચાએલો પણ જણાયો હતો. આકાશના એ સૌંદર્યપૂર્ણ દૃશ્યથી મારૂ ચિત્ત હર્ષપૂર્ણ બની ગયું હતું."

"એ બનાવ પછી કેટલીક વખતે એ ક્ષણનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે એ પ્રસંગનું આબેહુબ ચિત્ર મારી દૃષ્ટિ આગળ આલેખાઇ જાય છે. હું સ્વસ્થ ચિત્તે એ ચિત્ર તરફ જોઉં છું, તેના વિષે વિચાર કરૂં છું, પ્રચલિત જીવન સાથે તેની તુલના કરૂં છું અને છેવટે મારી બુદ્ધિ જે નિશ્ચય કરે છે તે એજ છે કે, સર્વભક્ષક મૃત્યુ જરાએ ભયપ્રદ નથી. પ્રભુની કેવી કૃપા છે ભલા ! તે ક્ષણે સર્વ વૃત્તિઓ શાંત બને છે અને ભયનો અંશ પણ રહેતો નથી."

"વરૂના મુખમાં સપડાએલું ઘેટું, બાજની ચાંચમાં દબાએલી ચકલી, વાઘના જડબામાં ફસાએલો પ્રવાસી અને ફાંસીએ લટકતા માણસની વૃત્તિ પણ એવીજ બનતી હશે !"

ટૉલસ્ટૉયે મીઠી કે માખણીયા ભાષા કદિ વાપરી નથી. કુદરતી રીતે તેમની વૃત્તિ અતિ દયાશીલ હતી. તે વારંવાર પોતાના વર્તનથી કે શબ્દથી કોઈ દુઃખી ન થાય એમ ઇચ્છતા હતા, અને પોતાના કટ્ટા દુશ્મનના અપરાધ પણ વીસરી જવાની ઉત્કટ ઇચ્છા ધરાવતા હતા; પણ ધર્મવિચાર વિષે લખતી વખતે તેઓ પોતાની તે ઇચ્છા અને નિશ્ચય વીસરી જતા. પુષ્કળ વખત લેખ લખાઇ ગયા પછી તેમને પશ્ચાત્તાપ પણ થતો. એવી સ્થિતિમાં તેમની ચિત્તવૃત્તિ અશાંત બનતી અને તેમને ઘણું કષ્ટ થતું. તેમના ગૃહવર્તનમાં પણ કેટલીક વખત તેમના કુટુંબીઓ એમની વૃત્તિની એ તીક્ષ્ણતા અનુભવતા. તા. ૧૫ મે ૧૮૮૧ ની નિત્ય નોંધમાં નીચેની હકીકત નજરે પડે છે.

"આપણું કુટુંબ આપણાજ હાડમાંસનું છે, એટલુંજ નહિ પણ કુટુંબનો મુખ્ય પુરૂષ આત્મા સમાન હોઈ કુટુંબ તેનો દેહ છે; અને તેટલા માટે કુટુંબનો ત્યાગ આત્મઘાત સમાન છે, એવા મોહને આધીન થવું યોગ્ય નથી. કુટુંબના ભારવાહી હમાલ થવા કરતાં કેવળ પ્રભુ તરફ ચિત્ત રાખી તેનીજ ગુલામી કરવી એજ અત્યુત્તમ છે. કુટુંબ એટલે શું ! વિશ્વરચના રૂપી જે નીસરણી ઠેઠ પ્રભુના ચરણ પર્યંત ઉભેલી છે, તેના કયા પગથીયાપર આપણે ઉભા છીએ તે વાત આપણું કુટુંબ દર્શાવી આપે છે; આપણામાં હૃદયબળ કેટલું છે તેનું માપ આપણા

કુટુંબવડે સમજાય છે. રંક કુટુંબ કરતાં મોજમઝામાં પડેલા કુટુંબની હાજતો ઘણી વધારે હોય છે; તે સર્વ પૂરી પાડવાનો શું ગૃહસ્વામીએ ઇજારો રાખેલો છે?"

તા. ૭ મેના દિવસે ટૉલ્સ્ટૉય ટૂલાનું કારાગૃહ જોવા ગયા હતા. એ વિષે તે પોતાની નોંધમાં લખે છેઃ—

"મેં ટૂલાનું કારાગૃહ જોયું. તેમાં આજે બે મહિનાથી કાલુગા પ્રાંતના પંદર ખેડુતો સડે છે. તેમનો ગુન્હો માત્ર એટલોજ છે કે તેમણે પોતાના પ્રાંતની હદ બહાર જવાનો પરવાનો મેળવ્યો નહતો. તેમને કાલુગા મોકલી ત્યાંથી તેમને પોતાને ગામ પહોંચાડયા હોત તો સરકારનું કાર્ય પતી ગયું હોત; પણ ગમે તેવા બહાનાથી તુરંગના અધિકારીએ તેમને બે મહિનાથી ત્યાંજ ગોંધી રાખ્યા છે."

મે મહિનાની તા. ૧૫ ની નોંધમાં નીચેની હકીકત છેઃ—

"આજે સંધ્યાકાળે 'પીસારેફ' અને 'સમારીન' મળવા આવ્યા હતા. સમારીને એ વખતે હસતાં હસતાં કહ્યું કે એ અરાજક માણસોને તો એકદમ ફાંસીએજ ચઢાવવા જોઇએ. આ સાંભળીને મેં જેમ તેમ મારી જીભ દબાવી રાખી. મારા મનમાં તો જાણે તેને તેની ગરદન પકડીને બારીમાંથી બહાર ફેંકી દઉં, એવો પ્રબલ ગુસ્સો આવ્યો હતો."

તા. ૨૯ મે—

"આજે ઘેર ભારે વાદવિવાદ થયો. ફૅટે કહ્યુંઃ 'ખ્રિસ્તનાં તત્ત્વ અવ્યવહાર્ય છે.' ઉત્તરમાં મેં પૂછ્યુંઃ 'ત્યારે ખ્રિસ્ત મૂર્ખનો શિરોમણિ હતો કે શું?' ફૅટે કહ્યુંઃ 'છટ્! તેનાં તત્ત્વ સારાં છે, પણ તે વ્યવહારમાં આવવા જેવાં નથી.' મેં પુનઃ પૂછ્યુંઃ 'પણ તમે તે પ્રમાણે વર્તવાનો યત્ન સુદ્ધાં કર્યો છે કે?' ફૅટે કહ્યુંઃ 'મેં તેવો પ્રયત્ન કર્યો નથી પણ તે તત્ત્વ અવ્યવહાર્ય છે એ કંઈ ખોટું નથી.' પછી શુભ તરફ જવાનો પ્રયત્ન ન કરતાં તેને અઘરૂં સમજી તેનાથી દૂરજ રહેનાર એ ગૃહસ્થ સાથે એ વાદ મેં આગળ ચલાવ્યો નહિ."

ઉપલો પ્રસંગ બન્યો ત્યારથીજ ટૉલ્સ્ટૉય અને ફૅટના સ્નેહભાવને ક્ષય લાગુ પડયો. ઉભયમાં પ્રત્યક્ષ કલહ કદિપણ થયો નથી; તથાપિ તેમનો પ્રેમ ઘટી જઇ ઉભયમાં જુદાઇ ઉદ્ભવી હતી. ટૉલ્સ્ટૉય પ્રત્યે કેવળ યૂરોપ નહિ પણ સમગ્ર જગત આદરભાવથી જોતું હતું, તથાપિ હૃદય ખુલ્લું કરી બતાવવા જેવો એક પણ સ્નેહી તેમને મળ્યો નહતો, એ વાત કેવી વિલક્ષણ છે! ખ્રિસ્તની ખરી કુંચી પોતાને મળી છે અને તે કુંચીનો જે જે માણસ ઉપયોગ કરશે તે તે સર્વ અવસ્ય સુખી થશે; એવી જે ક્ષણથી ટૉલ્સ્ટૉયની ખાત્રી થઇ, તેજ ક્ષણથી તે સંસારથી વિમુખ થતા ચાલ્યા. એક પછી એક મિત્ર તેમના ખરતા ચાલ્યા. તેમના પોતાના કુટુંબમાં ફાટ પડવા લાગી

અને છેવટે તેમનાં ધર્મપત્ની પણ તેમનાથી કંટાળ્યાં. આવી રીતે સર્વ જગતમાં તે એકલા પડયા. મહાત્માઓ કહે છે કે, પ્રભુ જેનાપર કૃપા કરવા ઇચ્છે છે તેનું તે સર્વસ્વ* હરી લે છે તેનો આ સ્થળે અનુભવ પણ થયો.

તા. ૧૭ જુન ટૉલસ્ટૉય પુનઃ ઑપટીન મઠની યાત્રા માટે નીકળ્યા. આ વખતે એ સર્વ યાત્રા તેમણે પગે ચાલીનેજ કરી અને એ વખતનો તેમનો પોષાક તદ્દન સાધારણ ખેડુતના જેવોજ હતો. એ પ્રસંગે સરજી નામનો એક નોકર તેમની સાથે હતો. સર્વ દ્રવ્યસામગ્રી સરજી પાસે હોઇ જે કોઇ ભીખારી મળે તેને આનો બે આના આપવાનું કાર્ય તેને સોંપવામાં આવ્યું હતું. પ્રવાસ દરમીયાન તેમણે પોતાની પત્નીને લખ્યું છે કેઃ—

"મારા પગે ફોલ્લા પડવાથી હું હેરાન હેરાન થઇ ગયો છું; તોપણ મને ઉંઘ સારી આવે છે અને પ્રકૃતિ પણ ઠીક છે. હવે મેં ચંપલ લીધેલાં હોવાથી સર્વ યાત્રા સુખરૂપ પૂરી થશે એમ લાગે છે."

"આવા પ્રકારની યાત્રા મનુષ્યના આધ્યાત્મિક કલ્યાણની દ્રષ્ટિએ કેટલી મહત્ત્વની અને ઉપયોગી હોય છે તેની તને કલ્પના પણ નહિ થાય. આવી રીતેજ ઇશ્વરકૃત જગતનું ઉંડું સ્વરૂપ જોઈ શકાય છે. બાહ્યસૃષ્ટિમાં બે પ્રકાર છે. એક ઈશસૃષ્ટિ અને બીજી જીવસૃષ્ટિ. ઈશસૃષ્ટિના પેટામાં માણસો પોતપોતાની બીજી એક જીવસૃષ્ટિ નિર્માણ કરે છે. ઈશ્વરસૃષ્ટિના કેટલાક પદાર્થો લઇ તે પદાર્થોમાં આ મારી સ્ત્રી, આ મારાં બાળક, આ મારા કાકા, આ મારા મિત્ર, આ મારા શત્રુ, આ મારો બાગ વગેરે વગેરે પ્રકારના ભાવો આરોપે છે અને ઉંડાણમાં જે સ્વસુખની ઇચ્છા રહેલી હોય છે તેને તૃપ્ત કરવાને ખાતર તે સૃષ્ટિને ભોગવે છે. એવી સ્થિતિમાં તેને ઈશસૃષ્ટિનું (તે વસ્તુઓ ઈશ્વરની છે એવું) ભાન પણ હોતું નથી; અને તે સત્ય વાતનું તેને ભાન થતું નથી ત્યાંસુધી તે ગમે તો આખા જગતમાં ફરી વળે અથવા આખા જગતને બાહુબળથી વશ કરી લે, તોપણ એ મિથ્યાસૃષ્ટિના મોહથી અને તેની પાછળની દોડાદોડીથી તે મુક્ત થતો નથી."

"હું મારી પ્રકૃતિની સારી સંભાળ રાખું છું. આજે પેટ દુઃખતું હતું તેથી દ્રાક્ષ ઘણી ખાધી. અહીં મેં એક દસ વર્ષની કન્યા જોઈ. જો તેં તેને જોઇ હોત તો પેટની પુત્રી પ્રમાણે તેનાપર પ્રેમ બતાવ્યો હોત. તે સર્વ કંઈ સમજે છે. સ્વભાવે તે થોડાબોલી છે પણ સદાએ હસમુખી છે. આજે મારા લક્ષમાં એક મુખ્ય મુદ્દો એ ઉદ્ભવ્યો હતો કે, ખરી રીતે આપણે જેવા હોઇએ તેવાજ

* આ સર્વસ્વ એટલે પ્રભુના માર્ગમાં સહાયક વસ્તુસ્થિતિઓ નહિ પણ બાધક વસ્તુસ્થિતિઓજ સમજવી, કે જે સંસારાસકત જીવોને મન તો બહુજ ઉપયોગી હોય છે. પરમ સત્યના શોધકનેજ ઉંડી દ્રષ્ટિએ તેની બાધકતા સમજાય છે. સંપાદક

લોકોજ આગળ આપણે પોતાને દેખાડવા જોઈએ. જ્યારે માણસ લોકોને પોતાનો પરિચય આપે છે ત્યારે તે કેવળ પોતાનોજ પરિચય આપીને અટકવાને બદલે પોતાની સર્વ વસ્તુનો પણ પરિચય કરે છે. હું અમુક, એટલોજ નિર્દેશ કરી સ્વસ્થ રહેવાને સ્થાને, હું અમુક મોટો જમીનદાર, અમુક શાહુકાર, અમુક ગ્રંથકાર, અમુક ઉમરાવનો જમાઈ વગેરે પ્રકારની પોતાની સર્વ થાપણ જનસમાજ આગળ ગોઠવે છે. આમ કરવાથી લોકો તેને ઓળખે છે કે પછી તેની થાપણને ઓળખે છે તે તો કોણ જાણે !"

" રસ્તે ખટારામાં બેસીને જતો એક ખેડુત મને જણાયો. તેણે મને કહ્યું: 'કેમરે, કંઈ બાજુ જાય છે ?' મેં કહ્યું: 'ઑપ્ટીન.' એટલો ઉપક્રમ થયા પછી ઘણી વખત સુધી અમે વાતોએ વળગી રહ્યા હતા પણ છેવટે અમારો માર્ગ જુદો પડ્યો."

નિશાસમય સમીપ આવતાં આપણા આ બેઉ યાત્રાળુ એકાદ ખેડુતની ઝુંપડીમાં દાખલ થતા. એક દિવસે તેઓએ એક સાધારણ મોટા ગામમાં પટેલને ઘેર મુકામ કર્યો. પટેલ પચીસેક મજૂરને મજૂરી ચુકવતો હતો. ખેડુતો અજ્ઞાન હોવાથી તે હિસાબમાં ગૂંચવાતા હતા. તેનો લાભ લઇ આડને પાંચ અગીયારના હિસાબે મજૂરી ચુકવ્યા પછી પટેલે કહ્યું, 'અરે, તમે આટલી બધી મજૂરી મેળવી છે ત્યારે એક બે દારૂની બાટલી તો લાવો. આ યાત્રાળુઓ બેઠેલા છે તેમને ઘડીભર મીજબાની મળ્યા જેવું થશે.' આ શબ્દો સાંભળી ટૉલ્સ્ટૉયે તરતજ બહાર નીકળી પોતાના નોકરને કહ્યું: 'પોતાનાજ સેવકોનું માંસ ખાનાર આ પટેલ કેટલો નીચ છે ?'

પટેલ કે જે સહજ નિશામાં હતા, તે પણ બહાર ચોકમાં આવ્યા. એટલામાં એક વૃદ્ધ સ્ત્રી એક નાનું બાળક લઇને આવી અને પટેલના ચરણમાં પડી બોલી 'બાપજી, મારાપર કંઇક દયા કરો. મારો સ્વામી મરી ગયો છે અને ઘરમાં ખાવાને દાણો પણ નથી. હવે તમે દયા કરશો તો ઠીક છે, નહિ તો ભૂખે મરવાનો વખત આવ્યો છે.'

પટેલ વચ્ચેજ બૂમ પાડી ઉઠ્યો: 'ચાલ અહીંથી જાય છે કે નહિ, નહિ તો પોલીસને બોલાવીશ.'

ટૉલ્સ્ટૉયે તે સ્ત્રીને પાસે બોલાવી હકીકત પૂછી; તે પરથી જણાયું કે તેની જમીન કોઇપણ કારણથી જપ્તીમાં ગએલી હોઇ પટેલ તેનું ઘર પણ પડાવી લેવાના વિચારમાં હતો. આથી તેમણે તેની હકીકત નોંધી લઇ બનતી સહાય આપવાનું આશ્વાસન આપી તેને રજા આપી. પટેલ નજીકમાંજ ઉભો હતો. તેને ટૉલસ્ટૉયની દરમીયાનગીરી રૂચી નહિ. ટૉલ્સ્ટૉયને તે ગમે તેમ બોલવા લાગ્યો અને છેવટે પરવાનો પણ જોવા માગ્યો.

સરજીએ પોટલીમાંથી પરવાનો કાઢી પટેલના હાથમાં મૂક્યો; પણ પટેલે કહ્યું: ‘ચશ્માં વગર વાંચી શકાય તેમ નથી. મારો પુત્ર વેસેલી ઘરમાં છે, તેને બતાવ. તે પીટર્સબર્ગમાં ગાડી હાંકવાનો ધંધો કરતો હતો ત્યારે વાંચતાં શીખ્યો હતો.’

સરજીએ ઘરમાં જઇ વેસેલીના હાથમાં પરવાનો મૂક્યો. “કાઉંટ લીઓ નીકોલીવીચ ટૉલ્સ્ટૉય” એટલું નામ વાંચીનેજ વેસેલી ચમક્યો અને પિતાના કાનમાં કંઇ કહી આવ્યો. પટેલ તરતજ ત્યાંથી નાઠો અને જોતજોતામાં વોડકાની બાટલીઓ અદૃશ્ય થઇ ગઇ. એક વખતે આ હકીકત કહેતાં કહેતાં સરજી જણાવે છે કે:—

“વેસેલી સગડી ચેતાવી પોતાની ઓરડીમાં મૂકી અમો સર્વને અંદર બોલાવી ગયો. ત્યાં જઇને જોયું તો વેસેલીની માતા સિવાય અન્ય કોઇ નહતું. કાઉંટ પટેલ અને અન્ય ખેડુતો ક્યાં ગયા તે વિષે તપાસ કરી ત્યારે વેસેલીની માતાએ કહ્યું: ‘પટેલ કંઇ કામ માટે પાસેના ગામની કચેરીમાં ગયા છે અને ખેડુતો પોતપોતાને ઘેર ગયા છે.’ તે સ્ત્રીએ પુષ્કળ દૂધ અને દસ ઇંડાં અમને આપ્યાં. અમે તે બન્નેને અમારી સાથે ચહા પીવા બોલાવ્યાં, પણ તે આવ્યાં નહિ. પછી સુવા માટે હું ઘાસ પાથરવા લાગ્યો ત્યારે તે સ્ત્રીએ પોતાની ગાદી આપવા માંડી પણ કાઉંટે તે લીધી નહિ.”

“બીજે દિવસે સવારે ઉઠીને મેં સગડી સળગાવી ચહા તૈયાર કરી કાઉંટને જગાડયા. ભોજનાદિ પરવાર્યા પછી કાઉંટે તે સ્ત્રીને પૈસા આપવા માંડયા પણ તે લેવાને તેણે ના પાડી; તેથી છેવટે મહામુશ્કેલીએ તેના હાથમાં પૈસા મૂકી દઇ બહાર નીકળી ગયા. જતાં જતાં કાઉંટે વેસેલીને કહ્યું: ‘તારા પિતાનું વર્તન સારૂં નથી. તેને કહેજે કે, જો હવે પછી એ એવીજ રીતે ચાલશે તો એકાદ દિવસ સપડાઇ જશે.’”

બીજે દિવસે સાંજે ટૉલ્સ્ટૉય રસ્તામાં હતા તેજ સમયે વાવાઝોડાનું તોફાન થયું અને વિદ્યુત્‌નો પ્રચંડ કડકડાટ શરૂ થયો. જોતજોતામાં મૂસળધાર વૃષ્ટિ થવા લાગી અને તેટલામાંજ ટૉલ્સ્ટૉયના ઉદરમાં એવું ભયંકર શૂળ થઇ આવ્યું કે તે કાદવમાંજ આળોટવા લાગ્યા. છેવટે જેમ તેમ કરતાં તે એક ખેડુતની ઝુંપડીમાં પહોંચ્યા પણ તેણે તેમને જગ્યા આપી નહિ; તેથી તે અથડાતા અથડાતા થોડે દૂર ગયા અને ત્યાં તેમને એક ખેડુતે થોડી જગ્યા આપી. ત્યાર પછી બીજે દિવસે સાંજે તે મઠમાં પહોંચ્યા. ટૉલ્સ્ટૉયના શરીરપરનાં વસ્ત્ર જોઈ મઠાધિપતિએ શ્રીમંતો માટે રાખેલી ઓરડી ન આપતાં બહારની ઓસરીમાં કેટલાક રખડેલ માણસો બેઠા હતા તેમાંજ તેમને મુકામ કરવા કહ્યું. આ સંબંધી સરજી કહે છે:—

“આવા ભીખારી અને રઝળતા ફકીરો વચ્ચે પડાવ નાખવાનો કાઉંટપર પ્રસંગ આવેલો જોઇ મને ઘણું માઠું લાગ્યું અને મેં તેમના તરફ જોયું. તેમના

મુખપર ખેદની રેષા પણ જણાતી ન હતી. પોતાની પોટલી છોડી ખાણું કાઢી તે ખાવા લાગ્યા અને આનંદથી પાડોશીઓ સાથે વાર્તાલાપ કરવા મંડયા. ખાન-પાન પૂરૂં થયા પછી સૂવા માટે હું કંઇક સારી જગ્યોની શોધમાં પડ્યો. છેવટે મઠનો એક વૈરાગી મળ્યો. તેને એક રૂબલ ( આશરે દોઢ રૂપીયો ) આપી કહ્યું: "આપજી, એકાદ ઓરડી મળશે તો ઉપકાર થશે." તેણે એક ઓરડી આપી પણ તે ઓરડીમાં એક ચમારને પણ મુકામ આપ્યો. થોડીવારે અમે પથારીમાં પડયા. તે ચમાર એવો તો ઘોરવા લાગ્યો કે, તેથી કાઉંટને ઉંઘ આવી નહિ; તેથી તેને જાગૃત કરી મે કહ્યું: 'દોસ્ત, તું કેવું ભારે ઘોરે છે? પેલા વૃદ્ધ ગૃહસ્થને તું ઉંઘવા નહિ દે કે શું?' તે ચમારે ખીજવાઇને મને કહ્યું: 'ત્યારે શું એ બુઢ્ઢા માટે આખી રાત હું જાગ્યા કરૂં?' પછી તે તરતજ ઉંઘી ગયો, પણ તે વિશેષ ઘોર્યો નહિ"

"સવારે ઉઠીને નાસ્તો કર્યો પછી ટૉલસ્ટૉય મઠના ખેતરમાં ગયા અને મઠના સાધુઓ ખેતીકામ કેવી રીતે કરે છે તે જોવા લાગ્યા."

"મઠની બહાર મઠનાં પુસ્તકો વેચવાની એક દુકાન હતી. દુકાનમાં કેવાં પુસ્તક વેચાય છે તે જોવા માટે ટૉલસ્ટૉય ત્યાં ગયા. એક સ્ત્રી પોતાના પુત્ર માટે બાયબલ ખરીદવા ત્યાં ઉભી હતી. દુકાનદારે તેને કહ્યું: 'નાનાં છોકરાંને બાયબલ કામનું નથી. મઠના વર્ણન અથવા સાધુના ચમત્કાર વિષેનું એકાદ પુસ્તક લે.' આ સાંભળીને ટૉલસ્ટૉયે પોતાના ખીસામાંથી પૈસા કાઢી બાયબલની એક પ્રત લઇ તે સ્ત્રીને આપી."

"ભીખારી જેવાં વસ્ત્ર ધારણ કરનાર ગૃહસ્થે એકદમ અઢી રૂપીયા અન્યના માટે ખર્ચી નાખેલા જોઇ તે દુકાનદાર સાધુને આશ્ચર્ય થયું અને એ વાત તેણે મઠાધિપતિને જણાવી. મઠાધિપતિએ એવો શ્રીમંત ભીખારી કોણ છે તે વિષે તપાસ કરવા એક બીજા સાધુને કહ્યું. એ સાધુ યાસનાયાનો રહેવાશી હોવાથી તે તરતજ ટૉલસ્ટૉયને ઓળખી ગયો અને મઠાધિપતિને ખબર આપી."

"આખા મઠમાં ટૉલસ્ટૉયના આગમનના સમાચાર સાંભળી સર્વ સાધુઓ તેમની ચોતરફ ફરી વળ્યા અને મઠાધિપતિને મળવા કહેવા લાગ્યા. ત્યારે ટૉલસ્ટૉયે પોતાના નોકરને જણાવ્યું: 'હવે બધા ઓળખી ગયા છે એટલે ઉપાય નથી. આપણો હમ્મેશનો પોષાક કાઢ. તે પહેરીનેજ મઠાધિપતિને મળવા જઇશ.'"

"વસ્ત્રો પહેરી ટૉલસ્ટૉય તૈયાર ન થયા તેટલામાંજ કેટલાક સાધુઓએ આવી એક ઉત્તમ સજેલી ઓરડીમાં મુકામ કરવા કહ્યું. ટૉલસ્ટૉય ના ના કહેતા રહ્યા અને સર્વ સામાન તે ઓરડીમાં તેમણે ગોઠવી દીધો. એ ઓરડીમાં પડેલી ખુરશીઓ વગેરે મખમલથી મઢેલાં હતાં. ત્યાં ફાધર એમ્રીજ નામના એક પ્રસિદ્ધ

સંન્યાસીને મળી ટૉલ્સ્ટૉયે ચાર કલાક સુધી તેની સાથે વાર્તાલાપ કર્યો હતો."

આ યાત્રા વિષે તેમની નોંધપોથીમાંથી નીચેની હકીકત મળી આવે છે. તા. ૨૬ મી જુન ૧૮૮૧–

"જ્યાં ત્યાં દરિદ્ર માણુસોની વસ્તી નજરે પડે છે. મારી તબીયત પણ બરાબર નથી. ચાર પાંચ દિવસથી ઉંઘ આવતી નથી તેમ ખવાતું પણ નથી. મને લાગે છે કે એવી સ્થિતિમાં પણ મનને સુખમાં રાખી શકાય છે અને હું મારો માર્ગ ધીમે ધીમે કાપ્યા કરૂં છું તથા મારી પ્રગતિ થતી જાય છે."

૩ જુલાઈ–" માંદગીમાંથી હું હજી મુક્ત થતો નથી. શરીર દુર્બળ અને આળસુ થયું છે. મનુષ્ય માત્રમાં શક્તિ અને ચપળતા અવશ્ય હોવી જોઇએ. તે વિના જ્ઞાનપ્રાપ્તિ અથવા સ્વાત્મસુધારણા શક્ય નથી. જ્ઞાન પ્રાપ્ત કરી તદનુરૂપ આચરણ કરવું, એ માનવ સુધારણા માટે અત્યાવશ્યક વસ્તુ છે."

૬ જુલાઈ–" આજે એક ગૃહસ્થ સાથે ધનસંપત્તિ વિષે સંવાદ થયો. હમણાં સાંપત્તિક સ્થિતિ એટલી ગૂંચવણભરેલી બની ગઈ છે કે, એ સ્થિતિમાં ફેરફાર થવાની ખાસ જરૂર છે; એ ફેરફાર અવશ્ય થશેજ. અદ્યાપિ તે કેમ થયો નથી તેજ આશ્ચર્ય થાય છે."

આ સમયમાં ટૉલ્સ્ટૉયનો એક સંબંધી નાનાં બાળકો માટે એક માસિક પ્રકટ કરતો હતો. એ માસિક માટે ટૉલ્સ્ટૉયે કેટલીક વાતો લખી હતી. એ સર્વ બાળકો માટે અને સાધારણ ખેડુતો માટે લખાયું હતું; પણ પછી તેનો પ્રચાર સવ સ્થિતિના માણુસોમાં થયો અને યૂરોપની સર્વ ભાષામાં તેનાં ભાષાંતર પ્રસિદ્ધ થયાં. એ વાર્તાઓ વિષે રૂમાનીયાની રાણી કારમેન સીલવાએ પોતાનો મત નીચે પ્રમાણે પ્રદર્શિત કર્યો છેઃ–

" એ સુપ્રસિદ્ધ ગ્રંથકારે જે કાંઇ પુસ્તકો લખ્યાં છે તે સર્વમાં એ વાતો મને અત્યંત ચિત્તાકર્ષક જણાઇ છે. આ પહેલાં એટલી સુંદર વાતો મેં કદિપણ વાંચી ન હતી. સામાન્ય જનો માટે લખાએલી એ વાતોમાં અત્યંત ઉચ્ચ વિચાર કહેલા આપણે જોઈ શકીએ છીએ; અને તે એવી સહેલી–સરળ રીતે વ્યક્ત કરેલા છે કે તેની આગળ સુપ્રસિદ્ધ ગ્રંથકારોનું રચનાકૌશલ્ય પણ ફીકકું પડે છે. એ વાતો સાહિત્યથી ઓતપ્રોત બનેલી છે. ડૅન્ટે તથા શેકસપીયરનાં પુસ્તક કે બાયબલની યોગ્યતા જેમ ચિરકાલ ટકી રહેનારી છે, તેમ એ વાતો પણ માનવ સાહિત્યમાં અમર રહેશે; કેમકે તેમાં અબાધિત સત્ય ગૂંથાએલું છે. આ અદ્વિતીય ×હીરાકણીઓને ત્યજી દઇ લોકો ટૉલ્સ્ટૉયનાં મોટાં પુસ્તકોની સ્તુતિ શા માટે કરે છે તેજ

× આ કહાણીઓ પણ વિવિધ ગ્રંથમાળાદ્વારા ઈશ્વરેચ્છા તો આવતા વર્ષમાં બહાર પડશે. સંપાદક

નવાઈભર્યું લાગે છે. ટૉલ્સ્ટૉયે એ ટુંકી વાતો સિવાય અન્ય કંઇપણ લખ્યું નહોત તોપણ તેમનું નામ જગતના વિખ્યાત વિદ્વાનોની નામાવલિમાં અજરામર બન્યુંજ હોત. એ વાતો લખતી વખતે લેખકના મનમાં કોઇપણ ક્ષુદ્ર વિચારનો અંશ સરખોએ જણાતો નથી. દુઃખી જનસમાજ પ્રત્યેનો પ્રેમજ માત્ર તેમના હૃદયમાં હતો."

એ વાતોમાંની પહેલી વાત 'માનવી જીવનનાં સાધન' ની છે. તેમાં દયા અને પ્રેમ એ માનવજીવનના આધારસ્તંભ હોવાનું પ્રતિપાદન કરેલું છે. રૂશીયામાં વાતો કહેવાના ધંધાપર નિર્વાહ ચલાવનારા માણસો છે. એ ગૃહસ્થોમાંના કોઇએકના મુખે સાંભળેલી વાતોના આધારે ટૉલ્સ્ટૉયે એ વાત લખેલી છે. અન્ય કેટલાક લેખકોએ એ વાતની પરંપરા બીજીજ કોઇ પ્રકારની જણાવી છે. પાર્નેલે હરમીટ અથવા સંન્યાસી નામક લખેલી કવિતા એજ વાતના આધારે છે. પાર્નેલેએ એ વાત પ્રથમ હેનરીમોરના મુખે સાંભળી અને હેનરીએ તે બીજા કોઇ પાસેથી મેળવી હતી. તેનો ઉલ્લેખ ફ્રેંચ સાહિત્યમાં પણ હોઇને ધર્મસુધારક લ્યૂથરે પણ પોતાની વાતોમાં તેને સ્થાન આપેલું છે. એ ઉપરાંત ભિન્ન ભિન્ન રૂપે એજ કથાનક કુરાનમાં અને અરબી ગ્રંથોમાં પણ દૃષ્ટિએ પડે છે. એ વાત એટલી જુની છે તોપણ ટૉલ્સ્ટૉયની બીજી વાતો તેના જેટલી લોકપ્રિય બનેલી નથી.

એ માસિક માટે ટૂરજીનેફે પણ એક વાત લખી હતી અને તે પણ લોકોને ઘણી પસંદ પડી હતી. આ અરસામાં ટૉલ્સ્ટૉય ટૂરજીનેફને મળવા ગયા હતા. તેમણે એક પત્ર લખી ગુરૂવારે આવવાનું જણાવ્યું હતું પણ બુધવારના દિવસે ગુરૂવાર સમજી તે ટૂરજીનેફના ગામે ગયા. આથી સ્ટેશનપર તેમને લેવા માટે સ્વાભાવિક રીતે ટૂરજીનેફની ગાડી આવી શકી નહતી; અર્થાત્ એક ભાડાની ગાડીમાં તે ગામમાં જવા નીકળ્યા. અંધારામાં ગાડીવાન રસ્તો ભૂલ્યો. છેવટે ભટકતાં ભટકતાં રાત્રે એકના અરસામાં ટૉલ્સ્ટૉય મુકામે આવી પહોંચ્યા.

આજ વખતે પોલોનસ્કી નામક એક પ્રસિદ્ધ કવિ ટૂરજીનેફને ત્યાં આવેલો હતો. રાત ઘણી ગઈ હતી પણ તે પોતાના ઓરડામાં કંઇ લખ્યા કરતો હતો. ચોકમાં ઘોડાનાં પગલાં સાંભળી તેણે બહાર આવી મુખ્ય દિવાનખાનાનું દ્વાર ઉઘાડયું. આ પ્રસંગે ટૉલ્સ્ટૉયના શરીરપર ખેડુતનાં સાદાં વસ્ત્ર હોવાથી પોલોનસ્કી તેમને ઓળખી શકયો નહિ. ગાડીવાનને પૈસા ચૂકવી ટૉલ્સ્ટૉય દિવાનખાનામાં આવ્યા અને પોલોનસ્કી નજરે પડતાં 'કવિવર્ય, કયારના પધાર્યા છો?' એવો પ્રશ્ન કર્યો ત્યારેજ પોલોનસ્કી તેમને ઓળખી શકયો.

એટલામાં ટૂરજીનેફ ત્યાં આવ્યો અને આ ત્રણે સરસ્વતીપૂજકોનું સંભાષણ છેક સવાર સૂધી ચાલ્યા કર્યું. ટૂરજીનેફનો સ્વભાવ પ્રથમની માફકજ ગરમ હતો. કેટલીક વખત તે કોઇ બાબતમાં એટલો તપી જતો કે, તેનું મુખ લાલચોળ બની

જતું; તથાપિ આ વખતના વાદવિવાદમાં ટૉલ્સ્ટૉયની શાંત વૃત્તિ પલટાઈ નહિ. આ વાત પોલોનસ્કીના લક્ષમાં આવ્યા સિવાય રહી નહિ. પૂર્વે ટૂરજીનેફ અને ટૉલ્સ્ટૉય વચ્ચે તીવ્ર કલહ થયો હતો અને ટૉલ્સ્ટૉય પણ તામસી સ્વભાવના હતા એ વાત પોલોનસ્કીની જાણ બહાર નહતી. પોલોનસ્કી અને ટૉલ્સ્ટૉયનો મેળાપ આજે વીસ વર્ષે થયો હતો. એ વહી ગએલા સમય દરમીયાન ટૉલ્સ્ટૉયની વૃત્તિમાં જમીન આસ્માનનો ફેર થએલો જોઈ તેને આશ્ચર્ય થયું. આ મુલાકાત વિષે પોલોનસ્કી કહે છે કે:—

"ક્ષણવાર મને લાગ્યું કે, પહેલાંના ટૉલ્સ્ટૉયના સ્થાને નવીન ટૉલ્સ્ટૉયનું આગમન થયું છે કે શું ? આ નવા ટૉલ્સ્ટૉયમાં પ્રેમની પ્રતિમા અને આત્મ-વિશ્વાસ વ્યાપી રહેલાં જણાયાં. તેણે પોતાના વિચાર સ્વીકરાવવાનો દુરાગ્રહ જરાયે કર્યો નહિ. ટૂરજીનેફના આક્ષેપ તદ્દન શાંતિપૂર્વક તેમણે સાંભળી લીધા હતા. સારાંશ એજ કે પૂર્વનો તરૂણ ટૉલ્સ્ટૉય હવે રહેલો નથી એવી મારી ખાત્રી થઇ."

બીજે દિવસે ટૂરજીનેફે એક નવીન ખબર આપી. તેણે કહ્યું કે, રસોઇઓ દારૂ પી બેભાન બની ગયો છે અને અન્ય કોઇ રસોઇ કરે તેવું માણસ નથી. હવે શું કરવું એ વિચારમાં તે ગૂંચાયો. આવેલા મહેમાનોનો સત્કાર શી રીતે કરવો તેનો નિર્ણય તે કરી શકયો નહિ. છેવટે જાતેજ ચૂલો ફૂંકવાનો નિશ્ચય કરી શાકપાન કેમ કરવું તે વિષે વિચાર કરવા લાગ્યો. આવા વિચારમાંને વિચારમાં તે રસોડામાં ગયો પણ સુભાગ્યે એક નોકરે આવી કહ્યું: 'સાહેબ, તમે બહાર જાવ. એ કામ તમારૂં નથી. ગમે તેમ કરી એ વ્યવસ્થા કરી લઇશ.'

આ મુલાકાત વિષે ટૉલ્સ્ટૉયની નોંધપોથીમાં નીચેની હકીકત છે.

તા. ૯–૧૦, જુલાઇ–" ટૂરજીનેફને ઘેર ગયો હતો ત્યાં સરલ અંતઃકરણનો પોલોનસ્કી મળ્યો. તે સાહિત્યસેવામાં નિમગ્ન હતો; અને અન્યના દોષ તરફ ધ્યાન આપતો નથી તેથી તેનું ચિત્ત તદ્દન શાંત રહે છે. ટૂરજીનેફ પણ ઘણો શાંત જણાયો; પરંતુ તે તો પોતાના સમયનો વ્યય આળસ અને ચેનબાજીમાંજ કરે છે."

ટૉલ્સ્ટૉય ગયા પછી ટૂરજીનેફે તેમના વિષેનો પોતાનો ઉચ્ચ અભિપ્રાય પોલોનસ્કી સમક્ષ વ્યકત કર્યો. ટૉલ્સ્ટૉય જેવો અસામાન્ય ગ્રંથકાર આખા રૂશીયામાં બીજો એકે નથી એમ જણાવી તે યુદ્ધ અને શાંતિ નામક નવલકથાનો એક ભાગ મોટેથી વાંચવા લાગ્યો. એ ભાગમાં સેનાપતિ પ્રૅગેશન સમક્ષ એક સલામી આપી જતી પલટણ વિષેનું વર્ણન કર્યું હતું. એ આખો ભાગ મોટેથી વાંચી છેવટે પુનઃ ટૂરજીનેફે કહ્યું: " આથી અધિક હૃદયંગમ વર્ણન વર્તમાન કાળના કોઈપણ સાહિત્યમાં મારી દૃષ્ટિએ પડયું નથી. વર્ણન તો એનુંજ નામ ! શુદ્ધ સાહિત્ય-કળાની દૃષ્ટિએ આ વર્ણનની જોડી મળે તેમ નથી."

આ પછી ટૉલ્સ્ટૉય પોતાની સમારાની જાગીર પર ગયા. તેમણે અહીંની સર્વ મિલ્કત અને તેની વ્યવસ્થા જોવાનો વિચાર રાખ્યો હતો પણ અહિં આવ્યા પછી તેમાંનું કાંઇપણ બની શક્યું નહિ. તેમને જણાઇ આવ્યું કે હવે એ કાર્ય તેમની વૃત્તિને અનુકૂલ નથી. તેમની નિત્યનોંધ એ વિષે કહે છે કેઃ—

તા. ૧૬ જુલાઇ—"આજે અશ્વનિરીક્ષણ માટે ગયો હતો, પણ મન એટલું વ્યગ્ર બન્યું કે છેવટે કંઇ પણ કર્યા વિના પાછો આવ્યો. મારો સર્વ સમય આળસમાં ગુમાવું છું એ અતિ લજ્જાસ્પદ વાત છે."

તા. ૨૨ જુલાઇ—"પાલોકાનો એક ખેડુત દવાખાનામાં મરણ પામ્યો અને તેનો પુત્ર ભૂખમરાથી મૃત્યુવશ થયો. તેની ઉછરતી પુત્રીને થોડું દૂધ મળવાથી તે અદ્યાપિ જીવે છે. જ્યાં ત્યાં દરિદ્રતા પ્રસરેલી જણાય છે અને અકાલવૃદ્ધ ચહેરાઓ દૃષ્ટિએ પડે છે. જમીનદારો હજારો વીઘાંના માલીક બની મોજ કરે છે અને હજારો ખેડુતોને વાડકી છાસ પણ મળતી નથી; એ વિષમતા કેટલી ભયંકર છે! પરંતુ જમીનદારો પોતાની માલેકીની એક તસુ જેટલી જગ્યા છોડવા તૈયાર નથી."

તા. ૨૪ જુલાઇના રોજ પોતાની પત્નીને લખેલા પત્રમાં તે જણાવે છેઃ—

"આ વર્ષે સોળ આની પાક ઉતરવાનો સંભવ છે. મને ખેદ એટલોજ થાય છે કે, આપણા હસ્તે ગરીબોને કંઇજ સહાય મળતી નથી. આપણા ગામડાંમાં દરિદ્રતાની પ્રતિમાજ સ્થપાઇ છે અને લોકો પોતે દરિદ્ર છે એ લાગણી પણ વીસરી ગયા છે."

આ પત્રનો કાઉંટેસે ઉત્તર આપતાં કહ્યું છે કે, "મિલ્કતની વ્યવસ્થા જેવી રીતે ચાલતી આવી છે તેવીજ રીતે ચાલવા દેવી ઠીક છે; તેમાં કંઇપણ ફેરફાર કરવાની મને જરૂર જણાતી નથી. એ વ્યવસ્થાથી નુકશાન થતું હશે પણ અમે તેનાથી ટેવાએલાં છીએ. નવી વ્યવસ્થાથી કદાચિત્ ઉત્પન્ન વધતું હશે પણ તે મને કે મારા પુત્રને મળવાનું નથી. તમે તેનો ગરીબોમાંજ વિનિમય કરી દેશો; અર્થાત્ ચાલુ સ્થિતિમાં ફેરફાર થાય તો તે અમારે મન તો નહિ થયા જેવોજ છે. સમારા અને આજુબાજુના હજારો ભીખારીને પોષવાનું સામર્થ્ય અમારામાં નથી."

સમારાના નિવાસ દરમીયાન ટૉલ્સ્ટૉયે અનેક ધર્મપંથનું અવલોકન કર્યું હતું. ત્યાંથી લખેલા એક પત્રમાં તે લખે છેઃ—

"હવે મારી પ્રકૃત્તિ સુધરી છે અને મારો દૃષ્ટિકોણ તદ્દન બદલાયો છે. સર્વ માણુસોએ ધર્મતત્ત્વ વિષયમાં મારી દૃષ્ટિ પ્રમાણેજ ચાલવું જોઇએ એવો જે ભ્રમ હતો તે હવે નષ્ટ થયો છે; પણ એથી મારા પોતાના વિચારમાં કંઇપણ પરિવર્તન થયું નથી."

"કોઇપણ કાર્ય જો સર્વભાવથી અનન્યપણે કરવામાં આવે છે તોજ તે ઉત્તમ બને છે. તેની સિધ્ધિ માટે બીજી સર્વ બાબતોનો વિચાર વીસરવો પડે છે. મારી પણ એવીજ સ્થિતિ થઈ છે; પણ આજુબાજુની બાબતોનું વિસ્મરણ કરવામાં હું તમને પણ વિસર્યો તે માટે મને ઘણું માઠું લાગે છે."

"અહીં જે કુટુંબમાં રહું છું તે ખરેખર એક નમુનેદાર કુટુંબ છે. એમની પાસેથી સુવ્યવસ્થિત સંસાર કેવો હોવો જોઇએ તે શીખવા જેવું છે. આખા કુટુંબમાં એકજ નોકર છે અને સર્વ શ્રમભરેલાં કાર્ય ઘરનાંજ માણસો ઉઠાવી લે છે."

ટૉલસ્ટૉય સમારામાં ઘણા દિવસ સુધી રહ્યા હતા. ત્યાંથી પાછા ફરતી વખતે તા. ૧ ઑગસ્ટની નોંધમાં નીચે પ્રમાણે લખેલું છેઃ—

"રાયઝેકમાં દરરોજ એક માણસ આગગાડીનો ભોગ થઇ પડે છે. જો માનવજીવનનો ભોગ આપીને યાંત્રિક યુગ ચલાવવાનો હોય તો જેમ બને તેમ જલદીથી એ યંત્ર માત્રનો નાશ થાય તો ઠીક."

તે ઘેર આવ્યા ત્યારે આખું ઘર મહેમાનોથી ભરાઇ ગએલું હતું અને એક ખાનગી નાટકની તૈયારી ચાલી રહી હતી. ગામડાંની સાદી રહેણીમાં ઘણા દિવસ કાઢીને આવેલા હોવાથી ટૉલસ્ટૉયને એ વાત જરાએ રૂચી નહિ. તા. ૧૮ ઑગસ્ટની નોંધમાં તે કહે છે:—"અમારે ઘેર નાટકની તૈયારી થઈ રહી છે. ઘણા અબુધ્ધ એકત્ર થયા છે. તારીખ ૧૯–૨૦ અને ૨૧ મીના દિવસો મારા જીવનમાંથી બાદ કરવા જોઇએ."

તા. ૨૨ ઑગસ્ટના રોજ ટૂરજીનેફ યાસનાયા આવ્યો. સંધ્યાસમયે છોકરાંને ચીસો પાડતાં જોઇ તેના શરીરમાં પણ બાલ્યાવસ્થાનું ભૂત ભરાયું. તે છોકરાં સાથે નાચવા લાગ્યો અને છેવટે પૅરિસનો કૅનકૅન નામનો નાચ કેવો થાય છે તે બતાવવા વાંકુંચુંકું નાચવા લાગ્યો ત્યારે સર્વ બાળકો અને સાથે સાથે મોટાં માણસો પણ ખડખડ હસવા લાગ્યાં. તેના આ કાર્યથી અન્ય સર્વનો આખો દિવસ આનંદમાં ગયો; પણ ટૉલસ્ટૉયની નોંધ કહે છે:—"ટૂરજીનેફ જેવા વૃદ્ધ ગૃહસ્થે વાંકુંચુંકું નાચી છોકરવાદી ચલાવી તે માટે મને ઘણું માઠું લાગે છે."

ટૉલસ્ટૉયનો મોટો પુત્ર સર્જેસ અઢાર વર્ષનો થયો હતો. હવે તેને વિશ્વવિદ્યાલયમાં મોકલવાની આવશ્યકતા હતી. ટૉલસ્ટૉયનું ચિત્ત ધર્મવિચારમાં લીન રહેતું હોવાથી બીજાં બાળકોના શિક્ષણ પ્રત્યે પણ તેમનું દુર્લક્ષ થયું હતું; પણ હવે તે માટે કંઇપણ વ્યવસ્થા કરવાની જરૂર હતી. વળી તેમની મોટી પુત્રી સત્તર વર્ષની થઇ હતી તેથી તેના માટે પણ એકાદ સ્થળ જોવાનું હતું. આવી અનેક વાતો એકત્ર થવાથી એ કુટુંબે મોસ્કો જઇ રહેવાનું નકકી કર્યું અને તે પ્રમાણે ઇ. સ. ૧૮૮૧ના સપ્ટેમ્બરમાં મોસ્કોમાં એક મોટું મકાન ભાડે રાખી નિવાસ કર્યો.

હમ્મેશને માટે શહેરમાં રહેવાનું ટૉલ્સ્ટૉયને બીલકુલ પ્રિય નહતું; પણ ઉક્ત સાંસારિક કારણોથી તેમને પોતાની રૂચિની વાત દૂર રાખવી પડી. તે ઘણા દિવસ સુધી ગામડાંમાં રહેલા હોવાથી નગરજીવનમાં કેટલી અડચણ હોય છે અને કેટલો ત્રાસ ભોગવવો પડે છે તેની તેમને કલ્પના નહતી. મોસ્કોના નિવાસથી થોડાજ સમયમાં તેમને એ બાબતનો અનુભવ થયો. તે તા. ૫ અકટોબરની નોંધમાં લખે છેઃ–

"એક મહિનો થયો પણ સ્વાસ્થ્યનું દર્શન પણ નથી થતું. મારા આખા જીવનમાં આટલી ખટખટ કદિએ અનુભવી નહતી. સામાનની વ્યવસ્થા તથા અન્ય સગવડનું કાર્ય અદ્યાપિ ચાલ્યાજ કરે છે અને તેનો અંત ક્યારે આવશે તે પ્રભુ જાણે. વળી એ વ્યવસ્થા શા માટે ચાલે છે ? લોકો સારૂં સારૂં કહે તેટલાજ માટે ! પોતાની શાંતિ કે સુખ માટે નહિ ! પોતાનું સર્વ જીવન લોકોની કલ્પના પ્રમાણે ગાળનાર આવાં અભાગી મનુષ્યો જગતમાં કેટલાં બધાં પડેલાં છે !"

"શહેરમાં જ્યાં જઈએ ત્યાં કીચડના ઢગલા અને દુર્ગંધ ! લોકોનું સર્વ જીવન ચેન, સ્વચ્છંદતા અને દુર્વ્યસનમાં વહી જાય છે. જગતના સર્વ બુદ્ધિવાન સ્વાર્થીઓએ એકત્ર થઈ ગરીબ અને મૂર્ખ લોકોને ભમાવીને તેમને સૈનિક બનાવ્યા. પછી પોતાના અને પોતાના તે સહાયકોના રક્ષણ માટે તેમણે કાયદાની અદાલતો ઉપસ્થિત કરી; અને પછી તેઓ ખુશીથી નાચપાર્ટીઓમાં લહેર કરે જાય છે. સામાન્ય લોકોમાં સ્વાશ્રય કે કાર્યશકિત તો છેજ નહિ; એટલે પૈસા-વાળા સ્વચ્છંદીઓને જોઈતા પદાર્થ પૂરા પાડી, અનેક વ્યસનના ભોગ બનાવી, જે કંઈ તેમની પાસે મેળવી શકાય તે મેળવીને સંતુષ્ટ રહે છે. એ કાર્યમાં સ્ત્રીઓ કરતાં પુરૂષો વિશેષ ચપળ હોય છે. સ્ત્રીઓ ગામડાંમાં રહી ખેતી કરે છે અને પુરૂષો શહેરમાં આવી ગાડીવાન બને છે, અમારા ચરણ દાબે છે અને એવાંજ અન્ય કાર્ય કરે છે."

તા. ૧૪ અકટોબરના દિવસે કાઉન્ટેસે પોતાની બહેનને નીચે પ્રમાણે પત્ર લખ્યો છેઃ—

"અહીં આવે એક મહિનો થયો પણ મેં અત્યાર સુધી કોઇને એક લીટી પણ લખી નથી. પહેલું પખવાડીયું તો આંખમાંથી આંસુજ અટક્યાં નહિ; કેમકે અહીં આવતાંજ લીયોની વૃત્તિ તદ્દન બગડી ગઈ. તે ઉદાસ બન્યા, નિદ્રાથી વિમુખ થયા, આહાર લઇ શકયા નહિ અને કેટલીક વાર તો બાળકની માફક રૂદન કરવા લાગ્યા. મને પોતાને લાગ્યું કે હવે હું ગાંડી બની જઈશ કે શું ? હવે મારા દેહપર હાડચામ સિવાય કંઇજ રહ્યું નથી. અહીં જ્યારે બીલકુલ ચેન પડ્યું નહિ ત્યારે લીયો દસ બાર દિવસ બહાર ફરી આવ્યા અને હવે તેમની પ્રકૃતિ કંઇક ઠીક છે. અહીં તદ્દન એક બાજુએ તેમણે બે સ્વતંત્ર ઓરડી ભાડે રાખી

છે. શહેર બહાર જઈ કઠીયારા–લાકડાં ચીરનારા સામે કદિ કદિ લાકડાં પણ ફાડે છે, તેથી તેમની પ્રકૃતિ હવે ઘણી સુધરી છે અને વૃત્તિ પણ વિશેષ આનંદી બની છે."

મોસ્કો પાસેના એક નાના ગામમાં સુટેપ નામક કોઈ ખેડુત હતો. એ માણસ બહુ ભણ્યો નહતો, તથાપિ તેના વિચાર અને તેની ભાવના ટૉલ્સ્ટૉયના વિચારને ઘણી રીતે મળતી હતી. એવો માણસ એ ગામમાં રહેતો હોવાની ખબર મળતાંજ ટૉલ્સ્ટૉય તે ગામમાં ગયા.

સુટેપ પીટર્સબર્ગમાં કબરપર જડવાના પત્થર ઘડવાનો ધંધો કરતો હતો; પણ ઉદરપોષણ માટે સ્વબાંધવો સાથે હરીફાઈ કરવી એ પાપ હોવાનો વિચાર આવતાંજ તે પોતાનો ધંધો છોડી દઇ ગામડામાં ચાલી આવ્યો હતો. પીટર્સબર્ગમાં કેટલાકની પાસે લહેણું હતું તે પણ વસુલ કરવા રહ્યો નહિ અને ગામડામાં આવી ગોવાળનો ધંધો કરવા લાગ્યો. જાનવરો સાથે મમતાથી વર્તવાનો નિશ્ચય કરી મોટી ડાંગ છોડી દઇ તેણે એક નાની સોટી ધારણ કરી હતી. તેનાં બાળકો પણ પિતાનું અનુકરણ કરવા લાગ્યાં. કાયદા પ્રમાણે લશ્કરમાં આવવાનું ફરમાન તેના પુત્રોના હાથમાં પડ્યું; પણ યુદ્ધ પાપમૂલક હોવાનું જણાવી તેમણે લશ્કરમાં જવાનો સ્પષ્ટ અસ્વીકાર કર્યો. આથી તેમને કાયદા પ્રમાણે તુરંગવાસ સ્વીકારવો પડ્યો અને પોતાને ધર્માધિકારી કહેવડાવનારાઓને ખ્રિસ્તાજ્ઞાની ઉપેક્ષા કરતા જોઇ તેઓના હાથે ચાલતાં દેવળો સાથે સંબંધ નહિ રાખવાનો નિશ્ચય કરી સુટેપે પોતાનું નવુંજ ધર્મમંડળ બનાવ્યું.

સુટેપની મુલાકાતથી ટૉલ્સ્ટૉયને અત્યાનંદ થયો. તેની સાદાઈ, તેની વિશુદ્ધ ધાર્મિકવૃત્તિ અને વિવેકબુદ્ધિ વગેરે ગુણ તેમને બહુ ગમ્યા. મનુષ્યવર્તનનો પ્રશ્ન જેટલો નાજુક છે તેટલોજ વિકટ પણ છે. અમુક પ્રકારનું વર્તન રાખવાનો કોઇ માણસની બુદ્ધિ નિશ્ચય કરે છે, પણ અનેક કારણથી તેવું પ્રત્યક્ષ વર્તન તેના હસ્તે થતું નથી. પ્રથમ તો સમાજ શું કહેશે એ ભય ઉદ્ભવે છે. તેના હૃદયપર કૃત્રિમ આચારનો દાબ પડેલો હોય છે. તેનામાં ખોટા આચાર વિચારથી દૂર રહેવાનું–ત્યજવાનું ધૈર્ય હોતું નથી. કવચિત્ કોઇ તેવું ધૈર્ય દર્શાવે છે તો લોકક્ષોભની ચીમટી લાગતાંજ તેના હાથ પગ કંપી ઉઠે છે. તેના ધૈર્યની પાછળ બળ હોતું નથી. આવી અનેક પ્રકારની મુશ્કેલી લક્ષમાં લઇએ તો સુટેપ જેવા નિરક્ષર ખેડુતોમાં એ સર્વ ગુણ જોઇ ટૉલ્સ્ટૉયને તેનું કૌતુક થયું હોય તો તે યોગ્યજ છે. સુટેપનું જીવન તદ્દન સાદું હતું. **તેણે પોતાની જરૂરીઆતો બની તેટલી ઘટાડી દીધી હતી અને સમાજને પોતે વિશેષ ઉપયોગી કેવી રીતે થઇ શકે તે ધોરણપર પોતાનું જીવનકાર્ય નિશ્ચિત કર્યું હતું.** તેના કથનમાં દ્વિઅર્થ કે છળને સ્થાન નહતું. સ્વાત્મવિચાર તદ્દન સરળ અને સાદી

ભાષામાં વ્યક્ત કરવાની પદ્ધતિ તેને અત્યુત્તમ રીતે સાધ્ય થઈ હતી. આથી એકજ મુલાકાતમાં ટૉલ્સ્ટૉય અને સુટેપમાં સ્નેહ બંધાઇ ગયો.

બીજે દિવસે ટૉલ્સ્ટૉયને નજીકના ગામે પોતાના એક સ્નેહીને મળવા જવાનું હતું તેથી સુટેપે ગાડી જોડી અને ઉભય તે ગામ જવા નીકળ્યા. રસ્તામાં પુનઃ ધર્મવિષય ચર્ચા આરંભાઇ. વાતમાં ને વાતમાં તે એટલા તલ્લીન બની ગયા કે, ગાડી કઇ બાજુએ જાય છે તેનું એકેને ધ્યાન રહ્યું નહિ અને ગાડી એક નાની નેળમાંથી નીચેના ખાડામાં પડી ! સુદૈવે કોઇને વિશેષ ઇજા થઇ નહિ.

સુટેપ અતિ વિદ્વાન નહતો કે તેણે ટૉલ્સ્ટૉયને ગહન પ્રમેય કહ્યાં નહતાં; પણ ટૉલ્સ્ટૉયને તેનો સ્નેહ પ્રિય થયો હતો તેનું કારણ વિદ્વત્તા નહિ પણ વર્તનજ હતું. પોતાના વિચારને પ્રત્યક્ષ આચારમાં મૂકવાના આશયથી તેણે પોતાનું જીવન તદ્દન બદલી નાખ્યું હતું. એમ કરવામાં તેણે આર્થિક લાભ ગુમાવ્યો હતો, એટલુંજ નહિ પણ લોકલજ્જાને ત્યજી દીધી હતી અને આપ્તજનોની પણ પરવા રાખી નહતી. તેના એજ ગુણોએ ટૉલ્સ્ટૉયને આકર્ષિત કર્યા હતા. ટૉલ્સ્ટૉયને જણાયું કે, જે ગુણ પોતામાં નથી તે આ નિરક્ષર ખેડુતમાં પૂર્ણતા પામ્યા છે. આપણે જાણીએજ છીએ કે વર્તનની શિથિલતા, ધૈર્યની અપૂર્ણતા અને દૃઢતાનો અભાવજ ટૉલ્સ્ટૉયની માનસિક વ્યથાનાં કારણ હતાં. આ વખતે તેમણે પોતાના મિત્ર એલેક્ઝીએફને લખ્યું છે કેઃ—

“ તમારો સુંદર પત્ર મળ્યો છે અને મને અતિ સંતોષ થયો છે. કદિ કદિ આપણે ઉભય પ્રેમ વીસરી જઇએ છીએ પણ તમારા લીધે મારા ચિત્તને જે શાંતિ પ્રાપ્ત થઈ છે અને દૃષ્ટિમાં જે વિશુદ્ધતા ઉદ્‌ભવી છે તે હું કેમ ભૂલીશ ! ધાર્મિક બાબતમાં અર્વાચીન વિદ્વાનોમાં તમારાજ વિચારો મારા મતને મળે છે. અન્ય કોઈના વિચાર પોતાના જેવાજ હોવાનું જાણવામાં આવતાં પોતાના વિચાર સત્ય છે, એવો જાણે કે પ્રત્યક્ષ પુરાવો મળી સંતોષ થાય છે અને તેવો સંતોષ મને તમારાથીજ થયો છે. આથી તમને કદિ પણ ભૂલી જઈ શકું એ બનવા જોગ નથી. આચાર અને વિચારની બાબતમાં આપણે ઘણા અંશે મળતા છીએ. તમારા પત્રપરથી જણાય છે કે તમે સાંસારિક યાતનામાં છો, તેથી મારો જીવ ગભરાયો; પરંતુ મારી સ્થિતિ પણ તેવીજ છે. સંસાર બરાબર સ્વીકારાતો પણ નથી તેમ પૂર્ણ રીતે ત્યજાતો પણ નથી. આપણા વિચાર પરિપક્વ થયા છે; પરંતુ પૂર્વવયમાં જે બંધનો આપણે નિર્માણ કર્યાં છે તે એટલાં સખ્ત છે કે તેનું છેદન કરવાનું સામર્થ્ય આપણા નવા વિચારોમાં હજી આવ્યું નથી. હા, ખરો મહત્ત્વનો ભાગ જડ વિચારણામાં ન હોઇને નિશ્ચયની પક્વતામાં છે, એ પણ

મને કબૂલ છે. એ સંબંધમાં તમારો અને મારો વિચાર મળે છે તેથી મને અત્યાનંદ થાય છે.”

“એક વખત મારા મનમાં એવો વિચાર આવ્યો હતો કે, લોકો પાસેનું લ્હેણું વસુલ કરી તેમાંથી એકાદ લોકોપયોગી કાર્ય કરવું; પણ એ તો મૂર્ખતાનેજ દર્શાવનારૂં હોઇ દાંભિક લોકસેવાનું પ્રદર્શક પણ છે. તમારૂં ધન વગેરે વસ્તુઓ એટલી ખરાબ છે કે તેમાંથી સદ્કાર્ય બનવાનુંજ નથી એ વિચાર મને પણ રૂચ્યો છે. સર્વ ભૌતિક વ્યવહાર અને સબંધ ત્યજી દઇને તું એકદમ કેમ મુક્ત થતો નથી, એવો પ્રશ્ન કદાચ તમે કરો તો તેનો ઉત્તર એ છે કે, એ સર્વ મારે મારા કુટુંબ માટે કરવું પડે છે. મારી ઉંડી ઇચ્છા તો એજ છે કે નિષ્કિંચન રહેવું; અને એ સાધ્યના આરંભ તરીકે મારે મારૂં સર્વસ્વ કુટુંબને સ્વાધીન કરવું. હું એમ પણ કહેતો નથી કે એમ કરવું એ કોઇ મહાભારત કાર્ય કરવા જેવું છે; પણ એથી મારાપર આવતો દોષ કાંઇ પણ ઓછો થશે.”

“મારો આ બુદ્ધિવાદ સર્વાંશે સર્વને રૂચવો સંભવિત નથી; પણ મને વિશ્વાસ છે કે બુદ્ધિગમ્ય માર્ગે જીવન ગાળનારને તે રૂચશે. અહીં એક બીજો પ્રશ્ન એ પણ થાય છે કે, એ સંબંધમાં વાદવિવાદ કરી અન્યની ખાત્રી કરાવવાની આવશ્યકતાજ નથી. મારી પણ એક સમયે એવીજ સ્થિતિ હતી. મેં જે કંઇ લખ્યું છે તે રસ્તો બતાવવાને પુરતું છે. જેને માર્ગ શોધવાની ખરી ઇચ્છા હોય છે, તેને તે દિશા તરફ અંગુલિનિર્દેશ થાય તોપણ બસ છે. જો માણુસ પોતાની મેળેજ યોગ્ય માર્ગ શોધી લે તો શુષ્ક વાદવિવાદ કરતાં તે બહુજ ઉપકારક થાય; અને પરિસ્થિતિને માટે કઇ વસ્તુ સાધક છે અને કઈ વસ્તુ બાધક છે તેનો નિર્ણય પણ તે સારી રીતે કરી શકે. મહત્ત્વની બાબત માત્ર માર્ગદર્શનની છે. એ માર્ગ માણુસને પોતાના જીવનક્રમમાંથીજ મળી આવે છે. આપણે આપણા જીવનવ્યવહારનું વારંવાર પરીક્ષણ કરતા રહીએ તો એ માર્ગનું દર્શન આપોઆપજ થવા લાગે છે. આપણે આપણા વર્તનથી દૃષ્ટાંતજ પૂરૂં પાડવું જોઇએ. માત્ર બુદ્ધિવાદજ પૂરો પાડવો, એ એટલું કાર્યસાધક થતું નથી. પ્રત્યક્ષ દૃષ્ટાંતની અસર કદાચ ધીમે ધીમે થતી હશે પણ તે અવશ્ય થવાની તો ખરીજ. તે અસર કોનાપર થશે ને કોનાપર નહિ થાય તે નક્કીપણે કહી શકાય નહિ; પરંતુ **અન્યને સુપંથે વાળવા સારૂ પ્રત્યક્ષ દૃષ્ટાંતના જેવી ઉપયોગી અન્ય કોઈ પણ વસ્તુ નથી. કોઇપણ પરિસ્થિતિમાં પવિત્ર અને પરોપકારી જીવન રાખી શકાય છે, એ વાત પ્રત્યક્ષ દૃષ્ટાંતવિના કેવળ બુદ્ધિવાદથી કદિપણ બીજાઓને સમજાશે નહિ. માનવહૃદય બુદ્ધિવાદથી ફેરવાતું નથી, પણ પ્રત્યક્ષ ઉદાહરણથી જ ફેરવાય છે;** માટે એવી રીતે ચાલવું તે તમારે માટે

તેમજ મારે માટે પણ ઇષ્ટ છે અને એ કાર્યમાં આપણે પરસ્પર સહાયભૂત થઇ શકીશું. આપણે પરસ્પર હૃદય પૂર્ણ ખુલ્લાં કરીશું."

આ પછી થોડાજ દિવસે ઍલેક્ઝીએફે એક શ્રીમંત સ્ત્રી સાથે લગ્ન કરી એક શાળાના મુખ્ય અધ્યાપકનું સ્થાન સ્વીકારી પૂર્વનું સાદું જીવન છોડી દીધું હતું; પરંતુ તે પહેલાંના સમયમાં ટૉલસ્ટૉયને તે ઘણો ઉપયોગી થયો હતો.

ટૉલસ્ટૉયનો સ્વાનુભવથી નિશ્ચય થયો હતો કે, જે માણસ પરંપરાગત માર્ગે જવાને બદલે પોતાને યોગ્ય જણાતા માર્ગે જવા માટે સતત પ્રયત્ન કરે છે, તેને બાહ્યદ્રષ્ટિથી નુકશાન થતું કહી શકાશે ખરૂં; પણ ઉન્નત્તિની દ્રષ્ટિએ તો તેનો વિકાસજ થાય છે. આથીજ દિન પ્રતિદિન તેમની બુદ્ધિ બળવાન બનતી ગઇ હતી. તે પોતાને યોગ્ય જણાતા પંથે વહ્યા તેથીજ જનસમાજમાં પૂજ્ય અને વંદનીય બન્યા; પરંતુ એ ભૂલવું ન જોઇએ કે, એટલી સ્થિતિએ પહોંચવામાં તેમને ભયંકર કષ્ટ સહન કરવું પડયું છે. લક્ષમાં રાખવું જોઇએ કે પત્થરની પેઠે ટાંકણાંના અને હથોડીના અનેક ઘા વેઠયા પછીજ તેમને દેવત્વ પ્રાપ્ત થયું છે. તેમનો જન્મ અતિ કુળવાન, શ્રીમંત અને સરદાર કુટુંબમાં થયો હતો. ઘરના સુખી હતા, વિસ્તીર્ણ જાગીર હતી, મોટા મોટા પુરૂષો સ્નેહી હતા અને પૂર્વ-વયમાં તેમનો પોતાનો સ્વભાવ પણ રસિક હતો. એ સર્વ બાબતનો વિચાર કરીશું તો જણાશે કે સંસારથી ઉપરામ કરવા જેવી એક પણ બાબત તેમને ન હતી, એટલુંજ નહિ પણ સંસારમાં લપટાઇ રહેવા જેવીજ સર્વ પરિસ્થિતિ પ્રાપ્ત હતી; અને તે છતાં પણ સત્યના સ્વીકારાર્થે તેમણે સર્વ બંધન તોડી નાખ્યાં અને સર્વ પ્રેમસૂત્રો છેદી નાખ્યાં. તેમાં તેમને કેટલો બધો પ્રયત્ન કરવો પડયો હશે તે શબ્દથી વ્યક્ત થઇ શકે તેમ નથી. અનેક વખત તે પોતાનો માર્ગ ભૂલ્યા હશે, ક્ષુદ્ર વાતોને મહત્ત્વ આપ્યું હશે અને મહત્ત્વની બાબતોને વ્યર્થ માની હશે; પરંતુ તેમના વર્તનની દિશા એકજ હતી અને તે ફક્ત સત્યના પંથેજ હતા.

આ અરસામાં ટૉલસ્ટૉયને " નીકોલસ ફ્રીઓડોરોફ " નામનો એક ગૃહસ્થ મળ્યો. તે મોસ્કોના પદાર્થસંગ્રહાલયમાં એક સરકારી કામકાર હતો. તેના વિચારો ટૉલસ્ટૉયના વિચાર સાથે મળતા હોવાથી ઉભય વચ્ચે ગાઢ પરિચય થયો હતો. તેજ પ્રમાણે ' ઑર્લોફ ' નામનો એક શિક્ષક પણ ટૉલસ્ટૉયને વ્હાલો હતો. એ બે ગૃહસ્થો વિષે ટૉલ્સ્ટૉયે ઍલેકૂઝીએફને લખેલા નીચેના પત્રમાં પોતાનો મત પ્રકટ કર્યો છેઃ—

" તમારો પત્ર મળ્યો. આનંદ થયો. તમારૂં સ્મરણ વારંવાર થાય છે. તમો મનને અમુક કારણથી અસંતોષ રહેતો હોવાનું લખો છો; પણ તમોને કોઇપણ

બાબતની ઉણપ નથી તોપણ તમે અસંતુષ્ટ રહો છો, ત્યારે મારી સ્થિતિ કેવી હશે ? આ મોસ્કોથી હું તદ્દન કંટાળી ગયો છું. બે મહિના થઇ જવા છતાં અહીં મને ચેન પડતું નથી અને અસંતોષ પહેલાના જેવોજ તીવ્ર છે. મેં પૂર્વે સાંભળ્યું હતું કે મોસ્કો જેવા શહેરમાં અનેક ઉપાધિ હોય છે અને લોકો મોહમાંજ ફસેલા રહે છે; પણ એ ત્રાસ કેવો હોય છે તેનો પ્રત્યક્ષ અનુભવ નહિ હોવાથી એવી વાતો મને ખોટી લાગતી હતી. કોકેસસ પર્વતનું ભૂગોલમાં આલેખાએલું વર્ણન વાંચવાથી જેમ તેની ખરી કલ્પના થતી નથી, તેમ આ બાબતમાં પણ મને ખરી કલ્પના નહતી. હવે મને એ મોહસાગરનો પ્રત્યક્ષ અનુભવ થયો છે. મારા હૃદય-પર અસહ્ય બોજો પડ્યો હોય એવું લાગે છે. આ ભવચક્રમાંથી કોઇ કાળે પણ છૂટકો થશે કે કેમ એ વિષે શંકા થવા લાગી છે. અહીં કોઇને એવી શંકા કેમ થતી નહિ હોય તેજ નવાઇ જેવું લાગે છે. છતી આંખે માણસ અંધ કેમ બનતા હશે ? કદાચિત્ પ્રભુનોજ સંકેત એવો હશે કે મારા જીવનમાં એ અનુભવની ખામી ન રહેવી જોઇએ. ખરો પ્રામાણિક જીવનપંથ શોધી શકું તે માટે કદાચિત્ એ અનુભવ પણ અગત્યનો હશે. આવી સ્થિતિમાં સપડાએલા માણસ માટે બે માર્ગ હોય છે. એક એ કે બનતા બનાવો પ્રતિ દુર્લક્ષ કરી સ્વસ્થ બેસી રહેવું અને બીજો દારૂ, જુગાર, નાટક તમાસા વગેરેનો સ્વીકાર કરી તે ધૂનમાં અંધ બની જવું. બીજો માર્ગ મારાથી લઇ શકાય તેમ નથી અને પહેલા માર્ગે જવાને માટે જોઇતી સહનશીલતા નથી; આથી મેં એ એક ત્રીજોજ પંથ શોધી કાઢ્યો છે. એ માર્ગ એ છે કે વ્યાખ્યાન અને લેખનદ્વારા લોકોને ઉપદેશ કરવો. એ માર્ગમાં પણ મિથ્યાભિમાન અથવા ગર્વનો સંચાર થઇ બુદ્ધિ કુંઠિત બની જવાનો સંભવ રહેલો હોવાથી એમાં પણ ભય લાગે છે. લોકસેવા સ્વીકારી લઇ નિરાશ્રિતોને ઉપયોગી થવાનો વિચાર કરૂં તોપણ નિરાશ્રિતો એટલા બધા છે કે એ કાર્યમાં મારા જેવો યઃકશ્ચિત્ મનુષ્ય પૂરો શી રીતે પડી શકે, એ વિચારથી મન શંકા-શીલ બને છે. અહીંની સ્થિતિ ગામડાં જેવી નથી. હવે એવા નિરાશાજનક પ્રદેશ તરફ દ્રષ્ટિ નહિ કરતાં જે છે તેજ ઠીક છે એમ તમારી માફક માની લઉં. પરંતુ મારાથી તેવું પણ બનતું નથી. જ્યારે હું નિરાશાની પરિસીમાએ પહોંચું છું ત્યારે તમારી સમતોલ મનઃસ્થિતિનું મને સ્મરણ થાય છે, પણ એ સ્થિતિ પ્રાપ્ત થઇ શકતી નથી. મારો સ્વભાવ આકરો હોવાથી હૃદય વિરુદ્ધ કંઇપણ થાય છે કે, માથું ફરી જાય છે—અને પછી કંઇ સૂઝતું નથી; પરંતુ એવી સ્થિતિમાં પણ પ્રભુ કોઇ એકાદ સજ્જન અથવા સુવિચાર મને મેળવીજ આપે છે. પ્રભુનો એ કેવો મહદ્ ઉપકાર છે ! અહીં અને ઑર્લૉફ અને ફીઓડોરોફ નામના બે સજ્જન મળ્યા છે. ફીઓડોરોફની ઉમ્મર ૬૦ વર્ષ છે. પોતાની સર્વ મિલકત

દાન ધર્મમાં વાપરી તે કેવળ ગરીબોમાં કાળ નિર્ગમન કરે છે. તે અતિ પ્રેમાળ અને આનંદી પુરૂષ છે. ઑર્લોફને કંઇ રાજદ્વારી આરોપથી બે વર્ષ તુરંગવાસ સ્વીકારવો પડયો હતો ત્યારથી તેની પ્રકૃતિ હમ્મેશને માટે બગડી ગઇ છે. તે તદ્દન ત્યાગવૃત્તિથી રહે છે અને શાળાગુરૂનો ધંધો કરે છે. મારાં કેટલાંક પુસ્તક તેણે વાંચ્યાથી મારા વિચારો સાથે તે મળતો હોવાનું જણાયું છે. હમણાં હું કેટલીક નાની નાની વાતો લખું છું, પણ એ સર્વ ઉદ્યોગ માટે આજુબાજુ જે શાંતિની આવશ્યકતા છે તેનો અહીં પૂર્ણ અભાવ છે. આવી ભયંકર પરિસ્થિતિ માટે લોકોને કંઇજ લાગતું નથી. નિયત માર્ગે ચાલ્યા કરીને તથા નિયત શબ્દો બોલી એક બીજાને ફસાવવામાંજ અહીંના લોકોનું સર્વ તત્ત્વજ્ઞાન સમાએલું છે. અહીં એવાજ માણસોનું નિત્ય દર્શન થતું હોવાથી મનને હમ્મેશ વિષાદ થાય છે. સવારે ઉઠીને કંઇ કામ કરવા ઇચ્છું છું પરંતુ તે થતું નથી. બપોરે જંગલમાં જઇ લાકડાં કાપું છું. અહીંના દીનક્રમમાં એજ સમય કદિ કદિ સુખપ્રદ લાગે છે. એ ઉદ્યોગથી વિમુખ થાઉં છું કે મારી વૃત્તિ પુનઃ અસ્થિર બની જાય છે. સાંજે બહુધા ઘેરજ બેસું છુ અને એ વખતે મળવા આવેલાં ભૂત મારા માથાપર ચઢી બેઠેલાં હોય છે. તેમની વાતોમાં કોઇ વખત એકાદ આનંદવાર્તા હોય છે પણ તેમાંએ પુષ્કળ વખત ખરૂં તત્ત્વ લેશ માત્ર હોતું નથી. કલાકના કલાક ગપ્પાં હાંકવાથી મહત્ત્વની એક પણ બાબતનો સ્પર્શ માત્ર થઇ શકતો નથી. મને એ લોકોનું મુખદર્શન પણ અપ્રિય લાગે છે. આ પત્ર મેં પુનઃ વાંચ્યો ત્યારે તે તદ્દન મલીન લાગ્યો અને તેને ટપાલમાં નાખવો કે નહિ તેનો નિશ્ચય થઇ શકયો નહિ; પરંતુ હાલ એથી સારો પત્ર લખી શકાય તેમ નહિ હોવાથી છેવટે આજ રવાના કર્યો છે. હવે પછી વિશેષ સારો લખીશ. વારંવાર પત્ર લખી કુશળતા જણાવતા રહેશો. ”

ફીયોડોરાફ સાથેનો સ્નેહ લાંબો સમય ટકી શકયો નહતો. આ સમય પછી કેટલાંક વર્ષે ઉભયમાં વિલક્ષણ મતભેદ ઉત્પન્ન થયો હતો અને બન્ને કટ્ટા મતાભિમાની હોવાથી પણ છૂટા પડયા હોય તો નવાઇ નથી. આથી કરીનેજ ફીયોડોરોફે કંઇક લખતાં અસભ્ય ભાષા વાપરી છે, પણ ટૉલસ્ટૉયે તે નીતિ સ્વીકારી નથી. ફીયોડોરોફનો પૂર્ણ ત્યાગી સ્વભાવ ટૉલસ્ટૉયના લક્ષમાં હતો. તેથી મતભેદ થવા છતાં પણ ફીયોડોરોફ વિષે લખવાનો પ્રસગ આવતાં તે સારાજ ઉદ્ગાર કાઢતા.

**સ્વપરાક્રમથી માર્ગક્રમણ કરી રહેલા કોઇ પણ બે માણસોનું સર્વ પ્રકારનું ઐકય અસંભવિતજ છે.** તેમના વિચાર સ્વતંત્ર હોય છે અને ભિન્ન પ્રકૃતિ તથા પરિસ્થિતિમાં ઉત્પન્ન થએલા વિચાર એક સ્વરૂપના ન હોય એ સ્વાભાવિકજ છે. આ વખતે સ્ટ્રૉહૅાફને એક પત્ર લખી ટૉલસ્ટૉયે બાંધછોડની રીત માટે તેની

નિર્ભત્સના કરી હતી. તેના ઉત્તરમાં સ્ટ્રૉહૉફ લખે છેઃ—

"તમારૂં મનોબળ મારામાં નથી, અને જે નથી તે હોવાનો ભાસ કરાવવાની વિદ્યા મને સાધ્ય નથી. મારા હસ્તે ન થતું હોય તેનો ડોળ કરવાની ઇચ્છા નથી. સ્વમત માટે તમારી જે અચળ ભક્તિ છે તે મારામાં નથી; પરંતુ મારા હાથે ભૂલ થઇ હશે તો તે પરથી તમારા વિચારો મને અગ્રાહ્ય છે એમ માનશો નહિ. મારી વિવેકબુદ્ધિને તે પૂર્ણ રીતે સંમત છતાં મનની દુર્બળતાથીજ તે આચારમાં આવતા નથી; માટે તેને ખાતર તમે મારો ત્યાગ કરશો નહિ. હું જેવો છું તેવોજ મને રહેવા દો. હું જાણું છું કે તમે જગતથી પૂર્ણ રીતે કંટાળ્યા છો; અને મારી સ્થિતિ પણ તેવીજ છે. ભિન્નતા એટલીજ છે કે, તમારો વૈરાગ્ય જેટલો તીવ્ર છે તેટલો મારો નથી; તોપણ જગતનો મોહ મને રહ્યો નથી. તમારી માફકજ મને પણ આ જગતનો સંબંધ પ્રતિકૂળ લાગે છે અને તેથી છેવટના તંતુ તોડવાનો પ્રયત્ન કરૂં છું; પરંતુ મારી દુર્બળતા પરથીજ તમે સ્નેહમાં ઘટાડો કરશો નહિ. હું જાણું છું કે મારા જીવનના જે ક્ષણો આનંદમાં ગઇ છે તે તમારે લીધેજ ગઇ છે. તમારો એ ઉપકાર હું કદિ પણ વિસરીશ નહિ. મારા દોષ તરફ જોશો નહિ. ગુણનો અંશ હોય તેજ અવલોકશો અને ભૂલને સુધારશો."

ઇ. સ. ૧૮૮૧ના અકટોબરની ૩૧મી તારીખે ટૉલસ્ટૉયને બીજો એક પુત્ર થયો અને તેનું નામ એલેકઝી રાખવામાં આવ્યું.

આ વખતે ઓઓરિકીન નામના એક ગ્રંથકારે ટૉલસ્ટૉયના બાહ્ય સ્વરૂપનું વર્ણન નીચેના શબ્દોથી કરેલું છે.

"આ વખતે ટૉલસ્ટૉય મધ્યમ વયના જણાતા હતા. ચહેરાપરથી તે દયાશીલ લાગતા. તેમના વાળ અદ્યાપિ વિશેષ પકવ થવા લાગ્યા ન હતા. તેમનો પોષાક છેક ગામડીયો નહિ હોય, પણ તેમાંથી ફેશનનો તિરસ્કાર પૂર્ણ રીતે વ્યક્ત થતો હતો. સરદાર કુટુંબના નેતા પુરૂષને જેવાં વસ્ત્રોમાં વેષ્ટિત થએલો જોવાની લોકો ધારણા રાખે છે, તેવા પોષાકને તેમણે ત્યજી દીધેલો હતો. ઘેર બે ચાર માણસો આગળ પણ તે કોટ કાઢી નાખીને બેસતા હતા. શિષ્ટવર્ગમાં એ રીત અસભ્ય ગણાય છે. જો ઉકળાટ થતો તો તે કેવળ પહેરણ પહેરીનેજ બેસતા હતા."

"તેમના પ્રમાણમાં કાઉંટેસની પદ્ધતિ તદ્દન ભિન્ન હતી. એ સ્ત્રી દઢ બાંધાની અને ચકચકીત બદનયુક્ત હોઇ તેનાં વસ્ત્રો પણ તે સમયની ફેશનને અનુકૂળ હતાં."

# प्रकरण १५ मुं--श्रीमंत अने गरीब.



ટૉલ્સ્ટૉયે માનવજીવનનો અંતિમ હેતુ શો છે અને મર્યાદિત જીવાત્મા તથા અમર્યાદિત પરમાત્માનો પરસ્પર કેવા પ્રકારનો સંબંધ છે, તે વિષે કેવો પ્રયત્ન કર્યો છે તે આપણે જોઇ ગયા છીએ. એ પ્રશ્નનો નિર્ણય મેળવવા તેમણે અનેક ધર્મના આચાર્યોનાં મુખ્ય પુસ્તકો અવલોકયાં અને સ્વતંત્ર રીતે ખ્રિસ્તના ઉપદેશનો અભ્યાસ પણ કર્યો. એ પ્રયત્નના અંતે તેમના જે વિચારો નિશ્ચિત થયા તે તેમણે એક પુસ્તકમાં દર્શાવ્યા છે. એવી રીતે ધર્મવિચારનું અંગ નક્કી થયા પછી તેમનું લક્ષ સામાજીક પ્રશ્ન તરફ ગયું. તે પ્રથમ સામાજીક અર્થશાસ્ત્રનો વિચાર કરવા લાગ્યા. જગતમાં શ્રીમંતની સંખ્યા અલ્પ કેમ અને રંકની અસંખ્ય કેમ એ વિષે વિચાર કરવા લાગ્યા.

તેમનો નિશ્ચિત સિદ્ધાંત એ હતો કે જગતમાં ન્યાયનિપુણ, સમાનતાયુક્ત અને સર્વને મંગલદાયક રાજ્ય ઉત્પન્ન કરવું એ મનુષ્યનુંજ કર્તવ્ય છે; અને જો એવું રાજ્ય ઉત્પન્ન થઈ શકતું ન હોય તો તેમાં માણસનોજ દોષ છે. પ્રભુએ સ્થાપેલા નિયમનું પાલન કરવામાં આવે તો જગતમાં દુઃખનું નામનિશાનજ રહે નહિ. મોસ્કોના નિવાસમાં શહેરની ગરીબ વસ્તી જે ભયંકર કષ્ટમાં રહેતી, તે જોઇને તેમનું હૃદય હલમલી ગયું અને એ અભાગી માણસો તરફ ધર્માધિકારી, વિદ્વાન, શ્રીમંત અને સરકારને જાણી બૂજી દુર્લક્ષ કરતા જોઇ તેમને અત્યંત ક્રોધ થયો; તેમજ દુઃખ દરિદ્રતા પરાકાષ્ઠાએ પહોંચેલાં છતાં અને તેનું સામ્રાજ્ય વર્તી જવા છતાં નેતા કહેવડાવનાર વર્ગ પણ ચૂપ હતો તે જોઇ તેમને આશ્ચર્ય થયું.

આજ અરસામાં દસવાર્ષિક વસ્તીગણત્રીનું કાર્ય શરૂ થયું હતું તેથી એ તકનો લાભ લઈ તેમણે લોકોનું એ તરફ લક્ષ ખેંચવાનો નિશ્ચય કર્યો. વસ્તીગણત્રીના કામ માટે બે હજાર વિદ્યાર્થિઓની યોજના કરવામાં આવી હતી. ટૉલ્સ્ટૉયે એ વિદ્યાર્થીઓને ગણત્રી કરતી વખતે લોકની સામાન્ય સ્થિતિની પણ નોંધ કરવાનો ઉપદેશ કર્યો અને જે નિરાશ્રિત સ્થિતિમાં જણાય તેમને સમાજ તરફથી સહાય અપાવવાનો વિચાર રાખ્યો. એ સર્વ પ્રયત્નના પરિણામે તેમણે 'આપણું કર્તવ્ય' એ નામનું પુસ્તક લખ્યું છે.

અદ્યાપિ તેમનો ધનવિષયક કોઇપણ જાતનો નિશ્ચિત મત બંધાયો નહતો; તથાપિ તેમના મતની દિશા કઈ હતી તે નીચેના ઉતારા પરથી જણાઇ આવશે.

" વર્તમાન સમયમાં પૈસા આપીનેજ લોકોનું ભલું કરી શકાય છે એવી સર્વત્ર માન્યતા છે; પણ દ્રવ્યદાન અને લોકકલ્યાણ એ બે વસ્તુ સમાનાર્થક નથી; એટલુંજ નહિ પણ મારા મત પ્રમાણે તો એ બંને વસ્તુઓ વચ્ચે સંબંધ પણ નથી. અરે, હું કહીશ કે એ બંને વસ્તુ પરસ્પરવિરોધી ગુણની છે. પૈસો સ્વભાવથીજ અનર્થકારક છે. જે પ્રમાણે જળ અને તેનું પાતળાપણું અથવા સાકર અને મીઠાશ એક સાથે રહેવાવાળાં છે; તેમ **પૈસા અને પાપ પણ એક સાથે જોડાએલાં છે.** લોકહિતનાં કામોમાં ધનવાનો ઘણુંખરૂં પોતાના ધનનુંજ દાન કરે છે અને તેમ કરીને તેઓ **પોતાના પાપપુંજમાંજ ઘટાડો કરે છે; પણ એથી તેમનામાં તેમજ બીજાઓમાં ' દ્રવ્યદાન પુણ્યકારક છે ' એવી ગેરસમજ જ પ્રસરે છે.** "

આ ઉપરથી જણાય છે કે તેમને પૈસા તરફ તિરસ્કાર હતો; પરંતુ તેઓ ખરેખર તેના તરફ એટલા બધા ઉદાસીન હતા એમ પણ કહી શકાતું નથી. ઉદાહરણાર્થે નીચેનો ઉતારો જુઓઃ–

" હમણાં ગણત્રીનું કાર્ય ચાલે છે. કેટલાક લક્ષ્મીપુત્રોએ આ સમયે કંગાલ સ્થિતિમાં સડતા માણસોને થોડી ઘણી પૈસાની મદદ આપવાનો પ્રયત્ન શરૂ કર્યો છે. એ સહાયથી તેમની આફત હમ્મેશને માટે દૂર થવાની નથી. તેનો ઉપયોગ માત્ર ક્ષણ માટેજ થશે એ ખરૂં છે; પરંતુ તેનો ઉપયોગ નહિજ થાય એમ તો નહિ કહી શકાય. આવી સ્થિતિમાં ક્ષુધિતને એક દિવસનું ભોજન મળે એ પણ મહદ્ કાર્ય છે. વળી પોતાના કમનસીબ બંધુ સાથે એક પ્રસંગે સાચા માણસ તરીકે વર્ત્યા છીએ એ ભાવના પણ એક વખત વિદ્યાર્થી અને સરકારી અધિકારીઓમાં ઉત્પન્ન થશે, એ અતિ મહત્ત્વની બીના છે."

ઉકત બે ઉતારામાં દેખાતો વિરોધ સ્પષ્ટ છે. એક વખતે પૈસો આપે છે તે પાપ આપે છે એમ કહેનાર ટૉલ્સ્ટૉય પૈસા આપવો એ તદ્દન અયોગ્ય નથી એમ પણ કહે છે. પરંતુ એ વિરોધની તે એકવાકયતા કેવી રીતે કરે છે તે નીચેના અવતરણ પરથી જણાશેઃ–

" દ્રવ્યદાનથી થતું કાર્ય બહારથી અતિ ક્ષુદ્ર જણાય છે પણ તેનું મહત્ત્વ વિશેષ છે; પરંતુ એ કાર્ય એટલેથીજ અટકશે અને કદિ પૂર્ણતાએ નહિ પહોંચે એમ શા માટે કહેવું ? સમગ્ર મોસ્કોમાં વસ્ત્રહીન દશામાં કોઇપણ ફરે નહિ, તથા ક્ષુધાપિડિત અને ઉદરનિર્વાહ માટે ગમે તેવું કાર્ય કરવાને તત્પર થનાર એક પણ મનુષ્ય દૃષ્ટિએ ન પડે એવો પ્રસંગ અત્યાર સુધી બન્યો નથી તેમાં કંઇ

આશ્ચર્ય નથી. મને એજ આશ્ચર્ય થાય છે કે, એક બાજુ વૈભવમાં મહાલતા ધનવાનો અને તેમનીજ પડોશમાં અન્ન અન્નનો પોકાર કરતા ભિક્ષુકોનાં દશ્ય નિત્ય નજરે પડવા છતાં ચક્ષુપર પાટા બાંધી લોકો કેમ પડી રહે છે? એક બાજુએ શ્રીમંતી એટલી બધી છે કે, ધનનો ઉપયોગ કેવી રીતે કરવો તે પણ માલીકને સમજાતું નથી અને અન્ય બાજુએ એટલી દરિદ્રતા છે કે, દિવસોના દિવસો અન્ન વગરના વહી જાય છે. આ સ્થિતિ પ્રત્યક્ષ દષ્ટિએ પડતી હોવા છતાં સમાજ સ્વસ્થતાથી પડી રહે છે એ નવાઇ જેવું નથી કે?"×

આજ પ્રસંગે ટૉલ્સ્ટૉયે સમાજનું જે નિરીક્ષણ કર્યું અને તે ઉપરથી જે સિદ્ધાંત બુદ્ધિગમ્ય થયા, તે એકત્ર કરી પુસ્તક નિર્માણ કર્યાનું આ પ્રકરણના આરંભમાં જણાવ્યું છે. એ પુસ્તક ઇ. સ. ૧૮૮૬ માં પૂરૂં થયું હતું. તેના નાના નાના ચાલીસ ભાગ છે. એ પ્રસંગે ટૉલ્સ્ટૉયની મનઃસ્થિતિ કેવી હતી અને રૂશીયાની સામાન્ય જનસ્થિતિ કેવી હતી, તે ધ્યાનમાં આવે તે સારૂ તેમાંના કેટલાક ઉતારા અત્રે આપીશું તો અસ્થાને નહિજ ગણાય.

૧

મારી પૂર્વાવસ્થા ગામડામાં વ્યતીત થએલી છે. ઇ. સ. ૧૮૮૧ માં જ્યારે હું મોસ્કો રહેવા આવ્યો ત્યારે ત્યાં વિલસતી દરિદ્રતા મારી દષ્ટિએ પડી અને હું આશ્ચર્યથી મૂઢ બની ગયો.

ગામડાંની ગરીબી મારા લક્ષમાં હતી; પણ શહેરની જોએલી નહતી તેમજ તેની કલ્પના પણ ન હતી. મોસ્કોનો એક પણ રસ્તો એવો નહિ મળે કે જ્યાં ભીખારી ન હોય. એ ભીખારી કંઇ ગામડાનાં ભીખારી જેવા હોતા નથી. ગામડાના ભીખારીઓ તો ખભે ઝોળી ભેરવીને દાન કરવા કહે છે; પણ શહેરમાં તો સભ્ય ભીખારી ભટકે છે. ફરતાં હરતાં તે તમારા તરફ નજર કરે છે અને તમારી સ્થિતિ જોઈ ભિક્ષા માગે છે. મને એવોજ સભ્ય વૃદ્ધ યાચક મળ્યો હતો. કોઇ રસ્તામાં મળતું તો તે ક્ષણ વાર ઉભો રહેવા જેવું કરતો અને રસ્તામાં જો કોઇ પ્રવાસી ઉભો રહેતો તો તરતજ ટોપી ઉતારી યાચના કરતો. જો પ્રવાસી અટકતો નહિ તો લંગડાતો લંગડાતો આગળ ચાલવા લાગતો. એ ગૃહસ્થ થોડું ઘણું ભણેલો હતો. મોસ્કોમાં એના જેવા અનેક ભિક્ષુક છે.

એ લોકો ખુલ્લી રીતે ભિક્ષા કેમ માગતા નથી તે કેટલાક દિવસ હું સમજી શક્યો નહતો. પછીથી તે સમજાયું પણ તેનાથી કાંઈ ખરો બોધ થયો નહિ.

× આમાં એકવાક્યતા શું થઈ તે સ્પષ્ટ થતું નથી. કોઈપણ વસ્તુ કે સ્થિતિને ખરાબ કે સારી કહેવી તેના કરતાં હરકોઈ વસ્તુસ્થિતિના સદુપયોગ અને દુરૂપયોગનેજ સારો ખોટો કહેવો જોઈએ. સંપાદક

મારા જાણવામાં આવ્યું કે મોસ્કોમાં રસ્તામાં કે દેવળ આગળ કોઇ પણ ભિક્ષુકને ભીખ માગવાનો કાયદાથી પ્રતિબંધ હતો. કાયદો હોય તો સર્વને સમાન રીતે લાગુ પડવો જોઇએ, પણ કેટલાકને તે પ્રતિબંધક કેમ રહે છે અને કેટલાકને મુક્ત કેમ રાખે છે તેનું કારણ તત્કાલ મારા લક્ષમાં આવ્યું નહિ. કાં તો તેમને કાયદેસર રજા મળી હોવી જોઇએ અથવા તેમની સંખ્યા એટલી હોવી જોઇએ કે, જેથી તેમને પકડવાનું અશક્ય હોવું જોઇએ.

મોસ્કોમાં અનંત પ્રકારના ભિક્ષુક છે. કેટલાક ધંધાદારી છે–તેમનો ભીખ માગવાનોજ ધંધો હોય છે. બીજા ખરેખર ભીખારી છે. કેટલાક ઉદરનિર્વાહ માટે ઉદ્યોગધંધે વળગવા શહેરમાં આવે છે; પણ કંઇજ કાર્ય મળતું નથી એટલે ભીખ માગવા લાગે છે.

આ બીજા વર્ગમાં મને ખેડુતો જણાયા. અહીં આવ્યા પછી કેટલાક ખેડુતો રોગગ્રસ્ત બની દવાખાનામાં પડયા હતા. દવાખાનામાંથી મુક્ત થયા પછી ધંધો નહિ મળવાથી અને પાછા ફરવાને આવશ્યક પૈસો પાસે નહિ હોવાથી બિચારા સ્વાભાવિક રીતેજ ભીખ માગવામાં પડેલા જણાયા અને કેટલાક વૃદ્ધાવસ્થાના કારણે મહેનત કરવાને અશક્ત જણાયા. એ લોકોનું તો ઠીક, પણ કેટલાક તો શરીરે હૃષ્ટ પુષ્ટ હોવા છતાં પણ ભીખ માગતા હતા. મેં મોસ્કો આવ્યા પછી બે માણસો સાથે રાખી ગામ બહાર જઈ લાકડાં ફાડવાનો ક્રમ રાખ્યો હતો. એ બન્ને માણસ ખેડુત વર્ગના હતા. એકનું નામ પીટર હોઇ તે લશ્કરમાંથી છુટો થએલો હતો. બીજાનું નામ સાયમન હતું. શરીર પરનાં વસ્ત્ર અને તેમના પોતાના દેહની સાથે જડાએલા હાથ પગ સિવાય બીજું કંઇજ તેમની પાસે નહતું. એ સાધનથી તે હમ્મેશ દસબાર આના મેળવતા અને કંઈક બચાવતા. એવી રીતે મહેનત મજૂરી કરી કંઇક પૈસા એકત્ર કરી આવશ્યક વસ્ત્ર કરાવી તેમણે પોતાને ગામ જવાનો વિચાર રાખેલો હતો. મારા મનમાં સ્વાભાવિક પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે આ માણસો ઉદ્યોગી કેમ છે અને એમના જેવા અન્ય ભીખારી કેમ છે ?

એવો કોઇ ભીખારી ખેડુત મને રસ્તામાં મળતો ત્યારે હું તેને તારી આવી સ્થિતિ કેમ છે, એવો પ્રશ્ન કરતો. એક વખત એવોજ એક ભિક્ષુક મને મળ્યો હતો. તેના કેશ પકવ થવા આવ્યા હતા. તેણે મારા આગળ હાથ ધરતાંજ મેં પ્રશ્ન કર્યો કે, 'કોણ છે ?' તેણે મને કહ્યું: 'કામ મેળવવા કાલુગથી આવ્યો હતો. થોડા દિવસ લાકડાં ફાડવાનું કામ મળ્યું પણ તે પૂર્ણ થયા પછી કંઈ પણ મજૂરી મળી નહિ; તેથી પાસે હતું તેટલું સર્વ વેચી પેટનો ખાડો પૂર્યો. કરવત અને કુહાડો પણ વેચી નાખ્યાં.' આ વાત સાંભળી મેં તેને કરવત જેટલા પૈસા આપી કહ્યું: 'ભાઇ, તારાથી થાય તેટલું કામ આપીશ. કાલે કરવત લઇને

આવજે. કામ વિષે શંકાજ રાખીશ નહિ. જરૂર આવજે.' જવાબમાં 'જરૂર આવીશ. હું અદ્યાપિ સશક્ત છું. કામ મળે તો ભીખ માંગવાનું કોને મન થાય? કાલે જરૂર આવીશ.' એમ કહી તે ચાલ્યો ગયો.

હું લાકડાં ચીરવા બહાર જે ટેકરી પર જતો હતો તે ટેકરી પર આવવા તેને કહ્યું હતું અને તેની વાતચિતની ઢબ પરથી મને લાગ્યું હતું કે તે જરૂર આવશે; પણ બીજે દિવસે તે આવ્યો નહિ. આવી રીતે બીજા કેટલાક માણસોએ પણ મને ફસાવ્યો હતો. વળી એ લોકોની બીજી પણ એક યુક્તિ છે. કેટલાક પોતાને ગામ જવાને ટિકીટ માટે જરૂર જેટલા પૈસા માગે છે; પણ પુનઃ આઠ દસ દિવસે કોઇક રસ્તાપર તેમનું દર્શન થાય છેજ. એવી રીતે ફસાવી ગએલામાંનો એક મને ફરીથી મળી આવ્યો. તે મને ઓળખી શક્યો નહિ, તેથી પુનઃ પ્રથમની માફક યાચના કરવાને ચૂકયો નહતો. નિરક્ષર ખેડુતોમાં પણ મને એવા ઠગ જણાયા હતા; પરંતુ મને એ લોકો પર ક્રોધ ન થતાં દયાજ આવે છે. વળી એમ પણ જણાયું કે તેમાંના ઘણા ખરા ઠંડીના વખતમાં અકડાઇ મરે છે અને કેટલાક આપઘાત પણ કરે છે.

૨

મારા મિત્રોને મેં એ હકીકત કહી ત્યારે એકે મને કહ્યું: 'અરે, તમે કંઇજ જોયું નથી. હીટ્રોફ માર્કેટ પાસેની ભિક્ષુકી ચાલી જોશો તો એ રખડતા ભિક્ષુકો માટે તમને કંઇજ નહિ લાગે. ત્યાંના નિવાસીઓએ ગોલ્ડન ગેંગ અથવા સોનેરી ટોળી નામ ધરાવી દીધું છે!

એટલામાં અન્ય એક મશ્કરા ગૃહસ્થે કહ્યું, તે હવે ગેંગ ને બદલે રેજીમેંટ-પલટણ બનવા જેટલી વધી પડી છે. તપાસ કરતાં મારી ખાત્રી થઇ કે, તેમની સંખ્યા રેજીમેંટ કરતાં પણ વધારે મોટી છે. અરે, તેમની સંખ્યા એક મોટું સૈન્ય બને તેટલી હતી. મારૂં અનુમાન છે કે, એકલા મોસ્કોમાં એમની સંખ્યા પચાસ હજાર સુધીની હશે. આ સ્થિતિ વિષે અહિંના નાગરિકોનાં ચક્ષુ એટલાં બધાં ચૈતન્યહીન બની ગયાં છે કે તેમને એ માટે ખેદને સ્થાને આનંદજ થાય છે. હું લંડન ગયો હતો, ત્યાં પણ એવીજ સ્થિતિ દૃષ્ટિએ પડી હતી.

કેટલાક દિવસથી એ પરિસ્થિતિનું અવલોકન કરી પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાનો વિચાર થયા કરતો હતો; પણ એ વસ્તીમાં જવા માટે નીકળતો કે હું પોતેજ શરમાઇ જતો. મારા મનમાં તરતજ પ્રશ્ન થતો કે, જેનું કષ્ટ આપણાથી દૂર થઇ શકતું નથી તેને જોવાથી શો લાભ? વળી મારૂં મન એમ પણ કહેતું કે 'જ્યારે તું શહેરમાં રહેવા આવ્યો છું. ત્યારે ભલી બૂરી બાબતોનું અવલોકન કરી લે! છેવટે ઇ. સ. ૧૮૮૧ ના અંતે હું હીટ્રોફ માર્કેટ તરફ જવા નીકળ્યો. રૂ જેવું

સફેદ બરફ વરસી રહ્યું હતું અને વાયુ પણ પ્રચંડ પ્રવાહે વહી રહ્યો હતો. ચાલતો ચાલતો તે બાજુના એક રસ્તા પર જઇ પહોંચ્યો. ત્યાંના નિવાસીઓ ગમે તેવાં વસ્ત્રો ધારણ કરી રસ્તામાં આમતેમ ફરતા હતા. તેમનાં વસ્ત્રો શરીરનાં માપ પ્રમાણે બનેલાં ન હતાં. તેમની મુદ્રા આજુબાજુની પરિસ્થિતિથી તદ્દન ઉદાસીન જણાઇ. એવા ઘણા માણસોનું ટોળું એક દિશાએ જતું જણાયું. હું પણ તેમની પાછળ પાછળ માર્કેટ આગળ આવી પહોંચ્યો. માર્કેટની આજુબાજુ એવાજ પ્રકારનાં માણસો દૃષ્ટિએ પડયાં. તેમનામાં વસ્તુઓની આપ લે થતી હતી. માર્કેટમાં કંઇ વિશેષ કોલાહલ જણાયો નહિ ત્યારે મને લાગ્યું કે માર્કેટનું કામ પૂરૂં થયું હશે. થોડીવારે એક ટોળું માર્કેટની બહાર નીકળી ટેકરીના માર્ગ તરફ જતું જણાયું. હું પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. મારી આગળ આગળ બે સ્ત્રીઓ જતી હતી. તેમાં એક વૃદ્ધ હતી અને બીજી તરૂણ હતી. બંનેના શરીર પર ફાટેલાં વસ્ત્ર હતાં. તે કંઇ ઘરગથુ બાબત વિષે વાતો કરી રહી હતી તેમના મુખે બે શબ્દ નીકળતા અને તરતજ ગાળોની વૃષ્ટિ થતી હતી. એ દારૂ પી નિશાચર બનેલી નહતી. સામે કોઇ મળતું તો તેની સાથે બોલવામાં તે અપશબ્દજ ઉચ્ચારતી. એ ઉપરથી મેં અનુમાન કર્યું કે એ લોકોની સામાન્ય ભાષાજ એવી હશે.

છેવટે ટેકરો ચઢી રસ્તાના ખૂણાપર આવેલા એક મોટા મકાન આગળ આવી પહોંચ્યાં. મારી સાથેના ઘણા ખરા માણસો ત્યાંજ ઉભા રહ્યા. બાજુના ફુટપાથ પર એવાજ પ્રકારનાં કેટલાક માણસો બેસી રહ્યાં હતાં. એ મોટા મકાનના બે ભાગ હોઇ એકમાં પુરૂષો અને બીજામાં સ્ત્રીઓ રહેતી હતી. હું પણ જોતો જોતો એ બે ચાલીની વચ્ચે વચ્ચે ચાલવા લાગ્યો. એ મકાન કોઇએ કંગાલ જનોને રાત્રિએ આશ્રય આપવા બંધાવ્યું હતું. તેમાં સાંજે પાંચ વાગે ભીખારીઓને દાખલ કરવામાં આવતા હતા. મારી સાથે રસ્તામાં ચાલનારા ઘણાખરા ભીખારી આ મકાન તરફજ આવતા હતા.

મને ત્યાં ઉભો રહેલો જોઇ કેટલાક મારા તરફ જોવા લાગ્યા. જાણે કે 'તારા જેવો માણસ અહિં કેમ ?' એવો પ્રશ્ન કરવાને તેઓ ઉત્સુક થઇ રહેલા હોય એમ તેમની મુદ્રાપરથી લાગતું હતું. તેમની એ વખતની મુદ્રાપર એકજ ભાવના કંઇ વિલસતી નહતી. ક્રોધ, અસૂયા, દ્વેષ, દીનતા જેવા વિવિધ વિકારનું વિલક્ષણ મિશ્રણ દગ્ગોચર થતું હતું. તેમના વદન પરથી ' અમારા દુ:ખમાં સુખ માનનારો અહંમન્ય શ્રીમંત કોણ છે ? વખત ગાળવાનું અન્ય સાધન નથી મળતું કે ? શું તને અમારી દયા આવે છે ? છટ્, આજ સુધીમાં એવો કોઇ પણ પ્રાણી અમારી દૃષ્ટિએ પડયો નથી.' વગેરે પ્રકારના પ્રશ્ન તેઓ મૂકપણે કરતા હોય એમ લાગતું હતું. તેમાંના કેટલાકની સાથે વાત કરવાની ઇચ્છા હતી, પણ ઘણીવાર સુધી

તેમ કરવાની હિંમત થઇ નહિ.

અમે ઉભયની સાંસારિક સ્થિતિમાં જો કે મહાન અંતર હતું, પણ પરસ્પર ત્રણ ચાર વખત દૃષ્ટિમીલન થયા પછી ઘણા અંશે પરકીયતા કમી થઇ. મારી નજીકમાં એક યુવક ઉભો હતો. તેનું મોઢું સુઝી ગએલું હતું. તેની સાથે બે ત્રણ વખત નજર મળ્યા પછી મેં તે ક્યાંથી આવ્યો છે એ વિષે પ્રશ્ન કર્યો. આવી રીતે અમારી વાર્તાનો આરંભ થતાંજ બીજા પણ કેટલાક અમારી ચોતરફ આવી ઉભા. એ યુવક સ્મોલેન્સ્કથી આવ્યો હતો. તેની પાસે જમીનનો કર ભરવા જેટલા પૈસા પણ નહતા; તેથી કંઇ મજૂરી મળે તો મેળવી કર ભરવા જેટલા તથા બી લેવા જેટલા પૈસા એકત્ર કરવાના હેતુથી તે આવ્યો હતો. તેણે કહ્યું: 'અહિં મજૂરી બીલકુલ મળતી નથી. સરકાર તરફથી સૈનિકો સસ્તી મજૂરીએ આપવામાં આવે છે તેથી લોકો તેમનેજ બોલાવે છે. અર્થાત્ અમારા જેવાને આશરો શી રીતે મળે? બે દિવસના કડકડતા ઉપવાસ થયા છે.' તેનીજ નજીકમાં એક બીજો માણસ ઉભો હતો. એ એક ગરમ પેય પદાર્થ વેચનારો હતો. મેં તે ખેડુતને એક પ્યાલો અપાવ્યો. પદાર્થને ઉદરસ્વાધીન કરી તેણે કહ્યું: 'હું અહીં આવ્યો ત્યારે મારી પાસે થોડાક પૈસા હતા તે પણ ચોરાઇ ગયા અને તે સાથેજ સરકારી પરવાનો પણ ગયો; તેથી અહીંથી બહાર જવાનું મુસ્કેલ થયું છે. હવે આમ તેમ ભટકવું અને મળે તો ટાઢીસૂકી રોટલીના ટુકડા ખાવા એજ મારો નિત્યક્રમ થયો છે. કોઇ પણ કારણથી પોલીસ મને પકડે અને તુરંગમાં મોકલે એજ વિચાર કરૂં છું. કદાચિત્ પહેરામાં રાખી તે મને મારે ગામ પણ મોકલી દેશે. ગમે તે થાવ! કંઇ પણ થાય તો ઠીક! મેં સાંભળ્યું છે કે, આવતા ગુરૂવારે પોલીસના માણસો આવવાના છે.'

આવી રીતે વાતો ચાલતી હતી તેટલામાં અમારી ચોતરફની સંખ્યા વધી પડી અને બીજા કેટલાકોએ પણ મને એવાજ પ્રકારની વાતો કહી. તેમાં મને એક યુવક જણાયો. તે ઉછરતો હતો અને તેના વદનપર વિલક્ષણ પ્રકાશ પ્રસરી રહી હતી. તેના પહેરણને સેંકડો કાણાં પડેલાં હતાં, ટાઢથી તે ધ્રૂજતો હતો. તે મારી પાસે આવી ઉભો ત્યારે તેને પણ મેં એક ગરમ ચાહનો પ્યાલો અપાવ્યો. તે મારી સાથે કંઇ વાત કરવા જતો હતો તેટલામાં ત્રીજો એક લટ્ટુ માણસે આગળ આવી પેલા યુવકને બાજુએ ધકેલી મૂકી કહ્યું: મને પણ એક પ્યાલો આપો; પણ તે પ્યાલો તેના હાથમાં જતાં પહેલાંજ બીજો એક લાંબા નાકવાળો આવ્યો. તેણે પુષ્કળ દારૂ પીધેલો હતો. હવે તો સર્વ મારી પાસે આવવાની ધમાધમીમાં પડ્યા. તેમાં કેટલાક આંધળા, કેટલાક લૂલા અને કેટલાક લંગડા હતા. કોઇનું નાક નહતું તો કોઇને કાન નહતા. એ સર્વનાં પેટ ભૂખથી ચોટી

ગએલાં જણાતાં હતાં. છેવટે ચાહનો ભંડાર ખાલી થઇ ગયો, તેથી મેં તેમને થોડા પૈસા આપ્યા. એ જોઇને મારી ચોતરફ પલટણનો ઘેરો પડયો. એટલામાં ગરીબોને મદદ આપનારી સંસ્થાના કેટલાક પ્રતિનિધિ ત્યાં આવ્યા. તેઓ મને આ ભીડમાંથી છોડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ મારી ચોતરફનો સમૂહ એટલો મોટો હતો કે તે મારી પાસે આવી શકતા નહતા. મારી પાસે પચીસ ત્રીસ રૂપીઆનું પરચુરણ હતું તે સર્વ વહેંચી નાખ્યું અને હું તે ગરીબોના આશ્રમમાં ગયો. એ મકાન અતિ વિશાળ હોઈ તેમાં ચાર ભાગ હતા. ઉપરનો ભાગ પુરૂષો માટે હતો અને નીચેનો સ્રીઓ માટે રાખવામાં આવ્યો હતો. પ્રથમ હું ઉપરના મજલે ગયો. એક મોટા સામાન્ય ઓરડામાં સામાન્ય રીતે માણસ સૂઇ શકે તેટલી પહોળાઇનાં પાટીયાં ચારેતરફ જડેલાં હતાં. સ્રીઓ અથવા પુરૂષો અંદર આવતાં કે પોતાના નિયત કરી આપેલા પાટીયા પર ગોઠવાઇ જતા. પછી કેટલાક પ્રાર્થના કરતા, કેટલાક ચાલી બંધાવનારને દુવા દેતા અને કેટલાક આપસ આપસમાં તોફાન કરી ગાળાગાળી કરતા.

આવી રીતનો દેખાવ જોઇ હું ઘેર આવ્યો અને પ્રશવડે સાફ કરેલાં સ્વચ્છ પગથીયાં ઉપર થઇને ઉપરના મજલે એક સેત્રંજી બીછાવેલા દિવાનખાનામાં ગયો. શરીર પરનો ઉનનો જાડો ડગલો ઉતારી નાખી ભોજનગ્રહમાં જઇ મેં તાજું સુરસ ભોજન લેવા માંડયું. મારી પાછળ બે નોકર ઇચ્છિત પદાર્થ પૂરા પાડવા માટે ઉભા હતા. એ બન્ને નોકરોએ કિંમતી વસ્ત્ર પહેરેલાં હતાં, બરફ જેવા સ્વચ્છ કોલર ગળે બાંધેલા હતા અને હાથમાં સફેદ મોજાં ચઢાવેલાં હતાં.

એ વાતને આજે ત્રીસ વર્ષ થયાં છે. હું જયારે પેરિસ ગયો હતો ત્યારે ગીલોટીન યંત્રથી મનુષ્યવધ કેવી રીતે થાય છે તે જોવા અન્ય પ્રેક્ષકો સાથે હું પણ ગયો હતો. એવા આસુરી કૃત્યનું કેટલાક કેવું સમર્થન કરે છે તે મારા લક્ષમાં હતું; પણ તે ગુન્હેગારનું મસ્તક ધડથી છૂટું પડતાંજ જાણે મારૂં હૃદય બંધ પડી જવા જેવું થયું હતું. તે વખતેજ મારી બુદ્ધિને બોધ થયો અને અંતઃકરણે પણ સ્વીકાર્યું કે એવાં કૃત્યોનું સમર્થન કરનાર સર્વ વાતો દુષ્ટતાપૂર્ણ અને મિથ્યાજ છે. એક માણુસ મનુષ્યવધ કરે અથવા સરકારનું નામ ધારણ કરી અનેક માણુસ એકત્ર થઇ વધ કરે તો તેમાં ભેદ શો છે? મારી દૃષ્ટિ સમક્ષ બનેલું કાર્ય ન્યાયનું નહિ પણ નિઃસંશય અઘોર પાતક હતું; અને એ પાતક મારી દૃષ્ટિ સમક્ષ થવા છતાં મેં કંઈજ પ્રતિકાર કર્યો નહિ, એ દૃષ્ટિએ તે કાર્યને મેં સંમતિજ આપી ગણાય અને તેથી હું પણ એ પાપનો કંઇક ભાગીદારજ બન્યો. સ્વહસ્તે દુષ્ટ કાર્ય કરે તેજ પાપી હોઇ શકે એમ કંઈ નથી. તેને સંમતિ આપનાર પણ તેટલોજ દોષિત છે એ શાસ્ત્રવચન અવશ્ય સત્ય છે.

તે વખતે મારી જે સ્થિતિ થઇ હતી તેવીજ આજે થઈ. એક બાજુએ લક્ષાવધિ માણુસો ક્ષુધા અને શીતથી મરણુશરણુ થાય છે ત્યારે બીજી બાજુએ મારા જેવા માણુસો અપચો થતાં સુધી પકવાન્નો આરોગે છે. એ દશ્ય જોઈ ખરેખર મારૂં હૃદય ભેદાઇ ગયું. હજારો માણુસ ઠંડીથી રક્ષણુ મેળવવા વસ્ત્ર પણુ ધારણુ કરી શકતા નથી ત્યારે આપણું ઘરનાં પગથીયાં પણુ જાડાં પ્રશથી આચ્છાદિત રહે છે અને આપણા ઘોડા તથા કુતરાં બિલાડાં પણુ કિંમતી વસ્ત્ર ધારણુ કરે છે. ધનભૂખ્યા વિદ્વાનો એવી વિપરીતાવસ્થાનું ભલે ગમે તેવી રીતે સમર્થન કરતા હોય, પણુ મારી દષ્ટિએ તો તેઓ પાપીજ છે. વળી તેઓ એવું પાપિષ્ટ વર્તન એક વખત કરીને ન અટકતાં સમગ્ર જીવન પર્યંત આચરે છે; અને એવા પ્રકારના ભૌતિક વૈભવમાં તલ્લીન બનીને હું પોતે પણુ એ પાતકનો ભાગી બનું છું !

૩

સાંજે એ વાત મેં મારા એક સ્નેહીને સંભળાવી. તેની આખી જીંદગી આ શહેરમાં ગએલી હોવાથી એ પ્રકાર તો તે નિત્ય જોઈ શકતો હતો; તેથી તેને મારી વાતથી કંઇ ખેદ પણુ ન થયો અને આશ્ચર્ય પણુ થયું નહિ. તેને એમજ લાગેલું જણાયું કે, એવી વાતો આવા મોટા શહેરમાં હોવી સ્વાભાવિક છે. તેણે મને કહ્યું: 'તમે પહેલાં શહેરનો અનુભવ લીધેલો નથી તેથી તમને એ સર્વ ભયંકર લાગે છે; પણુ એ સ્થિતિ તો અનાદિ કાલથી ચાલતી આવેલી છે અને તે અબાધિતજ રહેશે. અરે, એમ બનવું એ તો હાલના સમયનું ચિહ્ન છે. જ્યાં અર્વાચીન સંસ્કૃતિ ખૂબ દાખલ થએલી છે ત્યાં એ સ્થિતિ તો હોય છેજ. લંડનમાં તો એથીએ ભયંકર સ્થિતિ છે; અને ત્યાંના કરતાં તો આપણો દેશ ઘણોજ સારો છે. એ વાતથી તમે આટલા દુઃખી શા માટે થાવ છો ?

મારા સ્નેહીને હું ઉત્તર આપવા લાગ્યો. બોલવાની ધૂનમાં હું એટલે મોટેથી બોલવા લાગ્યો તથા હસ્તાક્ષેપ કરવા લાગ્યો કે શું થયું છે તે જોવા મારી પત્ની દોડી આવી. મારૂં વદન તદ્દન શિથિલ અને રૂદનાક્રાંત થયું હતું. એટલામાં બીજા સ્નેહીઓ પણુ આવ્યા અને પછી સર્વેએ મળી મારી મશ્કરી કરવાનો આરંભ કર્યો. તેમણે કહ્યું: ' એવી ક્ષુલ્લક વાતોને તમે વ્યર્થ મહત્ત્વ સ્વરૂપ આપો છો અને જો એ ભીખારીઓ માટે ખરેખરજ તમને લાગણી થતી હોય તોપણ આવા વર્તનથી તમારા આપ્ત વર્ગના સુખને નષ્ટ કરવાનો તમને શો અધિકાર છે?'

તેમનો એ પ્રશ્ન સમર્થક હતો. તેમનો ન્યાય મને રૂચ્યો, પણુ મારા મનનું સમાધાન થયું નહિ, અર્થાત્ મનમાં હોય તેથી બીજા પ્રકારનો દેખાવ કરવાની મને ટેવ નહિ હોવાથી મારા હૃદયમાં થતું કષ્ટ મારી મુખમુદ્રાપર ઉપસી આવ્યા

સિવાય રહેતું નહતું.

શહેરી જીવન મને પ્રથમથીજ અપ્રિય હતું અને તેમાં આ દસ્ય દૃષ્ટિએ આવ્યું તેથી એ નિવાસ પ્રત્યેનો તિરસ્કાર તીવ્ર બન્યો. યુવાવસ્થાના મદમાં શહેરમાં રહી મેં જે અત્યાચાર કર્યા હતા, જે સ્વચ્છંદી વિહાર કર્યા હતા અને જે પાપિષ્ટ જીવન ગાળ્યું હતું, તેનું સ્મરણ થઇ પશ્ચાત્તાપથી મારૂં હૃદય કંપી ઉઠયું. મારા મનનું સમાધાન કરવા મેં અતિશય પ્રયત્ન કર્યા પણ તેની સ્થિતિમાં જે પરિવર્તન થયું તે થયુંજ. ઘેર કે બહાર મખમલની ગાદીવાળી ખુરશીઓ, સુંદર પદાર્થથી વિભૂષિત બનેલાં મેજ, ચકચકીત ગાડી, હૃષ્ટપુષ્ટ ઘોડા અને ક્કુડ બનેલા ગાડીવાનો નજરે પડતાંની સાથેજ મારૂં મન ભડકી જતું. તેજસ્વી દુકાનો કે નાટકગૃહો તરફ મારી દૃષ્ટિ જતી અટકી ગઈ. એવી વસ્તુ નજરે પડતાંજ ક્ષુધાથી પીડાતા મનુષ્યબંધુઓ, ઠંડીથી ધ્રૂજતા ખેડુત ભાઇઓ અને અશક્તિથી અર્ધમૃત્યુની સ્થિતિમાં આવેલા સ્વદેશીઓનાં દીન મુખ એક જુદીજ સૃષ્ટિ મારા મન આગળ ઉપસ્થિત કરતાં અને તે માટે મારો કંઇજ ઉપાય ચાલતો નહતો.

મારા મનમાં એવો વિચાર આવતો કે સમીપમાં રહેલી એ બે વસ્તુનો કંઈ પણ નિત્યસંબંધ હોવો જોઇએ અને તેમાં એક કારણરૂપ હોઇ બીજી કાર્યરૂપ હોવી જોઇએ. આ વિચાર અસ્ખલિત પ્રયત્ન કરવા છતાં પણ ખસવા પામતા નહતા. એક મન કહેતું કે એ પાપમાં હું પણ ભાગીદાર છું ત્યારે બીજું તેને દૂર કરવા પ્રયત્નશીલ થતું

આ સર્વ હકીકત જે જે મિત્રોને કહી તે સર્વના ઉત્તર સમાનજ હતા. જે ઉત્તર પહેલાએ આપ્યો હતો તેજ છેલ્લાએ આપ્યો હતો. કેટલાકે એમ કહ્યું કે, ' તમે સ્વભાવતઃજ દયાળુ હોવાથી એ સ્થિતિની તમારા હૃદયપર જરૂર કરતાં વધારે અસર થઈ ગઈ છે અને એ ઉપરથી અમારી ખાત્રી થઇ છે કે, તમે સત્પુરૂષની કોટિના છો.' સ્તુતિ કોને પ્રિય નથી ? એ સ્તુતિનો સપાટો એટલો બધો ચાલ્યો કે, એ સ્તુતિના શબ્દોમાં ખરેખર કંઇ સત્ત્વ છે કે કેમ તેનો પણ વિચાર કરવાનો અવકાશ મળ્યો નહિ; અને પશ્ચાત્તાપ સાથે અન્ય પણ એક એ વિચાર પણ મનમાં પ્રવેશ્યો કે હું સંત છું. પશ્ચાત્તાપના દુઃખમાં એ સદ્ગુણ માટે કંઇક સંતોષ પણ મનમાં થયો. ધીમે ધીમે લોકોમાં એ સાધુત્વનું પ્રદર્શન કરવાની ઇચ્છા પણ ઉદ્ભવી. હવે વૈભવ અને દરિદ્રતાનો કાર્યકારણ સંબંધ હોવાની ભાવના મનમાંથી નષ્ટ થઇ અને મને લાગ્યું કે, 'છટ્ છટ્ ! મારા વૈભવથી દરિદ્રતા ઉત્પન્ન થવાનો સંભવજ નથી. માનવ સમાજમાં એવી વિપરીત પરિસ્થિતિ હોવી એ અનિવાર્યજ હોવું જોઇએ. મારા વૈભવ હમણાં ત્યજી દઉં તોપણ તેથી એ ભિક્ષુકોનું શું ભલું થશે ? જો દારિદ્રયમાં રહીશ તો વિનાકારણ હું દુઃખમાં

પડીશ અને આજુબાજુના સ્નેહી સંબંધીઓને પણ દુઃખમાં ગારત કરીશ; અને ભિક્ષુકો તો જેવાને તેવાજ રહેશે. માટે મારી જીવનદશામાં ફેરફાર કરવાથી કંઇજ લાભ થનાર નથી. બને તેટલી મદદ કરવી એજ કર્તવ્ય છે. હું દયાશીલ હૃદયનો સદ્દપુરૂષ હોવાથીજ નાહક રાઇનો ડુંગર કરૂં છું.' *

સ્તુતિથી ફસાઇને મેં મારા મનને સમજાવ્યું અને સાધુતાનું પ્રદર્શન કેવી રીતે કરવું તેનો વિચાર કરવા લાગ્યો; પણ ચિત્તે પોતાની હઠ ત્યજી નહિ. એ વિચાર એક તરફ કરતો હતો ત્યારે બીજી તરફ—હૃદયના ઉંડાણનો અસંતોષ પણ ડોકીયાં કર્યાજ કરતો હતો. હું જે કરૂં છું તે બરાબર નથી એ ભાવના મનમાંથી દૂર નહિ થવા છતાં પણ માનવચિત્તમાં સ્વાર્થબુદ્ધિ એટલી પ્રબળ હોય છે કે તે જાગૃત થઇને સદસદ્દવિવેકબુદ્ધિના અવાજને દાબી દે છે. મારી પણ તેવીજ સ્થિતિ થઇ.

આ વખતે વસ્તીગણત્રીનું કામ થવાનું હતું. મને લાગ્યું છે કે, સાધુત્વ દર્શાવવા માટે એ તક ઉત્તમ છે. મોસ્કોમાં કેટલીક પરોપકારી સમિતિઓ હતી, પણ મારા વિચાર પ્રમાણે તેમની કાર્યદશા ભૂલભરેલી હતી. વળી તેમનું કાર્ય-પ્રમાણુ પણ અત્યલ્પ જણાવાથી મેં પ્રચંડ ગોઠવણ તૈયાર કરવા માંડી. એ ગોઠ-વણ એ હતી કે, શહેરના શ્રીમંતોની અનુકંપા પ્રાપ્ત કરી પુષ્કળ દ્રવ્ય એકત્ર કરવું અને શરીરવડે સહાય કરવા સ્વયંસેવક મેળવવા; તથા વસ્તી ગણત્રી કરનારાઓ દ્વારા સોંપાયલા કામ ઉપરાંત ભીખારીઓની તપાસ કરાવી પાત્રાપાત્ર માણસોની નામાવલિ તૈયાર કરી તેમને દ્રવ્યદ્વારા તેમજ અન્ય પ્રકારે પણ સહાય કરવી. મારૂં સર્વ કાર્ય આટલી ગોઠવણથી પૂર્ણ થાય તેવું નહતું. મેં તો શહેરના ભિન્ન ભિન્ન ભાગમાં હમ્મેશની સંસ્થા સ્થાપી દારિદ્ર્યતાનું બીજજ નષ્ટ કરવાનો વિચાર રાખ્યો હતો. એવી રીતે શહેરમાંથી દારિદ્ર્ય માત્ર નષ્ટ થશે કે પછી શ્રીમંતોનું નેત્રકષ્ટ દૂર થઇ ઉત્તમ પકવાન્નો શાંતિપૂર્વક ઉડાડવાની તેમને સુગમતા થશે! ગાડીમાં બેસીને ભપકાભરી રીતે નાટકાદિ જોવા જતાં રસ્તામાં થતું ભિક્ષુકોનું દર્શન શ્રીમંત વર્ગ માટે અપશુકનીયાળ નથી કે? મને લાગ્યું કે આપણી અખૂટ સંપત્તિનો થોડો ભાગ એ કાર્યમાં રોકવાથી એ અપશુકન દૂર થઇ શકે તો તેમાં આપણુનેજ લાભ છે.

---

*अभिमानं सुरापानं गौरवं घोररौरवं।
प्रतिष्ठा सुकरी विष्टा त्रिर्णीस्त्यक्त्वा सुखी भवेत्॥

આ ઋષિવાકયની સત્યતા આવા પ્રસંગોથી વ્યકત થાય છે. અજ્ઞાનીઓની સ્તુતિ કરતાં જ્ઞાનીની ગાળ સારી! વળી ભાષામાં પણ એક મહાત્મા ઠીકજ કહી ગયા છે કે,

નારાયન તું ધર્મ કર, કહા કરેંગે કૂર
સ્તુતિ નિંદા જગતકી, દોનોં કે શિર ધૂર.

આ પ્રકારની કલ્પના થયા પછી મેં એક લેખ તૈયાર કર્યો અને તે પ્રસિદ્ધ કરતાં પહેલાં મારા કેટલાક શ્રીમંત સ્નેહીઓને મળી આવ્યો. એ લોકો પાસેથી દ્રવ્ય-સહાયની અપેક્ષા હતી તેથી મેં મારા સર્વ વિચાર તેમના આગળ મૂકયા. તેમણે મારા વિચાર શાંતિપૂર્વક અને અતિ ઉત્સુકતાથી સાંભળી લીધા; પણ પૈસાની વાત નીકળતાંજ તેમનાં મુખ લેવાઇ ગયાં. તેમની મુખમુદ્રા જાણે એમજ કહી રહી હતી કે આવો વ્યર્થ ધૂનમાં પડનારો ગાંડો માણસ કયાંથી આવ્યો ? તેમને જાણે એમજ લાગતું હતું કે, કંટાળાભરી કહાણી સાંભળી લીધી એજ અમારો ઉપકાર શું ઓછો છે ? તેમના ખુલાસાનો ટુંકો સાર નીચે પ્રમાણે હતો.

"વાહ ! વાહ ! તમારા વિચાર અતિ પ્રગલ્ભ અને ઉત્તમ છે. એ કાર્યમાં પ્રત્યેકે અવશ્ય બનતી સહાય કરવી જોઇએ. મારા મનમાં પણ એવીજ કલ્પના આવી હતી, પણ શું કરવું ? એવાં કામોમાં લોકો જોઇએ તેવી મદદ આપતા નથી તેથી એ કાર્ય યોગ્ય રીતે વિજયી નીવડતાં નથી. તમને વળી થોડી ઘણી મદદ કરીશ."

આવાજ અર્થનાં પ્રત્યેકે વાકય ઉચ્ચાર્યાં. પ્રત્યેકે મને મદદ આપવાની આશા બતાવી, પણ કોઇએ નિશ્ચિત આંકડો જણાવ્યો નહિ. આથી મારે પોતેજ થઇને કહેવું પડયું કે બસો રૂપિયા લખું કે ઓછુંવત્તું કરવું છે ? એ પ્રશ્નનો પણ કોઈએ સ્પષ્ટ ઉત્તર આપ્યો નહિ. જેને ખરેખર કંઇ આપવાની ઇચ્છા હોય છે તે તરતજ ઇચ્છિત રકમ આપી દે છે. કોઇ નાટયગૃહમાં સૅરા બર્નહાર્ડ જેવી નટીને જોવા લોકસમૂહ ગાજી ઉઠે છે ત્યારે ત્યાંની ધર્માર્થપેટી પૈસાથી ભરાઇ જાય છે; પરંતુ મને પોતાને તેવો અનુભવ થયો નહિ અને એ શ્રીમંતોએ મને ખાલી હાથેજ પાછો ફેરવ્યો. તેજ દિવસે સાંજે હું એક શ્રીમંત સ્ત્રીને ઘેર ગયો. એ બાઇ પરોપકાર માટે પ્રસિદ્ધ હતી. તેના હાથે હમ્મેશ પરોપકારનાં કાર્ય થતાં હતાં. હું ગયો ત્યારે તેના દ્વાર આગળ કેટલીક સુંદર ગાડીઓ ઉભી હતી અને બાજુની ઓરડીમાં ઉંચાં વસ્ત્રો પહેરીને કેટલાએ ખાનસામા બેઠેલા હતા. મધ્યના વિશાળ દિવાનખાનામાં બે ગોળ મેજપર પ્રકાશિત દીપક રાખવામાં આવ્યા હતા અને તેની ચોતરફ ગોઠવાએલી ખુરશીઓપર અમૂલ્ય પોષાકમાં પરિધાન થએલી અને જરજવાહીરથી શૃંગારવતી બનેલી કેટલીક સ્ત્રીઓ બેઠેલી હતી. તેમની આજુબાજુ યુવકોનાં મુખ પણ દ્રષ્ટિએ પડતાં હતાં.

આ સર્વ દેખાવ જોઈ મને આનંદ થવાને સ્થાને ઉદ્વેગ માત્ર થયો. એ સર્વની માલમત્તા એકઠી કરી હોત તો તેની કિંમત એક કરોડ જેટલી થઇ હોત. દાગીના, કપડાં, ગાડીઓ, ઘોડા, નોકર ચાકર, વગેરે વસ્તુઓમાં જે દ્રવ્ય વપરાએલું હતું તેના વ્યાજ માત્રથી પણ કેવું મહાન કાર્ય થયું હોત ! એ સ્ત્રીએ પરોપ-

કારના કાર્યમાં સહાય કરવાના નિમિત્તે આજની વ્યવસ્થા કરેલી હતી. એ વ્યવસ્થાની માત્ર દીવાબત્તીનો તથા ચહાપાણીનો ખર્ચ પણ કેટલો હતો અને તેના પ્રમાણમાં આવનારાઓ પાસેથી કેટલી પ્રાપ્તિ થશે તેનો તેણે વિચાર કરી જોયો હશે કે કેમ, એ પ્રશ્ન તત્કાલ મારા મનમાં ઉદ્ભવ્યો. એવા પ્રકારનો વિચાર થતાં સંતોષકારક નિર્ણય મળ્યો નહિ. ત્યારે એ સ્ત્રી આટલો ખર્ચ શા માટે કરે છે તેની મને સમજ પડી નહિ. એકંદરે મેં મનમાંજ ધારી લીધું કે, આપણને કંઇ વિશેષ મદદ મળશે નહિ; પણ હવે અહીં આવ્યો હતો એટલે કંઇપણ કરવું જોઇએ, એમ માનીને મેં મારા સર્વ વિચાર એ મંડળ સમક્ષ વિદિત કર્યા.

ત્યાં એકત્ર થનારામાંની એક શ્રીમંત સ્ત્રીએ કહ્યું: 'એ ભિક્ષુક વર્ગમાં રખડવાનું કાર્ય મારાથી થશે નહિ. તથાપિ હું દ્રવ્યની સહાય આપીશ.' પણ કેટલા પૈસા અને કયારે આપીશ એ વિષે તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. બીજા એક ગૃહસ્થે કહ્યું: " મને નથી લાગતું કે એ પ્રયત્ન વિશેષ ઉપયોગી થાય. અહીંના શ્રીમંતો બનતી સહાય પ્રથમથીજ આપી ચૂકયા હોવાથી હવે તેમની પાસેથી વિશેષ દ્રવ્ય મળવા સંભવ નથી. શ્રીમંતો મદદ કરે છે તે કંઇ પણ આશાથીજ કરે છે. ધણાખરા પરોપકારી શ્રીમંતોને, પદક, માનસન્માન વગેરે મળી ચૂકેલાં છે. માટે તમારે જો પૈસાની જરૂર હોય તો કંઇ પણ યુક્તિ કરી સરકાર તરફથી વિશેષ ખેતાબોની લ્હાણી થાય તેવી દુકાન કરો. શ્રીમંતો પાસેથી પૈસા કઢાવવાનો એ સિવાય બીજો ઉપાય નથી. "

આટલું સાંભળી લીધા પછી હું ઉઠીને ઘેર આવ્યો. ગાદીપર પડયો અને ચિત્તમાં અનેક પ્રકારના વિચાર ઉપસ્થિત થયા. આ ગોઠવણ નિષ્ફળ થઇ તે માટે મને ધણું લાગી આવ્યું; પણ ચિત્ત વ્યગ્ર બનવાનું ખાસ કારણ તો એ હતું કે, મારા જીવનનો એક દિવસ મેં કુકર્મમાં નાખ્યો હતો. આખો દિવસ કરેલું કાર્ય કેવળ નિર્લજ્જતાનું હતું છતાં તે કાર્ય ત્યજી દીધું નહિ અને હાથમાં લીધેલું કાર્ય ત્યજી દેવું તે શરમભરેલું લાગ્યું. લોકો હસશે એવી ખોટી લજ્જાથી હું મારાં ચક્ષુપર પાટા બાંધવા લાગ્યો. બીજું એ હતું કે વૈભવને ક્ષત ન પહોંચે અને વિવેકબુદ્ધિની કોરણી નષ્ટ થાય તેવો અન્ય કંઇજ માર્ગ જણાયો નહિ. એ કાર્ય છોડી દઉં તો તેની સાથે હમ્મેશના વૈભવને તિલાંજલિ આપવી જોઇએ; પરંતુ તેમ કરવાનું સાહસ મારાથી થતું નહતું. એ સાહસના અભાવે મેં પુખ્ત વિચાર કરી વિવેકબુદ્ધિપર આપખુદી ચલાવી અને સ્વીકારેલું કાર્ય ચલાવવાનુંજ નક્કી કર્યું.

તૈયાર કરેલો લેખ છાપખાનામાં છપાવી તેજ દિવસે સાંજે નગરભવનમાં સભા બોલાવી વાંચી બતાવ્યો. પણ મારૂં મન શાંત રહે તેમ કયાં હતું ? તે તો હઠે ચઢયું હતું ! ગઈ રાત્રે મેં તેને શાંત નિદ્રા અર્પી હતી પણ તે આજ વખતે

જાગૃત થઈ કહેવા લાગતું, 'અરે, શું કરે છે ? અદ્યાપિ તને શરમ નથી આવતી ?' મનની આ પ્રેરણી એટલી તીવ્ર બની ને મારૂં વાંચન નિર્બળ અને કંપિત સ્વરે મેં ક્યારે પૂરૂં કર્યું તે પણ મને સમજાયું નહિ. વાંચન પૂર્ણ થયા પછી મેં શ્રોતાઓ તરફ જોયું ત્યારે તેમનાં વદન પણ ત્રાસજનક લાગ્યાં. ઘણો વખત ગયો પણ મારા વિચારને ટેકો આપવા કોઈ પણ માણસ આગળ આવ્યો નહિ. છેવટે એક સભાસદે જણાવ્યું કે, આ સર્વ વિચાર અવ્યવહારૂ છે. સર્વ સભાજને તેના મતને સંમતિ આપી પણ એ પરાભવથી પણ હું શુદ્ધિમાં આવ્યો નહિ. છેવટે તેમાંના પ્રત્યેકને એકલાજ મળી તેમની સંમતિ મેળવવાનો પ્રયત્ન કરી જોયો ત્યારે તેમનાં વદન ચમત્કારિક બનેલાં જણાયાં. જાણે કે તેમનું અંતર કહી રહ્યું હતું કે, 'ભલા માણસ, એક વખત તારી શોભા રાખી તેટલાથી સમજી ન ગયો અને હવે પુનઃ શામાટે ત્રાસ આપે છે ?' પરંતુ બાહ્યતઃ કેટલાકોએ મારા વિચારને સંમતિ આપી.

વસ્તિની ગણત્રી કરનાર વિદ્યાર્થીઓને મળી તેમની સહાય મેળવવાનો યત્ન કર્યો ત્યારે તેમના ચિત્તપર પણ મોટા માણસોના જેવીજ વિચિત્ર અસર થએલી દેખાઈ. કોઇ ઉત્તમ વસ્ત્ર ધારણ કરનારો અને ભણેલો સભ્ય ગૃહસ્થ કંઇ મૂર્ખાઇ ભરી વાત કરે ત્યારે સાંભળનારનું વદન કેવું બને છે ? તેવુંજ એ લોકોમાં હું જોઇ શક્યો. વર્તમાનપત્રના એક સંપાદકની પણ તેવીજ સ્થિતિ જણાઇ. એટલુંજ નહિ પણ મારી પત્ની અને પુત્રોની સ્થિતિ પણ તેવીજ હતી. મારા કથનનો કોઇએ ઉચ્છેદ પણ કર્યો નહિ તેમ તેનો કોઇએ ઉત્સાહથી સ્વીકાર પણ કર્યો નહિ. સર્વ કોઈના કથનનો આશય એજ હતો કે 'તમારા વિચાર તો ઉત્તમ છે પણ તે વ્યવહારૂ નથી.' સર્વત્ર મારી વ્યવસ્થા ઉત્તમ ગણાઇ અને તેની આવશ્યકતા પણ મનાઇ; પરંતુ તે અવ્યવહારૂજ ગણાઇ. લોકો ખરાબ છે એ મત સર્વને ગ્રાહ્ય હતો, ત્યારે હવે એમના સિવાય બીજા લોક કોણ છે તે કંઇ મારી બુદ્ધિમાં આવ્યું નહિ.

એ ઉદ્યોગ મેં આગળ ચલાવ્યો હતો ખરો, તથાપિ એ કંઇ સત્ય માર્ગ નથી, એ ટોચણી ચિત્તમાંથી સમૂલ નષ્ટ થઇ નહિ. વર્તમાનપત્રોમાં મારા લેખ પ્રસિદ્ધ થયા અને આવતી વસ્તીગણત્રીમાં જાતે પ્રયત્ન કરવાનો મેં નિશ્ચય કર્યો. જે કાર્ય આરંભ્યું હતું તેમાં મારા ચરણ સજ્જડ બંધાયા અને હવે પરવશ થઇ તે લઇ જાય ત્યાં જવા લાગ્યો.

૪

મોસ્કોના જે ભાગમાં ઝેનોફ હાઉસ હતું તે ભાગના ગણત્રીકાર્ય માટે અધિકારી તરફથી મેં મારી નીમણુક કરવી લીધી. મારા સાંભળવામાં આવેલું હતું કે એ અનાથગૃહમાં દારિદ્રય અને દુર્ગુણજ સાક્ષાત્ વસે છે.

ગણત્રીનું કામ શરૂ થવા પહેલાં એ ભાગનું સામાન્ય અવલોકન કરવાના ઉદ્દેશથી અધિકારી પાસેથી તે ભાગના નકશા મેળવી મેં મારો મોરચો તે તરફ ફેરવ્યો. નકશામાં બતાવેલા સ્થળે એ પ્રચંડ અનાથગૃહ બરાબર મળી આવ્યું અને હું તેના એક દ્વારમાં જઇ ઉભો રહ્યો. ઘણીવાર સુધી તો એની અંદર પ્રવેશ કરવાની મારી હિંમત થઇ નહિ. છેવટે જેમ તેમ ધૈર્ય રાખી મેં પ્રવેશ કર્યો. અંદરના ચોકમાં દુર્ગંધનો ડુંગર પડી રહેલો હતો. હું આમ તેમ જોતો હતો તેટલામાં એક ઓરડીમાંથી એક સ્ત્રી દોડતી દોડતી બહાર નીકળી. તેના શરીરપર કંઇક વસ્ત્ર જેવી જણાતી ચીંથરીઓ હતી. તેની પાછળજ એક મજબૂત માણસ દોડી આવ્યો. તેના શરીરપર એક લાલ પહેરણ હોઇ પગની ઇજાર એટલી પહોળી હતી કે, મને લાગ્યું કે તેણે સ્ત્રીનો લેંગો ઉલટો કરીને પહેર્યો હોવો જોઇએ. પેલી સ્ત્રીને પકડી પાડી તેણે કહ્યું: " હવે કયાં જઇશ? પેલાપર ફીદા થઇ છે કે?' એ સ્ત્રી હસીને નાઠી. એટલામાં તેની નજર મારા ઉપર પડી. મને તેણે ગુસ્સે થઇ કહ્યું: 'અરે એઈ, કોનું કામ છે?' તેના એ પ્રશ્નનો ઉત્તર શો આપવો, એ કંઇ મને સૂઝયું નહિ અને હું ગભરાઈ ગયો.

ત્યાંના નિવાસીઓની દૃષ્ટિએ તો એવી વાતો હમ્મેશની હોવાથી તેમને મન તો આ બનાવમાં કંઇજ નવાઈ જેવું નહતું; પણ તેમની એ વૃત્તિ જોઇ મારા મનમાં એક નવોજ વિચાર ઉદ્દભવ્યો. હું શ્રીમંતોની સહાયથી તેમનો ઉદ્ધાર કરવા ઇચ્છતો હતો; પણ હવે અહીંનો એકંદર પ્રકાર જોઇ મારા લક્ષમાં આવ્યું કે, મેં જે કાંઇ ધારેલું તે તો હજાર બેહજાર બકરાં પાળી તેમને ઘાસ નાખવા જેવુંજ હતું. એ વાત આરંભમાંજ મને કેમ ન સમજાઇ તેનું મને આશ્ચર્ય થયું.

ભલે આ લોકો કંગાળ હશે પરંતુ આખરે તે પણ આપણા જેવાં માનવ પ્રાણી છે એ મહત્ત્વની વાતનું મને અત્યાર સુધી વિસ્મરણજ થયું હતું. તેમને પણ આપણી માફક વિકાર અને વિચાર હોય છે અને આપણી પેઠેજ સુખ દુઃખની ભાવના રહેલી હોય છે, એ વાત આજેજ હું પહેલીવાર જાણી શકયો. તેમના ઉદ્ધાર માટે ફક્ત અન્નવસ્ત્રનીજ વ્યવસ્થા કરવાની નહતી. આપણા શ્રીમંતો પ્રમાણેજ તેમના મસ્તકમાં વિચારની પરંપરા રહેલી હોવી જોઇએ અને તેમનું સાંપ્રત વર્તન એ પરંપરાને આધારે હોવું જોઇએ. આપણી માફકજ એ વર્ગનો પ્રત્યેક માણસ વિકારવશ થવાને પાત્ર હોઈ મારી માફકજ જીવનની ઇતિકર્તવ્યતા વિષેના વિચાર પણ તેમના મસ્તકમાં ઉદ્દભવવાનો સંભવ છે; અને તેમજ છે તો પછી શરીરપોષણ સાથે તેમની મનોવૃત્તિને પણ કેળવવાની આવશ્યકતા રહેતી નથી કે? આવા પ્રકારના વિચારોનો હવે મારા મનમાં જન્મ થયો અને સ્વીકારેલું કાર્ય કેટલું કઠિન છે તે સ્પષ્ટ જણાવા લાગ્યું. મને લાગ્યું કે એ કાર્ય પાર પાડવા

જેટલી યોગ્યતા અને બળ મારામાં નથી; પણ હવે ભરેલું પગલું પાછું પણ કેવી રીતે ફેરવવું ?

૫

ગણત્રીના નક્કી થએલા દિવસે સવારે વિદ્યાર્થીઓએ પોતાના કામનો આરંભ કર્યો; પણ આ પરોપકારી બંદાની સ્વારી આ વખતે તેમની સાથે નહતી. કેમકે હું પથારીમાંથી ઉઠયો ત્યારેજ દસ તો વાગેલા; પછી નાસ્તો તથા ચહા કૅાફીમાં કેટલોક વખત ગયો અને ત્યાર પછી તેના પચનાર્થે ધૂમ્રપાન કરવા પાછળ કેટલોક વખત ગયો. એટલું થયા પછીજ અમારી સ્વારી ડોલતી ડોલતી પરોપકાર કરવા બહાર નીકળી શકી !

કંગાલ સમૂહના પ્રચંડ પ્રદેશના જે પ્રથમ ગૃહનું મેં નિરીક્ષણ કર્યું, તેમાં મને એક પણ માણસ સહાયપાત્ર જણાયો નહિ. બહારથી આપણને કોઇ માણસ દયાપાત્ર જણાતો હોય પણ તેટલા ઉપરથી તેનો પૂર્વ ઇતિહાસ જોયા વિનાજ જો તેને સહાય આપવામાં આવે છે, તો તે દાન ઘણે ભાગે અપાત્રેજ અપાયા જેવું થાય છે. એ આખા મકાનમાં મારી ધારણા પ્રમાણેનો એકપણ ભિક્ષુક મળ્યો નહિ તેથી હું દીલગીર અને નિરાશ થયો. અહીંના નિવાસીઓમાં મારી ધારણા પ્રમાણેનો કોઇ વિશેષ પ્રકાર બીલકુલ જણાયો નહિ. સામાન્યતઃ મારા જેવી સ્થિતિવાળા માણસની માફકજ તેમનામાં પણ સુખદુઃખનું ઓછુંવત્તું મિશ્રણ જણાઇ આવ્યું. અમારા પ્રમાણે તેમનામાં પણ કેટલાક આનંદી જણાયા. અમારા પ્રમાણે તેમનામાં પણ સદાચાર અને દુરાચારનું મિશ્રણ પ્રત્યક્ષ થયું. અમારા પ્રમાણે તેમનામાં પણ દુઃખી ચહેરા દૃષ્ટિએ પડયા. સામાન્ય સ્થિતિમાં રહેલા બે ગૃહસ્થમાં એક સુખી તો એક દુઃખી જણાય છે; તે ઉપરથી કહેવાને શી હરકત છે કે, સુખ દુઃખ બાહ્ય વસ્તુપર અવલંબી રહેલું ન હોઇ જેના તેના અંતરાત્માપરજ અવલંબેલું છે ! **જેનો અંતરાત્મા સદા વિષાદમય રહે છે તેને કુબેરની સંપત્તિ પણ સુખી બનાવી શકતી નથી** એ વાત આજે મને સમજાઇ.

૬

મોસ્કોમાં કનિષ્ઠ વર્ગની લગભગ એક લાખ જેટલી વસ્તી હશે. એ વસ્તીનાં સર્વ દૃષ્ટાંત મેં આ કંગાલગૃહમાં જોયાં હતાં. તેમાં પ્રકીર્ણ ઉદ્યોગ કરનારા, ફાટેલા જોડા સીવનારા, સુથાર કામ કરનારા, કપડાં સીવનારા વગેરે અનેક પ્રકારના ધંધાદારીઓના પ્રતિનિધિ મળી આવ્યા. સ્ત્રી વિભાગમાં મજૂરી કરનારી, ભાર ઉંચકનારી અને શાકપાન વેચનારી સ્ત્રીઓ પણ હતી. વળી કેટલીક વ્યાજવટાવનો ધંધો કરનારી સ્ત્રીઓ પણ જણાઇ હતી. કેવળ ભિક્ષા ઉપર રહેનાર સ્ત્રીઓની સંખ્યા તેઓમાં વધારે હતી.

આજે પૂર્વ પ્રસંગ પ્રમાણે મારી વૃત્તિ ગભરાઇ નહિ તે મને નવાઈ જેવું લાગ્યું. અરે, શહેરના કોઈ સમૃદ્ધ પ્રદેશમાં જેમ છૂટ અને આનંદથી ફરતો હોઉં તેજ પ્રમાણે હું અહીં પણ ફરતો હતો. અહીં ઘણાઓ સાથે વાતો કરી તેપરથી હું જોઈ શક્યો કે, એ વર્ગમાં પણ સારા સ્વભાવવાળા ઘણા હોય છે. પોતાના ઉદરનિર્વાહ માટે જે સ્વહસ્તે ઉદ્યોગ કરતા હતા, તેમાં આનંદી અને સારા સ્વભાવવાળાઓની સંખ્યા વિશેષ જણાઇ હતી.

પ્રત્યેક પોતપોતાના કાર્યમાં લીન હતો. કપડાં ધોનારનો ધબધબાટ, રાંધનારનો ખડખડાટ અને ગાનારનો નાદ; વગેરેનું મિશ્રરૂપ કાને સંભળાતું હતું. ત્યાંના નિવાસીઓએ આનંદિત મુદ્રાથી અમારૂં સ્વાગત કર્યું. તેઓ વિદ્યાર્થીઓના પ્રશ્નના ઉત્તર શાંતિપૂર્વક આપતા હતા. શ્રીમંતો જેવી તોછડાઇ તેમાં જણાઈ નહતી. અહંમન્યતા, દાંભિકતા અને મિથ્યાત્વના અસત્ય પ્રલાપ અહીં જણાયા ન હતા. ઉલટ ઉત્તર મળતાં તેમાંના કેટલાક પ્રશ્નોપર વિનોદાત્મક ચર્ચા પણ ચાલતી. એવી રીતે અમારો સર્વ વખત આનંદમાં ગયો.

જે સ્થળે શયતાનનું જીવંત સામ્રાજ્ય દૃષ્ટિએ પડવાની અપેક્ષા હતી તે સ્થળ તદ્દન વિરૂદ્ધજ જણાયાથી એ વર્ગ માટે મારા મનમાં આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ. તેમનામાં દુરાચારી, આળસુ અને કેવળ પરાવલંબી માણસ પણ જણાતા હતા; પરંતુ તેથી એકંદર સમાજસ્વરૂપની ક્ષતિ ન થતાં ગાલ પરની કાજળ ટીપકી જેવી સૌંદર્યતા ઉદ્ભવતી હતી. આ વર્ગની આ સ્થિતિ જોઇ મારા મન પર જે અસર થઇ તે વિદ્યાર્થીવર્ગપર થઈ નહિ. કેમકે તેમની અને મારી દૃષ્ટિ ભિન્ન હતી. તેઓ કોઈક શાસ્ત્રીય સત્ય શોધનના હેતુથી આવ્યા હતા. સમાજ શાસ્ત્રનો કોઇ મહા સિદ્ધાંત આ નિરીક્ષણદ્વારા જાણવા તરફ તેમની દષ્ટિ હતી; ત્યારે હું તો ગરીબોને સહાય આપવા માટેજ આવ્યો હતો. મારી દષ્ટિ અસહાયનું હિત સાધવાની હતી. હું અત્યંત દુર્દશાવાળા મનુષ્ય જોવાની આશાથી આવ્યો હતો; પરંતુ અહીં તો ભૂખથી મૃત્યુવશ થનારા અને સર્વ બાબતમાં દુર્દશાએ પહોંચેલા માણસોને સ્થાને શાંત, સંતુષ્ટ અને આનંદી મનુષ્યો જણાયાં. એટલુંજ નહિ પણ તેઓમાં સારા અંતઃકરણના અને ઉદ્યોગી માણસો ઘણા હતા. એમાંના કોઇને સહાયની ખરેખરી આવશ્યકતા જણાતાં તે અમારા જેવા શ્રીમંતની સહાયની અપેક્ષા ન રાખતાં પરસ્પર મદદ આપતા જણાયા: પણ એક ભીખારી અન્ય ભીખારીને કેવી રીતે સહાય કરે છે એ વાત હું જાણી શકયો નહિ.

એક નાની સરખી કોટડીમાં એક વૃદ્ધ માણસ વિષમજ્વરથી પડેલો હતો. તેનું કોઇ પણ સંબંધી નહતું. એજ કોટડીના એક ખુણામાં એક વિધવા પોતાની નાની પુત્રીને લઇ રહી હતી. તે વૃદ્ધની સગીવહાલી નહતી; તથાપિ કેવળ પાડોશ

ધર્મ તરીકે તે તેની સેવા ઉઠાવતી હતી. દરરોજ સવારે તે વૃદ્ધને ચહાપાણી પાતી અને પોતાનાજ પૈસાથી ઔષધાદિ લાવતી. બીજી એક ખોલીમાં એક સ્ત્રી સુવાવડમાં તાવથી પીડાતી હતી. તેનાં બચ્ચાંને સંભાળવા પડોશની એક સ્ત્રી બે દિવસ સુધી તેની પાસે રહી હતી. એ બે દિવસમાં પોતાના કામધંધા માટે તેને અવકાશ મળ્યો નહતો. બીજી એક ખોલીમાં એક દરજી કુટુંબ હતું. પોતાને ત્રણ બાળક હોવા છતાં રખડતું એક અનાથ બાળક પણ તેમણે દયાવશ થઇને રાખ્યું હતું. એ સિવાયના માણસોમાં કેટલાક હમાલ, કેટલાક જન્મથી ભિક્ષુક, કેટલીક દુરાચારી સ્ત્રીઓ અને દારૂડીયા માણસો જણાયાં. એ લોકોને સહાય કરતા પહેલાં તેમનો પૂર્ણ ઇતિહાસ જાણવાની જરૂર હતી. એકંદરે વિચાર કરતાં તત્કાલ સહાયને પાત્ર કોઇપણ માણસ એઓમાં મળ્યો નહિ. ત્યાં દુર્દશાવાળાં માણસ પુષ્કળ હતાં, પણ તેમને માટે વિશેષ તપાસની આવસ્યકતા હતી.

૭

ત્યાં દૃષ્ટિએ પડેલા રંક વર્ગમાં સામાન્ય રીતે ત્રણ વર્ગ હતા.

૧—સારા પગારની નોકરીઓ તૂટી જવાથી પુનઃ તે પ્રાપ્ત કરવાને મથી રહેલા માણસો. ૨—આ વર્ગમાં દુરાચારી સ્ત્રીઓની મોટી સંખ્યા હતી. ૩—અનાથ બાળકો.

એટલામાં ઘરનો માલીક આવ્યો. તેણે પોકાર કરતાંજ એક અંધારી ઓરડીમાંથી એક દારૂડીયો બહાર આવ્યો. એ ગૃહસ્થ એક સમયે અતિ શ્રીમંત હતો અને તે સારા પગારની સરકારી નોકરીમાં હતો. તે જ્યારે નિશામાં ન હોય ત્યારે કોઈપણ કાર્ય અતિ ઉલ્હાસથી કરતો તેમજ વાતચીતમાં પણ મોટા મોટા વજનદાર શબ્દો વાપરી પોતાની વિદ્વત્તા દર્શાવતો. તેણે ક્ષણવાર અમો સર્વનું નિરીક્ષણ કરી લીધું. અમારા હાથમાનાં છાપેલાં કાર્ડ જોઇ લીધાં. સમાજના જે વર્ગમાં તે ગણાતો હતો તે વર્ગના અમો હોવાથી અમોને જોઇ તેને સંતોષ થયા જેવું જણાયું. પછી પોતે પણ એક વખત અમારા વર્ગમાં ગણાતો હતો તે દર્શાવવાના હેતુથી તે આજુબાજુના લોકો તરફ જોવા લાગ્યો. તેની પૂર્વસ્થિતિ વિષે જ્યારે મેં પૂછ્યું ત્યારે અતિશયોક્તિ સાથે પોતાની પૂર્વકથાનું વર્ણન કરી બતાવ્યું. તેણે કહ્યું કે, જે જગ્યો પર તેણે નોકરી કરી હતી તે જગ્યોએ અદ્યાપિ પણ તે ન્યાયથી હકદાર છે. પોતાના શિક્ષણ વિષે પણ તેને અભિમાન હતું.

આવા પ્રકારનાં પુષ્કળ માણસો આ પ્રદેશનાં મકાનોમાં હતાં. અહીંના એક નાના મકાનમાં એવા પ્રકારનાં આશરે ચાલીસ માણસ રહેતાં હતાં. હું તે મકાનમાં ગયો. એ લોકોના જેવા કમનસીબ અને દુઃખી માણસો બીજી કોઇ જગ્યાએ મેં જોયાં નહતાં. તેમનામાંના યુવકોનાં વદન ફીકકાં અને શરીર બેડોળ, અને વૃદ્ધ માણસોનો દેખાવ તો એટલો ખરાબ લાગતો હતો કે તેમના તરફ જોવું પણ

ગમતું નહતું. તેમાંના કેટલાકની સાથે મેં વાતો કરી હતી. સર્વના કથનનું તાત્પર્ય બહુધા એકજ હતું. પ્રત્યેક પૂર્વે સારી સ્થિતિમાં હોવાનું કહેતો અને કેટલાકોએ તો કહ્યું હતું કે અમારા અમુક કાકામામા શ્રીમંતાઇ ભોગવે છે. વળી પ્રત્યેકે જણાવ્યું હતું કે, કમભાગ્યે ચાડીયાઓની દુષ્ટતાથી અથવા પોતાની પરોપકાર બુદ્ધિના અતિરેકથીજ આવી બુદ્ધિ પ્રાપ્ત થઇ છે. અહીં રહેવાનું કોઈનેએ પ્રિય નહતું. પ્રત્યેક કહેતો હતો કે, માકડ, મચ્છર, જુવા, ચાંચડના સપાટામાં દારૂડીયાઓના ખળભળાટ અને ગાળાગાળીના કોલાહલમાં જીવન ગાળવું એ ખરેખર કમનશીબીજ છે. પ્રત્યેક ગતકાળનું ચિંતન કરી જીવનનો અપવ્યય કરી રહ્યો હતો. જાણે કે, વર્તમાનકાળની તેમને મન કિંમતજ નહતી. તેમના મનમાં ભૂતકાળનું ચિંતન ચાલતું અને ભવિષ્યની વ્યર્થ આશા વહેતી હતી. તેમને લાગતું કે થોડાજ વખતમાં કંઈપણ અવનવું બની પૂર્વ સ્થિતિ પ્રાપ્ત થઇ જશે; પણ અવનવું શું બનવાનું છે તે કોઇ કહી શકતો નહતો અને તેવો કંઇ ચમત્કાર થતો પણ ન હતો, તેથી તેમનું જીવન વ્યર્થ જતું હતું. આવી આશામાં પાંચ પાંચ કે દશ દશ વર્ષથી પડેલા માણસો તેમાં હતા અને એક ગૃહસ્થે તો ત્રીસ વર્ષ એજ સ્થિતિમાં વ્યતીત કર્યાં હતાં. કેટલાક દીવાની અદાલતોમાં પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા હતા; છતાં તેજ દાવો પુનઃ ચલાવી તેમાં જીતવાની આશા રાખી રહ્યા હતા. એકંદરે બહારથી કંઇ સહાય મળશે અને પોતે સુખી થશે એ આશાથી તેઓ ગાંડા બનેલા હતા.

હું પરોપકારી હોવાના અભિમાનમાં ફૂલાયો ન હોત તો એ લોકોની ખરી ભૂલ થાય છે તે પણ જાણી શકયો હોત. મનુષ્યનું સુખ કિંવા દુઃખ તેની બાહ્ય સ્થિતિ ઉપર નહિ પણ તેની આંતરદષ્ટિ પર હોય છે. રોતીસુરત માણસને તમે રાજસિંહાસન પર બેસાડશો તો ત્યાં પણ તે રૂદનજ કરશે. માત્ર બાહ્ય સ્થિતિમાં ફેરફાર કરીને **મનુષ્યને સુખી કરવાનો પ્રયત્ન વ્યર્થ** છે. એ લોકના દુઃખનું કારણ તેમની બાહ્ય પરિસ્થિતિ નથી, પણ જે આંતરસ્થિતિએ તે બાહ્ય દુર્દશા ઉપજાવી હોય છે, તે આંતરસ્થિતિજ હોય છે.

એ લોકો આ સ્થળે રહેવાને બદલે અમારી માફક રાજમાર્ગ પરના સુંદર મહેલોમાં રહ્યા હોત, અને હાલની માફક કાચું પાકું અન્ન ખાવાને સ્થાને ઉત્તમ પકવાન્નો આરોગતા હોત; તો પણ તેમના કમનશીબમાં ખરેખરો કંઇજ ઘટાડો થયો ન હોત. તેમનો જન્મસિદ્ધ સ્વભાવજ એ હતો કે, પ્રાપ્ત પરિસ્થિતિમાં અસંતોષી રહેવું અને ગતદિવસો સુખમાં ગયા માની દુઃખી બની ભાવી આશા ઉપર નજર રાખી બેસી રહેવું. એવાં માણસો આપણા શ્રીમંત વર્ગમાં પણ ઓછાં નથી. સર્વની આકાંક્ષા એજ હોય છે કે, પોતે નિરૂદ્યોગી રહી અન્યને

કષ્ટ આપી પોતાનાં ખીસાં તર કરવાં ! એવાં માણુસો બહારથી શ્રીમંત કે ગરીબ દેખાય, પણ તેમની ભાવનાનો પ્રકાર એકજ હોય છે. એ ભાવનાનો ફરક ગુણ ધર્મમૂલક ન હોઇ માત્ર પરિણામમૂલક હોય છે. આ સર્વ વિચારપરંપરા જો તે વખતે મારા લક્ષમાં આવી હોત તો આ મૂળભૂત તત્ત્વ પણ તે વખતે મારા ધ્યાનમાં આવ્યું નહોત; પણ તે પ્રસંગે મેં કંઈ વિચાર કર્યો નહિ અને માત્ર તે લોકોએ કહેલી હકીકતનું સંક્ષિપ્ત ટાંચણુજ કરી લીધું. હું તે વખતે તેમને ભવિષ્યમાં કેવા પ્રકારની સહાય આપવી એજ વિચારમાં રહ્યા કરતો હોવાથી, **એ લોકોનો દૃષ્ટિકોણ બદલ્યા સિવાય તેઓ કદિપણ સુખી થશે નહિ,** એ મુદ્દો તે વખતે મને સમજાયો નહિ.

એમને પૌષ્ટિક અન્ન ન મળવાથી તેઓની આવી સ્થિતિ થઇ હતી એમ પણ નહતું. તેમના જઠરાગ્નિની ક્રિયાશકિત નષ્ટ થવાથીજ તેઓ દુર્બળ બનેલા હતા. ખરી રીતે તેમને પૌષ્ટિક અન્નની આવશ્યક્તા નહતી, પણ તેમનો જઠરાગ્નિ પ્રબલ થાય તેમ કરવાની જરૂર હતી. એમાંના કેટલાકને મેં થોડી ઘણી મદદ પણ કરી; પણ હવે હું કહું છું કે **વાસ્તવિક રીતે તેનો ઉપયોગ થયો નહિ.** એમાંના ત્રણ માણુસોની અત્યાર સુધીની હકીકત મારી સમક્ષ છે; અને એ ત્રણેને વારંવાર સહાય મળવા છતાં તેઓ હજી પણ તેની તેજ સ્થિતિમાં સડે છે.

૮

મારી સહાયપાત્રોની નોંધમાં બીજા પણ એક પ્રકારના મનુષ્યપ્રાણીની નોંધ હતી. એ નોંધ કુમાર્ગી સ્રીઓ વિષે હતી. આ વિભાગમાં એવી કેટલીએ સ્રીઓ હતી. યુવાનથી તે વૃદ્ધાવસ્થાથી જર્જરિત બની ગએલી સુધીની સર્વ વયની સ્ત્રીઓ હતી. એમાંની યુવાન સ્રીઓમાં તો કંઇએ મનુષ્યત્વ હતું, પણ વૃદ્ધ સ્રીઓ તો પૂર્ણ કુટીલ અને યક્ષણી બનેલી હતી. એવી સ્ત્રીઓને કેવી મદદ કરવી એ પ્રશ્ન અતિ ગહન હતો. પ્રથમ તો મદદપાત્રની યાદીમાં તેમની નોંધ પણ લેવાનો વિચાર ન હતો.

એ વિભાગના એક ઘરમાં અમે દાખલ થયા. એક વિદ્યાર્થી ઘરના માલીકને શોધવા ગયો અને હું તેમાં રહેતા માણુસોની તપાસ કરવા લાગ્યો. એ ઘરના મધ્ય ભાગમાં એક મોટો ખાલી ચોક હોઇ તેની ચોતરફ ઓરડીઓ બાંધેલી હતી. તેમાંની પહેલી ઓરડીમાં એક બુઢ્ઢો હતો અને તેની સાથે એક સ્ત્રી પણ હતી. બીજી બાજુની ઓરડીમાં ઘરનો માલીક રહેતો હતો.

હું પહેલી ઓરડીમાં ગયો અને તે બુઢ્ઢાની સ્થિતિની તપાસ કરી. તેને ઉદરનિર્વાહ થાય તેટલા પગારની એક છાપખાનામાં નોકરી મળેલી હતી. તેની સાથેની ઓરડીમાં એક માણુસ ઉંધ્યાજ કરતો હતો. એ ઓરડી એક

યુવતીએ ભાડે રાખેલી હતી. હું તેમાં ગયો અને સૂતેલા ગૃહસ્થ વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યું: 'એ મારો અતિથી છે.' તું કોણ છે અને શો ઉદ્યોગ કરે છે એવો પ્રશ્ન કરતાં તેણે કહ્યું: ' હું એક ખેડુતની સ્ત્રી છું.' ધંધા વિષેના પ્રશ્નનો ઉત્તર ન આપતાં તે માત્ર ખડખડ હસવા લાગી. આથી મેં પુનઃ ઉદરનિર્વાહ શી રીતે થાય છે એવો પ્રશ્ન કર્યો. આનો તેણે કંઇ ગોળગોળ જવાબ આપ્યો, પણ હું તેનો કંઇ અર્થ સમજી શકયો નહિ. એટલામાં તેની બીજી તરફની એક ઓરડીમાં એક સ્ત્રીનું હાસ્ય સંભળાયું. મારા પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર નહિ મળવાથી ઘરના માલીકે આગળ આવી કહ્યું: 'એનો ધંધો વેશ્યાનો છે; ' અને પછી તે તે સ્ત્રી તરફ ધિક્કારયુક્ત મુદ્રાએ જોઇ બોલ્યો: ' ગોળગોળ જવાબ આપવાથી શો લાભ છે? તું વેશ્યા છે એમ સ્પષ્ટ કેમ કહેતી નથી ?'

તે ગૃહસ્થની આ રીતથી મેં ચીડાઇને કહ્યું: ' આવી રીતે શરમાવવામાં શો અર્થ છે? **આપણે બધા જો પુણ્યશાલી હોત તો એ શા માટે એવી દશામાં અહીં હોત?** એને દોષ આપવામાં કે શરમાવવામાં કંઇજ અર્થ નથી. એવાં પ્રત્યે તો દયાજ બતાવવી ઉચિત છે.'

ગૃહના માલીકે મારા ઉપલા કહેવાનો કંઇજ જવાબ દીધો નહિ. તે ગરીબ બીચારી સ્ત્રીઓ સાથે વાત કરવામાં એક મોટા બ્રહ્મચારી જેવો દંભ કરતો; પણ વર્તન તો તેમની સાથે પશુતુલ્ય ચલાવતો હતો. અમારી આ વાતચીત ચાલતી હતી તેટલામાં એક ગૌરમુખી અને મૃદુ કેશવાળી સ્ત્રી મેડેથી આવી. અમારી વાતો સાંભળી શું છે તે જોવા માટે તે આવી હતી; તેટલામાં તેની પાછળ પાછળ બીજી પણ ત્રણ ચાર સ્ત્રીઓ આવી ઉભી.

અમે સર્વ સ્વસ્થ ઉભાં રહ્યાં. કોઇ કંઇજ બોલ્યું નહિ. ઘરનો માલીક અવનત મસ્તકે લજ્જાથી ઉભો હતો. હું મુખે કંઇ ઉપદેશાત્મક ભાષા વાપરતો હતો પણ મારૂં મન કહેતું કે; "તું પણ સમજે છે તેટલું કયાં પાળે છે? અને તેટલા માટે તારી પણ એ ભાષા દંભપૂર્ણ છે." હું સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો કે, **હું પોતેજ સર્વગુણસંપન્ન નથી તો પછી એ પતિત સ્ત્રીઓને કયા મુખે ઉપદેશ કરૂં ?** એ સર્વ વિચાર મનમાં ઉત્પન્ન થતાંજ કંઇપણ વિશેષ વાતચીત ન કરતાં માત્ર તે સ્ત્રીઓની નોંધજ કરી લીધી.

મેં અહીં એક બીજી પણ ભૂલ કરી. એવી સ્ત્રીઓને સુધારી પુનઃ નૈતિક માર્ગે લાવવાનો ભૂલભર્યો વિચાર મારા મનમાં ઉત્પન્ન થયો. જાણે મને ગર્વ થયો હતો કે જાણે મારા હાથમાં રહેલી જાદુની લાકડીથી હું દુનિયાનું સ્વરૂપ પલટાવી નાખવાને શકિતમાન છું ! ભવિષ્યમાં સહાય કરવાનું ધારી મેં નોંધ તો કરી લીધી પણ સહાય કરનારો હું કોણ ? એ વિચારનો સ્પર્શ પણ મને

થયો નહિ. એવી સ્ત્રીઓને એવી સ્થિતિમાં લાવી મૂકવાનું ઘોર કાર્ય હું અને મારા જેવાંજ માણુસો પરાપૂર્વથી કરતાં આવ્યાં છે એ વાત હું તે સમયે વીસરી ગયો હતો. પરોપકારના અભિમાનથી એ વખતે મારી વિવેકબુદ્ધિ અંધ બની જવાથી મારામાં સત્ય સમજવાની પાત્રતા રહી નહતી; અને જ્યાં સુધી એ પાપનો મૂળ ઝરો હયાત છે ત્યાં સુધી એ પ્રવાહ નષ્ટ કરવાનો પ્રયત્ન વ્યર્થ છે એ પણ તે વખતે મારા લક્ષમાં આવ્યું નહિ. એ વાત જો મારા ધ્યાનમાં આવી હોત તો એ પ્રયત્નની નિષ્ફળતા તેજ સમયે મારા ધ્યાનમાં આવી હોત.

એક સ્ત્રીને મેં તેનું પૂર્વવૃત્તાંત પૂછ્યું તે પરથી જણાયું કે તે મોસ્કોનીજ રહીશ હોઇ તેનો પિતા એક મીલકામદાર હતો; અને તેની બાલ્યાવસ્થામાંજ મૃત્યુ પામ્યો હતો. તેના ઉપર દેખરેખ રાખનાર કોઇ રહ્યું નહતું; તેથી છોકટાઓની સોબતમાં પડીને છેવટે તે ખુલ્લી રીતે વેશ્યાના ધંધામાં પડી હતી. મેં તેને એ ધંધો ત્યજી શકશે કે કેમ એ વિષે પ્રશ્ન કર્યો; ત્યારે મારી મશ્કરી કરવા માટે કે પછી બીજું કારણ હો, પણ તેણે ખડખડ હસીને કહ્યું: 'જ્યાં સુધી મારી પાસે આ પીળી ટીકીટ છે ત્યાં સુધી મારો સ્વીકાર કોણ કરશે?' (પીળી ટીકીટ એટલે વેશ્યાનો ધંધો ચલાવવા પોલીસે આપેલો પરવાનો.)

તેના ઉપહાસ તરફ દુર્લક્ષ કરી મેં તેને કહ્યું: 'તને જો રસોઇની નોકરી આપવામાં આવે તો તે સ્વીકારીશ કે કેમ?'

તેણે આશ્ચર્યચકિત મુદ્રા કરી કહ્યું: 'શું રસોઇની? અરે, મને તો રોટલી પણ શેકતાં આવડતી નથી.'

તેની મુદ્રાપરથી મને સ્પષ્ટ લાગતું હતું કે, રસોઇ નહિ આવડવાની વાત ખોટી હતી. તેને તો રસોઇનો ધંધો હલકો લાગતો હતો. પેટપુરતુંએ પાસે નહિ હોવા છતાં તેને રસોઇનો ધંધો તુચ્છ જણાતો હતો. અત્યાર સુધીનું તેનું જીવન વિનાશ્રમનું ગએલું હોવાથી તે આળસનેજ ધંધારૂપ માનતી હતી; અને ખુબી એ હતી કે તેના એવા પ્રકારના જીવનમાં તેની આજુબાજુનાં માણુસો અયોગ્ય જેવું કશુંજ સમજતાં નહતાં. **મનષ્યનું મહાન દુર્ભાગ્ય હોય તો તે એજ કે ખરાબ બાબતો પણ તેમને સારી લાગે છે.** અહીંજ બધું વ્યર્થ બની જાય છે. અયોગ્ય સમજથીજ તે એ પાશવસ્થિતિમાં પડી હતી અને તે અયોગ્ય સમજનેજ લીધે તે સ્થિતિમાં પડી રહેવા ઇચ્છતી હતી. સંધ્યાસમય થાય એટલે કૃત્રિમ સૌંદર્ય ધારણ કરીને બારીમાં બેસવું એજ વંશપરંપરાનો ધંધો હોવાનું તે બાલ્યકાળથી શીખી હતી. હવે એવી સ્થિતિમાંથી તેને બહાર કાઢવાનું કાર્ય મારાથી કે અન્યથી શી રીતે બની શકે? પોતાનો માર્ગ ભૂલભરેલો છે એ તે કેવી રીતે સમજી શકે? કેવળ આળસમાં વહી જતો કાળ જીવનના અપવ્યયરૂપ હોઇ પાપમૂલક છે અને

ઉદ્યોગ એ જ મનુષ્યનું સાચું જીવન છે, એવું સમજનારા આપણામાં કેટલા છે? એવું સમજનારની સંખ્યા થોડીજ હોય છે અને તેમાં પણ જેવી સમજણ તેવું જ વર્તન રાખનાર તો કોઇક વિરલજ હોય છે. એ વાત જો તે વખતે મારા લક્ષમાં આવી હોત તો હું તેજ વખતે સમજી શક્યો હોત કે, સમાજને લાગુ પડેલો એ વ્યાધિ દૂર કરનારો ધન્વંતરી અદ્યાપિ સુધી નિર્માણ થએલો નથી.

અમારી ચોતરફ ઘણી સ્ત્રીઓ એકત્ર થએલી હતી અને મારા પ્રશ્નથી તેમને આશ્ચર્ય થતું હતું. આશ્ચર્ય એ માટે થતું હતું કે મારા પ્રશ્નનું કારણ જ તેમને સમજાતું નહતું. પોતાનો માર્ગ અનીતિમૂલક હોવાની તેમને કલ્પનાજ નહતી તો પછી તે ત્યજી દેવાનો ઉપદેશ તેમને રૂચેજ શી રીતે? તે સમજતી હતી કે લોકો પોતાને તુચ્છ સમજે છે અને પોતાની સાથેની વાતચીતમાં મલિન ભાષા વાપરે છે; પણ લોકો તેમ શા માટે કરે છે તેનું તેમને સત્યજ્ઞાન થએલું નહતું—થતું ન હતું. બાલ્યકાળથીજ તે દુરાચારી સ્ત્રીઓની સંગતમાં ઉછરેલી હોવાથી તેમની એવી માન્યતા થએલી હતી કે, પોતાનો વર્ગ સમાજમાં અસ્થાને ન હોઇ સમાજને તે અત્યાવસ્યક હોવાથીજ અનાદિકાળથી સ્થપાએલો છે. સરકાર પણ એ વર્ગની સ્ત્રીઓ શરીરે યોગ્ય સ્થિતિમાં રહે છે કે નહિ તેની તપાસ રાખવા ભારે પગાર આપી અધિકારી રાખે છે. જો સમાજને તેની જરૂર ન હોય તો સરકાર એ કાર્ય માટે પૈસા શા માટે ખર્ચે? એ ઉપરથીજ સિદ્ધ થાય છે કે સમાજને તેની જરૂર છે. એમાં બીજું એક રહસ્ય છે. એ સ્ત્રીઓમાં એક દૃઢમાન્યતા એ છે કે, અન્ય સ્ત્રીઓ કરતાં પુરૂષવર્ગનું સુખ આપણા હાથમાં વિશેષ છે. આથી તેમને મહેનત મજૂરી કરીને અથવા લગ્ન કરીને કોઇ એકનું દાસત્વ સ્વીકારવા કરતાં આવીજ સ્થિતિમાં રહી પુરૂષને ઇચ્છા પ્રમાણે નચાવવામાં ડહાપણ જણાતું હોય તો પણ નવાઇ જેવું નથી. એક બાજુએ લોકો ભલે તેમનો તિરસ્કાર કરતા હશે, છતાં પણ સમાજને એ વર્ગની જરૂર છે, એ વાત લોકોએ અને સરકારે સ્વીકારેલીજ છે; તો પછી પોતાના વર્તનમાં અનીતિ કે પશ્ચાત્તાપ કરવા જેવું શું છે, તે તેમને શી રીતે સમજાય?

બીજા એક ઘરમાં એક સ્ત્રી પોતાની તેર વર્ષની પુત્રીના શીલવિક્રયથી ગુજરાન ચલાવતી હોવાની ખબર મળ્યાથી તે બિચારી ઉછરતી બાળાને પાપમાર્ગથી બચાવવાના ઉદ્દેશથી અમે તે તરફ ગયા. માતા આશરે ચાલીસ પીસતાલીસ વર્ષની હોઇ તેનો ધંધો પણ વેસ્યાનોજ હતો; પણ તેનો દેખાવ એવો હતો કે તેને જોતાંજ મને કંપારી આવી. 'ખાણ તેવી માટી' એ ન્યાયે પુત્રીના રૂપનું પણ વર્ણન કરવાની જરૂર રહેતી નથી. તે સ્ત્રીને મેં પૂછયું કે તમે બન્ને શો ઉદ્યોગ કરો છો? ત્યારે તે ગર્દભતાની પેઠે મારા તરફ જોવા લાગી. તેને લાગ્યું કે હું

કોઇ વ્યર્થ દરમીયાનગીરી કરનારો નિરૂદ્યોગી માણુસ છું. છોકરીને હું કંઇ પ્રશ્ન પૂછતો એટલે તે ઉત્તર આપતાં પહેલાં પોતાની માતા તરફ જોતી અને પછી કંઇ બડબડતી. એ જોઇને દયાને બદલે કંઇક તિરસ્કાર ઉત્પન્ન થયો, તોપણ તે છોકરીને સારા માર્ગે ચઢાવવા પ્રયત્ન કરવાનો વિચાર કર્યો. કેટલીક શ્રીમંત અને સભ્ય સ્ત્રીઓએ એવી સ્ત્રીઓને સહાય કરવાનું કામ ઉપાડી લીધેલું હતું તેથી એ હકીકત એ મંડળને જણાવવાનો વિચાર કર્યો હતો. તે વખતે જો મેં એ છોકરીની માતાનો ગતસમય કેવી સ્થિતિમાં ગયો હતો, તેનો જન્મ કેવી અવસ્થામાં થયો હતો, અને તેણે તેને કયા સંજોગોમાં ઉછેરી હતી, તેનો વિચાર કર્યો હોત તો અવશ્ય મને તેનું જીવન અનીતિ કે પાપી લાગ્યું નહોત. તે સ્ત્રી જગતમાં એકલી હતી, તેની સંભાળ રાખનાર કોઇ પણ નહતું અને પાસે ફુટી બદામ પણ ન હતી. એવી સ્થિતિમાં તેને પેટનાં બચ્ચાંને ઉછેરવા કેટલો પ્રયાસ કરવો પડયો હશે અને કેટલો સ્વાર્થત્યાગ કરવો પડયો હશે ? યોગ્ય અયોગ્ય વિષયક તેની કલ્પના ભૂલભરી હશે પણ તેણે પોતાના બાળકને જીવાડવા ખાતર પોતાના સર્વ સુખનો ભોગ આપ્યો હતો એ વાત તો ખરીજને ? એ છોકરીને એવી સ્થિતિમાં નહિ પડવાનો વિચાર કરવાનો સમય તો કયારનોએ વહી ગયો હતો. પત્ની તરીકેનું અથવા શ્રમસાધ્ય જીવન ન જીવતાં કેવળ ઇંદ્રિયલોલુપતા પૂર્ણ કરવા જીવવું એ મનુષ્યત્વ નથી, એવું પ્રથમથી તેની માતાનેજ કોઇએ સમજાવવાની જરૂર હતી; પણ તેવો આદેશ કરનારૂં તેને કોણ મળે ? જે મળે તે તેના અનીતિપૂર્ણ કાર્યને ઉત્તેજન આપનારોજ મળે ! જે સભ્ય સ્ત્રીઓને હું એ છોકરીની ખબર આપવાનો હતો તે સ્ત્રીઓ પણ શું કરતી હતી ? તેમાંની એકેય સ્ત્રી ઉદ્યોગશીલ ન હતી. બધીએ આળસમાં અને ઇંદ્રિયલાલસા પૂર્ણ કરવામાંજ કાળક્રમણ કરતી હતી અને પોતાનાં સંતાનોને પણ તે એવુંજ શીખવી રહી હતી; પણ એવા વિચાર તે વખતે મારા સ્મરણમાં આવ્યા ન હતા. જો તે વખતે એ બાબતો મારા લક્ષમાં આવી હોત તો અવશ્ય **એક અંધનું દુઃખ બીજા અંધને કહેવાનો વ્યર્થ** ઉદ્યોગ આરંભ્યો નહોત. વેશ્યાનો ધંધો કરનારી એક માતા પોતાની પુત્રીને શણગારીને બારીમાં બેસાડે છે તો બીજી **શ્રીમંત માતાઓ પોતાની પુત્રીઓને અવનવાં વસ્ત્રો અને ઘરેણાં પહેરાવી** રાજરજવાડામાં અથવા **શ્રીમંત સરદારોને ઘેર નાચમાં લઈ જાય છે !** પરિસ્થિતિને અનુસરી એમાં માત્ર બાહ્ય દેખાવજ ભિન્ન છે, પણ આંતરિક વલણ તો ઉભયનું એકજ છે. માનવજીવનના સાફલ્ય વિષે જો એ ઉભયને પ્રશ્ન કરવામાં આવશે તો એજ ઉત્તર મળશે કે, સ્ત્રીએ પુરૂષની પશુવાસના તૃપ્ત કરવી અને બદલામાં પુરૂષે અન્નવસ્ત્ર આપી તેની બરદાસ કરવી. આવી સ્થિતિ વિદ્યમાન છતાં શ્રીમાન અને સભ્ય

ગણાતી સ્ત્રીઓએ અધમ કહેવાતી વેશ્યાઓની સ્થિતિ સુધારવાનું કંકણુ બાંધવાની શી જરૂર છે ?

૯

બાળકો સંબંધીનો મારો પરોપકાર નમુનેદાર નીવડયો. હું તો પરોપકાર કરવા નીકળેલોને ! એટલે અનાથ બાળકોને તો કેમજ વીસરી શકું ? એવાં બાળકોનો પણુ ઉદ્ધાર કરવાનું નકકી કરી તે વિષેની યાદી બનાવી ખીસામાં મૂકી; પણુ એ 'ભવિષ્ય' કયારે આવશે તે હું પોતેજ જાણુતો નહતો.

એ બાળકોમાં આશરે બાર વર્ષની વયનો એક બાળક હતો. તેનું નામ સીરો હતું. મને લાગ્યું કે તે હુશીયાર, ચાલાક અને બુદ્ધિશાળી હશે. તે એક ચમારને ત્યાં નોકરી કરતો હતો. કંઇક કારણુથી ચમાર તુરંગમાં ગયો એટલે એ રઝળતો થઇ ગયો હતો. એની વાત સાંભળીને મને ઘણું લાગી આવ્યું અને મેં તેને પ્રથમ હાથમાં લેવાનો વિચાર કર્યો.

એ છોકરાનું વૃતાંત્ત સહજ વિસ્તારથી કહીશ તો મારા જેવા પરોપકારી ગૃહસ્થો ખરેખરી મદદ કેટલી કરી શકે છે, તેનો પણુ નિર્ણય થઇ શકશે. હું એ છોકરાને ઘેર લઇ આવ્યો અને તેને પાકશાળામાં નીમ્યો. મારાં બાળકોમાં તેને હળીમળી જતો જોવાનું મને સ્વાભાવિક રીતેજ ઠીક લાગ્યું નહિ. હું તેનાપર કેટલો ઉપકાર કરતો હતો ! અમે તેને ઉચ્છિષ્ટ ભોજન (હું નહિ, મારો રસોઇઓ) આપતા હતા; અને વળી ફાટયાં તૂટયાં કપડાં આપતા તે તો જુદાંજ ! તે લગભગ એક અઠવાડીયું મારે ત્યાં રહ્યો. ઘરમાં ફરતાં હરતાં તે મારી નજરે પડતો કે હું તેને ઉદ્યોગશીલતાનો લાંબો લાંબો ઉપદેશ આપવા મંડી પડતો. એક દિવસે સાંજે હું ફરવા ગયો ત્યારે મારો ઓળખીતો એક ચમાર મને મળ્યો. મેં તેને એ છોકરાને રાખી લેવા ભલામણુ કરી હતી. એ વખતે સુટેપ નામનો એક ખેડુત અમારે ઘેર રહેતો હતો. તેણે એ છોકરાને પોતાને ગામ મોકલી આપ્યો, પણુ ખેતરમાં જઇને મહેનત મજુરી કરવાનું તેને ગમ્યું નહિ; આથી તે ચાર પાંચ દિવસે ત્યાંથી નાશી છૂટયો. બીજા દિવસે મેં પેલા કંગાલગૃહમાં જઈ તપાસ કરી તો તે ત્યાં આવેલો હોવાનું જણાયું; પણ તે વખતે તે મને મળ્યો નહિ. તે એક પશુસંગ્રહાલયમાં આઠ આનાના રોજથી ગયો હતો. તે દિવસે સંગ્રહાલયવાળા વિભાગમાં કેટલાંક જાનવરોની સ્વારી નીકળવાની હતી તેમાં જંગલી લોકોના જેવો પોષાક પહેરીને જાનવર સાથે ફરવાનું કામ તેને મળેલું હતું. બીજે દિવસે હું પુનઃ ત્યાં ગયો પણુ તે તો મને આવતો જોઇનેજ બીજે રસ્તે ચાલ્યો ગયો. એ વખતે મને તે બાળકની પૂર્વપરંપરાનો વિચાર થયો નહિ. શ્રમ કર્યા સિવાય પણુ ઉદરનિર્વાહ થઇ શકે છે, એવું જોવાથીજ તે વધારે બગ-

ડયો હતો. એજ કારણથી તેની શ્રમ કરવાની ટેવજ નાશ પામી હતી એટલે પરસેવો ઉતારીને પૈસા મેળવવાનું તેને હવે શામાટે ગમે ? તેને સુધારવા અને ઉદ્ધારવા માટે મેં મોટો ઉપકાર કર્યો ! શો ઉપકાર ? હું તેને મારે ઘેર લઇ ગયો. ત્યાં તેણે શું જોયું ? તેનાથી મોટાં, તેની સમાન અને તેનાથી નાનાં, એમ સર્વ બાળકો કોઇ પણ કામને આંગળી અડકાડયા સિવાય ચાર વખત યથેચ્છ ભોજન કરે છે અને પોતાના સુખની ખાતર અન્યને દમે છે ! ધૂળમાં રમી કપડાં ખરાબ કરે છે, ગળવા ગળ્યા પદાર્થો દાબી દાબીને ખાય છે, અજાણથી ઓકે છે, પ્યાલા રકાબીઓ ફોડે છે, સોડા બરફ અને બીજાં પીણાંઓની બાટલીઓ ખાલી કરે છે અને સુંદર પકવાન્નો કુતરાં તરફ ફેંકે છે ! એજ તેણે જોયું ! આગલા અસભ્ય કંગાલખાનામાંથી નીકળીને અમો સુધરેલા સભ્ય લોકો વચ્ચે આવીને તેણે જે સુધરેલી સ્થિતિ જોઇ હતી તે આવા પ્રકારની હતી ! એટલે પછી વિના મહેનતે અહીં તહીં ફર્યા કરવું અને મનમાન્યું ખાવું પીવું, એવોજ પ્રત્યક્ષ બોધ આ નવે સ્થળેથી પણ તેણે આપોઆપ ગ્રહણ કર્યો હતો, તેમાં તેનો શો દોષ ? હા, એ ખરૂં કે મારાં બાળકોને વ્યાકરણના નિયમો તેમજ જોડણીને ખાતર કુતરાં બીલાડાંનાં નામ ગોખવામાં સખત મહેનત કરવી પડતી હતી એટલી વાત તે જાણી શકયો નહતો. કદાચિત્ એ વાત પણ તે જાણી શકયો હોત તોપણ એ ગોખણપટ્ટીનો ઉપયોગ તેના સમજવામાં ભાગ્યેજ આવ્યો હોત ! કદાચ મુદ્દો તે સમજ્યો હોત તોપણ તે કરતાં મારાં બાળકોનાં પ્રત્યક્ષ આચરણનીજ અસર તેના ચિત્તપર વિશેષ થઇ હોત. મારાં બાળકોને મળતા શિક્ષણમાં પણ તેઓ ભવિષ્યમાં વગર મહેનતે વૈભવ અને મોજમઝા મેળવે એજ ઉદ્દેશ હતોને ? જાતે કંઇ પણ ન કરતાં પ્રાપ્ત થએલી સરકારી સનંદના બળપર બીજા લોકોને બને તેટલા દબાવવા, નીચોવવા અને દુનિયાઇ મોજમઝા ખૂબ ભોગવવી, એજ આ શિક્ષણનો ઉદ્દેશ છે એ વાત શું તેના લક્ષમાં આવ્યા સિવાય રહી હોત ? કદાચ આ બધું તેના ધ્યાનમાં આવ્યું હશે તેથીજ તેણે પેલા ખેડુતની સાથે ગામડામાં રોટલો અને છાસપર રહેવાનું તો સ્વીકાર્યું નહિ હોય ને ? અને તેથીજ શહેરમાં રહેવાનું અને આઠ આનાના રોજથી પશુઓ સાથે રહેવાનું તથા જંગલી પોષાક પહેરવાનું તેણે પસંદ કર્યું હોય તો તે બનવા જોગજ છે.

હું કેવો મહાન મૂર્ખ હતો કે, મારાં પોતાનાં બાળકોને કોઇ પણ કાર્યમાં ન નાખતાં તેમને મોજીલાં બનાવતો અને લોકોનાં છોકરાંને શારીરિક શ્રમમાં નાખવાનો ઉપદેશ કરતો; પરંતુ એ મૂર્ખતા તે વખતે મારા લક્ષમાંજ આવેલી નહિ.

તે કંગાલખાનામાં કેટલાંએ બાળકો દુર્દશામાં હતાં. તેમાં કેટલાંક વેશ્યાનાં

અને કેટલાંક અન્ય બાળકો પણ હતાં. એ સર્વની સ્થિતિ સુધારવાની જરૂર હતી. ઉપલા છોકરાના અનુભવથી તેમને મારાથી કંઇ સહાય થાય તેવું લાગ્યું નહિ. આ પછી હું સમજી શકયો કે, અમે શ્રીમંતો અમારા અને અમારાં બાળકોના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી તેમના પર જે અવળી અસર ઉપજાવીએ છીએ, તેને લીધે અમારો શુષ્ક ઉપદેશ લેશ માત્ર પણ તેમને કામ લાગવાનો નથી. ભીખારીઓ કે વેશ્યાઓ પાસેથી બાળકો મેળવવાં એ કંઈ મુશ્કેલીની વાત નથી. પૈસા હોય તો એવાં બાળક જોઇએ તેટલાં મળી શકે; તેમને અન્ન વસ્ત્ર આપી શકાય અને શિક્ષણ સુદ્ધાં આપી શકાય; પરંતુ એટલું કરતાંએ તેમને મહેનત મજૂરીવાળે ધંધે તો નજ વળગાડી શકાય. **આપણે પોતે આપણી રોટલી વિના કષ્ટે મેળવીએ અને તેમને કષ્ટ કરવાનો ઉપદેશ કરીએ, તો તે વ્યર્થ જાય તેમાં નવાઇ નથી.** અમારાં જીવતાં જાગતાં ઉદાહરણ નજર સામે તરતાં હોય ત્યાં પછી તે અમારો શાબ્દિક ઉપદેશ શા માટે સાંભળે? આવા સંયોગોમાં તો એવાં બાળકોને પેટપૂરતું અન્ન, વસ્ત્ર આપી વાંચતાં લખતાં શીખવાડવું, એ પણ તેમને વધારે આળસુ બનતાં શીખવવા જેવુંજ છે.

એકાદ કુતરાનું બચ્ચું પાળવું, તેને નવડાવવું, ધોવડાવવું, ખવડાવવું અને મુખમાં દંડો પકડી લાવવાનું શીખવી તેના ભસવામાં આનંદ માનવો, એ જુદી વાત છે; પણ માણસનાં બચ્ચાંને ખવડાવી પીવડાવી શિક્ષણ આપવાથી કંઇ સર્વ કાર્યની સમાપ્તિ થતી નથી. જગતમાં જીવવું કેમ તે તેને શિખવવાની અતિ અગત્ય હોય છે. માણસના બાળકને **બને ત્યાં સુધી અન્ય પાસે ઓછી સેવા શી રીતે લેવી, શી રીતે સ્વાવલંબી થવું અને પોતે બને તેટલી જનસેવા કેમ કરવી તેનુંજ શિક્ષણ અત્યાવશ્યક છે.** આપણે અનાથ બાળકો માટે અનાથાશ્રમો સ્થાપીને તેમાં તેવાં બાળકોને જે શિક્ષણ આપીએ છીએ, તે તો એથી ઉલટુંજ હોય છે.

૧૦

બીજા દિવસે અમારી સ્વારી વળી પાછી તે કંગાલખાનામાં ગઇ. આજે મારે આગલા દિવસે કરેલી નોંધ પૈકી કોને તુરત સહાયભૂત થવાની જરૂર છે તે જોવાનું હતું; પણ ત્યાં જઇ પ્રત્યક્ષ અનુભવ લેતાં જણાયું કે, સહાય કરવાનું કાર્ય જેટલું સહેલું જણાયું હતું તેટલું સરળ હોવાની વાત તો દૂર રહી, પણ ઉલટું મેં તેમને વ્યર્થ ત્રાસ આપ્યા જેવુંજ થયું હતું. તેનું કારણ મારી અપાત્રતા કહો કે તેમને મદદ થવી અશકય હતી એમ કહો, પણ પરિણામ તો એજ થયું હતું. એ પછી પણ કેટલીકવાર તે કંગાલખાનામાં જઇ આવ્યો પણ પ્રત્યેક વખત નિષ્ફળજ નીવડયો. પ્રત્યેક સમયે યાચકોનું એટલું મોટું ટોળું મારી

ચોતરફ ફરી વળતું કે તેમના કોલાહલથીજ મને કંઇ સુઝતું નહિ અને હું ત્યાંથી રસ્તો કાપી જતો. મને લાગ્યું કે આટલા મોટા ભિક્ષુકી સૈન્યને સહાય કરવા જવું એ હવામાં બાચકા ભરવા જેવું છે. એક સાથે એટલા બધા ભિક્ષુકો મારી ચોતરફ કકળાટ મચાવી ભિક્ષા માગતા કે તેથી હું ચીડાયો પણ ખરો; અને જ્યારે બરાબર તપાસ કરી ત્યારે તેમાંનો એક પણ માણુસ સહાયપાત્ર જણાયો નહિ ? મારી દયા આકર્ષવા માટે પ્રત્યેક માણસ ગમે તેવી થાપ મારતો હોવાની શંકા મને વારંવાર થવા લાગી. તેમને જાણે એમજ લાગ્યું કે આ પ્રાણી સત્ય સ્થિતિ સમજી શકે તેવું નહિ હોઇને માત્ર ધનની જીવતી પેટીજ છે. તેઓ કોઇ પણ માર્ગે એ પેટીમાંનું દ્રવ્ય હરણ કરવા પ્રયત્ન કરતા હતા. મારો અંતરાત્મા કહેતો હતો કે, મારા દ્વારા તેમને અપાતા દ્રવ્યથી તેઓને કંઈ પણ લાભ થવાને સ્થાને હાનિજ માત્ર થશે. હું વારંવાર ત્યાં જવા આવવા લાગ્યો અને જેમ જેમ લોકોનો પરિચય વધતો ગયો તેમ તેમ સ્વીકારેલા કાર્યની નિષ્ફળતા વિશેષ ને વિશેષ જોવા લાગ્યો.

ગણત્રીની છેલ્લી રાત્રે હું પુનઃ તે કંગાલખાનામાં ગયો. આ સ્થાને રાત્રે આવવાનો પ્રસંગ પહેલોજ હતો. આથી આ સ્થળ મને તદ્દન નવું અને અતિ ભયંકર લાગ્યું. સર્વ મકાનો ચીકાર ભરાઇ ગએલાં હતાં. પ્રત્યેક સ્થળમાં સ્ત્રી પુરૂષની ખીચડીજ થએલી જણાઇ. એ લોકોનો વેષ અને રહેણી ખરેખર જોનારને ભય ઉપજાવે તેવાં હતાં; અને એવાં ભયપ્રદ માણસો સો પચાસ નહિ પણ હજારો હતાં ! આ પહેલું ઘર-ઘર શેનું અખાડોજ ! તેની પાસે બીજું-થોડે છેટે પાંચમું અને તેની પેલી બાજુ થોડે દૂર વીસમું એવી ગણત્રી કયાં સુધી કરવી ? ગણતાં ગણતાં આંકડા પણ ખૂટી જાય અને પ્રત્યેક ઘરમાં એકજ પ્રકારની ગંધ, એકજ જાતનું વાતાવરણ, એકજ તરેહની ભયંકર ગરદી, સ્ત્રી પુત્ર બાળકનો સરખોજ ખળભળાટ, દારૂડીયાં સ્ત્રી પુરૂષોનો તેવોજ કકળાટ અને સર્વત્ર ભયાવહ યાચક ચહેરાઓ ! સર્વના મુખપર પાપની છાયા છવાઇ રહેલી હતી. એ સર્વ દેખાવથી મને સ્પષ્ટ જણાવા લાગ્યું કે, મેં કેવું અશકય કાર્ય ઉઠાવ્યું છે અને તે માટે હું શરમાવા લાગ્યો અને લજ્જાથી મરવા જેવું લાગ્યું. પરિણામે મેં કોઇને કંઇ પૂછ્યું પણ નહિ અને કોઇ જાતની નોંધ પણ કરી નહિ.

મારા હૃદયને ભયંકર વેદના થતી હતી. વૈદ્ય પોતાના દરદી તરફ જાય છે અને તેને બચાવવા વિવિધ ઔષધોપચાર કરે છે; પણ અંતે તેની દિવ્ય માત્રા પણ માટી જેવી નીવડે છે ત્યારે તેને જેવી યાતના થાય છે તેવીજ મને થઈ. મારા હૃદયને જાણે સહસ્ર વીંછીનો દંશ થવા જેવું લાગ્યું.

૧૧

આ દર્શનથી મારાં નેત્રપડળ દૂર થઇ ગયાં. હું અતિ દયાળુ, પરોપકારી અને સર્વ જગતનું સંકટ હરનારો છું, એવું જે મિથ્યાભિમાન હતું તેનું નામ પણ મારામાં રહ્યું નહિ. મેં ઉપાડેલું કાર્ય મૂર્ખતાભર્યુંજ નહિ પણ અતિ ભયંકર જણાયું. આટલું થવા છતાં પણ એ ધૂંસરી ફેંકી દઇને મુક્ત થવાની બુદ્ધિ થઇ નહિ. જાણે કે એ કાર્ય કરવાને પ્રતિજ્ઞાબદ્ધ થયો હોઉં. એ કંગાલખાનાંના વારંવાર દર્શનથી મેં તે ગરીબોને મધલાળ લગાડી હતી કે તેમના માટે હું દયાળુ ગૃહસ્થ કંઇપણ કરીશ. બીજું એ હતું કે, મારા કાર્યની પદ્ધતિ જગજાહેર થઇ હતી અને કેટલાક ધનવાનો દ્રવ્યની થેલીઓ લઇ મારી પાસે આવ્યા હતા; તેમજ કેટલાકોએ તનથી સહાય કરવાનું પણ સ્વીકાર્યું હતું.

સહાય માટેની સેંકડો અરજીઓ મારી પાસે આવી પડી હતી. એમાં ઘણી શ્રીમંત ભિક્ષુકોની હતી. કેટલાકની અરજીઓ કચરાની ટોપલીમાં પધરાવી; એ લોકો મફતના મલીદા મેળવવા જંખી રહ્યા હતા. એક જણે પોતાની દેવાળું ફૂંકાએલી દુકાન ચલાવવા પાંચસોની રકમ માગી હતી. બીજા એકને પોતાનાં ગીરવી મૂકાએલાં વાસણ છોડાવવાં હતાં, ત્રીજા એકને પોતાની વાજાની પેટી ગીરો પડેલી હતી તે છોડાવી ગવૈયા બની નિર્વાહ ચલાવવો હતો. એ સર્વને કેટલી રકમ જોઇએ છે, એવો પ્રશ્ન કરતો ત્યારે કોઇપણ નિશ્ચિત આંકડો રહેતો નહતો. દ્રવ્ય-હરણ કરવાનો જેમ જેમ વિશેષ યોગ જણાતો તેમ તેમ તેઓ પોતાની માંગણીઓ વધારતા જતા. તાત્પર્ય એટલુંજ હતું કે, મારી ખાત્રી થઇ કે દરિદ્રીઓને કેવળ દ્રવ્યસહાય પૂરતી નથી. મારા હસ્તે કોઇને પણ ખરી સહાય મળી નહિ.

હવે અમારા દાનેશ્વરીઓની કથા કહેવાની છે. એ બાબતમાં પણ મને અપરિચિત અને અનપેક્ષિત અનુભવ મળ્યો. સહાયની ટીપ ફેરવી ત્યારે કેટલાકે ચોક્કસ રકમના આંકડા લખ્યા હતા અને કેટલાકોએ અચોક્કસ રકમનાં વચન આપ્યાં હતાં; પણ તેમાંના કોઈએ કોડીપણ આપી નહિ. ટીપ પ્રમાણે પાંચ છ હઝારની રકમ મળવી જોઇતી હતી, પણ તેમાંની એક પાઇએ આવી નહિ; એટલુંજ નહિ પણ પોતે આંકડો લખ્યાની વાત પણ ઘણા ખરા વીસરી ગયા હતા. વિદ્યાર્થી-વર્ગેજ તેમને સરકારમાંથી મળેલું સર્વ વેતન મારે સ્વાધીન કર્યું હતુ. આવી રીતે હજારો રૂપિયા મેળવી હજારો માણસોને દારિદ્રયસંકટમાંથી બચાવવાના કાર્યનો અંત આવ્યો; અને છેવટે હિસાબ કરતાં મને જણાયું કે માત્ર દોઢસોજ રૂપિયા દસપંદર વચ્ચે વહેંચાયા હતા. અંતે મોસ્કોની સાર્વજનિક સભાએ મારા હાથમાં મૂકેલી પચાસ રૂપિયાની રકમ મારી પાસે રહી; તેનું શું કરવું તે પણ મારાથી નક્કી થઇ શક્યું નહિ.

આ પ્રમાણે અમારો પરોપકાર પૂર્ણ થયો. મારો થોડાજ વખતમાં મોસ્કોનો ત્યાગ કરવાનો વિચાર હોવાથી બચેલી રકમનો ઉપયોગ કરી નાખવા હું ફરી પાછો કંગાલખાના તરફ દોડયો. એ રકમની વહેંચણી પૂર્વ કરતાં કંઇ ઉત્તમ થાય તેટલા માટે એ કાર્યમાં મેં કુટણખાનાનાં માલીકની સલાહ પૂછી. તે દિવસ ઉત્સવનો હોવાથી સર્વ માણુસો ખાઇપીને મઝામાં પડયાં હતાં અને ઘણા દારૂ પીને મસ્ત બન્યા હતા. ચોકના એક ખૂણામાં કોઇ એક સુકલો હાડપીંજર માણુસ રસ્તામાંથી એકઠી કરી લાવેલી વસ્તુઓ જુદી પાડતો હતો. તેની ઉમ્મર ૭૦ વર્ષ જેટલી હતી. તે રસ્તામાં પડેલાં ચીંથરાં તથા હાડકાં વીણી લાવી વેચતો અને નિર્વાહ ચલાવતો હતો. તેણે મને કહ્યું કે એ ધંધામાં સારી કમાણી થાય છે. તદ્દન વિપદ્‌–અવસ્થામાં–ભીખારી સ્થિતિમાં માણુસો કેવી રીતે આવે છે તે વિષે તેને પૂછતાં તેણે કહ્યું કે, આળસુ અને દારૂડીયા માણુસોજ ભૂખે મરે છે. આગળ વાત કરતાં કરતાં મારી પાસેના પૈસાની વ્યવસ્થા કરવાની છે એમ તેને જણાયું ત્યારે તેણે બે આનાની માગણી કરી અને હાથમાં પૈસા પડતાંજ તે દારૂની દુકાન તરફ દોડી ગયો. પછી હું ત્યાંથી નીકળી ઘરના માલીક પાસે ગયો અને જેઓ બહુજ કષ્ટમય સ્થિતિનાં હોય તેવાં માણુસ બતાવવા તેને વિનંતિ કરી.

તે મારી સાથે બહાર આવ્યો અને અમે પ્રત્યેક કોટડી તપાસવાનો આરંભ કર્યો. ત્યાં અમે નાના પ્રકારનાં માણુસો જોયાં, તથાપિ અમુક માણુસ સહાયપાત્ર હોવાનો અમે નિશ્ચય કરી શકયા નહિ. છેવટે પેલા માલિકે એક આંધળાનું નામ સૂચવ્યું. ત્યાં જઇ જોયું તો એક એંસી વર્ષનો ડોસો દારૂ પીને આળોટતો હતો અને પાસે ઉભેલી તરૂણ પુત્રીને એટલી ગલીચ્છ ગાળો દેતો હતો કે તે શબ્દ લખી શકાય તેમ નથી. એ દેખાવ જોઇ હું તરતજ ત્યાંથી બહાર નીકળી ગયો. પેલો ઘરનો માલીક મારી સાથે સદ્‌બુદ્ધિથી વર્તવા ઇચ્છતો તેથી સાચો સહાયપાત્ર માણુસ તે મને બતાવી શકતો નહતો; કેમકે તેની ખાત્રી હતી કે આવા ઉત્સવના સમયે તેમાંના કોઇના હાથમાં જે કાંઇ પૈસા પડશે તે દારૂના પીઠામાંજ વપરાશે. પરંતુ મારે તો જેમ તેમ કરીને પૈસાનો વ્યયજ કરવો હતો, એટલે તે વહેંચી નાખીને હું છુટો થયો! તેનો સદુપયોગ થયો કે દુરૂપયોગ તે તો પ્રભુજ જાણે!

મારૂં પરોપકારવૃત્તાંત હવે પૂરૂં થયું છે. એ પછી હું થોડાજ સમયમાં મોસ્કો ત્યજી ગામડામાં ગયો. તે વખતે એ સર્વ હકીકતથી મારૂં ચિત્ત ઉદ્વિગ્ન બની ગયું હતું, સર્વ જગત પ્રત્યે તિરસ્કાર થયો હતો; પણ હું એટલું ન સમજી શકયો કે વાસ્તવિક રીતે મારીજ બુદ્ધિનું એ પરિણામ હતું. મારી પરોપકાર બુદ્ધિનો એ પ્રમાણે અંત આવ્યો, તથાપિ એ સર્વ વૃત્તાંતથી મારા ચિત્તમાં જે

નવા વિચાર જન્મ પામતા હતા તેમાં કંઈ અટકાવ પડયો નહિ. ઉલટા તે બમણા બળથી પ્રકટ થવા લાગ્યા.

૧૨

આ સર્વ હકીકતનો અર્થ શો ?

હું ગામડામાં રહ્યો હતો. ગામડાનું દારિદ્રય કેવું હોય છે તે સારી રીતે જાણતો હતો. ગામડાના નિવાસ દરમીયાન ગરીબો માટે હું કંઈજ કરતો નહતો એવું કંઈ નહતું. રખેને સમજતા કે, હું આ વાત વિનયને ખાતરજ કહું છું; પણ હવે પછી જે સિદ્ધાંત હું કહેવાનો છું તે વાંચકને ગળે ઉતરે તેટલા માટેજ આ સત્ય બીના પ્રસ્તાવના તરીકે કહું છું. ગામડાના નિવાસ દરમીયાન મેં વિશેષ પરોપકાર કર્યો નથી, પણ ગામડીયાઓની માગણીજ એવી જરૂર પુરતી હતી કે તે પૂર્ણ કરવામાં આપણે કંઇ વિશેષ કરીએ છીએ, એવી ભાવનાજ ઉત્પન્ન થતી નહતી; અને એવી સ્થિતિમાં મારા હસ્તે જે કંઇ થોડી ઘણી સહાય થતી તેનો ખરેખરો ઉપયોગ થતો તથા અમારામાં એકંદરે પરસ્પર સંતોષ અને પ્રેમનું બીજ અંકુરિત થતું હતું. આથી મારાં ગામડાંમાં હું ગમે ત્યાં ફરતો પણ મારી શાંતિમાં ખલેલ પડતી ન હતી અને હું સંતુષ્ટ વૃત્તિથી રહી શકતો હતો. હું ધારતો હતો કે શહેરમાં પણ એવુંજ જીવન વહન થશે, પણ ત્યાં હું જે પ્રકારની દરિદ્રતા જોઇ શકયો તે મારી કલ્પના બહારની હતી. **શહેરના દરિદ્રીઓ ઠગ હતા અને તે છતાં પણ ગામડાના દરિદ્રીઓ કરતાં તેઓ વિશેષ દુ:ખી જીવન જીવતા હતા.** શહેરમાં એકજ સ્થળે દરિદ્રીઓનો સમૂહ હોવાથી જોનારને એ દેખાવ અત્યંત ભયંકર દેખાય છે. મોસ્કોનું કંગાલખાનું જોતાંજ મારા જીવનની અયોગ્યતા મારા લક્ષમાં આવી. એ અસર અતિ તીવ્ર હતી. મને હૃદયપૂર્વક લાગ્યું હતું કે મારે મારો જીવનક્રમ તદ્દન બદલી નાખવો જોઇએ; **તથાપિ એવા સ્થિત્યંતર સારૂ હૃદયબળની જે આવશ્યકતા હોય છે તે મારી પાસે નહતી.** દુ:ખીઓનાં દુ:ખો જોઇ મને જે વેદના થતી તેના કરતાં પણ મારી દુર્બળતાની ચિંતા મને વિશેષ સાલતી હતી અને જગત એ તીવ્રતામાં વધારો કરતું હતું. કેમકે ઘણાં માણસો મને એમજ કહેતાં કે શ્રીમંતાઇ અને વૈભવ, એ તો ઈશ્વરી બક્ષીસ હોઇ તેનો ઉપભોગ લેવો એજ આપણી ફરજ છે. જગતના આરંભથી એજ ઉપદેશ ધનવાનોને કાને અથડાય છે. લોકો મને કહેતા કે પોતાના વૈભવને હાનિ પહોંચાડયા સિવાય ગરીબોને મદદ કરી શકાય છે. મારા મનની દુર્બળતાથી એ અસત્ય ઉપદેશ મને રૂચ્યો અને એવે પ્રકારે ગરીબોનો સહાયક બનવાનો વિચાર કરીને તે કાર્યમાં શ્રીમંતો પાસે સહાય માગી. તેમણે પણ મારા ઉદ્દેશ પ્રત્યે શાબ્દિક અનુકંપા દર્શાવી; તથાપિ તે માટે કંઇ

પણ આપવાની તેમની ઇચ્છા તેમને નહતી; અથવા તેમની પાસે જે હતું તેજ તેમને ઓછું પડતું હતું તેથી ગરીબોને આપવા તેમની પાસે કંઇજ નહતું. ÷ આવી સ્થિતિમાં કંગાલખાનાંમાં જઇને મેં જે દેખાવ જોયો તે કેવળ અણધાર્યોજ હતો. તે અખાડામાં મેં બે પ્રકારના લોક જોયા. જેઓ હાથે કામ કરી પેટ ભરતા હતા તેઓને દારિદ્રય સહન કરવાની ટેવ પડી ગઇ હતી. કેવળ દારિદ્રયથી દુર્બળચિત્ત બનેલા કે નીતિભ્રષ્ટ બનેલા માણુસો તેમાં નહતા. તંગીના દિવસો સ્વાશ્રયના આધારથી સંતોષપૂર્વક ગુજારવા માટે જે એક વિશેષ પ્રકારના મનોબળની જરૂર હોય છે, તે બળ મારા કરતાં તેમનામાં વિશેષ હતું; એટલે તેવાઓને તો મદદ થવી શકયજ ન હતી. બીજા પ્રકારનાં લોકો મારા જેવા દુર્બળ હતા. તેમને માટે મદદ મળો કે ન મળો તે સરખુંજ હતું એટલે પછી મદદથી શો લાભ ? તેમનું ખરૂં દુર્દૈવ એજ હતું કે, તેમને મહેનત મજુરી કરવાની ઇચ્છાજ નહતી. ઉદ્યોગ કરવાનું તેમને રૂચતુંજ નહતું. પત્થરમાં લાત મારી પૈસો પેદા કરી ઉદરનિર્વાહ ચલાવીશ, એવી હિંમતના અભાવે તેમની હાડકું નમાવવાની ટેવજ જતી રહી હતી. આવા પરાવલંબી માણુસોને સહાય કરવાથી શું ફળ આવે? તેમના દુઃખનું કારણ ધનનો અભાવ નહિ, પણ મારી માફક મનની દુર્બળતાજ હતી.

કંગાલોના દારિદ્રયની મીમાંસા આવી છે. જે લોકોને સહાયભૂત થવાને હું દોડી ગયો હતો તેઓથી વસ્તુતઃ હું અજ્ઞાત હતો. તેમની સાથે કોઇ પણ પ્રકારે કદિ પણ હું સંબંધમાં આવેલો નહતો, એટલુંજ નહિ પણ મારી દષ્ટિએ તેઓ પરદેશી જેવાજ જણાતા હતા. અમો ઉભયના જીવનક્રમમાં આસમાન જમીન જેટલો ભેદ હતો. આથી તેમનામાં ખરી ખામી શી છે—કેવા પ્રકારની ઉણપ છે તેની કલ્પનાજ મને આવવી અશકય હતી; અને એથી પણ વિશેષ એ હતું કે, એ લોકોનું વેદનામય જીવન કેવળ દ્રવ્યથી ફીટે તેવું નહતું. આ પ્રમાણે જ્યારે મારા મનમાં ચોતરફથી નિરાશા ઉપજી ત્યારે પરોપકારના કાર્યની પૂર્ણાહુતિ કરી મોસ્કોને મે રામરામ કર્યાં.

મારૂં કાર્ય નિષ્ફળ કેમ નીવડયું તેનો ખુલાસો કરવાના હેતુથી એક લેખ લખવાનો મેં વિચાર કર્યો. મને અભિમાન હતું કે એ લેખદ્વારા હું સમાજ સમક્ષ અમૂલ્ય મહત્ત્વની બાબતો રજુ કરીશ; પણ ક્રમે કરતાં તે લેખનકાર્ય સરળતાથી ચાલ્યું નહિ. એ સર્વ આપત્તિનું મૂળ બીજ કયાં છે તેનું ભાન થયા સિવાય

÷ **कोवा दरिद्रो विशाळ तृष्णा** અર્થાત્ પદાર્થો ઓછા પ્રાપ્ત હોવા એ દરિદ્રતા નથી, પણ પ્રાપ્ત હોય તેના કરતાં વધારે મેળવવાની તૃષ્ણા હોવી તેનુંજ નામ દરિદ્રતા છે.

સુસંગત લેખ પણ નજ લખી શકાય તેમાં નવાઇ જેવું નથી. તે વખતે હું ન જાણી શકયો કે **આપત્તિનું એ મૂળ બીજ મારા પોતામાંજ રહેલું** છે. આથી ઇ. સ. ૧૮૮૫–૮૬ સુધી એ લેખ પૂરો થઇ શકયો નહિ.

× × × × ×

ટૉલ્સ્ટૉયના એ લેખનું વિધાન કરવા પહેલાં ઇ. સ.૧૮૮૨માં તેમણે લખેલા બીજા એક લેખના ઉતારો આ સ્થળે આપીશું તો ઠીક થશે. એ ઉપરથી વાંચકને સમજાશે કે સ્વામી અને સેવકના સંબંધ વિષે ટૉલ્સ્ટૉયનો કેવો મત હતો.

" અમારા મુખ્ય નોકરને સહાય કરવા સારૂ અમે એક ખેડુતને નોકરીમાં રાખ્યો હતો; તેને બીજા એક નોકર સાથે તકરાર થવાથી અમે કાઢી મૂકયો. એ પછી તે એક વ્યાપારીને ત્યાં નોકરીમાં રહ્યો અને પોતાના શેઠને સંતોષ આપીને તે હવે સુંદર વસ્ત્ર અને ચળકતા બૂટ પહેરીને ફરે છે. અમારો એક નોકર બહુજ દારૂડીઓ હતો. પોતાનાં વસ્ત્રો પણ નિશાબાજીમાં ગુમાવી દઇ છેવટે તે રસ્તામાં ભટકવા લાગ્યો અને આખરે કંગાલખાનામાં પહોંચ્યો. અમારો રસોઇઓ શહેરમાં આવ્યા પછી દારૂ પીતાં શીખ્યો અને હમ્મેશને માટે ભ્રષ્ટ બન્યો. ગામડાના નિવાસમાં જેણે પાંચ વર્ષમાં દારૂનો સ્પર્શ પણ કર્યો નહતો, તે શહેરમાં આવ્યા પછી પકકો દારૂડીઓ બની ગયો."

" આજ વર્ષે અમારી નોકરીમાં રહેલી એક ખેડુતની છોકરીનો અનિષ્ટ આચાર દ્રષ્ટિએ પડવાથી તેને નોકરીમાંથી કાઢી મૂકી. તે વેશ્યાની સોબતમાં ભળી અને કુંટણખાનામાં પહોંચી. વીસ વર્ષની વય થતાં પૂર્વે ઉપદંશના વિકારથી દવાખાનામાં મૃત્યુવશ થઇ."

" આપણે દારિદ્રયનું ભયંકર સ્વરૂપ જોઇને એ લોકોને સહાય કરવા દોડીએ છીએ; પણ આપણી મોજ તથા અકુદરતી જીવનવ્યવહારને લીધે એ રોગ આપણેજ કેવી રીતે ઉત્પન્ન કરીએ છીએ તથા તેનો પ્રચાર આપણેજ કેવી રીતે કરીએ છીએ, તે જોવા માટે વાંચકો અમારા તરફ અને એવાજ પ્રકારનાં અન્ય કારખાનાં તરફ એક વખત દૃષ્ટિ કરશે તો બસ થશે."

એજ લેખમાં ટૉલ્સ્ટૉય આગળ કહે છે:—

" એ લોકોને અમારા તરફથી મદદ નહિ થવાનું અન્ય એક કારણ તેમની લુચ્ચાઇનું છે. એ માટે હું તેમને ભારે દોષ આપતો હતો. **અન્યપર દોષ ચઢાવવા જેવું સહેલું અને સસ્તું બીજું એકે કામ નથી.** પણ એ સર્વ ગુંચવણ સુટેપ નામના મારા એક ખેડુત મિત્રે ઉકેલી છે. તેણે મને પરાજયનું કારણ સમજાવ્યું છે. તે સમયે મારી આંખોપર અભિમાનની છાયા ફરી વળી હતી—આત્મપ્રતિષ્ઠાની કેફ ચઢેલી હતી. એક દિવસે હું મારી બહેનને ત્યાં ગયો

હતો ત્યારે સુટેપ પણ સહજ ત્યાં આવ્યો હતો. મારા પરોપકારી જીવન વિષે મારી બહેન મને પૂછી રહી હતી અને હું પણ મારી સર્વ યોજના વગેરે તેને કહેતો હતો. અસહાય સ્થિતિનો માણસ આખા મોસ્કોમાં ખોળવો એ નહિ મળવા દઉં, એવા ગર્વભર્યા શબ્દ મારા મુખમાંથી નીકળી ગયા હતા. ત્યાર પછી પણ કેટલીક વાર સુધી એજ વિષયપર વાતો થઇ હતી. સુટેપ વચ્ચે એક બે ખુરશી ખાલી રહેવા દઇ દૂર બેઠેલો હતો. મારી વાત તે મૂગે મોઢે સાંભળ્યા કરતો હતો. સુટેપ એક સાચા દીલનો ખ્રિસ્તી અને પરોપકારનું ખરૂં મૂલ્ય જાણનારો માણસ હતો. એ વાતની મને ખબર હોવાથી મને લાગ્યું કે મારી યોજના એની પસંદગી મેળવશે. એ આશાથી હું તેના વદનપર પસંદગી ખોળવા કદિ કદિ તેના તરફ નજર કરતો હતો. બહારથી હું મારી ભગિની સાથે વાત કરી રહ્યો હતો, પણ વાત સુટેપને ઉદ્દેશીને ચલાવતો હતો. મેં તેના તરફ દૃષ્ટિ કરી ત્યારે મારી વાતનો એકે શબ્દ તેણે સાંભળ્યો છે કે કેમ તે વિષેજ મને શંકા થઇ. તે તો પોતાનાજ વિચારમાં મસ્ત જણાયો, તેની દૃષ્ટિ અર્ધ મીંચાએલી હતી. જાણે કે બહારના જગતને છોડી દઇ આંતરસૃષ્ટિનેજ નીહાળી રહ્યો હોય ! મારી સર્વ વાત પૂરી થઇ પણ તેના મુખમાંથી એકે શબ્દ નીકળેલો ન જોઇ મેં તેને હાંક મારી કહ્યું: ' મારી યોજના તને કેવી લાગે છે ? ' "

" બીલકુલ નિરૂપયોગી. "

" કેમ ?"

" સેવા મંડળ–પરોપકાર મંડળ નિર્માણ કરીને ગમે તેટલો પ્રયત્ન કરશો પણ તેનું ફળ શૂન્યજ સમજવું. ખરેખર ઉપયોગી વસ્તુ તેમાંથી લેશ માત્ર નીકળવાની નથી. "

" તેનું કંઈ કારણ ? હજારોની વાત તો રહી, પણ સો બસોને તો અન્નવસ્ત્રની ઉપાધિથી મુક્ત કરી શકાશે કે નહિ ! ક્ષુધિતને અન્ન અને નગ્નને વસ્ત્ર આપવાની ખ્રિસ્તાજ્ઞા તમે જાણોજ છો, તો પછી તે પ્રમાણે કરવામાં ખોટું શું છે ?"

" હા, હા, બધાએ ઉપદેશ હું જાણું છું; પણ તમે માર્ગ ચૂકયા છો. જે કરવું જોઇએ તેનું તો તમે નામે દેતા નથી. શું એનું નામ મદદ ? તમે ફરવા નીકળો છો, રસ્તામાં એક ભીખારી મળે છે અને હાથ લાંબો કરે એટલે એક બે આના તેના હાથમાં મૂકીને રસ્તે પડો છો. શું એનું નામ મદદ ? તેનું ચિત્ત શુદ્ધ બને તેવી મદદ કરો ! તેના જીવિતનું સાફલ્ય થાય તેવું કંઈ કરો ! તેને પ્રભુનું સ્મરણ થાય તેવું કંઇક કરો ! સામાના મનને ખરાબ સ્થિતિમાં રહેવા દઇને માત્ર તેના દેહનુંજ પોષણ કર્યા કરવું એમાં ખરો પરોપકાર જરા પણ નથી. તમારી મદદનું સાચું સ્વરૂપ એટલુંજ છે કે, મનુષ્યરૂપી ત્યાજ્ય

વસ્તુને તમે તમારાથી દૂર દૂર હડસેલી મૂકો છો; કેમકે તેની ટકટક તમે સહી શકતા નથી અને તે બંધ કરવાનોજ ઉપાય કરો છો, પણ તેથી તેમનું ભલું શું થયું ?"

"છટ્ છટ્ ! અમારા વિચારો તેવા નથી, એ લોકોની ખરી જરૂરીઆત શોધી કાઢી તેજ ફેડવાનોજ ઉદ્દેશ છે. અમે ભીખારીને રોઢીઆં અને નવરાને કામ આપવાના છીએ. અમારે તેમને આળસુ નહિ પણ ઉધોગી બનાવવા છે.'

"પણ એ લોકોને તમે ઓળખતા નથી. તમારી યોજનાથી તેમનું બીલકુલ કલ્યાણ થવાનું નથી."

"ત્યારે શું તમે એમ કહો છો કે, તેમને અન્નના અભાવે મરવા દેવા ?"

"શા માટે મરે ? એવી સ્થિતિમાં કેટલા છે ?"

"પુષ્કળ ! પુષ્કળ ! એકલા મોસ્કોમાંજ અન્નવસ્ત્ર વિના વીસ હજાર માણસ ટળવળે છે તે તમે જાણો છો ? પિટર્સબર્ગમાં છે તે તો જુદાજ !"

મારો ઉત્તર સાંભળીને સુટેપ હસી પડયો. થોડી વારે તેણે કહ્યું: "આખા રૂશીયામાં થઇને આઠ દસ લાખ ઘર હશે, કેમ નહિ ?"

"હોય તો તેનું શું ?"

"તેનું શું ? અરે એતો તદ્દન સહેલું કામ છે. એ બધાને આપણે વહેંચી લઇએ. હું કંઇ શ્રીમંત નથી પણ બે માણસ હુ સંભાળીશ. પેલા કંગાલખાનામાંથી તમે એક છોકરો લાવ્યા હતા ને ? તેને મેં મારી સાથે આવવા કહ્યું, પણ દીકરો નાજ પાડે છે ! એવી રીતે વીસ હજાર તો શું પણ તેથી દસગણાની વ્યવસ્થા પણ થઈ શકશે. જેવી રીતે તેમને રાખવા જોઇએ તેવી રીતે રાખી શકાય તો એમાંના એકને હું રાખું, એકને તમે રાખો અને એમ સર્વ એકેકને રાખે એટલે બસ છે. હું તો તેની સાથે સાથેજ ખાઇશ અને સાથેજ કામકાજ કરીશ. આજે તેને કામની માહીતિ નહિ હોય તો ચાર પાંચ દિવસે તે મળી જશે. તે મારી સાથે ફરશે હરશે અને ભજન પણ કરશે. આવી રીતે સમભાવથી વર્તાય તેનુંજ નામ પરોપકાર અને ખરો ધર્મ. બાકી તમારૂં મંડળ અને એ સંસ્થાને તો નવ ગજના નમસ્કાર આપલા. તેના હાથે તૃણ માત્ર કાર્યસિદ્ધિ થશે નહિ."

"આ પવિત્ર ખેડુતનું સાદું અને સરળ ભાષણ સાંભળી મને તો નવાઇજ લાગી. તેનું કથન તદ્દન યથાર્થ છે, એમ હું સ્પષ્ટ રીતે જોઇ શકયો. તેનો એકે શબ્દ અવ્યવહારૂ નહતો."

"વાત તદ્દન ખરી છે. હું જ્યારે ઉંચી જાતના કાપડનો કિંમતી કોટ પહેરી ગાડી ઘોડા ખેલવતો ખેલવતો જાઉં છું ત્યારે મારા તરફ જોઇ રહેતા ભિક્ષુકના પગમાં પગરખુંએ હોતું નથી. હું દર મહિને કેવળ ઘરભાડાનાજ ત્રણ ચાર હજાર

રૂપિયા ભરૂં છું એ પણ વખતે તે જાણતો હશે. તે એ પણ સમજે છે કે, તેના તરફ હું ચાર પાંચ રૂપરડી ફેંકું છું તે તો કેવળ મારી લહેર તરીકેજ નાખું છું. તે સમજે છે કે, મારી પાસે ધનનો નકામો ઢગલો પડી રહ્યો છે તેથી તેમાંથી ચાર પાંચ રૂપરડી આપવી મારે મન કંઇજ નથી. તે સારી રીતે જાણે છે કે, મેં વગર મહેનતે અનેક પ્રકારે અનેક માણસો પાસેથી એ પૈસો પડાવી લીધેલો છે. આવી સ્થિતિમાં મારી પાસેનું ધન કેવળ અન્યાયપૂર્વકનુંજ છે એમ તેને કેમ નહિ લાગે ! એ પૈસા ઉપર મારૂં સ્વામિત્વ કેમ અને તેનું કેમ નહિ, તેનો સંતોષકારક ઉત્તર તેના મગજમાં ન આવતો હોય તો કંઈ આશ્ચર્ય જેવું નથી. આવી સ્થિતિમાં મારી પાસેથી પૈસો પડાવવાનો કોઇપણ માર્ગ તે સ્વીકારે તો તેમાં તેનો શો દોષ? હું બડબડું છું કે તે ઠગાઇ કરે છે, ખરો ઉત્તર આપતો નથી અને મને મળવાનો પણ પ્રસંગે આપતો નથી; પણ એ બડબડાટનું મૂળ શામાં છે? તેને ઘેર જાઉં છું તો તેના ખાટલાપર બેસવામાં હું હલકાઇ માનું છું. તેમાં રહેલા ચાંચડ અથવા અનેક ચેપી જંતુઓ મને ચડી જશે એવો ભય રાખું છું; તેથી એમજ કહો કે તેને ત્યાં જતોજ નથી અને તેને પણ મારી પાસે આવવા દેતો નથી. આવી સ્થિતિમાં તેના વિરૂદ્ધ હું બડબડું તો તે ન્યાય કયાંનો?"

હમણાં કેટલાંક વર્ષોથી યૂરોપમાં સંપત્તિની વિષમતાનો પ્રશ્ન ભારે થઇ પડયો છે. જે લાખો માણસ ભૂખે ભટકે છે અને ગણ્યાંગાંઠ્યાના હાથમાં સંપત્તિ એકત્ર થઇ રહે છે, તેનો શો ઉપાય કરવો એ પ્રશ્નનો સમર્પક નિર્ણય હજી સુધી કોઇએ આપ્યો નથી. એ પ્રશ્નનો નિર્ણય મેળવવા ટૉલ્સ્ટૉયે પ્રયત્ન કર્યો અને તેમાં તે પરાજય કેવી રીતે પામ્યા, તેનો ઇતિહાસ અહીં પૂરો થાય છે. એ વાત ખરી છે કે એ પ્રયત્નમાં એ ફાવ્યા નહિ; તથાપિ તેથી તેમને જે કંઈ નવો અનુભવ થયો તે અનુભવનો ભાવીજીવનમાં સારો ઉપયોગ થયો હતો. એ અનુભવે એમનું હૃદય વિદીર્ણ બનાવ્યું હતું અને તેથીજ 'આપણે શું કરવું જોઇએ' એ ઉત્તમ પુસ્તક તેમની લેખિનીથી રચાયું.

ટૉલસ્ટૉયે એ પુસ્તકદ્વારા ચોકખેચોકખું જણાવી દીધું છે કે, વર્તમાન યૂરોપની સમાજઘટના એટલી દોષિત છે કે, તે એકદમ અસહ્ય થવા લાગી છે અને તેમાં જો હવે પરિવર્તન નહિ થાય તો પરિણામ શું આવશે તે કહી શકાય નહિ.

ટૉલસ્ટૉય સ્વભાવે ઉતાવળીયા હોવાથી બહુ ઉંડો વિચાર કર્યા વગર માત્ર લાગણીથીજ દોરવાઇને દરિદ્રતા દૂર કરવાના કાર્યમાં પડયા હતા; પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે તેમાંથી પાછા પડયા પછી એ ઉદ્યોગને તિલાંજલિ આપી સામાન્ય ઉપદેશના પંથે પડયા હતા. એ ઉપદેશમાં સામાન્યતઃ ત્રણ ચાર મુદ્દા હતા. શારીરિક શ્રમ કરી ઉદરનિર્વાહ ચલાવવો, વૈભવનો ત્યાગ કરવો, મર્યાદારહિત ખર્ચ

કરવો નહિ, સંપત્તિ સ્વહસ્તમાં રાખવાની હઠ પકડવી નહિ અને જનતાપર જુલમ કરવા નિર્માણ થએલી સરકાર સાથે સહકાર કરવો નહિ. તેમના વિવેચનમાં આટલી વાતો મહત્ત્વની હતી. સ્વાર્થીઓના સ્વાર્થ માટે રચાએલા–કહેવાતા–અર્થશાસ્ત્રની દૃષ્ટિએ તેમણે એ પ્રશ્નનો કદિએ વિચાર કર્યો નથી. અનુભવને અંતે તેમનો એજ મત નિશ્ચિત થયો હતો કે, ભટકતા ભીખારીને દ્રવ્યની જરૂર નથી હોતી. તેને તો ઉદ્યોગશીલ બનાવવો એજ અત્યાવશ્યક છે. એ પ્રશ્નનો નિર્ણય કરવા રૂશીયન સરકાર પણ કદિ કદિ કમીશન નીમવાનું ફારસ કરતી હતી; પણ એવા પ્રકારના સરકારી કે ખાનગી પ્રયત્નને ટૉલ્સ્ટૉય તરફથી કદિ પણ સહાય મળી નહતી. એવાજ પ્રકારના એક કમીશનનું સ. ૧૯૦૯ માં નિવેદન પ્રસિદ્ધ થયાનું સાંભળવામાં આવ્યું, ત્યારે તેમણે પોતાના એક સ્નેહીને કહ્યું: ‘ હવે એ **ભીખારીઓને સહાય કરવાની તમને જરૂર જણાય છે, તે ઉપરથી સાબીત થાય છે કે અત્યાર અગાઉ તમે તેમને ચૂસી નાખેલા હોવા જોઇએ.**’ તેમને એવા પ્રકારના કોઇએ પ્રયાસપર વિશ્વાસ નહતો, તેમાં પણ સરકારની વાત આવતી એટલે તો તે અકળાઇજ જતા–તેમનું ચિત્ત ખળભળી ઉઠતું. એવી ખાનગી બાબતોમાં સરકારનો હસ્તક્ષેપ તે પસંદ કરતા નહિ. તે કહેતા કે, એવા પ્રયાસથી સમાજની માનસિક સ્થિતિની સુધારણા લૂલી બને છે.

ટૉલ્સ્ટૉયના જે વિચારો અનુભવને અંતે દૃઢ થયા હતા તે સર્વને સમાનપણે ગ્રાહ્ય થવા શકય નથી; પણ એ સંબંધમાં તેમણે સમાજ આગળ જે બે તત્ત્વ પ્રગટ કર્યાં છે, તે કંઇ ઉપેક્ષણીય નથી. એ પ્રશ્નોનું તેમણે એવું ઉત્તમ પ્રતિપાદન કર્યું છે કે, તે બાબતોમાં પોતે અજ્ઞાન છે, એમ કહેવાનું સાહસ કોઇ પણ વિચારી માણસ કરી શકે તેમ નથી. બીજું એ છે કે, એ ચર્ચાથી તેમણે સર્વત્ર વિચારજાગૃતિ કરી છે.

એ પ્રશ્ન ફક્ત અર્થશાસ્ત્રનો ન હોઈ તેનો સંબંધ માનવવિચાર તથા માનસિકસ્થિતિ સાથે હોવાથી વસ્તુત: ધર્મવિષયક છે. સમાજમાં ઉચ્ચભાવના સ્થાપિત કર્યા સિવાય તમે ગમે તેટલા પૈસા અન્નવસ્ત્રાદિના દાન ખાતે ખરચો અને ગમે તેટલાં ફંડ અથવા મંડળો સ્થાપો, તોપણ તેથી એ પ્રશ્નનો નિર્ણય હમ્મેશને માટે નહિજ થાય. **ઉચ્ચ વિચારો સમાજહૃદયમાં ઉત્પન્ન કરવામાં વેપારી–સ્વાર્થી દ્રષ્ટિના અર્થશાસ્ત્રના નિયમો કારગત થનાર નથી.** ભૂતસેવા એજ વસ્તુત: સત્ય લાભ છે; અને તે વાત જ્યારે સમાજની પ્રત્યેક નસમાં ઓતપ્રોત થશે ત્યારેજ આત્મિક કલ્યાણ થશે.

રૂશીયન ધર્મપંથના બાહ્યાચાર અને વિધિને સંપૂર્ણ રીતે વશ રહેનાર તથા તેટલાથીજ ધાર્મિક કર્તવ્યની ઇતિશ્રી માનનાર એવાં ઘણાં માણસોમાં ટૉલ-

સ્ટૉયે આ નવી જાગૃતિ ઉત્પન્ન કરી હતી. જે વાત ધર્મના પ્રવચનકારથી કદિ પણ સાધ્ય થઈ નહતી કે સાધ્ય થઇ નહોત, તે ટૉલસ્ટૉયે સિદ્ધ કરી બતાવી હતી. એ કાર્ય માટે અનેક પ્રકારનાં મંડળ સ્થાપન થયાં, એજ ટૉલસ્ટૉયના કાર્યક્ષેત્રનું દૃશ્ય ફળ છે. હા, એવા પ્રકારનાં મંડળોથી ખરૂં કાર્ય કેટલે દરજ્જે થશે એ વાત જુદી છે; અને ખુદ ટૉલસ્ટૉયની માન્યતા એ હતી કે એ રીતે કાર્યસિદ્ધિ નહિ થાય એ પણ ખરૂં છે; તથાપિ ગાઢ નિદ્રામાં પડી રહેલા સમાજને જાગૃત કર્યો, સ્વકર્તવ્યનું ભાન કરાવ્યું અને કાર્યની સત્યદિશા દર્શાવી આપી એ કાર્ય કંઇ ઓછું મહત્ત્વનું નથી.

એવા પ્રકારના સાર્વજનિક હિતનો પ્રશ્ન સરકારે વિચારવો કે નહિ તે વિષે ટૉલસ્ટૉય કહેતા કે, સરકારે તેમાં જરાએ ઉતરવું નહિ. પણ એ કાર્યક્ષેત્ર એટલું વિસ્તૃત છે કે, એ પ્રશ્નનો હમ્મેશનો નીકાલ લાવવાનું કાર્ય એક બે વ્યક્તિથી અથવા નાના મંડળથી થાય તેવું જણાતું નથી, માટે સરકારની સહાયની એમાં આવશ્યકતા છે: પણ સરકાર તે કામ કરે તેવી ન હોવાથી તેને તેમ કરવાની ફરજ પાડવા માટે લોકમતને બળવત્તર બનાવવાની મૂળ ભાવના સમાજજીવનમાં ટૉલસ્ટૉયે ઉત્પન્ન કરી હતી.





# प्रकरण १६ मुं--त्यागनी पूर्व तैयारी.




જો એલેકઝાંડર ગાદીએ આવ્યો ત્યારથી તે ઇ. સ. ૧૮૮૦–૮૫ સુધી રૂશીયાની સ્થિતિ દસે દિશાએથી નિરાશાજનક હતી. રાજકીય, સામાજિક કે ધાર્મિક કોઇપણ બાબતમાં સ્વાતંત્ર્યનું ચિહ્ન નહિ રહેવાથી રૂશીયન રાષ્ટ્રનો કંઠ રૂંધાઇને શ્વાસ બંધ થશે કે શું એવો ભય પુષ્કળ દેશચિંતકોને થવા લાગ્યો હતો. જ્યાં કુદરતી વિકાસ માર્ગ નષ્ટ થાય છે ત્યાં એવુંજ બને છે. વર્તમાનપત્રોને મોઢે સખત લગામ ચઢાવવામાં આવી હતી અને રાજકીય કે ધાર્મિક વિષયની સામાન્ય ચર્ચા પણ રૂશીયન સરકારને કડવી વીખ જેવી લાગતી હતી. રૂશીયન સરકારે પોતાની પ્રજાના સામાન્ય રીતે બે વિભાગ કલ્પ્યા હતા. પોતાની દડપશાહીને સદા ટકાવી રાખવા પ્રયત્ન કરનાર સત્પક્ષ અને તે સિવાયનો બાકી રહેલો પ્રજાભાગ અસત્પક્ષ. અસત્પક્ષ એટલે સરકારને જોખમાવનાર–ઉથલાવી નાખનાર પક્ષ. એ પક્ષના લોકોના બેહાલ કરવા એ કાયદેસર કૃત્ય કર્યું હતું; અને એ અસત્પક્ષની સંખ્યા વિશેષ હોવાથી તેમનાપર નજર રાખવા માટે પુષ્કળ ગુપ્તચર રાખવા પડતા હતા. આથી બાદશાહની કારકીર્દિમાં જાસુસીખાતાનું વિલક્ષણ મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. જુની પદ્ધતિનો અસ્વીકાર કરનાર અથવા પ્રચલિત રાજ્યપદ્ધતિ લોકમતને જવાબદાર બનાવવાનું કહેનાર પ્રત્યેક માણસ અપરાધી ઠરવા લાગ્યો અને તેને ગુન્હેગાર ગણી આ જાસુસીખાતું તેનો ઉચ્છેદ પણ કરવા લાગ્યું.

આવી રીતે સર્વ વાતાવરણ ઝેરી અને તપ્ત બનેલું હતું તેજ સમયે ટૉલસ્ટૉયનો સ્પષ્ટ અને બળવાન વિચારવાયુ વિચરવા લાગ્યો; અને જેઓ એવી તાજી તથા આરોગ્યદાયક હવાના અભાવે મૃતપ્રાય સ્થિતિમાં હતા તેમને નવીન જીવન મળતાં તે પુનઃ બેઠા થયા. પુષ્કળ વિવેકબુદ્ધિ જાગૃત થઇ. તે સમયે સામાન્ય પ્રકારના શુદ્ધ સામાજિક વિષયની ચર્ચાનો પણ અટકાવ હતો; તથાપિ એ પ્રતિબંધને નમ્યું ન આપતાં ટૉલસ્ટૉયે એ વિષયનો ઉહાપોહ શરૂ કરી પોતાના

વિચાર નીડરતાથી જનસમાજ સમક્ષ મૂકયા. વાસ્તવિક રીતે એવી ચર્ચા સમાજજીવનને અત્યાવશ્યક હોય છે. એવા પ્રકારની ચર્ચા ન હોવી એ તો મૃત સમાજનુંજ લક્ષણ છે; પણ એ વાત લક્ષમાં ન લેતાં રૂશીયન સરકારે તેનું મુખ પણ બંધ કર્યું હતું. રૂશીયન સરકારની હઠ એવી હતી કે અમે કહીએ તે કાયદો અને પ્રજાએ તેને માન આપવુંજ જોઇએ; પણ ટૉલ્સ્ટૉયનો તો દઢ નિશ્ચય હતો કે, વિવેકબુદ્ધિ સિવાય અન્ય કોઇ શક્તિની સત્તા સ્વીકારવી નહિ. આથી તે આ સંબંધમાં એ સિદ્ધાંત પ્રમાણેજ આચરવા લાગ્યા. સરકારને કોઝાક સ્વારો અને પોલીસ ફોજપર સર્વ રીતે વિશ્વાસ હતો; ત્યારે ટૉલ્સ્ટૉય એવા જુલમના કટ્ટા શત્રુ હતા. અમેરીકામાં ગુલામગીરી નષ્ટ થવા પૂર્વે પક્ષભેદ ઉદ્ભવ્યા હતા. ત્યાં એક માણુસ પોતાના અન્ય માનવબંધુ પ્રત્યે પશુવર્તન ચલાવે એ મનુષ્યતત્ત્વને લજ્જાયમાન કરનાર છે એમ કહેનારો પક્ષ વીલીયમ ગેરીસને ઉત્પન્ન કર્યો હતો. પ્રચલિત પરંપરાના પડદા પાછળ રહેનારી સરકાર તેના વિરૂદ્ધપક્ષમાં હતી. તેને ધર્મનો ટેકો મળવો જોઇતો હતો, પણ પોતાને આચાર્ય મનાવનારો વર્ગ સરકાર અને જનતાના નાદે નાચનારો હોવાથી તેણે પણ તારૂંએ ખરૂં ને મારૂંએ ખરૂં એવો માર્ગ સ્વીકાર્યો હતો. આવા નિરાશાભર્યા યુગમાં ગેરીસનપક્ષનો ઉદય થયો. એ પક્ષના હાથમાં તલવારનો ન્યાય નહતો અને બંદુકબાર પણ નહતો; પરંતુ ફરજનું ભાન–વિવેકબુદ્ધિનો ભંડાર ભરપૂર હતો. વિરૂદ્ધપક્ષ સરકારના આશ્રયમાં સુરક્ષિત સ્થાને વસ્યો હતો. અંતે ગેરીસનની આકાશભેદી વિવેકવાણી વિજયી બની અને રાક્ષસી બળ ધરાવનારા પક્ષોનો પરાભવ કરી ગેરીસને ગુલામીને ઘોરમાં દફનાવી દીધી.

લગભગ એવીજ પરિસ્થિતિમાં એવાજ પ્રકારની એક ફરજ ટૉલ્સ્ટૉય પર આવેલી હતી. બાદશાહી કથન હતું કે, સર્વ સત્તા ખુદ પ્રભુએ પોતાને અર્પેલી છે અને પુરાણો રૂશીયનપંથ બાદશાહી કથનને સંમતિ આપી બળવાન બનાવતો હતો. ધર્માધિકારીએ બાદશાહના મુખમાંથી નીકળતાં વચન શુદ્ધ મુક્તાફળ હોવાનું જનસમાજના મનમાં ઠસાવવાનો ઉદ્યોગ સ્વીકાર્યો હતો. આવી રીતે વિરૂદ્ધપક્ષમાં ધર્મસત્તા અને રાજસત્તાનાં પ્રચંડ શસ્ત્ર ચમકતાં હતાં અને સામાન્ય જનવર્ગ ઉદાસીન હતો; તોપણ ટૉલ્સ્ટૉયે પોતાના પ્રતિપક્ષને ગેરીસનની માફક ભૂચાટતો કર્યો નહિ, પણ તેના પર પ્રચંડ વજ્રપ્રહાર કરી સખત ઘાયલ કર્યો અને હમ્મેશને માટે તેને અપંગ બનાવ્યો.

ગત પ્રકરણમાં જણાવી ગયા છીએ કે મોસ્કોનું જીવન કટુતર લાગવાથી ટૉલ્સ્ટૉય પોતાનાં સ્ત્રી પુત્રોને પડતાં મૂકી યાસનાયા આવતા રહ્યા હતા. તેમને લાગ્યું હતું કે મોસ્કોમાં વિક્ષિપ્ત થએલું ચિત્ત ગ્રામ્યવાસમાં સ્થિર થઇ શકશે. યાસ-

નાયાથી તેમણે પોતાની પત્નીપર નીચે મુજબ પત્ર લખેલો છે.

"મારી સમજ એવી છે કે, અહીંના શાંતિભર્યા નિવાસમાં મારૂં મન જેટલું સંતુષ્ટ રહે છે, તેટલું અન્ય કોઇ પણ સ્થળે રહેવું શકય નથી. તું પોતે સંસારલીન થઇ ગએલી હોય છે, તેથી તને ગ્રામ્યનિવાસ અને નગરનિવાસ વચ્ચે રહેલા ભેદનો ખ્યાલ થતો નથી. ગામડામાં શું કે શહેરમાં શું, તારી ચોતરફ પ્રપંચ-વ્યવહારનું આવરણ હોવાથી બાહ્ય ઉપાધિનો ભેદ તું જાણી શકતી નથી એ ઠીકજ છે."

"તથાપિ એ વિષયની ચર્ચા પત્રમાં કરવાનું કારણ નથી; કેમકે હમણાં મેં એ વિષે પુસ્તક લખવાનું કાર્ય હાથમાં લીધું છે. તે જો મારા હાથે પૂર્ણ થશે તો તેમાં તું મારા વિચાર વિશેષ સ્પષ્ટતાથી જોઇ શકીશ. મારા જેવા **વિચારમગ્ન સ્થિતિમાં રહેનારા માણસ માટે નગરનિવાસ બહુજ પ્રતિકુલ છે;** કેમકે ત્યાં અહર્નિશ વ્યર્થ વિચારો મગજ સાથે અથડાયા કરે છે અને સાર વગરની રોકાણ પાછળ સમય વહી જાય છે. આમ હોવાથી મારા જેવા માટે બેજ ઉપાય રહે છે. એ વ્યર્થ વિચારો સામે યુદ્ધ કરી તેને નષ્ટ કરવા અથવા તો વાદના પ્રવાહમાં ન પડતાં તેને મૂગી સંમતિ આપવી. પહેલાં કરતાં બીજો ઉપાય અધિક ભયાવહ છે. ગોળમટોળ ઉત્તર આપવો એ તો કાળનો અપવ્યય કરવા સમાન છે. માણસ એક વખત એ વાદના વ્યવહારમાં પડયો એટલે પછી તે તેની જાળમાં પાકો ગૂંચવાઇ જાય છે; તેમાંથી મુક્ત થવાનું અશકય બને છે; અને અંતે તેને લાગે છે કે બસ માત્ર એ વાદવિવાદજ કર્તવ્ય છે! એ રીતે મનુષ્યનું જીવન અર્થશૂન્ય બની જાય છે. માટે વાદવિવાદના વ્યવહારમાં ન પડતાં પ્રત્યેકે પોતા પુરતુંજ સત્ય અસત્ય તપાસી જોવું અને તેમ કરવામાં વાદનો શબ્દ પણ ન ઉદ્ભવે તેની કાળજી રાખવી. પરંતુ એવી ઇચ્છા કરીએ છીએ તો તેને માટે એકાંતવાસ આવશ્યક છે. હા, એ પણ હું જાણું છું કે પ્રત્યેકને મનુષ્યસંઘટન અત્યાવશ્યક છે. એક દૃષ્ટિએ જોતાં મોસ્કોમાં મારૂં જીવન તદ્દન વ્યર્થ ગયું એમ પણ કહી શકાય નહિ. એ નિવાસથી મને પુષ્કળ બાબતનું જ્ઞાન થયું. સામાન્ય જનસમાજનું જીવન હું વિશેષતાથી સમજી શકયો અને વધારામાં સુટેપ, ઑરલોફ જેવાઓનો સ્નેહ પ્રાપ્ત થયો તે જુદોજ; એટલુંજ નહિ પણ જે કનિષ્ઠશ્રેણીના સમાજને દૂરથી જોઇ નિંદતા હતા, તે સમાજે પણ મને ઘણું જ્ઞાન દીધું અને હવે હું એ સર્વ વસ્તુનું પૃથક્કરણ કરી વર્ગીકરણ કરૂં છું. વસ્તીગણત્રીએ અને સુટેપે મને ઘણું શીખવ્યું છે."

ઇ. સ. ૧૮૮૨ ના ફેબ્રુઆરી મહિનામાં ટાલસ્ટોય પુનઃ મોસ્કોમાં આવ્યા; પણ આ વખતે તે અલ્પ સમયમાંજ કંટાળ્યા અને પત્ની સાથે પણ કંઇક ખળ-

ભળ્યા. તરતજ તે યાસનાયા ચાલ્યા ગયા. ત્યાંથી તેમણે લખેલા પત્રનો તેમની પત્નીએ નીચે પ્રમાણે પ્રત્યુત્તર લખ્યો હતો.

" સવારે પથારીમાંથી ઉઠીને જોયું તો આપનો પત્ર મારી પાસે પડેલો દૃષ્ટિએ પડ્યો. તે વાંચીને મને અત્યંત ખેદ થયો અને જીવ ઉદાસ બની ગયો. એ પત્ર ઉપરથી મને લાગે છે કે વ્યાધિ વધતો જાય છે. સર્વ સુખથી વેષ્ટિત થએલો કોઇ માણસ જગતનો નાહક તિરસ્કાર કરે તો તેને શું કહેવું ? ઐહિક જીવનનો માત્ર ખરાબ ભાગજ દ્રષ્ટિમાં આવે અને સારા અંશ તરફ દ્રષ્ટિ ન જાય, તો તેને વ્યાધિનુંજ ચિહ્ન સમજવું જોઇએ. આપે કંઇપણ ઔષધોપચાર કરવો જોઇએ. આપના પત્રનો ભાવાર્થ વાંચીને મને કેટલું દુઃખ થયું છે તે લખી શકાતું નથી. મારી વિનંતિ લક્ષમાં લઈ તપી ન જતાં માનસિક સ્થિતિનો વિચાર કરવા કૃપા કરશો તો કદાચ આપ પોતેજ એ સંકટમાંથી મુક્ત થવાનો માર્ગ ઢુંઢી કાઢશો."

" એવી ઉદાસીનતા આપ ઘણા વર્ષ પૂર્વે પણ ભોગવતા હતા અને વખતે કદિ કદિ આત્મહત્યા કરવાનો વિચાર પણ કરતા હતા; પણ હવે આપના ધર્મ વિચાર પરિપકવ થયા છે, તો પણ અસંતુષ્ટ કેમ રહો છો ? શું આપ પહેલે-થીજ નથી જાણતા કે, ક્ષુધાપીડિત, રોગી, દુઃખી અને દુષ્ટ માણસો પણ આ જગતમાં વસે છે ? એ સ્થિતિ આજે નવીનજ પેદા થઇ છે એમ કંઇ નથી. આપનો દ્રષ્ટિપથ જો સહજ બદલશો તો આપ જોઇ શકશો કે, જગતમાં સુદૃઢ, સુખી અને સદાચારી માણસો પણ પુષ્કળ છે. પ્રભુ આપને જીવન અને આરોગ્ય અર્પે એવી પ્રાર્થના સિવાય વિશેષ શું કરૂં ?"

યાસનાયાના એકાંત જીવનથી ટોલસ્ટોયનું ચિત્ત પુનઃ સ્થિર થયું અને થોડા દિવસે નીચેનો પત્ર લખ્યોઃ—

" તમારો પત્ર વાંચીને ઘણો આનંદ થયો. મારા વિષે એટલી બધી ફીકર રાખશો નહિ. તમારા વર્તનથી મારૂં ચિત્ત અસ્વસ્થ થવાની કલ્પના પણ ન કરશો. ક્ષમા એ અત્યંત ઉપકારકારક ભાવના છે. જેના ચિત્તમાં ક્ષમાને સ્થાન છે તેને કોઇપણ બાબતનો ભય નથી. હું પણ તમારી પેઠે મારા હૃદયમાં ક્ષમા વધારતો ચાલું છું; અને કોઇપણ બાબતમાં તકરાર કરવા નથી ઇચ્છતો. મોસ્કોના નિવાસે મને ઘણું જ્ઞાન આપ્યું છે. તેં તો મને યોગ્ય કર્તવ્યનું ભાન કરાવ્યું છે અને મારો કર્તવ્યપથ દર્શાવ્યો છે. મારામાં જો કંઇ પણ કર્તૃત્વ અથવા કંઇપણ શક્તિ હોય તો તેનો ઉપયોગ કેવી રીતે કરવો, તે મને મોસ્કોએ શીખવ્યું છે; એ સિવાય તેણે બીજો ઉપકાર એ કર્યો છે કે, તમારો અને મારો સ્નેહ વિશેષ દૃઢ કર્યો છે."

" મને ભય લાગે છે કે તમારા અને મારા જીવનના સ્વરૂપની અદલાબદલી થાય છે કે શું ?"

" અત્યાર સુધી મારા તરફથી વ્યાધિનો પોકાર હતો, પણ હવે તે સ્થિતિ તમોને પ્રાપ્ત થઇ છે અને તમારી સુદૃઢ અને સુખી સ્થિતિ મને પ્રાપ્ત થતી હોય એમ લાગે છે. પ્રેમ સિવાય મને અન્ય શી અપેક્ષા હોય ? મને એકાંતવાસની આવશ્યકતા હતી, અને એથી હવે હું પાછો તાજો બન્યો છું તથા તમારા પ્રેમ-પૂર્ણ શબ્દોથી મારૂં હૃદય આનંદિત બન્યું છે. "

આ પછી ફરીથી થોડા દિવસે ટોલ્સ્ટોય મોસ્કો ગયા ત્યારે તેમને એક 'નિકોલસ ગે ' નામના સુપ્રસિદ્ધ ચિત્રકારનો પરિચય થયો અને પરિણામે ગાઢ મૈત્રી બંધાઇ. એ ચિત્રકારના સહવાસથી તેઓ સુખી થયા અને તેમની ધર્મબુદ્ધિ પણ વિકાસ પામી. એ ચિત્રકાર ધાર્મિક બુદ્ધિવાળો હતો. તે ચિત્રનો ધંધો ત્યજી દઈ મધ્ય રૂશીયાના એક ગામમાં એકાંતે રહેતો હતો. તેણે પ્રસિદ્ધ કરેલી સ્મૃતિમાં નિમ્ન લિખિત હકીકત છેઃ—

" મોસ્કોની વસ્તીગણત્રી નામનું ટોલ્સ્ટોયકૃત પુસ્તક ઇ. સ. ૧૮૮૨ માં મારા હાથમાં આવ્યું. એ લેખમાંથી મને ઉપયોગી ઉપદેશ મળી આવ્યા; તેમાં ' પછાતવર્ગ પ્રત્યે આપણામાં પ્રેમનો અભાવ એજ તેમની દુર્દશાનું ખરૂં કારણ છે !' એ વાકય મારી દૃષ્ટિએ પડયું. "

" એથી એક શ્વાસના ઢગ પર ચીણગારી પડે તેવું મને થયું. એ વાકયે મારા ધુમાતા હૃદયમાં જ્વાલા પ્રકટાવી. મારા મનને એમજ થયું કે જાણે મોસ્કો જઇ એ સત્પુરૂષનું દર્શન કરી તેને ભેટી પડું. "

" હું મોસ્કોમાં આવ્યો. ચિત્ર માટે કપડું અને રંગ ખરીદી ટોલ્સ્ટોયને ઘેર ગયો. દૃષ્ટિની તૃષ્ણા પૂર્ણ થતાં સુધી મેં તેમના તરફ જોયા કર્યું. તેમને આલિંગન કરી મેં કહ્યું: ' લીયો, તમે કહો તે કરવા હું આવ્યો છું. તમારી પુત્રીનું ચિત્ર કાઢું ? ' તેમણે કહ્યું: ' નહિ, નહિ, તમારે છબી કાઢવી હોય તો મારી પત્નીની કાઢો. ' મેં તે પ્રમાણે ચિત્ર તૈયાર કર્યું.÷ તે ક્ષણથી મને ખાત્રી થઇ કે મને અપૂર્વહૃદયી બંધુ મળ્યો છે. લીયોમાં મારી ભક્તિ દૃઢ બની. તેમણેજ મને અંધકારમાંથી પ્રકાશમાં દોર્યો. હું આખા જીવનથી કોને ઢુંઢી રહ્યો હતો તે મનેજ સમજાયું નહતું. એ અજ્ઞાત ધ્યેય તેમણે મને બતાવ્યું. અમે બન્ને સમહૃદયી છીએ એવી ખાત્રી થઇ. એ પછી એક મહિના સુધી હું હમ્મેશ લીયોના દર્શન માટે જતો રહ્યો હતો."

ટૉલ્સ્ટૉય અને ' ગે ' એ ઉભયમાં ઘણા અંશે ગુણસામ્ય હતું. ઉભયની મૈત્રી ઇ. સ. ૧૮૮૨ થી ઇ. સ. ૧૮૮૪ સુધી એટલે ' ગે ' ના મરણ સુધી

÷ ગેની પત્નીની નોંધમાં ખૂદ ટૉલ્સ્ટૉયના ચિત્રની હકીકત છે તેનો આ નોંધમાં ઉલ્લેખ જણાતો નથી. ગેની પત્નીના કથનની હકીકત આગળ આવશે.

રહી હતી. ઉભય સાધારણ રીતે સમાન વયના હતા અને પ્રત્યેક પોતપોતાની યોગ્યતાને અનુસરી મહદ્દકાર્ય કર્યાં હતાં. કીર્તિલાભ ઉભયને મળ્યો હતો. **ફક્ત દ્રવ્ય અથવા કીર્તિજ માનવજીવનનું સાફલ્ય નથી,** એ ભાવના પણ ઉભયમાં સમાનરૂપે ઉત્પન્ન થઇ અને ખરૂં સાફલ્ય શામાં છે તેની શોધમાં બંને હતા. સત્યના આ બંને શોધકોને સરખાંજ સંકટ સહેવાં પડયાં હતાં. છેવટે એજ શોધના પ્રવાસપથની એક ધર્મશાળામાં તે પરસ્પર ભેટયા, પરસ્પરના દર્શનથી સંતુષ્ટ થયા અને તેમનો સ્નેહ અંત સુધી ટકી રહ્યો.

એજ વર્ષે ટૉલસ્ટૉયને બીજો એક સ્નેહી મળ્યો. તેનું નામ ' નીહેલસ્કી ' હતું. ઇ. સ. ૧૮૮૫ માં ટૉલસ્ટૉયે જ્યારે શિક્ષણવિષયક ચર્ચા કરી હતી; ત્યારે તેણે ટૉલસ્ટૉયના વિચારનું સારૂં સમર્થન કર્યું હતું. નીહેલસ્કીએ ટૉલસ્ટૉય વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

" ટૉલસ્ટૉયનું જીવન તદ્દન સાદું એટલે લગભગ ગામડીયા જેવું હતું; તથાપિ તેમની પ્રતિભા એવી હતી કે, દૃષ્ટિ ભેગી થતાંજ કોઇપણ માણુસ તેમનાથી અંજાઇ જતો. **સભ્યતા અને પવિત્રતા એ કાંઇ વ્યાકરણમાં અને બૂટ મોજામાં સમાએલી છે એવું નથી.** "

" વાત કરતાં કરતાં અમારો સંવાદપ્રવાહ સામાજીક સ્થિતિ તરફ ઢળ્યો. છેવટે એ વિચાર અટકી બાદશાહ ઝારને લખેલા પત્રનો વિષય નીકળ્યો. એ પત્ર ટૉલસ્ટૉયે બાદશાહના પિતાનું ખૂન થયું તે પ્રસંગે લખ્યો હતો. કાઉંટે મને એ પત્રની સર્વ હકીકત કહી. તેમની મનોવૃત્તિ વિષે આ પૂર્વે મેં જે કલ્પના કરી હતી તે આ મુલાકાતમાં સત્ય લાગેલી જોઈ મને આનંદ થયો ! એ પછી અનેક વખત મોસ્કો જવાનો પ્રસંગ આવ્યો હતો અને તે પ્રત્યેક સમયે હું તેમને મળવાનું ભૂલ્યો નહોતો. બોલવા ચાલવામાં એમના જેવો સીધો સાદો માણુસ ભાગ્યેજ મળી આવે છે. કોઇ એક વિષયપરત્વે અમારો મતભેદ તીવ્ર સ્વરૂપ પામતો જણાતો કે તરતજ તે શાંત થઇ જતા, અને વચ્ચે થોડીવાર બીડી પીવામાં વ્યતીત કરી પુનઃ ચર્ચા આરંભતા; આથી અમારી ચર્ચા કંઈ પૂર્ણ થતી નહતી, તથાપિ અલ્પ કાળવ્યયના પરિણામે અમારાં ચિત્તની તપત શાંત થઈ જતી હતી."

ટૉલસ્ટૉયના સર્વ સ્નેહીઓમાં સ્ટ્રૉહૉફ મુખ્ય હતો. ટૉલસ્ટૉય વિષે સ્ટ્રૉહૉફના હૃદયમાં પૂર્ણ પૂજ્યભાવ હતો અને તેમના કેટલાક વિચાર પણ તેને માન્ય હતા; તથાપિ કેટલીકવાર મતભેદ થતાં સ્ટ્રૉહૉફ તેમની સાથે સખત વાદવિવાદ કરતો અને કેટલેક પ્રસંગે પોતાનો મત ટૉલસ્ટૉય પાસે સ્વીકરાવતો.

આ સમયે ટૉલસ્ટૉયનું મન ધર્મવિચારમાં ગૂંથાયું હતું, પણ તેમનું અંતઃકરણ અષ્ટાવધાની હોવાથી અન્ય બાબતોથી તે મુકત થયું નહતું. ઇ. સ. ૧૮૮૨ના

એપ્રીલમાં કાઉંટેસને લખેલા પત્રમાં તે જણાવે છેઃ—

"આજે સવારે હું ફરવા ગયો ત્યારે પ્રાતઃસૌંદર્યથી મારૂં ચિત્ત બહુજ શાંત અને આનંદી બની ગયું. વૃક્ષોપર હવે કળીઓ આવેલી હોઇ મધુમક્ષિકાઓ તેની પ્રદક્ષિણા કરતી દેખાય છે. પક્ષીઓનું મધુર ગાન પણ ખૂબ સંભળાય છે. જ્યાં જોઇએ ત્યાં લીલીછમ હરીયાળી તથા પક્ષીઓ અને મધમાખીઓના સમૂહના સમૂહ! પોલીસનું અશુભ દર્શન અહીં થતું નથી; અમુક હદમાંજ ચાલવાની ફરજ પાડનાર ફૂટપાથ નથી; ગાડીવાનના આજ્ઞાર્થ કર્કશ શબ્દ સંભળાતા નથી અને ગટરની દુર્ગંધી પણ ક્યાંએ નથી. આવી સ્થિતિમાં આનંદની શી ઉણપ હોય? તને અને નાનાં બાળકને મોસ્કોમાં પુરી રાખવાં પડયાં છે તે માટે દિલગીરી થાય છે. જો તું બાળકોને લઇને સત્વરે અહીં આવીશ તો મોટાં બાળકો સાથે હું મોસ્કો રહીશ. મને મોસ્કોના નિવાસમાં પણ હવે વિશેષ કષ્ટ નહિ થાય. જ્યાં સુધી મારા વિચારો કોઇ ઝુંટવી લે નહિ ત્યાં સુધી કોઇપણ સ્થળ મારા માટે સરખુંજ છે. શહેરની હવાની મારી પ્રકૃતિપર ખરાબ અસર થતી નથી; પણ નાનાં બાળકોને અને તને અપાયકારક થાય છે એમાં કંઇ પણ શંકા નથી."

ઉક્ત પત્રમાં ટૉલસ્ટૉયે સૂચવ્યા પ્રમાણે કાઉંટેસ નાનાં બાળકોને લઇને યાસનાયા આવ્યાં અને ટૉલસ્ટૉય મોસ્કો રહ્યા. આ વખતે તેમના મનમાં 'પાપ સ્વીકાર સત્યનિવેદન' નામનું પુસ્તક એક માસિકમાં છપાવવાનો વિચાર ઘોળાતો હતો. એ પણ મોસ્કોમાં રહેવાનું એક કારણ હતું; પરંતુ ટૉલસ્ટૉયની એ યોજના ધર્મખાતાના પરીક્ષકે સફળ થવા દીધી નહિ. એ પ્રમાણે ખુલ્લી રીતે એ પુસ્તક પ્રકાશમાં આવ્યું નહિ; પણ તેની હસ્તલિખિત નકલો, ગુપ્ત રીતે શીલાછાપદ્વારા નીકળેલી પ્રતો અને અન્ય સાધનોથી બનેલી પ્રતોનો પ્રચાર એ પૂર્વેજ થઇ ગયો હતો. અંતે એ પુસ્તક જીનીવામાં એક પ્રકાશકે રૂશીયન ભાષામાં છાપ્યું અને ત્યાર પછી અનેક ભાષામાં તેનાં ભાષાંતર થયાં.

ઘણાઓએ જણાવ્યું છે કે, ટૉલસ્ટૉય શૂન્યવાદી અથવા નિર્વાણવાદી હતા; પણ તેમના વર્તનમાં એ વિચારનો લેશમાત્ર આધાર મળતો નથી. તેમણે જીવનમાં અતુલનીય કષ્ટ સહ્યું, સંપત્તિ ત્યાજ્ય માની, ઐહિક સુખને તિલાંજલિ આપી અને સ્વમત ખાતર ઇષ્ટમિત્ર ખોયા: તેપરથી કંઈ એમ ન કહી શકાય કે, તે શૂન્યવાદી હતા. તેમણે અનેકપર સખત ટીકાઓ કરી તેમનાં દીલ દુભવ્યાં હતાં; તેની સાથે એ પણ ખરૂં છે કે તેમણે અનેક ઉપર મહદ્ ઉપકાર કર્યા છે. સ્વભાવે તે અતિ દયાળુ હતા. કયારેય પણ સર્વ માનવકુલમાં પરસ્પર બંધુભાવ પ્રવર્તશે, એ આશાવાદના તેઓ પૂજારી હતા. તેમની ચોતરફનું વાતાવરણ આનંદિત બની જતું એવો અનુભવ અનેકને અનેક વખત થયો છે. જો એ આશાવાદનો અર્થ એવોજ

થતો હોય કે, પરાર્થને હાનિ પહોંચાડીને પણ સ્વાર્થ સાધવો, તો તે આશાવાદ તેમને કદિપણ માન્ય નહતો. તેમનો મત એવો હતો કે, સ્વાર્થનો ભોગ આપીને પણ પરહિત સાધવું અને તેજ પ્રમાણેનું તેમનું વર્તન હતું. તે પોતેજ પોતાનો અનુભવ વ્યક્ત કરતાં કહે છે કે, **પરહિત માટે નિઃસ્વાર્થપણે કરેલા શ્રમથી થતો આનંદ અલૌકિકજ બને છે.**

ટૉલસ્ટૉયની ગૃહગમ્મતમાં 'ટપાલ પેટી' નો ઉલ્લેખ કરવા જેવો છે. યાસનાયામાં તેમના પોતાના કુટુંબ સિવાય તેમનાં પત્નીનાં પીયરનાં માણસો અને તેમના કેટલાક સ્નેહીઓ પણ સહપરિવાર બબે અઢી અઢી મહિના આવી રહેતા હતા. એવો પ્રસંગ આવતાં ઘરમાં તરૂણ છોકરા છોકરીઓનું મોટું ટોળું બની જતું. એ મંડળમાં અંદર અંદર પુષ્કળ ઠઠ્ઠા મશ્કરી ચાલતાં અને તેમનો કેટલીક વખતનો વિનોદ લખી લેવા જેવો બનતો. એ મંડળે ઘડીભર ગમ્મત માટે એક 'ટપાલ પેટી' સ્થાપી હતી. ઘરનાં માણસોમાંનાં ગમે તેને ગમે તે હકીકત લખીને તેમાં નાખવા છૂટ હતી; અને રવિવારે એ પેટી ઉઘાડી તેમાંના સર્વ પત્રોનું વાંચન થતું. લેખ નીચે સહી કરવાની શરત રહેલી નહિ હોવાથી તેમાં લખનાર પૂર્ણ છૂટથી લખી શકતો હતો. તેમાં પદ્યભાગ પણ આવતો. કેટલાક લેખ શોકપૂર્ણ હોય તો કેટલાક હાસ્યમય હોય અને કેટલાક વર્તમાનપત્રની પદ્ધતિના અને વર્તમાનપત્રની ચેષ્ટા કરનાર પણ નીકળતા. એ ટપાલપેટીમાં ટૉલસ્ટૉય પણ કેટલીક વખત કંઇક લખી નાખતા. વાંચન સમયે સર્વ પત્રો તે લક્ષપૂર્વક સાંભળતા અને તેમાં તેમને ગમ્મત પણ મળતી.

શિયાળામાં સર્વ કુટુંબને મોસ્કોમાં રહેવાનું નક્કી કર્યું; ત્યારે બીન સગવડવાળા ભાડાના ઘરમાં રહેવા કરતાં માલકીનું ઘર હોય તો ઠીક, એમ ધારીને તેમણે એક ઘર વેચાતું રાખ્યું. એ ઘર જુની પદ્ધતિનું હતું. ચોતરફ વિશાળ બાગ હોવા સાથે ચોકમાં એક સારો કુવો હતો. ટૉલસ્ટૉયે એ ઘરમાં કેટલોક સુધારો વધારો કરી પોતાને જોઇએ તેવું બનાવી લીધું.

સ્ટ્રૉહૉફ તા. ૫ નવેમ્બરના રોજ પોતાના મિત્રને લખેલા પત્રમાં જણાવે છેઃ—

"ટૉલસ્ટૉય મજામાં છે. તેમણે મોસ્કોમાં એક ઘર લીધું છે. હમણાં હિબ્રુભાષાનો અભ્યાસ કરે છે. તેમની વૃત્તિ અતિશય ભાવનામય હોવાથી તેમના મનની સ્થિતિ કયા વખતે બગડશે તે કંઇ કહી શકાતું નથી."

આજ અરસામાં ટૉલસ્ટૉયે ઍલેક્ઝીએફને લખેલા પત્રમાં પોતાના કુટુંબ વિષે નીચેની હકીકત આપી છેઃ—

"ઘરમાં કેટલાંક માણસો માંદાં હતાં તે હવે સારાં થયાં છે અને પૂર્વ પ્રમાણે ચાલતું થયું છે. સર્જેસનો અભ્યાસ જોરમાં છે. તેની અદ્યાપિ એવી

સમજ છે કે વિશ્વવિદ્યાલય જ્ઞાન આપે છે. ટાશીયાના હજી સર્વ બાબતમાં અપૂર્ણ છે, તથાપિ તે બગડવાને બદલે સુધરતી જાય છે એ ઠીક છે. ઇલીયા પાકી આળસુ છે. લીયો અને મેરી સારાં છે. મારા સ્વભાવની ઉગ્રતા મોટા પુત્રે સ્વીકારી છે તેવું એમણે કર્યું નથી તેથી તેમના કરતાં એ બે બાળક વિશેષ કોમલ સ્વભાવનાં છે. મારી વૃત્તિ ઘણીજ શાંત છે; તથાપિ આજુબાજુ વ્યર્થ આચારનો જયજયકાર જોઇ ખરાબ લાગે છે. ઇશ્વરનીજ યોજના એવી જણાય છે કે, તેમનું સર્વ અનુપયોગીપણું હું સ્પષ્ટ રીતે જોઇ શકું અને તેમને તે બીલકુલ જણાય નહિ તેમજ તે પોતાની ભૂલો પણ જોઇ ન શકે. આ પ્રમાણે અમે એકત્ર રહેવા છતાં પરસ્પર અપરિચિત બન્યાં છીએ. **તેઓ મને મૂર્ખ સમજી હસે અને હું તેમને ગાંડામાં ગણ્યા કરૂં, એમ ચાલ્યા કરે છે; પરંતુ તે રહ્યાં વધારે અને હું પડયો એકલો. આથી તેમના ઉન્મત્તપણાનોજ જયજયકાર થાય** છે. બહારથી તેઓ આનંદી અને હું દુઃખી જણાઉં છું. હમણાં હું હિબ્રુ ભાષાનો અભ્યાસ કરૂં છું અને તેમાં મેં ઘણી પ્રવીણતા સંપાદન કરી છે. મારા શિક્ષકનું નામ 'માયનર' છે. તે બહુ સજ્જન છે. હું એ ધૂનમાં પડયો છું, તે મારી ચિત્તશાંતિની દૃષ્ટિએ ઘણુંજ સારૂં થયું છે. દિવસાનુદિવસ હું શરીરે વિશેષ અશક્ત થતો જાઉં છું અને હવે મૃત્યુનું શરણુ લેવાની ઇચ્છા પણ થઇ છે. હું સમજું છું કે, એ ઇચ્છા અતિ ખરાબ છે; પણ તેવો વિચાર ઉદ્ભવ્યા સિવાય રહેતો નથી. મારો એ જુનો વ્યાધિ પાછો જાગૃત થયો કે શું તે કોણ જાણે ?"

"પ્રિય મિત્ર ! રામ, રામ ! અંતર્મુખતા સમગ્રે મને જે સુખ થાય છે તે પ્રભુ તને હમ્મેશ આપે એટલીજ તેની પાસે યાચના છે. એ સુખથી અધિક મહત્ત્વની વસ્તુ આ જગતમાં શી હોઇ શકે ?"

બાઇબલની મૂળ સંહિતા વાંચી શકાય એ ઉદ્દેશથીજ ટૉલસ્ટૉયે હિબ્રુનો અભ્યાસ શરૂ કર્યો હતો. હમ્મેશની ટેવ પ્રમાણે એ કામ હૃદયપૂર્વક થવાથી થોડાજ વખતમાં તેમણે તેમાં નિપુણતા પ્રાપ્ત કરી. ખૂદ માયનરે કબૂલ કર્યું છે કે મૂળસંહિતા વિષે તેમણે લખેલી ટીકા કેટલેક સ્થળે મૂળ કરતાં પણ અધિક સ્પષ્ટીકરણાત્મક અને અધિક અર્થવાહક હતી. અભ્યાસની સખત મહેનતથી તેમનું શરીર હવે દિવસે દિવસે ઘસાતું ચાલ્યું. કાઉંટેસ પોતાની ભગિનીને લખેલા પત્રમાં જણાવે છેઃ—

"લીયો હિબ્રુનો અભ્યાસ કરે છે તેથી મને ઘણું માઠું લાગે છે. કેટલીક વખત તે એકાદ ક્ષુદ્ર બાબતમાં પણ પોતાની સર્વ શક્તિનો વ્યય કરી નાખે છે. એ અભ્યાસનો જ્યારથી આરંભ થયો છે ત્યારથી તેમનું શરીર અને મન બન્ને ક્ષીણ થતાં જાય છે, એમ જોઈ મને અતિ દુઃખ થાય છે. મારૂં દુઃખ મનમાં

સમાઇ શકતું નથી. હિષુ સિવાય હવે તેમને અન્ય કંઇજ સુઝતું નથી. તેમનું ગ્રંથકર્તૃત્વ અસ્તાચળે પહોંચ્યું લાગે છે. ખરેખર મહાન ઘાતજ થયો છે."

આ સમયે ટૉલસ્ટૉયની વૃત્તિ અને જીવન સાધારણ રીતે કેવાં હતાં તે નીચેના ઉતારાપરથી સમજાશે.

'એમેરીકન' કહે છેઃ—"આ વખતનું ટૉલસ્ટૉયનું જીવન સામાન્ય જનસમૂહ કરતાં અને તેમના પોતાના કુટુંબના જીવન કરતાં પણ ભિન્ન પ્રકારનું હતું. તેઓ દૃઢતાપૂર્વક માની રહ્યા છે કે **શ્રીમંત કુટુંબનું વર્તન છેકજ પાપપંકમાં ડૂબેલું હોય છે.** એક દિવસે તેમણે ઘરના સ્ત્રીવર્ગને કહ્યું: 'આવું વર્તન તમને ગમે છેજ કેમ? એ વર્તનથી તમને શરમ નથી આવતી? છાતીનો લગભગ અર્ધો ભાગ ખુલ્લો રહે એવો પોષાક પહેરીને તમે કડકડતી ટાઢના દિવસમાં નાચમાં જાઓ છો. નાચગૃહમાં સઘડીઓની ગરમી પુષ્કળ હોય છે એટલે તમને કંઇ નહિ લાગતું હોય; પણ તમારા ગાડીવાળાને સવારમાં ચાર વાગતાં સુધી બરફ પડતો હોય છે તેવી ખુલ્લી જગામાં ઉભું રહેવું પડે છે, તે માટે તમને કંઈજ લાગતું નથી? અરે, તેને બે માયા ભર્યા શબ્દો તો આપો."

"તેમનું આ કહેવું મને ચમત્કારિક લાગ્યું, પણ તેમાં રહેલા સત્યનો અસ્વીકાર શકય નહતો. **આળસમાં સમયનો વ્યય કરનાર શ્રીમંતો કેવળ પોતાના વૈભવને માટે ગરીબોને ગમે તેવી રીતે અફળે એ બહુજ ખરાબ છે,** એ વાત કોણ નાકબૂલ કરી શકે? તેઓ ઉક્ત શબ્દ ઉચ્ચારતા હતા તે વખતે તેમનું હૃદય કેટલું વિદીર્ણ થતું હતું તે તેમના મુખપરથી સ્પષ્ટ જણાતું હતું. ટૉલસ્ટૉય જેવો સ્પષ્ટવકતા આવી રીતે ઘરની સ્ત્રીઓના કાન ઉઘાડે તેમાં મને કંઇજ નવાઈ લાગતી નથી."

"તમે સાહિત્યકલાનો ત્યાગ કર્યો તે બહુ ખરાબ કર્યું એમ મેં જ્યારે તેમને કહ્યું, ત્યારે તેમણે કહ્યું: 'આ સ્તુતિ કોના જેવી છે તે જાણો છો? એક ફ્રેંચ વારાંગના ઘરડી થતાં તેનો પ્રેમી તેની યુવાવસ્થાના દિવસોનું સ્મરણ કરી તેને કહે છે, 'તે વખતે તારા ઝભાનો છેડો ઉંચો કરીને તું ગાવા લાગતી કે શ્રોતા અને પ્રેક્ષકો બેભાન બની જતા.' તમારી સ્તુતિ પણ એવીજ છે!' ટૉલસ્ટૉયનો ઉત્તર સાંભળી ચૂપકી પકડયા સિવાય મારા માટે અન્ય માર્ગજ નહતો."

ટૉલસ્ટૉયની રહેણી કેમ બદલાતી ગઇ અને શ્રીમંતીનો બાહ્ય આચાર તેમણે કેમ છોડયો તે ઉક્ત ઉતારાપરથી લક્ષમાં આવે છે. એ બાહ્ય દેખાવની સાથે તેમણે ધીમે રહી પોતાની પદવીનો પણ ત્યાગ કર્યો. એ માટે તેમણે વર્તમાનપત્રોમાં સ્તુતિના લેખો લખાવ્યા નહતા અથવા તે વિષે સ્નેહીમંડળ સમક્ષ ઉચ્ચાર પણ કર્યો નહતો. એક દિવસે એક ખેડુત તેમને મળવા આવ્યો હતો.

'કાઉંટ સાહેબ' એટલા શબ્દ તેના મુખમાંથી બહાર પડતાંજ તેમણે તેની પાસે જઈ કહ્યું: 'ભાઇ, આજથી હું 'યતિ લીયો નીકોલીવીચ્' છું;' એટલું બોલીને તરતજ પોતાના કામે વળગ્યા.

આ સમયે 'એંગલહાર્ટ' નામના એક ગૃહસ્થ તરફથી ધર્મવિષયક એક પત્ર ટૉલ્સ્ટૉયપર આવેલો હતો. ટૉલ્સ્ટૉય તેને એ પહેલાં કદિ ઓળખતા નહતા. એ પત્રનો સંપૂર્ણ ઉત્તર ટૉલ્સ્ટૉયે લખ્યો અને એ વખતથી નિબંધાત્મક પત્ર લખવાનો આરંભ થયો. એ પછી એવાજ પ્રકારના ગંભીર વિષયપરત્વે ઘણા પત્ર તેમણે લખ્યા અને તેની શિક્ષાપર છપાઇ પ્રતો નીકળી તેમના વિચારોનો જોરથી પ્રચાર થવા લાગ્યો. તેમના એ પત્રો અને એવાજ પ્રકારના બીજા લેખો રૂશીયામાંથી બહાર જતાંજ તે રૂશીયન ભાષામાં છપાતા અને તેનાં ભાષાંતર અનેક ભાષામાં પ્રકટ થતાં; પણ મૂળ રૂશીયન લેખ અથવા તેનાં ભાષાંતરાદિ કોઇ-પર પણ નજર રહેતી નહિ હોવાથી અનેક વખત હકીકતમાં વિસંગતપણું થઇ વાંચક ગોટાળામાં પડતા; પણ તે માટે સ્વાભાવિક રીતેજ ટૉલ્સ્ટૉય જવાબદાર નહતા. તેમના મનની સ્થિતિ એ વખતે કેવી હતી તે 'એંગલહાર્ટ' પર લખેલા નીચલા પત્રથી ધ્યાનમાં આવશે.

" પ્રિય એંગલહાર્ટ ! હું તમારા માટે 'પ્રિય' સંબોધન યોજું છું, તે કેવળ વિવેક માટે નથી. તમારા એ પત્રો પહોંચ્યા પછી મારી દૃઢ ભાવના થઇ છે કે, તમે એક ખરેખરા સહૃદય પુરૂષ છો તેથીજ એ સંબોધન કર્યું છે. તમારા વિષે મારા ચિત્તમાં સાચો સ્નેહ ઉત્પન્ન થયો છે. મારે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે, તમારા પર પ્રેમ કરવામાં થોડોક અહંકાર પણ કારણભૂત છે. તમને કદાચિત્ એમ ન લાગે પણ સત્યસ્થિતિ એવીજ છે. તમને કલ્પના પણ નહિ થાય કે, હું આ વિશાળ જગતમાં એકલો કેમ પડયો છું અને મારી આજુબાજુનાં માણસો મારો તિરસ્કાર કેમ કરે છે? પણ મારી ખાત્રી છે કે, જે છેવટ સુધી **સર્વ આપત્તિ સામે ઉભો રહે છે, તેને ખુદ પ્રભુનો ટેકો છે.** મનુષ્યો અનેક પ્રકારના આશયથી પ્રેરાઈને અનેક ઉદ્યોગ કરે છે; તેનું કેટલાકને માત્ર અલ્પસ્વલ્પ ફળ મળે છે અને કેટલાક તો ભાગ્યેજ પોતાનો ઉદ્યોગ ફલિત થએલો જોઇ શકે છે. સામાન્ય વ્યવહારમાં પણ જ્યારે આવું બન્યા કરે છે, ત્યારે જે મનુષ્ય અનંત શોધમાં પડયો હોય, તે તેના જીવન દરમીઆન તેનું ફળ જોઇ ન શકે તો તેમાં શું આશ્ચર્ય છે? માનવપ્રાણીનું આયુષ્ય કેટલું ? સત્ય તો અનંત છે. આ સર્વ હું સમજી શકું છું છતાંએ અનેક વખત મારૂં ચિત્ત ઉદાસ બન્યા સિવાય રહેતું નથી; આથી જ્યારે તમારા જેવાનો મેળાપ થાય છે ત્યારે **એવે માર્ગે જનારો અન્ય પણ એક પ્રવાસી છે, એવું મનમાં આવતાં મને અદ્ભૂત**

આનંદ થાય છે."

આ ઉપરથી ટૉલસ્ટૉયની એકાગ્રતા અને તેમનામાં કષ્ટ સહન કરવાની કેટલી શક્તિ હતી તે જણાઇ આવે છે. બીજા એક પ્રશ્નનો ટૉલસ્ટૉયે આપેલો ઉત્તર વિચારણીય છે. તે કહે છે:—

"ઠીક છે. તમારૂં સર્વ કહેવું અમે કબૂલ કરીએ છીએ, પણ એ વિચારને વ્યવહારમાં મૂકવાનો માર્ગ બતાવશો કે ? એવો પ્રશ્ન તો અનેક માણસોએ અનેક વખત કર્યો છે."

"એ પ્રશ્ન તદ્દન સ્વાભાવિક છે. એ પ્રશ્ન લોકો જ્યારે મને કરે છે ત્યારે તેમને લાગે છે કે તેમણે મને મહાત્ કર્યો છે અથવા મારૂં મુખ બંધ કરી દીધું છે. તેમના કથનનો ધ્વનિ એવો હોય છે કે, ભટજી પોથીમાંનાં રીંગણાંની વાત કરે છે. લોકોને બ્રહ્મજ્ઞાન કહે છે અને પોતે તો પત્થર જેવો છે.: હું તેમને એટલોજ ઉત્તર આપું છું કે, 'હું કોઇને ઉપદેશ કરતો નથી. મને ઉપદેશ કરતાં આવડતોજ નથી. ઉપદેશ કરવાનો મનમાં ઉછાળો આવે છે, પણ મારી પોતાની કૃતિ જોઇને મન પાછું પડે છે. લોકોને ઉપદેશ કરવો હોય તો શબ્દથી નહિ પણ પ્રત્યક્ષ આચરણથી કરવો, એવીજ મારી ઇચ્છા છે; પણ મારૂં વર્તન જોઉં છું તો તે તદ્દન ત્યાજ્ય છે. હું જે કંઇ બોલું છું તે ઉપદેશ તરીકે નહિ પણ ખ્રિસ્તીધર્મ વિષે સમાજમાં જે ખોટી માન્યતા પ્રસરેલી છે, તેનું નિરાકરણ કરવાનાજ હેતુથી બોલું છું. એ ઉપરથી સમાજરચનાનો ઉચ્છેદ કરવાનો મારો આશય છે એમ કોઇએ માનવું નહિ. માનવજીવનનું જે અંતિમ ધ્યેય ખ્રિસ્તી ધર્મે કહ્યું છે, તેજ વિસ્તૃતરૂપે સમાજ સમક્ષ વ્યક્ત કરવાનો મારો આશય છે. માનવજીવનનો આશય શો છે, એ પ્રશ્નનો ઉત્તર જોઇતો હોય તો ખ્રિસ્તીધર્મની પાંચ આજ્ઞાને વ્યવહારમાં મૂકો એટલે ઉત્તર મળશે. તમારે ખ્રિસ્તાનુયાયી થવું હોય તો તેની આજ્ઞાનું પાલન કરવું એ તમારૂં સર્વથી મુખ્ય કર્તવ્ય છે. જો તેનું તમારે પાલન કરવું ન હોય તો તેમ સ્પષ્ટ કહો અને ખ્રિસ્તી કહેવડાવતા અટકો.'"

"આ વિષે લોકો મને કહે છે કે, આજ્ઞાપાલન એ પ્રત્યેક ખ્રિસ્તીનું કર્તવ્ય છે અને તે ન પાળવી એ જીવિતના હેતુને નિષ્ફળ કરવા સમાન છે. એવું જો તમે ખરા મનથી માનતા હો તો તમે તેનું અક્ષરશઃ પાલન કેમ કરતા નથી ? એનો હું ઉત્તર આપું છું કે, એ મારો દોષ છે અને તેને માટે હું તિરસ્કારને પાત્ર છું; એટલું કબૂલ કરી પછી હું એટલુંજ કહું છું કે, સજ્જનો, મારા પૂર્વવર્તન તરફ જોશો અને વર્તમાન તરફ જોશો એટલે તે માટે હું કેટલો પ્રયત્ન કરૂં છું તે તમને જણાશે. એ આજ્ઞાના હજારમા ભાગ જેટલું પણ બનતું

નથી એ ખરૂં છે, પણ તે માટે દોષ આપવો યોગ્ય નથી. એ આજ્ઞાનું મારાથી સંપૂર્ણ પાલન કેમ થયું નથી તેનો પણ વિચાર કરવો જોઇએ. આજ્ઞાપાલનની ઇચ્છાનો અભાવ, એ તેનું કારણ નથી; પણ તેને શબ્દશઃ અમલમાં કેવી રીતે લાવવી તે મને સમજાયું નથી એજ છે અને એથીજ હું તે પાળી શકતો નથી. **મારી ચોતરફ અનેક પ્રકારના મોહની જે મજબૂત જાળ પડેલી છે;** તેમાંથી મુક્ત કેવી રીતે થવું તે હજી હું શીખી શક્યો નથી. તે શીખવનાર મને કોઇ મળવું જોઇએ. એમાં કોઈની મદદ મળશે તો હું તે અક્ષરશઃ આચરી બતાવીશ; પણ જો કોઈની પણ સહાય નહિ મળે તોએ તેનું પાલન કરવાની ઇચ્છા તો છેજ અને મને શ્રદ્ધા છે કે તે કોઇપણ કાળે પૂર્ણ થશે. તમે ખુશીથી દોષ આપો. માત્ર હું દર્શાવું છું તે માર્ગને દોષિત ન ગણશો એટલીજ પ્રાર્થના છે. જે માર્ગે જવા આથડું છું અને કોઇ પૂછે છે તો તેને બતાવું છું તે માર્ગ મારી ન્યૂનતાને લીધે દોષિત ઠરતો નથી, એટલુંજ મારૂં કહેવું છે. હું નીશામાં ચકચૂર બન્યો હોઉં અને રસ્તે ચાલતાં મારા પગ લથડવા લાગે, તો તેથી કાંઇ તે રસ્તાને ખરાબ કહી શકાય કે? જો તમને એમજ લાગતું હોય કે હું માર્ગ ભૂલું છું, તો ખરો માર્ગ કયો છે તે બતાવો. હું અયોગ્ય રસ્તે જાઉં છું અને તેથી ખાડામાં પડવાનો ભય છે, એમ તમે માનતા હો તો મારા હાથ પકડી મને સાચા રસ્તે દોરો. જેમ હું તમને હાથ આપવા તૈયાર છું તેમજ મને પણ તમારો હાથ આપો. પરસ્પર સહાય કરવી અને સર્વેએ મળીને સુપંથે જવું એજ ઇષ્ટ છે. 'જુઓ આ મૂર્ખ ભળતેજ માર્ગે જાય છે અને ઘેર ન પહોંચતાં ખાડામાંજ પડવાનો છે,' એમ કહી મને હસતા નહિ. એ હસવાનો વિષય નથી; એનો હાથ આપીને સહાયભૂત થવાની વાત છે."

"તમે પણ મારા જેવાજ માણસ છો કે ભૂતપિશાચ છો? મારે પોતાને સ્થાને જવું છે તેમ તમારે પણ તેજ સ્થાને જવું નથી કે? તમારૂં અને મારૂં અંતિમ સ્થાન એકજ છે ત્યારે મને એકલો કેમ મૂકો છો? ખાડામાં પડવાની મારી ઇચ્છા નથી; માટે મને મદદ કરો. આપ સર્વ અયોગ્ય પંથે પડીને ભટકો છો તે જોઇ મારૂં હૃદય છિન્નભિન્ન થઇ જાય છે અને મારી સર્વ શક્તિ એકત્ર કરીને તમને સન્માર્ગે લઇ જવા અવિશ્રાંત પ્રયત્ન કરૂં છું; છતાં મારૂં એકાદ પગલું પણ વાંકું પડે છે કે તમે આનંદમાં આવી જાઓ છો અને 'આ અમારી સાથે ખાડામાં પડવાનો રે પડવાનો'- એમ કહી નાચવા મંડી પડો છો; એ આશ્ચર્ય જેવું નથી કે? આપણી સાથે બીજાને પણ ભૂલો પડતો જાણીને તમને દયા આવવી જોઇએ; અને તમને પોતાને સાચો માર્ગ મળતો નથી તેને માટે તમારે દીલગીર થવું જોઇએ."

"હું બોલું છું જુદું અને કરૂં છું જુદું, તેનું રહસ્ય શું છે તે મેં તમને કહ્યું છે. સન્માર્ગથી કિંચિત્ પણ ચલિત નહિ થવાને હું શ્રમ લઉં છું; છતાં જો મારૂં પગલું આડું જાય છે તો તે માટે મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે અને અન્યની સહાય ઇચ્છું છું. મારા પંથે જતો કોઇ પ્રવાસી મને મળશે તો તેનો ઉપદેશ સ્વીકારવાને તૈયાર છું."

ટૉલ્સ્ટૉયની પોતાના માર્ગેજ જતો કોઇ પ્રવાસી મળશે, એ આશા સફળ થઇ નહતી. પાછળ કહ્યા પ્રમાણેનો ઍંગલહાર્ટ જેવો એકાદ માણુસ મળતો, પણ થોડાજ સમયમાં બંનેનો માર્ગ છૂટો પડી જતો.

સામાન્ય રીતે આધ્યાત્મિક દૃષ્ટિએ ઇ. સ. ૧૮૮૨ નું વર્ષ ટૉલ્સ્ટૉય માટે અતિ કષ્ટમય નિવડયું હતું. તા. ૨૨ ડીસેમ્બરની નોંધમાં તે લખે છે:—

"પૂર્વે મને મારો શ્રમ સફળ નહિ થવાની શંકા હતી તે હવે ખરી ઠરી છે. હવે હું સારી રીતે સમજી શકયો છું કે એ શકય નથી; પણ એવું બને તે પણ માણુસનું દુર્ભાગ્ય ન હોઇ સુભાગ્યજ છે; અને એ પણ હું સમજી શકયો છું કે એ ઈશ્વરી યોજના ડહાપણની અને કલ્યાણપ્રદ છે. **કાંઈપણ ફલાશા અથવા લાલચ રાખ્યા વિના કેવળ પ્રેમ અને ભકિતથીજ પ્રેરાઈને જે કર્મ કરવામાં આવે, તેજ ખરૂં ઈશ્વરીકર્મ** છે. જમીનમાં બી વાવો અને છૂટા થાઓ. ઈશ્વરીનિયમ પ્રમાણે તે અવશ્ય ઉગશે અને તેને ફળ પણ આવશે. તે ફળ તમારા શરીરને નહિ પણ તમારી જે બુદ્ધિએ તે બીજને વાવેલું છે તેનેજ મળશે."

આવી રીતે આ વખતે ટૉલ્સ્ટૉયને નિષ્કામકર્મનું તત્ત્વજ્ઞાન થયું. એ જ્ઞાન થયા પછી તેમની કીર્તિલાલસા આપોઆપ નષ્ટ થતી ચાલી. તેમને ધનલાલસા વિશેષ નહતી; પણ મોટાઈ અને કીર્તિની લાલસા ગરીબોનો ઉદ્ધાર કરવાનો વિચાર થયો ત્યારે વધી પડી હતી તે વાંચકના લક્ષમાં હશેજ. કીર્તિની એવી લાલસા મટી જઇ તેને ભયકારક વસ્તુ ગણુવાની બુદ્ધિ અધ્યાત્મમાર્ગના પ્રવાસીમાં આવવી જોઇએ, તે ટૉલ્સ્ટૉયમાં આ કાળથી આવવા લાગી.

વાંચકને આ સ્થળે બીજા એક પાત્રનો પરિચય આપવાની જરૂર છે. મેડમ 'ઍના સુરોન' નામની એક ફ્રેંચ સ્ત્રી બાલકોની શિક્ષિકા તરીકે ટૉલ્સ્ટૉયને ત્યાં રહેતી હતી. તેના પતિએ મૃત્યુ પૂર્વે તેના નિર્વાહની ઠીક વ્યવસ્થા કરી રાખેલી નહિ હોવાથી તેને આવી રીતે નોકરી સ્વીકારવી પડી હતી. એ બાઇ ૭ વર્ષથી ટૉલ્સ્ટૉયને ત્યાં હતી. ફ્રેંચોની બાહ્ય ઔપચારિક રીતિમાં તે નિપુણ હતી. સ્વભાવે તે આનંદી, પ્રસંગે હદથી વિશેષ ચપળ, સંકુચિત વૃત્તિની અને ભૂત ભવિષ્યનો વિચાર નહિ કરનારી હતી. એણે ટૉલ્સ્ટૉય વિષયક કેટલાંક સ્મરણો પ્રસિદ્ધ કર્યાં છે. તેની વાતો કેટલેક પ્રસંગે સત્ય નહિ હોય, પણ તે પોતે ૭ વર્ષ સુધી ટૉલ-

સ્ટૉયને ત્યાં રહેલી હોવાથી ટૉલસ્ટૉયનો સ્વભાવ સમજવામાં તેના લેખથી વિશેષ સહાય મળી શકે તેમ છે. કેટલાક લેખકોએ તેના પુસ્તકનો આધાર લઇ ટૉલ્સ્ટૉયની મહત્તા ઉતારી પાડવાનો પ્રયત્ન કરેલો છે. મેડમ ઍના સુરોને વિશેષ વિચાર કર્યા વિના કેટલીક વાતોનું સ્વરૂપ પોતાના મત પ્રમાણે વિકૃત બનાવ્યું છે ખરૂં; તથાપિ ટૉલસ્ટૉયના ઉદારચરિતનો તેણે વારંવાર ઉલ્લેખ કર્યો છે તે ઉપરથી એ લેખ તેણે દ્વેષબુદ્ધિથી લખ્યો હોય એમ કહી શકાતું નથી. ટૉલસ્ટૉય વિરૂદ્ધની હકીકત તેની ભૂલભરેલી સમજને લીધે લખાએલી હોવી જોઇએ; અને તેની ભૂલનો લાભ ટૉલસ્ટૉયના શત્રુઓએ લીધો છે.

મોસ્કોમાં તેણે ટૉલસ્ટૉય કુટુંબમાં પગ મૂક્યો તે વખતે તેનો પોતાનો બંધાએલો મત તેણે નીચેના શબ્દથી જણાવ્યો છેઃ—

"ટૉલસ્ટૉય વયના પ્રમાણમાં દેખાવા જોઈએ તેટલા વૃદ્ધ દેખાવાને બદલે તેમનું વય ઘણુંજ ઓછું હોય એમ લાગે છે. હું દ્વારમાં પેઠી તે સાથેજ તેમણે આગળ આવી મારા તરફ હાથ લંબાવ્યો. તેમનાં નેત્ર ઘણાંજ સંકુચિત હતાં પણ તેમાં વિલક્ષણ પાણી ચમકતું હતું. પહેલીવારજ મળનારને નીરખીને જોવાની તેમને ટેવ હતી. મારા તરફ તેમણે પોતાની દષ્ટિ એવી સ્થિર કરી કે જાણે સામે ફોટો પાડવાનું યંત્રજ ઉભું કર્યું હોય."

"ઉમ્મરના પ્રમાણમાં કાઉંટેસ પણ યુવાન અને સુંદર દેખાતાં હતાં. તેઓ નાચ વગેરેના મેળાવડાઓમાં હાજર રહેવાને ઘણાં ઉત્સુક રહેતાં, અને તેમની વડીલ પુત્રીને પણ એવા પ્રસંગોએ પોતાની સાથે લઇ જતાં હતાં."

"કાઉંટને એવાં મંડળોમાં ભળવાની હોંસ ન હતી; તથાપિ એ સંબંધમાં તેમણે પોતાની પત્નીને કદિ મનાઇ કરી ન હતી. તેમની દઢ માન્યતા થઇ હતી કે સર્વ ઐહિક વસ્તુ નાશવંત છે; અને કુટુંબનાં માણસો હમણાં એ વાત નથી સમજતાં, પણ તેઓ અંતે સમજશે એમ તેમને લાગતું હતું."

કંગાલખાના વિષે લખતાં તે કહે છેઃ—"કંગાલખાનાનો નરકવાસ કેવો હોય છે તે સ્વચક્ષુએ જોવાની ટૉલ્સ્ટૉયને ઉત્કટ ઇચ્છા થઈ હતી. કોઇ કોઇ વખત તે આખી રાતની રાત તે સ્થળે વ્યતીત કરી ઘેર આવતા ત્યારે તેમનું મસ્તક અતિશય દુઃખવા લાગતું. તેમના મસ્તકમાં અસ્ખલિત વિચારો ચાલતા. શું કરવું એ જપ કલાકના કલાક સુધી ચાલ્યા કરતો. 'તું, તારો પરસેવો ઉતારીને રોટલી પ્રાપ્ત કર' એ બાયબલના વાક્યનો વારંવાર તે ઉચ્ચાર કર્યાં કરતા."

"એક દિવસે સવારે કાઉંટની સવારી હાથગાડીપર પાણીનું પીપ ગોઠવી ચોકમાં આવેલા કુવા પાસે ગઈ. ત્યાં તેમણે પીપ ભર્યું અને ગાડી ધકેલતા ધકેલતા રસોડા આગળ આવ્યા. ઘણાને યાદ હશે કે એક વખતે કુવામાં પાણી ખૂટી

ગયું હતું ત્યારે ફાટલાં તૂટલાં કપડાં પહેરી ભિસ્તીની માફક મોસ્કો નદીમાંથી પાણી લાવવાનું કામ પણ તેમણે કર્યું હતું. મોસ્કો નદીથી ઘર સુધીનો રસ્તો એક કલાકનો હતો અને પાણીની ગાડી લઇને કાઉંટ ઘેર આવતા ત્યારે તદ્દન થાકી ગયા જેવા જણાતા. તેમનું એ કાર્ય ભલે મહત્ત્વનું નહિ હોય પણ તેમનો હેતુ કેટલો મહત્ત્વનો છે તેજ જોવાનું છે. એજ હેતુથી તેઓ પંડેજ પોતાને માટે સઘડી તૈયાર કરતા, પોતાની ઓરડી વાળતા અને પોતાના બૂટ સાફ કરતા."

ટૉલસ્ટૉયનાં વસ્ત્રોનું વર્ણન ઍના સુરોને નીચે પ્રમાણે કર્યું છેઃ-

"કડકડતી ઠંડીના દિવસમાં ફાટેલાં તૂટેલાં વસ્ત્રો પહેરીને ફરવામાં કાઉંટને કંઇ વિશેષ સુખ મળતું હતું. તે વખતે તેમનો પોષાક આબેહુબ ખેડુત જેવો રહેતો અને એવાજ પોષાકથી તે બીજાઓને મળવા માટે અથવા શહેરમાં ફરવા માટે જતા."

"એક દિવસે હું માંદી હતી ત્યારે મારા પુત્રને બોલાવવા કાઉંટ જાતે નિશાળમાં ગયા હતા. એ નિશાળ પરગામ હતી. પોતે આવતા હોવાની ખબર તેમણે તે છોકરાને તારથી આપી હતી. પ્રથમ તે તાર વડા અધ્યાપકના હાથમાં ગયો અને તે સર્વ શિક્ષકોને લઇ મુખ્યદ્વાર આગળ કાઉંટસાહેબના સ્વાગત માટે આવી ઉભો; પરંતુ કાઉંટસાહેબ જ્યારે આવ્યા ત્યારે તેમને કોઇ પણ ઓળખી શકયું નહિ. શાળાના કોઇ વિદ્યાર્થીનો નોકર હશે એમ જાણી અધ્યાપકે તેમને કહ્યું કે; બુઢ્ઢા, પાસેની નોકરોની ઓરડીમાં બેસ."

"મારો પુત્ર મેડેથી નીચે આવ્યો અને તેણે ફ્રેંચ ભાષામાં કાઉંટસાહેબનું સ્વાગત કર્યું ત્યારે એ બુઢ્ઢા ખેડુતને ફ્રેંચ ભાષા આવડતી જાણી સર્વ શિક્ષકને આશ્ચર્ય થયું; અને છેવટે બન્ને દાદર ઉતરી રસ્તા પર ચાલ્યા ગયા ત્યારેજ ધ્યાનમાં આવ્યું કે એજ કાઉંટ ટૉલસ્ટૉય હોવા જોઇએ."

ઍનાએ ટૉલસ્ટૉયના પોષાક વિષે વારંવાર ઉલ્લેખ કર્યો છે. ટૉલસ્ટૉયનો નિશ્ચય હતો કે કેવળ લોકાચાર ખાતરજ વ્યર્થ ખર્ચ અને નિરૂપયોગી પોષાકની જરૂર નથી. તેમની વૃત્તિ આવી થતાં પૂર્વે પણ વસ્ત્રના સંબંધમાં તેમણે લોકાચારને કદિપણુ માન આપ્યું નહતું. તે વખતે પણુ તે પોતાની પસંદગી અને સવડનોજ વિચાર કરતા હતા. ઍના કહે છે, "તેમની નાની મોટી ટોપીઓ લોકરીતિના આકાર કે ઢબની બીલકુલ ન હતી. શરીરપરના પોષાકમાં ભિન્ન ભિન્ન કાપડ કે રંગની મીલાવટ છે કે નહિ, તેનો પણ તે વિચાર કરતા ન હતા. શહેરમાં પણ તે એવો વિચિત્ર પોષાક પહેરીને ફરતા તો ગામડાંની તો વાતજ શી?"

"અર્ધી છાતી ઉઘાડી રાખનારો પોષાક સ્ત્રીઓએ કદિ વાપરવો નહિ, એમ તે જણાવતા. તેમની પુત્રી એવો પોષાક પહેરી બોલમાં જતી, પણ એ વાત

તેમના જાણુવામાં ન આવે તે માટે સાવચેતી રાખતી હતી. તે કહેતા કે, પરોપકારના નામથી ખુબસુરતીના અને ઠાઠમાઠના મેળાવડા કરવા એ તો પરોપકારનો દુરૂપયોગ છે. વૃદ્ધ સ્ત્રીઓ એવા પ્રકારે એકત્ર થઇ કંઇ પરોપકારનાં કામ કરતી તો તે માટે તેમને હરકત ન હતી."

"સામાન્યતઃ કાઉંટસાહેબ મધુરભાષી હતા, પણ કોઇ મૂર્ખનો મેળાપ થતો કે તે ઉગ્ર બની જતા. તેવા પ્રસંગે તે તેની રજા પણ ન લેતાં ખુરશીપરથી ઉભા થઇ બહાર ચાલ્યા જતા."

"ઇ. સ. ૧૮૮૨–૮૩ નો શિયાળાનો ઘણોખરો ભાગ ટૉલ્સ્ટૉયે યાસનાયામાં ગાળ્યો હતો. શહેરથી કંટાળતા કે તરતજ યાસનાયા આવતા રહેતા. હવે તેમની વૃત્તિ બહુધા અંતર્મુખ થતી જતી હતી. સ્વમત પ્રમાણે વર્તન થતું નથી અથવા પોતાની આજુબાજુનાં માણુસો પોતાના વિચાર ગ્રહણ કરતા નથી, એ જોઇને આગળ તેઓ દીલગીર બનતા તેવું હવે થતું નહતું. તે હવે ઉપેક્ષાદૃષ્ટિએ જોવાને અભ્યાસ કરવા લાગ્યા. તેમને જણાયું કે આસપાસનાં માણુસોના વિચારમાં ફેરફાર કરાવવા જતાં પોતાને અધિક ત્રાસ થાય છે. એજ પ્રમાણે કેવળ બાહ્ય દેખાવ ઉપરથી અમુક માણુસ સુખી છે કે દુઃખી, તે સમજી શકાતું નથી એ પણ તેમના ધ્યાનમાં આવી ગયું હતું. પ્રત્યેકની મનોરચના જુદા પ્રકારની હોવાથી માત્ર બાહ્ય ઉપાધિ પર તે નિર્ભય નથી હોતી. કોઇ માણુસ લક્ષાધીશ હોય તેટલા પરથીજ તે સ્વાર્થી અને દુષ્ટ હોવો જોઇએ એવું અનુમાન થઇ શકે નહિ; તેજ પ્રમાણે પ્રત્યેક નિર્ધન સદ્દગુણી હોવો જોઈએ એમ પણ નથી. માનવજીવન કંઇ ચપટી વગાડતામાં સમજી શકાય તેવુ નથી."

તેમની આ કાળની મનઃસ્થિતિ વિષે તેમની પત્નીના પત્રમાંથી નીચેના ઉદ્દગાર મળી આવે છે.

તા. ૩૦, જાનેવારી, ૧૮૮૩

"લીયો હમણાં તદ્દન શાંત છે. કોઇ બાબતનો કાંઇ લેખ લખે છે. પ્રત્યેક પ્રસંગે શહેરીજીવન અને શ્રીમંતના જીવનક્રમ વિરૂદ્ધ તીવ્ર શબ્દ તેમના મુખમાંથી બહાર પડે છે. મને પણ ખોટું લાગે છે; પરંતુ તેનો હવે ઉપાયજ નથી એમ લાગે છે. હમણાં તે સામાન્ય જનતાના માર્ગદર્શક બન્યા છે. હું પોતે પણ એ સામાન્ય માણુસોમાંનીજ એક છું. સામાન્યપ્રવાહ સાથે હું પણ તણાઉં છું. લીયો જેવા માર્ગદર્શીના હાથમાં રહેલો દીવો દૂરથી જણાય છે. એ દીપ સત્યમાર્ગદર્શક છે એ પણ અમો સમજીએ છીએ; પણ અમારા પગ જલદી ઉપડતા નથી તેને અમે શું કરીએ? ચોતરફનો લોકસમાજ, આજુબાજુની પરિસ્થિતિ અને જન્મથી પડેલી ટેવોના ફાંસામાં અમારા પગ જકડાઇ ગએલા હોવાથી અમારૂં

ત્વરિત ગમન શક્યજ નથી; એમાં અમારો ઉપાય નથી.”

ઘણાઓએ આજસુધીમાં આક્ષેપ કર્યો છે કે, ટૉલસ્ટૉયના મત કેવળ કલ્પિત અને અવ્યવહારૂ છે; તેમનાં પત્ની અને તેમના કેટલાક ભક્તનું કથન એવું છે કે, ટૉલસ્ટૉયના મત નિઃશંક સત્ય છે. અમારી દુર્બળતાથીજ અમારાથી તે પ્રમાણે વર્તન થઇ શકતું નથી.

એપ્રીલ મહિનામાં ટૉલસ્ટૉય યાસનાયા આવ્યા ત્યારે તેમને જણાયું કે ગામમાં એકત્રીસ ઘર આગથી સળગી ગયાં છે અને કેટલાક વાડા તથા ઝુંપડાં પણ બળી ગયાં છે. રૂશીયામાં મકાનો લાકડાનાંજ હોવાથી એવા અકસ્માત પુષ્કળ બને છે અને નિર્ધન રૂશીયન ખેડુતની એવા વખતની દશાની તો વાતજ શી કરવી? રૂશીયન ખેડુતો જબરા દૈવવાદી છે. આવા પ્રસંગે પણ તે ભાગ્યદેવીને સ્મરતા બેસી રહે છે. અરે, પ્રભુની મરજીજ એવી હશે ત્યાં આપણે શું કરવાના હતા? એમ કહી બળતા ઘરને તે હોલવવાનો પ્રયત્ન પણ કરતા નથી. એ આગ વિષે ટૉલસ્ટૉય લખે છેઃ—

“ખેડુતો પર તૂટી પડેલી આફત જોઇ પત્થર પણ પીગળે. એ પ્રસંગે તેમના કેટલા બેહાલ થયા હતા તેની કલ્પના પણ થઇ શકશે નહિ. પંદર વીસ હજારનું તો કેવળ અનાજજ બળી ગયું. એ સર્વ નુકશાનનો બદલો નિરાધાર માણસો શામાંથી મેળવી શકે? અને મેળવી ન શકે તો ભૂખમરાની સ્થિતિમાં સપડાય!”

“હમણાંજ એ લોકોને હું મળી આવ્યો છું. એ સર્વ દેખાવ અતિ કરૂણાજનક અને ભયોત્પાદક છે; પરંતુ એવી આફતમાં પણ એ ખેડુતોની સ્વાવલંબી વૃત્તિ વિલક્ષણ વખાણને પાત્ર છે. તેમને વાવેતર માટે ઓટનાં બીની બહુજ જરૂર છે....ની પાસે પુષ્કળ ઓટ છે; તેથી મેં જણાવ્યું છે કે, ગમે તે ભાવ આપી તે ખરીદો.”

“હજી પણ ટૉલસ્ટૉયનું મગજ ગરીબોને દ્રવ્યની મદદ કેટલે સુધી ઉપયોગી થઇ શકે, તેને લગતા વિચારોથી સર્વાંશે મુક્ત થયું નહતું; અને તેથી વિવેકબુદ્ધિ તથા દયાળુહૃદય વચ્ચેનું યુદ્ધ વખતો વખત ઉપડી આવી કેટલીક વખત તેમનું વર્તન વિલક્ષણ અને હાસ્યજનક બનતું.”

ઍનાબાઇએ એ પ્રકારની કેટલીક હકીકત જણાવેલી છે; પણ એથી વિરૂદ્ધની હકીકત અન્ય સેંકડો માણસના મુખે સેંકડો વખત નીકળેલી છે.

આર્બુઝૉપ નામનો એક ગ્રહસ્થ કહે છેઃ—

“એકંદરે ઉનાળામાં ઘણાં માણસો ટૉલસ્ટૉયને ત્યાં આવતાં હતાં. તેમાં યાત્રાળુઓની સંખ્યા વધારે રહેતી. એ સર્વને કાઉંટ દ્રવ્યની મદદ આપતા અને તેમના સર્વના ભોજનની વ્યવસ્થા કરવાનું કામ મને સોંપાએલું હતું.”

“આરંભમાં પ્રત્યેક યાત્રાળુને ચાર પાંચ રૂપીઆ સુધી આપવામાં આવતા

હતા; પરંતુ એ વાત પ્રસિદ્ધ થતાંજ યાત્રાળુઓનાં ટોળે ટોળાં તેમને ત્યાં આવવા લાગ્યાં. પૈસા પડાવવા માટે તેઓ ગમે તેવી સાચી જુઠી વાતો કહેતા હતા. છેવટે એ વાત ટૉલસ્ટૉયના લક્ષમાં આવી ત્યારે દૂરના યાત્રાળુઓને માત્ર બેજ આના અને એક વખત પાકું ભોજન આપવાનો ક્રમ ઠરાવ્યો હતો."

આ વખતે અને ત્યાં સુધી દ્રવ્યવ્યવહાર નહિ કરવાનો તથા પૈસો હાથમાં નહિ લેવાનો નિશ્ચય તેમણે કર્યો હતો અને એ બાબતમાં પણ ઍનાએ વિચિત્ર વાતો કહી છે. તે જોકે સર્વાંશે સત્ય માનવા જેવી નથી તોપણ તેપરથી ટૉલસ્ટૉયના મનની સ્થિતિનું થોડુંઘણું પરીક્ષણ કરી શકાશે. તે કહે છેઃ—

"ટૉલસ્ટૉયને ત્યાં જે વિવિધ પ્રકારનાં માણસો આવતાં તેમાં કેટલાક શ્રીમંત પણ હતા. એ લોકોની સંપત્તિજ તેમને માટે હાનિકારક થઇ પડી હતી. તેઓ આળસથી કંટાળ્યા હતા, ઉદ્યોગધંધાના અભાવે વખત કેમ કાઢવો તે તેમને સમજાતું ન હતું તેથી તેમના મનને શાંતિ મળતી નહતી. એ શાંતિ ટૉલસ્ટૉય પાસેથી મળી શકશે એવી સમજથી તેઓ આવતા હતા. તેજ પ્રમાણે શ્રીમંત કુટુંબની કેટલીક સ્ત્રીઓ પણ આવતી હતી. યુવાવસ્થાના આરંભના અનેક પ્રકારના ઢંગથી તેમણે પોતાની કોમળતા વગેરે સ્ત્રીગુણો નષ્ટ કરી નાખેલા હતા. એ મંડળમાં કેટલાક વિદ્યાર્થી પણ હોયજ. તેઓ ટૉલસ્ટૉયનું શિષ્યત્વ સંપાદન કરવાની બુદ્ધિથી આવતા. તેઓની ઇચ્છા સર્વ બાબતમાં ટૉલસ્ટૉયનું અનુકરણ કરવાની હતી; પણ એકનું અન્ન અન્યને માટે વિષ બની શકે છે તે વાત એ બિચારા શું જાણે ? ટૉલસ્ટૉય પોતાની ઓરડી વાળતા અને ખેતરમાં હળ પણ પકડતા."

"કેટલાક શ્રીમંત કુટુંબના યુવાનો ટૉલસ્ટૉયનું અનુકરણ કરીને મિષ્ટાન્નને બદલે જંગલમાં જઈ કંદમૂળ ખાવા લાગ્યા અને ક્રોન્સ્ટેડની કેટલીક શ્રીમંત સ્ત્રીઓ યાસનાયામાં આવી ખેતરોમાં મહેનત કરી પોતાનાં જાકીટ ખરાબ કરવા લાગી. એ સર્વના ઉદ્દેશ સારા હતા એમાં કંઇ શંકા નથી, પરંતુ છેવટે એ સર્વ પશ્ચાત્તાપમાંજ પડયાં. એમાંનાં કેટલાંક તો ટૉલસ્ટૉયનાં દુશ્મન બની તેમને ગાલી-પ્રદાન પણ કરતાં થયાં."

ઍના આગળ કહે છેઃ "કાઉંટસાહેબની ઓરડીમાં ડેલફાયા દેવળ જેવો દેખાવ જણાતો. ડેલફાયાના દેવળમાં જે પ્રમાણે જુના વિચારના માણસો પોતાની તકરારોનો નિર્ણય દેવ પાસે કરાવતા; તેજ પ્રમાણે કાઉંટ પોતાની ખુરશીના સિંહાસન પર વિરાજમાન થઈ પોતાના ભક્તોની સર્વ ગાથા શાંતિપૂર્વક સાંભળી લેતા. કોઇ ભક્ત પાસે ધન પુષ્કળ હોય અને તેનો ઉપયોગ તેને સૂઝતો નહિ તે માટે બોલતો, કોઇ પોતાની સ્રીની ઉચ્છૃંખલતા માટે પોકાર કરતો તો કોઇ તેની કંજુસાઇની બૂમ પાડતો, અને કોઇ પોતાનાં દુષ્ટ કૃત્યોનોજ પાઠ વાંચી જતો. એ

પ્રત્યેકને કાઉંટ પોતાથી બનતો ઉપદેશ અને સલાહ આપતા હતા. ”

“ કાઉંટનો મુખ્ય ધર્મમત કહીએ તો ‘ સ્વાશ્રય ’ એજ હતો. કોઇએ કોઇની પાસે કંઇ યાચના કરવી નહિ, કોઇની પાસે સહાય માગવી નહિ એ તેમના મતનું તાત્પર્ય હતું; તથાપિ ‘તારી પોતાની માફકજ તારા પડોશી પર પ્રીતિ રાખ’ એવો પણ તે પ્રત્યેકને ઉપદેશ કરતા.+”

“ કાઉંટના ખરા ધર્મવિચાર શા છે તે વિષે સમગ્ર જગતમાં મોટા મોટા પંડિતોમાં પણ તીવ્રવાદ ચાલવા છતાં નિર્ણય થઇ શકયો નથી તો પછી તે સમજવા જેટલું ડહાપણ યાસનાયાના ગરીબ ખેડુતોમાં તો કયાંથીજ હોય ? કાઉંટ તેમની સાથે હળ પકડતા અને અન્ય પણ ખેતીનાં કામો કરતા; પણ કોઈક વખત તેમનું માથું ફરી જતું તો સોળમી સદીનો સરફ્લોકોનો સ્વામી તેમનામાં એકદમ જાગૃત થઇ જતો અને તેમનાથી એક હાથ દૂર રહેલા ખેડુત પ્રત્યે પણ તે એટલા જોરથી બોલતા કે, જાણે તે બે ગાઉ દૂર હોય. ”

ઇ. સ. ૧૮૮૩ ના મે મહિનામાં ટૉલસ્ટૉયની પ્રકૃતિ સહજ નાદુરસ્ત થઇ હતી. જુનો ક્ષય રોગનો વિકાર ઉદ્ભવવાની ધાસ્તી થઇ તેથી કુમીસ (ઘોડાની છાસ) પીવાને તે સમારા ગયા હતા. ત્યાંથી પોતાની સ્ત્રી ઉપર લખેલા પત્રમાં તે લખે છેઃ—

“ મારૂં ચિત્ત ઉદ્વિગ્ન છે પણ શાંત છે. કંઇ પણ કામ કર્યા સિવાય મને ઠીક લાગતું નથી. કાલે આખો દિવસ ગપ્પાંમાં કાઢયો, પણ સાંજે તે માટે અતિશય પશ્ચાત્તાપ થવા લાગ્યો. ”

“ ભવિષ્યમાં શું થશે તે કહી શકાતું નથી, પણ જમીનદાર તરીકેની મારી હાલની સ્થિતિ મારે માટે સુખભરી નથી. સેંકડો ગરીબો મારી પાસે આવી સહાય માગે છે, પણ એટલા બધાને હું શી રીતે પહોંચી શકું ? ”

ટૉલસ્ટૉયની હમ્મેશની પદ્ધતિ પ્રમાણે આ વખતે પણ તેમણે અનેક પંથવાળાઓની મુલાકાત લઇ સંભાષણ કર્યાં હતાં. તેમાં વિશેષ કરીને મોલોકન પંથાનુયાયીઓ સાથે ઘણાં સંભાષણ થયાં હતાં. ટૉલસ્ટૉય પોતાના મત શા છે તે વિષે છૂટથી ઉહાપોહ કરતા હતા ત્યારે તેમના મિત્રોએ તમારા ચાલુ પંથ વિરૂદ્ધના વિચારો સરકારના કાને જશે તો કદાચિત્ તે હદપારની શિક્ષા કરશે, કદાચિત્ ઘરની બહારજ નહિ નીકળવાની આજ્ઞા કરશે અથવા એથીએ કોઇ અમાનુષી શિક્ષા કરવાને રૂશીયન સરકાર પાછી પડશે નહિ. એ પ્રમાણે કહ્યું ત્યારે તેમણે જણાવ્યું કે “કંઇ હરકત નહિ. મારા કૃત્યની વાર્તા સરકાર સુધી પહોંચશે અને સરકાર મને શિક્ષા કરશે

---

+ અસામાન્ય મનુષ્યોનું હૃદય સામાન્ય મનુષ્યો પરખી ન શકવાથી તેઓના કથનમાં તેમને આવો વિરોધ લાગે તેમાં નવાઈ નથી. દેશ કાળ પાત્ર વગેરેના ભેદને લઇને ઉપદેશ પણ ભિન્ન ભિન્ન પ્રકારનોજ હોવો જોઇએ. સંપાદક

એ ભયથી હું મારા વિચારો અને તેનો ઉપદેશ કરવાનું છોડી શકીશ નહિ. "

આ પ્રસંગે ટૉલસ્ટૉયને બે ક્રાંતિકારક માણસ મળ્યા. એ બન્ને ઇ. સ. ૧૮૭૮ માં ૧૯૩ માણસો પર ચાલેલા ખટલામાં સંડોવાએલા હતા. ક્રાંતિકારક પક્ષ અને ટૉલસ્ટૉય વચ્ચે એક બાબતમાં તીવ્ર મતભેદ હતો અને તે કદિ પણ નહિ ફરવાથી એ પક્ષને ટૉલસ્ટૉયનો ટેકો મળ્યો નહતો. ટૉલસ્ટૉય નિઃશસ્ત્ર પ્રતિકારના પક્કા હિમાયતી હતા. ક્રાંતિકારક પક્ષ એ વિચારને કદિએ મળતો થયો નહિ; તો પણ અન્ય બાબતોમાં ક્રાંતિકારક પક્ષનું કથન ટૉલસ્ટૉયને માન્ય હતું. પ્રતિકારની હિંસાત્મક રીત સિવાય અન્ય વાતો વિષે તેમની સહાનુભૂતિ હતી; પણ પ્રતિકારના એ પ્રકારની વિરૂદ્ધમાં તે એટલું બધું બોલતા કે ઘણાને સંશય પણ થતો કે એ સરકાર પક્ષના છે કે શું ?

તેમના સમારાના આ નિવાસ દરમીઆન ટૂરજીનેફનો નીચે પ્રમાણે પત્ર આવ્યો હતો. એ તેનો છેવટનો પત્ર હતો.

તા. ૧૮, જુન, ૧૮૮૩

" પ્રિય લીયો નીકોલીવીચ્,

આજે ઘણા દિવસથી મેં તમને પત્ર લખ્યો નથી તેનું કારણ એજ છે કે ઘણા દિવસથી હું મરણ પથારીએ પડેલો છું. એમાંથી ઉઠવાની હવે આશા નથી એટલે હવે સારૂં થવાની વાતજ કરવાની નથી. આજે આપને લખવાનું એકજ કારણ છે, અને તે એ છે કે, તમારા સમકાલીનત્વ માટે મને કેટલો આનંદ થાય છે તે તમને જણાવવો અને તમને એક અંતિમ વિનંતિ કરવી. મારી શુદ્ધ અંતઃકરણની એટલીજ ખાસ વિનંતિ છે કે, આપ આપનું મન સાહિત્યમાં પુનઃ રોકશો. જે સ્થળેથી સર્વ મંગલમય વસ્તુ પ્રાપ્ત થાય છે તે સ્થળેથી એ અમૂલ્ય કળાની બક્ષિસ તમને મળેલી છે. મારી વિનંતિને તમે અવશ્ય માન આપશો એવી જો મારા મનને ખાત્રી હોત તો મને કેટલોએ આનંદ થયો હોત. હવે મારૂં જન્મકાર્ય સમાપ્ત થયું છે. મારા રોગના નામ વિષે પણ વૈદ્યો કંઇ નિશ્ચય કરી શકતા નથી. મારાથી ચલાતું નથી એ દુઃખનું ગાણું કયાં સુધી ગાવું ? લોકોને કહેતાં પણ કંટાળી ગયો છું. પ્રિય મિત્ર, મારી વિનંતિનો અસ્વીકાર ન કરીશ. આ ચીઠ્ઠી પહોચ્યાનો ઉત્તર આપશો. અહીં રહીનેજ તમને એક આલિંગન આપું છું. હું થાકી ગએલો હોવાથી મારાથી વિશેષ લખી શકાતું નથી."

ટૂરજીનેફ અને ટૉલસ્ટૉય બન્ને વિખ્યાત સાહિત્યકારોનો પૂર્વસંબંધ લક્ષમાં લઈએ તો આ પત્ર અતિશય કરૂણામય લાગે છે. ટૂરજીનેફને ગુસ્સે થવા જેવી અનેક બાબત ટૉલસ્ટૉયે કરેલી હતી અને તે ટૂરજીનેફના હૃદયની પરીક્ષા બીલકુલ કરી શકયા ન હતા; છતાં એ સર્વ ગતવાતોનું વિસ્મરણ કરી સાહિત્ય પ્રત્યેની

અપૂર્વ ભક્તિથી ઉક્ત પત્ર તેણે લખ્યો હતો અને તેમાં તેની હૃદયની ઉદારતા સ્પષ્ટ જણાઈ આવે છે. તેજ પ્રમાણે ટૉલસ્ટૉયનું ચિત્ત કેટલું ખળભળી ઉઠયું હતું, સાહિત્યસેવાથી દૂર રહેવાનાં કેવાં બલવત્તર કારણ ઉદ્‌ભવ્યાં હતાં, તેની ટૂરજીનેફને માહિતી ન હતી તે પણ એ ઉપરથી વ્યક્ત થાય છે. એ પછીથી નવલકથાની દૃષ્ટિએ ટૉલસ્ટૉયના હસ્તે થએલી સાહિત્યસેવા ઓછી મનોરંજક હશે; પણ માનવહિતની દૃષ્ટિએ તે અતિ મહત્ત્વની છે એમાં શંકા નથી. 'આત્મનિવેદન' (૧૮૭૯) ના પુસ્તકથી તે 'ચૂપ રહીશ નહિ' સુધીમાં તેમણે જે કંઇ લખ્યું છે તે જો ન લખ્યું હોત તો આજે તેમની જે ખ્યાતિ સર્વ જગતમાં સર્વમુખી થએલી છે તે થાત કે કેમ એ વિષે શંકાજ રહે છે. લક્ષાવધિ સ્ત્રી પુરૂષોનાં ચિત્ત તેમના ચારિત્ર્ય પ્રતિ આકર્ષાયાં; સેંકડો પતિત સુમાર્ગે ચઢયા; ખરી લોકસેવા શામાં છે તે અનેકને સમજાયું; અને રૂશીયાની સ્થિતિ સુધારવા માટે મોટાં મોટાં શ્રીમંત અને ખાનદાન યુવક યુવતીઓએ જે આત્મયજ્ઞ આરંભ્યો, તેમાં પણ મોટે ભાગે ટૉલસ્ટૉયના લેખજ કારણભૂત હતા. ટૂરજીનેફને સ્વપ્ને પણ કલ્પના ન હતી કે, ટૉલસ્ટૉયના જીવનક્રમને જે તદ્દન ભિન્ન પ્રકારનું વલણ મળેલું છે તેને લીધે નવલકથાઓ કરતાં પણ ઘણી બળવાન અને સ્થાયી અસર આખા રૂશીયાપર થવાની છે.

ટૉલસ્ટૉયની બુદ્ધિમત્તા વિષે ટૂરજીનેફના મનમાં જે પૂજ્યબુદ્ધિ ઉદ્‌ભવેલી હતી તેનું મુખ્ય કારણ ટૉલસ્ટૉયનું કથાલેખન હતું. જ્યારે ટૉલસ્ટૉયની બુદ્ધિ કથાલેખનથી છૂટી પડી ધર્મ, તત્ત્વજ્ઞાન, નીતિસિદ્ધાંત અને સમાજશોધન તરફ વળી, ત્યારે ટૂરજીનેફની પેઠે અન્ય ઘણાં માણસો દીલગીર થયાં હતાં; પણ તેથી ટૉલસ્ટૉયની મહત્તા ઘટવાને બદલે દીલગીરી થનારાઓની બુદ્ધિનુંજ સંકુચિતપણું વ્યક્ત થાય છે. ઉત્તમોત્તમ કાદંબરીકાર તરીકે ટૉલસ્ટૉયની જે ખ્યાતિ છે તેનું કારણ પણ કેવળ તેમની રચનાની ચમત્કૃતિ અથવા ભાષાસૌંદર્ય ન હોઇને તેમની સત્યશોધનની તીવ્ર જિજ્ઞાસા તથા વિચારોની પ્રૌઢતા છે. આદ્ય કાદંબરીથી તે છેવટના લેખ સુધીના લખાણમાં તેમના હૃદયની એ વિશેષતા સર્વત્ર જણાઇ રહે છે.

ટૂરજીનેફના પત્રનો ઉત્તર ઘણા દિવસ સુધી ટૉલસ્ટૉયે લખ્યો ન હતો અને છેવટે એ ઉત્તર પહોંચતા પૂર્વેજ ટૂરજીનેફ તા ૨૨ ઑગસ્ટના રોજ મરણ પામ્યો. તેમની એ પત્રનો ઉત્તર લખવાની ઇચ્છા હતી પણ મનની અધિક સ્થિરતાના સમયે સવિસ્તર ઉત્તર લખી ટૂરજીનેફે કરેલા આક્ષેપ દૂર કરવાના ઉદ્દેશથી તેનો ઉત્તર તેમણે લખી મોકલ્યો નહિ; અને ટૂરજીનેફના મરણથી એ કાર્ય અધુરૂંજ રહ્યું, તે માટે ટૉલસ્ટૉયને ગણી દીલગીરી થઇ.

ઇ. સ. ૧૮૮૩ ના સપ્ટેમ્બરમાં ટૉલસ્ટૉયનું સર્વ કુટુંબ મોસ્કો ગયું, પણ

તે પોતે તો યાસનાયાજ રહ્યા; અને તે દરમીયાન જીલ્લા કચેરીમાં તેમને જ્યૂરી-મેન–પ્રજાપંચ તરીકે બોલાવવામાં આવ્યા હતા. તે વિષે એક પત્રમાં તેઓ જણાવે છેઃ—

"ક્રૉપવીનીની અદાલતમાં આજે મને જ્યૂરર તરીકે બોલાવવામાં આવ્યો હતો. ત્રણ વાગે હું ન્યાયાસન સમક્ષ પહોંચ્યો. અદાલતનું કામ પ્રથમથીજ શરૂ થઇ ગએલું હોવાથી મારો સો રૂપિયા દંડ થયો. પછી મને જ્યૂરીના પાંજરામાં પૂરવા માંડયો ત્યારે મેં કહ્યું કે, 'એ કાર્ય મારાથી થઇ શકે તેમ નથી.' અદાલતે પ્રશ્ન કર્યોઃ 'કેમ?' ત્યારે મેં કહ્યુંઃ મારા ધર્મ વિચારથી હું તેમ કરી શકતો નથી.' અદાલતે મને પુનઃ વિચાર કરવા કહ્યું, પણ મારો મત બદલી શકતો નથી એટલોજ જવાબ આપી હું ત્યાંથી બહાર નીકળી ગયો. આજે વળી સો બસો રૂપિયા થાય તેમ લાગે છે અને કદાચિત્ એ વાત એટલેથીજ પતશે એમ લાગે છે. મારી ખાત્રી છે કે, મેં કર્યું છે તે બરાબર છે. અરે, અદાલતના પગથીયા સુધી ગયો એજ મેં ભૂલ કરી લાગે છે; પણ તે પણ એક રીતે ઠીકજ થયું. કેમકે એક વખત મારો મત સ્પષ્ટ થયા પછી મને એવા કાર્ય માટે પુનઃ બોલાવશે નહિ."

ટૉલસ્ટૉયના મનમાં કદિપણ મુલકી કે ફોજદારી ન્યાયપદ્ધતિ પ્રત્યે માન ન હતું; તેજ પ્રમાણે કેદ કે હદપારની શિક્ષા કરવાનું પણ તેમને પસંદ ન હતું. તેમણે આ વખતે જે અપ્રતિકારનું તત્ત્વ સ્વીકાર્યું હતું તેને પણ તેમનું વર્તન અનુરૂપ હતું. અપ્રતિકારનું તત્ત્વ ખૂદ ખ્રિસ્તે દર્શાવ્યું છે અને તેજ યોગ્ય છે, એવી તેમની દઢ ભાવના હતી અને તેને અનુકૂલજ તેમનું વર્તન હતું.

આ વખત 'રૂશીયન સાહિત્ય મંડળ' નામની એક સંસ્થા સ્થાપન થએલી હતી. એ મંડળે ટૂરજીનેફના શોકપ્રદર્શન નિમિત્તે એક સભા બોલાવવાનું ઠરાવી ટૂરજીનેફ વિષે એકાદ લેખ લખી જાતે વાંચવા ટૉલસ્ટૉયને વિનંતિ કરી હતી. ટૉલસ્ટૉયે છેવટે તે વિનંતિ સ્વીકારી હતી; પણ સરકાર તરફથી તેમને મનાઇહુકમ મળવાથી તે પ્રમાણે બની શકયું નહતું.

હવે તેમના સાર્વજનિક વિષયને સહજ બાજુએ રાખી તેમના ખાનગીજીવન વિષે ઍના શું કહે છે તે જોઇએ.

"આજે સાંજે કાઉંટને યુવાવસ્થાના દિવસનું સ્મરણ થયું હોય તેમ લાગ્યું. તે પોતાની ઓરડીમાં એક યુવકની માફક નાચતા હતા અને ખરેખર તેમના ચાપલ્યપરથી કોઇને પણ લાગ્યું હોત કે તેમની ઉમ્મરમાં આજે ઓછામાં ઓછાં વીસ વર્ષ ઓછાં થયાં હોવાં જોઈએ. કાઉંટ સાહેબમાં એક મોટો વિલક્ષણ ગુણ એ છે કે, તે ગમે તેવું કરે છે પણ કોઇનેએ તેમાં છોકરવાદપણું જણાતું નથી. તે ગમે તેવો વિચિત્ર પોષાક પહેરે છે અથવા ફાટલાં મોજાંપર તૂટલા બૂટ

પહેરે છે, તોપણ કોઇનેએ તેમના તરફ નજર કરી હસવાની ઇચ્છા થશે નહિ."

તે દિવસે ટૉલસ્ટૉયને જે આટલો વિલક્ષણ આનંદ થયો હતો તેનું કારણ એ હતું કે તે દિવસે તે બૂટ શીવતાં શીખ્યા હતા. **બને તેટલી રીતે લોકો પાસેથી ઓછી સેવા લેવી અને બને તેટલી આધિક જનસેવા કરવી,** એ નીતિતત્ત્વને અનુસરી એ વિદ્યા શીખવાનો તેમણે આરંભ કર્યો હતો. તેમણે એકાદ બે જોડી બૂટ શીવ્યા, એ વાતનું મહત્ત્વ પૈસાની અથવા ધંધાની દૃષ્ટિથી ઠરાવવાનું નથી; પણ તેમના હૃદયમાં રહેલાં નીતિતત્ત્વ ઉપરથી ઠરાવવાનું છે. ત્યાર પછી થોડાજ દિવસમાં તે સ્વહસ્તે તૈયાર કરેલા બૂટ પહેરીને બહાર ફરવા લાગ્યા હતા.

આ વખતે ટૉલસ્ટૉય ‘ મારા મત ’ એ પુસ્તક લખતા હતા. હમ્મેશની ટેવ પ્રમાણે એ લખાણ પણ તેમણે બે ત્રણ વખત તપાસી પુનઃ પુનઃ સુધારીને ઇ. સ. ૧૮૮૩ ના નવેમ્બરમાં પુરૂં કર્યું અને ત્યારપછી વિશ્રાંતિ માટે યાસનાયા ગયા.

આ વખતે રેલ્વે સ્ટેશન પરથી ગાડીમાં બેસી ઘેર આવતાં ટૉલસ્ટૉયનું પાકીટ રસ્તામાં પડી ગયું હતું; તેમાં તેમના કેટલાક હસ્તલેખ તથા ‘ મારા મત ’ એ પુસ્તકનો પણ કેટલોક ભાગ હતો, પણ તે ભાગના વિચાર તેમના ચિત્તમાં એટલા દૃઢ થઇ ગએલા હતા કે તે ફરી લખવામાં તેમને વધારે શ્રમ પડયો નહિ.

તેમની ખાત્રીજ હતી કે એ લખાણ સરકારી પરીક્ષક તરફ મોકલવાથી કંઈ જ લાભ થવાનો નથી; તેથી પ્રથમ તેની પચાસજ પ્રત પરવાનગી મેળવ્યા વિના છપાવવાનો વિચાર કર્યો. કોઇ પુસ્તકની સંખ્યા ઓછી હોય તો સરકારી પરીક્ષક તે વિષે વિચાર ન કરતાં કેટલીક વખત તે પ્રસિદ્ધ થવા દેતો; કારણ તેને લાગતું કે તેનો પ્રચાર ખાનગી મિત્રમંડળમાંજ માત્ર થશે. આરંભમાં તેમની એ યોજના ફલિત થવાનાં ચિહ્ન જણાતાં હતાં; પરંતુ પ્રધાન સાહેબે છેવટે પુસ્તક પ્રકાશનની મંજૂરી આપી નહિ. એ સર્વ હકીકતના સમાચાર લોકોમાં પ્રસરેલા હોવાથી એ માટે મોટી હીલચાલ થઈ. એવો પણ કાયદો હતો કે, ધાર્મિક ગ્રંથપરીક્ષક સમિતીએ જે લખાણો નાપસંદ કર્યા હોય તેને બાળી નાખવાં, પરંતુ લોકોમાં જોસભેર હીલચાલ થવાથી તેનો અમલ થયો નહિ. સરકારે એ સર્વ પ્રતો પોતાના અમલદારોમાં વહેંચી દીધી.

આવી રીતે એ પુસ્તકનો સરકાર તરફથી અટકાવ થયો ખરો, પણ તેની હસ્તલિખિત અને શિલામુદ્રિત સેંકડો પ્રત તૈયાર થઇને તેનો સપાટાબંધ પ્રચાર શરૂ થયો. છેવટે જીનીવામાં તે ખુલ્લી રીતે છપાયું અને ટુંક સમયમાં યૂરોપની અન્ય ભાષામાં પણ તેનાં ભાષાંતર છપાયાં. આટલું થયું છતાં રૂશીયામાં તો ઘણા

લાંબા સમય સુધી તેની બંધીજ રહી હતી.

ટૉલસ્ટૉયે લખેલી ડીસેંબરીસ્ટ નામની નવલકથાના કેટલાક ભાગ એક સાહિત્ય મંડળના માસિકમાં ઇ. સ. ૧૮૮૪ માં પ્રસિદ્ધ થયો હતો. આ અધુરી કથા ઇ. સ. ૧૮૮૪ પૂર્વે કેટલાંએ વર્ષથી લખેલી પડી રહેલી હતી. તેમનાં સર્વ લખાણુ-માંથી છેવટે આટલાજ લખાણુને પ્રસિદ્ધ કરવાને સરકારે પરવાનગી આપી હતી.

ઉપલું સાહિત્ય મંડળ ઇ. સ. ૧૮૫૭માં ગરીબ સાહિત્યસેવકોને આર્થિક સહાય આપવાના ઉદ્દેશથી ટૉલસ્ટૉયના પ્રોત્સાહનથી રૌઝનીને સ્થાપ્યું હતું.

એ મંડળમાંથી તેમને ટૉલસ્ટૉયનાં કેટલાંક તત્ત્વ શુદ્ધ હૃદયપૂર્વક ગ્રહણ કરનારો એક શિષ્ય મળ્યો. તેનું નામ ચરકૉફ હતું. એ ગાર્ડ પલટણમાં કેપ્ટનના હોદ્દા પર હતો: પણ અપ્રતિકાર તત્ત્વના પાલન ખાતર રાજીનામું આપી છુટો થયો હતો. એનો પિતા સેનાધ્યક્ષની પદવીએ પહોંચેલો હોઇ ખૂદ બાદશાહના દરબારમાં તેનું સારૂં માન હતું. ચરકૉફ ઘરનો શ્રીમંત હોઇ તેના પિતાને એકનો એક હતો; તેથી વધારે પડતા લાડથી તે બગડયો હોય તો નવાઇ જેવું નથી. શ્રીમંતોનાં વ્યસની બાળકોને જેટલા છંદ લાગવા શકય છે તે સર્વ તેને લાગ્યા હતા; પણ તેની બુદ્ધિમત્તા સારી હોવાથી છેવટે ખરાબ બાબત પર તિરસ્કાર ઉપજી આવતો હતો. મનનો વિકાસક્રમ પણ લગભગ ટૉલસ્ટૉયના જેવોજ હતો. હમણાં ટૉલસ્ટૉય વૃદ્ધ હતા અને તે તરૂણ હતો; તથાપિ ઉભયની માનસિક સ્થિતિ સમાન હોવાથી એ વૃદ્ધ–યુવાનમાં થોડા વખતમાં સ્નેહ બંધાયો. ચરકૉફને ટૉલસ્ટૉયનાં પુસ્તકો વગેરે પરથી તેમના વિષે સારી માહિતી મળેલી હતી પણ તેમનો પ્રત્યક્ષ મેળાપ ઇ. સ. ૧૮૮૩ માં મોસ્કો ખાતે થયો હતો. પહેલીજ મુલાકાતે ઉભયમાં સ્નેહ બંધાયો હતો અને તે ટૉલસ્ટૉયના મૃત્યુ સુધી જારી રહ્યો હતો. ટૉલસ્ટૉયના ઘણા સ્નેહીઓ તેમને પોતાના વિચારોની બાબતમાં દુરાગ્રહી કહે છે, પણ ચરકૉફ તેથી જુદો પડે છે. તે તો કહે છે કે વાસ્તવિક રીતે પોતાના મતના પ્રતિપાદનાર્થે જેટલો આગ્રહ ધારણ કરવો જોઇએ તેટલો તેમણે ધારણ કર્યો નથી.

ઇ. સ. ૧૮૮૪ ના જાન્યુઆરીમાં સુપ્રસિદ્ધ ચિત્રકાર 'ગે' સાથે મુલાકાત થએલી હતી તે વિષે 'ગે'ની પત્નીએ કહ્યું છે કેઃ—

"સંધ્યાકાળે અમે સર્વ ટૉલસ્ટૉયને ઘેર તેમને મળવા માટે ગયાં હતાં. ટૉલસ્ટૉય વિષે 'ગે' ના મનમાં અતિશય પૂજ્યભાવ હતો તેથી ટૉલસ્ટૉયનું દર્શન થતાંજ 'ગે'ની મનઃસ્થિતિ વિલક્ષણ બની ગઇ અને તેમણે કેટલીએવાર સુધી તેમના મુખ તરફજ જોયા કર્યું. ટૉલસ્ટૉયના મુખમાંથી બહાર પડનારો પ્રત્યેક શબ્દ ઝીલી લેવાને તે આતુર જણાયા. ટૉલસ્ટૉયે પણ તેમની સાથે મમતાળુ વર્તન રાખી ચિત્ર કાઢવાની પરવાનગી આપી. 'હવે આપણે શું કરવું જોઇએ' એ લેખ લખે છે,

એવા દેખાવનું ટૉલસ્ટૉયનું સુંદર ચિત્ર એ વખતે ગેએ તૈયાર કર્યું."

એ ચિત્ર કાઢવા માટે ગે હમ્મેશ ઠરેલા સમયે આવતો હતો. એ મુલાકાત વિષે એનાએ નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

"લખતાં લખતાં વચ્ચેજ કાઉંટ કંટાળીને પોતાની જગ્યાએથી ઉઠી જતા અને જુના જોડા દુરસ્ત કરવા બેસતા; અને તેટલાથી તેમનું મન પુનઃ તાજું બનતું. એવા વખતે ચિત્રકાર તો એક સોફા પર સ્વસ્થ પડી રહેતો અને બીડી પીતો પીતો ટૉલસ્ટૉયનું નિરીક્ષણ કરતો. કવચિત્ બન્ને વાત કરવા લાગતા અને તેમાં કંઈ હાસ્યકારક વિષય નીકળતો કે નાનાં બાળકની માફક ઉભય હસતા."

પ્રચલિત ધર્મ વિષે ઘણા સમયથી તે અશ્રદ્ધાળુ બની ગએલા હતા. તેમની ખાત્રી હતી કે, બાપ્ટીઝમ, મંત્રોપચાર, મરણોત્તર વિધિ વગેરે વાતોનો સંબંધ મૂળ સત્યધર્મ સાથે બીલકુલ નથી. આથી આ સમયે એ વિધિ સ્વકુટુંબમાં ચાલવા દેવા કે કેમ એ પ્રશ્ન તેમના ચિત્તમાં ભ્રમણ કરી રહ્યો હતો. મોટાં બાળકો વિષે વિચાર કરવાનું તેમને કંઇ પ્રયોજન જણાતું નહતું. એ કર્મ કરવું કે ન કરવું તે તેમની ઇચ્છાને સ્વાધીન હતું; પણ નાનાં બાળકો માટે તેમ નહતું. તેમને પોતાને ગમે તેટલું ખાત્રીભર્યું લાગ્યું હોય કે, જન્મસંસ્કાર અને અંત્ય-વિધિ દંભપૂર્ણ છે; પણ તેમનાં પત્ની જુના મતનાં હોવાથી એ સર્વ વિધિ માટે તે આગ્રહભર્યાં હતાં. સિવાય એ વિધિપાલન વિના કાયદેસર હક્ક પણ મળતા નહતા; આથી પોતાના હૃદય વિરૂદ્ધ ટૉલસ્ટૉયને તેમના વિચારને સંમતિ આપવી પડતી.

ઇ. સ. ૧૮૮૪ના જુન મહિનાની ૧૮ મી તારીખે ટૉલસ્ટૉયને બીજી એક પુત્રી પ્રાપ્ત થઇ હતી. એ વખતે ટૉલસ્ટૉયના મનમાં વળી પાછો 'લાખો ગરીબો ભૂખે મરે છે અને પોતે મોજમજામાં રહે છે એ ઘોર પાતક છે' એ વિચારનો પ્રબળ પ્રવાહ ઉદ્ભવ્યો હતો. એક દિવસે સાંજે કાઉંટેસ પાસે આવી 'થોડા દિવસ કઇ બહાર જઈ આવું છું. હવે મને આ વેભવ તદ્દન અસહ્ય લાગે છે' એટલું બોલી ઘરથી બહાર નીકળી પડયા. કાઉંટેસને તે પાછા આવશે કે નાહ એ વિષે પણ શંકા થઇ. પોતાને કંઇ બોલવાનો અવકાશ આપ્યા વગર ટૉલસ્ટૉય ચાલતા થઈ ગયા તે માટે તેને માઠું લાગ્યું. તે તરતજ ઉઠીને બાગમાં ગઇ અને એક વૃક્ષ નીચે બેસીને રડવા લાગી. તેટલામાં તેને પ્રસૂતિની વેદના શરૂ થઇ. આમ બે પ્રકારની વેદનાથી તેની સ્થિતિ અત્યંત દયાજનક થઈ ગઈ. ઘણાં માણસોએ ઓરડીમાં સ્વસ્થ રીતે સૂઇ રહેવા વારંવાર વિનતિ કરી, તથાપિ તે ત્યાંથી ખશી નહિ. છેવટે સવારે પાંચ વાગે કાઉંટ પાછા આવ્યાની ખબર સાંભળી ત્યારે તેણે તરતજ ટૉલસ્ટૉય પાસે જઇ કહ્યુંઃ 'આવી શિક્ષા થવા જેવો મેં કયો અપરાધ કર્યો છે ? મારો અપરાધ એટલોજ છે કે, આપના ચિત્તને જેવી ઉપરતિ થઇ

છે તેવી હજી મને થઇ નથી !

ટૉલસ્ટૉય અત્યંત ખિન્ન અને ઉદાસ બની ગયા હતા. તે પોતાની પત્નીના સમાધાન ખાતર પણ બે શબ્દ બોલ્યા નહિ. થોડીવારે કાઉંટેસ પોતાની ઓરડીમાં ગઇ અને તેણે પુત્રીને જન્મ આપ્યો.

એ બાલિકાના બાપ્ટીઝમ વિષે ઍના લખે છે:—

"કાઉંટ સાહેબે એ વિધિ વિષે વિલક્ષણ અનાદર દર્શાવ્યો. ઉપાધ્યાયના આગમન સમયે પ્રથમથી કશી તૈયારી રાખેલી નહિ હોવાથી તે આશ્ચર્યમાં પડી ગયો હતો. ઘરમાં કોઇ પણ હાજર નહતું. કાઉંટ ખેતરમાં ચાલ્યા ગએલા હતા. કાઉંટેસ પોતાની ઓરડીમાં કંઈ શીવતાં હતાં. એક દાઈ અને મારો પુત્ર એટલાંજ માત્ર ત્યાં હતાં. એ પ્રસંગ માટે સારાં વસ્ત્રો નહિ પહેરૂં તો ખોટું દેખાશે, એમ જાણીને મેંજ માત્ર વાર તહેવારનાં વસ્ત્ર પહેર્યાં હતાં. સર્વ વિધિ પાંચ દશ મિનિટમાં આટોપી પાંચ રૂપીયાની દક્ષિણા ખીસામાં નાખી ઉપાધ્યાય મહારાજે રસ્તો પકડયો."

"એ પછી શિયાળામાંજ એ છોકરી મરણ પામી ત્યારે મને લાગ્યા સિવાય રહ્યું નહિ કે, આ ઘરનાં માણસોની અધાર્મિકતાનીજ શિક્ષા પ્રભુએ કરી છે."

અત્યાર સુધી ટૉલ્સ્ટૉયના કુટુંબવર્ગમાં મતભેદનો કે તેથી ઉદ્દભવતા કલહનો વિશેષ પ્રવેશ થયો નહતો; પણ હવે માનસિક જુદાઇનાં ચિન્હ દેખાવા લાગ્યાં. એ જુદાઇ તેમની પત્નીના અથવા બાળકોના સ્વાર્થપણાથી ઉદ્દભવેલી ન હોઇ કેવળ ટૉલ્સ્ટૉયના મતના ફળરૂપે હતી. સામાન્ય ચાલુ મતથી તે પૂર્ણ રીતે વિભક્ત થવા ઇચ્છતા હતા અને તેમનાં કુટુંબીજનો '**यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयं**' ના રાજમાર્ગને દૃઢ વળગી રહેલાં હતાં: આથી ઉભયમાં વહેલો મોડો ભેદભાવ થવો નિશ્ચિતજ હતો.

ઉપર કહેલો ચિત્રકાર ગે ટૉલ્સ્ટૉયનો પાકો શિષ્ય બન્યો હતો. એ ગૃહસ્થ અતિ સાત્ત્વિક સ્વભાવનો અને નિરૂપદ્રવી હતો. કોઈ પણ બાબતમાં કોઇની સાથે તેને કલહ થવાનું કોઇએ સાંભળ્યું નહતું. તા. ૧૫ જુલાઈ ૧૮૮૪ ના એક પત્રમાં ગે કહે છે કે:—

"કેટલાક દિવસથી તમને પત્ર લખવાનો વિચાર થયા કરતો હતો; પણ તમારી કૌટુમ્બિક સ્થિતિ મારા જાણવામાં હોવાથી તરતમાં કંઈ લખવાનું ઠીક લાગતું નહતું. હું પહેલાંની માફકજ દુરાચારી રહ્યો હોત તો મારાં આપ્તજનોને મારા એ વર્તનથી આનંદજ થયો હોત; પણ માણસ પોતાના સંસારની દિશા બદલી ઈશ્વરપરાયણ થવા લાગે છે અને પોતાનું આચરણ તેવા પ્રકારનું રાખવા લાગે છે કે, તરતજ કુટુંબીઓનો ગડગડાટ શરૂ થઈ જાય છે. તેમનું

કહેવું એટલુંજ હોય છે કે, તમે મોઢે ગમે તેવું બોલો, પણ પ્રત્યક્ષ આચાર તેવો કરશો નહિ. આ માર્ગમાં પગ મૂકવાની અગાઉથીજ હું જાણતો હતો કે એવું કંઇક બનશેજ અને તેથી તેને માટે મને કંઇ નવાઇ કે ચીડ પણ લાગતી નથી. અત્યાર સુધી મેં એ વાત આપને જણાવી નહિ તેનું કારણ એ હતું કે આજ સુધી મારૂં ચિત્ત પૂર્ણ શાંત બનેલું ન હતું."

ઇ. સ. ૧૮૮૪ ના અકટોબરમાં ટૉલસ્ટૉય ગેને ઘેર અતિથિ તરીકે ગયા હતા. તેનું ગામ રૂશીયાના દક્ષિણ ભાગમાં શરનીગૉફ નામના પ્રગણાની હદમાં હતું. થોડા દિવસ ત્યાં રહીને પાછા આવ્યા ત્યારે તેમનું આખું કુટુંબ મોસ્કો ગયું હતું. યાસનાયાથી તેમણે પોતાનાં પત્નીને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો.

" ગેની વાડીમાં ચાર દિવસ મજામાં ગયા. ત્યાં હતો ત્યારે મારા મનમાં એક વિચાર આવ્યો હતો તે હવે કહીજ નાખું છું. મારા ભાવીજીવનની દિશા હવે લગભગ નક્કી થઇ ચૂકી છે. મારા મત હવે સ્થિર બન્યા છે તેથી આ જીવન દરમીઆન મેં તે પ્રમાણે ચાલવાની યોજના કરી છે.

" એ યોજના એવી છે કે, પ્રથમ યાસનાયાની વ્યવસ્થા કરવી. એ કામ મુશ્કેલી ભર્યું છે તે મારી જાણ બહાર નથી; પણ હવે તે કરવુંજ જોઇએ. મારા મનની પૂરેપૂરી ખાત્રી થઇ છે કે, કંઇ પણ માલમત્તા પાસે રાખવી એ પાતક છે અને ખાનગી મિલકત રાખવાના મૂલ પાયાપર જે જે મહાલય ચણવામાં આવે છે તે પાપમૂલકજ બને છે."

"મારા જે કંઇ મત નિશ્ચિત થયા છે અને તે પ્રમાણે જે કંઇ મને સત્ય લાગે છે, તેને પ્રત્યક્ષ વ્યવહારમાં લાવવું હોય તો તેનો મારા જેવાએજ આરંભ કરવો જોઇએ. આજે હું શ્રીમંત છું. મારા હાથમાં થોડીઘણી સત્તા પણ છે અને મને ખુલ્લે ખુલ્લું જણાય છે કે, એ બાબતનો આરંભ શ્રીમંત અને સત્તાધિકારીએ કર્યા સિવાય ચાલે તેમ નથી. તેણે પ્રથમ પોતાની સંપત્તિ અને સત્તા ઉભય પર પાણી છોડવું જોઇએ; અને તેમ થશે તોજ આગળના કાર્યનો પાયો રચાશે. હું એમ નથી કહેતો કે એ બધું તરતજ બની જશે. તે કરવાનો આરંભ તો કરવોજ જોઇએ. એ આરંભ કરવો હોય તો પ્રથમ પોતાનાં સર્વ કાર્ય જાતે કરવાની શરૂઆત કરવી જોઇએ. પોતાના ખેડુતની સાથેને સાથે રહી તેની સાથે શ્રમ કરવો જોઇએ. મેં એવીજ રીતે આરંભ કરવા ધાર્યું છે. યાસનાયાનું ખેતીકામ હું મારા હાથમાં લેવાનો છું. એમાં નુકશાન ન થતાં કદાચિત્ થોડો ઘણો લાભજ થશે. એ સર્વ બાબત લેખનદ્વારા જણાવી શકાય તેવી નથી. હાલ તો આપણો વ્યવસ્થાપક જે કામ જુએ છે તે હું હાથમાં લઇશ. શિયાળામાં હું વચ્ચે વચ્ચે આવી જઇશ, પણ ઉનાળાના આરંભથી તે ચોમાસાના અંતસુધી મારે અહીંજ રહેવું પડશે. મારી સમજ એવી છે કે, અત્યાર સુધી એ લોકોને મેં મારૂં કામ

સોંપ્યું તેથીજ મારૂં જીવન બીજે માર્ગે ગયું. સર્વ બાબતનો યથાસ્થિત વિચાર કરવાથી આ બાબત મારે માટે કેટલી અગત્યની છે તે લક્ષમાં આવશે. એનાથી અન્યનું લેશ માત્ર નુકશાન થવાનું નથી અને કદાચિત્ મારી સાથે તેઓને પણ મહત્ત્વનો લાભ મળશે."

"આજે રાજમાર્ગમાં મને બે પ્રવાસી મળ્યા. એ સગા ભાઇ હોઈ 'ચેથાસગીરી' ની અને 'જેરૂસલમ' ની યાત્રા કરી ત્યાંથી સૈબીરીયા તરફ જઈ પાછા ફરેલા છે. બન્ને વૃદ્ધ થએલા છે અને તેમનો સર્વ પ્રવાસ વિના દમડીએ થયો છે. તે માંસને સ્પર્શ પણ કરતા નથી. ઘેર ત્રણ ચાર હજારનો વાડીવજીફો છે. તેમના બન્નેના નીકળી ગયા પછી ગામમાં ઉભયનાં મૃત્યુની ગપ ચાલી. આથી સરકારે તેમની માલમિલ્કત એક વહીવટદારને સ્વાધીન કરી અને એ વહીવટદાર ઘરમાંથી સર્વ કંઇ ખેંચી ગયો; તેથી ઘેર ગયા પછી તેમણે નુકશાનીનો દાવો નોંધાવ્યો. પરંતુ એટલામાંજ એક સાધુ તેમને મળ્યો તેણે કહ્યું કે, "આવી ક્ષુદ્ર ઐહિક બાબત માટે તમે લોકોને કારાગૃહમાં મોકલવા ઇચ્છો છો, ત્યારે જેરૂસલમની યાત્રાનું ફળ શું?" સાધુનો આ ઉપદેશ તેમને યોગ્ય લાગ્યો અને તેમણે દાવો ખેંચી લીધો. આ બન્ને ભાઇઓ તેજસ્વી અને પ્રતિભાશાળી છે. તેમની સાથે વાતોમાં ને વાતોમાં હું ચૌદ પંદર માઇલ નીકળી ગયો, તે જણાયું પણ નહિ."

આ પછી થોડાજ દિવસે લખેલા પત્રમાં તે કહે છે:—

"હવે હું એક અતિ કઠિન કાર્ય હાથમાં લેવાનો છું. ખેતી કરવી પણ તે પોતાના લાભની દૃષ્ટિએ ન કરતાં સામાન્ય લોકોના લાભની દૃષ્ટિથી કરવાનો નિશ્ચય કર્યો છે. લોકહિત અને સ્વલાભમાં વિરોધ ઉત્પન્ન થવાના પુષ્કળ પ્રસંગ આવે છે. એવા સમયે સ્વલાભનો ત્યાગ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. હા, મારૂં મન દુર્બળ હોવાથી મારા હસ્તે એ ક્રિયા પ્રત્યક્ષ થશે કે કેમ તેનો મને પોતાનેજ શક છે; પરંતુ ગમે તેમ થાવ તોએ એ દિશાએ વહેવું એ મારી ફરજ છે."

"આજે સવારેજ ઉઠીને ઘોડાપર બેસી ખેતર તરફ ગયો. કુતરા સાથે આવવાને ઉંચા નીચા થઇ રહ્યા હતા તેથી તેમને પણ સાથે લીધા. શિકાર વિષે મારી વૃત્તિ કેવી છે તે તપાસવાનો મેં વિચાર કર્યો. ચાળીસ વર્ષ જેટલી લાંબી મુદતથી શિકારની ટેવ પડેલી હોવાથી જંગલમાં પ્રવેશ કરતાં આરંભમાં મને ગમ્મત પડી; પણ તેટલામાં એક સસલું દૃષ્ટિએ પડતાંજ 'પ્રભુ, એને કુતરાના પંઝામાંથી બચાવ' એવી પ્રાર્થના મુખમાંથી નીકળી. મારા કૃત્ય માટે હું શરમાવા લાગ્યો અને તેજ ક્ષણે ત્યાંથી પાછો ફર્યો."

"પૈસાનો હિસાબ રાખવા તરફ ચિત્ત ચોટતું નથી તે માટે મારાપર ગુસ્સે થશો નહિ. હું જાણું છું કે મારી આવી વાતો તમને ગમતી નથી, પણ આપણે

સુખ બાહ્ય સંપત્તિના ઓછાવત્તા પ્રમાણુપર વધતું ઘટતું ન હોઇ તે આપણી અંતરંગ ભાવનાપરજ આધાર રાખે છે, એ સિદ્ધાંત તમારા ગળે ઉતારવા માટેજ એ વાસી વિષયની વારંવાર પુનરૂક્તિ કરવી પડે છે. જીવનને નીરસ અને કંટાળા-ભર્યું ન થવા દેવાની ઇચ્છા હોય તો આપણા મનને વિશેષ વિશાળ બનાવવું જોઇએ; તેમજ અધિક ઉંડું પણ બનાવવું જોઇએ. આપણા સુખનાં સાચાં સાધન કયાં છે, તે આપણે આપણા પ્રત્યક્ષ આચારથીજ આપણાં બાળ-કોને બતાવવાં જોઇએ; એથીજ તેમને ખરો બોધ મળશે. દુ:ખ શામાંથી ઉદ્-ભવે છે એ મુદ્દો તેમના લક્ષમાં આવશે તો આપોઆપજ તેઓ તેવી વાતોનો ત્યાગ કરશે. આપણે ગમે તેટલી ભાષાઓ શીખીએ, પદવીઓ મેળવીએ, સુવર્ણપદકો પ્રાપ્ત કરીએ, લાગવગ વધારીએ અને પૈસો મેળવીએ; તોપણ આપણા સુખ અથવા દુ:ખનો આધાર તેનાપર નથી એ વાત તેમનાં મનપર આપણે ઠસાવવી જોઇએ."

આ કાળના જીવનક્રમ વિષે કાઉંટેસનો શો મત હતો તે નીચેના પત્રપરથી જણાશે.

"આપનો પત્ર મને કાલે મળ્યો છે અને તે વાંચીને ઘણું દુ:ખ થયું છે. મને લાગ્યું હતું કે યાસનાયામાં રહીને કંઇ ઉચ્ચ પ્રકારની સાહિત્યસેવા અથવા માનસિક વિકાસ કરવાની યોજના હશે; પણ હવે આપ રોબીનસન્ ક્રુઝો બનવાના છો એમ જાણીને અત્યંત માઠું લાગ્યું. ઘરના નોકરને તેમજ રસોઇયાને તમે રજા આપી છે તે ઉપરથી જણાય છે કે રોજનું ઘરકામ પણ જાતેજ કરવાનું ધાર્યું છે. એવા શ્રમથી લાભ શો છે તે હું સમજી શકતી નથી. ખેડુતો પણ વૃદ્ધા-વસ્થામાં એવાં કામ કરતા નથી. હું જાણું છું કે આપ કહેશો કે એ આપના મતને અનુસરતો આચાર છે તેથી એ સંબંધમાં વિશેષ વાદનો કંઇ ઉપયોગ નથી; તથાપિ આપના જેવાની અસાધારણ બુદ્ધિમત્તાનો ઉપયોગ ચૂલો ચેતાવવામાં, વાસીંદુ વાળવામાં અને બૂટ શીવવામાં થવાનો છે તેથી અતિશય કષ્ટ થાય છે. ખરી રીતે આટલું પણ મારે લખવું ન જોઇએ; પણ જો એ બાબત મેં લખી ન હોત તો મારૂં મન વધારે બળ્યા કરત તેથી એ લખીને મારૂં મન મેં હલકું કર્યું છે."

"આપની મૂર્તિ હૃદયમાં ઉપસ્થિત થતાં મારૂં અંત:કરણ ઉછળવા લાગે છે. ડહાપણ, દયા, સાદાઇ અને હઠનું આપનામાં વિચિત્ર મિશ્રણ છે તેમાં વળી પરોપકાર બુદ્ધિ ઉમેરાએલી છે. પરમ કલ્યાણની આટલી બધી ચિંતા કરનાર આપના જેવા માણસ જગતમાં અતિ દુર્લભ છે; એ વિચારથી આપનું સ્મરણ થતાં મારૂં હૃદય પ્રેમથી ભરાઈ આવે તેમાં નવાઇ નથી."

ટૉલ્સ્ટૉયનો પત્ની સાથેનો વિરોધભાવ કેવી રીતે આ વખતથીજ પોષાતો ગયો તે યથાક્રમ આગળ આવશેજ. પોતાના વિચારોને આચારમાં લાવવાનો તેમણે આરંભ કર્યો હતો. **'માતા, પિતા, સ્ત્રીપુત્રાદિકનો જે ત્યાગ કરી શકતો નથી તે મારો શિષ્ય બની શકતો નથી'** એ ખ્રિસ્તવચનનું વારંવાર સ્મરણ કરીને તે ઘરબાર ત્યજવાને પણ ઉદ્યુકત થયા. કેવળ સ્વમાટે કોઇપણ ઉદ્યોગ કરવો નહિ અને રહેલું આયુષ્ય કેવળ પરોપકારમાંજ અર્પવું એવો વિચાર કરી તે કેટલીકવાર ઘરની બહાર પણ નીકળ્યા હતા; પરંતુ થોડે દૂર જતા ન જતા તેટલામાંજ પુત્રપરિવારનો વિચાર આવી હૃદય પીગળી જતાં તે પુનઃ ઘેર આવ્યા હતા.

વતન અને લક્ષ્મીનું સ્વામિત્વ એ એક દુઃખદાયક ઝુંસરી હોવાની ભાવના ટૉલ્સ્ટૉયમાં દિવસાનુદિવસ પ્રબળ બનવાથી અંતે તે સર્વ પત્નીને નામે કરી આપવાનું ધારી તે વિષે તેમણે તેમની સંમતિ માગી; પણ તેમણે 'તમારા જેવા બુદ્ધિશાળીને જે ભાર મુસ્કેલ લાગે છે તે મારા જેવી સામાન્ય સ્ત્રી કેવી રીતે સહન કરી શકશે' એમ કહી ના પાડી.

ટૉલ્સ્ટૉયના એ પ્રસ્તાવનો કાઉંટેસે અસ્વીકાર કરવાથી પછી લાભ કરતાં હાનિજ વિશેષ થઇ. છેવટે ઇ. સ. ૧૮૯૧ માં તેમણે સર્વ મિલ્કત પત્ની અને બાળકોમાં સરખા ભાગે વહેંચી આપી. એનું પરિણામ એ આવ્યું કે, કેટલાંક છોકરાંઓએ પોતાની મિલ્કત ગુમાવી અને છેવટે નિકૃષ્ટ સ્થિતિમાંએ પહોંચ્યાં. તેઓ સમજુ થતાં સુધી જો એકલાં કાઉંટેસના હાથમાં સર્વ વહિવટ હોત તો એવું બન્યું ન હોત.

ઇ. સ. ૧૮૮૪ ના અંતે 'બીરૂકૉફ' નામના એક તરૂણ ગૃહસ્થની કાઉંટને મુલાકાત થઇ. તેણે દરીયાઇ લસ્કરી વિદ્યાનું શિક્ષણ લીધું હતું અને નૌકાખાતામાં સારા હોદ્દા ઉપર તે નીમાવાનો હતો; પરંતુ યુદ્ધ એ એક પાપમૂલક વસ્તુ હોવાનો ટૉલ્સ્ટૉયનો મત તેને રૂચવાથી તેણે તેમ કર્યું નહિ. એ પછી તે ટૉલ્સ્ટૉયનો પક્કો શિષ્ય બન્યો હતો. બિરૂકૉફે રૂશીયન ભાષામાં ટૉલ્સ્ટૉયનું સુંદર ચરિત્ર પણ લખ્યું છે.

બીરૂકૉફ ટૉલ્સ્ટૉયને મળ્યો તે વખતે તેના મનની સ્થિતિ વિલક્ષણ થઇ હતી. તેને લાગ્યું કે આજસુધીનું સર્વ જીવન કેવળ પાપમાંજ ગયું છે. તેને પત્રનો ઉત્તર આપતાં તેમણે જણાવ્યું કેઃ—

"અંતરાત્માનું કથન સાંભળવું તેમાં કંઇ પાપ નથી. પૂર્વથી ચાલતા આવેલા ધર્મવિચારપરથી શ્રદ્ધા ચલિત થાય એ તમને ધર્મદ્રોહ લાગે છે, પણ તેમ નથી. આપણી શુદ્ધ બુદ્ધિનો સંદેશ આપણને કદિપણ ફસાવતો નથી. અંતરાત્માનો આદેશ સાંભળી લઇ તેની સાથે નિત્ય સંભાષણ કરતા રહેશો તો અંતે

સર્વ સંશયનું નિરસન થઇ અંતઃકરણ જ્ઞાનપ્રકાશથી ઉજ્વલ બનશે. લોકચર્ચાના ભયથી બુદ્ધિને કુંઠિત કરવામાં આવે છે તો તે પણ પછી મુંગી રહીને આપણી સાથે કંઈ પણ ચર્ચા કરતી નથી. આમ થતાં આપણા સંશય નષ્ટ થવાને બદલે જુના અને નવા વિચારની ગુંથણી થઇને આપણામાં બે પ્રવાહ વહેવા લાગે છે. એ સ્થિતિ અત્યંત ભયંકર છે. મનુષ્યના મનને માટે જો કોઇ મોટો રોગ હોય તો એજ છે. એ રોગ એવો છે કે, વયની સાથે તે વધતો જાય છે. પોતાને જે સત્ય લાગે છે તેજ આપણને આપણી વિવેકબુદ્ધિ કહે છે. તે વિશ્વનિયંતાના કાનુનને અનુસરે છે. એ કાયદાનું ઉલ્લંઘન ભયાવહ છે. એ કાયદાના ભંગને લીધે જગતમાં રકતની નદીઓ વહી છે તે ઇતિહાસ આપણને કહે છે. આ સર્વ જોતાં આપણી વિવેકબુદ્ધિને અનુસરી વર્તવામાં ગાંડપણ છે એમ શી રીતે કહેવાય ? વિવેકબુદ્ધિનો અવરોધ કરી કેવળ અન્યના તંત્ર પ્રમાણે ચાલીને આધ્યાત્મિક કલ્યાણની આશા રાખવી, એ વ્યર્થ છે. સંસ્કૃતિને અને કાર્યકારણના નિયમને દૂર રાખવાથી આપણને કદિપણ શાંતિ મળવાની નથી. આપણે શાસ્ત્રોએ નિર્માણ કરેલાં શસ્ત્રાસ્ત્રોથી આપણી વિવેકબુદ્ધિ સજ્જ કરી આ વિશાળ જગતનું આકલન કરવું જોઇએ. સૃષ્ટિના જે કાયદાની સત્તા પર આ સૃષ્ટિ ચાલી રહી છે તે કાયદાનો યોગ્ય ઉપયોગ કરી લઇ સ્વ અને પરનું હિત સાધવું તે આપણા હાથમાં છે. મારી વિચારસરણી સ્પષ્ટ શબ્દોથી તમારા આગળ મૂકી છે. તમારી બુદ્ધિ પણ એજ કહેતી હશે. તેના સંદેશને અયોગ્ય શા માટે કહો છો ? મને તો લાગે છે કે, બાકીની સર્વ બાબતો દૂર રાખી એજ ધ્વનિના પંથે પ્રવાસ કરવો એજ શ્રેયસ્કર છે.”

બીરૂકૉફને આ વિચાર યોગ્ય લાગ્યા હતા અને તેમનો ગુરૂશિષ્યસંબંધ છેવટ સુધી રહ્યો હતો.

આ સમયની ટૉલસ્ટૉયની કૌટુંબિક સ્થિતિ વિષેનું સામાન્ય વર્ણન ઍનાસુરોને નીચે પ્રમાણે કર્યું છેઃ—

“ ઇ. સ. ૧૮૮૪ માં ટૉલસ્ટૉયનો સર્વમાં મોટો પુત્ર વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ મેળવતો હતો. તેનાથી નાના બે પુત્ર શાળામાં ભણતા હતા. તેમનાથી નાનાં બાળકો ઘેરજ ભણતાં હતાં. કેટલીક વખત ફૂટ, ગારશિન વગેરે સાહિત્યાચાર્યો અમારે ઘેર આવતા હતા ત્યારે સાહિત્યનાં અનેક અંગોપર મજાની ચર્ચા ચાલતી હતી. કેટલીક વખત કોઇ ગવૈયો આવતો અને સંગીતનો જલસો પણ થતો. એ ઉપરાંત કેટલાક પ્રૉફેસર અને ગવર્નરો પણ કાઉંટ સાહેબને મળવા આવતા હતા. ”

ટૉલસ્ટૉયનું વતન વજીફા તરફ લક્ષ નહતું તોપણ તેટલાથી પૈસાની દૃષ્ટિએ કંઇ વિશેષ નુકશાન થયું નહિ. ઉત્પન્ન ઘટવાથી તેમના કુટુંબે ખર્ચમાં ઘટાડો કર્યો

નહતો; તથાપિ ખૂદ ટૉલ્સ્ટૉયનુંજ જીવંત ઉદાહરણ કુટુંબીઓ સમક્ષ હોવાથી થોડીઘણી સાદાઇ તેમનામાં પણ આવે એ સ્વાભાવિકજ છે.

ઇ. સ. ૧૮૮૨–૮૩ થી ટૉલ્સ્ટૉયનાં પુસ્તક પ્રસિદ્ધ કરવાનું કાર્ય કાઉંટેસ કરવા લાગ્યાં હતાં. એ વિષે ઍના જણાવે છેઃ—

" આ વખતે કાઉંટેસના હાથમાં કાઉંટનાં પુસ્તકોનું વેચાણ વધારવાનું નવું સાધન આવ્યું. એ કામ ઝપાટાબંધ વધી પડ્યું. પુસ્તકોની આવૃત્તિઓ પર આવૃત્તિ નીકળવા લાગી અને વખતો વખત લોકો તરફથી આગળથી પૈસા આવવા લાગ્યા. પ્રૂફ તપાસવાનું કામ કાઉંટેસ જાતે કરતાં અને તે માટે તેમને કેટલીક વખત મોડી રાત સુધી જાગરણ કરવું પડતું. કેટલીક વખત પુસ્તકોની દુકાનવાળાઓ સાથે માથાકુટ કરવી પડવાથી તેમને ઘણો ત્રાસ થતો. દુકાનદારો તકરાર કરતા કે કાઉંટેસનું વર્તન કાયદાની દૃષ્ટિએ બરાબર હશે પણ તે ચાલુ રૂઢિથી વિરૂદ્ધ છે."

" ટૉલ્સ્ટૉયનો નિશ્ચિત અભિપ્રાય હતો કે, પૈસો રાખવો એ પાપ છે. ગ્રંથકાર્યથી આટલી આવક થતી હોવાની કલ્પના કાઉંટેસે એ કામ હાથમાં લીધા પછી તેમને આવી શકી ખરી; પરંતુ કાઉંટેસે પૈસા માટે એ ઉદ્યોગ ચલાવવાની વાત કરી ત્યારે તેમણે કાને હાથજ મૂક્યા. એ વખતની તેમની મુદ્રાપરથી સ્પષ્ટ જણાતું હતું કે તેમને એથી ભયંકર વેદના થતી હોવી જોઇએ; પરંતુ કાઉંટેસે પોતાની વાત છોડી નહિ. દિવસે દિવસે ઘરનો વ્યવહાર વધતો જતો હતો અને ટૉલ્સ્ટૉયની નિષ્કાળજીથી બીજી આવક કમી થતી જતી હતી. આવી સ્થિતિમાં કુટુંબવ્યવહાર યથાસ્થિત ચલાવવા સારૂ આવકનું કંઇપણ નવું સાધન મેળવવાની જરૂર હતી. એજ અરસામાં દેશપરદેશના પ્રકાશકોના ભાષાંતરની પરવાનગી માટે પત્રો પર પત્રો આવવા લાગ્યા; પણ તેઓને કદીએ સરળ જવાબ મળ્યો નહિ. એ પત્ર જ્યારે ટૉલ્સ્ટૉયની પાસે જતા ત્યારે તે કહેતા કે, ' એમને હું કંઇજ ઉત્તર આપતો નથી અને કોઇને હું કોઇ પ્રકારની મનાઇ પણ કરતો નથી.' "

પુસ્તકપ્રકાશન વિષે રૂશીયા અને યૂરોપના અન્ય દેશો વચ્ચે કોઇપણ પ્રકારના કરાર થએલા ન હતા; તેથી ટૉલ્સ્ટૉયે પોતાનાં પુસ્તકોનાં ભાષાંતર માટે મના કરી હોત તો તે વૃથાજ જાત. આ પ્રમાણે કાયદાનો બાધ નહિ હોવાથી અનેક પ્રકાશકો ટૉલ્સ્ટૉયના ગ્રંથોનાં ગમે તેવાં ભાષાંતરો કરવા લાગ્યા.

એ અધુરાં અને ખામીભર્યા ભાષાંતરોથીજ જુદાજુદા દેશોમાં ટૉલ્સ્ટૉયના મત સંબંધી ગેરસમજ પ્રસરી હોવી જોઇએ.

મૂળ ગ્રંથોના પ્રકાશનનું કાર્ય કાઉંટેસે હાથમાં લીધું ત્યારે તેમને છાપણ માટે લગભગ ત્રીસ હજાર રૂપીયા કરજે લેવા પડ્યા, અને એક વર્ષમાં એ કરજ

ત્રણગણું વધી ગયું; પણ પુસ્તકોનો પ્રચાર સારી જેવી કિંમતે મોટા પ્રમાણમાં થવાથી એ ઉદ્યોગમાં આર્થિક લાભ સારો થયો અને કુટુંબીઓને ખર્ચનું દુઃખ ટળ્યું.

અદ્યાપિ પણ ટૉલ્સ્ટૉયની માનસિક સ્થિતિ કેટલાક અંશે અનિશ્ચિત જેવી જ હતી. તેમના માનસિક ક્ષેત્રમાં હવે પ્રથમની માફક વિચાર અને વિકારનું યુદ્ધ બળવત્તર ન હતું; પણ તેનો મદધ્વનિ તો થયાજ કરતો હતો. આ સમયથીજ તે પોતાના ભાવીજીવનને માટે અથવા પોતાનો અંતિમ જીવનાશય શો છે, તે સિદ્ધ કરવાને માટે નિશ્ચિત યોજના કરવા લાગ્યા હતા.

તે સમયે ટૉલ્સ્ટૉયની માનસિક સ્થિતિ કેવા પ્રકારની હતી તે નીચેના પત્ર પરથી જણાઇ આવે છે:—

ડીસેમ્બર, ૧૮૮૪

" કાલે સાંજે હું આગગાડીમાંથી ઉતર્યો અને ઘર તરફ જવા લાગ્યો ત્યારે મને જે હર્ષ થયો તે વર્ણવી શકાય તેમ નથી. જમીનપર બરફનો થર વેંત વેંત જામી ગયો હતો અને તે ઉપરથી મારી ગાડી સપાટાબંધ ચાલી જતી હતી; પણ ગાડી પુષ્કળ વેગમાં હોવા છતાં શાંતિમાં ભંગ થતો નહતો. મસ્તક પર તારાઓથી શોભી રહેલું આકાશ પ્રસરેલું હતું અને ઋતુ શિયાળાની હોવાથી વાદળાંનું નામનિશાન પણ ન હતું. એ રમ્ય દૃશ્યથી મારૂં મન આનંદસાગરમાં તરવા લાગ્યું. મારો એ આનંદ પરિસીમાએ પહોંચવાનું અન્ય પણ એક કારણ હતું."

" આગગાડીના ડબ્બામાં મારી નજીકમાં એક શ્રીમંત જમીનદાર સ્ત્રી બેઠેલી હતી. તેણે પોતાનું શરીર સુવર્ણાલંકારથી મઢી દીધું હતું અને રોફમાંને રોફમાં બીડીના ધૂમાડા કાઢતી હતી. સામેની બાજુમાં એક વિદ્વાન દાકતર બેઠેલા હતા અને તે 'ફાંસીની શિક્ષા અવશ્ય હોવી જોઇએ' એવું આગ્રહપૂર્વક પ્રતિપાદન કરતા હતા. તેમની પેલી બાજુ એક સ્ત્રી દારૂ પીને બેભાન દશામાં પડી હતી. તેની નજીકમાં બીજા એક ગૃહસ્થ દારૂના બાટલી લઇને બેઠેલા હતા, અને તેમની પેલી બાજુ એક સુકલો વિદ્યાર્થી ચશ્માં ચઢાવીને બેઠો હતો. એટલામાંજ ગાડ સાહેબની પધરામણી થઇ અને તે જતાં જતાં મને સહજ ધક્કો મારી આગળ ચાલ્યા. મારા શરીરપર જરજવાહીર નહતાં અને વસ્ત્ર પણ ગામડીયાં હતાં એટલે મને ધક્કો મારવામાં શી અડચણ હોય ? આવા જીવંત નરકમાંથી બહાર નિકળી સપ્તઋષિ અને ગુરૂ શુક્રની સાંનિધ્યમાં આવવાથી મને હર્ષાતિરેક થાય તેમાં નવાઇ શું છે ? મારી આજુબાજુ સુંદર અને પ્રશાંત વનશ્રી, નીચે શુભ્ર રસ્તો, ચોતરફ ઉત્કૃષ્ટ વાતાવરણ, મારાપર પ્રેમ રાખનાર સેવક અને મારા પ્રભુની સાંનિધ્યમાં આગગાડીની સર્વ વેદના હું વીસરી ગયો."



# પ્રકરણ ૧૭ મું—નવજીવન.



ટૉલસ્ટૉયના જીવનમાં અનેક ફેરફાર થયા છે; તથાપિ તે એટલા ધીમે ધીમે અને એવા ક્રમથી થયા છે કે તે પ્રત્યેકનો પૂરેપૂરો વિચાર આ ગ્રંથમાં થવો શક્ય નથી. ઇ. સ. ૧૮૮૫ ના અરસામાં તેમના જીવનમાં એક ફેરફાર થવાથી તેમનો જીવનક્રમ પહેલાં કરતાં વિશેષ સાદો બન્યો. ગત જીવનના શ્રીમંતી આચાર આ વખતથી તેમણે ત્યજી દીધા, અને દેહદમન અધિક કરવા લાગ્યા; તથાપિ આગલી ટેવો તથા પ્રવૃત્તિ આડી આવવાથી કેટલીક વખત તેમનું મન ફરી પણ જતું હતું.

ઇ. સ. ૧૮૮૫ માં ટૉલસ્ટૉયના પ્રોત્સાહનથી ચરકૉફ, બીરૂકૉફ અને બીજા કેટલાકોએ પ્રકાશકનો નવો ધંધો શરૂ કર્યો. એ ધંધો ઘણી સારી સ્થિતિમાં આવ્યો હતો અને તેથી રૂશીયન સાહિત્યના એક અંગમાં ઉત્તમ વધારો થયો હતો.

એ સમયસુધી સામાન્ય લોકોને ઉપયોગી થાય એવું ઉત્તમ સાહિત્ય રૂશીયન ભાષામાં નહતું. દંતકથાઓ અને ચમત્કારની અતિશયોક્તિથી ભરપૂર સંતચરિત્રો સિવાય સામાન્ય જનસમાજના મનને પોષે તેવાં પુસ્તક બીલકુલ અસ્તિત્વમાં ન હતાં. સંતચરિત્ર સિવાયનાં પ્રસિદ્ધ થતાં પુસ્તકો એટલાં નકામાં હતાં કે, કોઇપણ સદ્‌ગૃહસ્થને તેના તરફ જોવાનું મન થાય નહિ.

એ સંસ્થાનો પ્રધાન ઉદ્દેશ એજ હતો કે, **સાદી અને સહેલી ભાષામાં લખાએલાં ઉત્તમ પુસ્તકો બનતી કીફાયતે પૂરાં પાડવાં.** ટૉલસ્ટૉય કહેતા કે, "લેખકોએ કેવળ સાદા ભોજનરૂપી બદલાથીજ સામાન્ય જનવર્ગને માટે સારાં પુસ્તકો લખવાં જોઇએ. લેખક જે અન્નનો આહાર કરે છે, જે વસ્ત્ર પહેરે છે અને જે ઘરમાં રહે છે, તે સર્વ લોકોની અંગમહેનતથીજ ઉત્પન્ન થએલાં હોય છે, અને લેખક એ સર્વનો વગર મહેનતે ઉપયોગ કરે છે; તો પછી તેણે એ ઋણ નિદાન સારાં પુસ્તકો લખવાદ્વારા પણ ફેડવું જોઇએ. કેવળ એશઆરામી અને શ્રીમંત લોકો માટેજ લેખકો લખ્યા કરે અને સામાન્ય જનતાનો વિચાર ન કરે, તો પછી જનસમાજે પણ એવા કચરાનું શામાટે પોષણ કરવું ? એવા લેખક સમાજને માટે નિરર્થક અને નુકશાનકારક છે."

એક પ્રસંગે પોતાના એક સ્નેહી સાથે વાત કરતાં ટૉલ્સ્ટૉયે જણાવ્યું છે કેઃ-

"આજે એ વાતને ત્રીસ વર્ષ થયાં છે. તે વખતે હું અને મારા અન્ય લેખકબંધુ જે લખતા હતા, તેના આપણી દસ કરોડની પ્રજામાં દસ હજાર પણ વાંચક મળવા મુશ્કેલ હતા; પરંતુ હવે તો શિક્ષણપ્રચાર ગામડાં સુધી પહોંચેલો છે એટલે ઓછામાં ઓછા દસ લાખ માણસ વાંચન માટે તલપી રહ્યા છે. તેઓ કહે છે કે, 'અરે શારદાસેવકો, અમારા તરફ લક્ષ આપો. તમારી કીર્તિને શોભે અને અમને પચી શકે તેવો ખોરાક અમને આપો. હલકી ચોપડીઓનો વ્યાધિ અમારાં મસ્તકને ભમાવી રહ્યો છે; તેનાથી અમને છોડવો.' રૂશીયન ખેડુત સાદો, ભોળો અને પ્રમાણિક છે. તેની યાચનાનો સ્વીકાર થવો યોગ્ય છે. એ બાબતમાં મેં પુષ્કળ વિચાર કરી જોયો છે અને તેમના માટે તેવાં પુસ્તક લખવાનો પ્રયત્ન કરવાનો છું."

ઉપર કહેલા સાહિત્યમંડળે એજ દિશામાં પ્રયત્ન કરી પુષ્કળ ઉપયોગી કાર્ય કર્યું છે. એ મંડળને એ કાર્ય કરતાં અનેક વિઘ્નો વટાવવાં પડયાં છે. તેનો જન્મ થયો ન થયો તેટલામાંજ સરકારી પરીક્ષાની તેનાપર તરાપ પડી. તેને લાગ્યું કે એ મંડળ નવા વિચારનાં બીજ સમાજના છેક તળીયા સુધી આરોપે છે. તેમાં પણ એ મંડળને ટૉલ્સ્ટૉયનો ટેકો હોવાની વાત જ્યારે સરકારે જાણી ત્યારે તો એ પ્રયત્નને તોડી પાડવા સરકારે અનેક પ્રકારનાં વિઘ્ન નાખવા માંડયાં. 'ખ્રિસ્તનો પર્વતપરનો ઉપદેશ' એવાં ધાર્મિક પુસ્તકોમાં પણ સરકારને અનર્થકારક વાકય જણાવા લાગ્યાં અને એવા શબ્દો દૂર કર્યા સિવાય એ ધાર્મિક પુસ્તકો સુદ્ધાં છાપવાની પરવાનગી મળતી નહતી. એ કાર્યમાં રૂશીયાના અનેક લેખકો આ મંડળને મદદ કરતા. સરકારી પરીક્ષકના સપાટામાંથી બચવા માટે એ લેખકોને જે અનેક યુક્તિઓ યોજવી પડતી, તે સર્વ લખવા બેસીએ તો એક મોટું રામાયણજ થાય. મોસ્કો અને પીટર્સબર્ગના સરકારી પરીક્ષકો એ પુસ્તકોની અતિ કડક પરીક્ષા કરતા જણાય ત્યારે એ મંડળ એકાદ દૂરના પ્રાંતમાં જઇ ત્યાંના ઉદાર પરીક્ષક તરફ લેખ મોકલી પરવાનો મેળવતું. એ કામમાં ચરકૉફ અને બીરૂકૉફ અતિશય શ્રમ લેતા. સારા લેખકોના લેખ મેળવવા, તે પરીક્ષક પાસેથી પસાર કરાવી લેવા અને પૈસાની અગવડ દૂર કરવી, એ કામ ચરકૉફ કરતો અને પ્રકાશન સંબંધીનું અન્ય સર્વ કામ બીરૂકૉફ કરતો. એ કાર્યના બદલામાં સરકાર તરફથી બીરૂકૉફને હદપારનું માન (!) મળ્યા પછી તેની જગ્યા ગોર્બુનોફ નામના ગૃહસ્થે લીધી અને તેણે વિશેષ બળથી કાર્ય કરી એ ઉદ્યોગને સુપ્રસિદ્ધ બનાવ્યો. જ્યારે એ મંડળનું કામ વિશેષ જોરમાં હતું ત્યારે દર વર્ષે ત્રીસ ચાલીસ લાખ પુસ્તકોનું વેચાણ થતું હતું. કેટલીક વખત ટૉલ્સ્ટૉય પણ એ મંડળ

માટે લખતા અને જે લખાણુ વિશેષ સારૂં લાગતું નહિ તે અન્ય કોઇ પ્રકાશકને આપી દેતા. એ બીજા પ્રકાશકોનો તો એજ ધંધો હતો કે ગમે તેવાં સારાં નરસાં લખાણો પ્રસિદ્ધ કરી પોતાનાં ખીસ્સાં તર કરવાં; પણ એ મંડળે તેઓને પોતાના બનાવી તેમની પાસે સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરાવવા માંડયાં.

આ સ્તુત્ય ઉદ્યોગની અસર બહુધા યૂરોપના સર્વ પ્રદેશપર થોડા ઘણા પ્રમાણુમાં થએલી છે. ઇંગ્લાંડનો સુપ્રસિદ્ધ સંપાદક ડબલ્યુ ટી સ્ટેડ ઇ. સ. ૧૮૮૮ માં યાસ્નાયા આવ્યો હતો, ત્યારે તેને પણ ટૉલ્સ્ટૉયે એવા પ્રકારની ગ્રંથમાળા શરૂ કરવા આગ્રહ કર્યો હતો. સ્ટેડે પણ તે ભલામણ સ્વીકારી અને એ કાર્ય હાલમાં ઑક્સફર્ડ યુનીવર્સિટી પ્રેસના હાથમાં આવેલું છે. એજ માળાના અનુકરણુરૂપે ઇંગ્લાંડમાં બીજી પણ કેટલીક સસ્તી માળાઓ નીકળવા લાગ્યાથી સારાં સારાં પુસ્તક હવે સામાન્ય જનસમાજ સહેલાઇથી મેળવી શકે છે. આરંભમાં તો રૂશીયન સાહિત્યમંડળ ટૉલ્સ્ટૉયે લખેલી ટુંકી વાતોજ પ્રસિદ્ધ કરતું હતું; પણ પછી તેમની ઘણી ખરી વાતો પરીક્ષક નાપસંદ કરવા લાગ્યા અને કેટલીક તો એક બે આવૃત્તિ નીકળ્યા પછી પણ બંધ કરવામાં આવી. ઇ. સ. ૧૮૮૫ માં ટૉલ્સ્ટૉયે ઉદ્યોગ અને આળસના મથાળાથી એક નિબંધ લખીને બૉંડરેફ નામે એક ખેડુતના લખેલા એક પુસ્તકની પ્રસ્તાવના તરીકે જોડયો હતો. બૉંડરેફ ખેતીના કામમાં કુશળ ગણાતો હતો. કેવળ શ્રીમંત હોવાને લીધેજ પંડે કામ ન કરતાં ખેતરમાં પરસેવો ઉતારતા ખેડુતોનો ઉપહાસ કરનારા શ્રીમંતોનો તે કટ્ટો વિરોધી હતો. તેણે એક નવોજ ધર્મપંથ શરૂ કર્યો હતો, અને પોતાના ધર્મપંથનાં તત્ત્વો એટલાં વિસ્તારથી સ્પષ્ટ કર્યાં હતાં કે, ટૉલ્સ્ટૉયને તેનાં પુસ્તક વાંચી બહુજ આશ્ચર્ય થયું હતું. ઇ. સ. ૧૮૯૭ માં રૂશીયન સાહિત્યસેવકોનાં ટુંકાં ચરિત્ર વિષેનું પુસ્તક ટૉલ્સ્ટૉયે પ્રસિદ્ધ કર્યું છે, તેમાં તે કહે છે કે:—

“ આ માળામાં જે અનેક પુસ્તકોનો ઉલ્લેખ છે તે સર્વમાં બૉંડરેફનાં પુસ્તક અતિ મહત્ત્વનાં હોઈ તે અન્ય સર્વ કરતાં વિશેષ વખત ચાલુ રહેશે; અને એમાં કંઇજ સંશય નથી કે તે જનસમાજના હૃદયપર દૃઢ અસર કરશે. ઘણાઓએ શારીરિક શ્રમ વિષે અનેક પ્રકારે લખ્યું છે. કેટલાક કહે છે કે, પ્રકૃતિના સ્વાસ્થ્ય માટે શારીરિક શ્રમ જરૂરી છે; ત્યારે કેટલાક એ બાબતનો આર્થિક દૃષ્ટિએ વિચાર કરી શરીરશ્રમની આવશ્યકતા સ્થાપિત કરે છે. વળી કેટલાક નૈતિક દૃષ્ટિએ વિચાર કરનાર હોઇને તેઓ પ્રતિપાદન કરે છે કે, અંગમહેનત મનના વિકાસને પોષનાર છે. રસ્કીન કહે છે કે, ‘ **જે સમાજ પોતાના ઉદર માટે સ્વહસ્તે કામ કરતો નથી, તે સમાજમાં ધર્મજ્ઞાન અથવા શુદ્ધ નીતિનું અસ્તિત્વ હોવું સર્વથા અશક્ય છે.** ”

"આ રીતે શારીરિક ઉદ્યોગની યોગ્યતા અનેકે અનેક પ્રકારે સિદ્ધ કરી છે; પરંતુ શારીરિક શ્રમ એ ધર્મનો પાયો હોવાની વાત બૅાંડરેફે જેમ સ્પષ્ટ અને સરળતાથી સિદ્ધ કરી છે તેમ અન્ય કોઇએ કરી નથી."

બૅાંડરેફના મતનો ટૉલસ્ટૉયે ટુંકામાં સારાંશ નીચે પ્રમાણે આપ્યો છે :—

"**તારા પરસેવાની રોટલી તું ખા** એ ખ્રિસ્તાજ્ઞા તરફ આંખમીચાંમણાં કરી મૂર્ખાઇ ભરેલા પુષ્કળ વિધિ કરવા એજ ધાર્મિક કર્તવ્ય છે, એવી ગેરસમજમાં ઘણાં માણસો પોતાને તેમજ પોતાની સાથે બીજાઓને પણ ફસાવે છે. એજ ફસામણીએ જગતમાં નાનાવિધ દુઃખોનો જન્મ આપ્યો છે. ખ્રિસ્તની આ અતિ હિતાવહ આજ્ઞાને લોકો શિરસાવંદ્ય નથી માનતા અને ઉલટું તેની વિરૂદ્ધજ વર્તવાનું ઘણાખરાને પ્રિય લાગ્યું છે. ખ્રિસ્તની એ આજ્ઞાને બને તેટલી વધારે તોડવાની રાયથી રંક સુધીમાં સર્વમાં બસ હરીફાઇજ ચાલી રહેલી છે. બૅાંડરેફનો આદ્ય સિદ્ધાંત એ છે કે, પ્રત્યેકે પોતાની રોટલી પોતાના અંગમહેનતથી મેળવવી જોઇએ. પોતે ક્ષુધા અને ઠંડીથી મરણ પામે નહિ તથા શીતોષ્ણનાં દુઃખ સહન કરવાં પડે નહિ તે માટે જે જે કંઇ આવશ્યક હોય તે તે સર્વ માણસે પોતાના શ્રમથી મેળવવું જોઇએ. તપાસ કરીશું તો આપણને જણાશે કે, પ્રત્યક્ષ શારીરિક જુલમથી ઉત્પન્ન થનારા દુઃખ સિવાયનાં માનવજાતિનાં બીજાં સર્વ દુઃખ ક્ષુધાનાજ કારણથી ઉત્પન્ન થનારાં છે. એક પેટની ગરજને લીધે અન્ય અનેક ગરજો ઉત્પન્ન થાય છે. કેટલાકને શક્તિ ઉપરાંત કામ કરવું પડે છે, ત્યારે કેટલાક તદ્દન આળસમાં સડયા કરે છે. આ આળસુઓ પડયા પડયા અનેક પ્રકારનાં વ્યસનો ઉત્પન્ન કરે છે. સર્વત્ર અનુભવાતી એ વિષમતાનો ઉચ્છેદ કરવા માટે સર્વેએ પરસ્પર સહાય આપવી એનાથી અધિક કાર્ય અન્ય કયું છે? એક બાજુએ દરિદ્રતાનો દરિયો તો બીજી બાજુએ સંપત્તિનો નાગપાશ! આ રીતે સાંપ્રત સમયે માનવજાત બન્ને બાજુથી બંધાતી જાય છે. ખાઇપીને આખો સમય બેસી રહેવું, આળોટવું, ચોપટ ગંજીફા ખેલવા, ગાડીઓ દોડાવવી, ગપાટા હાંકવા; એમાંજ ખરૂં સુખ હોવાની જેમની સમજ છે, તે સર્વથા ભૂલમાંજ ભમે છે. **પ્રભુની તથા તેના સંતાનરૂપ પ્રાણીઓની સેવામાં દેહને જોડી રાખવામાંજ પરમસુખ અને અંતિમ કલ્યાણ રહેલું છે.** ધ્યાનમાં રાખો કે, **બીજાના શ્રમની રોટલી જ્યાં સુધી તમે આરોગો છો ત્યાં સુધી તમારે હાથે માનવજાતિની કે પ્રભુની યથાર્થ સેવા થવી અશકયજ છે.** તમારી હાજતો તમારે પોતેજ શ્રમ લઇને પૂરી કરવી જોઇએ. તમે મોટા મહારાજા હો, અતિ દયાળુ હૃદયના હો, મોટાં મોટાં પ્રધાનવટાં કરતા હો અથવા પ્રસિદ્ધ શાસ્ત્ર–પંડિત હો, ગમે તે હો પણ તમો **ભાતભાતનાં ભોજન આરોગતા હો અને બારણે ક્ષુધાથી વ્યાકુળ બનેલાં**

**માણસો ઉભાં હશે તો શું તમારૂં હૃદય દ્રવીભૂત નહિ બને?** છટ્ છટ્, બનેજ કેમ? **એવા માણસ મારા બારણા આગળ નહિ હોય તો ત્યાંથી** દશ બાર ડગલાં **અથવા** બહુ બહુ **તો દશ બાર માઇલ પર તો સેંકડાની સંખ્યામાં મળીજ આવશે.** આ વાત તમે સારી રીતે જાણી કે એવા **માણસો છે; એટલે પછી તમારા સુખનો** પ્યાલો ટંકોટંક ભરેલો હશે તોપણ તમારા હૃદયમાંથી લાગણીનું બિંદુ તે પ્યાલામાં પડીને વિરસતા ઉપજાવ્યા વિના નહિજ રહે. બૉંડરેફે ગણત્રી કરી છે કે, **પોતાની રોટલી પોતાના શ્રમથી મેળવવાનો પ્રત્યેક માણસ નિશ્ચય કરે તો પ્રત્યેકને આખા વર્ષમાં ફક્ત ચાલીસજ દિવસ કામ કરવું પડે.**"

ઇ. સ. ૧૮૮૬ માં ટૉલસ્ટૉયે લખેલા ઘણાખરા લેખ આજ વિષયના છે. એક ફ્રેંચ ગૃહસ્થને એક નિબંધ જેવો પત્ર લખીને તેમણે તેમાં આ વિષયનો ઉહાપોહ વિસ્તારપૂર્વક કરેલો છે. વળી 'હવે આપણે શું કરવું' એ ગ્રંથ પણ લખવાનું ચાલુજ હતું. વચ્ચે વચ્ચે ખેતરોમાં જઈ તે ખેતીનું કામ પણ કરતા અને આ કામમાં તેમના શિષ્યોની સંખ્યામાંએ વધારો થવા લાગ્યો. આ સમયે ટૉલસ્ટૉય કુટુંબની સામાન્ય દિનચર્યા કેવી હતી તે ઍનાસુરોનના નીચેના વર્ણનપરથી જણાઈ આવશે.

"'ચા' ના વખતે તપેલીમાં વધારે પાણી નાખ્યું છે કે શું તે પણ કાઉંટ કાળજીપૂર્વક જોતા. આ રીતે તે એક બાજુએ કરકસર કરતા ખરા; પણ બીજી બાજુએ મિલ્કતનો વહીવટ ગમે તેવા માર્ગે કરી હજારો ગુમાવતા પણ હતા. પોતાના દેહ તરફ તો તેમનું દુર્લક્ષજ હતું. શરીરપરનાં કપડાં ગમે તેટલાં મેલાં થાય અથવા અવ્યવસ્થિત રહે તોપણ તે તરફ તેમનું લક્ષ રહેતું નહિ. જે ગૃહસ્થ પોતાની અત્યાર સુધીની જીંદગીમાં પગમાં ઉત્તમોત્તમ મોજાં રાખતો, તેજ ગૃહસ્થ ખેડુતની માફક પગે ગમે તેવાં ચીંથરાં વીંટવા લાગે એ ખરેખર કોઇને પણ નવાઇ જેવું લાગ્યા સિવાય ન રહે."

"કેટલીક વખત કાઉંટની વિચિત્રતા પરાકાષ્ઠાએ પણ પહોંચતી. એક દિવસે વાતે વાતમાં તે બોલ્યા કે, 'જર, એ તો ગલીચતાની નિશાની છે; પરંતુ એકાદ ગરીબ માણસના શરીરપર જૂઓ દેખાય તો તેની વિશેષ ચીડ રાખવી ઘટે નહિ. કેમકે આજકાલ સ્વચ્છતા રાખવામાં પણ જેટલા પૈસા ખર્ચવા પડે છે તેટલા પૈસા તેની પાસે હોતા નથી; એટલે શરીરપર જૂઓ પડે તેને તે શું કરે?' આવી વાત થતી ત્યારે ઘણાને શંકા આવતી કે, ડોસો ગાંડો થયો છે કે શું?"

"પરતુ કાઉંટનું આ વર્તન કંઇ ગાંડપણનું નહતું. કષ્ટ અને દુઃખ સહન કરવાની પોતામાં કેટલી તાકાદ છે, તે અનુભવવાનો તેમનો એ માર્ગ હતો.

તે વારંવાર આ માર્ગે કઇ વસ્તુની પોતાને જરૂરીયાત છે અને કઇ વસ્તુ કેવળ મોજની હોઇ ટેવના કારણે આવશ્યક બની બેઠી છે તેનો નિર્ણય કરતા. તેમના આ વિચિત્ર વર્તનનું રહસ્ય તેમની નિકટમાં રહેનારથીજ સમજી શકાય તેમ હતું."

ઍના સુરોને દોરેલું બીજું એક શબ્દચિત્ર જુઓઃ—

"બીડનું ઘાસ સૂકાવા લાગ્યું. તે વાઢવાના દિવસ આવી પડચા. કાઉંટને ત્યાં અતિથીઓનો તો પારજ રહ્યો નહિ. અમીર, ઉમરાવ, અધ્યાપક, તત્ત્વવેત્તા વગેરેની ગર્દીજ મચી રહી. આ સર્વ લોકો ઘાસની કાપણી કરવા માટે ટૉલ્સ્ટૉયના શિષ્ય બન્યા હતા. ખેડુત કરતાં પણ પોતે વિશેષ હુશીયારી બતાવી શકશે એવી તેમની માન્યતા હતી. સર્વ મંડળ ઘાસ કાપવા નીકળ્યું. ઘાસમાં જ્યાં ત્યાં ખડખડાટ થવા લાગ્યો. જ્યાં નજર ફેંકીએ ત્યાં માણસો ઘાસજ કાપતાં જણાતાં. કાઉંટના સર્વ ખેડુતો તો સ્વાભાવિક રીતે તેમાં હતાજ; પણ તે સાથે સ્વતઃ કાઉંટેસ, સર્વ બાળકો, દાયાઓ અને શિક્ષિકા પણ મદદમાં ખડી હતી. કાઉંટના શિકારી કુતરા ઘાસમાં આનંદથી આળોટતા હતા. તે દિવસે સૂર્યદેવે જાણે પોતાનાં બારે ચક્ષુ ખુલ્લાં કર્યાં હતાં. નજીકમાં આવેલી એક ટેકરીપર ખેડુતના પોષાકમાં સજ્જ થએલા કાઉંટ ઉભા હતા. તેઓ પણ થોડી વારમાં ઘાસ કાપવા લાગ્યા. તેમના ચહેરાપરથી જણાતું હતું કે તે આ કામમાં તલ્લીન થઇ ગયા હતા. ઘાસનો પવન અને કાપણીથી થતો ખરખર–ચરચર અવાજ ઉત્તમ સંગીત કરતાંએ તેમને વિશેષ મધુર લાગતો હતો."

"આ વખતે એક અમેરિકન અતિથી ત્યાં આવેલો હતો. તેણે 'ફ્રે' નામ ધારણ કરેલું હતું; પણ તે રૂશિયન હતો એમ તે વખતે હું જાણી ગઇ. તેની ઉમ્મર પચાસી વટાવી ગઇ હતી પણ તેનું વદન એક યુવાનને પણ બાજુએ મૂકે તેવું ચમકતું હતું. કેટલાંક વર્ષોથી તેણે માંસાહાર તદ્દન ત્યજી દીધો હતો; એટલુંજ નહિ પણ દસ વર્ષથી તેણે મીઠું સુદ્ધાં ખાધું ન હતું."

ક્રીમિયન યુદ્ધના સમયથી ટૉલ્સ્ટૉયની પાચનક્રિયા સારી રીતે ચાલતી ન હતી. આ કારણથી તેમને માંસાહાર નહિ કરવા વૈદ્યકીય સલાહ હતી એમ કહેવાય છે. કિન્તુ ઍના સુરોન કહે છેઃ—

"આહાર વિહારનો નિગ્રહ કરવામાં કાઉંટનો વિશિષ્ટ હેતુ હતો. ઇંદ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ કરીને તે દ્વારા આત્મોન્નતિ સાધવાનો તેમનો પ્રયત્ન હતો. કેવળ શારીરિક સ્વાસ્થ્ય ખાતર તેમણે કંઇ માંસાહાર ત્યજ્યો નહતો. કેટલીક વખત ફળાહાર કરવા છતાં પણ તેમનું શરીર ક્ષીણ થતું."

"તથાપિ એવી સ્થિતિમાંએ તેમની પૂર્ણ આનંદી વૃત્તિ પ્રથમના જેવીજ હતી. તે નાના પ્રકારની રમતો રમતા, છોકરાં સાથે દોડવાની શરત મારતા,

પિયાનો વગાડતા અને સંધ્યા સમયે કોરા કાગળોપર નાનાં છોકરાં પ્રમાણે વાંકા-ચુંકાં ચિત્રો કાઢતા. લોકદૃષ્ટિએ મહત્ત્વની જણાતી અનેક બાબતો તેમને તદ્દન તુચ્છ લાગતી. વાતચીત કરવામાં લોકો ગંભીર ચહેરા કરતા તે જોઈ તેમને હસવું આવતું. પોતાને માટે નવા બૂટ તૈયાર કરવાનું અને જુનાને ઠીંગડાં માર-વાનું પણ ચાલુજ હતું. ટુંકામાં એટલુંજ કહેવાનું કે તે તદ્દન સાદા, ભોળા અને દયાળુ ગૃહસ્થ હતા. તેમની સાદાઇ જોઇ અજાણ્યાને તો એમજ લાગે કે તેમને દશ સુધી પણ ગણતાં ભાગ્યેજ આવડતું હશે."

"કાઉંટની સાડાત્રણ હાથની કાયામાં જાણે ચાર પાંચ પ્રકારના માણસ રહેતાં હોય તેમ લાગતું. સાહિત્યાચાર્ય ટૉલસ્ટૉય, કાઉંટ ટૉલસ્ટૉય, જમી-નદાર ટૉલસ્ટૉય, ચમાર ટૉલસ્ટૉય અને કુટુંબવત્સલ ટૉલસ્ટૉય. કેટલીક વખત એ સર્વ દશાઓને દેશપાર કરી તે માત્ર સાદા ટૉલસ્ટૉય પણ બની જતા. ડુંગળીને જેમ ભિન્ન ભિન્ન પડ હોય છે તેમ એમના દેહપર એટલાં પડ હતાં. એ સર્વ પડ એકાદ દિવસ તે કાઢી નાખતા ત્યારે મા કોણ, બાપ કોણ, તેમનાં નામ શાં, પૂર્વજ કોણ એ વગેરે વાતોનું પણ તેમને વિસ્મરણ થઇ જતું."

'ક્રે' નામે ટૉલસ્ટૉયનો એક મિત્ર ટૉલસ્ટૉયના સંબંધમાં કહે છે કે:—"અમો ઉભયમાં અનેક પ્રકારના મતભેદ છે, બન્નેની પરિસ્થિતિમાં ભિન્નતા છે, તેમ કાર્યના માર્ગ પણ જુદા જુદા છે; તથાપિ એક બાબતમાં અમો એક છીએ. અમો બન્નેની ખાત્રી થએલી છે કે, વ્યક્તિ અને સમાજના જીવન વિષે જે અનેક પ્રકારના પ્રશ્ન ઉત્પન્ન થાય છે, તેના સંતોષકારક ઉત્તર માત્ર શુદ્ધ ધર્મજ્ઞાનમાંથીજ મળી શકે તેમ છે. ધર્મની સત્યતા અથવા અગત્ય દંતકથાઓથીજ સમજવાની હોય એવું પણ નથી અને મૃત્યુ પછી ધર્મ ચિરજીવન પ્રાપ્ત કરી આપે છે તેટલા માટેજ તે ઉપયોગી છે, એમ પણ કહેવાનું નથી. જેણે પોતાના અને બીજાઓના વર્તમાન જીવનનું નિરીક્ષણ કર્યું હશે તેને ચાલુ જીવનમાં પણ ધર્મ કેટલો બધો ઉપયોગી છે, તે વાત સમજાયા સિવાય રહેશે નહિ. આ બાબતમાં ટૉલસ્ટૉય અને હું પૂર્ણ એકમત છીએ. વળી ઘણા ખરા નૈતિક સિદ્ધાંતોમાં પણ અમે એકમત છીએ."

"ગયા ઉનાળામાં હું રૂશીયામાં આવ્યો ત્યારે સુશિક્ષિત રૂશીયાપર ટૉલસ્ટૉ-યના વિચારોની કેટલી બધી છાપ પડેલી છે તે પ્રથમજ હું જાણી શક્યો. તેજ પ્રમાણે હું એ પણ સમજી શક્યો કે બીજા દેશોમાં પણ ગ્રંથદ્વારા તેમના વિચારોનો પ્રચાર વેગપૂર્વક થતો જાય છે. મેં તેમનાં પુસ્તકો વાંચ્યાં અને એક પત્ર લખી મારા પોતાના વિચારો તેમને જણાવ્યા. ઉત્તરમાં તેમણે મને પ્રત્યક્ષ મળવા બોલાવ્યો. તે પ્રમાણે હું તેમની પાસે ગયો અને તેમના સહવાસમાં જે પાંચ છ આનંદમય

દિવસ પસાર થયા તે હું કદિપણ ભૂલીશ નહિ."

ફ્રે યાસનાયા ગયો હતો ત્યારે 'ફીનરમેન' નામનો બીજો પણ એક અતિથી ત્યાં હતો. ફ્રેની મુલાકાતની અસર ટૉલસ્ટૉય પર કેવી થઇ તે વિષે એ ગૃહસ્થે નીચે પ્રમાણે કહ્યું છે:—

" ફળાહારની મહત્તા 'ફ્રે' ના મુખે ટૉલસ્ટૉય પ્રથમજ જાણી શક્યા. હિંસા–જીવહત્યા સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન રાખનાર એવો આ ગૃહસ્થ ટૉલસ્ટૉયે પ્રથમજ જોયો. ફ્રેની સર્વ વાત સાંભળી લીધા પછી ટૉલસ્ટૉયે કહ્યું કે, તમારૂં તત્ત્વ અત્યુત્તમ છે; પણ કેવળ ફળાહાર માણસ માટે પુરતો થઇ પડે ખરો ?"

"ફ્રેએ ઉત્તર આપ્યો: 'હા, હા. એકલા ઘઉંજ માનવજીવનને પુરતા થઇ પડે છે. ઘઉંના કોરા દાણાજ ફકત ચાવીને ખાવાથી જીવન ઉત્તમ પ્રકારે ધારણ કરી શકાય છે.'"

" લીયોએ કહ્યું: 'શું કહો છો ? તેને દળવાની પણ જરૂર નથી ?' "

" ફ્રે બોલ્યો: 'મનુષ્યના દાંત કરતાં અધિક સારી ચક્કી ક્યાં મળવાની હતી?' "

" આ ઉત્તરે ટૉલસ્ટૉયને અત્યાનંદ આપ્યો. તે આનંદના આવેશમાં ઉભા થઇને ફ્રેને ભેટી પડયા.'

" ફ્રેએ આગળ કહ્યું: 'ધાન્ય હમણાં જોઇએ ત્યાં અને સહેલાઇથી મળી શકે છે તેથીજ તેનો આહાર કરવા હું કહું છું; બાકી જીવનને ટકાવવા માટે વનસ્પતિનો પણ સંહાર કરવાને મનુષ્યને કંઇજ કારણ નથી. આપણા દાંતની રચના અને આંતરડાંની ગોઠવણ લક્ષમાં લેવાથી નિઃસંશય સિદ્ધ થાય છે કે મનુષ્ય એ કંઈ હિંસક પ્રાણી નથી. અન્ય પશુને ફાડી ખઇ પેતે જીવવું, એવી તેની દેહ-રચનાજ નથી. તીક્ષ્ણ અને વક્ર દાંત માત્ર હિંસ્ર પશુનેજ હોય છે; મનુષ્યને નથી. તેજ પ્રમાણે પેટનાં આંતરડાં પણ હિંસ્ર પશુનાં આંતરડાં કરતાં મનુષ્યમાં પુષ્કળ લાંબાં હોય છે. આ બે વાત પરથી જણાય છે કે, માણસે માંસાહર કરવો એ સૃષ્ટિથી વિરૂદ્ધ છે.'"

" તેજ પ્રમાણે માણસ કેવળ ધાન્યાહારી છે એમ પણ નથી. કેવળ ધાન્યાહાર માટે હાલના આંતરડા કરતાં બમણાં લાંબાં આંતરડાં જોઇએ; પણ તે તેવાં નથી. વળી માણસના દાંત પણ ગાય ભેંસ જેવા પહોળા હોવા જોઇતા હતા. આ રચનાનો વિચાર કરતાં એમજ નક્કી થાય છે કે ફળજ માણસનો સ્વાભાવિક ખોરાક છે. તેને ઘાસ કે અનાજની પણ આવશ્યકતા નથી અને માંસની પણ નથી. જંગલમાં રહેતાં વાંદરાંનાજ વિચાર કરો. તે માત્ર ફળ અને બીજનો મગજ ખાઇને રહે છે. તેમનાં શરીર કેટલાં સારાં અને રૂષ્ટપુષ્ટ છે; તથા તેમની ચપળતા કેવી છે તેનો વિચાર કરો. ગોરિલા વાંદર પોતાના હાથના એકજ ઝપાટાથી

સિંહનું જડબું તોડી શકે છે, એમ જાણવામાં આવ્યું છે; તેજ પ્રમાણે મારી નજર સામે એક ગોરિલાએ પોતાના દાંતથી બંદુકની નળી ચપટી કરી નાખી છે."

"માંસાહારી માણસો પોતાના મતના સમર્થનાર્થે વિધવિધ યુક્તિઓ લઢાવે છે. કોઇ કહે છે માંસ ખાવાથી અશકતના સશકત બનાય છે; કોઇ કહે છે કે માંસ મનુષ્યના જડબામાં પચી જાય છે એટલે તેનું રૂપાંતર ઉત્તમ વિચારમાં થઇ તેના હસ્તે મહાન કાર્ય થાય છે. વળી તેમના મત પ્રમાણે તેઓ જાનવરને ખાય છે તે પણ જાનવરનું મહદ્‌ભાગ્ય છે; પણ એવાઓને ઉત્તરમાં 'નરદેહની રચના' બતાવવી એજ યોગ્ય છે."

"આ ભાષણ સાંભળી ટૉલસ્ટૉયે કહ્યું: 'તમારા આ ભાષણપરથી ઑપ્ટીન મઠના એક મહંતે કહેલી દંતકથા મને યાદ આવી છે.'"

"પ્રભુએ સૃષ્ટિ નિર્માણ કરતાં પ્રથમ યક્ષ, કિન્નર, દેવદૂતાદિ પ્રાણીની સૂક્ષ્મસૃષ્ટિ ઉત્પન્ન કરી. પછી એ દેવદૂતોને પરમેશ્વરની અદેખાઇ આવવા લાગી. તેઓ ગર્વથી ફૂલાઇ ગયા અને તેમણે સ્વર્ગનાં સર્વ પ્રાણીઓને ઉસ્કેરી બળવો કરાવ્યો. આથી એ સર્વ દેવદૂતોને પરમેશ્વરે નરકવાસની શિક્ષા કરી. આથી તેમનો મુખ્ય આગેવાન સેતાન ઉર્ફે સેટન બન્યો અને બાકીનાઓનાં રૂપાંતર ભૂત, ખવીસ, ડાકેણ વગેરેમાં થયાં. પોતાના મિત્રોની આવી દશા જોઇ સ્વર્ગના દેવદૂતોને દીલગીરી થઇ અને તેમણે પ્રભુ પાસે જઈ કહ્યું: 'હે પ્રભુ! તેં આ શું કર્યું? તારી આ કૃતિથી અમારી સંખ્યા બહુ ઘટી ગઈ છે; હવે તે શી રીતે ભરાશે?'"

"દેવદૂતોનું કહેવું સાંભળી પ્રભુએ કહ્યું: 'અરે અશ્રદ્ધાળુ પ્રાણીઓ! હજી મારા સામર્થ્યનો તમને પરિચય થયો નથી; પણ જુઓ, હવે પૃથ્વીપરના અત્યંત સૂક્ષ્મ કીટકાદિમાંથી તમારી બરોબરીમાંનાં પ્રાણી નિર્માણ કરૂં છું' આમ કહી દેવે મનુષ્યપ્રાણીની રચના કરી."

"મનુષ્યોને મહેનત કરવાની હોય છે અને તેમનાપર આપત્તિઓ પણ આવે છે; પરંતુ પ્રભુની એ રચના કંઈ વ્યર્થ નથી. કારણ કે એવી રચનાને લીધેજ ક્ષુદ્ર પ્રાણીમાંથી દેવદૂત જેવાં પ્રાણી નિર્માણ થાય છે; અને પછી સ્વર્ગમાંથી જેમનું પતન થયું હોય છે તેમની જગ્યાએ આ નવા દેવદૂતોની નિમણુક થાય છે."

આટલું કહી ટૉલસ્ટૉય આગળ બોલ્યા: "મહેનતનું ઉપલું ભાષણ ચાલુ હતું તેજ વખતે બરાબર સુથાર કરવતથી લાકડું કાપી રહ્યા હતા. તેમના કરવતનો અવાજ સાંભળી મેં કહ્યું: 'મહંત મહારાજ' તમારી વાત ખરી છે. આ

સુથાર જાણે દેવદૂતને માટે ઘરો બાંધવાની તૈયારી કરી રહ્યા હોય તેમ લાગે છે.' "

" માંસાહાર વિષે ફ્રેએ જે કંઈ કહ્યું છે તે મારી બુદ્ધિને પૂરેપૂરૂં રૂચ્યું છે; હવેથી હું માંસને સ્પર્શ નહિ કરવાની પ્રતિજ્ઞા લઉં છું. "

" તે દિવસથી ટૉલ્સ્ટૉયે ખરેખરજ માંસનો ત્યાગ કર્યો છે અને પછી કેટલાક દિવસ તેમણે કેવળ ઓટની ખીરપરજ કાઢયા છે. "

" માંસનો ત્યાગ કર્યા પછી એક દિવસે તે પોતાના એક મિત્રને મળવા તેની હૉટલમાં ગયા. તે વખતે ત્યાં ભોજન ચાલતું હતુ તેથી ટૉલ્સ્ટૉયે ત્યાં માંસાહાર વિરૂદ્ધ ઉપદેશ કર્યો અને કહ્યું: 'મનુષ્યને જીભની લોલુપતા ન હોવી જોઇએ' એટલામાં પીરસનારાએ એક ધાન્યનું પકવાન ટૉલ્સ્ટૉય આગળ લાવી ગોઠવ્યું.' હવે તે ખાવાનો ટૉલ્સ્ટૉય આરંભ કરવાની તૈયારીમાં હતા તેટલામાંજ તેમના મિત્રે હસીને કહ્યું: ' કાઉંટ સાહેબ, આ પણ જીભની લોલુપતાજ છે!' આટલું સાંભળતાંજ પોતાની સમક્ષ પડેલી રકાબી દૂર કરી ટૉલ્સ્ટૉયે કહ્યું: ' હા, હા, એ પણ સત્યજ છે. રોટલી અને પાણી સિવાય માનવજીવનને અન્ય કોઇજ પદાર્થની આવશ્યકતા નથી.' "

ઍના સુરોન કહે છે: " આજ સમયથી ટૉલ્સ્ટૉયે શિકારનો ત્યાગ કર્યો. તેમને શિકારનો પુષ્કળ શોખ હતો; અરે, તેમને શિકારનું વ્યસનજ પડેલું હતું. આથી તેમને એનો ત્યાગ કરતાં ઘણી મુસ્કેલી પડી. એક દિવસ કેટલાક કલાક લખવામાં ગાળ્યા પછી તે ઓરડીમાંથી બહાર આવ્યા અને બંદુક ખાંધપર મૂકી ટોપી શોધવા લાગ્યા. ટોપી જડી નહિ ત્યારે છેવટે મસ્તકપર બીજું કપડું નાખીને તે બહાર નીકળ્યા. સંધ્યાસમયે તે પાછા આવ્યા ત્યારે એક સસલું મારી લાવ્યા હતા; પણ તેમનું વદન અત્યંત મ્લાન હતું અને તેમણે ચોરની માફક લપાઈ છુપાઈને ઘરમાં પ્રવેશ કર્યો હતો. "

" ટૉલ્સ્ટૉયના હસ્તે થએલો આ વધ છેલ્લોજ હતો. તેમનાં બાળકો શિકારે જાય છે એ તે જાણે છે; પરંતુ તેઓના આણેલા શિકાર તરફ ટૉલ્સ્ટૉય નજરે નાખતા નથી. "

ટૉલ્સ્ટૉયના જીવનમાં હવે પાછા કટોકટીના દિવસ આવ્યા. તેમની ત્યાગ-વૃત્તિ હવે પ્રબળ બનવા લાગી. હવે તંબાકુનો વારો આવ્યો. ગરીબ બિચારા કાઉંટ! આ વ્યસન છોડવામાં તેમને કેટલીક મુશ્કેલી પડી. 'તંબાકુ પીવી એ ખરાબ છે, કેમકે તે પણ એક પ્રકારની મોજ છે તંબાકુના વાવેતરમાં જે જમીન રોકાય છે તે જમીનમાં જવ જેવુ એકાદ ધાન્ય વવાય તો કેટલાક ગરીબોની ક્ષુધાનું નિવારણ થાય ' એ શબ્દો એક દિવસે ઉચ્ચારીને તેમણે બીડીઓની પેટી હમ્મેશને માટે અભરાઈપર મૂકી દીધી.

આ વ્યસન છોડવાને કાઉંટને ભગીરથ પ્રયત્ન કરવો પડયો. એકાદ પ્રસંગે એકાદ બીડીનો ટુકડો તે હાથમાં લઇ તેના તરફ ચોરટી દૃષ્ટિએ જોઇ રહેતા; અથવા બીજા કોઇ બીડી પીતા ત્યારે નસ્કોરાં ફૂલાવી તેની ધૂણીનો વાસ લેવાનો યત્ન કરતા. છેવટે કોઈ કોઈ વાર એ વ્યસન તેમનાપર ચઢી પણ બેસતું. આમ કરતાં છેવટે એ વ્યસનનો સંપૂર્ણ ત્યાગ પણ તેઓ કરી શકયા.

ટૉલ્સ્ટૉય પોતાના મત રચવામાં અને તેનો પ્રચાર કરવામાં ગૂંથાએલા હોવાથી સ્વાભાવિકપણેજ મિલકત તરફ તેઓ લક્ષ આપી શકતા નહિ અને તેથી તેમને પુષ્કળ નુકશાન થયું. ઍના સુરેન કહે છેઃ—

" આ શિયાળામાં સમારાની જમીન તરફ ટૉલસ્ટૉયે બીલકુલ લક્ષ આપ્યું નહિ. યાસનાયાથી સમારા ઘણુંજ દૂર હોઇ ત્યાં જવાને આગગાડીનો રસ્તોએ ન હતો. તેમાં વળી એકાદ માણુસ ટૉલસ્ટૉય પાસે આવીને પોતાને ખેતીનું ઉત્તમ જ્ઞાન છે એમ કહેતો અને વધારામાં કાઉંટના વિચાર પોતાને માન્ય હોવાનું કહેતો એટલે તે તેના પર ખુશ થઇને એકાદ મિલકતનો કારભાર સોંપી દેતા. એકંદરે આવા પ્રકારથી ટૉલસ્ટૉયને આર્થિક નુકશાન ઘણુંજ થયું છે."

"કાઉંટની વૃત્તિ આ વખતે અતિ વિલક્ષણ બનેલી હતી. કોઇ અપરિચિત માણુસે તેમને જોયા હોત તો તેણે તેમને અવશ્ય ગાંડાજ ધાર્યા હોત ! તે આજે એક વિચાર પ્રકટ કરતા તો કાલે તેથી જુદાજ પ્રકારે વર્તતા ! આવું તો વારંવાર બનતું."

"યાસનાયામાં આવતાં અતિથીમંડળમાં ટૉલસ્ટૉયની ઉપરોકત પદ્ધતિના પરિણામે હમ્મેશાં બે પક્ષ પડતા. એક ટૉલસ્ટૉયનો પોતાનો અને બીજો વિરૂદ્ધ. ટૉલસ્ટૉયના પક્ષનું એ કથન હતું કે પ્રત્યેકે જાતેજ ખેતી કરવી જોઇએ. આ પક્ષનું પ્રમુખસ્થાન ટૉલસ્ટૉય તરફ રહેતું અને વિરૂદ્ધપક્ષના પ્રમુખત્વનું માન તેમની પત્નીને મળતું. આ પક્ષનું એવું કહેવું હતું કે જેમ ચાલતું આવ્યું છે તેમજ ચલાવવું જોઇએ.'

એજ અરસામાં શ્રી રમેન નામે યાહુદી પણ તેમને ત્યાં આવેલો હતો. એના વિષે ઍના સુરેને નીચેની હકીકત જણાવેલી છે.

"એક દિવસ આ મૂર્તિ અચાનક આવીને ઉભી રહી. એ કયાંથી અને કેમ આવ્યો છે તે વિષે કોઇને ખબર નહતી. તેણે કહ્યું કે પોતે કાઉંટનો શિષ્ય બની કામ કરવા માટે આવેલો છે. તેના આ કથનથી કાઉંટ ખુશી થઈ ગયા અને ગામમાં આવેલા એક મકાનમાં તેને રહેવાની સવડ કરી આપી. આ તરુણ ઘણા દિવસ સુધી રહ્યો અને અડચણના પ્રસંગે તેનો ઉપયોગ પણ સારો થતો હતો. ગરીબ ખેડુતને ઘેર કોઇ આજારી થતું તો તે રાત દિવસ તેની શુશ્રૂષા

ઉઠાવતો. આ વખતે ટાયફસ તાવનો રોગ ગામમાં ચાલતો હોવાથી ફીનરમેન ઘણાને ઉપયોગી થઇ પડયો. તેની આ પરોપકારબુદ્ધિથી અનેકને તે દેવ જેવો લાગ્યો હોય તો નવાઇ જેવું નથી. ગામના ઘણા જુવાનીયા તેની સોબતે વળગ્યા. એમાં મારો પુત્ર પણ હતો. આ મંડળીએ તેનાં યશોગાન કરવા માંડયાં; પણ મને તેના વિષે ભારે શંકા રહેતી હતી. કાઉંટેસ અતિ વ્યવહારકુશળ હોવાથી તેમણે ઘણા પ્રસંગોએ ફીનરમેનનો ઉપયોગ કરી લીધો હતો. એક દિવસ તે પોતાને શિવણ કામ સારૂં આવડે છે એવું બોલી ગયો તે પરથી તરતજ કાઉંટેસે બજારમાંથી કાપડ મંગાવી પોતાની ઇજાર તૈયાર કરવા કહ્યું. ફીનરમેને કાપડ ફાડયું અને બે બાંયો વાંકીચુકી શીવીને જોડી દીધી. આ બાબત જોઇ ત્યારથી તે કાઉંટેસના મનમાંથી તદ્દન ઉતરી ગયો."

"ફીનરમેન ઘણી વખત ખેતીનું કામ પણ કરતો અને એ કામ ન હોય ત્યારે ધર્મનો અભ્યાસ કરતો. કાઉંટ તેને વખતોવખત જમવા બોલાવતા ત્યારે તે વિનોદી વાતોથી સર્વનાં મનને રંજન કરતો. છેવટે તેણે કાઉંટના ધર્મપંથનો ત્યાગ કરવાનો નિશ્ચય જાહેર કર્યો અને એક ધર્મગુરૂ પાસે જઇને પુરાણા ગ્રીક પંથનો અનુયાયી બન્યો. તેના આ દીક્ષાવિધિના પ્રસંગે ટૉલ્સ્ટૉય કુટુંબમાંનું કોઇ જ હાજર ન હતું."

"એ પછી એક દિવસે લશ્કરની નવી ભરતીને માટે થાણામાં હાજર થવા હુકમ મળ્યા પછી એ ગૃહસ્થ અદ્રશ્ય થયો અને પુનઃ જોવામાં આવ્યો નહિ."

આ સમયે 'મેરાયા સ્મિથ' નામની એક સ્ત્રી પિટર્સબર્ગથી આવી હતી. તે પિટર્સબર્ગની એક કન્યાશાળામાં શિક્ષિકા હતી. તે ટૉલ્સ્ટૉયના લેખો વાંચીને તેમને મળવા આવી હતી. પોતાની મુલાકાત વિષે તે લખે છેઃ—

"મને તો ટૉલ્સ્ટૉયનો યાસનાયાનો જીવનક્રમ એકંદરે અત્યંત કષ્ટદાયક જણાયો. તેમની ચોતરફનું મંડળ તેમનાથી ભિન્ન મતનું હોવાથી આખા કુટુંબમાં તે એકલવાયા પડી જતા લાગે છે. પોતાના કુટુંબનાં માણસોને લાંબા વખતે પણ પોતાના મતનાં કરી શકાશે એવો ભરોસો હોવાથીજ તે કુટુંબને વળગી રહ્યા છે; પણ એવું કોઇ પણ કાળે બને તેની મને તો ભારે શંકા છે."

"એક દિવસે વાતચીતમાં લીયોએ મને કહ્યું, આ સર્વ મારાંજ પાપ છે. મેં કેટલીએ વખત વૉરોનકા અને ઝાસેકા (નદી) ના સંગમ આગળ ઝૂંપડી બાંધીને રહેવાનો નિશ્ચય કર્યો હતો. તે સ્થળ તદ્દન એકાંત અને ઉપાધિરહિત છે. અદ્યાપિ પણ મારૂં હૃદય તે તરફ ખેંચાય છે; પણ સંસાર ત્યજીને એ પ્રમાણે એકાંતિક જીવન ગાળું તો પ્રભુનો અપરાધ કર્યા જેવું થાય. જે સગવડભરી સ્થિતિમાં તેણે મને રાખ્યો છે તે સ્થિતિમાં અડચણો સહન કરી તેની સેવા

કરવી એજ મને અધિક શ્રેયસ્કર લાગે છે. હું જાણું છું કે મારી આજુબાજુના માણસો મારો ઉપહાસ કરે છે અને મારી વિરૂદ્ધ વર્તે છે; પણ એથી મારો અહંકાર ઓછો થાય છે અને મને લાગે છે કે હું ઈશ્વર તરફ અધિકાધિક આગળ વધતો જાઉં છું. હું અરણ્યમાં જઇ વાસ કરૂં તો ત્યાં મને સ્વતંત્રતા અને શાંતિ મળે, કિંતુ પ્રભુની તરફ આગળ વધી શકું કે કેમ તે વિષે શંકા આવતાં મારો જીવ વ્યાકુળ થઇ જાય છે; અને એવું લાગે છે કે પ્રભુ મને ત્યજી દે તો એ શાંતિ અને સ્વતંત્રતાનો શો ઉપયોગ ? આ કારણથીજ વર્તમાન અસહ્ય સાન્નિધ્ય જાળવવું એજ ઉત્તમ છે, એમ લાગવાથી મેં સંસારમાંજ રહેવાનો નિશ્ચય કર્યો છે. ”

ટૉલ્સ્ટૉયના જીવનના આ કાળ વિષે લખતાં 'આર્યુઝાપ' કહે છે, “આ વખતે લીયો એક સામાન્ય ખેડુત પ્રમાણે ખેતરમાં કામ કરીને તેમના જેવીજ રોજી લેતા હતા. તે આધે જમીન રાખી મહેનત મજૂરી કરી અડધો ભાગ મેળવતા હતા; અને એ રીતે આવતા અડધા ભાગમાંથી ત્રણ પંચમાંશ પોતાના માટે રાખી બાકીનો બે પંચમાંશ ભાગ એક ગરીબ વિધવાને આપતા હતા.”

“ એક વખત તેમનો એક સ્નેહી યાસનાયા આવીને ત્રણ મહિના રહ્યો હતો. એ મુદતમાં એ બન્નેએ ઈંટો પાડીને એક વિધવાને ઘર બાંધી આપ્યું હતું. ઈંટોનું કામ કાઉંટ પોતે કરતા અને તેમની બે પુત્રીઓ ઘાસનું આચ્છાદન તૈયાર કરતી. ”

“ એ ઘર બાંધવાના કામમાં ટૉલ્સ્ટૉયને જોઇએ તેવો યશ મળ્યો નહતો. ઈંટોનો ગારો બરાબર રીતે તૈયાર નહિ થવાથી તે ફાટી જઇ ધસી પડતી. એ ખરૂં છે કે ટૉલ્સ્ટૉય કુંભારકામ સારી રીતે શીખી શક્યા નહતા; પરંતુ જોવાનું એ છે કે તેમનું ઉદ્યોગીપણું કેટલું ખડતળ હતું. ”

“ ઉપદેશથી ટૉલ્સ્ટૉયે યાસનાયામાં વૉડકા (દારૂ)નો ઉપયોગ તદ્દન બંધ કરાવી દીધો હતો. ગામના પ્રત્યેક માણસનો તેમનાપર પ્રેમ હોવાથી તેમના એકજ શબ્દથી દારૂનો પૂર્ણપણે ઉચ્છેદ થયો હતો. યાસનાયામાં એ વિષ મળવાનું એકે સ્થળ રહ્યું નહતું. તે કહેતા કે તંબાકુ નહિ પીનાર દશ વર્ષ અને દારૂ નહિ પીનાર એંશી વર્ષ વધારે જીવે છે. ”

“ટૉલ્સ્ટૉય કંઈ વિશેષ કામ કરતા ત્યારે થાક ઉતારવા પાણી મેળવીને દારૂ લેતા; પણ પછીથી એ પ્રકાર પણ બંધ કરી દીધો હતો અને માત્ર પાણી કિંવા છાસ સિવાય બીજા કશા પીણાનું તેમણે સેવન કર્યું નથી. ”

આજ સમયની હકીકત 'શીનરમેન' નીચેના શબ્દમાં કહે છેઃ—

“ અમે આખો દિવસ ઘાસની કાપણીનુંજ કામ કરતા. અમે ઘાસ લાવીને

નાખતા એટલે ગંજી શીકવાનું કામ ટૉલ્સ્ટૉય કરતા. મરાયા પણ અમારી સાથે ઘાસ કાપતી. અમારો આ ઉદ્યોગ સૂર્યાસ્ત સુધી ચાલતો; અને સંધ્યાકાળના સુમારે ગંજી શીકવાનું કામ પૂરૂં થતું એટલે ટૉલ્સ્ટૉય ગંજીપરથી નીચે ઉતરતા."

"એક દિવસે એ કામ પૂરૂં થતાં પરસ્પરમાં કેટલીક વાતચીત ચાલી. પછી અમારામાંનું કોઇ બોલી ઉઠયું કે શુભ અને અશુભના મિશ્રણ વિના માનવજીવન નભવું શકય છે ? એના જવાબમાં કાઉંટે કહ્યું કે એ પ્રશ્ન અતિ ગહન છે; પરંતુ એટલું તો નક્કી છે કે મનુષ્યની ઉત્પત્તિ અશુભમાંથી નહિ પણ શુભમાંથીજ થએલી છે. પરમ દિવસેજ એક પ્રાચીન દંતકથા વાંચતાં મને કેટલાં ઉચ્ચ તત્ત્વો તદ્દન સાદી ભાષામાં વ્યકત કરેલાં જણાયાં. એમાંનીજ એક દંતકથા હું કહું છું."

"પ્રભુએ પૃથ્વી અને સ્વર્ગ એ બન્નેની સુંદર વસ્તુ મિશ્રિત કરીને નવીન પ્રાણી નિર્માણ કરવાનો વિચાર કર્યો ત્યારે સત્ય નામના દેવદૂતે પ્રભુને કહ્યું: 'ભગવન્, એવું પ્રાણી ઉત્પન્ન ન કરશો. તેમ કરશો તો પસ્તાવું પડશે; કેમકે તે દંભ અને લુચ્ચાઇનું સામ્રાજ્ય પ્રવર્તાવી તમારૂં નામ ખરાબ કરી મૂકશે અને મોહક વસ્તુનો મોહ અનિવાર્ય બનશે.'"

"એટલામાં ન્યાયદેવીએ કહ્યું: 'એવું પ્રાણી નજ ઉત્પન્ન કરશો. તે કેવળ સ્વાર્થસાધુ બનીને પૃથ્વીપર દુષ્ટ વર્તન ચલાવશે. અન્યનાં દુઃખ પોતાને કાને પણ પડવા નહિ દે અને દુઃખિતનાં અશ્રુ તેનાં હૃદયને પલાળી શકશે નહિ.'"

"શાંતિદેવીએ કહ્યું: 'એવું પ્રાણી પૃથ્વીપર રકતની નદી વહેવડાવશે—રકતપાત એજ તેનો ધંધો થઇ પડશે. તે પૃથ્વીનો ઉચ્છેદ કરવામાં ભૂષણ માનશે અને પ્રત્યેક ક્ષણે પ્રત્યેક જીવ મૃત્યુની ધાસ્તીમાં રહેશે.'"

"દેવદેવીઓનાં આવાં ભાષણ સાંભળી સર્વેશ્વર ચિંતામાં પડયા. તેમને પણ લાગ્યું કે એવું પ્રાણી સૃષ્ટિને ઉપદ્રવ કરશે. એટલામાં પ્રભુની નાની પુત્રીએ આગળ આવી કોટે વળગી પડી કહ્યું: 'તમો ધારો છો તેવું પ્રાણી નિર્માણ કરો. તમારા સર્વ દૂત એવા પ્રાણીને છોડી દેશે તોપણ હું તેને ઠેકાણે લાવીશ. હું તેના દુર્ગુણને સદ્ગુણમાં ફેરવી દઇશ. તે સત્યમાર્ગથી ચલિત ન બને તે સારૂ અહર્નિશ તેનાપર નજર રાખીશ. હું તેના હૃદયમાં વાસ કરી દુર્બળની સહાયકારી બનીશ.'"

"આ સલાહ સંભળાતાંજ સર્વેશ્વરનું મુખ ઉલ્લસિત બન્યું. તેમણે તે પ્રાણીની ઉત્પત્તિ કરી અને કહ્યું કે ધ્યાનમાં રાખજે કે તું દયાનું મૂળ છે."

× × × ×

"માનવપ્રાણીની ઉત્પત્તિ આ રીતે થએલી છે. તે ખરાબમાંથી ઉત્પન્ન ન થતાં સારામાંથી નિર્માણ થએલું છે."

"ટૉલ્સ્ટૉયનું આ કથન સાંભળી મરાયાએ કહ્યું કે, 'ત્યારે આપણામાં

પાપબુદ્ધિ ક્યાંથી આવી ?' ''

" ટૉલ્સ્ટૉયે કહ્યું: 'એક સરદારની ફળાઉ વૃક્ષની વાડી હતી. તેમાં બહુ ઉંચા પ્રકારનાં ફળાઉ વૃક્ષ ઉછેરેલાં હતાં. તેના રક્ષણાર્થે વાડીના પ્રવેશદ્વાર આગળ બે રક્ષક રાખવામાં આવ્યા એમાંનો એક લંગડો અને બીજો આંધળો હતો. સરદારે મનમાંજ ધાર્યું કે, એ અન્ય કોઇને અંદર આવવા નહિ દે અને પોતે ફળ ખાઇ શકશે નહિ. આ વિચારથી તે નિર્ભય બની મહેલમાં ચાલ્યો ગયો. ધીમે ધીમે મધ્યરાત્રિ થઇ. ચંદ્રનો ઉદય થયો. વાડીનાં વૃક્ષપર તેનાં કિરણ પડયાં અને ફળ અદ્ભુત સૌંદર્યથી ચળકવા લાગ્યાં; ત્યારે લંગડાએ આંધળાને કહ્યું કે; ભાઇ, આ ફળો કેવાં સુંદર છે ? ''

" આંધળાએ કહ્યું: ત્યારે લઇ આવને ! આપણે બન્ને ખાઈએ. "

" દીર્ઘ નિશ્વાસ નાખી લંગડાએ કહ્યું: અરે હું ત્યાં જાઉં કેવી રીતે ? જો તું ખાંધપર બેસાડી ત્યાં લઇ જાય તો ફળ તોડી શકું. "

" આંધળાએ એ વાત કબૂલ કરી લંગડાને ખાંધપર ઉંચકી લીધો અને બન્નેએ યથેચ્છ ફળનો ઉપયોગ કર્યો. "

" સવારે સરદારે વાડીમાં આવીને જોયું તો ફળ નજરે પડયાં નહિ. રક્ષકો પોતપોતાની જગ્યાએ બેઠેલા હતા. તેમના તરફ જોઈ તેણે ક્રોધિત મુદ્રાએ કહ્યું: ચોરોને તમે અંદર કેમ પેસવા દીધા ? "

" સરકાર, આપના ચરણનો સ્પર્શ કરીને કહીએ છીએ કે અહીં કોઈ ચોર આવ્યો નથી. "

" ત્યારે તો તે તમારૂંજ કામ હોવું જોઇએ. ખરી વાત કબૂલ કરો. "

" લંગડાએ કહ્યું: સાહેબ, બે પગલાંએ હું ચાલી શકતો નથી તે આપ જુઓ છોજ. "

" આંધળાએ કહ્યું: સાહેબ, મને રસ્તાની દિશા પણ જણાતી નથી તો પછી એ કામ હું શી રીતે કરી શકું ? "

" સરદારે લંગડાને ઉંચકી આંધળાના ખભાપર બેસાડયો અને કહ્યું: 'આ કામ આવી રીતે કર્યું છે !' "

× × × ×

" મનુષ્યની વાતજ એવી છે. ગમે તેવું પણ શરીર તો એક મૃત્‌પિંડ છે. એ તો તદ્દન શાંત અને આજ્ઞાધારક છે.' "

" તે કહે છે કે, મારાથી પાતક થવું સંભવિતજ નથી. હું અંધ છું, મોહક વસ્તુ મારી નજરે આવતી નથી અને તેના કર્તા વિષે પણ હું અજ્ઞાન છું."

" જીવાત્મા કહે છે, હું તો કદિજ પાતક કરતો નથી. તારો ત્યાગ થતાંજ

હું શુદ્ધ વાતાવરણમાં ગરૂડની માફક વિચરૂં છું."

"આવી વાત સાંભળી સર્વેશ્વર જીવાત્માને શરીરની ખાંધપર બેસાડે છે અને એ રીતે માનવજીવનના રોપા ઉગવે છે. કાળે કરીને તે મોટા થાય છે અને તેને ફળ આવવા લાગે છે. એ એના સંયોગમાંજ સર્વ રહસ્ય સમાએલું છે. એમાં અશુભ વસ્તુ પણ છે અને શુભ વસ્તુ પણ છે."

× × × ×

"એ પછી સૂર્ય આથમી ગયો અને ધીમે ધીમે અજવાળું પણ ઓછું થતું ચાલ્યું. એ સમયે પૂર્વ ક્ષિતિજપર મોટાં મોટાં કાળાં વાદળાં તરતાં હતાં તે તરફ આંગળી કરી ટૉલસ્ટૉયે કહ્યું કે, સૃષ્ટિમાં કેવું પ્રચંડ પરિવર્તન થયા કરે છે! હવે સૂર્યાસ્ત થઇને અંધકાર પ્રસર્યો છે પણ સૃષ્ટિ ભાવી અરૂણોદયની આશાપર જીવન ટકાવી રહે છે. વળી એક બીજી દંતકથા હું કહું છું. કોણ જાણે કેમ આજે મને દંતકથાઓજ યાદ આવે છે."

× × × ×

"એક રાજાની પુત્રીનું લગ્ન એક કોટયાધિપતિના પુત્ર સાથે કરવાનું નક્કી થયું હતું. પોતાની ભાવી પત્નીના સુખ માટે તે ધનવાનના પુત્રે અનેક પ્રકારની વ્યવસ્થા કરી. તેણે સુંદર સંગેમરમરના પાષાણનો એક મનોહર મહેલ ચણાવ્યો. અનેક દેશોમાંથી આભૂષણો સારૂ ઉંચી જાતનું જવાહીર મગાવ્યું. મીજબાનીઓ અને નાચગાન પણ ખૂબ કરાવ્યાં. પણ એ સર્વ વાતની અસર રાજકન્યાના ચિત્તપર જરા સરખી થઇ નહિ; કેમકે તે રાજાની પુત્રી હતી તેથી તેને આમાં નવીનતા કંઇજ ન જણાઈ."

"આજ ન્યાય જીવાત્માને લાગુ પડે છે. સૃષ્ટિ પોતાનો સર્વ ભંડાર તેના આગળ ખુલ્લો રાખી ઇંદ્રિયજન્ય સુખનાં અનેક સાધન તેના સમક્ષ રજુ કરે છે; પણ જીવાત્માને તેનાથી સંતોષ થતો નથી; કારણ કે તે પરમાત્માનો પુત્ર છે."

"ટૉલસ્ટૉયની વાત પૂરી થઇ. હવે પછી કોઇ કંઇ બોલ્યું નહિ. સર્વ પોતપોતાના વિચારમાં લીન જણાયા. તેમણે કહેલી દંતકથામાં રહેલા ગંભીર અર્થ અને તેમની વાત કહેવાની શૈલીની અસર અમો શ્રોતાઓના ચિત્તપર એવી થઇ કે, સર્વ આનંદસાગરમાં તરવા લાગ્યાં. સર્વને લાગ્યું કે પોતે વર્તમાન સંસારની બહારજ વિચરી રહ્યા છે."

એ પછી મરાયા ત્યાંથી થોડા માઇલપર એક ગામડામાં ઝૂંપડી બાંધીને રહેવા લાગી. ત્યાં તે ખેતી કરીને સાદા ખેડુતની પેઠે કાળ નિર્ગમન કરતી હતી.

મરાયા જાતે ખેડુત નહોતી. તે ઉચ્ચ વર્ગની સ્ત્રી હતી અને પ્રથમ કહી ગયા પ્રમાણે શિક્ષિકાનો ધંધો કરતી હતી. આમ છતાં તે પોતાના વર્ગના અભિ-

માનનો ત્યાગ કરી તથા માનનીય ધંધાને રજા આપી તદ્દન સાદું જીવન ગાળવા લાગી. આ ઉપરથી માનવાને હરકત નથી કે, ટૉલ્સ્ટૉયના વિચારોની તેનાપર પૂરે-પૂરી અસર થઇ હતી.

ચોમાસાનું ખેતીનું કામ પૂરૂં થયા પછી ટૉલ્સ્ટૉયનો મિત્ર 'ગે' બહુધા યાસનાયામાં રહેતો હતો અને કાઉંટેસ તથા શાળામાં જતાં બાળકો મોસ્કો જતાં. માત્ર ટૉલ્સ્ટૉય, તેમની પુત્રીઓ અને 'ગે' યાસનાયામાં રહેતાં. આ સમયમાં ટૉલ્સ્ટૉયને લેખનકાર્યમાં 'ગે' ઘણીજ મદદ કરતો હતો.

વૅાસેલી મોરોઝૉફ નામનો ટૉલ્સ્ટૉયનો એક શિષ્ય હતો. એને પ્રાથમિક શિક્ષણ ટૉલ્સ્ટૉયની શાળામાંજ મળ્યું હતું. એ પછી ખાનગી લેખન વાંચનથી તેણે જ્ઞાનમાં સારો વધારો કર્યો હતો. તે તૂલામાં ગાડીવાનનો ધંધો કરતો અને અવકાશના સમયે માસિકોમાં લેખ પણ લખતો. તેણે ટૉલ્સ્ટૉય વિષે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"મારા આદ્ય ગુરૂ લીયો ટાલ્સ્ટૉય વિષે યાસનાયાના સહાધ્યાયીઓ તરફથી અનેક ચમત્કારિક વાતો મારા કાને આવવા લાગી. લીયો સાદા ખેડુત બનેલા હોઇ ખેડવાનું, વાવવાનું, કાપવાનું, લાકડાં ફાડવાનું, સુથારનું અને મોચીનું કામ કરે છે એમ મારા મિત્રો કહેવા લાગ્યા. એક મિત્રે તો એમ પણ કહ્યું કે, લીયોને તું હવે ઓળખી પણ નહિ શકે. તું નિશાળમાં ભણતો હતો ત્યારે તે સારા હતા પણ હવે તેથીએ વધારે સારા છે. તે એટલા દયાશીલ બન્યા છે કે, કામ કરતાં કરતાં ઘોડા થાકી જાય છે તો તે પોતેજ હળ ખેંચે છે; અને કોગળીયું ચાલે ત્યારે પણ અમારા જેવાની ઝૂંપડીમાં આવીને મદદ કરે છે."

"મિત્રોના મુખના આવા શબ્દો સાંભળી હું લીયોના દર્શન માટે અતિ આતુર બન્યો. તરતજ હું યાસનાયા ગયો. હું ઘોડાપરથી ઉતરી તેને તબેલામાં બાંધતો હતો તેટલામાંજ એંસી વર્ષની મારી માસીએ દોડી આવીને કહ્યું, તને શું કહું! આ જગતમાં મારૂં છે એમ કહેવા જેવું કંઇ નથી. ફૂટલી દમડી પણ મારી પાસે નથી. લીયોની મદદ ન હોત તો હું આટલા દિવસ જીવી શકી ન હોત. પ્રભુ તેને દીર્ઘાયુ કરે. અમારા જેવાં નોધારાંનો તે આધાર છે. મારૂં ઘાસ કાપીને તેણે ગંજી કરી આપી અને ખેતર પણ ખેડી આપ્યું. હવે આ તુટવાની તૈયારીમાં આવેલા ઝુંપડાને પણ તેજ સમારે છે."

"માસીની સાથે થોડીવાર વાતો કર્યા પછી હું સુથાર લીયો તરફ જવા નીકળ્યો. તેમને ઘેર પહોંચીને તરતજ હું તેમની સામે ગયો નહિ. સહજ આડે રહી હું તેમના તરફ જોવા લાગ્યો. અરેરે! મારા આદ્યગુરૂની કેવી સ્થિતિ! તેમના સઘળા વાળ ખડબચડા થઇ ગયા હતા અને મુખપર કરચલીઓનો પાર રહ્યો ન

હતો ! અહાહા, તે તદ્દન વૃદ્ધ થઇ ગયા છે પણ તેમની કામ કરવાની હોંસ હજુ કેવી જુવાન છે ! પેરણની બાંયો ચઢાવી લાકડું છોલવાનું કામ તે કરી રહ્યા હતા અને કમરપટામાં નાનકડી કરવતી લટકી રહી હતી.”

“હું લીયોને મળ્યો. તેમની સાથે થોડીક વાતો કરી. સર્વદા કાર્ય કર્યા કરવાનો ઉપદેશ કરતાં તેમણે કહ્યું કે, ‘કાલેજ આ દેહ છૂટી જશે એ વાત હમેશા લક્ષમાં રાખી જેટલું બને તેટલું સત્કાર્ય આજેજ કર.’ તેમના આ શબ્દો મારા હૃદયમાં કોતરાઇ ગયા છે.”

“લીયોપર હું હૃદયપૂર્વક પ્રેમ કરવા લાગ્યો. હું વારંવાર તેમને મળવા પ્રયત્નશીલ રહેતો અને જ્યારે જ્યારે તેમની મુલાકાત થતી ત્યારે ત્યારે પ્રેમ અને સૌજન્યયુક્ત શબ્દોથી મારા કર્ણ ભરાઇ જતા. તે કહેતા કે, ગ્રામ્યવાસ, શારીરિક શ્રમ (અંગમહેનત), ઉત્તમ ક્ષુધા અને નિર્વિઘ્ન નિદ્રા એજ સુખી જીવનનાં ઉમદા સાધન છે.”

ટૉલ્સ્ટૉયના વિચારોની કસોટીરૂપ એક બનાવ આ વખતે બન્યો અને તેમાંથી તે પસાર થયા. વિચાર, વાણી અને વર્તનની એકતા રહેવી એ કાંઇ સામાન્ય વાત નથી. ઇ. સ. ૧૮૮૬ ના જાનેવારીની ૧૮ મી તારીખે તેમનો એક ચાર વર્ષનો એલેક્ઝી નામનો પુત્ર છાતીના વિકારથી મૃત્યુ પામ્યો. એ વિષે ઍના સુરોન કહે છે:–

“કેવળ છત્રીસ કલાકની મુદ્દતમાં આ સુંદર પુત્ર ગુજરી ગયો. આ પ્રસંગે કાઉંટનું વર્તન તેમના વિચારને શોભે તેવું હતું. તે કહેતા કે શ્રદ્ધાળુને મૃત્યુ હિસાબમાં નથી, અને આ પ્રસંગે તે તદ્દનજ શાંત રહ્યા. મરણ સમયે બાળકે જ્યારે તેમને પોકાર્યા ત્યારે તે તદ્દન શાંત ચિત્તે તેની પથારી પાસે જઇને ઉભા રહ્યા.”

“બાળકે તેમને ઓળખીને પોતાના હાથ લાંબા કરી ઉંચાં ચક્ષુ કરી માતાને પૂછ્યું: ‘જુઓ, જુઓ, કોણ છે ?’ પણ તેનો ઉત્તર મળતાં પૂર્વેજ તે દેહ ત્યજી ગયો.”

“ભટ્ટભિક્ષુક અને ઉત્તરક્રિયાપર ટૉલ્સ્ટૉયને બીલકુલ વિશ્વાસ નહતો; તથાપિ આજુબાજુનાં માણસોના સાંત્વનાર્થે તેમણે કોઇપણ ક્રિયાકર્મ માટે વાંધો ઉઠાવ્યો નહિ.”

“એલેક્ઝી ઘણો શાણો અને મિતભાષી હતો. બાળસ્વભાવને અનુસરી તેણે વ્યર્થ બકવાદ કદિ કર્યો નહતો. ગમે તે સમયે તેના તરફ દૃષ્ટિ કરતાં તે વિચારમગ્ન જણાતો. માતાપિતાના ગુણ તેનામાં બરાબર ઉતરેલા હતા.”

પુત્રમરણનો ઘા જેવો તેવો હોય છે ? ટૉલ્સ્ટૉયની સમવૃત્તિનું આ ઉંચામાં ઉંચું દૃષ્ટાંત કહી શકાય; કેમકે ભલભલા અદ્વૈતવાદીઓ પણ આવા પ્રસંગે શાંતિ રાખી શકતા નથી.



# प्रकरण १८ मुं--हवे शुं करवुं जोइए ?



ભિખારીઓની સ્થિતિ સુધારવા માટે કરેલા પ્રયત્ન પરથી ગરીબ અને શ્રીમંતની જીવનયાત્રા પરસ્પર કેવી સંકલિત છે તે ટૉલસ્ટૉયના લક્ષમાં આવ્યું હતું. આ અનુભવ ધ્યાનમાં રાખી તેમણે 'હવે શું કરવું જોઇએ ?' એ નામનું પુસ્તક ઇ. સ. ૧૮૮૬ માં પ્રસિદ્ધ કર્યું.

આ ગ્રંથમાં તે એક સ્થળે કહે છે કે, "મારો જીવનક્રમ મને અણગમતો લાગ્યો, તો તેમાં સુધારો કરવો એજ મારૂં ખરૂં કર્તવ્ય હતું; **પરંતુ મારૂં જીવન સુધારવાને બદલે લોકોનાંજ જીવન સુધારવાની ગાંડી કલ્પના મારા મગજમાં ઉદ્‌ભવી !** પછી અનુભવના અંતે મને જણાયું કે એમ થવું અશકય છે."

તેમણે શહેરી દરિદ્રતાનું પૂરેપુરૂં અવલોકન કર્યું, તેમાં તેમને જણાયું કે શહેરમાં રહેતા દરિદ્રીઓ મૂળે ગામડાનાજ હોઇ ઉદરનિર્વાહ માટેજ તેઓ શહેરનો આશ્રય લે છે; પરંતુ એમ કેમ બને છે તે તેમના લક્ષમાં આવ્યું નહતું. વાસ્તવિક રીતે સૃષ્ટિની સંપત્તિ ગામડામાંજ વિશેષ હોય છે. વૃક્ષ, હરીયાળી ભોંઓ અને ગાય વાછરડાં ગામડાંમાં જેવાં હોય છે તેવાં શહેરમાં નથી હોતાં; તો પછી જ્યાં ધૂળ અને પત્થરનીજ સંપત્તિ વ્યાપેલી છે ત્યાં લોકો કેમ ધસી જાય છે ? એનું કારણ એજ છે કે, ગામડાંમાં ઉત્પન્ન થનારી સંપત્તિ ત્યાંજ ન રહેતાં તે શહેર તરફ પડે છે અને ગામડાંના લોકો પણ તેની પાછળ શહેરમાં આવે છે. તેઓ કોઇપણ પ્રકારે શ્રીમંતોનું દાસત્વ કરી એ સંપત્તિનો બને તેટલો અંશ મેળવવાના હેતુથી નાના પ્રકારની નોકરીઓ કરે છે. આજ ગ્રંથમાં ટૉલસ્ટૉય કહે છે કે, "શહેરી શ્રીમંતો મોજશોખના ચક્રમાં સપડાએલા હોય છે. એ મોજશોખની ટેવ તેમને એવી દૃઢ થઇ ગઈ હોય છે કે, તેમાં કંઇ વિશેષતા છે અથવા અસ્વાભાવિકતા છે એ પણ તેમના ધ્યાનમાં આવતું નથી. વિશાળ રાજમહેલ રચવો અને

પછી તેમાં પાંચ દશ માણુસે રહેવું એ તો એમને (ધનિકોને) સ્વાભાવિકજ લાગે છે. અમારાં મકાનોની ઓરડીઓને ગરમ રાખવામાં એટલું બળતણુ વપરાય છે કે તેટલા ખરચમાં તો કેટલાએ ગરીબોની રસોઈ થાય; પણુ એમાંએ કંઈ અસ્વાભાવિકતા હોવાનો વિચાર અમને આવતો નથી. સહેજ અર્ધો માઇલ જવું હોય તોપણ બે ઘોડાની ગાડી અને બે ત્રણુ નોકર સાથે લઇ જવામાં અમને જરાએ વિશેષતા લાગતી નથી. અમારા ઘરની જમીનપર પાથરવાની સેતરંજીની કિંમત સહજ ચાર પાંચ હજાર રૂપિયા હોય છે; અને બાળકોના રમવાનાં રમકડાં માટે પણુ મુઠીએ મુઠીએ ધન વપરાય છે. એ સર્વ બાબતો અમારી દષ્ટિ પ્રમાણે કંઇજ નથી. અમને એનું પુરેપુરૂં વ્યસન પડી ગએલું છે; પણુ દરિદ્રતાનું વ્યસન ગરીબોને કેમ પડતું નથી તે અમને નવાઇ જેવું લાગે છે, પરંતુ એમાં પણુ અમારી ભૂલજ છે. મૃત્યુપર્યંત કષ્ટ વેઠયા કરવું; સરકારધારો ભરવા માટે ઢોર-ઢાંખર અને વાસણકુસણ સુદ્ધાં વેચવાં; એવી અનેક બાબતો ગરીબો માટે પણુ શું સ્વાભાવિક નથી બની ગઇ કે ? માટે અમને જેમ શ્રીમંતાઇ સ્વાભાવિક છે તેમજ તેમને દરિદ્રતા પણુ સ્વાભાવિક છે ! અમો શ્રીમંતોમાંના કેટલાક ઘણાજ ભોળા લોકો એમ કહે છે કે, અમે મોજમજા મારીએ છીએ તેથી પુષ્કળ ગરીબો પોષાય છે; માટે ગરીબોએ તો અમારા મોજશોખને અહર્નિશ દુવા દવી જોઇએ. પરંતુ મનુષ્ય ગરીબ થાય છે તેથી કંઇ બુદ્ધિહીન બની જતો નથી. શ્રીમંતો જેમ બુદ્ધિવાદ કરે છે તેમ ગરીબો પણુ કરી શકે છે. એકાદ માણુસ એકાદ મોટી રકમ જેમ તેમ વાપરી નાખે છે તો આપણુને તેની કૃતિ ખરાબ લાગે છે. આપણુને લાગે છે કે તેટલા પૈસામાં તો એકાદ મકાન બંધાયું હોત અથવા કોઇ બીજું કોઈ ઉપયોગી કામ બની શકયું હોત. આ બુદ્ધિવાદ કાંઇ ગરીબની નજર બહાર નથી હોતો. શ્રીમંતો કેવળ નવી જરૂરીઆતો ઉત્પન્ન કરી તે પૂરી કરવા ધનનો ધૂમાડો કરે છે ત્યારે ગરીબોના મનમાં પણુ એજ બુદ્ધિવાદ ઉદ્ભવે છે. વળી ગરીબોની જરૂરીઆતો કંઇ મોજલી હાજતો નથી હોતી, કિન્તુ કેવળ જીવન-નિર્વાહની આવશ્યકતાઓજ હોય છે. આથી શ્રીમંતો કરતા પણુ તેમના મનમાં બુદ્ધિવાદ પ્રબળતાપૂર્વક ઉછળે છે"

"લાખો માણુસ હમ્મેશાં ભૂખે પીડાય અને અહર્નિશ કામકાજના બોજા નીચે તેમની ગરદન દબાઈ રહે, ત્યારે કેટલાક સદાએ મોજમજા મારે અને ભરપૂર પગારથી રજા ભોગવે એ ગરીબોને યોગ્ય લાગતું નથી. આરંભમાં તેમને આ રીત માટે વિષાદ થઇ ક્રોધ પણુ આવે છે; પરંતુ સર્વ સમાજ એ વાતને કાયદે-સર માનતો હોવાથી તે વાતનો વિરોધ કરવામાં કંઇ અર્થ નથી એમ સમજી ગરીબ લોકો શાંત રહે છે. પછી ધીમે ધીમે એજ શ્રીમંતોનું અનુકરણુ કરવાનો

તેઓ યત્ન કરે છે તથા બનતા પ્રકારે ઓછો શ્રમ કરી બને તેટલા અધિક પૈસા મેળવવાની બુદ્ધિ તેમને સૂઝવા લાગે છે.”

“શ્રીમંતો હમ્મેશાં બડબડે છે કે, ‘ હાલના નોકરો તે કેવા નાલાયક થઇ ગયા છે ! ’ પણ આ કામમાં પોતેજ તેમના ગુરૂ છે એ વાત તેઓ જરાપણ સમજતા નથી. શ્રીમંતો પોતાના દૃષ્ટાંતથીજ તેમને સમજાવે છે કે, કામ ન કરવું અને મોજ મારવી એજ મનુષ્યનું ઇતિકર્તવ્ય છે; તો તેઓ એ માર્ગે ચઢે તેમાં તેમનો શો અપરાધ ? આવી ગરીબાઇમાંથી કેટલાક શ્રીમંતાઇ પ્રાપ્ત કરે છે, કેટલાક તેથી ઉતરતી પદવીએ આવે છે અને જે એટલે દરજ્જે પણ આવી શકતા નથી તેમની ભરતી કુંટણખાનામાં અથવા તેવાજ અન્ય પ્રકારમાં થાય છે.”

“સમાજમાં રાયરંકનો ભેદ અધિકાધિક પ્રબળ થતો જાય છે. રંકનો સ્પર્શજ ન થાય તેવી બુદ્ધિ શ્રીમંતોમાં બળવાન બનતી જાય છે. ગરીબોની સ્થિતિ વિષે શ્રીમંતો જાણી જોઇને આંખ આડા કાન કરે છે.”

“અમારો (ધનવાનોનો) આહાર વિહાર ગરીબોથી તદ્દન જુદો, અમારાં કપડાં-લત્તાં અને તે ધારણ કરવાની રીત જુદી, અમારા ઘરની પદ્ધતિ જુદી અને અમારૂં શિક્ષણ પણ અમારાં બાળકોને ગરીબોથી અતડા રહેતાં શીખવે એવું હોય છે. ”

“ભોજનના ટેબલ પાસે કેવી રીતે જવું, કેવી રીતે બેસવું, કેવી રીતે ઉઠવું લેડી સાથે કેવી રીતે હાથ મેળવવા, વગેરે શુષ્ક બાબતોનું પણ અમે શાસ્ત્ર બનાવ્યું છે. ”

“પોષાકની રચના પણ જેથી કરીને ગરીબોથી અમે જુદા દેખાઇએ એવાજ પ્રકારની અમે રાખીએ છીએ. અમારાં મકાનોની રચના પણ પ્રત્યેક માણુસ એકલો અને અતડો કેવી રીતે રહી શકે તથા ગરીબ માણુસો તેના જોવામાં ન આવે એવા પ્રકારની હોય છે. માણુસ જેમ જેમ અધિક શ્રીમંત થતો જાય, તેમ તેમ ગરીબ અને તેના વચ્ચેની જુદાઇ આ પ્રમાણે વધતીજ જાય છે. શ્રીમંતાઇ વધે તેમતેમ અમારે માટે ચોકી પહેરા પણ વધવા લાગે છે અને શેઠની મુલાકાત ગરીબોને માટે મુશ્કેલ બનતી જાય છે.”

“હરવા ફરવામાં પણ એજ પ્રકાર હોય છે. નાના ખટારામાં બે ત્રણ ખેડુત મજાથી મુસાફરી કરે છે અને રસ્તામાં કોઈ મિત્ર મળે છે તો તેને પણ બેસવાની જગ્યા કરી આપે છે; પરંતુ અમો શ્રીમંતોની ગાડીઓ માત્ર અમારા પોતાના એક નાજુક શરીર ઉપરાંત બીજા કોઇને જગ્યા આપી શકતી નથી.”

“અમને હાથ લુંછવા માટે રોજ પાંચ સાત રૂમાલની જરૂર પડે છે અને એવીજ સ્વચ્છતા અમારા નોકરે પણ રાખવી જોઇએ એમ અમો માની લઇએ

છીએ. વળી સફેદ મોજાં હાથે પહેર્યા પછીજ તેઓએ અમારા કાગળો અમને આપવા જોઇએ. અમારી મોજમજાની આ તરેહો હજી કેટલી હદે પહોંચશે, એની કાંઈ મર્યાદા નથી. જ્યાં સુધી બીજા લોકો અમારે માટે મહેનત-મજુરી કરવાને તૈયાર છે, ત્યાં સુધી તેમના લોહીનું છેલ્લું ટીપું પણ ચુસી લેવામાં અમે પાછા પડીશું નહિ."

"અમારી શિક્ષણપદ્ધતિના ઉંડાણમાં પણ એજ સત્ત્વ રહેલું છે. અમારા વર્તન અને શિક્ષણને લીધે અમો અને ગરીબોના વચ્ચે અંતરાયની ભીંતો એટલી બંધી થઇ છે કે, પરસ્પરની નજર પણ મળવી મુસ્કેલ છે. જે શ્રીમંતને ગરીબનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તેણે પ્રથમ તો એ ભીંતોને તોડી પાડવી જોઇએ. એકંદરે ગરીબોની અનેક વિપત્તિનું કારણ અમારી સંપત્તિજ છે."

ગરીબોને મદદ કરવા છતાં તેઓ સંતુષ્ટ થતા નથી, એવો અનુભવ ટૉલસ્ટૉયને વારંવાર થતો. આમ શાથી થાય છે તેનું કારણ ઘણા વખત સુધી તેમને સમજાયું નહિ; પરંતુ એવી સ્થિતિમાંએ પોતાની મદદ અપાત્રે જાય છે એમ લાગી તેમને ક્રોધ થતો નહિ; પરંતુ સહજ દીલગીરીજ થતી. આ સંબંધમાં તે લખે છે કે, "એક વખતે હું મારા ગામડામાં હતો ત્યારે મેં મારા પુત્રને એક યાત્રાળુને આપવા સારૂ એક પાવલી લાવવા કહ્યું. તેણે નજીકમાંથીજ રસોઇઆ પાસેથી તે ઉછીની લઇને મને આપી. પછી બીજા પ્રસંગે રસોઇયા પાસે જઇને તેના હાથમાં મેં રૂપયો એવી ધારણાથી મૂક્યો કે, આગલી પાવલી કાપી લઇને બાકીના પૈસા તે મને પાછા આપશે; પણ તેમ કરવાને બદલે તેણે તો તે રૂપિયો ખીસામાં પધરાવી અમારા રૂશીયન રીવાજ પ્રમાણે મારા હાથનું ચુંબન લીધું! તેની આ વર્તણુકથી મને ક્રોધ આવવો જોઇતો હતો; પરંતુ તેવું ન બનતાં મને મારીજ વર્તણુકની શરમ આવવા લાગી.'

"ગરીબને ગરીબ જાણીને હું જે પૈસા આપું છું તે વાસ્તવિક રીતે કોના છે? હું જે દાન કરૂં છું તેનું મૂલ્ય મારી દોલતના પ્રમાણમાં એટલુ ક્ષુલ્લક હોય છે કે, તે મારી દોલતનો કેટલો તુચ્છ ભાગ છે તે આંકડાથી કદી પણ ન શકાય; અને તેની ઉણપનો ભાસ પણ મને આવતો નથી. મોજમજાના બીજા અનેક પ્રકારો પાછળ હું જેમ પૈસા ઉછાળુ છું; તેમ દાન ધર્મ પણ મારી મોજનોજ એક પ્રકાર હોય છે; અને મારી ઇચ્છા થાય તે વખતે મોજની ખાતર હું દાન કરી શકું છું; તો રસોઇઆને એમ પણ કેમ ન લાગ્યું હોય કે મેં તેને એ રૂપિઓ બક્ષિસ આપ્યા છે! કેમકે અમારા ધોરણ પ્રમાણે રસોઇયાને એકાદ રૂપિયો આપવો એ તો રસ્તે જતા ભિખારીઓને પૈસો આપવા

જેવુંજ હોય છે. જેના ખીસામાં વગર શ્રમનો પૈસો ખખડે છે તેના દષ્ટિએ દાન પણ એક ગમ્મતનોજ પ્રકાર હોય છે.”

“ખરી રીતે વિચાર કરૂં તો એ પૈસો મારી પાસે ક્યાંથી આવ્યો? તેમાંનો કેટલોક અંશ મને જમીનમાંથી મળ્યો. એ જમીન મારા બાપ પાસેથી મને મળી. એ જમીન મેં દાણે આપી અને પ્રસંગે નહિ પાકવાથી ખેડુતોનાં વાસણ–કુસણ અને રાચરચીલું વેચાવીને પણ નાણું વસુલ કરી ખજાનામાં નાખ્યું.”

“એ પૈસાનો બીજો ભાગ મારાં પુસ્તકોના બદલા રૂપે મારી પાસે આવ્યો. મારાં એ પુસ્તકો જો લોકોને માટે હાનિકારક હોય તો ખોટો માલ વેચીને ખરા પૈસા લેવાનું પાતક મારા શિરે રહે છે, અને જો એ પુસ્તકો ઉપયોગી હોય તો તો તેમાંથી કમાણી કરી એ વળી વધારે મોટું પાપ છે. **લોકોને ઉપયોગી થાય એવી વસ્તુ મારી પાસે હોવા છતાં કેવળ પૈસાના લોભને લીધેજ તે તેમના હાથમાં ન જવા દેવી એ પાતક નહિ તો શું?** મારાં પુસ્તકોનો સંગ્રહ કરવા ખાતર કોઇ વિદ્યાર્થી કિંવા ગરીબ માણસે પોતાનું રાચરચીલું પણ મૂક્યું હશે. વળી એવી રીતે એકત્ર થએલા પૈસાનો હું શો ઉપયોગ કરૂં છું? તે પૈસા લઇને હું બીજા અણસમજુ તથા સશકત માણસોને આપીને તેના બદલામાં મારી તથા મારા કુટુંબની મોજમજા તથા લોભ લાલચ પૂરાં પાડવા માટે તેમની પાસેથી મેળવી શકાય એટલી મહેનત અને તાબેદારી મેળવું છું. આવી રીતે પુરતો બદલો આપ્યા વગર તેમના દ્વારા મેળવાય તેટલી મોજમજા અને પૈસો ટકો હું મેળવું છું. વચ્ચે વચ્ચે કોઇ કોઈવાર લહેર આવે છે ત્યારે તેમાંથી પાઇ પૈસો ભિખારીઓ તરફ મોજમજાને ખાતર ફેંકુ છું.”

“આવી રીતે એક હાથે દમડીયો ફેંકી **દાનવીર તરીકે હું પ્રસિદ્ધિ મેળવું છું અને બીજા હાથે તેજ ગરીબ વર્ગના પરસેવાવડે લાખો રૂપિયા મેળવી મારી તીજોરી તર કરૂં છું.** આ સર્વ વિચારપરંપરા મારા ચિત્તમાં ખડી થયા પછી મને મારી જાતને માટેજ લાજ આવે તેમાં નવાઇ જેવું શું છે? **અરેરે! તેમાં કાંઈ શંકા નથી કે, જે લાખો માણસો આજે અર્ધા ભૂખ્યા રહે છે તેમની સર્વ વિપત્તિનું પાતક મારેજ શિર છે** હું પોકારી પોકારીને કહું છું કે હું જે સ્થિતિમાં રહું છું તે સ્થિતિમાં હવે મારાથી રહી શકાય તેમ નથી.”

“મને લોકકલ્યાણ કરવાની ઇચ્છા થઇ ત્યારે સમસ્ત રૂશીયામાં અન્ન વગરનો એક માણસ ન રહેવો જોઇએ એવી મારી બુદ્ધિ થઇ હતી; પરંતુ એક બાજુએ બુદ્ધિ એવી હતી ત્યારે બીજી બાજુએ ગરીબોને લુંટવાના, તેમની મહેનતનું ફળ હોઇયાં કરી જવાના જે અનેક પ્રકાર છડેચોક ચાલતા હતા તેમાં મારી ભાગીદારી ચાલુજ હતી!”

"ગરીબ વર્ગ જે પદ્ધતિએ જીવન ગાળે છે તેમાં તેમને સ્વાભાવિક રીતે જ પુષ્કળ મહેનત કરવી પડે છે; અને તેમાં વળી ઉપલો વર્ગ તેમની સાથે જે હાથચાલાકી ચલાવે છે તેને લીધે દિનપ્રતિદિન તેમનું જીવન અધિક કષ્ટમય બનતું જાય છે. ગમે તેટલો શ્રમ લેવા છતાં એક તરફ દિવસે દિવસે તે ગરીબ વર્ગની ઉદરપોષણની અડચણો વધતી જાય છે અને બીજી તરફ તેમના કામપર પોષાતો બેઠાખાઉ શ્રીમંત વર્ગ અધિકાધિક પુષ્ટ અને ધનવાન બનતો જાય છે. અર્વાચીન સમયમાં ભૌતિકશાસ્ત્રનો વિકાસ થયો છે ખરો; પણ એ શાસ્ત્રનો ઉપયોગ એવી રીતે થાય છે કે, તેથી ફક્ત શ્રીમંતોને જ લાભ થઇને મહેનતુ વર્ગને હાનિ થાય છે. મેં મારી પોતાની આંખે કેવળ કામના બોજાને લીધેજ નીચલા વર્ગનાં પુષ્કળ વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકોને કચડાઇ જતાં જોયાં છે. તેઓ ભૂખ્યાપેટે શ્રમના ચક્કરમાં પીલાય છે અને રોગના તથા નુકશાનકારક ખાનપાનના ભોગ થઇ પડે છે. નવી નવી શોધખોળો અને કળાઓના વિકાસથી નીચલા વર્ગની દીનતા તથા દુર્બલતા આ પ્રમાણે વૃદ્ધિંગત થઇ છે ત્યારે ઉપલા વર્ગનું ગુમાન એટલું બધું વધી પડયું છે કે, પ્રાચીન સમયે એવા ગુમાનની કોઇને કલ્પના પણ નહિ આવી હોય. અમારી થેલીઓ એટલી બધી ભરાએલી રહે છે કે જેથી અમારે તો પેટને સારૂ શ્રમજ નથી કરવો પડતો; પરંતુ અમારા પુત્ર પાત્રાદિકો પણ તેનાવડે મોજમજા માર્યા કરે છે. ઉદ્યમી રહેવાનું માણસ જાતનું પ્રાચીન ધ્યેય હવે નષ્ટ થયું છે અને તેનું સ્થાન સંપત્તિમાન રહેવું એ શબ્દોને મળ્યું છે. અરબી ભાષામાં એક એવી વાત છે કે સિંદબાદ ખલાસીની ગરદનપર એક ડોસો બેઠો હતો અને રાત દિવસ તેને છોડતો નહતો; તે પ્રમાણે ધનવાન વર્ગ નિર્ધન વર્ગની ગરદનપર પિશાચની માફક ચઢી બેઠેલો છે."

"મારી ખાત્રી થઇ ચૂકી છે કે, જગતમાં પૈસા જેવી પાપી અને દુષ્ટ વસ્તુ એકે નથી. સઘળી અનીતિ અને પાપનું મૂળ પૈસો છે; અને મારી ચોતરફ જેટલાં દુઃખ હું જોઉં છું તે સર્વનું ઉત્પત્તિસ્થાન પૈસોજ છે."

કેવળ એ, જ પ્રશ્નની ચર્ચા કરવામાં આ ગ્રંથનાં કેટલાંક પ્રકરણ ટૉલ્સ્ટૉયે રોકેલાં છે. તેમનો મત એવો છે કે જ્યાં સુધી જગતમાં એક બાજુએ ખૂબ સંપત્તિ અને બીજી બાજુએ ખૂબ ગરીબાઇ એવી વિષમ વહેંચણી રહેશે ત્યાં સુધી ગુલામીનું અસ્તિત્વ રહેશેજ. અમેરિકામાં કાયદાદ્વારા એક પ્રકારની ગુલામી બંધ થઈ છે; પણ તેજ કાયદાએ બીજા પ્રકારની ગુલામીને ઉત્તેજન આપ્યું છે. અમેરિકામાં ગુલામીની પ્રથા બંધ થયા બદલ તાળીઓના ગડગડાટ કરનારા માણસોજ જુદી પદ્ધતિની ગુલામી ખુલ્લી રીતે ચલાવે છે. આ ગુલામી કેવળ પશુબળપર તેઓ ચલાવે છે. એકાદ વિજેતા એકાદ દેશ જીતે છે કે ત્યાંની સર્વ જમીન પચાવી

પાડે છે અને ગરીબોને વેઠે વળગાડી અનેક માર્ગે તેમને ચૂસવા માંડે છે. ત્યાં નાણાંની પદ્ધતિ શરૂ થાય છે એટલે બાકીના કાયદા ધીમે ધીમે પ્રવેશ કરવા લાગે છે. મિલકતના રક્ષણનો કાયદો નિર્માણ થાય છે, જમીનની માલકી વિજેતા તરફ કાયદેસર હકકથી જાય છે અને ગરીબોનો નિર્વાહ નષ્ટ થાય છે. જીવનયાત્રાને આવશ્યક એવી સર્વ વસ્તુ પૈસા આપીને ખરીદ કરવી પડે છે પણ પૈસો તો તેમની પાસે હોતો નથી; એટલે શ્રીમંતની ગુલામી કરી પૈસા મેળવવાની સ્થિતિ આપોઆપ ઉદ્દભવે છે. ખરીદાતા ગુલામોને તો જીંદગી સુધી પોષવાની જવાબદારી માલીકના માથે હોય છે; પણ આ કાયદેસર ગુલામીમાં તેવી જવાબદારી પણ નથી. આ રીતે કાયદો શ્રીમંતોની જોખમદારી ઘટાડી કનિષ્ઠ વર્ગને નીચોવે છે. આવી રીતે આધુનિક સમયમાં પ્રત્યેક ગરીબ કોઇને કોઇ રીતે શ્રીમતનું દાસત્વ કર્યાજ કરે છે.

આવા પ્રકારની ગુલામીનો માણસોને અભ્યાસ પડી જવાથી તેનું ખરાબ સ્વરૂપ લોકોના લક્ષમાં આવતું નથી; અને તેથી કોઇ તેના વિરૂદ્ધ ગરબડ કરતું નથી. એકાદ ખરાબ રીવાજ દીર્ઘકાળ પર્યંત પ્રચારમાં રહેવાથી પછી તેની ખરાબી બુદ્ધિશાળી પુરૂષના લક્ષમાં પણ આવી શકતી નથી. ઝેનોફન, પ્લેટો, એરિસ્ટોટલ જેવા તત્ત્વવેત્તાઓને પણ એજ કારણને લીધે ગુલામી પદ્ધતિની આવશ્યક્તા જણાતી હતી. વર્તમાનકાળના મજૂરવર્ગની સ્થિતિ પણ એવા પ્રકારના ટેવાઇ ગએલા ગુલામોના જેવીજ છે. બાકી ગુલામગીરીની જુની પદ્ધતિ સમાજને માટે જેટલી વિઘાતક હતી તેટલીજ વિઘાતક હાલની મજૂરીની પદ્ધતિ પણ છે.

ખરૂં જોતાં પૈસો તો માત્ર વિનિમયનું સાધન છે અને શ્રમ તથા પૈસા વચ્ચે યોગ્ય પરિમાણ હોવું જોઇએ. તેઓ વચ્ચેનો જન્યજનકભાવ નષ્ટ થવો ન જોઇએ; પરંતુ આજે શ્રમ અને પૈસાનો તેવો સંબંધ બીલકુલ રહેલો નથી. આજે કોઇ પણ માણસ એવું અનુમાન નહિ કરી શકે કે, અમુક પાસે પુષ્કળ પૈસો છે તેથી તેણે પુષ્કળ શ્રમ લીધેલો હોવો જોઇએ. પાસે પૈસો છે એટલે લોકોપર સત્તા ચલાવવાનું સાધન છે, એવોજ અર્થ આજે પૈસાનો છે. ટૉલસ્ટૉય કહે છે કે એ જ અર્વાચીન કાળની ગુલામીનું ખાસ સ્વરૂપ છે.

'મેં કાંઈ પણ શ્રમ કર્યો નથી, કરતો પણ નથી અને કરીશ પણ નહિ. બેંક નોટમાંથી ચેક ફાડવા એજ ઉદ્યોગ માત્ર મારા હાથમાં છે,' એમ મોટા ગારવથી બોલનારો ધનવાન માણુસ ખરૂં જોતાં પહેલા નબરનો બેશરમ, હરામખોર અને મૂર્ખ છે.

ટૉલસ્ટૉય કહે છે કે, "અન્ય શ્રીમંતોની માફક મારા મસ્તકમાં પણ એક વખત એવોજ ફાંકો હતો. મારી પાસે પૈસો હતો અને મને એમ પણ લાગતું હતું કે તે ઉદ્યોગને લીધેજ મળ્યો હતો. મને લાગતું કે, નિદાન એવો પૈસો પાસે

રાખવો એ કાયદાની દૃષ્ટિએ તો બરાબર જ છે; પરંતુ જ્યારે હું ગરીબોની વસ્તીમાં રખડવા લાગ્યો ત્યારેજ એ પૈસાની ખરી જન્મભૂમિ મારી નજરે પડી ! મને સમજાઇ ચુક્યું કે, ગરીબોનાં ખીસાંમાંથી ખૂબ પૈસો પડાવવો અને પછી 'એરણની ચોરી ને સોયનું દાન' એની પેઠે તેનો કિંચિત્ અંશ મોટા પરમાર્થીપણાના ડોળપૂર્વક તેમના ખોળામાં નાખવો, એ તો વસ્તુવિપર્યાસની અવધિજ છે. મને આમ સમજાયા પછી હવે મારે શું કરવું તેનો ઉત્તર પણ મને એજ વિચારપરંપરામાંથી મળી આવ્યો."

"પ્રાચીનકાળથી આરંભી ચાલુ ક્ષણ સુધી બુદ્ધ, ઇસાયા, સોક્રેટીસ, ઇસુખ્રિસ્ત વગેરે પુરૂષોએ જે તત્ત્વોનો ઉપદેશ પોકારી પોકારીને કરેલો છે, તેની સત્યતાની પ્રતીતિ મને એજ વખતે થઇ. એ અવતારી પુરૂષો આપણે શું કરવું એ પ્રશ્નનો ઉત્તર આપે છે. જેની પાસે બે અંગરખાં હોય તેણે એકથી ઉઘાડાને ઢાંકવો અને જેની પાસે બે ભાખરી હોય તેણે એક ભાખરી ભૂખ્યાને આપવી. આ પ્રમાણે બને તો જ ઇંદ્રિયોની અને પ્રભુની ભક્તિ એક સાથે થવી શકય છે. આ ઇસુના વચનનું રહસ્ય હવે મારા લક્ષમાં આવ્યું. જરૂર કરતાં અધિક અન્નવસ્ત્ર કોઇની પણ પાસેથી નહિ લેવાની આજ્ઞા તેણે પોતાના શિષ્યોને શામાટે કરી છે તે પણ હવેજ હું સમજ્યો. કદાચ સોયના છિદ્રમાંથી ઊંટ પણ પસાર થઈ શકે, પણ શ્રીમંત મનુષ્ય સ્વર્ગના દ્વારમાં નહિ પ્રવેશી શકે એ ઇસુવચનની માર્મિકતા પણ હવેજ મને સમજાઇ; અને ઘરબાર, વતનવાડી, સ્ત્રી પુત્ર વગેરે છોડીને જે મારી પાછળ આવતો નથી, તે મારો શિષ્ય નથી, એ પવિત્ર કથનનો ઉજ્જવલ પ્રકાશ પણ હવેજ મારા મગજમાં પડયો."

"કેવળ સ્વાર્થમાં લીન રહેવું એ કંઈ મનુષ્યનું કર્તવ્ય નથી. તેણે તો મુખ્યત્વે પરાર્થ માટેજ ઝુઝવું જોઇએ; એજ કુદરતનો કાયદો છે. એ કાયદાનું ઉલ્લંઘન માનવસમાજને હાનિકારક છે; પણ સૃષ્ટિમાં તેનું ઉલ્લંઘન પુષ્કળ થાય છે. કેટલાક માણસ બળવાન બનીને સામાન્ય સમાજથી જુદા પડે છે અને બીજાપર સત્તા ચલાવી તેમના શ્રમનો લાભ મેળવે છે. તેઓ પોતાનાં પુષ્કળ સત્તાસામર્થ્યનો ઉપયોગ સામાન્ય જનસમૂહનું સુખ વધારવા પાછળ ન કરતાં કેવળ પોતાની ઇંદ્રિયલોલુપતા પૂર્ણ કરવા પાછળજ કરે છે; અને એજ વાત અંતે તેમના નાશમાં કારણભૂત બને છે. મારી ખાત્રી થઇ છે કે, સામાન્ય જનસમૂહમાં જે વિપત્તિનું દર્શન થાય છે તેનું મૂળ આ ગુલામગીરીમાં અને ઈંદ્રિયલોલુપતામાંજ રહેલું છે. સાંપ્રતમાં પ્રવર્તતી ગુલામી કેવળ કાંડાંબાવડાંના બળપરજ આધાર રાખે છે. બંદુક બેગનેટની લશ્કર પદ્ધતિ, જમીનદારીની પદ્ધતિ અને કરની પદ્ધતિ એ

સર્વ કાંડાંબાવડાંના જુલમનીજ નિશાનીઓ છે. અર્વાચીન ગુલામીને જીવતી જાગતી રાખવાનાં એ ત્રણ સાધન છે."

"હું સર્ફ (એક પ્રકારના ગુલામ) લોકોનો માલીક હતો ત્યારે આ વાત મારા લક્ષમાં આવી હતી અને એ પાપમાંથી મુક્ત થવાનો મેં પ્રયત્ન કર્યો હતો. જાણે મારી પાસેના લોકો સર્ફ નથી પણ ખેડુતજ છે, એવી ભાવનાથી હું તેમની સાથે વર્તવા લાગ્યો હતો. મારા સ્વામીત્વનો કોઇ પણ દાબ મેં તેમનાપર રાખ્યો નહતો; અને અન્ય જમીનદારોને પણ એજ ઉપદેશ કરીને મારી બાજુનું વાતાવરણ શુદ્ધ કરવાનો મેં પ્રયત્ન કર્યો હતો; પરંતુ હવે એ ગુલામીના અન્ય અંશોને પણ તોડી પાડવાનો પ્રયત્ન કરવાનો મેં વિચાર કર્યો છે. કોઇનો પણ શ્રમ મફતનો ખાવો તે એ પદ્ધતિને ટેકો આપ્યા સમાન હોવાથી મેં કોઇના પણ કામનો સ્વીકાર નહિ કરવાનો નિશ્ચય હવે કર્યો છે."

"આ નિશ્ચય પાળવો હોય તો પોતાની પુષ્કળ હાજતો ઓછી કરી પોતાનું કામ પોતેજ કરી લેવું જોઇએ. અનુભવમાં મને જણાયું છે કે એ સિવાય અન્ય માર્ગજ નથી."

"મારા જીવનક્રમની સર્વ વિગતનું મેં સૂક્ષ્મ અવલોકન કર્યું ત્યારે મને જણાયું કે હું પણ કેટલાક લોકોનો શ્રમ મફતમાંજ ભોગવવા પાછળ મારૂં જીવન વ્યતીત કરૂં છું; અને તેથી મને લાગ્યું કે, મારે મારો જીવનક્રમ બદલવોજ જોઇએ."

"ગામડાંમાં ઉત્પન્ન થએલી સર્વ સંપત્તિ શહેર તરફ વહી જાય છે, એ ગરીબોની વિપત્તિનું પ્રથમ કારણ છે!"

"ગરીબ અને શ્રીમંત એવો ભેદ પડી એ બન્ને વચ્ચે અંતરાયની પાકી દિવાલ નિર્માણ થાય છે એ એનું બીજું કારણ છે."

"આથી મેં એવો સિદ્ધાંત બાંધ્યો કે, વિપત્તિનાં કારણજ ઉત્પન્ન થવા ન દેવાં જોઇએ. મેં મારો ભવિષ્યનો કાર્યક્રમ એવો રચ્યો છે કે, બને ત્યાં સુધી પોતાને માટે બીજા પાસે કામ કરાવવું નહિ અને મારે બને તેટલું લોકો માટે વધારે કામ કરવું. ચીની ભાષામાં કહેવત છે કે, 'એક આળસુ બન્યો એટલે બીજો ભૂખે મરવાનોજ.' આ કહેવતની સત્યતા સમજવા માટે મારે કેટલાએ ચક્રવ્યૂહમાં આથડવું પડ્યું."

"મનુષ્યસમાજનું નામ આવ્યું કે તેમાં પરસ્પરના હિત સંબંધની ગૂંથણી સમજી લેવીજ. આ હિસાબની જમા ઉધારની બેઉ બાજુ સરખી હોય છે ત્યાં સુધી સમાજમાં વિપત્તિનું કારણ હોતું નથી; પરંતુ એક તરફ શ્રમની ન્યૂનતા અને સંપત્તિનો વધારો એવી સ્થિતિ ઉત્પન્ન થવા માંડી એટલે બીજી તરફ વિપત્તિઓનો વધારો પણ થવાનોજ. આ હિસાબ એટલો સાદો અને સરલ છે

છે, તે સમજવામાં મોટા પાંડિત્યની જરૂર રહેતી નથી. પોતાનો શ્રમ કેટલો અને પોતાની સંપત્તિ કેટલી એ વાત પ્રત્યેક જોવા ધારે તો જોઇ શકે તેમ છે. માણસની પાસે ઉડાઉ બનવા જેટલો પૈસો જમા થતાં તે શ્રમ કરવાનું મૂકી દઇ પૈસા વડે પૈસા ખેંચવાના રસ્તા શોધવા માંડે છે; અને તેથી બીજા લોકોનાં દુ:ખ અને શ્રમમાં વધારો થવા માંડે છે."

શ્રીમંતાઇ અને ગરીબાઇનાં આબેહુબ ચિત્ર આલેખતાં ટૉલ્સ્ટૉય જણાવે છે કે:—

"મોસ્કોમાં હું જ્યાં રહેતો હતો તે ભાગમાં પુષ્કળ કારખાનાં હોવાથી દરરોજ સવારે પાંચ વાગતાંજ ચોતરફ સીટીઓપર સીટીઓ સંભળાય છે. એ કારખાનાંમાં સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો એમ સર્વ પ્રકારનાં માણસો કામ કરે છે. મારા મકાનની નજીકમાં આવેલાં ત્રણ કારખાનાં કેવળ નૃત્યશાળાઓનાજ ઉપયોગનો સામાન બનાવે છે. તેમાં પગનાં મોજાં, રેશમી વસ્ત્રો તથા સુગંધી તેલ અત્તર વગેરે મોજમજાનાજ પદાર્થો તૈયાર થાય છે. સવારે પાંચ વાગ્યાની પહેલી સીટી થતાંજ ભોંયપર જેવું તેવું ઓઢી પાથરીને પડેલાં માણસો ખળભળી ઉઠીને કારખાનાં તરફ ધસી જાય છે. પછી તે કારખાનાંની ઉષ્ણ, ઘેરાએલી અને ગલીચ જગ્યામાં દસબાર કલાક તેમને ગાળવા પડે છે. કારખાનામાં તૈયાર થતા પદાર્થોનો શો ઉપયોગ હોય છે તે પણ તે જાણતાં હોતાં નથી. આવી રીતે અઠવાડીયાંપર અઠવાડીયાં અને વર્ષપર વર્ષ પસાર થયે જાય છે."

"જે દિવસે રજા હોય છે તે દિવસે એ કામદારોમાંના ઘણાખરાની હાજરી દારૂનાં પીઠાંમાં હોય છે; કે જેની આસપાસ બદમાશ સ્ત્રીઓ પણ રહેતી હોય છે. એ સ્થાનોમાંથી બહાર નીકળ્યા પછી તેમના મુખમાંથી જે ખરાબ ભાષા બહાર પડે છે તે મારા જેવાથી સંભળાતી પણ નથી; પોતે શું બોલે છે તેનું તેમને તો ભાન સરખુંએ નથી હોતું. આવા પ્રકારનું એકાદ ટોળું સામેથી આવતું હોય ત્યારે તેને ટાળવા માટે હું રસ્તાની છેક બીજી બાજુ તરફ નીકળી જતો હતો; પણ જ્યારે મેં તેમના જીવનક્રમનું સૂક્ષ્મ અવલોકન કર્યું ત્યારે મને તેમનાપર ચીડ આવવાને બદલે દયાજ આવવા લાગી. તેમનું જીવન જે સ્થિતિમાં પસાર થાય છે તેને લીધે તેમનાં આચરણ બગડે તેમાં આશ્ચર્ય જેવું નથી. તેઓમાંનાં થોડાંક ગણ્યાં ગાંઠયાં માણસ પણ સારી ચાલ ચલગતવાળાં કેવી રીતે રહી શકે છે તેનુંજ મને આશ્ચર્ય થવા લાગ્યું. ઉપર જણાવેલી રીતે રાતના અગીયાર બાર સુધીનો સમય પસાર કરી એ લોકો પોતપોતાનાં ઝુંપડાંમાં જાય છે; અને તેમાંના કેટલાક જે તદ્દન બેશુદ્ધ હોય છે તેમની પધરામણી પોલીસના થાણામાં થાય છે."

"એજ સમયે રસ્તાની બીજી બાજુપર ભપકાદાર ગાડીઓ દૃષ્ટિએ પડે છે. એ ગાડીઓની આગળ પાછળ ઠાઠમાઠનાં વસ્ત્રો પહેરીને ગાડીવાળાઓ તથા હજુરીયાઓ ઉભા હોય છે. ખાવા પીવાનું સારી પેઠે મળતું હોવાથી એ લોકો શરીરે હૃષ્ટપુષ્ટ હોય છે. કલાકના ચઉદ માઇલના વેગથી તેઓ ઘોડાગાડીઓ હાંકે છે અને ગાડીઓની અંદર ઉનનાં ગરમ વસ્ત્રો પહેરીને શ્રીમંત સ્ત્રી પુરૂષો રૂવાબમાં પડેલાં જણાય છે. તેમની ચોતરફ પુષ્પના ગુચ્છ અને માળાઓ પડેલાં હોય છે, ઘોડાનાં જીન, ગાડી, તેની રબરી વાટો, સેવકોના શરીરપરનાં વસ્ત્રો, સ્ત્રીઓના શરીરપરનાં મખમલ, મોજાં, સેંટ વગેરે સર્વ વસ્તુઓ કોણે તૈયાર કરેલી હોય છે? હમણાંજ જે ટોળાં ઝુંપડાં તરફ અથવા પોલીસથાણાપર જતાં આપણે જોયાં, તેમણેજ તે તૈયાર કરેલી હોય છે. ગાડીના રસ્તામાં આડે આવવાના કારણે જે દારૂડીયાની પીઠપર ગાડીવાને ચઉદમા રત્નનો સપાટો લગાવ્યો હતો, તેનો સંબંધ પોતાના શરીરપરના નૃત્ય પોષાક સાથે હોવાની કલ્પના પણ એ લક્ષ્મીધરોના મસ્તકમાં આવતી નથી."

"નૃત્યાલયમાં પહોંચ્યા પછી એ લોકો જ્યારે રંગ રાગમાં પડે છે ત્યારે પેલા દારૂડીયાઓના અસ્તિત્વનો તો વિચાર પણ તેમને આવી શકતો નથી. એ લોકો રાતના અગીયારથી સવારના છ સુધી ખાણા પીણા પાછળ તલ્લીન થએલા હોય છે, અને આ વાતનો તો તેમને ખ્યાલ પણ નથી હોતો કે જેમના શ્રમના આધારે આ ચેનબાજી ચાલી રહી છે તે લોકો તો ઝુંપડાંમાં કે ઝાડ નીચે ભૂખ્યા પેટે પડેલા છે!"

"અને એ મોજમજાનું સ્વરૂપ કેવું હોય છે? તરૂણ સ્ત્રીઓ અને કન્યાઓએ સ્તનપ્રદેશ ખુલ્લો રાખીને તથા તંગ પોષાક પહેરીને અર્ધનગ્ન સ્થિતિમાં પુરૂષો સમક્ષ ઉભાં રહેવું એજ તેમની મજા! સ્ત્રીઓનો સર્વથી મુખ્ય અલંકાર 'શીળ' છે; પરંતુ આવે પ્રસંગે પરકીય પુરૂષને બાથ મારી તેની સાથે ફરવું અને નાચવું એજ આજના સુધારાનું મહાન લક્ષણ મનાય છે! વૃદ્ધ માતાઓ અને દાદીઓ, જેમણે ખરૂં જોતાં આવી વાતોને અટકાવવી જોઇએ, તેઓ પણ ઘરડી ગાયોની પેઠે શીંગડું હલાવતી વાછરડાંમાં ભળવા ઇચ્છે છે અને એવા ગલીચ પ્રકારોને ઉત્તેજન આપે છે. વૃદ્ધ પુરૂષો પણ તેમાં ભળે છે. આવા કાર્ય માટે પાછલી રાતને પસંદ કરવામાં આવે છે; કારણ કે શ્રમજીવી ગરીબો એ સમયે નિદ્રામાં પડેલાં હોવાથી શ્રીમંતોના આ રંગ ઢંગ તેમની નજરે પડતા નથી. તદપિ શ્રીમંતોના મનમાં તો એવો વિચાર પણ હોતો નથી કે એમાં કંઇ પણ શરમ જેવી વાત છે."

"એકાદ સ્નેહીને ખાવાનું નહિ મળ્યાની ખબર મળે છે તો તેને જમાડતાં

સુધી આપણને ખાવાનું પણ ગમતું નથી; તો પછી જેમના જીવપર આ સર્વ ચેનબાજી શ્રીમંતો ઉડાવે છે તે લોકો ભૂખે મરે અથવા અર્ધા ભૂખ્યા રહે તેનો વિચાર પણ તેમના મનમાં કેમ આવતો નથી એનુંજ મને વારંવાર આશ્ચર્ય થયા કરે છે."

"હજારોની કિંમતના પોષાક ચઢાવી નાચવા જનાર પ્રત્યેક સ્ત્રી કે પુરૂષનો જન્મ કંઇ નૃત્યાલયમાં થએલો નથી હોતો. તેમાંનાં ઘણાં સ્ત્રી પુરૂષોએ ગામડાં તથા ત્યાંના રંકજનોની સ્થિતિ જોએલી હોય છે. નિદાન પોતાના ઘરના નોકરો ચાકરોની તથા તેમનાં કુટુંબોની માહિતી તો તેમને હોય છે જ; છતાં પોતાના અર્ધનગ્ન શરીરપર જે પોષાક હોય છે તેની કિંમતમાં એક ગરીબ કુટુંબને રહેવાનું મકાન બાંધી આપી શકાય એટલો પણ વિચાર એ સ્ત્રીઓનાં મનમાં શું ન આવવો જોઇએ ? તેમના ઉપયોગમાં આવતાં મખમલ, રેશમ, પકવાન્ન, ફૂલ, અત્તર અને બીજી ચેનબાજીની વસ્તુઓ ઉત્પન્ન કરવામાં કેટલા ગરીબોનાં હાડમાંસ પીલાયાં છે, તેનો વિચાર ન આવે એટલાં બધાં શું તેમનાં મસ્તક વિચારશૂન્ય બનેલાં હોય છે ? એ વસ્તુઓ કેવી પરિસ્થિતિમાં નિર્માણ થાય છે એ વાત તેમના સમજવામાં આવવીજ જોઇએ; પરંતુ ઇંદ્રિયસુખની લાલસાના નિશામાં તેમનાં મસ્તક એવાં ચકચૂર બનેલાં હોય છે કે એટલો ઉંડો વિચાર કરવાની તેમનામાં શકિત જ નથી હોતી. કેવળ પોતાની મોજમજા ખાતરજ પાંચ છ ગરીબ માણસોને જાગરણ કરાવી તેમને કડકડતી ઠંડીમાં ધ્રુજવું પડે છે એટલું પણ શું તેમના લક્ષમાં ન આવવું જોઇએ ! શૂન્ય અંશની નીચે બત્રીસમા અંશ પર્યંત પારો ઉતરી ગયો હોય એટલી ટાઢમાં ગાડીવાને ઘોડાની લગામ પકડી ખડેપગે રાહ જોયા કરવી પડે છે, એ પણ તેમને નથીજ સમજાતું; પણ એમાં એ બિચારી તરૂણ બાળાઓનો શો અપરાધ ? આવી રીતના બેશરમ વર્તનમાં બુઢ્ઢા ખખ્ખરોને પણ ભૂષણ લાગે છે તો તરૂણને પણ તેમજ લાગે એમાં નવાઇ નથી; માટે તરૂણોને બાજુએ મૂકી હું આ પ્રશ્ન વૃદ્ધો પ્રત્યેજ કરૂં છું."

"પરંતુ આ બુઢ્ઢાઓને કંઇ ઓછા ન સમજશો. તેમની પાસે ઉત્તર તૈયારજ હોય છે કે 'હું કોઇના પર જુલમ કરતો નથી. સર્વ વસ્તુઓ વેચાતી લઉં છું અને નોકરોને પગાર આપું છું તો પછી પાપ શાનું? મને સ્વચ્છતા અતિ પ્રિય છે અને મારાં કપડાં જે ઉત્તમ રીતે ધુએ તેનેજ પૈસા આપવાનો કરાર હોય છે; પછી કપડાં ધોતાં ધોતાં તે દુબળો પડી જાય અથવા મરી જાય તેમાં હું શું કરૂં ? ક્રયવિક્રય માટેજ પૈસો છે; છતાં હું એકલો એ સર્વ વાત પડતી મૂકું તો તેથી બીજા લોક કંઇ થોડાજ અટકવાના હતા ? હું નહિ ખરીદું તો બીજાઓ ખરીદશે; અને જગત તો એવીજ રીતે ચાલવાનું તો પછી હું શા

માટે મોજમજા ગુમાવું ? ' "

" વાસ્તવિક રીતે આવા ઉત્તર પર વિશેષ ચર્ચા ચલાવવામાં પણ શરમ આવવી જોઇએ; પરંતુ આપણે સત્યથી એટલે દૂર ગયા છીએ કે તેના લીસોટાનો પણ પરિચય રહ્યો નથી; તેથી એ વિષયની અધિક ચર્ચા કરવાની આવશ્યકતા છે."

" એક વસ્ત્ર એક અઠવાડીયા સુધી તમે હાથે ધોઇને વાપરો અથવા બીડી પીવાનું છોડી દો, તો ધોબી અથવા બીડીવાળાનો તેટલો શ્રમ બચશે અને જે પૈસો એ કાર્ય માટે વાપરવો પડતો હતો તે તમે નિરાશ્રિતને આપી શકશો."

" પણ હું આટલું કહું તેથી શું એ બેશરમ લોકો ચૂપ રહે તેમ છે ? તેઓ તો કહે છે કે, તમારી વાત હું એકલો સાંભળું તેથી શું થાય ? દરિયામાં જાણે ખસખસ ! "

" ધારો કે, હું જંગલી લોકોની વસ્તીમાં ગયો છું. અહીં તે લોકોએ અતિ સ્વાદિષ્ટ પકવાન્ન મારી થાળીમાં પીરસ્યું અને બીજે દિવસે મને ખબર પડી કે, શત્રુના કેદ પકડેલા માણસને કાપી નાખીને એ પકવાન્ન બનાવવામાં આવ્યું હતું. આ હકીકત જાણ્યા પછી મારી કેવી સ્થિતિ થાય ? આ લોકમાં મનુષ્યનું માંસ ખાવાની રૂઢિ છે અને મેં ન ખાધું હોત તોપણ તે કેદી અવશ્ય માર્યો ગયો હોત એ દલીલથી મારૂં સમાધાન થશે ? "

" પ્રત્યેકને કંઇને કંઇ કામ કરવાની આવશ્યકતા હોય છે જ; પરંતુ મુખ્ય વાત એ છે કે તે કામનું મૂલ્ય શી રીતે આંકવું ? આપણે જેને માટે કામ કરતા હોઇએ તેને માટે તે કેટલું ઉપકારક થઇ શકે છે, અને તે તેને ઉપયોગી થયું એવી લાગણી તેને થાય છે કે નહિ તે પણ જોવાની જરૂર છે; તેજ પ્રમાણે તે કામ કરવામાં માત્ર એકલો લોકોપયોગી થવાનોજ ઉદ્દેશ રહેલો છે કે નહિ, તે પણ જોવું જોઇએ. સમાજ અથવા સમૂહ, એવું નામ પડવાની સાથે કામની વહેંચણી સમજીજ લેવાની છે. જે પ્રમાણે એક દેહના રક્ષણાર્થે હાથપગ વગેરે અવયવોને પોતાનાં કામો વહેંચી લેવાં પડે છે; તેજ પ્રમાણે રાષ્ટ્રરૂપી દેહના રક્ષણ સારૂ પણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓને ભિન્ન ભિન્ન પ્રકારનાં કામ કરવાંજ પડે છે; પરંતુ રાષ્ટ્રદેહમાં થનારી કાર્યવહેંચણી ન્યાયયુક્ત છે કે નહિ તે શી રીતે જાણવું ? હાલનાં બંડખાં વિદ્વાનો એક કીડાના અવયવમાં કામની વહેંચણી કેવી હોય છે તેની શોધ બારીકાઇથી કરી શકશે; પરંતુ રાષ્ટ્રદેહના કામની વહેંચણી તેઓ ન્યાયપૂર્વક નહિ કરી શકે. જેમને મરતાંની ઘડી સુધી કામ કરવું પડે છે તેમને તમે ગમે તેટલો સૂક્ષ્મ બુદ્ધિવાદ કરીને ' આટલું કામ તમારે ભાગ આવે છે તે ન્યાયયુક્ત છે ' એમ સમજાવવા મથશો; પણ એ વાત તેમની બુદ્ધિને કદિપણ નહિ રૂચે."

" કારખાનામાં અહર્નિશ પીલાતા મજુરો સાથે તમે ગમે તેટલો બુદ્ધિવાદ ચલાવશો તોપણ તે તો કહેશેજ કે, એનું નામ 'શ્રમવિભાગ' નથી પણ 'ગુલામી' છે; અને અમે ગરીબ તથા અજ્ઞાન છીએ તેથીજ તમે અમારા પર જુલમ ચલાવી શકો છો. "

" લોકોને ડગલે ડગલે નડનારી અને તેમના યોગ્ય વિકાસને પગલે પગલે વિઘાત કરનારી જો એકાદ સંસ્થા હોય તો તે સરકારજ છે. આ વાત કંઇ એકલી રૂશીયન સરકારનેજ લાગુ નથી. જગતની સમગ્ર સરકારો એક બીજાની બહેનોજ છે. પુષ્કળ વહિવટદારો મળીને એ સરકારો બનેલી હોય છે. આજે આખી દુનિયામાં જે સાંપત્તિક ઘોટાળો મચેલો છે, તેનું મુખ્ય કારણ મોજશોખની વસ્તુઓનો સુકાળ પણ છે. વાસ્તવમાં જેની કોઇને પણ જરૂર ન પડે તેવી વસ્તુઓના ઢગલે ઢગલા તૈયાર થતા જાય છે."

" એકાદ મોચી લોકોને ખપ ન લાગે તેવા બુટ બનાવ્યા કરે તો તેનું મૂલ્ય લોકો તરફથી તેને મળશે ખરૂં ? તે એમ કહે કે લોકોએ તેનો જીવનનિર્વાહ ચલાવવો જોઇએ તો જરૂર તેને તરતજ પાગલખાનામાં મોકલવામાં આવશે; પણ સરકાર નામની સંસ્થામાં જે હજારો લોકો ભરેલા છે તે કયું લોકોપયોગી કામ કરે છે ? અર્વાચીન સમયમાં હજારો વૈજ્ઞાનિક અને શોધકો નીકળ્યા છે પણ તેમની શોધની વાસ્તવિકપણે કેટલી આવશ્યકતા છે ? અને આમ હોવા છતાં તેમને હમ્મેશ બાર્વાજી માલમલીદા તથા ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર જનસમૂહે પૂરા પાડવા જોઇએ એ શું નવાઈ જેવું નથી ? "

" એકાદ ભુવો જાગરીઓ સહજ છૂમંતર કરીને લોકો પાસેથી સારાં સારાં ભોજન મેળવે છે; પરંતુ તેના છૂમંતરની તો લોકો માગણી પણ કરતા હોય છે; પરંતુ જે ધતીંગોની લોકો તરફથી બીલકુલ માગણી નથી હોતી તેને માટે અમારા સરકારી મંત્રીવર્ગો કર નાખે છે; ત્યારે તે માટે શું કહેવું તેજ મને સમજાતું નથી. સરકાર, ધર્મખાતાં અને શાસ્ત્રીય શોધખોળની સંસ્થાઓ, વગેરે સર્વ ઠગાઇનાજ ઉત્તમ નમુના છે. આખા જગતમાં સર્વત્ર તેઓ ઉન્નત મસ્તકે નૃત્ય કરે છે અને તેના આગળ અમારે સદાય અમારી ગરદનો ઝુકાવેલી રાખવી પડે છે. એ સર્વ શું શ્રમવિભાગના તત્ત્વાનુસારજ થાય છે કે ? "

" અત્યારનો પૈસાદાર થવા માગતો ગૃહસ્થ આંબાપરના નિર્મૂળ વેલા માફક પોતાના બુદ્ધિબળથી અમુક વર્ષ સુધી બીજાઓના આધારપર પુષ્ટ થયા પછીથી લોકોપયોગી કાર્ય કરી લોકઋણ અદા કરવાનું વચન આપે છે; પણ પછી એ સમય પૂરો થવા આવે તે અગાઉજ હજી આ કરવાનું રહી જાય છે અને તે મેળવવાનું રહી જાય છે એમ અધિકાધિકના લોભે લેવાતો ચાલી પોતાના વચનની ટાળાટાળ કરે છે

અને મરણપર્યંત લોકોના શ્રમપર ગબ્બર થતા ચાલવાની ખટપટ કર્યા કરે છે; વળી દેખીતી રીતેજ એ પ્રમાણે વર્તતો હોવા છતાં મુખથી તો તે એમજ બકયા કરે છે કે પોતે લોકોપયોગી કામ કરે છે. તે જે કામ કરતો હોય છે તે કામ કરવાને લોકોએ તેને કદિજ કહ્યું નથી હોતું. આનું નામ તે શ્રમવિભાગ નહિ પણ બીજાના શ્રમનું અપહરણુજ હું તો કહું છું. ભલે પછી એ લુંટારૂ વર્ગમાંના હાલના પંડિતંમન્યો અને ધર્મગુરૂઓ એને 'ઈશ્વરી રચના ' કહે કિંવા અર્થશાસ્ત્રજ્ઞો 'રાષ્ટ્રદેહનો શ્રમવિભાગ' કહે. માનવપ્રાણીની ઉત્પત્તિ થઈ ત્યારથી આ શ્રમવિભાગનું તત્ત્વ સ્વીકારાએલું છે અને ભવિષ્યમાં પણ તે સ્વીકારશેજ તેની ના નથી; પરંતુ શ્રમની વહેંચણી ન્યાયયુક્ત છે કે નહિ અને તે બાબત કયા માપથી નિશ્ચિત કરવી એજ પ્રશ્ન છે."

"શ્રમવિભાગમાં 'માનસિક' અને 'શારીરિક' એવા બે ભેદ પાડવામાં આવે છે. એમાંના માનસિક શ્રમ કરનાર મનુષ્યોની પ્રતિષ્ઠા હાલમાં એટલી બધી હદ કુદાવી ગઇ છે કે, એકાદ પંડિત કે પૈસાદાર શરીરશ્રમનું કંઇ પણ કામ કરવામાં હલકાઈ સમજે છે. જો તેઓ હળને હાથ લગાડે તો તેમના મસ્તકમાં રહેલું શાણપણ જતું રહે એમ તેમને લાગે છે; પરંતુ લોકોના શ્રમ પર અહર્નિશ જીવનાર આ બડેખાંઓ પોતાની જીંદગીનો અર્ધા કરતાં વધુ ભાગ ખાઇ પી મજા મારવામાં, શુષ્ક ગપ્પાં હાંકવામાં, નવલકથા તથા વર્તમાનપત્રો વાંચવામાં અને પ્રેમલા પ્રેમલીનાં નાટક ચેટક જોવા જેવી તુચ્છ અને નુકશાનકારક બાબતો પાછળ ગુમાવી નાખે છે, તે તેમના લક્ષમાં પણ આવતું નથી. ચહાની હોટલમાં, નાટકશાળામાં અને નૃત્યાલયમાં એવા લોકોને મોજ મારતા જોઇને આપણને સહેજ આશ્ચર્ય થતું નથી. આપણને સુમાર્ગે દોરવાનું બીડું ઝડપનાર સાક્ષરો, પંડિતો, ઉપદેશકો અને મહાધારીઓ પોતાના જીવનનો વ્યય મદ્યપાનમાં, ભાંગ ગાંજામાં, રંડીબાજીમાં અને એથી પણ વિશેષ દુષ્ટ છંદોમાં કરે તે અયોગ્ય છે એવી કલ્પના સુદ્ધાં આપણા મનમાં આવતી નથી."

"એ લોકો જનસમાજને હમ્મેશાં એવોજ ભાસ કરાવે છે કે પોતે કોઈ ચમત્કારી પુરૂષ છે. જો એવા પ્રકારનું જીવન ગાળવા જેટલી આવક તેઓ નથી મેળવી શકતા, તો પછી એવી વાતો કરે છે કે લોકોને કળાની કિંમત નથી; લોકોમાં શ્રદ્ધા રહી નથી. પ્રાચીનકાળના ભૂવા, જાગરીઆ અને કીમીયાગરોને પણ એમજ લાગતું હતું."

"હું પણ માનું છું કે, માનવજીવનને શાસ્ત્ર અને કળાની આવશ્યકતા છે, અરે અન્ન અને પાણી કરતાં પણ તે વિશેષ જરૂરનાં છે; પણ શાસ્ત્ર અને કળાના સભ્ય શબ્દના આથામાં ઉદ્ભવતી સર્વ વસ્તુ ઉપયોગી છે એજ વાત હું સ્વીકારી શકતો નથી. માનવજ્ઞાનનાં પણ પગથીયાં છે. તેમાં ઉપરનાં કયાં અને

નીચેનાં કયાં તેનો વિચાર આવશ્યક છે."

"માનવજીવનની ઇતિકર્તવ્યતા અને તેનું ખરૂં કલ્યાણ શામાં છે તે કહેનાર મહાપુરૂષ માનવજાતના આરંભકાળથી નિર્માણ થએલા છે. તેમણે જે શાસ્ત્રો નિર્માણ કર્યાં છે તે અવશ્ય પ્રથમ પંકિતનાં છે; કેમકે મનુષ્યના જીવનપ્રવાહને તે શાસ્ત્રો રસ્તે પાડે છે. માનવ જ્ઞાનનાં ઉપરનાં પગથીયાં કયાં તથા નીચેનાં કયાં તે આપણે એ શાસ્ત્રની દૃષ્ટિએ નક્કી કરવું જોઈએ."

"પુસ્તકીયા પંડિતોનું અસ્તિત્વ પણ ઇતિહાસના ઉદયકાળથી જણાય છે. માનવજીવનની ઇતિકર્તવ્યતા સમજાવવાનું કાર્ય ધર્મગુરૂઓનું છે; પણ તેને સ્થાને તે આ લોકોને ફસાવી, દિશાભૂલ કરાવી પોતાનો સ્વાર્થ કેમ સધાય તેનોજ વિચાર કરે છે. જ્ઞાનનો ખરો માર્ગ તેમણે ઢાંકી દીધો છે. ઇજીપ્શિયન, હિંદુ, ચીની, ગ્રીક વગેરે સર્વ પ્રજામાં એવા શિશ્નોદરપરાયણ પંડિતો અને ઉપદેશકો વધી ગએલા છે અને તેઓની પરંપરા અખંડપણે ચાલી આવી છે."

"એ લોકો કહે છે કે, આધુનિક સમય સુવર્ણયુગ છે. આવા સમયમાં જન્મ થવો એ મહદ્‌ભાગ્ય છે. અર્વાચીન શાસ્ત્રોએ નૈસર્ગિક શકિતપર મેળવેલા વિજયનું અને તેણે જગતના પલટાવેલા સ્વરૂપનું વર્ણન મીઠું મરચું ભભરાવીને કરે છે. એ ઉપરથી આપણને લાગે છે કે પૂર્વજો કરતાં આપણે વિશેષ ભાગ્યશાળી છીએ અને સત્યનો માર્ગ આપણને મળી આવ્યો છે. આમ સમજીને આપણે બને તેટલી ઓછી મહેનતે બને તેટલી અધિક બાહ્યસંપત્તિ મેળવવા મંડી પડીએ છીએ અને તે ગમે તેટલી પ્રાપ્ત થાય તોપણ આપણને તે ઓછીજ લાગ્યા કરે છે; પરંતુ એવા પ્રકારના જે જ્ઞાનને માટે તથા જે સંપત્તિને માટે આપણે ફુલ્યા કરીએ છીએ, તે જ્ઞાન અને સંપત્તિનો પ્રચાર સામાન્ય રીતે જનસમૂહમાં કેટલો છે અને તેમને પણ તેની કાંઈ આવશ્યકતા છે કે નહિ તેનો તો વિચાર સુદ્ધાંએ આપણે કરતા નથી. આથી આપણું ( ભણેલા અને સંપત્તિવાળાઓનું ) સર્વ ભણતર અને જ્ઞાન આપણીજ પાસેજ રહે છે અને સામાન્ય જનવર્ગ અજ્ઞાનમાં—ગરીબાઇમાંજ ડુબેલો રહેવાથી આપણાથી જુદો પડી જઇ ચાલુ પરંપરા પ્રમાણે પોતાનો કાળ નિર્ગમન કર્યા કરે છે. આ જુદાઇ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતી ચાલીને સમાજની સ્થિતિ એકંદરે એવી શોચનીય થવા માંડી છે કે, તેને માટે વધારે વખત આંખ આડા કાન ન કરતાં એમાંથી ઉદ્‌ભવનારા ભાવી સંકટનું સ્વરૂપ આપણે પીછાની લેવું જોઇએ; અને ધીરજપૂર્વક તેની સામે થવાની તૈયારી આપણે આજેજ કરવી જોઇએ."

"પરિસ્થિતિનું બરાબર અવલોકન કરી સમાજને લાગુ પડેલા એ રોગોનો કંઇ પણ ઉપાય કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે. અમો વિદ્વાનોની

સ્થિતિ ઘાસની ગંજીપરના કુતરા જેવી થઇ છે. અમે પોતે પણ ખાતા નથી અને લોકોને પણ ખાવા દેતા નથી. સ્વર્ગના દ્વાર પર હાથમાં સોટો પકડીને અમે ઉભા છીએ અને જાણે કે પ્રતિજ્ઞાજ લીધી હોય કે અમે પોતે અંદર જઇશું નહિ તેમ બીજાને પણ જવા દઇશું નહિ. અમે પોકાર કરી કરીને કહીએ છીએ કે, લબાડ ભટ ભિક્ષુકો ધર્મના નામથી લોકોને ઠગે છે; પરંતુ અમે પોથીપંડિતો તેમના કરતાં પણ વધારે ઠગ અને ખરાબ છીએ. અમે કોડીની કિંમતના નહિ હોવા છતાં સામાન્ય સમાજની આંખમાં ધૂળ ફેંકી ખોટું નાણું ખરા તરીકે ચલાવીએ છીએ. જે સ્થાનોમાં બેસીને જનતાની સેવા મેળવીએ છીએ, ત્યાં બેસવાનો અમને લેશ માત્ર હક્ક નથી. એ હક્ક અમે લુચ્ચાઇથી મેળવ્યો છે અને ભામટાપણાથી અમે તેનું સંરક્ષણ કરીએ છીએ."

"જુના સંપ્રદાયના પાદરીઓ ઉપર અમે એવો આક્ષેપ કરીએ છીએ કે, તેઓ લોકોને ઠગે છે. એને માટે ઉત્તર એટલોજ છે કે તેઓ તો જગતના ઉદ્ધારકોનો આદેશ સંભળાવીનેજ કહે છે કે અમે લોકોને મુક્તિનો માર્ગ બતાવીએ છીએ; પરંતુ અમે તો લોકોને પદભ્રષ્ટ કરીને તેમનું સ્થાનજ બથાવી પડયા છીએ, અને લોકોને જીવનના ખરા હેતુનું કે તે પાર પાડવાના ક્રમનું જરા પણ ભાન કરાવ્યું નથી. અરે, એટલુંજ નહિ પણ અમે તો ઉલટા તેમને એવું કહીએ છીએ કે એવા ઇંદ્રિયાતીત વિષયની પાછળ પડવામાં કંઇજ લાભ નથી. વાસ્તવમાં જનસમાજને અમે આટલું બધું નુકશાન કરીએ છીએ; અને તોપણ અમે એમજ માનીએ છીએ કે લોકોએ અમારો નિર્વાહ ઉત્તમ પ્રકારે ચલાવવો જોઇએ. વળી અમારા વંશજોનો જીવનક્રમ પણ તેઓ એજ પ્રકારે ચલાવે એવું શિક્ષણ અમે તેમને આપીએ છીએ."

"અમે પ્રાચીન કાળનો જાતિભેદ નષ્ટ કર્યાનો ગર્વ ધરાવીએ છીએ, પણ એક વર્ગ અહર્નિશ કામના બોજા નીચે કચડાઈ મરે અને બીજો સદા આળસમાં આળોટયા કરે, એ ભેદ અમારા લક્ષમાં આવતો નથી. રૂશીયન ભાષાનો એક પણ અક્ષર નહિ જાણનાર એકાદ હિંદીને રૂશીયામાં લાવવામાં આવે તો તે તરત એમજ કહે કે રૂશીયામાં આળસુ અને મહેનતુ એવી બેજ જાતિ છે."

"અમને તો એમજ લાગે છે કે લોકોના કામપર લહેર કરવી એ અમારો જન્મસિદ્ધ હક્ક છે. અમારી બુદ્ધિના આટલા બધા વિપરીતપણાનું શ્રેય આધુનિક શિક્ષણ પદ્ધતિને છે. અમારાં મસ્તક એ શિક્ષણથી એટલાં ભ્રમિષ્ટ બન્યાં છે કે, આ સ્થિતિ સૂર્યપ્રકાશ જેટલી સ્પષ્ટ હોવા છતાં અમને જણાતી નથી; અને અમે અમને ખ્રિસ્તના અનુયાયી, સુશિક્ષિત, અનાથોના નાથ અને દયાના સાગર કહેવડાવવામાં જરા પણ શરમાતા નથી!"

"ત્યારે હવે શું કરવું?"

"એ પ્રશ્નનો ઉત્તર મને જે મળ્યો છે, તે કોઇ પણ સાચા દીલના માણસને રૂચે તેવો છે એમ મને લાગે છે. તે ઉત્તર આ પ્રમાણે છેઃ—આપણો હાલનો અયોગ્ય જીવનક્રમ ત્યજવો જોઇએ. એ ભ્રામક જીવનક્રમના પ્રતાપે આપણે લોકોને અને પોતાને ફસાવીએ છીએ. આપણે કહીએ છીએ કે લોકોને ફસાવવા એ મહાન પાતક છે; પણ તેથીએ મોટું પાતક કહીએ તો તે પોતાના પંડને ફસાવવાનું છે. **પોતાની વિવેકબુદ્ધિનાં ચક્ષુ ફોડી નાખવા જેવું મોટું પાપ અન્ય કોઈ નથી.**"

"પ્રભુની મહાન કૃપા કે, વર્તમાન જીવનક્રમની ભ્રામકતા મારા લક્ષમાં આવી અને એ જીવનક્રમ ત્યજી દેવા જેટલું ધૈર્ય મારામાં હતું. આ ચાલુ ક્રમ મેં છોડી દીધો અને મારી એ કૃતિનું પરિણામ પણ સારૂં આવ્યું. જે વાતો પૂર્વે મને સમજાતી ન હતી તેનો અર્થ મારા લક્ષમાં આવવા લાગ્યો અને મને સ્પષ્ટ જણાયું કે, **વર્તમાન જીવનક્રમ, એ પરસ્પર સંબંધ વગરની અને ફસાવનારી અનેક બાબતોથી ભરપૂર છે.**"

"આપણામાંના પ્રત્યેકને લાગે છે કે, પોતાની બુદ્ધિ અનુપમ છે અને પોતે જે જે કાર્ય કરે છે તે ઉત્તમ છે. **આવી ખોટી સમજ જેણે દૂર કરવી હોય તેણે પ્રથમ તો પોતાના સુશિક્ષિતપણાની સર્વ કલ્પનાઓ બાજુએ મૂકવી જોઇએ.** વિશ્વવિદ્યાલયે આપણાપર શિક્કો માર્યો એટલે આપણે સન્માન્ય થઈ ગયા એ કલ્પનાને તો સર્વથી પ્રથમ આપણે ફેંકી દેવી જોઇએ; અને જે લોકો પંડે મહેનત કરે છે તેમની પેઠે મહેનત કરવી એ આપણું કર્તવ્ય છે. એ ભાવના આપણામાં ઉત્પન્ન કરવી જોઇએ."

"જ્યારે વિશ્વવિદ્યાલયના શિક્ષણે ઉત્પન્ન કરેલો ખોટો દંભ દૂર કરીને હું મને પોતાને સામાન્ય માનવો પૈકીનોજ સમજવા લાગ્યો; ત્યારે મારો ભાવી માર્ગ મને સ્પષ્ટ જણાવા લાગ્યો. એ માર્ગનો પ્રારંભ કહીએ તો એ છે કે, પોતાનો રોટલો પોતાનાજ શ્રમથી મેળવવો. એ માર્ગનો પહેલો પાઠ એ છે કે આપણી સેવા તો આપણે કરવીજ; પણ એ ઉપરાંત પ્રત્યેક પ્રસંગે અન્યની સેવા પણ ઉઠાવવી. કોઇએ પણ એમ ન માનવું કે, પોતાને કંઇ વિશિષ્ટ હક્ક જન્મની સાથે પ્રાપ્ત થએલા છે. **માનવજીવન હક્કનો ઉપભોગ લેવા માટે નથી; પણ કર્તવ્ય બજાવવા તથા પરસેવા કરી ઋણમુક્ત થવા માટે** છે એ આપણે લક્ષમાં રાખવું જોઇએ; અને એ દૃષ્ટિએ વિચાર કરતાં કોઇના પણ લક્ષમાં આવશે કે, પોતાનું જીવન ટકાવવાની સામગ્રી પોતાનાજ શ્રમથી મેળવવી એ પ્રથમ કર્તવ્ય છે. પ્રથમ આ કર્તવ્ય બજાવીશું તોજ બીજા હક્ક

આપણને મળશે. કોઇ માણસ અરણ્યમાં રહી દેહધારણ માટે હાથ પણ નહિ હલાવવાનો નિશ્ચય કરશે તો કુદરત તરફથી તેને તત્કાળજ દેહદંડની શિક્ષા થવાની. મનુષ્ય જનસમૂહમાં રહીને પણ કશીજ ઉદ્યોગ ન કરે, તો તેને પણ કંઇ શિક્ષા થવીજ જોઇયે. આવી સ્થિતિમાં તેનો જીવનક્રમ દિવસાનુદિવસ વિવેકશૂન્ય, અકુદરતી અને વિસંગત બનતો જાય છે એજ તેને શિક્ષા છે. ”

“ આરંભમાં તો મારા મનમાં એમ આવ્યું કે, આવા પ્રકારના ઉદ્યોગનો આરંભ કરવો હોય તો મારાજ જેવા વિચારના ચાર સોબતી સાથે હોવા જોઇએ અને કુટુંબીઓની પણ એમાં સંમતિ હોવી જોઇએ; પણ પછી મેં એવો વિચાર કર્યો કે મારી આ કૃતિથી મારામાં દંભ તો ઉત્પન્ન નહિ થાયને ? આગળ મારા જેવા કુલીન માણસે શારીરિક શ્રમ ઉઠાવેલો નહિ હોવાથી રૂઢી વિરૂદ્ધની એ બાબતની લોકોમાં ચર્ચા કરવી ઇષ્ટ નથી એમ મને લાગ્યું. વળી એ કાર્યમાં સ્નેહી સોબતીઓની સંમતિ માગવી એ પણ ‘ હું કેવો નિરભિમાન છું ’ એવો દેખાવ કરવા જેવુંજ લાગવાથી મને મારીજ શરમ આવી. ”

“ આવી સ્થિતિ થોડા દિવસ ચાલી. પ્રથમ મારાં રોજનાં કામ મારેજ કરવાં એમ ઠરાવી ચૂલો સળગાવી ચહા હું મારા હાથે કરવા લાગ્યો, રોજ જોઇતું પાણી સ્વહસ્તે ભરવા લાગ્યો અને કપડાંની વ્યવસ્થા પણ હુંજ જોવા લાગ્યો. પ્રથમ કેટલાક દિવસ મારૂં આ વર્તન જોઇને નોકરચાકર ચમકયા પણ પછી એ વિષે કંઇજ આશ્ચર્ય થવા જેવું ન રહ્યું. ”

“ આ રીતે આ કામમાં પુષ્કળ વખત રોકાશે તો લેખન વાંચન નહિ થઇ શકે એ એક અડચણ આરંભમાં મને જણાઇ હતી. લેખન વાચનથી મને આનંદ મળતો હતો અને કદિ કદિ મારા મનમાં આવતું કે મારા લેખ ઉપયોગી છે. આથી આરંભમાં મને ધાસ્તી લાગી કે, એ શારીરિક શ્રમની અસર મારી વિચારશક્તિપર થશે કે શું ? પણ પ્રત્યક્ષ અનુભવને પરિણામે તે વાત તદ્દન ખોટી જણાઇ અને શારીરિક શ્રમથી મનની ક્રિયાશક્તિ વધે છે એવોજ અનુભવ થયો. ”

“ દિવસના લગભગ આઠ કલાક શારીરિક શ્રમમાં જતા અને તે છતાં પણ ચાર પાંચ કલાક માનસિક શ્રમ સારી રીતે થઈ શકતો હતો; એટલુંજ નહિ પણ મારી લેખનક્રિયા પ્રથમ કરતાં અધિક સરલતાથી હું કરી શકતો. શરૂઆતથીજ જો આ કુદરતી ક્રમ મેં સ્વીકાર્યો હોત તો જે લેખો લખવાને મને ચાલીસ વર્ષ થયાં તે કેવળ ચઉદ વર્ષમાંજ લખી નાખ્યા હોત. આ હિસાબ એટલો સહેલો છે કે એક નાનું બાળક પણ સમજી શકે. દિવસના ચોવીસ કલાક પૈકી આઠ કલાક નિદ્રામાં જાય છે. બાકીના સોળ કલાકનું શું

થાય છે? માનસિક શ્રમ પાછળ પાંચેક કલાક ખર્ચવામાં આવે તોપણ બાકીના અગીયાર કલાકનું શું થાય છે તેનો હિસાબ કોઇ જોતું નથી."

"**શારીરિક શ્રમથી માનસિક શક્તિ ક્ષીણ તો નથીજ થતી, પણ ઉલટી વૃદ્ધિંગત થાય છે** એ મારો જાતિઅનુભવ સર્વેએ લક્ષમાં રાખવા જેવો છે."

"કોઈ એવા પ્રશ્ન પણ કરશે કે, આટલો સમય શારીરિક શ્રમમાં રોકવો હોય તો જ્ઞાન સંપાદન ક્યારે કરવું? સ્ત્રી પુત્ર સાથે વાર્તાવિનોદ ક્યારે કરવો? સંસાર સુખ ક્યારે ભોગવવું? આ લોકોને મારો અનુભવજન્ય ઉત્તર એટલોજ છે કે, તમે શારીરિક શ્રમ, વિશેષતઃ ખેતીનો શ્રમ કરી જોશો એટલે એ સર્વ બાબતની મીઠાશ તમને અધિક સમજાઇ આવશે."

"અહીં બીજો પણ એક પ્રશ્ન ઉપસ્થિત થવાનો સંભવ છે. પોતાનું કામ પોતેજ કરવાનું કહો છો; પણ મારી સર્વ જરૂરીયાતો હું એકલોજ શી રીતે પાર પાડી શકું? પણ મને સમજાયું છે કે, **મારી પુષ્કળ જરૂરીયાતો ખોટી હોઇ કેવળ નકામા લાડથીજ તે વધેલી હતી. મારો શારીરિક શ્રમ વધતો ગયા તેમ તેમ એ જરૂરીયાતો પણ ઘટતી ગઇ અને તે ક્યારે નષ્ટ થઇ તે મને સમજાયું પણ નહિ.** કુબેરને પણ ભીખ મગાવે તેવી **ફેશનની ફીશીયારીના નાદે ચડીને આપણે તેના ગુલામ બની ગયા છીએ.** એ સર્વ કુટેવો ઉપર પ્રમાણે જીવન ગાળવાથી આપોઆપજ નષ્ટ થાય છે; તેજ પ્રમાણે મારા ખાવા પીવામાં પણ વિલક્ષણ પરિવર્તન થયું. આગળ જ્યારે હું જમવા બેસતો ત્યારે ક્ષુધાને જાગૃત કરવા સારૂ નાના પ્રકારની ચટણીયો, અથાણાં, સુંદર પકવાન્ન, વગેરેની જરૂર પડતી; પરંતુ **શારીરિક શ્રમ કરવા લાગ્યો ત્યારથી ફક્ત રોટલો અને કોબીની** દાળ મને અમૃત કરતાં પણ વધારે મધુર લાગવા માંડી."

"મારી ઉમ્મર વિશેષ થએલી હોવાથી કેટલાક દાકતરોએ કહ્યું કે, આ ઉમ્મરમાં આટલો શ્રમ સહન નહિ થઇ શકે; પણ મને તો અનુભવ એવો મળ્યો કે, **જેમ જેમ શારીરિક શ્રમ અધિક થતો તેમ તેમ મારૂં શરીર અધિક આરોગ્ય રહેતું અને મારૂં મન પણ અધિક ઉલ્લાસમાં રહેતું.**"

"સંશયના સાગરમાં ગળચીયાં ખાતાં અને મારી આગલી બુદ્ધિને વિચારની કસોટીએ કસતાં મેં જે મોટા તત્ત્વની શોધ કરી તે એજ કે, **પ્રભુએ ચક્ષુ જોવા માટે, પગ ચાલવા માટ અને હાથ કામ કરવા માટેજ આપ્યા છે.** એનો ઉપયોગ નહિ કરનાર મનુષ્ય શિક્ષાને પાત્ર થાય છે. આ સાદું તત્ત્વ સમજવાને આટલો કાળ તથા શ્રમ લાગ્યો તે માટે મારે માટે મનેજ હસવું આવવા લાગ્યું."

" રૂશ અને તુર્ક વચ્ચેની લડાઇમાં એક વ્યવસ્થાપક કામદારે ધાન્ય ખરીદીના કામપર એક ખેડુતની નીમણુક કરી હતી. ઘણા દિવસ નોકરી બજાવ્યા પછી કેટલાંક કારણસર તે ખેડુતને ચેલછા લાગી. તે બડબડતો કે, પોતે મહાન સરદાર અને સરકારી કંટ્રાક્ટર હોવાથી બાદશાહે પોતાની ઉત્તમ પ્રકારે સરભરા ઉઠાવવી જોઇએ. "

" તેને કોઇએ પૂછ્યું કે, તું કંઈ કામ કરી શકે ? ત્યારે તેણે કહ્યું કે માફ કરો મહેરબાન ! કામ કરવું એ તો ભીખારડા ખેડુતને સોંપેલું છે. ખેડુતોનો જન્મજ તેને માટે છે અને હાલનાં નાના પ્રકારનાં યંત્રોને લીધે તેમનું કામ વિશેષ સુલભ બનવાથી ગમે તેટલો શ્રમ પણ તેમને ભારે પડે તેમ નથી. "

" પેલા ગૃહસ્થે તેને કહ્યું, ત્યારે તું જીવે છે શા માટે ? કંટ્રાક્ટરે જવાબ આપ્યો કે, અરે, શા માટે શું વળી ? જેમ તેમ વખત ગાળવા માટે ! "

" મને લાગે છે કે આ ગાંડો કંટ્રાક્ટર આયના રૂપ છે. મારા જેવા શ્રીમાન વર્ગમાંના જેમને પોતાનું ખરૂં સ્વરૂપ જોવાની ઇચ્છા હોય તેમણે તેની સામે ઉભા રહી પોતાનું સ્પષ્ટ સ્વરૂપ નીહાળી લેવું. "

" જેમ તેમ વખત ગાળવા સારૂ ગરીબોને કચડી મોજમજા મારવી એજ અમો શ્રીમંતોનું ધર્મતત્ત્વ છે. અમે જ્યારે એમ પૂછીએ છીએ કે, ગરીબો માટે શું કરવું ? ત્યારે તે પ્રશ્ન કરવામાં અમારો કંઇજ હેતુ નથી હોતો. માત્ર અમારાથી કંઇ બની શકે તેમ નથી એટલુંજ લોકોના મનપર અમે ઠસાવવા માગતા હોઇએ છીએ. "

" પૂર્ણ વિચારક્રાંતિ થયા સિવાય આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મળવાનો નથી. શ્રીમંતોને લાગવું જોઇએ કે લોકોના જીવનપર જીવવું એ ઘોર પાતક છે; તેજ પ્રમાણે એમ પણ લાગવું જોઇએ કે ખેડુતો કેવળ હાલતાં ચાલતાં યંત્રો હોઇ તેમાં અન્ન ભરીને જોઇએ તેટલું કામ લેવું એ પણ મહા પાતક છે. આટલી વિચારક્રાંતિ યતાં આપોઆપજ સત્યવિચારનો ઉદય થશે અને 'આપણે શું કરવું જોઇએ' એ પ્રશ્નનો નિર્ણય હમ્મેશને માટે આવી જશે."

" આધુનિક જમાનામાં શ્રમવિભાગથી પુષ્કળ લાભ થતો હોવાનું કહેવામાં આવે છે, પણ તે લાભ કોના ખીસાંમાં પડે છે તેનો વિચાર એ તત્ત્વજ્ઞો બીલકુલ કરતા નથી. આ તત્ત્વના ધોરણે સાંપ્રતકાળમાં નાના પ્રકારની મોજશોખની વસ્તુઓ પુષ્કળ બનવા લાગી છે; પરંતુ એ વસ્તુઓ બનાવવામાં કયા વર્ગના શ્રમનો વ્યય થાયછે અને તે કયા વર્ગના ઉપયોગમાં આવે છે; એનો વિચાર એ તત્ત્વજ્ઞો કરતા નથી. કેવળ મોજશોખનીજ વસ્તુઓ બનાવવામાં કેટલાકની પેઢીઓની પેઢીઓ પસાર થઈ ગઇ છે; પણ એવા પ્રકારના શ્રમવિભાગથી સમગ્ર માનવકુલને લાભ કેવી રીતે

થાય છે તે મારા સમજવામાં નથી આવતું. જો એ સર્વ વસ્તુઓ માનવજીવનને માટે અતિ આવશ્યક હોત તો તમારૂં કહેવું મને વાજબી લાગ્યું હોત. તમારે સામાન્ય માનવજાતિનું કલ્યાણ કરવું છેને ? તમારો મુખ્ય ઉદ્દેશ એજ છેને ? ત્યારે લાખો માણસપર જુલમ કરી તેમને પશુથી પણ અધમ પાયરીપર રાખી કચડવામાંજ શું તેમનું કલ્યાણ સમાએલું છે ?"

"એકંદર જનતાનું કલ્યાણ સાધવાનો ઉદ્દેશ નહિ હોઇને ગણ્યાગાંઠયા લોકો મોજમજા મારી શકે એજ તમારો હેતુ હોય, તો તે પાર પાડવાને માટે તેમને રીબાતી હાલતમાં રાખી તેમનું લોહી ચૂસ્યા કરવા કરતાં વધારે સારો ઉપાય એ છે કે, તે ગણ્યાગાંઠયા લોકોએ બીજા લોકોને મારી ખાવા; કેમકે મનુષ્યભક્ષક જંગલી લોકો કહે છે કે માણસનું માંસ બહુ સ્વાદિષ્ટ હોય છે."

"મને તો લાગે છે કે, માનવસમાજને શરીરથી અને મનથી સુખી બનાવવો હોય તો 'શ્રીમંતોએ જાત મહેનત કરવાની જરૂર નથી' એવો ગાંડો વિચાર નષ્ટ થવો જોઇએ. આ ભ્રમમાંથી લોકો જ્યારે મુક્ત થશે ત્યારેજ માનવજાતિમાં સુખ શાંતિ ફેલાશે. સર્વ જગતમાં આજે જે આંધળો કારભાર દૃષ્ટિએ પડે છે તે નષ્ટ કરી માનવજીવનને સુસંગત બનાવવાનો એજ એક સુલભ ઉપાય છે."

"ઘણા જુના કાળથી માનવજાતિ સમક્ષ આ પ્રશ્ન મૂકાએલો છે. એકનો શ્રમ બીજાએ ભોગવવો એ રીત પ્રાચીન કાળથી અસ્તિત્વમાં છે. આગલા સમયમાં ગુલામગીરી અસ્તિત્વમાં હતી અને હાલમાં તેનું રૂપાંતર મિલકતમાં થએલું છે. મિલકત મિલકત કહીને લોકોની મહેનત અને સંપત્તિનો મોટો ભાગ શ્રીમંતોએ પોતાની ગાંઠે બાંધવો અને પછી તેના બળવડે ગરીબોને વધારેને વધારે નીચોવવા, એ ગુલામીનું નવું રૂપ છે."

"આ સર્વ અનિષ્ટનું મૂળ કારણ હાલનો માલમત્તાનો કાયદોજ છે. એનાથી જ મિલકતવાળાઓને અને મિલકત વગરનાઓને બન્નેને નુકશાન થાય છે. મિલકતવાળાઓ વિવેકભ્રષ્ટ થઇ સંપત્તિનો દુરૂપયોગ કરીને અધોગતિએ પહોંચે છે અને ગરીબો તથા તેમના વચ્ચે દ્વેષ ઉત્પન્ન થઇ તેઓ વચ્ચે મારામારી થવાના ચિન્હ અત્યારથીજ દૃષ્ટિએ પડવા લાગ્યાં છે."

"જુદાં જુદાં રાજ્યો અને તેમની સરકારો અનેક પ્રકારના ઉહાપોહ કરે છે અને પરસ્પર યુદ્ધ કરે છે; તે પણ આ મિલકતનીજ લાલચથી. રાઇન નદીનો તીર પ્રદેશ, આફ્રિકા, ચીન અથવા બાલ્કન દ્વીપકલ્પ વચ્ચેની સ્પર્ધાનું મૂળ આ મિલકતજ છે. પેઢીવાળા, વ્યાપારી, કારખાનાંવાળા, જમીનદાર, એ લોકોનો જીંદગી ભરનો ધંધોજ એ છે. સરકારી અધિકારીઓ પણ એજ પંથના અને એજ ટોળાના છે. ન્યાયની અદાલતો અને પોલીસનું કામ પણ મિલકતનુ રક્ષણ કરવાનુંજ છે.

કાળા પાણીનાં સ્થળ, તુરંગો અને એવીજ બીજી ભયાનક જગ્યાઓનું અસ્તિત્વ આ મિલકતને લીધેજ રહેલું છે."

"માલમત્તા અથવા મિલકત શબ્દનો અર્થ શો છે? જે વસ્તુપર મનુષ્યની સત્તા અબાધિતપણે ચાલતી હોય, તે વસ્તુને આપણે તેની મિલકત કહીએ છીએ. આપણી દૃઢ સમજ થએલી છે કે, મનુષ્યને જેમ હાથપગ કુદરતે આપેલા છે તેમ મકાન પણ કુદરતેજ આપેલું છે. આ મારો હાથ અને આ મારૂં ઘર એ બે વાક્યમાં આપણને કંઇજ તફાવત જણાતો નથી; પણ ખરી રીતે એ બે વસ્તુઓને એકજ પ્રકારની કહેવામાં મોટી ભૂલ થાય છે. એ બુદ્ધિહીનતાનું લક્ષણ છે. **ખરી રીતે તો માલમત્તા એ બીજાના પરિશ્રમનું ફળ વગર મહેનતે શોષી લેવાનું એક સાધન માત્ર છે.**"

"હું તો કદિ પણ કહી શકું નહિ કે લોકોનો શ્રમ એટલે મારી માલમિલકત જેનાપર મારી અબાધિત સત્તા ચાલે છે અને જેનો ગમે તે ઉપયોગ કરવાની મને પૂર્ણ સત્તા છે તે મારી મિલકત. જે મારી પાસેથી કોઇ છીનાવી લેવા સમર્થ નથી અને જે જીંદગીના અંત પર્યંત મારી સાથે રહેનાર છે તે મારી માલમત્તા. એ માલમત્તાનો યોગ્ય ઉપયોગ કરીને તથા તેમાં સુધારો કરીને પ્રગતિ કરવી એજ મારૂં અવશ્ય કર્તવ્ય છે."

"**મનુષ્યની ખરી માલમત્તા તો તેની ઈંદ્રિયો અને તેની માનસિક શક્તિ છે;** અને એ ખરો અર્થ બાજુ મૂકી બીજાની મહેનત ગળી જવા સારૂ આ શબ્દનો અર્થ જ્યારે બદલવામાં આવ્યો; ત્યારે જ યુદ્ધ, ખૂન, ફાંસી, કાયદા, અદાલતો અને તુરંગ વગેરેનાં બીજ વવાયાં."

"**મેલું ઉપાડવામાં પણ નાનમ નથી એમ જે દિવસે મારા વર્ગના લોકોને સમજાશે, તેજ દિવસે સમાજની ખરી પ્રગતિનો પ્રારંભ થશે.** મારા વર્ગના લોક મળને પેદા કરીને ઘરમાં ભરી રાખવાનું કામ પોતે કરે છે અને ઉપડાવે છે બીજાઓ પાસે. પોતાનાં પગરખાં બીજા મહેનતુ લોકો પાસે તૈયાર કરાવીને પછી તે પગરખાં વગરના લોકોની નજીક થઇને જવા આવવામાં તેઓ જરા પણ શરમાતા નથી. ફ્રેંચ ભાષાની અજ્ઞાનતા કિંવા છેવટની તાજી ખબરથી અજાણ રહેવામાં તેમને શરમ લાગે છે; પણ ભાખરી તૈયાર કરવાની આવડત નહિ હોવા છતાં તેને ખાઈ જવામાં તેમને બીલકુલ શરમ આવતી નથી! કડકડતાં ઇસ્ત્રીદાર કપડાં નથી હોતાં તો તેઓ લજવાય છે, પણ એ કપડાં તેમનું એદીપણું અને મફતનો માલ ખાવાપણું જાહેર કરે છે તેને માટે તેમને લાજ નથી આવતી! હાથ મેલા થાય એ તેમને લજ્જાસ્પદ લાગે છે પણ કામથી કડક થએલા અને મેલા બનેલા હાથ એ તો ગૌરવની વાત છે એમ તેમને જરાય સમજાતું નથી."

"માટે જો તમારે સમાજની ઉન્નતિ કરવી હોય તો માલમિલકત સંબંધી તમારા મગજમાં જે ભૂત સજજ થઇ બેઠું છે તેને ખસેડી મૂકવું જોઇએ. સર્વ પ્રકારની સત્તા પૈસાના હાથમાં છે અને તે ન્યાયયુક્ત છે એવી જે તમારી સમજ છે, તે સમજને તમારા મસ્તકમાંથી તિલાંજલિ મળવી જોઇએ. **તમને સમજાવું જોઈએ કે લાખો માણસો કામના બોજા નીચે કચડાઈ મરતા હોય છતાં ઉંચા પ્રકારનાં વસ્ત્ર પહેરી લહેર કરવી એ લજ્જાસ્પદ છે. તમારા ચિત્તમાં ઠસવું જોઈએ કે હજારો માણસો ક્ષુધાથી મરણ પામતા હોય ત્યારે પાળેલાં કુતરાંને શીરા પુરી ખવડાવવાં એ અયોગ્ય છે.** સામાન્ય જનોમાં આજે જે ખરાબ વિચારો સારા તરીકે રૂઢ થએલા છે, તેનો મૂળસહિત ઉચ્છેદ થઇ નવા વિચાર જન્મ પામશે ત્યારેજ હાલની ખરા ખોટાની કલ્પના ફેરવાશે. એવી ફેરફારીનાં ચિહ્ન હવે દેખાવા પણ લાગ્યાં છે. તમોને પસંદ પડો, કે ન પડો પણ કાળ તમને એવી ક્રાંતિ તરફ ધસડીજ રહ્યો છે. સામાન્યજનોનાં ચિત્ત હવે એ નવીન વિચારો તરફ વળવા લાગ્યાં છે. સ્ત્રીઓનાં મનમાં પણ આ નવા વિચારનું બીજારોપણ થયું છે. હવે તેનાં વૃક્ષ થવાનોજ વિલંબ છે."

"માનવજીવનને માટે અતિ આવશ્યક એવાં કર્તવ્યથી પુરૂષો વિમુખ રહેશે તો માનવજાતિનો સંહારજ થવાનો; અને સ્ત્રીઓ પણ એ જવાબદારી નહિ ઓળખી લે તો એ સમય એકાદ પેઢી સુધીમાંજ આવી પહોંચશે."

"પુરૂષો અનેક શતકોથી પોતાની જવાબદારી ટાળતા આવ્યા છે; તથાપિ સ્ત્રીઓએ પોતાની જવાબદારી ટાળી નથી. એમાં જો અપવાદ હોય તો કેવળ વેશ્યા વર્ગનો. ઉચ્ચવર્ણના લોકોમાં સ્ત્રીઓની પ્રબળતા પુરૂષોપર દૃષ્ટિએ પડે છે તેનું કારણ આજ છે. પારીસની સ્ત્રીઓ પોતાને ગર્ભ ન રહે તથા છોકરાં ન થાય તેમ કરીને પોતાના યૌવન અને સૌંદર્યનો લોપ થવા દેતી નથી; તેથી જ તેમની સત્તા પુરૂષવર્ગપર ચાલતી હોવાનું કહેવાય છે; પણ એ વાત ખોટી છે. પુરૂષવર્ગપર સત્તા સંતતિરહિત સ્ત્રીની નહિ પણ સ્વકર્તવ્યપરાયણ અને માતૃપદ ધારણ કરનારી સ્ત્રીનીજ ચાલે છે."

"જે સ્ત્રી કૃત્રિમ ઉપાયથી વંઝા બની પોતાના ભરાવદાર ચહેરાથી અને ચળકતા કેશથી પુરૂષને આકર્ષી શકે છે, તે પુરૂષના હૃદયની અધિષ્ઠાત્રી દેવી નથી બની શકતી, પણ માત્ર કામવાસનાનું સાધનજ બની શકે છે. આ સ્ત્રી અધોગતિ તરફ વળી ચૂકેલી અને પુરૂષની માફકજ કર્તવ્યભ્રષ્ટ થએલી હોય છે અને પુરૂષની પેઠેજ તેણે પણ પોતાનો જીવનહેતુ વિફળ કરેલો હોય છે."

"સ્ત્રી હક્ક ! આ એક નવીન ઘેલછાએ હમણાં આપણને સપાટામાં લીધા છે; પણ એ ખરેખરજ ધતિંગ છે. પ્રજોત્પાદન એજ તેનું ખરૂં કર્તવ્ય છે. પોતાનું

સાચું કર્તવ્ય છોડી દઇ પુરૂષની માફક પેઢીઓમાં, કચેરીઓમાં, વિશ્વવિદ્યાલયોમાં અને અન્ય સ્થળોએ ગમે તે કામ કરવા બેસી જવું એ તેમનું કર્તવ્ય નથી. સ્વકર્તવ્યથી ચ્યુત બનવું એજ તેમનું અધઃપતન છે. આ અધઃપતનનો આરંભ હમણાં હમણાંજ થયો છે અને તેનો પ્રચાર દિવસે દિવસે વધતો જાય છે."

"સ્ત્રીજાતિ પોતાનું ખરૂં કર્તવ્ય ભૂલી જવાથી જ તેમને પુરૂષોને મોહિત કરી ગુલામ બનાવવામાંજ કર્તવ્ય રહેલું હોવાનો ભ્રમ ઉત્પન્ન થયો છે; અને એથીજ તે પુરૂષોની માફક કર્તવ્યભ્રષ્ટ થવા લાગી છે. પુરૂષો જે કામ કરે છે તે કરવાને પોતે પણ હક્કદાર છે એમ સમજી તેઓ સર્વ બાબતમાં તેમનું અનુકરણ કરવા લાગી છે; પણ એથી તો એકંદરે સ્ત્રી અને પુરૂષ બંને કર્તવ્યભ્રષ્ટ થાય છે."

"સ્ત્રીઓને જણાયું કે મોહકતા ટકાવી રાખવામાં બાળકો વિઘ્નકારક થાય છે; તેથી અર્વાચીન શાસ્ત્રોની મદદ લઇ તેમણે વંધ્યત્વ ઉત્પન્ન કરવાનો માર્ગ સ્વીકાર્યો. અર્વાચીન શાસ્ત્ર ! હા, એ શાસ્ત્ર કોઇ પણ મલીન કામમાં મદદ કરવા ખડે પગે તૈયાર રહે છે. હાલમાં એવા પ્રકારનાં ઔષધ અને અન્ય યાંત્રિક વસ્તુઓનો પ્રચાર શ્રીમંત વર્ગની સ્ત્રીઓમાં પુષ્કળ થયો છે."

"જે સ્ત્રી કામપીપાસા ન છોડતાં વંઝા બનવા ઇચ્છે છે તે ખરેખર 'કુલટા' નામને પાત્ર છે."

"સ્ત્રીઓએ પોતાનું ખરૂં કર્તવ્ય બજાવવું હોય તો તેમણે આ પ્રકાર છોડી દેવો જોઇએ. પોતાનો જીવ જોખમમાં નાખીને અને પ્રસંગે પ્રકૃતિને થતું નુકશાન પણ સહન કરી લઇને જે સ્ત્રી સ્વકર્તવ્યપરાયણ રહે છે, તેજ સમાજની ખરી અધિષ્ઠાત્રી દેવી છે. આવી સ્ત્રી પોતાના દૃષ્ટાંતથી ઘરના પુરૂષને તેમજ બાળબચ્ચાંને કર્તવ્યપરાયણતાનો ઉમદા પાઠ આપી શકે છે."

ટૉલસ્ટૉયનાં સર્વ લખાણોમાં 'હવે આપણે શું કરવું જોઇએ ?' એ પુસ્તક પ્રમુખ સ્થાને છે. સંપત્તિની વિષમ વહેંચણીનું પરિણામ જગતમાં આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. લાખો ગરીબોને ભૂખમરાથી મરતાં આપણે જોઇએ છીએ; આ બાબત પ્રત્યક્ષ જોવા છતાં પણ મગરૂરીમાં ફરતા સમાજસુધારકો પોતાની આંખો મીંચી રહ્યા છે, એ પણ અનુભવસિદ્ધ વાત છે. મોટાં મોટાં સામ્રાજ્યનાં સૂત્રો કેવળ લોકકલ્યાણ ખાતર હાથમાં રાખ્યાનો દંભ કરનારા ધુરંધર મુત્સદ્દીઓ પણ આ ભયંકર સંહાર તરફ ખુશીની સાથે આંખ આડા કાન કર્યા કરે છે; અને 'ઇશ્વરનાં બાળકોનું કલ્યાણ કરવું એ જ અમારૂં કર્તવ્ય છે' એમ કહેનાર ધર્મગુરૂઓ અને સંપ્રદાયો પણ નિરાંતે પોઢી રહ્યા છે; આવા સ્થિતિમાં ટૉલસ્ટૉયે ચર્ચા માટે આ પ્રશ્ન સ્પષ્ટપણે લોકો સમક્ષ રજુ કર્યો એ કંઇ ઓછા મહત્ત્વની વાત નથી.

ઉપર ઉપરથી ગુલામગીરીની પદ્ધતિ જગતમાંથી નષ્ટ થઇ હશે, પણ ગુપ્ત ગુલામી અદ્યાપિ સર્વત્ર પ્રવર્તી રહેલી છે. જગતમાં આળસુ અને આયતાખાઉની એક માનવજાતિ નિર્માણ થએલી હોઇ અહર્નિશ તનતોડ મહેનત કરી અર્ધભૂખી રહેનાર બીજી માનવજાતિપર તે પોતાની સત્તા ચલાવી રહી છે; એમ ટૉલસ્ટૉય કહે છે તેનો પ્રતિકાર કરી શકાય તેમ નથી. હવે આ સ્થિતિ અસહ્ય થવા લાગી છે અને દિનપ્રતિદિન એ ભાવનાનો પ્રવાહ અધિકાધિક ઉંડાણમાં જવા લાગ્યો છે. ટૉલસ્ટૉયે આ ગ્રંથમાં એ સર્વ પરિસ્થિતિનો તત્કાલ વિચાર કરવાની આવશ્યકતા સિદ્ધ કરી આપી છે. પોતાને સમાજસેવક કહેવડાવનારનું જો કંઇ મહત્ત્વનું કર્તવ્ય હોય તો તે આજ છે.





# प्रकरण १९ मुं--रुशीयन वसायत.




લ્સ્ટૉય મોસ્કોમાં હતા ત્યારે કેટલાક વખત સુધી 'ગે' તેમની સાથે રહ્યો હતો. આ વખતે તેણે ટૉલ્સ્ટૉયની વાર્તામાં દાખલ કરવા માટે કેટલાંક ચિત્રો તૈયાર કર્યાં હતાં અને ઇસુખ્રિસ્તનું પણ એક ચિત્રમય ચરિત્ર તેણે તૈયાર કર્યું હતું. આવી રીતે ટૉલ્સ્ટૉયની લેખિની અને ગેની પીંછીનો સંયોગ અત્યંત સુખદાયક થયો. એ પછી થોડાજ વખતમાં 'ગે' એ તૈયાર કરેલી ચિત્રમાળા પ્રસિદ્ધ થઇ. આ વખતની હકીકત કહેતાં ફ્રીનરમેન કહે છેઃ—

"ટૉલ્સ્ટૉયનો 'ગે' પર વિલક્ષણ પ્રેમ બંધાયો હતો. ગે વિષે વાત કરતાં એક વખત મને કહ્યું: 'મનુષ્યના અંતઃકરણનાં સર્વ વલણ ગેને સ્પષ્ટ જણાય છે. એક પણ ભાવના તેની દૃષ્ટિથી દૂર રહી શકતી નથી. કોલસાની સળીથી પણ ઝપાટાબંધ ચિત્રો આલેખે જાય છે. 'ઇસુના વદનપર આધ્યાત્મિક સામર્થ્ય વ્યક્ત થયું,' એ બાયબલ વાક્યને અનુસરી તેણે જે ચિત્ર તૈયાર કર્યું છે તે નજર આગળથી જાણે દૂરજ ન કરૂં એમ થયા કરે છે. અનેક ચિત્રકારોએ ખ્રિસ્તનાં ચિત્રો દોર્યાં છે; પણ જે સામર્થ્યના આધાર પર ખ્રિસ્તે જગતને ઝુકાવ્યું તે સામર્થ્ય ગે સિવાય અન્ય કોઇના ચિત્રમાં વ્યક્ત થતું નથી.'"

"ટૉલ્સ્ટૉયના પ્રેમનો બદલો ગે તરફથી વ્યાજ સાથે મળતો હતો. ગેને લાગતું કે ટૉલ્સ્ટૉયે પોતાને અધ્યાત્મવિદ્યાનું દાન આપ્યું છે અને કોઇ પણ રીતે એ ઉપકાર વાળી શકાય તેમ નથી. આ પ્રમાણે બન્નેમાં વિલક્ષણ પ્રેમ જામ્યો હતો."

"ઈ. સ. ૧૮૮૬ ના શિયાળામાં ટૉલ્સ્ટૉય યાસનાયા ગયા. આ ૧૩૦ માઇલનો પ્રવાસ તેમણે પગેજ કર્યો. આગગાડીથી લાભ કરતાં હાનિ વિશેષ છે, એવી તેમની માન્યતા હોવા ઉપરાંત લોકસ્થિતિનું અવલોકન કરવાનો પણ તેમનો હેતુ

આ પ્રવાસ આવી રીતે કરવામાં કારણભૂત હતો."

"ખભા પર ઝોળી નાખી તેમાં કેટલીક ખોરાકી અને થોડાં કપડાં આ મુસાફરીમાં તેમણે સાથે રાખ્યાં હતાં. આ પ્રવાસમાં તેમની સાથે ત્રણ સ્નેહી હતા. એમાંના બે શ્રીમંત કુટુંબના હોઇ ત્રીજો ગેનો પુત્ર હતો. બેઉ શ્રીમંત પુત્રો તો કંટાળીને રસ્તામાંથીજ પાછા મોસ્કો ચાલ્યા ગયા હતા અને ગેનો પુત્ર તથા ટૉલ્સ્ટૉય ત્રીજા દિવસે ઘેર પહોંચ્યા હતા. રસ્તામાં તેમને કોઇ ઓળખી શકતું નહતું. તે ઘેર ગયા ત્યારે બાગના દરવાજામાંજ તેમને 'ફીનરમેન' મળતાં ટૉલ્સ્ટૉયે કહ્યું: 'આવો મજાનો પ્રવાસ મેં કદિજ કર્યો નહતો. સાધારણ ખેડુતો સાથે ખાવું પીવું, તેમની સાથે ગપ્પાં મારવાં અને તેમની સાથેજ સુઇ રહેવા જેવી આનંદની વાત બીજી નથી. વૃદ્ધ માણસો પાસેથી પહેલાંના બાદશાહની કેટલીએ ગમ્મતભરી વાતો જાણવામાં આવી. પહેલા નિકોલસ બાદશાહના સમયે લશ્કરી પદ્ધતિના નામથી સામાન્ય સિપાઇ પર કેવો જુલમ થતો હતો તેનું યથાસ્થિત વર્ણન કરતાં એક નેવું વર્ષના વૃદ્ધે મને કહ્યું કે, નેતરના ત્રણસો ત્રણસો ફટકા મારીને નિદાન એક પણ સિપાઇનો જાન લેવામાં આવ્યો ન હોય, એવો એક પણ દિવસ ખાલી જતો નહતો. સર્વ પલટણોમાં હમ્મેશાં સોટીના અવાજ થયાજ કરતા અને લશ્કરે નિકોલસને 'સોટીવાળો નિકોલસ' એવું ઉપનામ પણ આપ્યું હતું.'"

યાસનાયા પહોંચ્યા પછી ઉપરની હકીકતના ધોરણે ટૉલ્સ્ટૉયે 'સોટીવાળો નિકોલસ' નામનું એક પુસ્તક લખ્યું; પરંતુ એ મથાળું કે પુસ્તકનો વિષય સરકારી પરીક્ષકને પસંદ પડવાનો સંભવ નહિ હોવાથી તે છપાવ્યા વિનાજ નાખી મૂક્યું; પછી થોડા વખતે તેની કેટલીક હસ્તલિખિત પ્રતોનો પ્રચાર થયો.

આ લેખ જેણે પ્રસિદ્ધ કર્યો તેને પોલીસે શોધી કહાડયો. તેણે એ પ્રસિદ્ધ કરવાને ટૉલ્સ્ટૉયની સંમતિ મેળવી ન હતી; તથાપિ તે પ્રકાશકની માતાએ ટૉલ્સ્ટૉય પાસે જઇ કહ્યું: 'જો તમે તમારી અનુમતિ હોવાનું કહો તો મારો પુત્ર પોલીસના સપાટામાંથી છૂટવાનો સંભવ છે.' ટૉલ્સ્ટૉયે આ વાત કબૂલ કરી.

એ પછી થોડા દિવસે મોસ્કોના ગવર્નરે ટૉલ્સ્ટૉયને પોતાની મુલાકાત માટે બોલાવ્યા; પણ 'મને તમારી મુલાકાતની જરૂર નથી. તમારી તેવી ઇચ્છા હોય તો તમેજ અહીં આવશો' એવો ઉત્તર તેમણે આપ્યો. ગવર્નર તેમને મળવા ગયો નહિ; પણ ટૉલ્સ્ટૉયના કાન ઉઘાડવા માટે એક તરૂણ એડીકાંગને મોકલ્યો. અન્ય સામાન્ય અતિથીઓની માફક તેનું સ્વાગત પણ ટૉલ્સ્ટૉયે પ્રેમપૂર્વક કર્યું; પણ સંભાષણમાં તેમણે ઉપદેશ આપ્યો કે, 'આવી દુષ્ટ સરકારની નોકરી કરવી એ મહાન અધર્મ છે.'

હજી સુધી પોતાનો જીવનક્રમ કેવો રાખવો તેનો નિર્ણય તેઓ કરી શક્યા

નહતા. તા. ૨૧ મેના રોજ ગેને લખેલા પત્રમાં તે જણાવે છે કેઃ—

"તમને તમારા કામમાં મશગુલ થએલા જાણી અત્યાનંદ થાય છે. આપણે આપણું કામ કરવું તે ઉત્તમ છે; પણ તેની સાથે લોકોપયોગી કામ કરતાં રહેવું એ તેથી પણ વધારે ઉતમ છે. હું પણ હમણાં અહીં પુષ્કળ કામ કરૂં છું. 'હવે શું કરવું જોઇએ?' એ પુસ્તકની પુરવણી હું લખું છું. સામાન્ય લોકો માટે કેટલીક નાની નાની ચોપડીઓ પણ લખવાનો વિચાર છે. લખવા માંડેલી પણ અધૂરીજ રહેલી ઘણી ચોપડીઓ મારી પાસે છે; પરંતુ તે તરફ લક્ષ આપવાની હજી ફુરસદ મળતી નથી. આપણે આપણા સ્વાર્થ માટેજ કામ કરતા હોઇએ છીએ અને સ્વાર્થ સિવાય બીજું કાંઇજ આપણી દૃષ્ટિમાં નથી હોતું ત્યારે શું કરવું? શુભ શું અને અશુભ શું? તેનો યથાવત્ નિર્ણય આપણી બુદ્ધિ કરી શકતી નથી; પણ ચિત્તમાંથી સ્વાર્થ નીકળી જાય જ્યારે આપણે પરમાર્થનોજ વિચાર કરવા માંડીએ છીએ ત્યારે આપણું ચિત્ત તથા બુદ્ધિ તીવ્ર બને છે. આપણા જીવનની વિસંગતતાનો લોપ થઇ સર્વ પરિસ્થિતિ સુસંગત માલુમ પડે છે. 'સ્વર્ગનું રાજ્ય મેળવવા પ્રયત્ન કરશો એટલે તમારી સર્વ અપૂર્ણતાઓ દૂર થશે' એવી ધર્માજ્ઞા છે, પણ આપણું વર્તન સદા એ આજ્ઞાની વિરૂદ્ધ હોય છે. આપણો સર્વ પ્રયત્ન સ્વર્ગનું રાજ્ય મેળવવા માટે નહિ, પણ આપણી અપૂર્ણતા દૂર કરવા માટે હોય છે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે સ્વર્ગનું રાજ્ય મેળવવા પ્રયત્ન કરતાં અન્ય વસ્તુઓ અનાયાસે પ્રાપ્ત થાય છે; પણ આપણી ઉંડી ઇચ્છા અન્ય વસ્તુઓનીજ હોવાથી ઇચ્છિત વસ્તુ પણ પ્રાપ્ત નથી થતી અને સ્વર્ગનું દ્વાર પણ ખોઇએ છીએ. ઉપલો નિયમ તમારી પેઠે સર્વને સમજાયો હોત તો કેવું સારૂં થાત? આ નિયમ એ કંઇ કેવળ શબ્દનું રૂપક નથી. ધર્મ એ કાંઇ ફક્ત શબ્દોનું શાસ્ત્ર નથી. હું મારા જાતિઅનુભવથી કહું છું કે, તેમાં શુદ્ધ વ્યવહારનું સ્વરૂપ પણ અત્યંત સ્પષ્ટતાથી કહેલું છે."

ટૉલ્સ્ટૉયની બુદ્ધિ નવલકથાઓ લખવાથી વિમુખ બની ધર્મજ્ઞાન તરફ વળવાથી નવલકથાના પુષ્કળ ભકતોને ખેદ થયો છે; પરંતુ સમગ્ર જગતને એથી જે મહાન લાભ થયો છે તે પણ સ્પષ્ટ છે. ટૉલ્સ્ટૉય જેવા પ્રભાવશાળી લેખકની લેખિની ધર્મજ્ઞાન તરફ વળવાથી જગતનું લક્ષ તેમના તરફ વિશેષ ખેંચાયું. ટૉલ્સ્ટૉયની બુદ્ધિમત્તા અને સ્પષ્ટ બોલવાના સ્વભાવને લીધે પરદેશના લોકોનાં ચિત્ત પણ તેમના લેખ તરફ ખેંચાવા લાગ્યાં. પરદેશના વિદ્વાનો વારંવાર તેમની મુલાકાતે આવવા લાગ્યા અને વિચારોની આપ લે થવા લાગી. આ મુલાકાતોથી બીજા દેશોમાં સમાજસુધારા માટે કેવા પ્રયત્નો થાય છે તેનું જ્ઞાન ટૉલ્સ્ટૉયને મળ્યું.

એક દિવસે 'દેરૂલીડ' નામનો એક ફ્રેંચ ગૃહસ્થ તેમને મળવા આવ્યો. એ

પોતે કવિ હોઇ ક્ષાત્રવૃત્તિનો દેશભક્ત હતો. તે રૂશીયા અને ફ્રાન્સની સાથે મૈત્રી બાંધી ઇ. સ. ૧૮૭૧ ના યુદ્ધનું જર્મનીપર વેર લેવા તથા આલ્સાસ લૉરેન્સ પ્રાંત પાછા મેળવવાના ઉદ્દેશથી રૂશીયામાં આવ્યો હતો; તેથી ટૉલ્સ્ટૉયની મુલાકાતમાં તે નાઉમેદ બન્યો હોય તો નવાઇ જેવું નથી. આ વિષે ઍના સુરોન કહે છે કેઃ—

"લશ્કરી ઝબ્ભાથી આચ્છાદિત અને વદનમંડળ પર લશ્કરી પદ્ધતિવાળું તેજ ધરાવનાર આ ઉંચો ગૃહસ્થ કોણ હશે તે અમને કોઇને સમજાયું નહિ."

"દેરૂલીડ! નામ પણ કેવું વિચિત્ર! એવું નામ અમે કદિ સાંભળ્યું ન હતું. અમે વર્તમાનપત્રો બહુધા વાંચતાં ન હતાં; કેમકે કાઉંટની દઢ માન્યતા હતી કે વર્તમાનપત્રોના વાંચનથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. કોઇ જાણવા જેવી વાત બનતી તો તે કર્ણપરંપરાથી અમારા સુધી આવી પહોંચતી."

"ટૉલ્સ્ટૉયના શબ્દકોષમાં યુદ્ધ અને વેર એ શબ્દોને સ્થાન ન હતું; તેથી દેરૂલીડના પ્રભાવશાળી વક્તૃત્વનું વિશેષ કાંઇ પણ પરિણામ ન થયું. તેનું વક્તૃત્વ ચાલ્યું તે વખતે કાઉંટ કંઇજ બોલ્યા નહિ; તથાપિ તેમના ચહેરાપર તિરસ્કારનો ભાવ ઉપસી આવેલો જોઇ દેરૂલીડના લક્ષમાં આવ્યું કે તેમને આ ભાષણ નાપસંદ છે. છેવટે એ વિષય છોડીને દેરૂલીડે કહ્યું, રૂશીયાના અત્યંત પ્રતિભાસંપન્ન ગ્રંથકારને મળવા માટેજ હું રૂશીયામાં આવ્યો છું."

"આ પછી ત્રણ દિવસ સુધી 'દેરૂલીડ' યાસનાયામાં રહ્યો અને વારંવાર વેરની કલ્પના કાઉંટ સમક્ષ રજુ કરવા પ્રયત્ન કર્યો; પણ એવા પ્રકારની વાત નીકળતાંજ કાઉંટ તે તરફ ઉદાસીન બની જતા."

"છેવટે કાઉંટે તેને કહ્યું કે, 'યુદ્ધની ભયંકરતાનો મને જાતિઅનુભવ છે. કાચ જેવાં ચક્ષુઓથી આકાશ તરફ મીટ માંડી રહેલાં એવાં જે હજારો પ્રેત જોએલાં, તે હજી પણ મારી દૃષ્ટિ સમક્ષ તરી આવે છે. મને લાગે છે કે જાણે તે પ્રભુ પાસે માગી રહ્યાં છે કે, જેમણે અમારી ભરજવાનીમાં કાળના મુખમાં અમને ધકેલી મૂકયાં છે તેમની ખબર તું લે.' આ પછી દેરૂલીડે કહ્યું: 'રાઇન નદી ફ્રેંચો પાસેજ રહેવી જોઇએ.' કાઉંટે ઉત્તર આપ્યો: 'દેશની સરહદ રકતના રંગથી આંકવી તે યોગ્ય નથી. પરસ્પર ઐકયથી અને બન્નેનો લાભ જોઇનેજ તે ઠરાવવી યોગ્ય છે.' ત્યારે દેરૂલીડે કહ્યું: 'યુદ્ધ કરવું એ તો મનુષ્યનો સ્વભાવજ છે. મનુષ્ય સ્વભાવથીજ યુદ્ધપ્રિય છે.' કાઉંટે કહ્યું: 'પણ એ યુદ્ધને અવશ્ય ટાળવુંજ જોઇએ અને એ કંઇ અશક્ય નથી. મુખ્ય વાત એજ છે કે યુદ્ધ સળગાવનાર માણસોનું અસ્તિત્વ નષ્ટ થવું જોઇએ' આટલું કહીને તરતજ કાઉંટ ઉભા થઇ ઓરડી બહાર ચાલ્યા ગયા."

"એક પ્રસંગે તો ટૉલ્સ્ટૉયે ગુસ્સામાં ઓરડીની બહાર નીકળી બારણાં પણ બંધ કરી દીધાં; પણ દેરૂલીડ એટલો હઠીલો હતો કે પુનઃ મુલાકાત થઇ ત્યારે જાણે પ્રથમ કંઇજ બન્યું નથી, એવા ભાવથી પાછો તેણે તેજ વિષય ઉપસ્થિત કર્યો. એ પ્રસંગે એ વિષયનો નીકાલ લાવવાની એક યુક્તિ સૂચવતાં તેમણે કહ્યું કે, 'એક બાજુએ ફ્રાન્સ અને એક બાજુએ રૂશીયા એવા બે દાંતાવાળા ચક્રમાં જર્મનીને પીલી નાખવું યોગ્ય છે કે નહિ એ પ્રશ્ન એકાદ સાદા ભોળા ખેડુતને પૂછી જોઇએ.' દેરૂલીડે એ વાત કબૂલ કરતાંજ ટૉલ્સ્ટૉયે એક ખેડુતને બોલાવી તેના આગળ એ પ્રશ્ન રજુ કર્યો. માથું ખંજવાળતાં ખંજવાળતાં ખેડુતે ઉત્તર આપ્યો કે, 'પ્રથમ ફ્રાન્સ અને રૂશીયાએ મળી આખો દિવસ કંઈ પણ ઉપયોગી મહેનત કરવી અને પછી સાંજે બંનેએ ખુબ ન્હાઇધોઇને બધોજ થાક ઉતારી નાખવો એજ યોગ્ય છે..' "

"આ રીતે આ વિષયની ચર્ચા કરવાનો દેરૂલીડે અનેકવાર યત્ન કર્યો; પણ છેવટે તેની ખાત્રી થઇ કે એ પ્રતિભાશાળી લેખકની લેખિની પોતાને ઉપયોગી થાય તેમ નથી. તે ત્યાંથી જવા નીકળ્યો ત્યારે ટૉલ્સ્ટૉયે તેને કહ્યું કે, 'માણસો મૃત્યુ પામે છે તેટલાજ ખાતર હું યુદ્ધને ખરાબ કહેતો હોઉં એમ નથી; પરંતુ યુદ્ધની કલ્પનાને લીધે જે દુષ્ટ ભાવો પેદા થાય છે તે પાપમૂલક હોવાથી યુદ્ધને હું પાપની શાળા કહું છું. તમારી પોતાનીજ વાત જુઓને! તમે અદ્યાપિ યુવાન છો અને એકાદ સત્કાર્ય કરવાની તાકાત પણ તમારામાં છે; પરંતુ દેશાભિમાનના ફાંકાએ તમને કેટલા બધા પછાડયા છે કે કંઈ પણ સદ્‌કાર્ય કરવાની બુદ્ધિ પણ તમારામાં નથી અને પ્રભુપર ભરોસો પણ નથી. આ પ્રમાણે તમારૂં હૃદય ઉચ્ચ ભાવોથી ખાલી હોવાને લીધે ભળતીજ વાતોના આવેશથી તમે માણસજાતને પરસ્પર સંહાર કરવા ઉશ્કેરવા સારૂ દેશદેશ ફરો છો. યુદ્ધને લીધે દેશમાં જે આવા પ્રકારની મનોભૂમિકા અનેકોમાં પેદા થાય તે મને ઇષ્ટ લાગતું નથી.' "

ટૉલ્સ્ટૉયને હમ્મેશ મળવા આવનારા માણસોમાં એક 'સ્ટાવ્હોવિચ' નામનો યુવાન હતો. તેને ટૉલ્સ્ટૉયપર અત્યંત પ્રેમ હતો અને તેમના ઘણાખરા વિચારો તેને માન્ય થયા હતા. વિશેષતઃ પોતાની શ્રીમંતાઇનો ત્યાગ કરી સામાન્ય ખેડુત જેવું જીવન ગાળવાની તેની પ્રબળ ઇચ્છા હતી.

એક દિવસે એવું ઠર્યું કે મોટે મળસ્કે ઉઠીને સૌએ ઘાસ કાપવા જવું. સંધ્યાકાળે ભોજન પ્રસંગે આ વિષયની ચર્ચા ચાલતાં સ્ટાવ્હોવિચે કહ્યું: "આજે આપણે વહેલા સૂઇ જઇએ કે જેથી સવારે વહેલું ઉઠાય. આળસુ અને સમયનો દુરૂપયોગ કરનારાઓજ બહુધા મોડા ઉઠે છે; કેમકે સવારમાં તેમને સૂર્યને મુખ બતલાવતાં શરમ આવે છે. આપણને એવી શરમ આવવાનું કંઇ કારણ નથી;

કેમકે હવે આપણે પણ સામાન્ય લોકોની માફક આખો દિવસ કામ કરવાના છીએ. આ જગતમાં આપણા જેવા કરોડો માણસ છે એવી આપણા ચિત્તને ખાત્રી હોવી, એ શું ઓછી સંતોષની વાત છે!"

"પણ કાઉંટેસને આ વિચાર પસંદ પડયો નહિ. તેણે પોતાનાં બાળકોને મોટા અવાજે કહ્યું કે, આવાં કામો તમારે માટે બીલકુલ ઇષ્ટ નથી. તમે જન્મતઃજ કાઉંટ છો અને મરણ પર્યંત તમારે કાઉંટજ રહેવું જોઇએ."

"તેના આ શબ્દોથી સર્વના હૃદયને આઘાત થયો; અને ટૉલ્સ્ટૉય માત્ર એટલુંજ બોલ્યા કે, **મનુષ્યનો ખરો દુશ્મન તેના કુટુંબમાંજ હોય છે.**"

"બીજે દિવસે સાંજે પણ એવાજ પ્રકારનો વિષય ચર્ચાતાં ટૉલ્સ્ટૉયે કહ્યું: 'માણસે કોઇ પણ કાર્ય હાથમાં લીધા પછીજ તેના આપ્તવર્ગ તરફથી તેમાં કેટલાં વિઘ્ન આવે છે તે વાત તથા તે માણસ સત્યશોધન માટે ખરેખરો કેટલો તૈયાર છે તે વાત સમજાય છે. તેમને એવો ભય હોય છે કે એવા કાર્યક્રમથી તેમના ચાલુ જીવનક્રમને અડચણ આવશે અને પોતાનો ચાલુ જીવનક્રમ બદલવાની તેમની ઇચ્છા હોતી નથી; તેથી તે બદલવાનો પ્રયત્ન કોઇ કરે છે ત્યારે સ્વાભાવિક રીતેજ તેનાં કુટુંબીઓ વિઘ્નો ઉત્પન્ન કરે છે. પરંતુ એ ઉદ્યોગ કેવળ ઉપર ઉપરનો ન હોઇ હૃદયપૂર્વકનોજ છે, એવી જ્યારે તેમની ખાત્રી થાય છે ત્યારે પછી તેમનામાં તેની વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવાની તાકાત રહેતી નથી. **વિરોધ આગળ આપણે મસ્તક નમાવવું પડે છે તેનું કારણ એજ છે કે, આપણી ખરી તૈયારી નથી. જગત બીજાની ખામી શોધી કાઢવામાં પાવરધું છે અને જેઓ સત્ય રસ્તે ચાલવા માંડે છે તેમનો દુર્બળ અંશ શોધી કાઢીને જગત તેનાપર હલ્લો કરે છે.** એવા હલ્લા થયાજ કરવાના; પણ જો આપણે સત્યની બાંય મજબૂતીથી પકડી હોય છે તો એ સર્વ હલ્લાને પહોંચી વળવાનું સામર્થ્ય આપણામાં આવે છેજ.'"

"બુદ્ધિનો શ્રમ કરનારને માટે શારીરિક શ્રમ નુકશાનકારક નહિ પણ વિશ્રાંતિરૂપ છે. મને તો એવા શારીરિક શ્રમથી મોટી વિશ્રાંતિ મળે છે. હું લાકડાં ફાડવાનું અથવા ઘાસ કાપવાનું કામ પણ કરૂં છું. જમીન ખેડવામાં જે મજા છે, તે અનુભવ સિવાય સમજાય તેમ નથી. ઘણા માને છે કે એ કામ અત્યંત કષ્ટમય છે, પણ તે તદ્દન ભૂલ છે. જમીન ખેડવાનું કામ તો રમત જેટલુંજ ગમ્મતનું છે. તાજી ખુલ્લી હવામાં રક્તાભિસરણ ઉત્તમ રીતે થાય છે અને તેથી મગજ પણ તદ્દન શાંત થઇ જાય છે. ખુલ્લા ફરવાથી પગ હલકા થાય છે અને ભૂખ પણ સારી લાગે છે. વળી રાત્રે જે સુખભરી નિદ્રા આવે છે તેનું તો વર્ણનજ શું કરૂં?"

"મારા માટે તો શારીરિક શ્રમ તદ્દન આવશ્યક થઇ પડયો છે. કેવળ એક

જગ્યાએ બેસી રહી બુદ્ધિવિષયક શ્રમ લેવો અને તેની સાથે શારીરિક શ્રમ ન હોય એ તો ખરેખર મહાન આફતજ છે. એકાદ દિવસ એવો શ્રમ નથી થતો તો તે દિવસ નકામો થઇ પડે છે. તે દિવસે મારાથી બરાબર લખાતું કે વંચાતું નથી અને બીજો કોઇ કંઇ બોલતો હોય છે તો તે લક્ષપૂર્વક સંભળાતું નથી; મસ્તક ભમી જાય છે તથા રાત્રે બરાબર ઉંઘ પણ નથી આવતી."

આ સમયમાં ટૉલ્સ્ટૉયે સામાન્ય લોકો માટે અનેક નાની નાની વાતો લખી છે. એમાંની કેટલીક જુના વખતના સંતોની હોઈ બીજી કેટલીક જુની દંતકથાઓના આધારે આપી છે. કેટલીક વખત તે સંધ્યા સમયે ઘણા ખેડુતોને એકત્ર કરી તેમની સાથે ગામગપાટામાં પણ ભળતા. 'મૂર્ખ એવાન,' 'પરમેશ્વર ખરૂં જાણે છે,' વગેરે વાતો એવાં ટાઢાં પહોરનાં ગપ્પાંમાંથીજ તેમણે રચેલી છે. આ ઉપરાંત વૃદ્ધ ડોસીઓ પાસેથી પણ તેઓ વાતો સાંભળી લેતા. યાસનાયા પાસેના એક ગામમાં 'અનીસા' નામની એક અતિ વૃદ્ધ સ્ત્રી રહેતી હતી. તેની પાસે એવી કથાઓનો પુષ્કળ સંગ્રહ હોઈ તેની વાત કહેવાની શૈલી પણ મોહક હતી. તેનું ઘણુંખરૂં આયુષ્ય ગામડાંમાં ગએલું હોવાથી તેની ભાષા શુદ્ધ રૂશીયન હતી. એક વખત તેની વાત સાંભળતાં સાંભળતાં ટૉલ્સ્ટૉયે તેને કહ્યું: "ડોસીમા, ખરૂં કહું તો અસલ રૂશીયન ભાષા તમારી પાસેથીજ હું શીખ્યો." આજ વર્ષે ટૉલ્સ્ટૉયે એક નવીન પદ્ધતિનું કેલેંડર છપાવી બહાર પાડ્યું. પ્રત્યેક તારીખની નીચે એકાદ સુંદર કહેવત, એકાદ ઉપદેશાત્મક ઉતારો, એકાદ સાદો ખોરાક બનાવવાની રીત, અથવા એકાદ સામાન્ય રોગનું ઘરગથુ ઔષધ બતાવેલું હતું. ટૉલ્સ્ટૉયનું આ કેલેંડર એટલું લોકપ્રિય થયું કે, તેની આવૃત્તિપર આવૃત્તિઓ નીકળી અને તે પ્રત્યેક ખેડુતને ત્યાં વ્યાપી ગયું.

ટૉલ્સ્ટૉયને કાંઇ ઓછાં કામ નહતાં. પરોણા તથા અતિથીઓની આગતાસ્વાગતા, પત્રવ્યવહાર, ખેતી, કુટુંબના વ્યવહારો, વગેરે અનેક કામો તેમની પાછળ વળગેલાં હતાં; તેમાં વળી તેઓ નાની નાની વાતો લખવાનું કામ પણ કરતા. આવી રીતે કાર્ય પુષ્કળ હતું તોપણ તેમનામાં ઉત્સાહ અને નિશ્ચયબળ પુષ્કળ રહ્યા કરતાં હતાં. તેઓ કાવ્યભોક્તા અને ઉત્તમ પંક્તિના નવલકથાકાર હોવાથી તેમનું મન કોઈ વખત નવલકથા લેખન તરફ ખેંચાતું તો કોઇ વખત અન્યજ દિશાએ ખેંચાતું. તેમના મનમાં એવો પણ વિચાર આવતો કે આબાલવૃદ્ધ સર્વને જે લેખ આકર્ષી શકતા ન હોય તેવા લેખ વ્યર્થ છે. નવલકથા ગમે તેટલી સરલ આલેખાય તોપણ જેની બુદ્ધિને શિક્ષણનો સંસ્કાર ન હોય તેને તે માધુર્યતા આપી શકતી નથી; એવો વિચાર મનમાં આવતાં નવલકથા લખવીજ નહિ એમ પણ તેમને લાગી જતું. આ સમયે તેમની વિચારસરણીમાં જે મોટી ભાંગફોડ ચાલતી હતી તેની છાયા

તેમના લેખોમાં, આ વખતના પત્રવ્યવહારમાં, વાર્તાવિનોદમાં, સંભાષણમાં, કપડાં લત્તાંમાં, ખાવાપીવામાં અને નિત્યના સામાન્ય વર્તનમાં પણ સ્પષ્ટ દેખાતી હતી.

'ઍના કેરેનીના' વાળી નવલકથા લખ્યા પછી 'એવોનઇલિચ' નામની એક અત્યંત સુંદર નવલકથા તેમણે લખી હતી. એમાં એક ન્યાયાધીશના જીવનક્રમ અને મૃત્યુનું સુંદર ચિત્ર આલેખ્યું છે. ન્યાયાધીશ મૃત્યુશય્યાપર પડેલો હોઇને તેને પોતાના પૂર્વ ચરિતનું સ્મરણ થાય છે. તેને જણાય છે કે પોતાનું સર્વ જીવન વ્યર્થ ગયું છે. એના કરતાં કેવળ પરહિત પાછળ જીવન ગાળ્યું હોત તો આ પ્રસંગે મનને પૂર્ણ શાંતિ મળી શકત; એવી વિચારપરંપરા ચાલતાં ચાલતાંજ તેનું મૃત્યુ થાય છે. એ વાર્તાનું લેખનકાર્ય ઇ. સ. ૧૮૮૬ ના માર્ચમાં પુરૂં થયું હતું.

તેમણે એમાં એકજ વ્યક્તિના મનની સ્થિતિ યથાર્થપણે રંગવાનો યત્ન કર્યો છે. જાણે કે નાયક એવોનઇલિચ મહાન ન્યાયાધીશ સમક્ષ ઉભો રહી પોતાના પર પાપકર્મમાં જીવન ગાળ્યાનો આરોપ મૂકાયો છે એમ સમજી જવાબ આપે છે. એ આરોપનો ઉત્તર આપતાં એવોન પોતાના મનની અવસ્થા તથા વિકારનું જે વર્ણન કરે છે, તે ટૉલસ્ટૉય જેવા અપ્રતિમ નવલકથાકારની કીર્તિને તદ્દન શોભે તેવું છે.

ઇ. સ. ૧૮૮૬ ના ઉનાળામાં ટૉલસ્ટૉય બીછાનાવશ હતા. તેમના પગમાં એક નાનો સરખો જખમ થયો હતો. તેની દરકાર કર્યા વગર તે ખેતી વગેરે કરે જતા હતા. પછી એ જખમ વધી જઈ તેમના પગમાં ધારાં પડયાં ત્યારે કાઉંટેસે મોસ્કોથી એક પરિચિત દાક્તરને બોલાવ્યો. કાઉંટને દાક્તર અને દવાનો કંટાળો હોવાથી તેમણે ના પાડી પણ છેવટે મહાકષ્ટે તે જખમ દાક્તરને બતાવ્યો. એ જખમ અતિશય વધી જવાથી પગપર ભયંકર સોજો ચઢયો અને શરીરમાં તપત પણ ભરાઈ હતી. શસ્ત્રપ્રયોગ વિના તે મટે તેમ નહિ હોવાથી તરતજ તે પ્રયોગ કરવામાં આવ્યો. કોઇ કોઇવાર તો જખમમાં એટલું બધું દર્દ થતું કે ટૉલસ્ટૉયની ચીસો સાંભળી આજુબાજુનાં માણસો નાસી જતાં. આ પ્રસંગે લગભગ અઢી મહિના કાઉંટેસે ટૉલસ્ટૉયની ઉત્તમ પ્રકારે શુશ્રૂષા કરી.

પરંતુ ટૉલસ્ટૉય આ પ્રમાણે પથારીવશ હતા તોપણ તેમનું મસ્તક તેમને સ્વસ્થ બેસવા દેતું નહતું. આ માંદગી દરમીયાન તેમણે એક નાટક લખી કાઢયું. તે લખવાનું કામ ચાલતું હતું ત્યારે તેઓ એટલી બધી શાંતિ રખાવતા કે બાળકો પણ ત્યાંથી પગરવ સંભળાય તેવી રીતે જઈ શકતાં નહતાં. એ નાટકનું નામ 'પાપશક્તિ' હતું.

માણસ એક વખત પાપ કરે છે એટલે તે પચવવા સારૂ બીજું, ત્રીજું, ચોથું એમ પરંપરા ચલાવતો જાય છે. તેનું ઉત્તમ ચિત્ર આ નાટકમાં ટૉલસ્ટૉયે

આલેખ્યું છે. વ્યભિચાર, વિષપ્રયોગ, બાળહત્યા જેવા ભયંકર પ્રસંગ તેમાં દર્શાવ્યા છે. એમાંનો બાળહત્યાનો પ્રસંગ એટલો ખીલ્યો છે કે તે વાંચતાં પાષાણ હૃદયનો માણસ પણ છુટે મોઢે રડયા સિવાય ન રહે.

આ નાટકમાં કાઉંટે પુરૂષ અને સ્ત્રીઓ પૈકી સ્ત્રીઓનાં પાત્રો ઉતરતાં બતાવ્યાં છે; તેમાં તેમણે સ્ત્રીને સંયોગવશ બગડેલી ન માનતાં તે સ્વભાવથીજ ઉતરતી પંક્તિની છે એમ જણાવ્યું છે.

પૂર્વે તે સ્ત્રીવર્ગને વિશેષ દોષ આપતા ન હતા પણ તેમનું મન જ્યારથી નિવૃત્તિમાર્ગ તરફ જવા લાગ્યું ત્યારથી તેમણે નૈતિકદૃષ્ટિએ સ્ત્રીની પદવી પુરૂષ કરતાં ઉતરતી હોવાની વાત સ્પષ્ટપણે કહેવા માંડી હતી.

ઇ. સ. ૧૮૮૭ ના જાનેવારીમાં એ નાટક છાપખાનાના સરકારી પરીક્ષકની પસંદગી માટે મોકલવામાં આવ્યું અને તેને પસંદગી મળી; પણ રંગભૂમિના પરીક્ષકે તે ભજવવાની પરવાનગી ન આપી. એ પછી ત્રીજો એલેકઝાંડર મૃત્યુ પામ્યો ત્યાં સુધી પરવાનગી મળી નહિ. એના પ્રયોગમાં પરીક્ષકને શી હરકત જણાઇ તે કોઈનાએ લક્ષમાં આવ્યું નહિ; તેમાં રાજકીય વિષયની ગંધ પણ નહતી. ઉચ્ચ પ્રતિની નીતિજ દર્શાવવાનો એમાં હેતુ હતો; પરંતુ આ પરીક્ષકોને ટૉલસ્ટૉયનું નામજ વાયડું થઇ પડયું હતું. એવા સરકારી નોકરો લોકરક્ષણ કરતાં આત્મરક્ષણનીજ વિશેષ કાળજી રાખે છે. અર્થાત્ જે માણસ સરકારને અપ્રિય હોય તેની કોઇપણ કૃતિ પ્રજાસમક્ષ આવવા દેતાં રખેને ઉપરીનો ગુસ્સો ઉપજી પોતાની નોકરીને નુકશાન પહોંચશે આવું શંકાશીલપણું અને સ્વાર્થલોલુપતાને લીધે એક તરફ કેટલાય અત્યુત્તમ ગ્રંથો બહાર આવતા અટકે છે; ત્યારે બીજી તરફ ગમે તેવું અધમ સાહિત્ય પણ તેમની દૃષ્ટિમાં દોષિત જણાતું નથી !

સરકારી પરવાનગી નહિ મળવાથી જો કે એ નાટકના જાહેર પ્રયોગ થયા નહિ; પણ ખાનગી પ્રયોગ પુષ્કળ થયા. એવોજ એક પ્રયોગ પિટર્સબર્ગના એક ઉમરાવને ત્યાં થયો હતો અને ત્યાં ઘણા જાગીરદારો અને જમીનદારો હાજર રહ્યા હતા.

ઇ. સ. ૧૮૮૮ ના ફેબ્રુઆરીમાં એનો પ્રયોગ પ્રથમ પારિસમાં થયો. ફ્રેંચ નવલકથાકાર ઝોલાએ આ કામમાં જાણે પોતાનાજ નાટકનો પ્રયોગ હોય તેમ સખત મહેનત લીધી હતી. તાલીમના પ્રસંગે નટને ઉદ્દેશી તેણે કહ્યું કે, "આમાંનું એક વાકય અથવા શબ્દ પણ અહીંનો તહીં ન જાય તેવી કાળજી તમો લેશો તો પ્રયોગ અત્યંત લહેજતદાર બનશે."

આ ખેલ તદ્દન ખાનગી સ્વરૂપનો હતો અને તેનાં કોઇ પણ પાત્રો ધંધાદારી નહતાં; તોપણ એ પ્રયોગ એટલો સફળ નીવડયો કે તરતજ પારીસની ત્રણ

ત્રણ નાટક કંપનીઓએ તેના પ્રયોગ શરૂ કર્યા. પછી તો આખા યૂરોપના સર્વ શહેરોમાં તે થવા લાગ્યા. ઇ. સ. ૧૮૯૦ માં બરલીનમાં તેના પ્રયોગ થવા ઉપરાંત તેવી પદ્ધતિના નાટકોને ત્યાં જન્મ મળ્યો. છેવટે રૂશીયાના પિટર્સબર્ગમાં પણ ઇ. સ. ૧૮૯૫ માં તેનો પહેલો જાહેર પ્રયોગ થયો અને તેને ઉત્તમ સફળતા મળી.

આ અરસામાં ટૉલસ્ટૉયના મનની સ્થિતિ કેવી હતી તે નીચેના ઉતારાપરથી જણાઈ આવે છે. ઇ. સ. ૧૮૮૬ ના અકટોબરમાં ગેને લખેલા પત્રમાં તેઓ લખે છે કેઃ—

"મારૂં સર્વ કંઇ ઠીક ચાલે છે. હવે મૃત્યુકાળ સમીપ આવતો જાય છે એ ભાવના હું ચિત્તમાંથી ખસે નહિ તેમ કરૂં છું. આથી ઘણી વખત રાત્રે નિદ્રા બરાબર નથી આવતી. નિદ્રા નથી આવતી એટલે માથું પણ ચઢે છે અને લખવાનું કામ બરાબર થઇ શકતું નથી. આ રીતે બહારથી હું નિરૂદ્યોગી હોઇશ પણ અંતઃસૃષ્ટિનો ઉદ્યોગ મંદ પડતો નથી એટલે સંતોષ રહે છે. આ ઉદ્યોગ તે એ છે કે, પ્રભુ અને માનવસૃષ્ટિ પ્રત્યે એકનિષ્ઠ થવાનો યત્ન કરવો."

"મારા મસ્તકમાં હમણાં એટલાં કામ ઘૂમે છે કે, તે સર્વ મારા હાથે પૂરાં થવાનો સંભવ નથી. આ કાર્યમાં મારે કોઇ પણ પ્રકારનો સ્વાર્થ નહિ હોતાં ખાત્રીપૂર્વક કેવળ લોકસેવાનોજ હેતુ હોવાથી ઘણી વખત એવા અરધાપરધા કૃત્ય માટે પણ મને આનંદ થાય છે; તથાપિ મારા એકાદ લેખને માટે લોકો પ્રશંસા કરવા લાગે છે કે પાછી મારી સ્વાર્થબુદ્ધિ ડોકિયું કરે છે. હું એવો મૂર્ખપ્રાણી છું. મારા એ સ્વભાવને હું શું કરૂં?'

એ વર્ષમાં ઉપરોક્ત નાટક ઉપરાંત બીજી ઘણી નાની નાની વાતો કાઉંટે લખી હતી. તેમાંની એક એના આધારે તેમણે એક બે નાટકો પણ લખ્યાં હતાં.

મોસ્કો શહેરમાં ટૉલસ્ટૉયના મકાન પાસે એક મોટું મેદાન હોઇ ત્યાં તહેવાર પ્રસંગે મેળા ભરાતો હતો. એ મેળામાં નાટક અને તમાસાના પ્રયોગો થતા હતા. ટૉલસ્ટૉયે ત્યાં જઇને કનિષ્ઠ વર્ગના લોકોની પસંદગીનું અવલોકન કર્યું અને મદ્યપાનનિષેધક એક અપ્રસિદ્ધ નાના નાટકનો પ્રયોગ પણ ત્યાં કરાવ્યો. આ પ્રસંગે ફીનરમેનને પોલીસ સાથે કંઇ ટંટો થવાથી પોલીસે તેને કાઢી મૂકયો હતો; એટલે તેણે વાતો લખીને ગુજરાન ચલાવવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૮૮૬ ના ડિસેમ્બરમાં લખેલા પત્રમાં ટૉલસ્ટૉય કહે છે: "તમે લખો છો તે વાત જલદી પૂરી કરીને મોકલી આપશો. એકજ વાતમાં અનેક તત્ત્વ જેમ તેમ ઘુસાડવાનો પ્રયત્ન કદિ પણ ન કરતા. નવો માણસ હમ્મેશાં આવી ભૂલ કરે છે. તેજ પ્રમાણે પ્રત્યક્ષ બનેલી વાતનો વિપર્યાસ પણ ન કરવો. વાતની સર્વ હકીકત સુયંત્રિત હોવી જોઇએ એવો કંઇ નિયમ નથી. જગતમાં બનતી અનેક વાતો પરસ્પર સંબંધજ ધરાવે છે એમ કંઈ

નથી હોતું; માટે સ્વાભાવિક પ્રવાહ જેમ વળતો હોય તેમ વળવા દેવો એજ ઠીક છે."

આ અરસામાં ટૉલ્સ્ટૉયના અનુયાયીઓની સંખ્યા પુષ્કળ વધી હતી અને એ અનુયાયીઓ તેમના વિચારો પ્રત્યક્ષ આચારમાં મૂકવા સારૂ નાની નાની વસાયતો પણ સ્થાપવા લાગ્યા હતા. એકંદરે એ વસાયતો જોઇએ તેવી સફળ થઈ શકી નથી. એજ પદ્ધતિપર પછી ઇગ્લાંડ, હોલેંડ અને અમેરિકામાં પણ કેટલીક વસાયતની સ્થાપના થઇ હતી. તેનું પરિણામ પણ રૂશીયન વસાયતોના જેવુંજ આવ્યું. ટૉલ્સ્ટૉયનો જેમને પ્રત્યક્ષ પરિચય થતો તેમનાપર તેમના વક્તૃત્વની છાપ તરતજ પડતી. સાંભળનારને એમજ લાગે કે તેમને વર્તમાન વસ્તુસ્થિતિ સારી રીતે સમજાય છે અને એ દુઃખદાયક સ્થિતિનો નાશ કરવાનો રામબાણ ઉપાય તેમને મળી આવ્યો છે. ટૉલ્સ્ટૉય પણ માણસ છે અને ભૂલને પાત્ર છે, એ વિચાર કોઇને આવતો નહિ. આથી કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વગર અથવા પોતાની મનોવૃત્તિ તપાસ્યા વગર ટૉલ્સ્ટૉયના વિચારને વ્યવહારમાં મૂકવા માટે કેટલાકો ખુશીથી અંધકારમાં કૂદકો મારતા. તેઓ પોતાના સર્વસ્વનો ત્યાગ કરી ગમે તેવી અપરિચિત જગ્યાનો આશ્રય લેતા અને ત્યાં સર્વનો ખરો સ્વભાવ બહાર પડતાં પરસ્પર મારામારી કરી અંતે વેરાઇ જતા.

જુની સર્વ વાતોને ટૉલ્સ્ટૉયના વિચારાનુસાર ખરાબ માનીને તેઓ તેનો ત્યાગ કરતા; પણ જુનું છોડી દઇ નવું શું લેવાનું છે તેનો તેઓ પ્રથમથી વિચાર કરતા નહિ. ટૉલ્સ્ટૉયનું પ્રથમ તત્ત્વ એ હતુ કે પ્રત્યેકે પોતે શ્રમ કરી પોતાનો ઉદરનિર્વાહ ચલાવવો; પરંતુ તેનો પ્રચાર કરવામાં પણ પરસ્પર સહાય તથા સલાહકાર મંડળની આવશ્યકતા રહે છે. એકાદ જમીનદાર એકદમ પોતાનું ખેતર પોતેજ ખેડવા ઇચ્છે, પણ તે કાર્યનો અનુભવ કે ટેવ નહિ હોવાથી પરસ્પર સહાય હોય તોજ ગાડું ચાલી શકે.

આ રીતે અન્યની સહાયની આવશ્યકતા સિદ્ધ થયા પછી બીજો પણ એક પ્રશ્ન બાકી રહે છે. પાંચ સાત માણસ એકત્ર થાય અને તેમાં સ્વભાવની ભિન્નતા હોય તો પરસ્પર બને કેવી રીતે ? આ અડચણનો પ્રત્યક્ષ અનુભવ ઉપરોક્ત વસાયતોને થોડાજ સમયમાં થવા લાગ્યો; અને વળી કાઉંટના કહેવા પ્રમાણે હવા અને પાણીની માફક જમીન ઇશ્વરદત્ત હોઇ તેનો ક્રયવિક્રય અયોગ્ય છે. પણ વસાયતવાળાને જમીન મફતમાં આપે કોણ ? આથી તેમને એ તત્ત્વનું તો આરંભમાંજ ઉલ્લંઘન કરવું પડ્યું. ટૉલ્સ્ટૉયે માનવજીવનની સામાન્ય દિશા દર્શાવી તેની પેટા વિગતો યોજવાનું કામ સદસદ્વિવેક બુદ્ધિને સોંપ્યું છે; પણ પ્રત્યેક મનુષ્યની વિવેકબુદ્ધિનો વિકાસ ભિન્ન ભિન્ન પરિસ્થિતિને અનુસરી ભિન્ન ભિન્ન પ્રકારનો હોવાથી જે વાત એકને ખરાબ દેખાય તેજ બીજાને સારી દેખાય એ સ્વાભાવિકજ છે.

વળી આ વસાયતમાં નિશ્ચિત સ્વરૂપની શિક્ષા નહિ હોવાથી ઉભયનો ટંટો કોણે કેવી રીતે તોડવો ? જ્યાં નિશ્ચિત કાયદો નથી અને નિશ્ચિત રીત રિવાજ પણ નથી, ત્ય કંઇ પણ સમાજઅંધારણ શક્ય નથી અને બંધારણના અભાવે સર્વ માણુસો સમાજરૂપે એકત્ર રહે એ પણ શક્ય નથી. નિશ્ચિત કાયદા કાનુનના અભાવે વસાયતમાં શુષ્ક વાતોપર પણ વાદવિવાદનાં ક્ષેત્ર રચાતાં અને જે સમય કામ કરવામાં વપરાવો જોઇએ, તે યુદ્ધમાં વપરાઈ જઇને છેવટે કંઇજ શુભ પરિણામ આવતું નહિ. આ સ્થિતિને લીધે પરસ્પર ગેરસમજ થઇ વિઘ્ન આવવા લાગ્યાં. હવે તેમના મંડળને જણાયું કે, કાયદા, સરકાર અને રીત રવાજના બંધન સિવાય સમાજઘટના થઇ શકતી નથી અને સમાજરૂપે મનુષ્ય રહી શકતો નથી. સમાજ તરીકે કેટલાંક માણુસોને એકત્ર રહેવું આવસ્યકજ છે તો પછી તે સર્વ મનુષ્યોના સંબંધ નિશ્ચિત હોવા જોઇએ. જો તેમ ન હોય તો પ્રત્યેકની સ્વાર્થબુદ્ધિ પ્રબળ બની તે સમાજ છિન્ન ભિન્ન થતાં વિલંબ નહિ લાગે એવો બોધ આ વસાયતોના અનુભવે પૂરો પાડયો છે.

કાયદાની કચેરીઓમાં શ્રીમંતો ગરીબોને લુંટે છે, લુચ્ચા ભોળાઓને ફસાવે છે અને વકીલો અસીલોનાં ગજવાં કાપે છે એ બધું ખરૂં છે; પણ એ પ્રમાણે બને એવો કાયદાનો ઉદ્દેશ હોવાનું કોણ કહી શકશે ? કાયદો અસ્તિત્વમાં આવવાથી જ એ પ્રકાર બને છે એવું છેજ નહિ. બંને પક્ષની ખરી હકીકત જાણી નિષ્પક્ષપાતપણે નીકાલ લાવવાના હેતુથીજ કાયદો અસ્તિત્વમાં આવેલો છે. એકાદ જમીન વિષે કજીયો હોય તો તેમાંનો ખરો પક્ષ શોધી કાઢી તે જમીન તેને સ્વાધીન કરી ઉભય પક્ષને અન્ય કાર્ય માટે છુટા કરવા એજ કાયદાનો હેતુ છે. કાયદો નાબૂદ કરી એક બીજાની વિવેકબુદ્ધિને અનુસરી નિકાલ કરવાનું ધોરણ દાખલ થાય તો કજીયાનો છેડો કદીએ ન આવે. અર્થાત્ કાયદાની આવસ્યકતા આપોઆપ સિદ્ધ થાય છે.

લોકો નિયત મર્યાદાનું ઉલ્લંઘન ન કરે તે સારૂજ કાયદા અને સરકારનું અસ્તિત્વ છે. દીર્ઘકાળના અનુભવથી શાણી બનેલી માનવજાતિએજ એ સંસ્થા નિર્માણ કરેલી છે. આજે તેનું સ્વરૂપ સર્વાંગ પૂર્ણ નથી એ વાત સર્વમાન્ય જેવી છે; પણ તેથી કરીને તેને તોડી નાખવી એ કંઈ તેનો ઉપાય નથી.

ટૉલસ્ટૉયની વસાયત યશસ્વી નહિ બનવાનું બીજું પણ એક કારણ છે. એ કારણ તે તેમનો અપ્રતિકારનો મત છે. એ મતનું તત્ત્વ એવું છે કે, કોઇ માણસ આપણા પ્રત્યે ગમે તેવું વર્તન ચલાવે તોપણ શરીરબળથી તેનો પ્રતિકાર કરવો નહિ. આ તત્વના બળથી આજ સુધીમાં અનેક ચમત્કાર થયા છે અને અશક્ય બાબતો શક્ય બની છે, એ વાત ખરી છે; પરંતુ એક સમાજના અનેક ઘટકોના

મનની સ્થિતિનો વિચાર કર્યા વગર એ તત્ત્વ સરખી રીતે લાગુ કરવામાં આવે તો તે કેટલે દરજ્જે ઉપયોગી થાય ?

'સ્માલેન્સક' પ્રાંતમાં એવા પ્રકારની એક વસાયતની સ્થાપના થઈ હતી. એક વખત એ વસાયતમાં રહેવા માટે એક છોકરો આવ્યો. ટૉલ્સ્ટૉયના સિદ્ધાન્તોની જે ચર્ચા ચાલતી તે તે હમ્મેશ સાંભળતો હતો. એક દિવસે સવારે એક વસાયતી બહાર જવા સારૂ કોટ શોધવા લાગ્યો. કોટ જડયો નહિ. પેલો છોકરો તે ગૃહસ્થની પાસે રહેતો હતો અને એ ભાઇબંધ શેઠનો કોટ પહેરીને બહાર નીકળી પડયા હતા. થોડીવારે તે પાછો આવ્યો ત્યારે તે ગૃહસ્થે કોટ માગ્યો. છોકરો કોટ આપવાની ના કહેવા લાગ્યો એટલે ગૃહસ્થે તેને ઉપદેશ કરતાં કહ્યું કે, ચોરી કરવી એ મહાન અપરાધ છે. પણ કેમે કરતાં છોકરાના લક્ષમાં એ વાત આવી નહિ. તેણે કહ્યું કે, કોઇ પણ પ્રકારની મિલકતને પોતાની કહેવડાવવી એજ જ્યારે પાપ છે ત્યારે તે પાસે રાખવાનું પાપ શું તમે નથી કરતા ? કોટ ભલેને ગમે તેની પાસે રહે, તમે અને હું સરખાજ પાપી છીએ. આવા પ્રકારનો વાદવિવાદ ચાલતાં બીજા પણ વસાયતીયો ત્યાં આવ્યા. ટૉલ્સ્ટૉયની સર્વ સ્મૃતિઓ ઉથલાવી તેમણે તે છોકરાને સમજાવવા યત્ન કર્યો; પણ પ્રત્યેકની વાતનું ખંડન કરી તે છોકરાએ તેમની વિચારસરણી તેમનાજ ગળામાં નાખી. તેણે કહ્યું, હું કોઇના ઉપર કોઇ પ્રકારનો આરોપ મૂકતો નથી. હું કોઇને ચોર કહેતો નથી અથવા શાહ પણ કહેતો નથી. આ કોટની જરૂર આ ભાઇને જેટલી છે તેટલીજ મને પણ છે. તમે ગમે તેટલો વાદવિવાદ કરો પણ તેથી કંઈ આ કોટની મને જરૂર નથી એમ ઠરતું નથી. હા, તમે એ મારી પાસેથી જબરાઇથી લઇ શકો છો; પણ તેથી તો તમે દોષિત ઠરશો. આવા પ્રકારનો પુષ્કળ વાદવિવાદ થયો પણ તે કોટ છોકરાએ પાછો ન આપ્યો. આ સ્થળે કોટની વાત નથી. એ વાદ કોટ માટે ન હોતાં તત્ત્વ માટે હતો અને પુષ્કળ વખત વાદ થવા છતાં તેનો નિર્ણય ન આવ્યો અને એ પ્રશ્ન જેવોને તેવોજ અધરતાલ રહ્યો. તથાપિ આ વાદમાં એક વાત સિદ્ધ થઇ કે, આવા પ્રકારનાં તત્ત્વો શુદ્ધ નૈતિક દૃષ્ટિએ ગમે તેટલાં ઉચ્ચ અને ખરાં હોય; પણ સામાન્ય મનુષ્યોના ચાલુ વ્યવહારમાં તે જેવાંને તેવાં લાગુ કરવાં એ ભૂલ છે. આવા પ્રકારની વિચારસરણીનો ફેલાવો તદ્દન સામાન્ય પ્રકારના માણસોમાં કરીને ટૉલ્સ્ટૉયે બીજી એક ભૂલ કરી હતી. આજ સુધી કાયદા, ગામપંચાયત અને ધર્મોપદેશકમાં જે વિશ્વાસ હતો, તે પણ એ સામાન્ય લોકોના મનમાંથી નષ્ટ થવા લાગ્યો હતો; તેથી સમાજના મૂળ પાયાનેજ સડો લાગતો હતો. અહીં **न बुद्धिभेदं जनयेत् अज्ञानां कर्मसंगिनाम्** એ તત્ત્વની સત્યતા પૂર્ણપણે પ્રત્યક્ષ થાય છે. જેના મનમાંથી લેશ પણ સ્વાર્થ દૂર થયો ન હોય તેવો

સામાન્ય પ્રકારનો જનસમાજ સાધુસંતોના તત્ત્વાનુસાર ચાલે એ શકયજ નથી.

આવાજ પ્રકારની બીજી પણ એક વસાયત દૂર પ્રાંતમાં હતી. વસાયતવાળાઓએ અહીં જે જમીન ખરીદ કરી હતી તે ઉત્તમ ન હોઇ રેતાળ હતી; પણ તેની સાથેજ એક એંસી એકરનું જંગલ મળ્યું હતું. આ જંગલ તે જમીનથી દોઢ બે માઇલ દૂર હતું. ત્યાં વસાયત કરે થોડા દિવસ થતાં એક ગૃહસ્થે ત્યાં આવીને રહેવાની ઇચ્છા જણાવી. તેની ઇચ્છાનો સ્વીકાર કરી તેને ઘર બાંધવા સારૂ વસાયતીયોએ ઈમારતી લાકડાં કાપી રાખ્યાં. પછી તે ગૃહસ્થ કંઇ કારણસર વસાયતમાં આવ્યો નહિ તેથી નજીકના ગામવાળાઓએ પોતાને તે લાકડાં વેચાતાં આપવાનું કહેવડાવ્યું. પણ એક ગૃહસ્થે લાકડાં એવી રીતે વેચાય કે કેમ એવો પ્રશ્ન ઉઠાવ્યો. તેણે કહ્યું: " જે વસ્તુની આપણા જીવનને જરૂર નથી તેના પર માલકી રાખવાનું કારણ નથી. જો તેમ થાય તો તે આપણી માલમિલકત ગણાય અને તે ટૉલ્સ્ટૉયના તત્ત્વવિરૂદ્ધ છે. જ્યારે આ લાકડાંની આપણને જરૂર નથી ત્યારે આપણી એનાપર માલકી નથી, અને જ્યારે માલકી રહેતી નથી ત્યારે તે બીજાને વેચવાનો આપણને શો હક્ક છે? આપણને જરૂરની ન હોય તેવી વસ્તુ દબાવી બેસીએ તો એ કૃત્ય કેવળ દડપશાહીજ થાય. આપણને જરૂર નથી તેવાં લાકડાં આપણાં છે એવું પ્રતિપાદન કરવામાં આવે તે તો જૂલમી પદ્ધતિને સંમતિ આપ્યા જેવું થાય; માટે લાકડાં વેચવાનો અધિકાર આપણને નથી. આપણે ત્યાં જૂલમનું નામ નિશાન નહિ હોવું જોઇએ, એ તત્ત્વપરજ આ વસાયતની આપણે સ્થાપના કરી છે; જો વેચવાની પદ્ધતિ રાખવી હોય તો પછી વસાયત સ્થાપવાની આવશ્યકતાજ રહેતી નથી."

આ ભાષણ સર્વને યોગ્ય લાગ્યું અને પરિણામે પેલા ગામના ખેડુતોને બોલાવી કહેવામાં આવ્યું કે, " આ વૃક્ષો ઈશ્વરનિર્મિત હોવાથી એનાપર અમારો હક્ક નથી; એટલે વેચાતાં આપી શકતા નથી. તમોને જરૂરનાં હોય તો તમે લઇ જાવ."

તેમનું આવું બોલવું સાંભળી પેલા ખેડુતો ગુંચવણમાં પડયા. આ લોકો ખરૂં બોલે છે કે મસ્કરી કરે છે કે પછી ગાંડા થયા છે તેની તેમને સમજ પડી નહિ. પણ પછી તેઓ ખરા મનથીજ બોલે છે એવી ખાત્રી થતાં તેમને અત્યાનંદ થયો અને લાકડાં ઉઠાવી જવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ આ ખેડુતો નિરક્ષર છતાં પણ તદ્દન તર્કહીન ન હતા. તેમાંના એકે વસાયતીઓને કહ્યું: " જ્યારે આખું જંગલ ઈશ્વરનિર્મિત છે ત્યારે આખું જંગલ અમે કાપીયે તો તમારી કંઇ હરકત છે?" પ્રથમની વિચારસરણીને અનુસરી આ વાતનો અસ્વીકાર કરી શકાય તેમ ન હતું એટલે એમાં પણ સંમતિ અપાઇ.

આ સમાચાર જોતજોતામાં આજુબાજુનાં સર્વ ગામડાંમાં પહોંચી ગયા

અને ખેડુતોનાં ટોળેટોળાં ગાડાં લઇ જંગલમાં આવવા લાગ્યાં. પછી થોડીવારે એક ખેડુતે વસાયતીયો પાસે જઇને કહ્યું: "જંગલમાં પુષ્કળ ખેડુતો આવી પહોંચ્યા છે અને હવે મારામારીનો આરંભ થયો છે તેથી તુરતજ બંદોબસ્ત કરવો જોઇએ." આવા સમાચારથી વસાયતવાળાનાં હૃદય ધબકવા લાગ્યાં અને ખૂન થશે કે શું એવો ભય ઉત્પન્ન થયો. ત્યાં જઇને કોઇનો હાથ પકડવો એ અપ્રતિકારના તત્ત્વવિરૂદ્ધ છે કે કેમ ? તે વિષેજ પ્રથમ ઉહાપોહ શરૂ થયો. ગમે તેમ હો, પણ કંઇએ બંદોબસ્ત કરવાની જરૂર હોવાથી ખબર લાવનાર ખેડુતનેજ તેમણે મુકાદમ નીમીને થોડાં થોડાં માણસોને જંગલમાં દાખલ થવા દેવાનો હુકમ આપ્યો. પેલા ખેડુતે પણ સંધિનો લાભ લઇ જેણે મૂઠ દાબી તેનેજ અંદર દાખલ થવા દીધા.

આખું જંગલ મફતમાં આપ્યા છતાં પણ ઉપરના પ્રકારથી ખેડુતો તો વસાયતીયોપર નારાજજ થયા. જેમને લાકડાં થોડાં મળ્યાં તે થોડાં મળવાના કારણે નાખુશ થયા અને જેમને બીલકુલ ન મળ્યાં તે તો સ્વાભાવિક રીતેજ નાખુશ થયા. ખેડુતોનાં ટોળેટોળાં વસાયતીયો પાસે આવવા લાગ્યાં ત્યારે તે સર્વને જેમ તેમ પાછા કાઢવા પડયા. આવા મોટા ખળભળાટના કારણભૂત પોતે બન્યાનો વિચાર મનમાં આવતાં તે સર્વ દીલગીર થયા. છેવટે એક શાણા ખેડુતે તેમને કહ્યું: "તમારે જ્યારે પરોપકાર કરવો હતો ત્યારે તદ્દન ગરીબ ખેડુતનેજ એ લાભ આપવો હતો. તમારી કૃતિનું પરિણામ એ આવ્યું કે, પાંચ દશ ગાડી-વાળા શ્રીમંત ખેડુતોજ તમારૂં જંગલ લુંટી ગયા છે અને ગરીબને કંઇએ મળ્યું નથી."

કોઇએ મિલકતપર સ્વામિત્વ નહિ રાખવાના તત્ત્વથી કેટલો ઘોટાળો થઈ પડે છે તે ઉપલા બનાવપરથી જણાઇ આવે છે. ઘણા ખરા માણસો પોતાની મિલકતનો ઉપયોગ કેવળ સ્વાર્થબુદ્ધિ તરફજ કરે છે અને કેટલીક વખત તો ઉપયોગ કરતાં દુરૂપયોગજ વિશેષ થાય છે એ વાત પણ ખરી છે; તથાપિ તેટલાપરથી માલમિલકત પોતેજ ખરાબ વસ્તુ છે એમ સિદ્ધ થતું નથી. એ ખરૂં છે કે મિલકતનો ઉપયોગ કેવળ સ્વાર્થને માટે થવો ન જોઇએ. તે એક વ્યકિતના હાથમાં હો અથવા સુધરાઇ અને સરકાર જેવી સંસ્થાની સત્તામાં હો, પણ તેના ધારણ કરનારે પોતાની જવાબદારી સમજી તેનો લાભ સર્વને મળે તેવી રીતે તેનો ઉપયોગ કરવો જોઇએ. ધનવાનો અને જાગીરદારો ઘણા ખરા તેનો એવે ઉત્તમ પ્રકારે સદુપયોગ ન કરતાં ધનની વૃદ્ધિ કરવામાં, મોજમજા ઉડાવવામાં, એદી બનવામાં અને બીજાઓને નીચોવવામાં દુરૂપયોગજ કરે છે; તેથી કાઉંટને 'માલમિલકત ધરાવવી એજ પાપ છે' એમ લાગ્યું હોય તો બનવા જોગ છે.

ઉપર કહેલા ઉદાહરણ જેવુંજ બીજું એક ઉદાહરણ 'ખારકૉફ' ની વસાયતમાં બન્યું હતું. ત્યાંની વસાયતનું સ્થળ અને મકાનોના દસ્તાવેજ 'અલોહિન' નામના એક ગૃહસ્થના નામપર નોંધાયા હતા. વસાયતની જમીન અથવા ઘરબારપર સર્વની સરખી સત્તા હોવી જોઇએ, તેને માટે કોઇએ કજીયો કરવો નહિ અને કચેરીનું પગથીયું ચઢવું નહિ એ તત્ત્વપરજ આ વસાયતની સ્થાપના થઇ હતી.

એક દિવસે 'કલોરકી' નામનો એક માણસ એ વસાયતમાં આવ્યો. ટૉલસ્ટૉયનાં સર્વ તત્ત્વો વિષે સખત વાદવિવાદ કરી તે રાત્રે તે ત્યાંજ સુઇ ગયો. બીજે દિવસે સવારે સર્વને એકત્ર કરી પુનઃ તેણે કહ્યું: "ભાઇઓ, જણાવવાની રજા લઉં છું કે, આજથી અહીંના એક પણ ખેતરપર તમારો કોઈ પણ પ્રકારનો હક્ક નથી. આ ઘર, આજુબાજુનાં સર્વ ઘર, બાગાયત જમીન તથા બીજી જમીન આજથી મારી માલકીની ગણીને તમને સર્વને અહીંથી ચાલ્યા જવાને ત્રણ દિવસની મુદ્દત આપું છું."

આશ્ચર્ય એ હતું કે, કલોસ્કી તથા સર્વ લોકો ત્યાંથી ચાલ્યા ગયા. એ પછી બે દિવસે અલોહિને આજુબાજુનાં ગામડાંમાંથી ખેડુતોને એકત્ર કરી આ સર્વ હકીકત કહી અને સર્વ મિલકતનું એક બક્ષીસપત્ર તે ખેડુતોના નામનું લખી આપ્યું. આ પ્રમાણે તે સર્વ મિલકત ખેડુતોને મળી.





# प्रकरण २० मुं—मत प्रचार.



ટૉલસ્ટૉયના ધાર્મિક વિચારોની ચલવિચલતા ઈ. સ. ૧૮૭૭ ના અરસામાં શરૂ થયા પછી તેમાં ફેરફાર થતાં થતાં ઈ. સ. ૧૮૮૭ સુધીમાં તે ઘણા અંશે સ્થિરતા પામી હતી. આ દશ વર્ષના સમયમાં તેમના મત અનિશ્ચિત હોવાથી તેમનું વર્તન પણ તેવુંજ રહેતું હતું. પછી વિચાર અને અનુભવથી તેમના મત નિશ્ચિત થયા પછી તેમાં વિશેષ ફેરફાર થયો નહિ.

આજ અરસામાં તેમનો મિત્ર 'ગે' ખ્રિસ્તનો પાછલા પ્રકણમાં જણાવેલો ચિત્રમય જીવનક્રમ તૈયાર કરતો હતો. ઈ. સ. ૧૮૮૭ ના મે મહિનામાં તેને લખેલા પત્રમાં ટૉલસ્ટૉય લખે છેઃ—

"ખરો કળાવાન તેજ થઇ શકે છે કે, જેના હૃદયમાં કોઇ પણ ઉપકારક વિષયનું જ્ઞાન અને ચારિત્ર છલોછલ ભરાઈ જઇને પછી બહાર વહેવાનું જોર કરે છે; તેની માહિતી લોકોને આપવાની પ્રબળ ઇચ્છા જેના હૃદયમાં વાસ કરે છે અને એ ઇચ્છાને અમલમાં લાવવાની જેનામાં આવડત છે. પછી તે લેખક હો, ચિત્રકાર હો અથવા અન્ય કોઇ પણ કળાનો આશ્રય લેનાર હોય. જુદી જુદી કળાઓનાં બાહ્યરૂપ જુદાં જુદાં હશે પણ તે સર્વનું અધિષ્ઠાન એકજ સ્વરૂપનું છે. આવા પ્રકારનો કળાભિજ્ઞ પુરૂષ સારો પરીક્ષક પણ હોય છે. તે પોતાની વિશિષ્ટ કળાનું રહસ્ય જેમ જાણતો હોય છે તેમજ અન્ય કળાનાં પણ રહસ્ય સમજી શકે છે. તે અન્યની કૃતિનું પરીક્ષણ જેટલી કઠોરતાપૂર્વક અને નિષ્પક્ષપાતપણે કરે છે, તેટલીજ કઠોરતાથી પોતાની કૃતિ તરફ પણ જુએ છે. આવી કઠોર દ્રષ્ટિને લીધેજ ઘણીવાર તેનાથી લોકોપયોગી કાર્ય થઇ શકતું નથી. તેનું કામ તેનેજ ઘણી વખત નાપસંદ પડે છે અને તેથી તે તેને લોકો સમક્ષ લાવતો નથી. મને લાગે છે કે, તમારી વાત પણ તેવીજ છે. તમે હાથમાં લીધેલું કાર્ય પૂર્ણ થવાની ખાસ જરૂર છે; તથાપિ તે જેટલું સત્વર આગળ વધવું જોઇએ તેટલું વધતું નથી. પરંતુ

તમારે એક એ વાત લક્ષમાં રાખવાની છે કે, ખ્રિસ્તના જીવનનું ખરૂં રહસ્ય તમને જેટલી ઉત્તમતાથી સમજાયું છે, તેટલું અન્ય કોઇને સમજાએલું નથી. તેજ પ્રમાણે એ રહસ્યને મૂર્ત સ્વરૂપ આપવાની તમારા જેટલી શક્તિ પણ અન્યમાં નથી. એ વિષયનાં ચિત્ર તમારા જેવાં ઉત્તમ અન્ય કોઇ નહિ દોરી શકે. તમારાં બધાંજ ચિત્ર સર્વોત્કૃષ્ટ બનશે એમ કહેવાય નહિ; તથાપિ તેમાંનાં અડીક ચિત્રો પણ અન્યનાં સારાં ચિત્રો કરતાં તો ઉત્તમ પંક્તિનાંજ ઠરશે. ”

આ વખતે ટૉલસ્ટૉયે ‘ માનવજીવનક્રમ અને મૃત્યુ’ નામક પુસ્તક લખ્યું હતું. એ ગ્રંથ કેવળ તત્ત્વવિચારનો છે. એવા પ્રકારના શુદ્ધ તત્ત્વમય ગ્રંથ એ વિષયનો શોખ ધરાવનાર જિજ્ઞાસુઓ સિવાય અન્યને રૂચે તેમ નહિ હોવાથી તેનો પ્રચાર સાધારણુજ થયો અને અન્ય ભાષાઓમાં તેનાં સારાં ભાષાંતર પણ થયાં નથી.

જગતનો પ્રત્યેક માણુસ પોતાના કલ્યાણુપથની શોધમાં હોય છે. કોઇને પણ પોતાનું અનિષ્ટ થાય એવી ઇચ્છા નથી હોતી. પણ ‘ ઈર્ષા અને અનિષ્ટ’ ની સમજણુ પ્રત્યેકની જુદી જુદી હોવાથી પરસ્પર વાદ ઉપસ્થિત થાય છે વર્તમાન યુગમાં ભૌતિકશાસ્ત્રો વિલક્ષણુ ઝડપથી આગળ વધ્યાં જાય છે. એ શાસ્ત્રો ઉપદેશે છે કે, બને તેટલા ઐહિક ભોગ ભોગવી લો. ત્યારે બીજી તરફ હાલનો ખ્રિસ્તધર્મ કહે છે કે, ચાલુ જીવન તરફ ન જોતાં જીવાત્માની ભવિષ્યની સ્થિતિ તરફજ લક્ષ આપો. ખરા ખ્રિસ્તધર્મનું આ ખોટું સ્વરૂપ છે અને ધર્મની પેઠે અર્વાચીન ભૌતિકશાસ્ત્રો પણ ખોટાજ સ્વરૂપમાં પ્રવર્તે છે. એ ગ્રંથમાં મુખ્ય મુદ્દો આવા પ્રકારનો છે.

ટૉલસ્ટૉય કહે છે કે, “ આપણુને હમ્મેશાં એમજ લાગ્યા કરે છે કે સુખ એ આપણો હક્ક છે. સુખી બનવાની લાગણી આપણે કદિ છોડી શકતા નથી; પરંતુ તે છતાં પણ આપણુને એ સુખ પ્રાપ્તજ થાય છે એવું કંઇ નથી હોતું. એમ શા માટે બને છે ? એનું કારણ એજ છે કે, આપણો ઉદ્દેશ એકજ નથી હોતો. એકજ ધ્યેય તરફ આપણે કદિએ સંપૂર્ણ તનમન સમર્પી દેતા નથી. આપણે કેવળ દેહના સુખ માટેજ અનેક પ્રકારની ભાંગફોડ કરીએ છીએ; પણ **સુખનું સત્ય સ્વરૂપ દેહસુખ નહિ પણ આધ્યાત્મિક સુખ જ છે; એ વાત આપણે સમજી શકતા નથી અથવા આપણુને તે વાતનું વિસ્મરણ થએલું હોય છે.** આથી કરીને વ્યાધિ એક પ્રકારનો અને ઉપાય આપણે બીજા પ્રકારનો કરીએ છીએ. **બાહ્ય-જડ પદાર્થમાં ગમે તેટલો અભ્યાસ અને શોધ આપણે કરીશું, તોપણ માનવ જીવનના અંતિમ આશયનો પત્તો એમાંથી કદિ પણ મળી શકવાનો નથી.** આપણી ઐહિક સુખની ઇચ્છા, આધ્યાત્મિક સુખેચ્છાના તાબામાં સોંપ્યા સિવાય આપણુને કદિ પણ સાચો સંતોષ

મળવાનો નથી. આપણા દેહને સુખી રાખવા માટે ભૌતિકશાસ્ત્રો કરોડો સાધન પુરાં પાડશે તોપણ તેનાથી આપણા મનને શાંતિ પ્રાપ્ત થવાની નથી. જગતના સર્વ મહાન ધર્મોએ એજ સંદેશ મુકત કંઠે આપેલો છે. **ઉચ્ચ મનોવૃત્તિનો વિકાસ કરી પશુવૃત્તિનો નાશ કરવો એજ માનવજીવનનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ; અને એ ધ્યેય જેટલા પ્રમાણમાં સાધ્ય થશે તેટલાજ પ્રમાણમાં તમને શાંતિનો લાભ મળશે.** બાહ્ય ભોગોને શોધવા અને ભોગવવા કરતાં પ્રભુપરાયણતા તથા ભૂતસેવાને ખાતર તેનો ત્યાગ કરવામાં જે આનંદ રહેલો છે, તે અનુભવ વિના સમજાય તેમ નથી. આ સિદ્ધાંતની બરાબર ખાત્રી થવી એ અંતિમ સાધ્યનું પ્રથમ પગથીયું ચઢવા બરાબર છે. આવી સમજણપૂર્વક એ માર્ગમાં આગળ વધવાને ખાતરજ જે આ સંસારમાં પોતાનું જીવન ગાળે છે, તે દેહથી નષ્ટ થવા છતાં પણ નષ્ટ થયો ગણાતો નથી. દેહાવસાન પછી પણ તે પરાપકારના પ્રેરક રૂપે જીવતાં મનુષ્યોમાં વિચરતો રહે છે. **આ સર્વ વાતો સામાન્ય અશિક્ષિત જનસમૂહ સહેલાઇથી સમજી શકે છે.** એમાં તેમને કાંઇ પણ ખોટું જણાતું નથી; **પણ સુશિક્ષિતોના લક્ષમાં આ વાત નથી આવતી. વર્તમાન શિક્ષણ અને સંસ્કૃતિ** એવાં છે કે તેને પરિણામે બુદ્ધિનાં સાત્વિક ચક્ષુ બંધ પડે છે. જે પ્રમાણે એક દેહમાં અનેક અવયવ હોય છે તેજ પ્રમાણે સમાજમાંનો પ્રત્યેક માણસ પણ સમાજરૂપી શરીરનો એકેક અવયવ છે. જે પ્રમાણે દેહમાંનો પ્રત્યેક અવયવ બીજાં અવયવોને હરકત ન પહોંચે તેવી રીતે પોતાનાં નિત્ય કર્મ કરીને આખા દેહનું સ્વાસ્થ્ય જાળવે છે; તેમ પ્રત્યેક વ્યકિતએ પણ અન્યને હરકત કર્યા સિવાય સમાજરક્ષણમાંજ પોતાની શકિતનો વ્યય કરવો એ તેનું ખાસ કર્તવ્ય છે. એ પ્રમાણે નહિ થવાથીજ સમાજ દુઃખ અને અધોગતિને આધીન થાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, સ્વાર્થત્યાગજ માનવજીવનનો મુખ્ય પાયો હોવો જોઇએ.

જેનામાં પ્રેમનું ટીપું પણ ન હોય તેવો એક પ્રાણી જગતમાં તમને નહિ મળે. પ્રત્યેક માનવ-હૃદયમાં રહેલા એ પ્રેમરૂપી બીજની સંભાળ લઇ તેનું મજબૂત વૃક્ષ બનાવીએ તો સ્વાર્થત્યાગનો માર્ગ ઘણોજ સરળ થઇ પડે. અનેક વખત મનુષ્યોના જીવનક્રમમાં જે વિરોધ જણાય છે તેનો નાશ કરવાને પ્રેમજીવન સમું અન્ય એકે દિવ્ય ઔષધ નથી. બીજાઓની દુઃખમય સ્થિતિમાંથી આપણે અનેક પ્રકારનો બોધ મેળવી શકીએ છીએ. તેમને દુઃખમુકત કરવાનો હૃદયપૂર્વક યત્ન કરવાથી આપણું અંતઃકરણ કેવું ઉદાર અને પ્રેમમય બનીને આપણને ઉન્નતિના સત્ય સુખના માર્ગે ચડાવે છે તે અનુભવથીજ આપણે જાણવું જોઇએ.

કેટલાક કહે છે કે, પ્રેમ પણ એક ક્ષણિક લહરી હોઈ તેમાંથી એ અંતે દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. પણ લક્ષમાં રાખવું કે **એમ કહેનારા સકામ પ્રેમી હોય છે.** તેમની માન્યતા એવી હોય છે કે, પ્રત્યેક સારા કર્મનો તેમને બદલો મળવો જોઇએ. તેમનો પ્રેમ કામનામય હોય છે. તેમનામાં શુદ્ધ પ્રેમનો નિવાસ ન હોતાં તેમના સ્વાર્થેજ પ્રેમનું રૂપ લીધેલું હોય છે; અને એવા ઢોંગી–મલીન પ્રેમનું પરિણામ દુઃખમાં આવે તો આશ્ચર્ય જેવું શું ? સાચા–શુદ્ધ પ્રેમમાં સ્વાર્થ અથવા બદલાની આસક્તિ નથી હોતી. પોતે બીજાને સુખ શી રીતે પહોંચાડી શકે, એજ વાત તરફ પવિત્ર પ્રેમનું લક્ષ હોય છે. આવા પ્રેમવાળો માણસ સામાને ખાતર ગમે તેવો ભોગ આપવાને તૈયાર હોય છે. તેનો એ આત્મભોગ અમર્યાદ હોય છે એટલુંજ નહિ પણ તે ભોગ અમુકને માટે આપવો અને અમુકને માટે ન આપવો એવો પક્ષપાત કે ભેદભાવ પણ તેના પ્રેમમાં નથી હોતો. મિત્રની સેવા કરવી અને શત્રુની ન કરવી એમ તેને લાગતું નથી. સામાન્ય રીતે આપણે જે મનોવૃત્તિને પ્રેમ સમજીએ છીએ તે વૃત્તિને ખરા પ્રેમનો પરિચય નથી હોતો. અમુક કરવાથી આપણને અમુક લાગવગ, કીર્તિ, કે બીજો કોઇ ઐહિક લાભ મળશે, એવી ભાવનાથી આપણી મનોવૃત્તિ અમુક વ્યક્તિ તરફ કે કાર્ય તરફ આકર્ષાય છે અને તેને આપણે પ્રેમનું નામ આપીએ છીએ; પરંતુ ખરૂં જોતાં એમાં આપણો પ્રેમ તે વ્યકિત કે કર્તવ્ય પ્રત્યે નહિ હોઇને અમુક લાભ–સ્વાર્થ પ્રત્યેજ હોય છે. એમાં નિઃસ્વાર્થપણું અને સ્વાર્થત્યાગરૂપી પવિત્રતાને બદલે આપણી વૃત્તિ સ્વાર્થની મલીનતાથી દૂષિત થએલી હોય છે. આપણી ભાવનામાં રહેલો એ દોષ જો નષ્ટ થાય તો પ્રેમના એ પવિત્ર બીજમાંથી વિશાળ વૃક્ષ ઉછરવું અશક્ય ન બને. સ્વાર્થબુદ્ધિનું મૃત્યુ થઇ પરાર્થબુદ્ધિની ખીલવણી થવી એજ પ્રેમવૃક્ષનું ઉછરવું છે; અને જ્યારે એ પરોપકાર **બુદ્ધિ જન્મ પામે છે ત્યારેજ ખરા સુખનો પ્રારંભ થાય છે.** તેજ વખતે આપણને ખરી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને આપણને જણાવા લાગે છે કે, માનવજીવનનો ખરો હેતુ શારીરિક સુખ નથી; પણ દેહયજ્ઞ કરવો એજ આપણા સત્ય સુખનો–આત્મકલ્યાણનો નિશ્ચિત માર્ગ છે.

સ્વાર્થી પ્રેમના કારણથી આપણે હાથે કરીનેજ દુઃખના માર્ગે જઇએ છીએ. ધનધાન્ય ઇત્યાદિ પુષ્કળ પદાર્થો મેળવી તે દ્વારા સુખી થવાની આશા રાખવી અથવા એવાં પુષ્કળ સાધનો પ્રાપ્ત થયા પછી તેમાંના કેટલાક ભાગનું દાન કરવું, એ કંઇ સુખી થવાનો ઉપાય નથી. **સુખી થવાનો અને આત્મકલ્યાણનો માર્ગ તો એજ છે કે, એ સાધનોનો તેમજ તેને મેળવવાના લોભનો ત્યાગ કરવો; અને પોતાને ભૂલી જઈ મળતી તકનો લાભ લઇ**

પરસેવા કરવી. પ્રેમનો ખરો અર્થ એજ છે કે, સર્વ પ્રકારના સ્વાર્થની વિસ્મૃતિ. પોતાની સર્વ ઇચ્છાનો લોપ થયા વિના અંતઃકરણમાં સત્ય પ્રેમનો ઉદ્ભવ કદિ પણ થશે નહિ. નાનાં બાળકોમાં એવો વિશુદ્ધ પ્રેમ ઘણી વખત દૃષ્ટિએ પડે છે. મોટી વયના માણસને તો પોતામાં પણ એવા પ્રેમની પ્રતીતિ મળતી નથી તેમ બીજામાં તે હોય તો તેનું પણ દર્શન થતું નથી. આવા માણસના પ્રેમમાં અને પશુના પ્રેમમાં વસ્તુતઃ કંઇજ ભેદ નથી હોતો. માનવ-જીવનનું અવલોકન કરતાં તેનું વલણ તો પશુત્વને નષ્ટ કરવા તરફજ જણાય છે; પરંતુ મનુષ્યોના વર્તન તરફ જોઇએ છીએ ત્યારે તો પશુત્વનું રક્ષણ કરવામાંજ તેઓ મગ્ન થએલા જણાય છે. પ્રથમ તેઓ પદાર્થોની ઇચ્છાથી પ્રેરાઇને તે ઇચ્છાને તૃપ્ત કરવા મથે છે. પદાર્થ આવી મળે છે તો ક્ષણ માત્ર તેને ઇચ્છાતૃપ્તિનો સુખાભાસ થાય છે; પણ એ ક્ષણ વીતે છે નથી વીતતી તેટલામાં તો એ ઇચ્છા પાછી બેવડા બળથી ઉછળે છે અને અનેક પ્રકારનાં કષ્ટ તથા વિઘ્નોનાં દુઃખદાયક લશ્કરાંને સાથે લેતી આવે છે; કે જેની સાથે લઢતાં લઢતાં મનુષ્ય અંતે થાકીને તથા નિરાશ બની જઇને કાળના મુખમાં પડે છે.

અનેક પ્રકારના શ્રીમંતાઈ ઉપભોગની ઇચ્છા મનુષ્યમાં વધતી જાય છે તેમ તેમ મૃત્યુનો ભય પણ વધે છે. ધનવાનોની સર્વ ચેન બાજી પરકીય દુઃખમાંથીજ ઉત્પન્ન થએલી હોય છે. હજારો માણસોને પીલવામાં આવે છે ત્યારેજ શ્રીમંતોને મોજમજા પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિમાં રહેનારાઓને બીજાઓ વિષે પ્રેમ ઉદ્ભવેજ શી રીતે ? જો એક માણસે મોજમજા ભોગવવી હોય તો બીજાં સો માણસોની ગરદનપર તેણે શસ્ત્ર ચલાવવુંજ જોઇએ. મનની આવી સ્થિતિમાં પ્રેમની મૃદુ ભાવનાનો ઉદ્ભવ શકય છે ? જરૂરીયાતો વધારતા જવી અને તે પૂરી કરવા સાધનો પ્રાપ્ત કરતા રહેવું એ તો મૃગજળની પુંઠે પડવા સમાન છે. એમાં ઇચ્છાની તૃપ્તિ થવાનું તો કયાંય રહ્યું પણ ઉલટી તૃષ્ણા વધતી જાય છે અને દોડતાં દોડતાં છેવટે માણસ લોથપોથ બનીને ભોંયભેગો થાય છે તથા પ્રાણ છુટી જાય છે."

"માણસના મનમાં મરણની કલ્પના ન આવતાં જાણે તેને એમજ લાગે છે કે પોતે અમર છે. તેનું અંતઃકરણ જાણે કહેતું હોય કે, મૃત્યુનું અસ્તિત્વજ નથી. અસંસ્કૃત બુદ્ધિને આ કથન ખોટું લાગે છે; પણ એમાં ખોટું શું છે ? મૃત્યુ તો રૂપાંતર માત્ર છે. વર્તમાન દેહની પૂર્વે પણ એવાં અનેક રૂપાંતર થઈ ગયાં છે, એમ અર્વાચીન શાસ્ત્રો કહે છે અને એવા પ્રકારનાં રૂપાંતરો થતાં થતાંજ પ્રાણીને હાલની સ્થિતિ પ્રાપ્ત થઇ છે. જો આવા પ્રકારનાં રૂપાંતરો થયાં ન હોત તો આપણે મનુષ્યદેહ પર્યંત આવ્યાજ ન હોત. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે

રૂપાંતર એજ સૃષ્ટિનો સ્વાભાવિક ક્રમ છે. જો એ ક્રમ બંધ પડી રૂપાંતર થતાં અટકી જાય અને જેની તેજ સ્થિતિ કાયમ રહે તો આપણને આપણું જીવન એટલું ભારે થઇ પડે કે જેથી આપણને મરણના ભય કરતાં જીવનનોજ ભય ભારે થઈ પડે. 'ભાવના' એ આપણા જીવનનું મૂળ રૂપ છે. એ અનેક યુગથી પુર્વજોમાં અવતરીને આપણા સુધી આવી પહોંચેલી છે. ત્યારે આપણા દેહાવસાન પછી તેનો આત્યંતિક નાશ થશે એમ કહેવાને શો આધાર છે? એવી કલ્પનાજ શા માટે કરવી? આપણને ભય લાગે છે કે આપણી ભાવના નષ્ટ થઈ જશે. સામાન્ય સૃષ્ટિક્રમને બંધ બેસ્તું ન આવે એવું કોઇ રૂપાંતર આપણામાં થશે એમ લાગવું એજ આપણા ભયનું મૂળ છે. મૃત્યુ થશે એવી કલ્પના ચિત્તમાં ઉત્પન્ન થતાંજ તમોને સમજાયા વગર પણ તમારૂં ચિત્ત તમારા આગલા જીવન તરફ વળે છે; અને નિત્ય જીવનને માટે ઉપયોગી સાધનો પોતે મેળવી રાખ્યાં નથી એ લાગણી તે વખતે ઉત્પન્ન થતાંજ ભયથી ચિત્ત કંપી ઉઠે છે. દેહ એટલે શું? અદ્રશ્ય લાગણીઓનું જે દ્રશ્યરૂપ તેજ દેહ! આ દષ્ટિએ જોતાં દેહની કંઇ કિંમતજ નથી. વિચાર એજ આપણું ખરૂં સ્વરૂપ છે. **એવી એક પણ ક્ષણ જતી નથી કે જે વખતે આપણું શરીર બદલાતું ન હોય.** એક પળ પણ શરીર જેવું ને તેવું રહી શકતું નથી. પ્રત્યેક ક્ષણે તેમાં ઘડભાંગ ચાલુજ હોય છે અને પ્રત્યેક દિવસે આપણને નવો દેહ પ્રાપ્ત થાય છે. આમ છતાં આપણી લાગણી, વિચાર અને જ્ઞાન જેમનાં તેમજ રહે છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે દેહ અને લાગણી બન્ને એકરૂપ નહિ પણ ભિન્ન છે. આથી મૃત્યુ થતાં દેહ જાય પણ તેની સાથે લાગણી પણ જાય છે એમ શા માટે માનવું? એમ માનવાને કંઈજ આધાર નથી. લાગણી–વિચાર એજ આત્મા છે.× દેહ એ આત્મારૂપ ન હોઇને પ્રેમ અને દ્વેષની ભાવના દેહ સાથે નહિ પણ આત્મા સાથે જડાએલી છે. દેહ કંઈ પ્રેમ કે દ્વેષ નથી કરતો. એ ભાવના તો આત્મરૂપમાં પ્રકટ થાય છે. આપણા સર્વ અસ્તિત્વનો સારાંશ માત્ર એક આત્માજ છે. માટે મૃત્યુ સાથે આપણે જે ગુમાવીએ છીએ તે વસ્તુ (દેહ) તો એવી તુચ્છ છે કે, તેને ગણનામાંજ લેવાની નથી. એક વખત જ્યારે આપણી વિવેકબુદ્ધિ જાગૃત થાય છે અને આપણી ખાત્રી થાય છે કે મરણ આપણું પોતાનું

× આર્યશાસ્ત્રોએ કરેલા પાંચ કોષોના વર્ણન તરફ જોતાં કાઉંટનું આ કહેલું મનોમય કોષને આત્મા માનવા જેવું હોઈ શુદ્ધાત્માની સમજણથી દૂર છે; એ સમજણ પણ કાઉન્ટ મેળવી શકયા હશે તો તે આગળ ચાલતાં જણાઇ આવશેજ. તે ન જણાય ત્યાં સુધી તો આમાં જ્યાં જ્યાં આત્મા શબ્દ આવે ત્યાં ત્યાં મનનેજ સમજી ચલવી લેવાનું છે.

સંપાદક

નહિ પણ દેહનુંજ થાય છે અને નવો વધારે સારો દેહ મેળવવાને માટેજ તેમ થાય છે; ત્યારે આપણું અંતઃકરણ વિસ્તૃત અને સાચા પ્રેમની ઉત્પત્તિને માટે યોગ્ય બનીને ધીમે ધીમે સત્ય સુખના માર્ગે વળે છે. અનેક યુગથી અનેક રૂપાંતરોનો અનુભવ લેતા લેતા આપણે હાલની સ્થિતિએ આવેલા છીએ, એ સિદ્ધાંત આપણી વિવેકબુદ્ધિને એક વખત બરાબર સમજાય છે; એટલે પછી હવે થનારા મરણરૂપી નવા રૂપાંતરને માટે જરા પણ ભીતિ લાગવાનું પ્રયોજન રહેતું નથી."

"મારો મોટો ભાઇ નિકોલસ જીવતો હતો ત્યારે તેના જે જે મનોભાવની મારાપર અસર થતી હતી, તે મનોભાવ તે દેહથી નષ્ટ થયો છે તોપણ મારાપર અમલ ચલાવે છે. આનો અર્થ એટલોજ છે કે, તેની જીવિતાવસ્થામાં અમો બન્નેમાં જે પરસ્પર સંબંધ હતો તેજ તેના દેહાવસાન પછી પણ કાયમ છે. આપણા જીવનની ખરી કિંમત આપણી સમજણ અને લાગણીમાંજ છે. જડ દેહથી થતાં કર્મ એ કંઇ આપણું ખરૂં જીવન નથી; પણ તે કર્મનો જે પરિપાક આપણી લાગણીમાં રહે છે તેજ આપણું ખરૂં જીવન છે અને દેહ મરવા છતાં એ જીવિત નષ્ટ થતું નથી. એ જીવિત સૃષ્ટિના કાયદાથી બદ્ધ થએલું છે. એમાં થયા કરતી ઘડભાંગ ઠરેલા નિયમોને અનુસરીનેજ થાય છે. આ સર્વ વિચારપરંપરા લક્ષમાં રાખીને જોઇશું તો આપણને મૃત્યુનું સ્વરૂપ ઉગ્ર અથવા વ્યર્થ લાગશે નહિ. જીવનયાત્રા દરમીયાન આપણને જે અનેક પ્રકારની આપત્તિઓ ભોગવવી પડે છે, તેમ થવાનું કારણ પણ આપણને સમજાતું નથી; પણ કાર્યકારણના અટલ નિયમ તરફ જોતાં કારણ સિવાય કોઈ પણ કાર્ય બનતુંજ નથી; એટલે એ આપત્તિઓના હેતુ તથા કારણ અવશ્ય હોવાંજ જોઇએ. એ હેતુ તથા કારણ આપણને જડ જગતમાં સ્પષ્ટપણે જણાતાં નથી તોપણ આ વાત તો સ્પષ્ટજ છે કે, આપણને દેખાય છે તેટલુંજ માત્ર આપણું જીવન હોવું ન જોઇએ; અને તેની પાછળ કાંઇ પણ હેતુ અને કારણ અવશ્ય હોવાંજ જોઇએ. ભૂલ અને ભૂલનું આવેલું પરિણામ એ બંને બાબતો—એટલે કે કાર્ય અને કારણ આપણા લક્ષમાં આવે છે એટલે પછી આપત્તિનું કારણ શોધવાને માટે આપણે દૂર જવું પડતું નથી. માણુસ અમુક ઇચ્છા અથવા આપત્તિને આધીન થતાંજ તેની કાર્યક્ષમતા પણ વધે છે અને તે વ્યવસ્થિતપણે ઉદ્યોગે વળગે છે. આ વાતનો અનુભવ આપણુ સર્વને થયાજ કરે છે. એ ઉપરથી સમજાય છે કે મનુષ્યમાત્રના કોઈ પણ ઉદ્યોગમાં મૂળ હેતુ દુઃખનિવારણનોજ હોય છે. મનુષ્યના મનમાં કંઇ પણ ન્યૂનતા અથવા જરૂરીયાત ભાસી એટલે તરતજ દુઃખની ઉત્પત્તિ થાય છે અને પછી તે તેના નિવારણનો ઉદ્યોગ કરવા લાગે છે. જગતમાં જો દુઃખનું નામનિશાન ન રહે તો કોઇ પણ માણુસ ઉદ્યોગે વળગે નહિ. આ

ઉપરથી સિદ્ધ થાય છે કે, દુઃખજ આપણી કર્મભાવનાનું જીવતું જાગતું ઉત્પત્તિ-સ્થાન છે. આપણી ભૂલો અથવા અજ્ઞાનને લીધેજ આપણી પ્રત્યેક આપત્તિ ઉત્પન્ન થાય છે; અને તેનું નિવારણ કરવું હોય છે તો આપણને કાંઈ પણ કર્મ કરવાંજ પડે છે. આ વખતે બરાબર સમજણપૂર્વક અને સૃષ્ટિના કાયદાને અનુસરીને આપણે આપણો પ્રયત્ન કરવો એજ આપત્તિને ટાળવાનો માર્ગ છે. આ પરંપરા લક્ષમાં આવતાં આપત્તિ એ કોઈ મોટી ગૂઢ અથવા ભયાનક વસ્તુ આપણને લાગશે નહિ. જીવનયાત્રામાં જો આપણે આગળ પગલું ભરવું હોય તો એવાં દુઃખોનાં મસ્તકોપર પગ મૂકીનેજ આપણે જવું જોઈએ. **ગમે તેવું મહાન દુઃખ પણ કાલાંતરે માણસ વિસરી જાય છે;** તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, દુઃખ વિસરવાની શક્તિ વધારે નહિ તો બીજરૂપે પણ આપણામાં રહેલીજ છે. એજ બીજને આપણે ખીલવીએ એટલે પછી ગમે તેટલા દુઃખના સંયોગો વચ્ચે પણ તેની વિસ્મૃતિ થવી અશક્ય નથી. આ દુઃખને વિસરવાની અથવા તો તેમાં દુઃખનો અનુભવજ નહિ થવાની શક્તિને વધારવાનો ઉપાય આપણા જીવનને પરાર્થે વહેવડાવવું એજ છે. કુદરતનો આ કાયદો જેને સમજાય છે અને જે તે પ્રમાણે વર્તે છે તેને સુખનો તોટો નથી પડતો.”

આ પ્રમાણે એ પુસ્તકમાં રૂશીયાના ચાલુ ધર્મપંથ વિરૂદ્ધના વિચારો હોવાથી સરકારી પરીક્ષકના સપાટામાંથી તે પસાર થવાનો સંભવ ન હતો; તેથી ટૉલ્સ્ટૉયે તેને માટે સરકારની પરવાનગી પણ માગી ન હતી. તેની એક હસ્ત-લિખિત પ્રત જીનોવામાં ગઈ અને ત્યાંજ તે છાપવામાં આવ્યું. પુસ્તકનાં પ્રૂફ તેમજ છાપખાના માટે તૈયાર કરાયલી પ્રત કાઉન્ટના જોવામાં નહિ આવવાથી તથા નકકલ કરનારની ભૂલો, અજ્ઞાન વગેરેને લીધે તેમાં ન્યૂનતા તથા દોષ આવ્યાં હોય એ સ્વાભાવિકજ છે.

વળી હસ્તલિખિત પ્રતપરથી છાપખાના સારૂ જેણે પ્રત તૈયાર કરી હતી, તેની બેકાળજી અથવા અજ્ઞાનતાને લીધે પણ પુષ્કળ સ્થળે અર્થનો અનર્થ થયો છે. એ પછી એ પુસ્તકનો સાર ન્યૂયૉર્કમાં પ્રસિદ્ધ થયો હતો.

ટૉલ્સ્ટૉયનું ‘જીવનહેતુ’ નામે પુસ્તક જેમના જેમના વાંચવામાં આવ્યું છે તેમનાપર તેની અસર થયા સિવાય રહી નથી. તેમના વાંચકોમાંના ઘણાઓના વિચારો ફેરવાયા હતા અને કેટલાકે સરકારી નોકરીનાં રાજીનામાં આપી દીધાં હતાં તથા કેટલાક રાજપ્રકરણી ચળવળ માટે બહાર પણ પડયા હતા. આ પ્રમાણે એકલા રૂશીયામાંજ બન્યું હતું એમ નહિ; પણ અમેરિકા જેવા સ્વતંત્ર દેશમાં પણ કેટલાક ટૉલ્સ્ટૉયના અનુયાયી થયા હતા.

આ વખતે ટૉલ્સ્ટૉયનો સાળો બર્સ કોકેશસ પ્રાંતમાંથી પાછો આવ્યો હતો.

તે ઇ. સ. ૧૮૮૭ ના ઑગસ્ટ મહિનામાં ટૉલ્સ્ટૉયને મળવા યાસનાયા ગયો હતો. આ સમયની ટૉલ્સ્ટૉયની વૃત્તિ વિષે તે કહે છે કેઃ—

"ટૉલ્સ્ટૉયનું વદન તદ્દન શાંત દેખાતું હતું; તથાપિ તેમણે એકંદરે માનસિક યાતના કેટલી ભોગવી હશે તેની કલ્પના કોઇને પણ તેમના વદનપરથી આવી શકે તેમ હતું. તેમના પૂર્વના ચહેરામાં અને આજના ચહેરામાં મને આભ જમીનનો અંતર જણાયો."

"તારા પાડોશીપર પ્રેમ રાખ, એ ખ્રિસ્ત વાકય ટૉલ્સ્ટૉયને એટલું બધું રૂચ્યું હતું કે, તેમનું સર્વ વર્તન તેને અનુસરીનેજ હતું."

"ચાલુ શિક્ષણપદ્ધતિ વિષે તે કહેતા કે, માણસ જાતની ઉત્તમ પ્રકારે સેવા થઇ શકે તેવા હેતુથી અપાએલું શિક્ષણજ શિક્ષણના નામને પાત્ર છે. એને બદલે પોતાને સુશિક્ષિત કહેવડાવી લોકોપર રોફ મારતાં શિખવવાવાળું જે શિક્ષણ અપાય છે તે શિક્ષણના નામને યોગ્ય નથી. એવા શિક્ષણથી સારૂં પરિણામ આવવાને બદલે ઉલટી સ્વાર્થબુદ્ધિ પ્રબળ બને છે, ઇંદ્રિયલોલુપતા વધે છે અને બીજાની સેવા કરવાને બદલે બીજાની પાસેથી સેવા મેળવવાની દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ચાલુ શિક્ષણપદ્ધતિ કેવળ આજ વિચારથી પ્રેરિત થએલી હોઇ અન્યના મસ્તકપર પગ મૂકી ઉંચે કેવી રીતે ચઢવું તેજ શિખવે છે. ટૉલ્સ્ટૉયના મસ્તકમાં આ વિચાર દૃઢ થએલો હોવાથી પોતાનાં બાળકોને એવા પ્રકારનું શિક્ષણ આપવાનું તેમને જરા પણ ગમતું નહિઃ પરંતુ તેમનાં પત્નીને તે ગમતું હોવાથી તેમણે તેવુંજ શિક્ષણ પોતાનાં સંતાનોને અપાવ્યું હતું. કાઉંટને તે શિક્ષણ તરફ કેટલો અણગમો હતો તે આ ઉપરથી પણ સમજાય છે કે, તેમનો પુત્ર વિશ્વવિદ્યાલયની પદવી મેળવ્યા પછી 'હવે શું કરવું?' એમ પૂછવા ગયો ત્યારે તેમણે કહ્યું હતું કે, 'કોઇ ખેડુતના હાથ નીચે રહી મજૂરી કર.'"

"તેમનો નિશ્ચિત મત એવો જણાય છે કે, સહાનુકંપા અને બંધુપ્રેમ ઉપજાવવો અને ફેલાવવો એજ શિક્ષણનું કાર્ય છે. ભાવી પ્રજાના મનમાં આવા પ્રકારની ભાવના ઉત્પન્ન કરવી હોય તો તેમના ચિત્તમાંથી ઇંદ્રિયલાલસાને પણ તિલાંજલી અપાવવી જોઇએ; પણ તેમ કરવાને બદલે આધુનિક શિક્ષણ વિષયલાલસાજ વધારે છે. એવો આક્ષેપ તે વારંવાર કરતા. હાલના શિક્ષણથી સાદું જીવન અપ્રિય બને છે, એટલુંજ નહિ પણ હાલના સુશિક્ષિતોને એમ પણ લાગે છે કે, પોતાની ચોતરફના માણસોએ પોતાના મોજશોખને માટે ગમે તેટલા રીબાવું જોઇએ. હમ્મેશના વ્યવહારમાં જે સૌજન્ય સ્વાભાવિક રીતે આવશ્યક છે, તેને બદલે હાલની પદ્ધતિથી શિક્ષિત બનેલાઓમાં માત્ર નાટકી સૌજન્ય

દૃષ્ટિએ પડે છે અને તેના ઉંડાણમાં ચોકખો સ્વાર્થજ રહેલો હોય છે. ટૉલ્સ્ટૉયના આ વિચારો મજબૂત હોવાથીજ તે ખેડુતના જેવું ગ્રામ્ય જીવન ગાળતા હતા; એટલુંજ નહિ પણ તેમણે ગ્રામ્ય ભાષાનો સુદ્ધાં સ્વીકાર કર્યો હતો."

"હું જ્યારે આ પૂર્વે યાસનાયામાં રહ્યો હતો ત્યારે ટૉલ્સ્ટૉયમાં કુલીનતાનું અભિમાન જણાતું હતું; અને મને યાદ છે કે, તે સમયે જમીનદારવર્ગનાં કર્તવ્યો વિષે તેમને શ્રદ્ધા હતી; પણ એ અભિમાન આ વખતે તદ્દન પલટાએલું જણાયું. હવે તેમના ચિત્તમાં ખેડુતવર્ગ માટે પ્રેમ ઉત્પન્ન થયો હતો. તે કહે છે કે, માણસ જેમ ઉતરતી કોટિનો હોય તેમ તે દયા અને પ્રેમને અધિક પાત્ર છે."

"પૂર્વે ટૉલ્સ્ટૉયનો સ્વભાવ ઘણોજ એકાંતપ્રિય હતો; પણ હવે તે ગમે તેની મુલાકાત લે છે. તેમની પ્રકૃતિ બગડેલી હોય છે ત્યારે કેટલાંક માણસોને મુલાકાત નહિ લેવા દેવાનું કામ તેમનાં પત્નીને કરવું પડે છે; પરંતુ એથી કરીને એમને તો ચીડજ ચઢે છે."

"વતનવાડી વિષે પણ તેમના વિચારોમાં એવુંજ પરિવર્તન થએલું છે. પોતાની મિલકતપર હજી પોતાની માલકી જણાવવી પડે છે તે માટે તેમને અત્યંત ખેદ થાય છે. તેમણે મને સ્પષ્ટપણે કહ્યું કે, એ પાપમાંથી મુક્ત થવાની તીવ્ર ઇચ્છા છે. આથીજ જ્યારે જમીન જાગીરની વહેંચણી કરવાની વાત તેમનાં પત્ની આગળ તેમણે કાઢી ત્યારે કંકાસ થયો હતો. પરિણામે માલકી હક્કના સર્વ દર દસ્તાવેજ તારા નામે કરી આપું છું એમ પણ તેમણે કહેવડાવ્યું હતું. કાઉંટેસ આ વાતમાં પણ સંમત નહતી અને તેમના પુત્રોની પણ સંમતિ મળતી નહતી. છેવટે એ બાબત તરફ લક્ષ નહિ આપવાનો ત્રીજોજ પંથ તેમણે સ્વીકાર્યો. ખેતી સંબંધી અથવા બીજી કોઇ મિલકતને લગતી બાબત સંબંધી કોઇ આસામી તેમને કાંઇ પૂછવા આવે છે તો પોતાને કંઇ ખબર નથી એટલોજ ઉત્તર તે આપે છે. તેમનો મિલકત સાથે હવે એટલોજ સંબંધ રહ્યો હતો કે, ઘરમાં રહી કેવળ જીવનધારણ જેટલુંજ અન્ન લેવું અને અન્ય વ્યવહાર કરવો. વળી બને ત્યાં સુધી પૈસાને સ્પર્શ નહિ કરવાનું ધોરણ પણ હવે તેમણે રાખ્યું છે. આ ધોરણને લીધે તે ગરીબ ગુરબાંને દાન કરી શકતા નહતા; તથાપિ મારી બહેનના કહેવાથી હું જાણી શકયો કે તેમના કુટુંબમાં ધર્મ નિમિત્તે વર્ષ દહાડે બેત્રણ હજાર રૂપિયાનો ખર્ચ થાય છે. તે પોતે પૈસાનો ઉપયોગ કરતા નહિ, છતાં ગરીબોને અન્ય રીતે મદદ કરવામાં પાછા પડતા નહતા. આ વખતે એક ખેડુત ઘર બળી જવાથી તેમની મદદ માગવા આવ્યો. તરતજ તે કુહાડી લઇને બહાર નીકળ્યા અને જંગલમાંથી લાકડાં કાપી લાવી ખેડુતને આપ્યાં. આ કામમાં મદદ કરવા હું પણ તેમની સાથે ગયો હતો."

"તેમણે તંબાકુ અને દારૂને તિલાંજલિ આપેલી હતી. વળી કોઇએક નજીવા કામને માટે પણ કોઇને આજ્ઞા કરવાની રીત ત્યજી દીધી હતી. પોતાને કોઇ વસ્તુની જરૂર પડતી તો તે ચાકર નોકર કે ઘરનાં અન્ય માણસોને બોલાવતા નહિ. વગર કહ્યે પોતાની મેળેજ કોઇ તેમનું કામ કરતું, તો તેમાં તે હરકત લેતા નહિ. આવા પ્રસંગે તેમનો ઉદ્દેશ પોતાની મહેનત ટાળવાનો નહિ, પણ કામ કરનારને તે કરવામાં આનંદ આવતો હોય તો તેમાં અંતરાય નાખવો નહિ એજ સમજાતો. જમતી વખતે પણ એકાદ નોકર કોઈ પદાર્થની રકાબી તેમના આગળ આગ્રહ કરીને ધરતો, તો તેનું મન નહિ દુખાવવા માટે તે તેનો સ્વીકાર કરી તેમાંથી થોડું પણ ખાઈ લેતા. તે પોતાની ઓરડી પોતેજ વાળતા ઝુડતા; પણ એથી કેટલાંક પુસ્તકો વગેરેપર ધૂળ જોવીને તેવી રહી જતી. પરંતુ ગમ્મત એ હતી કે, એકાદ અસ્વચ્છ જગ્યામાં મનને જે કંટાળો કે ત્રાસ લાગે છે તેની ભાવના તેમની ઓરડીમાં મેં કદિ અનુભવી નથી."

"તેમણે શિકારનો તો ત્યાગજ કર્યો હતો; એટલુંજ નહિ પણ માંસાહાર સુદ્ધાં છોડી દીધો હતો. પૂર્વે તે ઘોડાપર બેસવાના પુષ્કળ શોખીન હતા; પણ હવે એ વાત પણ જતી રહેલી જણાઇ."

"વચ્ચે કુટુંબનાં માણસો મોસ્કો જતાં ત્યારે તે પોતાને હાથેજ પોતાની રસોઇ બનાવી લેતા. શારીરિક શ્રમની હોંસ તો તેમને પ્રથમથીજ હતી. એ હોંસ પૂરી પાડવા માટે પૂર્વે તે શિકારે જતા અથવા ઘોડાપર કિંવા પગે ફરવા જતા; પણ હવે તેને બદલે તેઓ હળ હાંકવાનું અથવા ખેડુતોનાં ઝુંપડાં બાંધવાનું કામ કરતા."

"તેમની વૃત્તિમાં આ વખતે મને ઉદાસીનતા પણ જણાઇ. પૂર્વે તે છોકરાં સાથે ખેલ કુદ કરીને ગમ્મત કરતા પણ હવે તેવું જરા પણ નહતું. વદન આનંદીને બદલે દુઃખી જણાતું એમ નહિ; પણ આનંદને બદલે તેમના વદનપર પૂર્ણ ગાંભીર્ય છવાઈ ગએલું જણાતું. તેમનો પૂર્વનો આનંદી સ્વભાવ તેમનાં બાળકોમાં સંપૂર્ણ ઉતરી આવ્યો હતો. તેમની નજર આગળ પણ છોકરાં ધીંગામસ્તી કરતાં; તથાપિ તે તે વિષે મનાઇ કરતા નહિ. નીતિશિક્ષણના ઉદ્દેશથી છોકરાંને ઘેરી રાખવાની રીત તેમને પસંદ નહતી. હવે જે ફરક પડયો હતો તે એટલોજ કે, તે પોતે તેમનામાં ભળી જતા નહતા. હું ત્યાં હતો ત્યારે તેમનો નાનો પુત્ર અને ભત્રીજો તેમની સાથે શેત્રંજ રમતા હતા; પણ એ વખતેએ તેમનું ચિત્ત રમતમાં નહોતું રહેતું એમ હું સ્પષ્ટતાથી જોઈ શકતો. આજુબાજુ ચાલતાં ગપ્પાં તે શાંતિથી સાંભળી લેતા; પણ પ્રથમની માફક તેમાં જાતે ભાગ લેવાની રીત છોડી દીધી હતી. એ વાતોમાં જ્યારે કોઇ તેમના સિદ્ધાંતપર આક્ષેપ કરતું ત્યારેજ કેવળ ઉત્તર આપવા ખાતર બે શબ્દ તે બોલતા; તે સિવાય અન્ય કોઇ પણ

વાતમાં ભળવાનું તેમણે તદ્દન છોડી દીધું હતું."

"તેમણે મને સરકારી નોકરી છોડી દઇ ખેતીનો ધંધો કરવાનો ઉપદેશ આપતાં કહ્યું: 'પ્રિન્સ હિલકૉફ જેવા તરૂણ શ્રીમંતનું પ્રત્યક્ષ દૃષ્ટાંત તારા સમક્ષ છે. તે મને ઓળખતો નથી અથવા મારાં પુસ્તકો પણ કદાચ તેણે નહિ વાંચ્યાં હોય. કેવળ સ્વયંસ્ફૂર્તિથી **તેણે પોતાની સર્વ જમીનજાગીર પોતાના આસામીઓને વહેંચી આપી પોતાને માટે માત્ર પચીસ એકર જમીન રાખી છે; અને ખેતીનું કામ શીખવા સારૂ તેણે એક ખેડુતને ત્યાં બીનપગારી નોકરી સ્વીકારી** છે. ખેતીના કામમાં પોતાનું પેટ ભરવા જેટલી યોગ્યતા પ્રાપ્ત કર્યા પછીજ લગ્ન કરવું અને ખેતીપરજ ગુજારો કરવો, એવો તેણે નિશ્ચય કરેલો છે."

પ્રિન્સ હિલકૉફ વિષે અહીં થોડી માહિતી આપવી અસ્થાને નહિ ગણાય. એ રૂશીયન લશ્કરમાં કર્નલની પદવીએ પહોંચ્યો હતો. વયમાં નાનો હોવા છતાં લશ્કરી બાબતમાં તેણે સારી હુશીયારી બતાવ્યાથી તે થોડાજ વખતમાં આટલી મોટી પદવીએ ચઢયો હતો. તુર્કી સાથેના યુદ્ધમાં તેણે સારી નોકરી બજાવી હતી. અત્યંત પ્રમાણિક હોવાથી લશ્કરી સામાન પુરો પાડનાર કંટ્રાકટરોને તેની ભારે ધાક રહેતી. એક વખત તુર્ક યુદ્ધમાં ઘોડેસ્વારોનો હૂમલો ચઢાવવાનું કામ તેને સોંપાયું હતું. તે ઘોડેસ્વારોમાં મોખરે ચાલતો હતો અને તેની ગોળીથી એક તુર્ક પોતાની જગ્યાએ ઉભોને ઉભોજ ઠાર થઇ ગયો; પણ એ બનાવથી તેનું મન એટલું બધું ફેરવાઈ ગયું કે, યુદ્ધ પુરૂ થતાંજ ઇ. સ. ૧૮૭૮ માં તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. લશ્કરી નોકરીમાંથી છુટકારો થતાંજ તેણે સાદા જીવનનો સ્વીકાર કરી લીધો અને સામાન્ય ખેડુત લોકોમાંજ બેસવા ઉઠવાનું રાખ્યું. તે સ્વભાવે શાંત, દીલાવર અને દયાળુ હોવાથી થોડાજ દિવસોમાં ખેડુતોને પ્રિય થઇ પડયો. પછી તેણે ચાલુ રૂશીયન ધર્મપંથનો ત્યાગ કર્યો. પાદરીઓએ આ કારણથી તેને હદપાર કરાવી કૉકેશસ પ્રાંતમાં કઢાવ્યો. ત્યાં 'ડુખોબાર' પંથના કેટલાક લોકો રહેતા હતા. હિલકૉફ તેમના મંડળમાં સામેલ થયો. ઇ. સ. ૧૮૯૫માં પુનઃ લશ્કરી ભરતીનું ફરમાન બહાર પડયું ત્યારે એ મંડળે લશ્કરમાં જોડાવાની સાફ ના પાડી દીધી. આથી એ કાર્યમાં હિલકૉફનીજ ઉશ્કેરણી હોવી જોઇએ, એવા સંશયથી સરકારે તેને બાલ્ટિક સમુદ્રપરના પ્રદેશમાં મોકલી દીધો. ત્યાં ત્રણ વર્ષ પસાર કર્યા પછી રૂશીયાની બહારના કોઈ પણ પ્રદેશમાં જવાની છૂટ મળવાથી તે ૧૮૯૮ માં ઇંગ્લાંડમાં જઇ રહ્યો.

ટૉલસ્ટૉયના વિચારોનું અક્ષરશઃ પાલન કરવાનો હૃદયપૂર્વક કોઇએ જો પ્રયત્ન કર્યો હોય તો તે હિલકૉફેજ કર્યો હતો. તેને રૂશીયાની સર્વ પરિસ્થિતિનો

અનુભવ હતો. તેના પરિણામે તેની ખાત્રી થઈ હતી કે, ટૉલ્સ્ટૉયનો જાતમહેનતનો સિદ્ધાંત સર્વત્ર પ્રચારમાં આવે તોપણ જ્યાં સુધી વર્તમાન સરકારી પદ્ધતિ કાયમ છે ત્યાં સુધી રૂશીયાના દુર્દૈવનો અંત આવે તેમ નથી. તેને જ્યારે ડ્રોકેશસમાંથી કાઢવામાં આવ્યો ત્યારે સરકારે કોઇ પણ કોર્ટમાં તેની તપાસ કરી નહતી; એટલુંજ નહિ પણ તેનાપર કોઈ જાતનો આરોપ પણ જાહેર કરવામાં આવ્યો નહતો. આવી તદ્દન સ્વચ્છંદી સરકાર માટે ગમે તેવો સાત્વિક માણસ પણ એવાજ નિર્ણયપર આવે એમાં નવાઇ નથી.

આ હકીકત આટલેથીજ અટકાવી હવે પાછા ટૉલસ્ટૉય વિષે 'બર્સ' આગળ જે કહે છે તે તરફ વળીએ.

"કુટુંબ સાથેનું ટૉલસ્ટૉયનું વર્તન નિસ્પૃહતાવાળું થવા છતાં તેથી ઘરના માણસોનો તેમનાપર જે પ્રેમ હતો તેમાં કંઇ ઉણપ આવેલી નહતી. ટૉલસ્ટૉય માટે ઘરના સર્વ માણસોના મનમાં આદરબુદ્ધિ હતી."

"પોતાના વિચાર અન્યપર બલાત્કારે લાદવાની ટૉલસ્ટૉયની લેશ પણ ઇચ્છા ન હતી. પોતાના કુટુંબીઓ પ્રત્યે પણ એજ ધોરણ તેમણે રાખ્યું હતું."

"કાઉંટેસ તેમને જમીન જુમલાની વહેંચણી કરવા દેતી ન હતી અને વર્તમાન પદ્ધતિ પ્રમાણે બાળકોને શિક્ષણ આપતી હતી; તેથી ટૉલસ્ટૉય તેનાપર ચીડાએલા રહેતા અને એ ચીડ કોઇ કોઇવાર સ્પષ્ટ પણ દેખાઈ રહેતી."

"ઉલટપક્ષે પોતે કરે છે તે બરાબર હોવાની કાઉંટેસને ખાત્રી હોવાથી તેમને ટૉલસ્ટૉયનું વર્તન અગમ્ય લાગતું."

"ટૉલસ્ટૉયના વિચારોની ઉત્ક્રાંતિ કેવી રીતે થતી ગઈ તે વાત તે સારી રીતે જાણતી હતી અને એ ઉત્ક્રાંતિ (ફેરફારી–ઉથલપાથલ) થી તેને ઘણીવાર ત્રાસ પણ વેઠવો પડતો. તેની સમજણ એવી હતી કે, વર્તમાન શિક્ષણપદ્ધતિથી બાળકોને અળગાં રાખવાં તથા જમીન જુમલો આસામીઓને વહેંચી આપવો તે પોતાના હાથેજ બાળકોને આ દુનિયામાંથી ઉખેડી નાખવા સમાન છે. તે બિચારીની એવી દશા થઈ પડી હતી કે પતિને રાજી કરવા જાય તો બાળકોને નુકશાન થાય અને બાળકોનું જાળવવા જતાં પતિ નારાજ રહે. આ સ્થિતિ દશ વર્ષ સુધી ચાલુ રહી હતી. એ પતિપત્ની વચ્ચેના અણબનાવનું મૂળ કારણ આજ છે. એ સિવાય બીજી કોઈ પણ બાબત વિષે ઉભયમાં મતભેદ નહોતો."

"એક વખત રડતી આંખે તેણે મને કહ્યું: 'પૂર્વે સર્વ કાર્ય એજ કરતા અને હું ફક્ત મદદનીશ હતી. હવે માલ મિલકત સંભાળવાનું અને બાળકોને શિક્ષણ આપવાનું કામ સર્વ રીતે મારાપરજ પડયું છે. છોકરાંને ઘર બહાર કાઢી ભિખ મગાવતી નથી એ અપરાધ માટે એ ચીડાય છે. પણ શું કરૂં ? જો છોકરાં

ન હોત તો તેમની સાથે સાધુડી બની ભિખ સુદ્ધાં માગત; પણ છોકરાંને નુકશાન કરવા મારો હાથ તૈયાર થતો નથી. પોતાના મત આગળ પોતાનો પૂર્વનો સર્વ પ્રેમ એ વિસરી ગયા છે.' "

"જમીન વહેંચી નાખવાની બાબત વિષે બન્નેમાં એ પછી ઘણો કજીયો થયો હતો. એક વખત તો સર્વ મિલકત બાળકો ઉંમરલાયક થતાં સુધી સરકારને સોંપી દેવાની અરજ સરકારને કરવાનો વિચાર પણ તેણે કર્યો હતો. આ વાતનો જ્યારે આટલે સુધી પ્રસંગ આવ્યો ત્યારે ટૉલસ્ટૉયે પત્નીના નામનું કુલ મુખત્યારપત્ર કરી આપ્યું. આ મુખત્યારપત્રમાંથી તેમણે કેટલાંક પુસ્તકો માત્ર બાદ રાખ્યાં હતાં."

"તેમના મોટા પુત્ર સર્જેસને પિતાનો એકકે વિચાર માન્ય ન હતો. ઉપલા બનાવ પછી માતાના કહેવાથી તેણે મિલકતનો વહીવટ ચલાવવા માંડયો હતો અને તેજ સમયે સરકારી નોકરીમાં પણ તે દાખલ થયો હતો."

"બીજો પુત્ર ઇલીયા ઘણે અંશે પિતાનીજ પદ્ધતિપર ગયો છે. તેણે શિક્ષણનો ત્યાગ કરી એક સામાન્ય કુટુંબની કન્યા સાથે લગ્ન કર્યું છે અને ખેતરમાં નાનું સરખું ઘર બાંધી ત્યાંજ નિવાસ કર્યો છે. તેનો જીવનક્રમ તદ્દન સાદો છે. એક પણ નોકર નહિ રાખતાં તેની સ્ત્રી ઘરનાં સર્વ કામ પોતાના હાથે કરે છે."

"ટૉલસ્ટૉયનો ત્રીજો પુત્ર લીઓ શિક્ષણથી દૂર થયો નહતો; તથાપિ તેણે મારા સમક્ષ જણાવ્યું હતું કે પિતાના વિચારો પોતાને માન્ય છે. એથી નાના પુત્રો એન્ડ્રૂ અને માયકલને તેમના વિચારો વિશેષતઃ માન્ય નહોતા. તેમણે લશ્કરી નોકરી સ્વીકારી હતી. પછીથી એન્ડ્રૂના વિચાર એટલા બધા ફરી ગયા કે તેણે લગભગ ક્રાંતિકારક પક્ષજ સ્વીકાર્યો. પુત્રી મેરીએ ટૉલસ્ટૉયનું સર્વ વલણ સ્વીકાર્યું હતું. તે એ વિચારોને પ્રત્યક્ષ આચારમાં મૂકવા મથ્યા કરતી હતી. પછીથી તેણે પ્રિન્સ અબોલેનસ્કી સાથે લગ્ન કર્યું હતું તથા વૈદ્યકીય અભ્યાસ પણ કર્યો હતો. તથાપિ તેનો પોષાક અને રહેણીકરણી ખેડુત જેવાંજ હતાં અને તે ગરીબગુરબાંને ઘેર જઈ તેમનાં છોકરાંને શિક્ષણ આપતી તથા આજારીઓની સેવા-ચાકરી કરતી."

કાઉંટેસની નાની બહેન વિષે બર્સે નીચે પ્રમાણે લખ્યું છે.

"મારી નાની બહેન દર વર્ષે ઉનાળામાં બાળબચ્ચાં સહિત યાસનાયા આવતી. ટૉલસ્ટૉયના અનેક ગુણો પ્રત્યે તેનો પૂજ્યભાવ હતો. સિદ્ધાંતની દૃષ્ટિએ તેને તેમના ઘણા મત માન્ય હતા; તથાપિ તે સર્વ પાળી શકાય તેવા નથી એમ પણ સ્પષ્ટપણે કહેતી. ઘણી વખત ટૉલસ્ટૉય સાથે તેને વાદવિવાદ થતો

અને તે પ્રસંગે તે પોતાનો મત સ્પષ્ટપણે જણાવી દેતી."

ઇ. સ. ૧૮૮૭ ના ઑગસ્ટમાં 'રેપીન' નામનો સુપ્રસિદ્ધ ચિત્રકાર ટૉલ્સ્ટૉયનું ચિત્ર ઉતારવા આવ્યો હતો. પછી પણ તે વારંવાર આવવા લાગ્યો હતો અને થોડાજ સમયમાં ટૉલ્સ્ટૉયનો શિષ્ય પણ બન્યો હતો.

એજ વર્ષમાં ટૉલ્સ્ટૉયે 'એમ્પ્ટી ડ્રમ' નામની એક વાત લખી હતી. આ વાતમાં તેમણે ખેડુતો લશ્કરી નોકરીથી કેટલા નારાજ હોય છે, તેમજ મનુષ્ય પ્રાણી સામાન્યતઃ કેટલું શાંતિપ્રિય હોય છે, અને યુદ્ધાદિ તેને માટે કેટલાંબધાં કષ્ટકારક થઇ પડે છે, તે ઉત્તમ પ્રકારે દર્શાવ્યું છે.

આ સમયે ટૉલ્સ્ટૉયની કીર્તિ સમગ્ર રૂશીયામાં ફેલાએલી હોઇ વિશ્વવિદ્યાલય જેવી અનેક સંસ્થાઓ તરફથી તેમને માનનીય પદવીઓ અપાવા લાગી હતી. ટૉલ્સ્ટૉયને એ માન અને પદવીઓ જરા પણ મહત્ત્વની લાગતી ન હતી. એવી એકે પદવી તેમને ન મળી હોત તોપણ તેથી તેમનું મહત્ત્વ ઓછું ગણાયું નહોત. તેમની કીર્તિ આ પ્રમાણે આખા દેશમાં ફેલાઈ જવા છતાં પણ જુના ધર્મપંથના ઉપદેશકોએ તો તેમની નિંદા કરવાનું ચાલુજ રાખ્યું હતું.

આ વખતનાં કેટલાંક સંસ્મરણો કહેતાં ટૉલ્સ્ટૉયનો ખેડુત મિત્ર 'સેનીગેનોફ' કહે છે કે, "એક પત્રમાં ટૉલ્સ્ટૉયે લખેલી કેટલીક વાતો મારા વાંચવામાં આવતાં મને તે ઘણીજ ગમી. તેના વાચનથી મને પણ લખવાની સ્ફૂર્તિ મળી. એજ કારણથી મને ટૉલ્સ્ટૉયની મુલાકાત થઇ અને પછી હું વારંવાર તેમની પાસે જવા લાગ્યો. પછી થોડાજ સમયમાં હું મારે ગામ આવ્યો ત્યારે મારી મુલાકાતની વાર્તા મારા પહેલાંજ ત્યાં આવી પહોંચેલી જણાઇ. અમારા ગામના ધર્મોપદેશકે મારા પિતાને કહ્યું કે, 'તમારો છોકરો એક ભયંકર જાળમાં સપડાયો છે. ટૉલ્સ્ટૉય મહાન દુષ્ટ માણસ હોઇ યુવાન છોકરાઓને બગાડવાની અનેક યુક્તિઓ યોજે છે. તમારા છોકરા જેવા ભોળા છોકરા તેના પંજામાં સપડાય છે એટલે તેમને આનો બેઆના આપી તેમની પાસે વાતો લખાવી લે છે અને પછી તે દ્વારા ખૂબ પૈસા કમાય છે.' ઉપાધ્યાયની આ વાતથી મારા પિતા અત્યંત ક્રોધે ભરાઈ મારાપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા."

આ વાત માત્ર નમુના દાખલજ જણાવી છે. ધર્મોપદેશકો આવા પ્રકારની અનેક યુક્તિઓ યોજી તેમની મનમાની નિંદા કરતા, પરંતુ બધાએ ધર્માધિકારી તેવા ન હતા. કેટલાક ટૉલ્સ્ટૉયની યોગ્યતા સમજી શકયા હતા; તથાપિ પોતાનો એ વિચાર ખુલ્લો જાહેર કરવાની તેઓમાં હિંમત ન હતી. એક બે જણે એવી હિંમત દર્શાવી હતી; પણ તેનું કડવું ફળ તેમને તરતજ ચાખવું પડયું હતું.

ઇ. સ. ૧૮૮૭ ના અંતમાં 'દા. અલેક્ઝીએફ' નામનો એક ગૃહસ્થ અમેરિકાનો પ્રવાસ કરી મોસ્કોમાં આવ્યો હતો. તે વખતે અમેરિકામાં દારૂની બદીનો અટકાવ કરવાનો ભારે પ્રયાસ ચાલતો હતો. તેણે એ હીલચાલની સર્વ હકીકત ટૉલસ્ટૉયને કહી અને તે ટૉલસ્ટૉયને પસંદ પડવાથી તરતજ તેમણે પોતાને ઘેરથીજ તેનો પ્રારંભ કર્યો. તેમણે એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કરી તેપર પ્રથમ પોતાની સહી કરી. એ પછી ઘરનાં બીજાં કેટલાંક માણસોએ પણ સહીઓ કરી. પછી થોડાજ સમયમાં યાસનાયાના ખેડુતોની સભા ભરી તેમણે દારૂ અને તંબાકુ નહિ પીવાનો ઉપદેશ કરી તેમને પણ પ્રતિજ્ઞાઓ લેવરાવી.

ટૉલસ્ટૉયમાં વિચારશક્તિના પ્રમાણમાં ક્રિયાશક્તિ ઓછી હતી; તથાપિ તેમના વિચારપૂર્ણ લેખ અને તેમના સાધુવર્તનની અસર ધીમે ધીમે પણ દૃઢતાથી સામાન્ય જનતાપર થયે જતી હતી. દારૂનું દુષ્ટ વ્યસન રૂશીયામાંથી નષ્ટ કરવા સારૂ જે પ્રયત્ન થયો હતો, તેમાં ટૉલસ્ટૉયનીએ અસર પણ ઠીક સહાયક થઇ હતી. તેમણે આ વિષય પરત્વે જે ચાર પાંચ લેખ લખ્યા છે, તેમાંનો 'સુસંસ્કૃતોનો તહેવાર' નામનો લેખ અતિ પ્રસિદ્ધ છે. આ લેખમાં તેમણે હાલના યુવાનો વાર તહેવારના દિવસે મદ્યપાનથી કેવા છાકટા બને છે અને કેવાં કેવાં અધમ કૃત્યો કરી બેસે છે, તે દર્શાવ્યું છે. માનસિક ચિત્ર દોરવામાં ટૉલ્સ્ટૉય અત્યંત કુશળ હોવાથી સાહિત્યકળાની દૃષ્ટિથી પણ એ લેખ અત્યુત્તમ બન્યો છે. તેની પ્રસિદ્ધિ સાથેજ ખળભળાટ થઇ રહ્યો. વિદ્યાર્થીવર્ગમાં એ વિષયનો ઉહાપોહ શરૂ થયો. કેટલાકોએ એવો પણ પોકાર કર્યો કે ટૉલસ્ટૉયે સુશિક્ષિતોની બદનક્ષી કરવાનો યત્ન કર્યો છે. આ ચળવળથી સરકાર પણ ગુસ્સે ભરાય એવું જણાવા લાગ્યું; પણ એથી ટૉલસ્ટૉયનું ચિત્ત ડગે તેમ ન હતું. તેમણે કંઇ કેવળ સુશિક્ષિતોનો ઉપહાસ કરવા માટે એ લેખ લખેલો ન હતો. ખેડુતોને ઉપદેશવામાં પણ પ્રસંગાનુસાર તે એવીજ સખત ભાષા વાપરતા. દારૂથી મત્ત બનેલા ખેડુત અને સુશિક્ષિતની મનોવૃત્તિની તુલના કરતાં એકવાર તેમણે પોતાના એક સ્નેહીને કહ્યું હતું કે, "એકાદ ખેડુત દારૂ પી લટ્ટુ બને છે ત્યારે તેના અંગમાં જે સ્વાભાવિક ઉદારતા રહેલી હોય છે તે સંપૂર્ણ રીતે બહાર પડે છે. તે તમોને બાઝી પડવા દોડશે પણ તે કેવળ પ્રેમના આવેશમાંજ. એવા પ્રસંગે તે તમારા માટે પ્રાણ આપવા પણ તૈયાર થશે. હવે મસ્ત થએલા સુશિક્ષિત તરફ જુઓ! તે સમયે તેમનું તમામ સ્વાર્થીપણું બહાર આવેલું તમને જણાશે. બીજાપર તે કેવી સત્તા અને અનીતિ ચલાવે છે, તેનું પૂર્ણ ચિત્ર તમે તે વખતે જોઇ શકશો. પોતાની મોજને ખાતર બીજાનો જીવ લેવાને પણ તે ચુકશે નહિ. આથી મદોન્મત્ત ખેડુતને જોઇને પ્રેક્ષકના મનમાં સહાનુકંપા ઉત્પન્ન

થાય છે તથા તેની દીનસ્થિતિ માટે અંતઃકરણ કરૂણ બને છે; ત્યારે તેજ સ્થિતિના સુશિક્ષિત માટે હૃદયમાં માત્ર તિરસ્કારજ ઉત્પન્ન થઇને એ દોઢડાહ્યાઓને દૂરજ ધકેલી મૂકવાની વૃત્તિ થઇ આવે છે.”

'માણુસ કેફી પદાર્થનું સેવન કેમ કરે છે?' એ નામનો એક ઉત્તમ નિબંધ તેમણે લખેલો છે. બેભાન બનાવનારા અને માત્ર ઉત્તેજક, એ બંને પ્રકારના પદાર્થોનું પરિણામ માર્મિકતાથી એ નિબંધમાં વ્યક્ત કરેલું છે. તંબાકુ જેવા ક્ષુલ્લક પદાર્થની અસર પોતાના લેખપર પણ કેટલી થઇ છે તે વાત પણ તેમણે એમાં સારી રીતે સ્પષ્ટ કરી છે.

ટૉલ્સ્ટૉયે લોકોને એવા પ્રકારના વ્યસનથી દૂર કરવા સારૂ અંત પર્યંત, નાની નાની વાતો તથા નિબંધ લખવાનો અને વ્યાખ્યાનો તથા સંભાષણો કરવાનો ક્રમ ચાલુ રાખ્યો હતો.

ઇ. સ. ૧૮૮૮ માં એક અંગ્રેજ ગૃહસ્થ ટૉલ્સ્ટૉયને મળવા આવ્યો હતો. ધન સંપાદન કરવાનું કામ સારૂં છે કે ખોટું, એ વિષયની ચર્ચા નીકળતાં અંગ્રેજે કહ્યું કે, “તમે પ્રતિપાદન કરો છો કે, મીલો અને કારખાનાં જેવી સંસ્થાઓ વિઘાતક છે; પણ જો કારખાનાં બંધ થાય તો અત્યંત જરૂરની વસ્તુઓ પણ મળતી અટકે તેનું શું? ચાકુ, છરી જેવી વસ્તુઓની આવશ્યકતા છે કે નહિ?” ટૉલ્સ્ટૉયે કહ્યું કે, “એની જરૂરીયાત ભાખરી જેટલી નથી. એવી વસ્તુઓ વિના માણસ આખી જીંદગી સુધી ચલાવી શકશે; પણ ભાખરી વગર નહિ ચલાવાય. માટે પ્રથમ તો સર્વને પેટ પુરતું અન્ન મળે તેનીજ વ્યવસ્થા કરવી જોઇએ; અને જો તે કરવી હોય તો પ્રત્યેકે મફતનો માલ ખાવાનું છોડી દઇ ભાખરી વિશેષ પ્રમાણમાં ઉપજાવવાની તથા બીજાઓ પાસે બને તેટલો શ્રમ ઓછો લેવાની આવશ્યકતા નથી કે?”

ટૉલ્સ્ટૉયની આ વિચારસરણી તે અંગ્રેજને સર્વાંગ સ્વીકાર્ય જણાઇ નહિ; તથાપિ તેને એટલી તો ખાત્રી થઇ કે તે જે કંઇ બોલે છે તે તેમનો અંતરનો નાદ છે અને સામાન્ય જનોની સ્થિતિ સુધારવા માટે તે તડફડે છે. આ મુલાકાત પછી તેણે ટૉલ્સ્ટૉયની અનેક વખત મુલાકાત લીધી હતી. ટૉલ્સ્ટૉય પોતે મનમાં હોય તેવુંજ મોઢે કહેતા હોવાથી તેમને મળનાર વિદ્વાન અથવા અવિદ્વાન, શ્રીમંત અથવા દરિદ્રી, કોઇપણ માણસ સંતુષ્ટ થતો હતો. સામાન્ય ખેડુત એટલે ક્ષુદ્ર મનુષ્ય, એ ભાવનાનો તેમને સ્પર્શ પણ ન હતો. સર્વ મનુષ્ય સરખાજ હોવાની તેમની માન્યતા તેમના વર્તનમાં એટલી સ્પષ્ટ જણાતી કે, તેમને મળવા જનાર કોઇપણ પદવીનો માણસ નાખુશ થઇ પાછો ફરતો નહિ. તેમની વાચા અને વર્તનની પદ્ધતિ એટલી મોહક હતી કે તે કોઇના મત વિરૂદ્ધ કંઇ પ્રતિપાદન

કરતા તોપણ પ્રતિપક્ષીને તેમના ભાષણથી ખેદ થતો નહિ. તે કહેતા કે, **એક યંત્રને જેટલી ચક્રની આવશ્યકતા છે તેટલીજ આવશ્યકતા વ્યવહારમાં સભ્ય રીતભાતની અને મધુરભાષાની છે.** અમુક વિષય પરત્વે બોલવુંજ નાહ કે ચર્ચા ન કરવી, એમ તેમણે કદિ માન્યું નથી. ગમે તે વિષય પર તેમની સાથે વાત કરવામાં આવતી ત્યારે અતિ માર્મિકતાથી તે તેના પર ચર્ચા ચલાવતા.

આ સમયની રૂશીયાની રાજકીય સ્થિતિ અત્યંત ખરાબ હતી. એક તરફ સરકાર લોકોને દમવાની નવી નવી યુકતીઓ કાઢે જતી; ત્યારે બીજી બાજુએ ક્રાંતકારક વિચારોનો પ્રચાર જોસબંધ થયે જતો. આવી સ્થિતિમાં સારા માણસો પણ સ્પષ્ટપણે વાત કરતા ખંચાતા કે સામો માણસ રખેને સરકાર પક્ષનો તો નાહ હોય ? દેખાવમાં સદ્દગૃહસ્થ પરંતુ અંદરથી સરકારના કાન ફૂંકનારાઓનું જોર એ સમયે વધારે હતું; પરંતુ ટૉલસ્ટૉયનું ઘર કોઇપણ માણસને પોતાના વિચાર સ્પષ્ટપણે પ્રકટ કરવાનું સ્થળ થઇ પડ્યું હતું. આ વાત ઓછા મહત્ત્વની નથી. સર્વની પાકી ખાત્રી હતી કે ટૉલ્સ્ટૉય ઉદારચરિત પુરૂષ છે. સ્વાર્થ અને તેનાથી ઉત્પન્ન થતા દુર્ગુણની ગંધ પણ તેમનામાં નથી. વિશેષ મહત્ત્વની વાત વળી એ હતી કે તે મોટા આશાવાદી હતા. વર્તમાન પરિસ્થિતિ અન્યાયી હોવાથી તે ઘણા દિવસ નભવાની નથી અને રૂશીયાનો સુખી કાળ સત્વરે આવી પહોંચશેજ; એ ભાવના તેમનામાં એટલી ઉજ્વલ જણાતી કે તેની અસર સર્વ શ્રોતાઓપર ઘણીજ સારી થતી.

૧૮૮૭ ના ડીસેંબરમાં ગેને લખેલા પત્રમાં તે કહે છે કે, “ એક અઠવાડીયાથી હું મોસ્કોમાં છું. લખવાનું બંધ કર્યાથી ખરેખર મને બહુ સારૂં લાગે છે. આ વાત સાંભળીને કદાચ તમને આશ્ચર્ય લાગશે; **પરંતુ વિચારોને આચારમાં લાવવાનો પ્રયત્ન પંડે ન કરતાં માત્ર બીજાઓ પાસેજ તે પળાવવા સારૂ કાંઇને કાંઇ લખ્યાજ કરવું એ પણ એક પ્રકારનો રોગજ છે.** એ રોગ ધીમે ધીમે લાગુ પડે છે અને પછી કંઇપણ ધોળાપર કાળું કર્યા સિવાય માણસને ચેનજ પડતું નથી. લોકોની દુઃખદ સ્થિતિને પોતાના કલ્પનામય સામ્રાજ્યદ્વારા નષ્ટ કરવાની ઘેલછામાંથીજ આ વ્યસન લાગુ પડે છે અને મિથ્યાભિમાન અને આત્મશ્લાઘાથી તેને પ્રોત્સાહન મળે છે. પૂર્વે મારૂં પણ એમજ થતું. કંઈ પણ **ધોળાપર કાળું કરતો એટલે મારો અહંકાર મને કહેતો કે તેમાં મેં મોટું જ્ઞાન ભર્યું છે.** એ અહંકારને તૃપ્ત કરવા માટે હું ગમે તેમ લખવા બેસતો. હવે એ પોકળ ગર્વ નષ્ટ થવાથી તેને ટેકો આપનાર કોઇ વસ્તુ મારા હૃદયમાં રહી નથી. મેં લખવાનું છોડી દીધા પછીજ મારી તેમજ લોકોની એ દિશાભૂલ થતી અટકી છે; બીડીનું વ્યસન છુટયા પછી જે પવિત્ર આનંદ થતો તેવો આનંદ

એ વ્યસન છૂટવાથી પણ હું અનુભવું છું. ”

“ તમે હમણાં કામમાં મશગૂલ બનેલા જણાવ છો. પ્રભુ તમને એમાં સહાય કરો. આપણે અમુક એક ખાસ મર્યાદાએ પહોંચવા માટેજ કામ પાછળ મંડયા રહીએ છીએ અને અનેક કારણથી તે મર્યાદાએ પહોંચી શકતા નથી; પરંતુ એકાદ કામમાં તે હદે પહોંચીએ છીએ ત્યારે જે આનંદ અનુભવાય છે તે શબ્દથી વર્ણવી શકાતો નથી. એવા આનંદનો પ્રસંગ ક્વચિતજ આવે છે. આજે હું પોતે એ સ્થિતિમાં છું. ”

આ વખતે ટૉલસ્ટૉયના મતનો પ્રચાર અન્ય દેશોમાં પણ થવા લાગ્યો હતો. ૧૮૮૮ માં તેમણે એક પત્ર રૂપે શારીરિક અને માનસિક ક્રમ વિષે એક ફ્રેંચ ગૃહસ્થ તરફ નિબંધ લખી મોકલ્યો હતો. પછી એ પત્ર પ્રસિદ્ધ થયો અને ફ્રાન્સમાં તે વિષે પુષ્કળ ચર્ચા થઈ. તે મોસ્કોમાં હતા ત્યારે કેટલાક યુવાન વિદ્યાર્થી દર ગુરૂવારે સાંજે તેમની પાસે આવતા. એવું મંડળ એકત્ર થતાં અનેક વિષયપર ચર્ચા ચાલતી. આવા પ્રકારની બેઠકનું વર્ણન એક વિદ્યાર્થીએ નીચે પ્રમાણે કર્યું છે.

“ ટૉલસ્ટૉય અમારા વાંધાઓનો ઉત્તર આપતા ત્યારે જાણે કે તેમનાં ચક્ષુમાંથી તેજ ઝરી રહ્યું હોય તેવો ભાસ થતો. આવા પ્રસંગનું ચિત્ર દોરવા ત્યાં કોઇ યોગ્ય ચિત્રકાર નહતો તેથી ખરેખર મને ઘણી દીલગીરી થાય છે. ”

“ એમના ભાષણમાં નીતિ અને તત્ત્વનો મનોહર સંગમ પ્રતીત થતો. ધર્માંધતા અને ભોળપણને નષ્ટ કરી શુદ્ધ તત્ત્વપ્રધાન ધર્મ સામાન્ય જનસમાજને આપવા માટે તેમના સર્વ પ્રયત્ન હતા. રાજકીય વિષયપર તે બોલતા તો તેમાં પણ નીતિ, ધર્મ અને તત્ત્વનો પાયો જણાતો. રાજકીય વિષયને તેઓ ધર્મ જેટલું મહત્ત્વ આપતા નહિ. આ વિષયમાં અમારા અને તેમના વચ્ચે મતભેદ હતો. અમારા વિચાર એવા કે ધાર્મિક સુધારો ન થાય તો ભલે પણ રાજકીય સુધારો તો પ્રથમજ જોઇએ. આથી તે રાજકીય દૃષ્ટિએ બોલતા ત્યારે તેમના ક્રાંતિકારક વિચારો અમને જેટલા ગમતા તેટલા તેમના ધાર્મિક વિચારો ગમતા નહિ. અમારી દૃષ્ટિએ ધાર્મિક વિષયને કંઇજ મહત્ત્વ નહતું. અમારા વચ્ચે કદિ કદિ ખળભળાટ થઇ જતો તેનું કારણ એજ હતું. ટૉલસ્ટૉયના શિષ્ય કહેવડાવનારાઓ હજી પણ જુની પદ્ધતિ પ્રમાણે સર્વસંગ પરિત્યાગ કરી લોકસેવામાં કેમ પડતા નથી તે માટે અમને ભારે આશ્ચર્ય થતું. એક દિવસે આ પ્રશ્ન ચર્ચામાં નીકળ્યો ત્યારે ટૉલસ્ટૉયે કહ્યું કે કોઇ એક માણસ પોતાના ઇષ્ટમિત્રોનો સંબંધ ત્યજી લોકસેવા ન કરે તેટલાથીજ તે તદ્દન ખરાબ ઠરી શકતો નથી. આજુબાજુનાં સર્વ માણસો અંધપરંપરાના રીતિરીવાજમાં ઉછરેલા હોય છે. તેમનો પાશ એકદમ તોડી નાખી તેમને દુઃખી કરવાં એ પણ ઇષ્ટ છે કે ? એ કરતાં ચાલુ

તંત્ર પ્રમાણે ચાલી ધીમે ધીમે પોતાના મતનો પ્રચાર કરવો એ અધિક ઉત્તમ જણાય છે.”

“આ સંબંધમાં અમારામાંના એક યુવકે કહ્યું કે ‘માણસનો ખરો દુશ્મન તેના ઘરમાં અને તેના સંબંધીઓમાંજ હોય છે’ એ ખ્રિસ્ત વચન ભૂલી ગયા ? મારા કુટુંબકબીલાના સંતોષ ખાતર કોઈ ઉપર ધાડ પાડવાનો પ્રસંગ આવે તો મારે શું તેમ કરવું ?”

“ટૉલ્સ્ટૉયે તેને સમજાવવાનો અનેક પ્રકારે પ્રયત્ન કર્યો પણ સફળતા મળી નહિ.”

“આ રીતે ટૉલ્સ્ટૉયના પંથમાંથી બે પેટાપંથ થયા હતા. એક અમો યુવકોનો પંથ રાજપ્રકરણી હોઇ જનસમાજના કલ્યાણ ખાતર સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર હતો. તેમના ધર્મમત વિષે અમો યુવકોએ વિશેષ વિચાર કર્યો ન હતો. બીજો પંથ કેવળ ધર્મસુધારણાનો હતો. તેમનો હેતુ એ હતો કે, સુધરેલા ખ્રિસ્તધર્મના પ્રચારાર્થે ટૉલ્સ્ટૉયના ધર્મવિચારનો પ્રસાર કરવો. ટૉલ્સ્ટૉય કહેતા કે, એજ લોકો પોતાના વિચારો સારી રીતે સમજી શકયા છે. વળી એ લોકો પણ ટૉલ્સ્ટૉય પ્રત્યે એટલી પૂજ્ય બુદ્ધિ ધરાવતા કે તેમને લગભગ અવતારી પુરૂષજ સમજતા.”

“પ્રથમ કહેલો યુવકપક્ષ ટૉલ્સ્ટૉયના વિચારોનો પ્રચાર કરવા વિલક્ષણ શ્રમ લઇ રહ્યો હતો. તેમના માર્ગમાં વિકટ વિઘ્નો હતાં; તથાપિ તેની દરકાર ન કરતાં લોકજાગૃતિનું કાર્ય કરવા માટે તેઓ ઘરબાર, માતાપિતા તથા ઇષ્ટ-મિત્રની પણ પરવા કર્યાવગર તેઓ ખેડુતોમાં ભળી જવા મથતા હતા; ત્યારે બીજો પક્ષ પોતાને ટૉલ્સ્ટૉયની અધિક નિકટનો કહેવડાવવા છતાં પણ તેમના બાહ્ય-વર્તનમાં વિશેષ ફરક થએલો નહતો. તેમાંના જેઓ લશ્કરી નોકરી કરતા હતા તેમણેજ માત્ર તે નોકરીનો ત્યાગ કર્યો હતો.”

“આ ધાર્મિકપક્ષના લોકોનો મત છેક છેવટસુધી વિશેષ ફેરવાયો નહિ; પણ યુવકોના પક્ષમાં તો ફાટફૂટ પડી અને તેઓમાંના અનેક માણસો અનેકમાર્ગે ગયા. તેમાંના કેટલાકોએ નવીન વસાયતો સ્થાપન કરવાનો વિચાર કરી ટૉલ્સ્ટૉ-યની સલાહ માગી. ટૉલ્સ્ટૉયે એ વિચારને અનુમોદન આપ્યું; તથાપિ તે વખતે તેમણે એમ પણ જણાવી દીધું કે, કૃત્રિમ પાયાપર ઉભાં કરેલાં કાર્ય વિશેષ નભી શકતાં નથી.”

આજ વખતે પ્રૉફેસર ‘યાંઝૂલ’ નામનો એક ગૃહસ્થ ટૉલ્સ્ટૉયને મળવા ગયો હતો. તે ટૉલ્સ્ટૉયનો અનુયાયી નહિ છતાં પણ તેમનાં ઘણાં તત્ત્વો તેને માન્ય હોઇ તેમને અત્યંત ચાહતો હતો. તે સાંજના સમયે ટૉલ્સ્ટૉયને ત્યાં ગયો ત્યારે

ટૉલ્સ્ટૉય દિવાનખાનાની સાથે એક નાની ઓરડીમાં જોડા સીવી રહ્યા હતા. પ્રૉફેસરને જોતાંજ ખાનગી ઓરડી તરફ આંગળી કરીને તેમણે કહ્યું:

" થોડીવાર ત્યાં બેસો. ઘણાં અમેરિકન પત્રો હમણાં ટપાલમાં આવ્યાં છે તે વાંચો એટલામાં હું કામ પુરૂં કરીને આવું છું. "

'યાંઝૂલ' ત્યાં ગયો ત્યારે અનેક ભાષાનાં બોલ્યાવગરનાં વર્તમાન પત્રોનો એક મોટો ઢગલો ત્યાં પડયો હતો. યાંઝૂલે તેમાંનું એક મોટું અમેરિકન પત્ર લઈ પાનું ફેરવતાંજ તેમાં સ્થળે સ્થળે ટૉલસ્ટૉયનું નામ જણાવા લાગ્યું. તેમાં ટૉલસ્ટૉયના ધર્મવિચારની ચર્ચા કરેલી જણાઇ. આ લેખમાં તથા અગ્રલેખમાં પણ પત્રકારે ટૉલસ્ટૉયની પુષ્કળ સ્તુતિ કરી હતી. આ મુલાકાતનું વર્ણન યાંઝૂલે નીચે પ્રમાણે કર્યું છે:—

" અમેરિકન પત્રનો આ લેખ હું વાંચતો હતો અને કેવળ મહાત્મા માની જે પત્રે તેમની સ્તુતિ કરી હતી તે મહાત્માની મૂર્તિ મારી નજર સામેજ જણાતી હતી. એક ખડબચડી પાટલીપર બેસી બાંહ્યો ચઢાવી એ મહાત્મા જોડા સીવતા હતા. શરીરપર એક ફાટલું પહેરણ પહેરેલું હતું. એક બાજુએ અમેરિકન પત્રનું ભપકાભરેલું વર્ણન અને બીજી બાજુએ તદ્દન સાદી મૂર્તિ ! એ બેનો વસ્તુવિરોધ આ વખતે મારા ચિત્તમાં ઉપસ્થિત થયો. મારૂં હસવું રોકાયું નહિ. એકાદ પાગલ જેમ ખડખડાટ હસે તેમજ હું હસી પડયો હતો. મારૂં હાસ્ય સાંભળી ટૉલ્સ્ટૉય ગભરાઇ ઉઠી પૂછવા લાગ્યા કે શું થયું ? મેં તે પત્રનાં કેટલાંક વાકયો વાંચી સંભળાવ્યાં ત્યારે હસીને તેમણે કહ્યું, કોઈ પણ બાબતનો અતિરેક કરવાની અમેરિકનોને પ્રથમથીજ ટેવ છે. આટલું કહી તે પાછા ગયા અને હાથપગ ધોઇને આવ્યા. ત્યાર પછી અનેક વિષય પરત્વે વાતો થઇ; પરંતુ એ સર્વ સમય દરમિયાન તેમણે તે અમેરિકન પત્ર તરફ નજર સરખી કરી નહતી. "

" આ વખતે અનેક વિષય સંબંધી જે વાતો થઇ તેમાં એકજ મુદ્દો વિશેષ કરીને મારા ધ્યાનમાં આવ્યો. તેમણે કહ્યું: 'તમારા કોઇ પણ મતનું મૂળ બીજ અને તેના પૂરથી ઉપજતાં તર્કશુદ્ધ અનુમાનો બરાબર અને પાયાશુદ્ધ હોય, તો તમારો મત વ્યવહારૂ નહિ હોવાના આક્ષેપથી ડરશો નહિ. કેવળ મનની નિર્બળતાથી એવા આક્ષેપથી પાછા હઠશો તો તમારા હાથે કાંઇપણ સંગીન કાર્ય થઇ શકશે નહિ. "

વાચકોને યાદજ હશે કે 'ગે' ખ્રિસ્તનું સચિત્ર ચરિત્ર તૈયાર કરતો હતો. એવુંજ એક ચિત્ર 'પોલીએનૉફ' નામના ચિત્રકારે પણ તૈયાર કર્યું હતું. એ ચિત્રકાર 'ગે' કરતાં પણ વિશેષ નામીચો હતો અને એ ચિત્ર તૈયાર કરવા સારૂ ખ્રિસ્તની જન્મભૂમિમાં જઈ તેણે પોતાના વિષયનો વિશેષ અભ્યાસ કર્યો હતો.

ઇ. સ. ૧૮૮૮ માં તેનું ચિત્ર પ્રસિદ્ધ થતાં તેની ઉત્તમતા બદલ આખા દેશમાં તેની ખ્યાતી થઈ. 'પોલીએનૉફ' અને ટૉલસ્ટૉયને વિશેષ પરિચય નહતો. ટૉલસ્ટૉય એક વખત એ ચિત્ર જોવા માટે તેને ઘેર ગયા. ઘણીવાર સુધી ચિત્રને નીરખી નીરખીને જોયું અને પછી ચહેરાતરફ આંગળી બતાવી તેમણે કહ્યું કે, "આ વ્યક્તિપર તમારા હૃદયનો પ્રેમ દેખાતો નથી." આ સાંભળી ચિત્રકારે પૂછ્યું, "કઈ વ્યક્તિપર ?"

"આ મધ્યભાગમાં કાઢેલી."

"એ તો ખૂદ ખ્રિસ્તનો ચહેરો છે."

"બરાબર. હું તેજ કહું છું. એનાપર તમારો પ્રેમ નથી એટલી વાત ખરી છે." આટલું કહીને તે તરત ત્યાંથી ચાલ્યા ગયા.





# प्रकरण २१ मुं--अप्रातिकार.



ઈ. સ. ૧૮૮૯ ના આરંભમાં ટૉલસ્ટૉય પુનઃ સાહિત્યશાસ્ત્રમાં પ્રવેશ કરે તેવાં ચિન્હ જણાવા લાગ્યાં. હમણાં કેટલાક વર્ષથી નાની નાની વાતો લખવા સિવાય અન્ય કોઇ પણ મહત્ત્વની બાબતનો તેમણે સાહિત્યમાં વધારો કર્યો નહતો. આ વખતે 'ગે' એક મહત્ત્વનું ચિત્ર તૈયાર કરવામાં રોકાયો હતો. તેને લખેલા પત્રમાં ટૉલસ્ટૉય કહે છે કેઃ—

"હમણાં હમણાં મને લાગવા માંડયું છે કે, મારે પણ કાંઇ કરવું; પરંતુ પ્રભુની ઇચ્છા તેવી જણાતી નથી. હવે હું કંઇ નથી લખતો તોપણ મારો સમય પૂર્ણ આનંદમાં જાય છે. **વિચાર અને વર્તનમાં શુદ્ધ રહી અન્યની સેવા કરવામાં જે આનંદ છે તે સ્વચ્છ પ્રકારનો છે.** એ આનંદને અટકાવવાને કોઇ પણ સમર્થ નથી. ઘણી વખત મને લાગે છે કે એવા પ્રકારના આનંદનો ઉપભોગ લઇ સ્વસ્થપણે જીવન નિર્ગમન કરવું; પણ એટલું લક્ષમાં રાખવું જોઇએ કે, એ આનંદમાં ઇંદ્રિયજન્ય સુખનો સમાવેશ થતો નથી. અનેક પ્રકારનાં ખાન-પાન દારૂ, તંબાકુ વગેરે વસ્તુથી થનારો આનંદ તેએ શુદ્ધ પ્રકારનો આનંદ નથી. તેજ પ્રમાણે લોકકીર્તિ માટે થતા શુભ કર્મથી થતો આનંદ પણ શુદ્ધ નથી. પોતે કરેલા કાર્યને માટે સ્તુતિ તો નજ ઇચ્છે; પરંતુ તે વિષે નિંદા કરવામાં આવે કિંવા પોતાને બેઆબરૂ કરવામાં આવે તોપણ જેના ચિત્તને આઘાત થતો નથી, તેજ માણસ એ શુદ્ધ આનંદનો ઉપભોગ લઇ શકે છે. મારી ઇચ્છા એવા પ્રકારની માનસિક અવસ્થા પ્રાપ્ત કરવાની છે અને મને લાગે છે કે તમારી પણ એવીજ ઇચ્છા હોવી જોઇએ."

"હવે હું જે કામ કરવાનો છું તેની કંઇક રૂપરેખા આપું છું. પશુપક્ષી તરફ જોતાં તેમનામાં કેવળ પ્રજાજનન માટેજ નર માદાનો સંયોગ થાય છે; પણ પોતાને ડહાપણનો ભંડાર મનાવનાર માણસ જાતને તો દોઢડાહીજ કહેવી જોઇએ. કેટલાક

તો હવે એવું પણ પ્રતિપાદન કરવા લાગ્યા છે કે સ્ત્રીસંભોગ અરે, તેનો અતિરેક પણ શરીરસ્વાસ્થ્ય માટે આવશ્યક છે. પણ એ વિચારનું પરિણામ સ્ત્રીવર્ગ માટે કેટલું ભયંકર આવે છે તે કોઇના પણ લક્ષમાં આવતું નથી. પુરૂષો આ રીતે કેવળ સ્વેચ્છાચારી બની સ્ત્રીઓની કોમળ ભાવનાઓનો નાશ કરે છે. એનાં કડુ ફળ ચાખવાનો વખત આવે છે ત્યારે પછી પુરૂષો ચીડાય છે અને સ્ત્રીઓને ગાળો દેવા લાગે છે. માણસે આ બાબતમાં પશુના જેટલી તો યોગ્યતા પ્રાપ્ત કરવીજ જોઇએ. એ સાધવા માટે પ્રથમ તો બુદ્ધિને શુદ્ધ કરવી જોઇએ. બુદ્ધિ શુદ્ધ ન થાય ત્યાં સુધી તે જે કાંઇ કરે છે તેનો હેતુ પશુવૃત્તિનેજ પોષવા તરફ હોય છે. હમણાં મારૂં ચિત્ત એજ વિષયે રોકેલું છે અને તેથીજ આ પત્રમાં એનો ઉલ્લેખ કર્યો છે. તમારા ચિત્તમાં જે વિચાર પરિપકવ થયા હોય તેને ચિત્રના રૂપમાં સ્થાયી કરવા એ તમારૂં કર્તવ્ય છે. એમ કરવાનું મુખ્ય કારણ એજ છે કે, એવા વિચાર પ્રથમ તો કોઇને સૂઝતાજ નથી; સૂઝે છે તો તે પરિપકવતા પામતા નથી અને કદાચિત્ પકવ થાય છે તો તેને મૂર્તરૂપ આપવાની તમારા જેવી શકિત તેમનામાં હોતી નથી."

"હું તમારી સ્તુતિ કરવાના ઉદ્દેશથી લખતો નથી. જે કાર્ય જનસમાજને માટે અત્યંત મહત્ત્વનું અને આવશ્યક છે તે તમો કરો, એ ઉદ્દેશથીજ લખું છું. વળી બીજો વિચાર એ પણ ખરો કે, જનતાની જરૂરીયાત પૂરી પાડવા માટે આપણે એક કાર્ય કરીએ છીએ, એવી લાગણીને લીધે ઉત્પન્ન થનારો આનંદ એવો હોય છે કે જગતમાં તેની જોડીજ મળતી નથી."

એ પછી થોડાજ વખતમાં તેમણે 'કળા એટલે શું ?' એ નામનો લેખ લખ્યો. પૂર્વે સાહિત્યકળા વિષે તેમના ચિત્તમાં જે અનાદર હતો તેનું કારણ એજ હતું કે, જે પ્રકારના સાહિત્યનો વધારો થવો જોઇએ તે પ્રકારનો થતો નહિ. તેમની માન્યતા એવી હતી કે હાલનું સાહિત્ય જનસમાજને કુમાર્ગે પ્રવૃત્ત કરે છે. તે એ તો જાણતાજ હતા કે **લોકોને દોરવવાના જે અનેક માર્ગ છે તેમાં સાહિત્યનો માર્ગ સહેલો અને ચિત્તાકર્ષક છે. લોકોને ઇષ્ટ દિશાએ વાળવાનું કાર્ય સાહિત્ય જેટલી સહેલાઇથી કરી શકે છે, તેટલું અન્ય કોઈ કરી શકતું નથી.**

તા. ૨૪ એપ્રીલના દિવસે 'ગે'ને લખેલા પત્રમાં તે લખે છે કે, "આજે ત્રણ અઠવાડીઆંથી 'ઑરૂસૉફ'ને ઘેર છું અને એ વખતમાં લખવાનું કાર્ય કર્યું છે; પણ હવે જાણે મારી બુદ્ધિનો ઝરો શુષ્ક થઇ ગયો હોય તેમ લાગે છે. કળા એટલે શું, તેનું સ્પષ્ટીકરણ કરવા એક નિબંધ લખવાનો આરંભ કર્યો છે; પણ તે હજી પૂરો થતો નથી. મારૂં મન મને કહે છે કે એવો નિબંધ લખવો

એ મારૂં કર્તવ્ય છે. કારણ કે મારી એવી સમજ થઇ છે કે, જે વાત મને સ્પષ્ટ જણાય છે તે બીજાને જણાતી નથી. મને લાગે છે કે, મૃત્યુ આવતાં પહેલાં મને દેખાતી વાતો લોકો પણ જોઇ શકે તેમ કરવું એ મારૂં કર્તવ્ય છે. તમારૂં પણ એજ કર્તવ્ય છે. લોકોના ઋણુથી આપણે મુક્ત થવું જોઇએ. આથી આપણે બેવડું કામ કરવાનું છે. આપણો જીવનભાર બીજા કોઇપર લાદવો નહિ અને બીજાઓ પ્રત્યેનાં આપણાં કર્તવ્ય પાર પાડી પૂર્વના ઋણુમાંથી મુક્ત થવું. એ માર્ગ પરસ્પર વિરોધી નથી; એટલુંજ નહિ પણ તે પરસ્પર પોષક છે અને આપણું જીવન પણ એજ ક્રમથી શુદ્ધ અને પવિત્ર થાય છે. ”

આવી રીતે અનેક વખત ટૉલ્સ્ટૉયે પોતાના ઉદરનિર્વાહ માટે અન્યનો શ્રમ નહિ લેવાનું તત્ત્વ પ્રદર્શિત કર્યું હતું; પરંતુ બુદ્ધિનો શ્રમ જેને લેવાનો હોય છે તેનાથી શારીરિક શ્રમ જોઇએ તેટલો નહિ થઇ શકવાનો અનુભવ પણ તેમને મળ્યો હતો એમ જણાય છે. યાસનાયામાં તે બૌદ્ધિક અને શારીરિક શ્રમની સંકલના બાંધવાને હૃદયપૂર્વક મથી રહ્યા હતા; છતાં પુષ્કળ વખત સતત લેખનનું કામ કર્યા પછી શારીરિક શ્રમ લેવા જેટલો ઉત્સાહ કે શકિત શરીરમાં રહેતાં નથી એમ તે જાણી શકતા.

ખેડુતવર્ગમાં ભળીને કામ કરવાની હોંસ હોવાના કારણે ખેતીનું કામ તેમને એક ગમ્મતનું સાધન થઇ પડયું હતું અને ખેડુતોને પણ તેમની સોબતથી ઘણો લાભ મળતો હતો. રૂશીયન ખેડુતોની ખેતીની પદ્ધતિ ઘણા અંશે હઠીલાઇ ભરી હોવાથી ઘણી વખત તેમનો શ્રમ અને પૈસો વ્યર્થ પણ જતો. એવે સમયે ટૉલ્સ્ટૉય તેમને નવીન ઓજાર અને સાધનોથી સહાય કરતા હતા. આ રીતે પરસ્પરનો સંબંધ પરસ્પરને સંતોષકારક નીવડતો હતો. તા. ૨૩ જુને ‘ગે’ને લખેલા પત્રમાં તે કહે છે કેઃ—

“ મારો એક સ્નેહી પોતાના ઘરનાં રોદણાં રડીને મને પુષ્કળ ત્રાસ આપે છે. કેવળ બાહ્ય ઉપાધિમાં સુખ અથવા દુઃખ ભરેલું છે એમ કહેવું ખોટું છે. એક મૂર્ખાને સુલક્ષણી સ્ત્રી મળે અને બીજા એક સારા માણસને ડાકીણી સાથે પ્રસંગ પડે તો બન્ને સરખાજ દુઃખી ગણાય. હાલના વખતમાં ઘણાખરા લગ્ન કરનારા માણસો પોતાના કમનસીબ માટે રડતા જણાય છે. તેમની માન્યતા એવી થએલી હોય છે કે પોતાના જેટલું જગતમાં અન્ય કોઇને દુઃખ નથી; પણ તેઓ સમજતા નથી કે, સુખદુઃખનો આ સાર બાહ્ય પરિસ્થિતિપર નથી. દુઃખ દુઃખ પોકારીને તેઓ પોતેજ દુઃખને બાથ ભીડે એટલે પછી સુખી શી રીતે થાય ? મારા વિષે પૂછતા હો તો તો કહીશ કે હું સુખમાં છું. કદિ ઘાસ કાપવું, કદિ ખેડવું, કદિ લખવું અને કદિ લખેલું છેકવું, એવા ક્રમમાં મારો કાળ

આનંદમાં જાય છે. લખું છું એમ કહેવા કરતાં લખવાની તૈયારી કરૂં છું એમ કહેવું વધારે યોગ્ય છે. હાલમાં એક નાટક, એક વાર્તા અને એક નિબંધ એટલા વિષય હાથમાં લીધા છે. આવી સ્થિતિમાં મારો વખત આનંદમાં ન જાય તો આશ્ચર્યજ ગણાય. ઇસુખ્રિસ્તે જ્ઞાનાગ્નિની જે ઝીણી સરખી જ્યોત આ ભૂતળપર પ્રસરાવી છે, તેનો પ્રકાશ દિવસે દિવસે વધતો જાય છે એમ હું હમ્મેશાં અનુભવું છું. "

ટૉલ્સ્ટૉયે પ્રતિપાદન કરેલા અપ્રતિકારના ઉદયનું આ સૂચન છે. તેમનો નવા કરારનો અભ્યાસ અદ્યાપિ ચાલુજ હતો. સેંટ મેથ્યૂનું આ વચન મનનીય છે કે:—

" હું તમને કહું છું કે દુષ્ટનો પ્રતિકાર ન કરતા. તમારા જમણા ગાલપર કોઇ મારે તો ડાબો ગાલ આગળ ધરો અને તમારૂં અંગરખું કોઇ લઇ લે તો તેને પહેરણ પણ લેવા દો. " ટૉલ્સ્ટૉયના અપ્રતિકારના તત્ત્વની ઇમારત ખ્રિસ્તના આ વચનપર ચણાએલી છે. એ ઉપરથી ટૉલ્સ્ટૉયે એવું તત્ત્વ કાઢયું કે, કોઇપણ માણસને કોઇપણ કામથી પાછો વાળવા માટે શરીરબળનો ઉપયોગ કરવો નહિ.

આ તત્ત્વને વ્યવહારમાં લાગુ કરવાની વાત કરીએ તો શારીરિક બળનો ઉપયોગ કોઇપણ પ્રકારે કરનારી સરકારનું અસ્તિત્વ ન હોવું જોઇએ. એ તત્ત્વ પ્રમાણે તો પોલીસ, દીવાની, ફોજદારી વગેરે કચેરીઓ અને કર વસુલ લેવાની વાત પણ ત્યાજ્ય ઠરે છે. અરે આપણું ઘરબાર કે જીવ પણ કોઇ લે તો તેને અટકાવવો એ પણ પાપરૂપ ઠરે છે. સર્વ સમાજને નુકશાન કરે એવા કાર્યનો પણ એ સિદ્ધાન્ત પ્રમાણે તો પ્રતિકાર ન થઇ શકે. આવી સ્થિતિમાં જગતનો કોઇ પણ સમાજ એ સિદ્ધાન્ત પ્રમાણે ચાલી શકે કે કેમ તેનો વાચકોએજ વિચાર કરી લેવો.

ટૉલ્સ્ટૉયે આ કંઇ નવીન તત્ત્વ શોધી કાઢેલું નથી. પ્રાચીનકાળથી એવાં તત્ત્વોના સમર્થકો થતા આવ્યા છે અને ભવિષ્યમાં પણ થશેજ. શારીરિક અથવા બૌદ્ધિક શકિતનો જુલમમાં ઉપયોગ કરવો એ કોઇપણ કાળમાં અને કોઇપણ સમાજમાં ત્યાજ્યજ છે; પણ એ શકિતનો સદુપયોગ પણ થઇ શકતો નથી એવું તો નથીજ. કોઇપણ પ્રકારની શકિતનો સદુપયોગ કિંવા દુરૂપયોગ કરવાનો આધાર તે શકિત ઉપર નથી પણ ઉપયોગ કરનારના ઉપર છે. "

' મારા મત ' એ નામનું પુસ્તક ટૉલ્સ્ટૉયે લખેલું છે તેમાં અપ્રતિકારના તત્ત્વનું પ્રતિપાદન વિસ્તારથી કરેલું છે. ટૉલ્સ્ટૉયના મનમાં આ તત્ત્વનો વિકાસ બાયબલના વચનથી થયો હોય કે પછી બીજા કોઇ કારણથી થયો હોય; પણ એટલી વાત સાચી છે કે એ તત્ત્વ નવું નથી. વર્તમાનકાળમાં પણ પ્રત્યેક દેશોમાં એ તત્ત્વના પ્રચારક મળી આવશે. ઉપરોકત પુસ્તક પ્રસિદ્ધ થયા પછી અમેરિકા અને બોહેમીયા દેશોમાંથી ટૉલ્સ્ટૉય પર અનેક અભિનંદન પત્રો આવ્યા

હતા અને એક ગૃહસ્થે એ વિષયપર લખેલું એક પુસ્તક પણ ભેટ મોકલી આપ્યું હતું. આ ગ્રંથ લક્ષપૂર્વક વાંચીને તે વિષે ટૉલ્સ્ટૉયે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

"આ પુસ્તકથી મને અત્યંત આનંદ થયો. અપ્રતિકાર તત્ત્વનું પ્રતિપાદન આટલું ઉત્તમ રીતે થએલું અન્ય કોઇ પણ સ્થળે મારા જોવામાં આવ્યું નથી. હમેશાં આ તત્ત્વ વિરૂદ્ધ જે આક્ષેપો સંભળાય છે તેના સચોટ ઉત્તર એમાં છે. આ દૃષ્ટિએ આ પુસ્તકની રચના શુદ્ધ પાયાપર થએલી છે. તોપણ એ ઉપર મારા જે આક્ષેપ છે તે મારે જણાવવાની જરૂર છે."

"'બાલુ'નો 'દારૂથી લટ્ટુ બનેલા અને ગાંડા માણસોની કૃતિનો પ્રતિકાર કરવો' એ મત મને માન્ય નથી. ઇસુએ પણ એવી છૂટ નથી આપી. હા, બને ત્યાં સુધી મનુષ્યોને એવા બનવાજ ન દેવા, એ કથન મને પૂર્ણ રીતે માન્ય છે; પણ એવા મનુષ્યો હોય તો કાંડાના બળથી તેમનો પ્રતિકાર કરવા કરતાં હું તો મરણ સ્વીકારૂં. ખ્રિસ્તના ખરા અનુયાયીએ ગાંડાના હાથે પણ મરણ સ્વીકારવું ઉચિત છે."

"બાલુના પુસ્તક પર મારો બીજો આક્ષેપ એ છે કે, ખાનગી મિલકત સંપાદન કરવાના મુદ્દા વિષે તેણે કોઇપણ નિશ્ચિત મત દર્શાવ્યો નથી. ખરો ખ્રિસ્ત કોઇપણ પ્રકારની મિલકત પર હક્કજ દર્શાવી શકે નહિ. એટલુંજ નહિ પણ તેની દૃષ્ટિએ 'ખાનગી મિલકત' એવો શબ્દ પણ અર્થશૂન્ય હોવો જોઇએ. તેની મિલકત પર બીજો કોઇ હક્ક કરે ત્યારે જે સિદ્ધાન્તના ધોરણે તે તેનું નિવારણ કરી શકતો નથી, તેજ સિદ્ધાન્તના ધોરણે 'મિલકત' શબ્દનો પણ તેની દૃષ્ટિએ કશો અર્થ નથી."

"મારો ત્રીજો આક્ષેપ સરકારની સંસ્થા વિષે છે. બાલુએ એ સંસ્થાનો નિષેધ સ્પષ્ટ કર્યો નથી. ખરા ખ્રિસ્તીના દૃષ્ટિએ એ સંસ્થા નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ તે અનર્થકારક પણ છે. સરકાર એટલે સુસંઘટિત શરીરબળનો દુરૂપયોગ. સરકાર, મિલકત, ધર્મપંથ એ સર્વ ધતિંગ હોઇ ખરા ખ્રિસ્તની દૃષ્ટિએ એ શબ્દો અર્થશૂન્ય છે. અન્ય લોકો એ શબ્દોનો જે અર્થ કરે છે તે ખ્રિસ્ત અનુયાયી જાણતો હશે; પણ એ અર્થ તેને કદિ પણ રૂચશે નહિ. ખરો ખ્રિસ્તી ખ્રિસ્તની આજ્ઞા પ્રમાણે ચાલવાની બાબતમાં ધરછોડની વાત નહિ કરે. ખ્રિસ્તની આજ્ઞાનું શબ્દશઃ પાલન કરી તેને પ્રત્યક્ષ વ્યવહારમાં ઉતારતો હોય તેજ ખ્રિસ્તનો ખરો અનુયાયી છે. અરધી પરધી આજ્ઞા પાળનાર નહિજ. ખ્રિસ્ત કહે છે કે, 'મારી પાછળ જે કોઇ આવવા ઇચ્છતો હોય તેણે સર્વ દુઃખ સ્વીકારીને અને ત્યાગી બનીને આવવું જોઇએ.' આ વચન તે કાળે જેટલું ખરૂં હતું તેટલુંજ

આજે પણ ખરૂં છે. ખ્રિસ્તાનુયાયીએ સદૈવ દારિદ્રય અને દુઃખ સહન કરવાને તત્પર રહેવું જોઈએ; તેમ ન હોય તો તે તેનો શિષ્ય બની શકતો નથી.

"હા, હું કબૂલ કરૂં છું કે, કોઇપણ તત્ત્વ વ્યવહારમાં મૂકતાં તેમાં ઓછું વત્તું કરવુંજ પડે છે; પરંતુ કોઈ પણ સિદ્ધાંતનો તત્ત્વદષ્ટિએ વિચાર કરવાનો હોય ત્યારે પણ એવી છૂટછાટની વાત કરવી એ તો તે તત્ત્વનો ઉચ્છેદ કરવા સમાન છે. ગણિતમાં સરળ રેષાની વ્યાખ્યા એવી છે કે, બે બિંદુઓ વચ્ચેનું ઓછામાં ઓછું અંતર. હવે આપણા હાથવડે આપણે એની સીધી લીટી દોરી શકતા ન હઇએ તો તેથી શું સરળ રેષાની એ વ્યાખ્યા બદલાવી ?"

"જગતને આગ લાગવાનો સમય હવે નજીક આવ્યો છે. અરે કોઇ કોઇ સ્થળે ચીણગારીયો પ્રજ્વલિત પણ થઇ છે અને આપણે જગતમાં રહીએ છીએ એટલે તેના ભેગા આપણે પણ બળવું જોઇએ; તેમજ જ્યાં જ્યાં એ અગ્નિ પ્રજ્વલિત થયો હોય ત્યાં ત્યાં તે ભાગ સાથે વિચારવિનિમયના રૂપે પોતાને સૂત્રબદ્ધ કરી લેવા જોઇએ. હવે રહેલી જીંદગીમાં હું એજ ઉદ્યોગ કરવાનો છું. બાજુનું પુસ્તક મને ઘણું ઉપયોગી થઇ પડવાથી તેનો હું સદૈવ ઋણી રહીશ."

આ પત્રનો બાજુ તરફથી નીચે પ્રમાણે ઉત્તર મળ્યો હતો:–

"હું એક વયોવૃદ્ધ બનેલો માણસ હોઇ કીર્તિમાન નથી અને જગતનો ધન્યવાદ મેળવ્યા વિના હવે થોડાજ સમયમાં અદશ્ય જગતમાં મારે જવું પડશે. ત્યાં જગતની કીર્તિ અને હરીફાઇનો હિસાબ બીલકુલ નથી હોતો. મારા પુસ્તકપર આપે જે આક્ષેપ કર્યા છે, તે મેં કાળજીપૂર્વક તપાસ્યા છે; અને મારે જે કહેવાનું છે તે કહેવા રજા લઉં છું."

"દારૂથી લટ્ટુ બનેલા તથા ગાંડા માણસના વર્તનવિરૂદ્ધ શરીરબળનો ઉપયોગ કરવાને હરકત નથી, એવો મારો મત હોવાનું કહી આપે તેનો નિષેધ કર્યો છે. આપનું એમ પણ કહેવું છે કે, ખ્રિસ્તે અપ્રતિકારના તત્ત્વમાં એવી છૂટ રાખેલી નથી. આ બાબતમાં મારો એટલોજ ઉત્તર છે કે, પાગલ અથવા દારૂડીઆનો પ્રતિકાર કરવામાં તેને ઇજા થાય તેવો પ્રતિકાર કરવાનું મેં કોઇપણ સ્થળે કહ્યું નથી. મારૂં કહેવું એવું છે કે, જે વખતે તેના હાથે અનેકના હિતવિરૂદ્ધ કાર્ય થાય તે સમયે સમજુતિથી બે વાતો કહેવી અને તે પોતાના કર્મથી પરાવૃત્ત થાય એવાજ પ્રકારના શારીરિક બળનો ઉપયોગ કરવો. તેને દુઃખી કરવાનું કે તેનો જીવ લેવાનું મેં પ્રતિપાદનજ કર્યું નથી; અને અપ્રતિકારના વ્યવહારમાં એવી છૂટછાટ હું માન્ય પણ ન કરૂં. મનુષ્યના ચાલુ વ્યવહારે મારા એ મતને પુષ્ટિ આપી છે; એટલુંજ નહિ પણ હું કહું છું કે, વ્યાવહારિક નીતિદૃષ્ટિએ એમ કરવાની આપણને ફરજજ છે. કોઇ પણ માણસ ક્રોધના આવેશમાં

અથવા બીજા કોઇ વિકારનો ભોગ થઇ પડીને બીજા માણસને હાનિ કરવા પ્રવૃત્ત થાય, ત્યારે વચ્ચે પડીને અને પોતાના શારીરબળનો પરિમિત ઉપયોગ કરીને તે બન્નેને આપણે છોડાવીએ તો મારી ખાત્રી છે કે, ક્રોધનો આવેશ ઉતરી ગયા પછી તે બંને જણા આપણને આશીર્વાદજ આપે. વ્યવહારમાં આવા પ્રકારના સેંકડો અનુભવ આપણને મળે છે. આવી પરિસ્થિતિમાં શારીરિક બળનો યોગ્ય પ્રકારે ઉપયોગ કરવો એજ હિતાવહ ઠરે છે. પ્રત્યેક કબૂલ કરશે કે, શરીર બળનો ઉપયોગ કરી સ્વાર્થને માટે લોહીની નદીઓ વહેવરાવવી એ તો પાપજ છે. પણ એ પ્રકારના પ્રતિકારમાં ફેર છે, એ લક્ષમાં રાખવું જોઇએ. મને લાગે છે કે, ખ્રિસ્તે જે પ્રકારના પ્રતિકારનો ઉચ્છેદ કર્યો છે તે એવા પ્રતિકાર માટે છે. ”

“ અપ્રતિકારના કાયદામાં ખ્રિસ્તે અપવાદ રાખેલો નથી અને તેથી અપવાદ ઉત્પન્ન કરવો અયુક્ત છે, એમ આપ કહો છો તે ખરૂં છે; પણ મેં જે ભેદ કહ્યો છે તે અહીં પણ લક્ષમાં રાખવો જોઇએ. પ્રથમ પ્રકારની પરિસ્થિતિમાં પ્રતિકાર કરવાને કાયદા અને રૂઢી એ બન્નેએ પ્રાચીનકાળથી છૂટ રાખેલી છે. જો એ પ્રતિકારની આવશ્યકતા ન હોત તો રૂઢી અને કાયદાએ તેવી છૂટ રાખી ન હોત. આપ કહો છો કે, ખ્રિસ્તે તેવી છૂટ રાખી નથી; ત્યારે શું એમ સમજવું કે, શારીરિક ઇજા ન કરતાં ઉભયપક્ષના ભલા માટે શારીરિક અથવા નૈતિકબળનો ઉપયોગ કરવો એ અયુક્ત છે એમ ખ્રિસ્ત કહે છે ? છટ્ છટ્ ! એ વાત કદિએ મારાથી માન્ય નહિ થાય. સત્કર્મ માટે પણ ખિસ્તે એવા સવડ રાખી નથી એમ કહેવું તે તેનાં વચનોનો પૂર્વાપરસંબંધ જોયા વગર ગમે તેવી એક ભૂલજ તેના માથે આરોપવા સમાન છે. જે સંબંધથી એ વચન નિર્માણ થયું છે તે તરફ લક્ષ આપતાં સ્પષ્ટ સમજાય છે કે, પહેલા પ્રકારનો પ્રતિકાર આવશ્યક તથા ઇષ્ટ છે. પ્રતિબંધ ફકત બીજા પ્રકારના પ્રતિકાર માટેજ છે.”

આપ કહો છો કે, પ્રત્યેક તત્ત્વ વ્યવહારમાં આવતાં તેમાં અવશ્ય છૂટછાટ થાય છે. એ પ્રશ્નનો કદાચ હું બરાબર અર્થ નહિ સમજ્યો હોઉં. જો એનો અર્થ એવો હોય કે, છૂટછાટ સિવાય કોઇપણ તત્ત્વ વ્યવહારમાં ઉતરવું શકય નથી તો મારે એ માટે વાંધો ઉઠાવવો જોઇએ. હું કહું છું કે જે નીતિતત્ત્વ કોઈ પણ છૂટછાટ થયા વિના વ્યવહારમાં આવી શકે નહિ, તે શુદ્ધ તત્ત્વજ નથી. માનવ સ્વભાવ તો છૂટછાટજ શોધ્યા કરે છે અને તેમાં શાસ્ત્રજ એવી છૂટ આપે તો પછી છેડોજ આવ્યો ! એવી સવડ શાસ્ત્ર આપે એ તો પાતકનું મહાદ્વાર ઉઘાડવા જેવું છે. પોતાને ધાર્મિક કહેવડાવનાર અને તત્ત્વવેત્તાપણાનો ફાંકો રાખનારા લોકો મોટે મોંઢેથી તો ધર્મશાસ્ત્રનાં અને નીતિશાસ્ત્રનાં વચનોને માન આપે

છે; પરંતુ વ્યવહારમાં છૂટના નામ હેઠળ ખુલ્લી રીતે તેનું ઉલ્લંઘન કરે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, માનવ સ્વભાવ મૂળમાંજ કેવો અધોગામી છે. આવી સ્થિતિમાં તેને છૂટ આપવી એ તો મર્કટના હાથમાં મદિરા આપવા જેવું જ છે. નિદાન તમારા અમારા જેવા અપ્રતિકારના સર્વાંગભક્તોને માટે તો બોલવું કંઇ અને ચાલવું કંઇ એ અત્યંત ખરાબ છે."

"આપ કહો છો કે, ખ્રિસ્તનો ખરો અનુયાયી એકાદ પાગલને હાથે મરણ સ્વીકારશે પણ પ્રતિક્રિયા નહિ કરે. હવે જો આપે દર્શાવેલા એ બુદ્ધિવાદમાં એજ દિશાએ આગળ વધીએ તો એમજ ઠરે છે કે, માણસ સન્નિપાતના જોરમાં પોતાનાં સ્ત્રી પુત્ર અથવા સ્નેહીને મારવા કે મારી નાખવા ધસે ત્યારે તેને ઇજા ન થાય તેવી રીતે પણ પ્રતિકાર કરવો નહિ. તદ્દન ભ્રમિતપણાથી કરાતો આવો અપરાધ કરવો, એ ધર્મશાસ્ત્રના કયા વચનથી પવિત્ર ગણાય, તે મારા લક્ષમાં આવતું નથી. તેજ પ્રમાણે શુદ્ધ બુદ્ધિના કયા તર્ક અથવા માનવકૃત કયા નીતિશાસ્ત્રે એવી કૃતિને છૂટ આપેલી છે તે સમજવાનું પણ મારી શકિતની બહાર છે."

"ખરો ધાર્મિક મનુષ્ય માલમિલકત પર હક્ક દર્શાવી શકતો નથી, એટલુંજ નહિ પણ 'હક્ક' એવો શબ્દ સુદ્ધાં તેની દૃષ્ટિએ અર્થશૂન્ય હોવો જોઇએ, એમ આપ કહો છો; પણ અન્ન, વસ્ત્ર અને રહેવાનું સ્થળ, એટલું તો તેને માટે પણ અત્યાવશ્યક છે. મનુષ્ય ગમે તેટલો ધાર્મિક બને, તોપણ આખરે તો તે મનુષ્યપ્રાણી છે એ વાતનું વિસ્મરણ ન થવું જોઇએ. અન્ય કોઇને પણ જીવવાનો જેટલો હક્ક છે, તેટલોજ ધાર્મિક મનુષ્યને પણ છે. ખુદ ખ્રિસ્તે કહ્યું છે કે,'તમોને એ વસ્તુઓની જરૂર છે એ પ્રભુની જાણમાં છે;' અને જ્યારે એ વસ્તુઓ જીવનને માટે અત્યાવશ્યક છે ત્યારે તે પર હક્ક કરવો પણ વ્યાજબી છે. ખ્રિસ્ત કહે છે કે, 'પ્રથમ સ્વર્ગનું રાજ્ય તારૂં બનાવ એટલે એ સર્વ આપોઆપ મળશે.' ત્યારે જે મિલકત આપણે મેળવવાની રહી ન હોય પણ પ્રભુની ઇચ્છાથી આપણા જીવન સાથે જોડાએલી હોય, તે આપણા હક્કની નથી કે? પ્રભુએ આપણને આપેલ શરીર અને બુદ્ધિ આપણી પાસેથી છેતરીને અથવા બળાત્કારે પડાવી લેવાનો જેમ બીજાને હક્ક નથી; તેમ બીજી માલમિલકત પણ ઇશ્વરદત્ત હોવાથી કોઇને એ અમારી પાસેથી પડાવી લેવાનો હક્ક નથી. આમ છતાં આપણે તેના પર હક્ક દર્શાવી શકીએ નહિ, એવું આપ શાથી કહો છો તે હું સમજી શકતો નથી. એકાદ ભામટાને તારૂં ઘર લૂંટી લેવાની ઇચ્છા થાય તો, શું હું ધાર્મિક મનુષ્ય હોઉં એટલા ખાતરજ તે લૂંટવાનો હક્ક તેને પ્રાપ્ત થાય છે? શું ચોરી, ધાડ, લૂંટ વગેરે શબ્દોમાં કાંઇ અર્થજ નથી? ખ્રિસ્ત કહે છે કે ' તમારૂં સર્વસ્વ ગરીબોને આપી દો. ' પણ જો માલમિલકત પર આપણો કંઇજ હક્કજ ન હોય

તો શું આપવાના ? આવી સ્થિતિમાં સર્વસ્વ આપી દેવાની ખ્રિસ્તાજ્ઞા નિરર્થકજ ઠરે કે નહિ ? મિલકત પર હક્ક દર્શાવવામાં પાપ છે એવો ખ્રિસ્તનો આશય મને તો જણાતો નથી. શુદ્ધ બુદ્ધિવાદને અથવા ભક્તિમાર્ગીને આ તત્ત્વ બેસતું આવે તેવું નથી. ”

“ ખરા ખ્રિસ્તાનુયાયીની દૃષ્ટિએ સરકાર એટલે નિયમબદ્ધ જુલમ ! સરકાર, રાષ્ટ્ર, મિલકત અને વિશિષ્ટ પંથ એ સર્વ શબ્દો ખ્રિસ્તાનુયાયીની દૃષ્ટિએ અર્થ-શૂન્ય હોવાનું આપ કહો છો; પણ એ સર્વ વસ્તુઓ આજે આપણા જીવન સાથે એવી સજ્જડ ગૂંથાએલી છે કે તેના અસ્તિત્વનો અસ્વીકાર કરે ચાલે નહિ. દીર્ઘ-કાળથી એ ઘટના સ્વાભાવિકપણેજ ચાલી આવી છે. એ સંસ્થા જંગલી અવ-સ્થામાં હશે અને તેમાં ઘણી ખામીઓ હશે એ ખરૂં; તથાપિ એ પણ ખોટું નથી કે, તેનો કાળના દીર્ઘ ઉદરમાંથી સૃષ્ટિનિયમાનુસાર જન્મ થએલો છે. વળી મનુ-ષ્યની પ્રકૃતિ જોતાં તે સમાજપ્રિય પ્રાણી છે. તે તદ્દન એકલો, નિરાશ્રિત અને સર્વથા સ્વાવલંબી કદિ પણ રહી શકતો નથી. પ્રત્યેક માણસનું જીવન ઓછા-વત્તા પ્રમાણમાં સામાજીક ધોરણવાળું હોય છે. આથીજ કુટુંબ, સમાજ, ગામ, રાષ્ટ્ર, સંસ્થાન, સરકાર વગેરે પ્રકારે માનવપ્રાણીની વસ્તી અનંતકાળથી ચાલી આવી છે અને ભવિષ્યમાં પણ એજ વ્યવસ્થા રહેવાની છે. ખ્રિસ્તનો અવતાર સમાજને તોડવા માટે નહિ પણ સમાજને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવા માટે હતો, એમ મારૂં માનવું છે. બંધુભાવ અને સમતાનો વિકાસ થઇ સમાજ એવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે કે જેથી નરકનું દ્વાર ઉઘાડવાની જરૂરજ ન રહે; એને માટેજ તેણે દેહદંડ ભોગવ્યો. અરાજકતા, સમાજવિધ્વંસ એ વગેરે ખરા ખ્રિસ્તનાં ધાર્મિક કર્મ નથી. એ કાર્યો અસ્વાભાવિક છે અને તેથીજ તે અશક્ય છે. માટે ખ્રિસ્તે કહેલાં તત્ત્વોમાં પ્રત્યક્ષ આચારપ્રસંગે કોઈપણ છૂટછાટ ન લેતાં તેને વ્યવહારમાં ઉતારી, સમાજને જંગલી અથવા અર્ધજંગલી અવસ્થામાંથી અત્યુચ્ચ સ્થિતિએ લઇ જવો એજ આપણા સર્વનું ધ્યેય હોવું જોઇએ. મારી તો ખાત્રી થઇ છે કે એજ પુણ્યાચરણ છે.”

ઇ. સ. ૧૮૯૦ ના માર્ચની ૨૬ મી તારીખે ટૉલસ્ટૉયે એ પત્રનો ઉત્તર નીચે પ્રમાણે લખ્યો છે:—

“ આપના આક્ષેપવિષે અધિક ચર્ચા કરવાની ઇચ્છા નથી. કેમકે મને લાગે છે કે, એથી કંઈ લાભ નથી. મારા પત્રમાં મેં એકજ મુદ્દો સ્પષ્ટ કર્યો નહતો તે હવે કરૂં છું. કારણ કે જો તેમ ન કરૂં તો તમારી ગેરસમજ કાયમ રહે. એ મુદ્દો છુટછાટનો છે.”

“કેવળ તત્ત્વવિચારની દૃષ્ટિએ જોતાં છુટછાટનો સ્વીકાર પાપમૂલક છે, એમ

કહેવાનો મારો ઉદ્દેશ હતો. પણ મને એમ પણ લાગે છે કે, પ્રત્યક્ષ વ્યવહારમાં છુટછાટ આવશ્યક છે. હું એમ કહું છું કે, તત્ત્વદષ્ટિએ જો છુટછાટ સ્વીકારવામાં આવે તો તેથી ઉદ્દિષ્ટ કાર્ય અવનત દશા પામે; માટે ત્યાં છુટછાટ ઉપયોગી નથી. આજ દષ્ટિએ વિચાર કરતાં શારીરિક બળનો ઉપયોગ પાગલ માણસવાળા બનાવની બાબતમાં પણ તત્ત્વદષ્ટિએ મને અનુચિત લાગે છે. મારો મત એવો છે કે તત્ત્વવિચારમાં એવી છુટછાટને સ્થાન નથી. તેમાં વળી ગાંડાની શાસ્ત્રીય વ્યાખ્યા કેવી કરવી, એ પણ મારી બુદ્ધિથી નિશ્ચિત થઇ શકે તેમ નથી. હા, એવી સ્થિતિમાં કદાચ દેહપતન પણ થાય તો તે મને માન્ય છે; પણ **પ્રભુની ઇચ્છાનુરૂપ વર્તન કરતાં જીવ ગુમાવવો એટલે તેનો આશીર્વાદ મેળવવો,** એમ મને લાગે છે. આપના પુસ્તકમાં પણ એ વાત તો કબૂલ કરેલી છે કે પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તવું એજ સર્વોત્તમ છે. હવે જો એવી છૂટ એક વખત કબૂલ કરૂં તો હું પ્રભુની ઇચ્છાવિરૂદ્ધ વર્તવાના મોહમાં સપડાવાનો સંભવ ઉભો કરૂં છું, એમ નથી બનતું ? મારો સ્પષ્ટ મત એવો છે કે, મૃત્યુ અને ઇશ્વિરાજ્ઞાનું ઉલ્લંઘન, એ બેમાં ઉલ્લંઘન એ અતિ મોટું પાતક છે. તમારા વિષે મારા હૃદયમાં અત્યંત પૂજ્યબુદ્ધિ ઉપસ્થિત થએલી છે અને તમે મને મારા ભાઇ જેટલાજ પ્રિય છો, એટલું કહી રજા લઉં છું."

બાલુ અને ટૉલસ્ટૉય બન્ને પાકા ખ્રિસ્તભક્ત હતા. બન્ને સમાનપણે ખ્રિસ્તની આજ્ઞા માન્ય કરે છે; પણ તેનો અર્થ માત્ર બંનેનો ભિન્ન ભિન્ન છે. બંનેના અર્થ પૈકી ઇસુ ખ્રિસ્તે કયા અર્થમાં કહ્યું હશે તે શબ્દશઃ સમજવાને આજે કોઇ સાધન નથી. માટે એ વિષે બીજી રીતે ચર્ચા કરવી એજ અધિક સરળ અને શ્રેયસ્કર છે. આ પ્રશ્નવિષે બાલુએ પોતાનો મત નીચે પ્રમાણે પ્રકટ કર્યો છેઃ—

"કોઇપણ માણસ અન્યને માટે કઇ વસ્તુ નબળાઇને લીધે ઠીક છે અને કઇ અઠીક છે તે પોતાના મનથી નિશ્ચિત કરી શકતો ન હોય, તો તે બીજાના કામમાં માથું મારવાને માટે નાલાયકજ છે. કેમકે મનની દુર્બળતાને લીધે ખોટું તે ખરૂં અને ખરૂં તે ખોટું તેને ભાસે એ સંભવિત છે; પરંતુ એકાદ દુષ્ટ માણસ એકાદ વ્યક્તિને અથવા સમાજને નુકશાન કરે એવું તે ચોકખું સમજવા છતાં પણ અપ્રતિકારને બહાને લપાઇ બેસીને તેને તેવું કૃત્ય કરવાની છૂટ ભોગવવા દેવી એ નીતિમય છે કે ? જો એમજ બને તો તે વ્યકિત અથવા સમાજનું અસ્તિત્વજ ભયમાં આવી પડે. એવા પ્રસંગે તેવા માણસના પગ પાછા ખેંચવા એજ સમાજને અને વ્યકિતને માટે શ્રેયસ્કર છે.

"હઠીલા બાળકને અને ભ્રમિષ્ટ આજારીને દુઃખ દીધા સિવાય એકાદ દુષ્કૃત્ય કરતાં શું અટકાવી ન શકાય ? તેજ પ્રમાણે દાંભિક માણસને પણ શારીરિક ઇજા

ન કરતાં તેના દંભનો સ્ફોટ કરી લોકહિત ન સાધી શકાય ? આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, વ્યક્તિ અથવા સમાજનું હિત સાધવામાં કોઇને શારીરિક ઇજા કરવાની જરૂરજ છે એમ કંઇ નથી. માનવબુદ્ધિ અપૂર્ણ હોવાથી તેના હાથે વખતો વખત ભૂલો થાય, તોપણ તેના હાથે અહિત કરતાં હિતજ અધિક થશે. ”

ટૉલસ્ટૉયનું પ્રતિકારનું તત્ત્વ બહારથી આપણને તદ્દન સરળ લાગે છે; પણ જો એ તત્ત્વ સર્વસામાન્યપણે ચાલુ કરવામાં આવે તો સમાજનું હિત થવાને બદલે માત્ર ઘોટાળોજ અધિક થવાનો સંભવ છે. આજ બાબતમાં સુપ્રસિદ્ધ ગ્રંથકાર રસ્કિને નીચે પ્રમાણે કહ્યું છેઃ—

“ દુઃખ—ઇજા એટલે શું, તેની વ્યાખ્યા પ્રથમ ઠરાવવી જોઇએ. એકાદ માણસની કૃતિથી બીજાને દુઃખની લાગણી ઉત્પન્ન થાય છે તો તેને તેણે ઇજા કરી એમ આપણે સમજીએ છીએ; પણ સામાને દુઃખની લાગણી નહિ થવા દેવા છતાં પણ તેનું અહિત કરી શકાય છે તેમાં વળી અધિક દુષ્ટતા રહેલી હોય છે. વાઢકાપ વગેરે બાબતોમાં અપાએલું દુઃખ મોટે ભાગે છેવટે સુખનુંજ કારણ બને છે. યોગ્ય સમયે એકાદ ખરાબ કામ કરનારને અટકાવવામાં નથી આવતો તો તેથીજ તે દુઃખમાં પડે છે. એવા પ્રસંગે શારીરિક બળનો ઉપયોગ કરી તેને અટકાવવાનું કાર્ય વસ્તુતઃ દુઃખપ્રદ ન હોઇ સુખપ્રદજ નીવડે છે. ખરાબ કાર્યમાંથી કોઇને રોકવો એ તેની સ્વતંત્રતાપર તરાપ માર્યા સમાન ન કહેવાય.”

“ માનવકુલની જંગલી અવસ્થામાં એવો કાયદો હતો કે, કોઈ આપણી આંખ ફોડે તો આપણે તેની આંખ ફોડવી; પરંતુ હવે આપણને અનુભવ છે કે, એવી કૃતિથી હિત કરતાં અહિતજ અધિક થાય છે. અન્યને હાનિ કરવાની ઇચ્છાથી મન અધોગતિ પામે છે; માટે માણસના મનમાંથી વેર લેવાની વૃત્તિ નષ્ટ થાય તે યોગ્યજ છે; તથાપિ કેટલીક વખત વેર લેવાની ઇચ્છાથી નહિ પણ કેવળ સમાજહિતખાતરજ એકાદ માણસનો વધ ઇષ્ટ હોય છે. સમાજની પ્રત્યેક વ્યક્તિનું કર્તવ્ય છે કે, સ્વહિતનો વિચાર બાજુએ રાખી સમાજનાં અંગોમાં પરસ્પર પ્રેમ વધે અને સમાજરચના સુસંબદ્ધ રહેવામાં મદદગાર થવાય તેવી રીતે વર્તવું. આ કાર્યની સિદ્ધિમાટે શારીરિક, માનસિક અથવા નૈતિકબળનો ઉપયોગ કરવો વ્યાજબી છે; એટલુંજ નહિ પણ તેમ કરવાની સમાજને આવશ્યકતા પણ છે. આવી સ્થિતિમાં બીબામાં ઢાળી કાઢેલા નિયમ સમાજને એક સરખા લાગુ પાડવા શક્ય નથી. કોઇપણ વિશિષ્ટ પ્રસંગે કેમ વર્તવું તે નિશ્ચિત કરવાનું કામ તે તે કાર્ય કરનારનેજ સોંપવું ઇષ્ટ છે. ”

ટૉલસ્ટૉય ફક્ત કૃતિ તરફ જુએ છે. કર્મના ઉદ્દેશ તરફ જોતા નથી. બહારથી દેખાતું કર્મ એ મુદ્દો ન હોતાં તેનો અંતર્ગત હેતુ એજ મુદ્દો છે; એ વાત

તેમના લક્ષમાં આવેલી નથી. ટૉલસ્ટૉયનું વલણ કાયદાની વિરૂદ્ધ એટલું ઝુકયું છે કે, જાણે કોઇપણ પ્રકારની રાજ્યપદ્ધતિ કરતાં તેમને અરાજકતાજ ઠીક લાગે છે. ગમે તેવા તત્ત્વવેત્તા હોય તોપણ તેઓ એક માણસજ હોવાથી રૂશીયાની જૂલ્મી રાજપદ્ધતિને લીધે તેઓની માન્યતા એવી થઇ હોય તો તેમાં તેમનો વધારે દોષ કહાડી શકાશે નહિ. આ વિચારસરણીમાંની અતિશયોક્તિને બાજુએ રાખીએ તો તેના ઉદરમાં તેમણે જે તત્ત્વરત્નોનો સંગ્રહ કર્યો છે, તે સર્વને માટે મનનીય છે. સોનાની ખાણમાંથી મૂલ્યવાન ધાતુ જેમ શુદ્ધ કરીને લેવી પડે છે તેમ ટૉલસ્ટૉય જેવા પ્રતિભાસંપન્ન ગ્રંથકારના લેખમાંથી તત્ત્વરત્નો શુદ્ધ કરીનેજ લેવાં જોઇએ. તેની ચોતરફ જે કંઇ નિરૂપયોગી વસ્તુ હોય તેને કેવળ પરિસ્થિતિથીજ નિર્માણ થએલી સમજીને હંસ-ક્ષીરન્યાયે ઉપયુક્ત ભાગને મેળવી લેવો એજ સુજ્ઞનું કામ છે.

ઇ. સ. ૧૮૮૯ના ટૉલસ્ટૉયના લેખોમાં મુખ્યત્વે 'સેબોસ્ટોપલનાં સંસ્મરણો' નામના પુસ્તકની પ્રસ્તાવનાનો ઉલ્લેખ કરવો જોઇએ. આ પુસ્તક 'અરશૉફ' નામના એક લશ્કરી માણસે લખેલું હોઇ તેની પ્રસ્તાવનાજ માત્ર ટૉલસ્ટૉયે લખી હતી. એ પ્રસ્તાવનાનું લખાણ સરકારી પરીક્ષકની પસંદગી મેળવી શકે તેવું નહિ હોવાથી ઘણાં વરસ સુધી તે દફતરમાં બંધાઇ રહ્યું હતું. તેમાં તેમણે પોતાના યુદ્ધવિષયક સર્વ અનુભવ દર્શાવેલા હોવાથી એ પ્રસ્તાવના વિશેષ મહત્ત્વની છે.

આ અરસામાં તેમને લૂઑફ નામના એક શ્રીમંત જમીનદાર સાથે પરિચય થયો. એ ગૃહસ્થ ભૂતપિશાચ અને જાદુની વિદ્યા પાછળ પડયો હતો. તે ઇ. સ. ૧૮૮૯ ના માર્ચ મહિનામાં એક દિવસે ટૉલસ્ટૉયને મળવા આવ્યો. વાતેવાત કરતાં મૃત્યુ એટલે શું એ વિષયપર ચર્ચા ચાલવા લાગી. આ ચર્ચાની થોડીક હકીકત ઍના સુરેોને નીચે પ્રમાણે જણાવી છે:—

" લૂઑફે કહ્યું કે, ' આ જગતમાં ખરી રીતે કોઇજ મરતું નથી. અરે, મારા મરણ પછી ત્રીજેજ દિવસે બીડી પીતો બેઠેલો તમે મને જોઈ શકશો. હા, તમોને તેવી દૃષ્ટિ પ્રાપ્ત નહિ થઇ હોય તો મને નહિ જોઇ શકો; પણ હું તો અવશ્ય તમને જોઈ શકીશ. મને મૃત્યુનો લેશ માત્ર ભય નથી ! વાત કરતાં કરતાં લૂઑફ અટકયો અને ચાહ પીવા લાગ્યો. થોડીવારે તે મારા તરફ વળીને એકદમ બોલ્યો, 'સુરોન, તમોને સાક્ષી રાખીને કાઉંટ સાહેબને મારા અંતકાળ સમયે હાજર રહેવાને આમંત્રણ આપું છું. મૃત્યુ અને નિદ્રામાં કંઈજ ફરક નથી એમ તેઓ પ્રત્યક્ષજ જોઇ શકશે. ' "

" કર્મસંયોગે લૂઑફની તબીયત બીજેજ દિવસે બગડી અને ત્રીજે દિવસે ટૉલસ્ટૉયને બોલાવવામાં આવ્યા; પણ તે ત્યાં ગયા નહિ. તેમણે કહ્યું: 'એવા પ્રસંગે ત્યાં જવાની મારી બીલકુલ ઇચ્છા નથી. ' અંતે લૂઑફનું મૃત્યુ થયા

પછીજ તે તેની મૃત્યુશય્યા આગળ ક્ષણવાર ઉભા રહ્યા. લૂઍાફના આવા એકાએક મૃત્યુથી ટૉલ્સ્ટૉયના ચિત્તપર ઘણીજ અસર થઇ. ”

લૂઍાફ વિષે તેમના મનમાં વિશેષ આદર નહતો; કેમકે તેનામાં પણ સામાન્ય રીતે શ્રીમંતાઇનું અભિમાન હતું. વળી ટૉલસ્ટૉયનો મત એવો હતો કે તે કેવળ મોજની ખાતરજ સૂક્ષ્મેદ્રિંયશાસ્ત્ર અથવા અતીંદ્રિયશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો. ”

આ હકીકત અહીં કહેવાનું મુખ્ય કારણ એટલુંજ છે કે, આ અરસામાં તેમણે જે એક નાટક લખ્યું તેમાં કેટલાંક પાત્રોની યોજના કરવામાં લૂઍાફ અને તેના કુટુંબનાં માણસો ટૉલ્સ્ટૉયને ઉપયોગી થયાં હતાં. એ નાટકનો પ્રયોગ ઇ. સ. ૧૮૮૯ ના ડીસેમ્બરમાં ખાનગી રીતે યાસનાયામાં થયો હતો. તેવાં કામ કરનાર એક નટે આ વખતની ટૉલ્સ્ટૉયની ગૃહસ્થિતિનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે.

“ હું યાસનાયામાં આવ્યો ત્યારે આખું કુટુંબ ચહાની તૈયારીમાં પડેલું હતું. કુટુંબનાં માણસો ઉપરાંત બીજાં પણ સ્નેહી સંબંધીઓ આ વખતે ત્યાં એકત્ર થયાં હતાં. મારા પિતા મોસ્કોમાં ગણિતના અધ્યાપક હતા ત્યારથી અમારે ટૉલસ્ટૉયનું ઓળખાણ થયું હતું. ચહા પીવા બેઠા ત્યારે ટૉલ્સ્ટૉયે મારા તરફ જોઇ કહ્યું: ‘મને ગણિત પ્રિય છે, પણ તેની ઘણી ખરી ઉપપત્તિ હું બરોબર સમજી શકતો નથી. એ જો સમજાઇ હોત તો હું પણ ગણિતનો અધ્યાપક બન્યો હોત.’ ”

“ એટલામાં મેં બીડી સળગાવી. તે સાથેજ ટૉલ્સ્ટૉયે કહ્યું: ‘અરે આ શું કરે છે ?’ આ પ્રશ્ન સાંભળીને હું ઘણો શરમાયો, પણ કંઇ પણ સમર્થન કરવા ખાતર મેં કહ્યું: ‘બીડી પીવાથી મનન ક્રિયા સારી ચાલે છે, વિચારશકિત વિશેષ તીવ્ર બને છે.’ ”

“ટૉલ્સ્ટૉયે હસીને કહ્યું: ‘વસ્તુસ્થિતિ તું કહે છે તેથી ઉલટી છે, એ મારો પોતાનો અનુભવ છે. બીડી પીવાથી વિચારશક્તિ વધતી હોવાનો ભ્રમ ઉત્પન્ન થવાનું કારણ એજ છે કે, બીડી પીધા પછી મગજ તપી જઇને અનેક વિચારોનો ખળભળાટ મનમાં થવા લાગે છે અને તારતમ્યભાવપર આછું પડળ બંધાય છે: તેથી વિચારોનો એ ઘોટાળો કે ખળભળાટ લક્ષમાં નહિ આવતાં માત્ર એટલીજ લાગણી રહે છે કે આપણને વિચારો પુષ્કળ સૂઝે છે. તેમાં પણ વળી વોડકા દારૂનો પ્યાલો પેટમાં જતાં જે ખળભળાટ મચે છે તેની તો વાતજ ન કરવી.’ ”

“ સવારે ચહા કૉફી લીધા પછી નાટકમાં સુધારો કરવાનું કામ તે કરતા. આ સુધારાનું કામ છેક પ્રયોગના દિવસ સુધી ચાલ્યું હતું. એ પ્રયોગમાં કામ કરવા માટે તેમના કેટલાક મિત્રો બહાર ગામથી ખાસ આવ્યા હતા. એમાંના લોપ્કીન નામના ગૃહસ્થે ખેડૂતનું કામ કર્યું હતું તે તેમને ઘણુંજ ગમ્યું. કામ

કરનારા માણુસો નટના ધંધાદારી નહિ છતાં પણ પ્રયોગ ઘણોજ યશસ્વી બન્યો.”

“ એ દિવસે સંધ્યાકાળે સાહિત્યકળાના વિષયપર કેટલાક વિચાર પ્રકટ કરતાં ટૉલસ્ટૉયે કહ્યું કે;–‘સામાન્ય મનુષ્ય અને સાહિત્યકારની દૃષ્ટિમાં તફાવત એટલોજ છે કે, સામાન્ય મનુષ્યને આજુબાજુની પરિસ્થિતિમાં જે બાબતો દેખાતી નથી, તે સાહિત્યકારને દેખાય છે. તે પણ અન્યની પેઠે તેની તેજ વસ્તુ જોતો હોય છે; પણ તેમાંનું જે રહસ્ય અન્યને સમજાતું નથી તે તેને સમજાય છે અને અન્યને સમજાવી શકે છે. ”

“ જે ગ્રંથ સાહિત્યકળાની દૃષ્ટિથી શ્રેષ્ઠ હોય છે, તે એજ કારણથી હમ્મેશાં નવીન લાગે છે. નાટ્યકળાને પણ એજ વાત લાગુ છે. કુશળ નટ એકાદ સામાન્ય પ્રસંગ પણ સરસ રીતે ભજવે છે કે જેથી તેનું સર્વ રહસ્ય આપણા આગળ પ્રત્યક્ષ ખડું થાય છે. ”

આ પછી તા. ૩૦ ડીસેમ્બરે એજ નાટકનો ખાનગી પ્રયોગ બીજી વિસ્તૃત જગ્યામાં થયો હતો અને અહીં પણ તે સફળ નીવડયો હતો.

આ નાટકમાં જો કે હાસ્યરસ ઘણોજ દેખાઈ આવતો હતો; પણ નાટક લખવામાં હેતુ એવું બતાવવાનો હતો કે ‘ધર્મ’ એ કાંઇ વ્યવહારની બહારની, ન પાળી શકાય તેવી અને પોથીમાંનાં રીંગણાં જેવી, અથવા તો માત્ર કહેવા સાંભળવાનીજ વસ્તુ નથી; પણ હવા પાણી કરતાં પણ વધારે જરૂરની, તેમજ પાળી શકાય એવી વસ્તુ હોઇને તેનું દર્શન થવું જોઇએ. યૂરોપમાં હાલ ધર્મ અને તેના અનુયાયી વચ્ચે બહુજ છેટું પડી ગયું છે. ‘અમે ધાર્મિક છીએ’ એમ દેખાડવા સારૂ આઠ દિવસે દેવળમાં જઇ એક વખત ઘૂંટણીએ પડવાની કવાયત કરનારા અત્યારે ધાર્મિક કહેવાય છે. વળી યૂરોપના ધર્મમાં આ અરસામાં બીજો પણ એક પ્રકાર ઉમેરાવાનો પ્રારંભ થયો હતો. મૃતો સાથે સંભાષણ કરવાં, મૃતોના સંદેશા જીવતાઓને પહોંચાડવા અને એવા બીજા ચમત્કારોનુંજ નામ ધર્મ, આવી સમજ પ્રસરવા લાગી હતી; પણ ટૉલસ્ટૉય ધર્મ અને ચમત્કારને કંઈ સંબંધ નથી એ મતનું પ્રતિપાદન કરતા અને તેમતને પુષ્ટિ આપવા માટેજ આ નાટક તેમણે લખ્યું હતું. કેંટ+ યૂરોપવાસીઓને જડ અને ચૈતન્ય વચ્ચેનો ભેદ એટલો સ્પષ્ટ કરી બતાવ્યો છે કે, તે પછી આવું અજ્ઞાન બીલકુલ ન હોવું જોઇએ. આપણને ઇંદ્રિયોદ્વારા જે જે વસ્તુનો અનુભવ થાય છે તે સર્વ જડ છે અને તેથી તે દ્વારા અનુભવમાં આવતા ભૂતપિશાચાદિ જીવો પણ જડ કોટિનાજ છે. શુદ્ધ ચૈતન્યનું સ્વરૂપ એથી ભિન્ન છે. આપણા મનની ધર્મ–નીતિની ભાવના આ ચૈતન્ય કોટિની છે. કેમકે ઇંદ્રિયોની સહાયથી આ ભાવનાનું પૃથક્કરણ આપ-

+ એ યૂરોપનો એક તત્ત્વાભ્યાસી હતો.

ણુથી થઇ શકતું નથી. એ ચેતન તત્ત્વોને ખીલવી ચૈતન્યના સાગરરૂપ પ્રભુ તરફ આગળ વધવાને બદલે એવા જડ દેખાવો આપણા સમક્ષ રજુ કરી તેને ચૈતન્ય કોટિના કહેનાર યાંત્રિકો મૂર્ખજ છે. એ બિચારાઓને ચૈતન્ય અને જડના ભેદનું ભાનજ નથી હોતું અને તેથી તેમનું તે ભ્રમિષ્ટપણું તે બીજાઓપર નાખી તેમને હોય તે કરતાં વધારે ભ્રમિષ્ટ તેઓ બનાવે છે. એકાદ વ્યાખ્યાન-ભૂમિપરથી લટકાચટકાપૂર્વક ઉચ્ચરાએલાં વાક્યથી અથવા હવામાં વિચરતા પ્રાણીની માહિતી કે વાતચીત ઉપરથીજ યાંત્રિકને મહત્ત્વ નથી મળતું. તેનું મહત્ત્વ તો તેના અંતર્ગત ગુણોપર અવલંબે છે; એજ તત્ત્વને અનુસરીને ટૉલસ્ટૉયે એ નાટકની રચના કરી છે. સ્પિરિચ્યુઆલીઝમનું શાસ્ત્રીય વિવરણ જાણવા ઇચ્છનારને એ નાટક ઉપયોગનું નથી; પરંતુ નાટકની દૃષ્ટિએ એ નાટક સરસ છે. એમાંનું પ્રત્યેક પાત્ર મનની દુર્બળતાને વશ થઇ સહજે ફસાઇ પડે છે. ઘણાઓ આ વાત જાણેજ છે કે, સ્પિરિચ્યુઆલિઝમ પંથના લોકો જે પ્રયોગો બતાવે છે, તેમાં હાથચાલાકી પુષ્કળ હોય છે; અને આ માર્ગના ઉંડા અભ્યાસી 'ઓલિવર લૉજ' જેવા સારા માણસો પણ એ વાત કબૂલ કરે છે.

આ નાટકમાં ટૉલસ્ટૉયે અર્વાચીન સુશિક્ષિતોને પણ પુષ્કળ ઝાડયા છે; અને શ્રીમંત અને નિરૂદ્યોગી યુવકો પોતાના સમયનો કેવો અપવ્યય કરે છે તેનું ચિત્ર પણ મજાનું આલેખ્યું છે; તેની સાથે ખેડુતની દૈન્યસ્થિતિનું ચિત્ર પણ તેમણે ઠીક દોર્યું છે.

પ્રસ્તુત નાટકમાં કોઇ પણ રાજકીય વિષયની ચર્ચા નહિ હોવાથી બહુ ખેંચતાણ કર્યા વગર સરકારી પરીક્ષકે તે પાસ કર્યું. તેનો પહેલો જાહેર પ્રયોગ 'ટૂલા' શહેરમાં થયો. એ પ્રયોગ માટે ટૉલસ્ટૉય જાતે ત્યાં ગયા હતા; પણ તેમને ઓળખી નહિ શકવાથી દરવાને એકાદ ખેડુત સમજીને હાંકી કાઢયા હતા. તે પછી વ્યવસ્થાપકને ખબર પડતાં જાતે આવીને તેમને બોલાવી ગયો હતો.

એ નાટકમાં એક શ્રીમંત જમીનદાર પાસે કેટલાક ખેડુતો ગયા હતા તેમને તેનો નોકર હાંકી કાઢે છે, એવો એક અંક છે. એ અંકનો પ્રયોગ પૂરો થયા પછી એ ભૂમિકા ભજવનાર પાત્રે ભજવતી વખતે ખેડુત સાથે જે સહજ સલુકાઇભર્યું વર્તન બતાવ્યું હતું, તે વિષે નાટકમંડળીના માલીકને ટૉલસ્ટૉયે કહ્યું કે "એમ કરવું એ સ્વાભાવિક છે. જેમ તમારા દરવાને મને ધૂતકારીને હાંકી મૂક્યો, તેવુંજ તમારે પણ આબેહુબ બતાવી આપવું જોઇતું હતું."

એ નાટકના એક પ્રયોગ પ્રસંગે બાદશાહ ત્રીજો ઍલેકઝાંડાર પોતે પણ હાજર રહ્યો હતો. તેની સાથે ડઝનેક ગ્રૅંડ ડયૂક અને ગ્રૅંડ ડચેસ પણ આવ્યાં હતાં. પ્રયોગ જોઇને એ મંડળી ખુબ ખુશ થઇ. નાટકમાં એવા બડેખાંઓના વર્ગને જે

ઝાડવામાં આવ્યો છે તે વાત બહુધા તેમના લક્ષમાં કદાચ નહિ આવી હોય.

આ ઉપરાંત બીજાં પણ બે નાટક એજ અરસામાં ટૉલ્સ્ટૉયે લખ્યાં હતાં. એમાંના એકમાં દુષ્કાળગ્રસ્ત ખેડુતોનું વર્ણન છે. આ નાટકનો પ્રયોગ શરૂ થયો ત્યારે રૂશીયામાં ભયંકર દુષ્કાળ પડેલો હતો; તેથી એ પ્રયોગથી શ્રોતાઓપર અસર થતી.

એ પ્રયોગ મોસ્કોમાં પણ થયો અને પૂર્ણ યશસ્વી બન્યો, અને રૂશીયન સાહિત્યની ઉત્કૃષ્ટ ગ્રંથાવલિમાં તેને કાયમનું સ્થાન મળ્યું.

'એવાજ પ્રકારનાં કેટલાંક નાટક લખી આપશો કે કેમ ?' એવો પ્રશ્ન એક નાટક કંપનીએ કરતાં ટૉલ્સ્ટૉયે કહ્યું: " રૂશીયાની વર્તમાન સ્થિતિનું આબેહુબ ચિત્ર ખડું થાય એવાં પુષ્કળ નાટકો લખવાનું મન છે; પણ તે સરકારી પરીક્ષકને કદિ પણ પસંદ નહિ પડે. મેં જ્યારથી હાથમાં કલમ પકડી છે ત્યારથી એ સરકારી ભૂત મારી પાછળ પડેલું છે. એના ભયથી શબ્દે શબ્દે મારી કલમ અટકી પડે છે અને તેથી મારૂં કેટલુંએ સાહિત્ય ગર્ભાવસ્થામાંજ મરણ પામ્યું છે. "

રૂશીયાની રાજકીય સ્થિતિનું સ્વરૂપ કેટલું બધું ખરાબ હતું તે પણ ઉપલી હકીકત દર્શાવી આપે છે.





# प्रकरण २२ मुं—लग्ननी योग्यता.





ચકને યાદ હશેજ કે 'સીમીઓનૉફ' નામનો એક ટૉલસ્ટૉયનો સ્નેહી હતો. ઇ. સ. ૧૮૯૦ માં 'ગે'ને તે મળ્યો હતો તે વિષેની હકીકત કહેતાં સીમીઓનૉફ કહે છે કે:—

" ટૉલસ્ટૉય વિષે મેં પૂછયું ત્યારે તેમની પ્રકૃતિ સારી હોવાનું મને જણાવવામાં આવ્યું; પણ તેમના વિષે વાત કરતી વખતની ગેની મુદ્રા મને બરાબર લાગી નહિ; તેથી સહજ વિશેષ રીતે પૂછતાં તેણે કહ્યું કે, 'ટૉલસ્ટૉયની શારીરિક પ્રકૃતિ સારી છે; પણ મને લાગે છે કે તેમના મનની પ્રકૃતિ જોઇએ તેવી નથી. હમણાં હમણાં તે ધર્મવિચાર તરફ જોઇએ તેવું લક્ષ ન આપતાં જગતની પંચાત કરવામાં વિશેષ ગુંથાયા છે. હમ્મેશાં ઘેર પરોણા એકઠા કરીને તેમની સાથે ક્ષુલ્લક બાબતોની કડાકૂટ કરવાનો તેમને નાદ લાગ્યો છે. હમણાં તેમણે કેટલાંક નાટકો લખ્યાં છે અને તે લોકપ્રિય પણ થયાં છે; પરંતુ ધર્મવિચાર વગરના લેખ મને શુષ્ક લાગે છે. લેખ લખી દ્રવ્ય પ્રાપ્ત કરવું એ મોટા ગ્રંથકારનું કામ નથી. એમ કરવું તે પાપ છે. મનુષ્યને અજ્ઞાનાંધકારમાંથી ખેંચી કાઢવો એ બુદ્ધિમત્તાનું કામ છે; પણ તેનો બદલો મેળવવો એ તો વાણીયાની દુકાનનો સોદો છે. કોઈ માણુસ બૂડતો હોય તો તેનો આપણે પ્રાણ બચાવીએ; પણ તેના બદલામાં દ્રવ્ય લઇએ એ કેટલું શોભે ? ટૉલસ્ટૉયનો મિત્ર 'ચરકૉફ' તેમનાં પુસ્તકોદ્વારા પુષ્કળ કમાણી કરે છે. "

ચરકૉફ ટૉલસ્ટૉયનો વિશ્વાસુ સ્નેહી હતો. ટૉલસ્ટૉયનાં તત્ત્વોને વ્યવહારમાં લાવવા માટે પ્રયત્ન કરનારા જે લોકો ટૉલસ્ટૉય પાસે આવતા, તેમને તે ચરકૉફ પાસે મોકલતા. ચરકૉફનો સ્વભાવ ઉતાવળીયો, હઠીલો અને તોછડો હોવાથી આવનાર લોકો સાથે ઘણીવાર તેને તંટોજ થતો. આથી ઘણી વખત ટૉલસ્ટૉયનાં તત્ત્વો દૂરજ રહી જતાં અને એ તંટા ભાગવાનું કામ ટૉલસ્ટૉય પાસે

આવતું. પોતાના ગ્રંથપ્રકાશનનું કામ તેમણે સંપૂર્ણપણે 'ચરકૉફ'ને સોંપી દીધું હતું.

'ક્રૂટઝર સોનાટા' નાટકમાં ટૉલસ્ટૉયનો મુખ્ય હેતુ બ્રહ્મચર્યનું મહત્ત્વ બતાવવાનો છે. સ્ત્રી પુરૂષના સંબંધ વિષે ટૉલસ્ટૉય કહે છે કેઃ—

"વિષયવાસનાના ભોગ થઇ પડી પુરૂષો અથવા સ્ત્રીઓ જે અપરાધ કરે છે અને તે અપરાધ ગુપ્ત રાખવા માટે તેઓ જેટલી મહેનત કરે છે, તેટલી બીજા કોઇ પણ અપરાધ માટે થતી નથી. વાસ્તવિક રીતે આ અપરાધ એટલો સર્વ સાધારણ છે કે, તેમાંથી ભાગ્યેજ કોઇ બચ્યો હશે. આ વિષય એવો છે કે તેમાં મનુષ્યના નૈતિક સામર્થ્યની ખરી કસોટી રહેલી છે અને તેમાં શિથિલતા થતાં તેની અવશ્ય અધોગતિ થાય છે."

અન્ય લેખોની માફક ટૉલસ્ટૉયના આ નાટકપર પણ સરકારે બહિષ્કારનો હથોડો માર્યો હતો; તથાપિ તેની શીલાછાપની પ્રતોનો પ્રચાર એટલા મોટા પ્રમાણમાં થયો કે, સરકારનું હથીયાર કંઇજ કામ ન કરી શક્યું. રૂશીયામાંજ નહિ પણ ઇંગ્લાંડ સુધી એ નાટકનો પ્રચાર થયો.

રૂશીયામાં પુસ્તકો છાપવા છપાવવાપર સખત અંકુશ સરકારે રાખ્યો હતો, તોપણ તેથી તેનો હેતુ લેશ માત્ર સધાતો નહતો. ખાનગી રીતે ઘરમાં પાંચ પચાસ માણસ એકત્ર થતા અને ત્યાં એકાદ જણ મોટેથી પુસ્તક વાંચી સંભળાવતો. એ રીતે સારાં પુસ્તકોનો સર્વત્ર પ્રચાર થતો અને તેની અસર પણ સારી થતી.

ઉપલા નાટકમાં મુખ્યપાત્રદ્વારા સ્ત્રી પુરૂષના સંબંધ વિષે ટૉલસ્ટૉયે નીચેનો મત દર્શાવ્યો છેઃ—

"સ્ત્રીઓના નેતા કહે છે કે, પુરૂષોએ સ્ત્રીઓના ભાગ્યમાં ગુલામી દૃઢ કરી છે. બાહ્યદૃષ્ટિએ એ વાત ખરી લાગે છે; પણ વસ્તુસ્થિતિ ઉંડાણથી તપાસતાં ખરૂં સ્વામિત્વ સ્ત્રીઓ પાસે હોઇ પુરૂષોનાજ ભાગ્યમાં ગુલામી છે. યાહુદી અથવા મારવાડી ધનિક જેવોજ આ પ્રકાર છે. વ્યાજવટંતરનો ધંધો કરનારી એ જાતિનો સર્વત્ર તિરસ્કાર થાય છે. તેમને કોઇ સારા કહેતું નથી. તેમને હેરાન કરવાનો પ્રસંગ કોઇએ જવા દેતું નથી. તેમનું આખું જીવન સામાજીક જુલમ નીચે જાય છે; તથાપિ આ વાત પણ એટલીજ ખરી છે કે પોતાના ધનની સત્તાથી એ જુલમનો બદલો વ્યાજ સાથે તેઓ મેળવે છે. આજ ન્યાય સ્ત્રીઓને લાગુ પડે છે. યૂરોપના સર્વ દેશોમાં યાહુદી શાહુકાર માટે કાયદાથી અનેક પ્રકારનાં બંધન નંખાયાં છે; છતાં તે બંધનમાં રહીને પણ તેઓ પોતાના દેણદારોપર સુલતાની ચલાવે છે. યાહુદીઓએ વ્યાપાર સિવાય કંઇજ કરવું નહિ એવી બંધી છે. યાહુદી કહે છે કે ઠીક છે. વ્યાપારનાજ પાશથી તમોને અમે મુસ્કેતાટ બાંધીશું. એજ

સ્થિતિ સ્ત્રીઓની છે. તમે અમને તમારી કામવાસનાનું હથીયાર બનાવી રાખશો? ઠીક છે ! એજ કામપાશથી તમારા હાથપગ કેવા બંધાય છે તે જુઓ ! જો પુરૂષોના દાસત્વમાંથી સ્ત્રીઓને મુક્ત કરવી હોય તો એ વાત તેમને મતાધિકાર આપવાથી કે વકીલાતની પરવાનગી અથવા મોટી મોટી સરકારી નોકરીઓ આપવાથી નહિ સધાય. એ કાર્ય સિદ્ધ કરવું હોય તો સ્ત્રી પુરૂષના વિષયતૃપ્તિના હક્ક સમાન કરવા જોઇએ. કહેવાય છે કે યૂરાપમાં પ્રેમલગ્ન થાય છે; તથાપિ તેમાંએ સ્ત્રીની પસંદગી કરવાનો પુરૂષોનેજ હક્ક છે. પુરૂષની પસંદગી કરવાનો હકક સ્ત્રીઓને આપવો હોય તો પુરૂષોનો એ હકક ખેંચી લેવો જોઇએ. 'પુરૂષોની પસંદગી કરવાનો ખુલ્લો હકક પોતાને નથી' એવી માન્યતા સ્ત્રીઓની થવાને લીધે હાલની સ્ત્રીઓ પુરૂષોની કામવાસના જાગૃત કરવા માટે નાના પ્રકારના યત્ન કરે છે; અને તેમનામાં એવી વાસના જાગૃત થાય છે એટલે પછી પુરૂષનાં ચક્ષુપર પાટો બંધાઈ જઇ એ હકક સ્ત્રીઓનોજ બની રહે છે અને તેની બજાવણી સ્ત્રીઓ તરફથી થાય છે. સ્ત્રીની જ્યાં ખાત્રી થઇ કે પુરૂષ પોતાનો ગુલામ બન્યો છે, એટલે પછી તે પોતાના અધિકારનો જોઇએ તેવો દુરૂપયોગ કરે છે. પછી પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક વસ્તુપર તમે તેના સામર્થ્યની છાયા પડેલી જોઇ શકશો. કોઇ શહેરના રસ્તાપરથી જતાં આવતાં આજુબાજુની દુકાનોપર સહજ નજર નાખવાથી તેમાં તેમને લક્ષાવધિ વસ્તુઓ જણાશે. એ વસ્તુઓની કિંમત કરોડો રૂપિયા થશે. લાખો માણસોનો શ્રમ તેના માટે ખર્ચાયો હશે; પરંતુ એમાં દશમા ભાગની વસ્તુઓ પણ પુરૂષોના ઉપયોગની હશે કે કેમ તે વિષે શંકા છે. પુરૂષોની સર્વ ચેનબાજી સ્ત્રીઓએજ ઉપજાવી કાઢેલી હોઇ તેને જીવતી પણ તેમણેજ રાખી છે."

"સર્વ કારખાનાં જુઓ ! તેમના શ્રમનો ઘણોજ ભાગ દર દાગીના, નાના પ્રકારનાં વાહનો, શૃંગારનાં સાધનો અને અનેક પ્રકારની ક્ષુલ્લક વસ્તુઓજ ઉત્પન્ન કરવામાં વપરાએલો જણાય છે. સ્ત્રીઓની હોંસ પૂરી કરવા માટે લાખો મજુરો અને તેમની અનેક પેઢીઓ ગુલામની માફક કારખાનામાં રીબાઈ રીબાઇને યમધામમાં પ્રવેશે છે. આ રીતે માનવજાતિનો નવદશાંશ ભાગ સ્ત્રીઓના પાશમાં સપડાએલો હોઇ સખત મજૂરીની જન્મકેદ ભોગવે છે. આ સર્વ અનર્થનું મૂળ કારણ એટલુંજ છે કે, પુરૂષની પસંદગીનો હક્ક નહિ હોવાથી સ્ત્રીઓ એક પ્રકારે જાણે વેરજ લેતી જણાય છે."

"પુરૂષોની કામવાસના જાગૃત કરવાની વિદ્યા સ્ત્રીઓએ એટલી સિદ્ધ કરી લીધેલી છે કે, **ચિત્તને નિર્વિકાર રાખી સ્ત્રીઓ સાથે વાત કરવાનું કામ પુરૂષો માટે અશક્યવત્ થઇ પડયું છે.** પુરૂષ સ્ત્રીની સમીપમાં જાય છે કે ગાત્ર તેના દૃષ્ટિક્ષેપથીજ તે દબાઇ જઈ બુદ્ધિભ્રષ્ટ બને છે. મારી યુવાવસ્થાનું મને

અદ્યાપિ પાકું સ્મરણ છે. બૉલ ( નાચ ) ના પોશાકમાં એકાદ સ્ત્રીને હું જોતો કે તરતજ મને કંઇનું કંઈ કંઈ જતું. તે વખતે એવી વૃત્તિ હતી; પણ હવે તો એવી સ્ત્રીનો એટલો ડર લાગે છે કે એકાદ પોલીસને બોલાવી કાયદાની સંરક્ષક શક્તિનો આશ્રય લેવાની ઇચ્છા થઈ જાય છે. ”

“ આ હકીકતને ખરેખર તમે હસી કહાડશો; પણ એમાં હસવા જેવું કંઇજ નથી. હું મશ્કરીમાં નથી બોલતો. મારો હેતુ તમારા લક્ષમાં આવે તેવા દિવસ જલદીથીજ આવશે, એવી મારી ખાત્રી છે; અને પછી સમાજની શાંતિનો ઉચ્છેદ કરવા જેવું વર્તન ચલાવનારી સ્ત્રીઓને લોકો સમાજમાં ખુલ્લે માથે કેમ ફરવા દેતા હતા તેજ નવાઇ જેવું લાગશે. હાલની સ્ત્રીઓનો પોશાક, શૃંગાર, નખરાં, લટકાં અને વાતની પદ્ધતિ સમાજના નાશના કારણભૂત છે. જાણે ઠેરઠેર ફંદાજ ઉભા કરી મૂક્યા હોય એવી અથવા એથી પણ ખરાબ સ્થિતિ છે. જુગારના અડ્ડા કાયદાથી બંધ કરવામાં આવે છે ત્યારે પુરૂષોને નીતિભ્રષ્ટ કરનારા આ અડ્ડા કેમ બંધ કરવામાં આવતા નથી ? વાસ્તવિક રીતે જુગારના અડ્ડા કરતાં પણ આ અડ્ડા સમાજને વધારે ઘાતક છે. ”

“ હાલની સ્ત્રીઓનું શિક્ષણ પણ એજ દિશાએ વહે છે. એકાદ સ્ત્રી લગ્ન નથી કરતી તો તેને વૃદ્ધકુમારી કહીને હાલની સ્ત્રીઓ તેની ચેષ્ટા કરે છે. તે પોતે કામપાશમાં ફસાઇ નહિ અને કોઇ પુરૂષને તેણે ફસાવ્યો નહિ તે જાણે કેવુંક મહાન પાતક હોયને ! પુરૂષને કેવી રીતે સપાટામાં લેવો એવા શિક્ષણરૂપી પાશથી તે સજ્જ થાય છે એટલે પછી તેને નખરેબાજ પોષાક પહેરાવીને બૉલમાં તેનું પ્રદર્શન કરવામાં આવે છે. પુરૂષને કામપાશમાં ગૂંચવવાનો ધંધો ખુલ્લી રીતે ચલાવવા માટે રાજમાર્ગપર અટ્ટાલિકામાં બેસનારી વેશ્યા અને એજ હેતુથી બૉલમાં રખડતી યુવતી વચ્ચે મને તો કંઇજ ભેદ જણાતો નથી. ”

“ વળી એવા બજારી પ્રેમનો બદલો જગતને કેવો મળે છે ? એ પાપથી જગતની અર્ધી માનવજાતિ વિનાશને પંથે પડી છે. વાસ્તવિક રીતે સ્ત્રીઓએ તો સત્ય અને કલ્યાણના માર્ગમાં પુરૂષોને મદદ કરવી જોઇએ; પણ પુરૂષોએ પોતાની મોજને ખાતર સ્ત્રીઓને એવી સ્થિતિમાં ધકેલી મૂકી છે; તેથીજ તે મદદગાર થવાને બદલે શત્રુ બની છે. તમારી ચોતરફ સહજ દૃષ્ટિ કરો ! ઉન્નતિના માર્ગમાં માનવસમાજ કેમ આગળ ધપતો નથી, તેનો વિચાર કરશો તો એજ જણાશે કે, સાંપ્રતની સ્ત્રીઓજ એ માટે કારણભૂત છે અને તેમની સાંપ્રતની સ્થિતિ પુરૂષોએજ નિર્માણ કરી છે. ”

“ અર્વાચીન કાળનાં બાળકોની સંભાળ કેવી લેવાય છે તે પણ વિચારવા જેવું છે. તેમને ઉછેરવાનું કામ તેમના ભાવી જીવન તરફ દૃષ્ટિ રાખીને થવું

જોઇએ. માનવપ્રાણી તરીકે તેમને જે ઉચ્ચતર કામો કરવાનાં છે, તે પાર પાડવાસારૂ તેમનાં શરીર અને મન તૈયાર કરવાં એ માતાપિતાનું આદ્ય કર્તવ્ય છે. પણ તેમ થવાને બદલે દાક્તરોના છંદે લાગી બાળકો હૃષ્ટપુષ્ટ બને તે માટે નાના પ્રકારના ખોરાકથી તેમનાં પેટ તડાતુમ ભરવામાં આવે છે; અને આ ઉપરાંત ફેશનખોર કપડાં પહેરાવી તેમને દેખાવડાં બનાવ્યાં એટલે પોતાનું કાર્ય પૂરૂં થએલું માનવામાં આવે છે."

"મશાલાદાર અને ઉત્તેજક ખોરાકો તથા લાડને લીધે એ બાળકોમાં કામવાસના સત્વર જાગૃત થાય છે; અને ઉમ્મરલાયક થતાંજ તેમને ભયંકર નુકશાની સહેવી પડે છે. આજુબાજુની સ્થિતિ પણ વિષયવાસનાને પોષનારીજ હોય છે. કપડાં, પુસ્તકો, ચિત્રો, મીજલસો, નાચરંગ, નવલકથાઓ, માસિકો, વગેરે સર્વ એકસંપ થઇને વિષયવાસનાજ જગાડવાનો ધંધો ચલાવતાં હોય છે. આવા મોટા હલ્લાનું પરિણામ પણ તેને અનુસરતુંજ આવે છે. એજ સ્થિતિમાંથી યુવકયુવતીઓ અનેક રોગનાં શિકાર બને છે અને પછી એવા રોગ બીજાઓમાં ફેલાવે છે. કેટલીકવાર તો તેમની જીંદગી પૂરેપૂરી માટીમાં મળી જાય છે."

"અર્વાચીન યુવક યુવતીનો જીવનક્રમ પણ એજ સ્થિતિને પોષનારો હોય છે; તરૂણ પુરૂષ સુંદર યુવતીઓનાં મોઢાં જોવા આખા ગામમાં ભટકે છે; અને કંઇ તરૂણી લગ્નથી કિંવા લગ્ન સિવાય પોતાની જાળમાં ફસાય તેમ છે, તે વિના બીજો એકે વિચાર તેના ચિત્તમાં નથી હોતો. ઉલટપક્ષે યુવતી પણ જાળ પાથરવા સિવાયનો બીજો ઉદ્યોગ કરતી નથી હોતી."

"આ પ્રમાણે યુવાન પ્રજા પોતાની ક્રિયાશકિતનો આવાં કામોમાં દુરૂપયોગ કરીને જીંદગીને ધૂળધાણી કરી નાખે છે તેમના હાથે દેશસેવા, સમાજસેવા કે બીજું માણસને શોભે તેવું એકકે કાર્ય થતું નથી."

"આ પ્રમાણે જેઓ વિષયસુખમાં રત બને છે તેમના માર્ગમાં વિઘ્નો પણ અનેક ખડાં થાય છે; પરંતુ અહીં વિષયસુખ અને પ્રેમ વચ્ચે રહેલો ભેદ લક્ષમાં રાખવો જોઇએ. ધર્મશાસ્ત્રનું વચન છે કે, પ્રભુ પ્રેમસ્વરૂપ છે અને તેને પામવા માટે 'પ્રભુ સર્વનો પિતા છે અને સર્વ માણસ પોતાનાં બાંધવ છે' એ તત્ત્વ મનુષ્યે પોતાના ચિત્તમાં અને વર્તનમાં ઓતપ્રોત કરી સર્વ પ્રત્યે નિષ્કામ પ્રેમી બનવું જોઇએ. વિષયલાલસાથી ઉત્પન્ન થએલો સ્ત્રીવિષયક પ્રેમ કદિ પણ અખિલ માનવજાતિપર્યંત ન પહોંચતાં કેવળ વિષયસુખના સ્વાર્થમાંજ રોકાઈ રહે છે. આમ હોવાથી શાસ્ત્રના મત પ્રમાણે તેને પ્રેમ કહી શકાય કે કેમ તેનો તમેજ વિચાર કરો. એ પ્રેમ માનવજાતિપર્યંત પહોંચતો નથી; એટલુંજ નહિ પણ સત્ય પ્રેમના માર્ગમાં કોટ કિલ્લાની માફક તે આડો આવે છે. આથી સમજાય છે

કે, સ્ત્રીવિષયક પ્રેમ ઉન્નતિકારક થવાને બદલે અધોગતિએ મોકલનારો છે; અને તેથી તે પાપરૂપ છે."

"લગ્નની ગાંઠથી બંધાઇને પોતાનું મન એકજ સ્ત્રીને સોંપવામાં માનવજાતિનું અસ્તિત્વ કાયમ રાખવાનોજ હેતુ હોય, અને માનવજાતિને ચાલુ રાખવી એજ આપણું અંતિમ સાધ્ય હોય; તોપણ લગ્ન કરીને પ્રજા વધારવાની જરૂર અત્યારે દેખાતી નથી. આજે અન્નના અભાવે જે અસંખ્ય મનુષ્યો અને બાળકો મૃત્યુના જડબામાં સપડાય છે, તેટલાંનુંજ રક્ષણ કરવામાં આવે તો બસ છે."

"આ બાબતમાં ખ્રિસ્તની ( અને આર્ય ધર્મશાસ્ત્રની પણ ) એજ આજ્ઞા છે કે, લગ્ન કરેલી સ્ત્રીથી છુટાછેડા ન કરતાં તથા અન્ય સ્ત્રી ન કરતાં પ્રથમની સ્ત્રી સાથે સંસાર ચલાવ. વળી બીજી આજ્ઞા એ છે કે, સ્ત્રી કેવળ વિષયલાલસાની તૃપ્તિ માટે છે એમ ન માનીશ. આ બન્ને આજ્ઞાના શિરસ્થાને ત્રીજું વચન એ છે કે મનુષ્યોએ વિવાહ કરવા કરતાં અવિવાહિત રહેવું એ ઉત્તમ છે. આ ઉપરથી ધર્મશાસ્ત્રનો શો અભિપ્રાય છે તે સ્પષ્ટ થાય છે." ×

ટૉલસ્ટૉયના કહેવા પ્રમાણે અથવા તો ધર્મશાસ્ત્રના કહેવા પ્રમાણે ચાલી શકાવું અશક્ય છે, એવું કહેનારને તેઓ એવો જવાબ આપતા કે, "માણસો તે પ્રમાણે નહિ વર્તે, એ કબૂલ છે તથાપિ ઉચ્ચ આદર્શ તો વારંવાર માણસો સમક્ષ રજુ થવોજ જોઇએ. અશક્ય અને મુશ્કેલ કહીને તેને દૃષ્ટિ બહાર રાખવો અને તેના બદલામાં આપણું સાધ્ય-ધ્યેય ઉતરતી પંક્તિનું રાખવું એ તો અનિષ્ટજ છે. ઉચ્ચ ધ્યેયને લક્ષમાં રાખીને માણસે હમ્મેશાં તેની સિદ્ધિમાટે પ્રયત્ન કર્યા કરવો એજ માર્ગ શ્રેયસ્કર છે."

આ નાટક લખવા પૂર્વે થોડાંજ વર્ષપર એજ વિષય સંબંધી ટૉલ્સ્ટૉયે તદ્દન જુદાજ વિચાર પ્રકટ કર્યા હતા. તે વખતે તેમણે એવું પ્રતિપાદન કર્યું હતું કે, લગ્નની ગ્રંથિ પાપમૂલક નથી. એક પત્ની સાથે જીવન ગાળી પ્રજોત્પત્તિ કરવી એ આપણું સામાજીક તથા ધાર્મિક કર્તવ્ય છે એમ પણ તે કહેતા હતા. એ પછી થોડાં વર્ષે એજ વાત તેમને અપવિત્ર અને પાપમૂલક જણાવા લાગી. પાંચ છ વર્ષની મુદ્દતમાંજ આ ફરક પડ્યો તેનું કારણ જણાવતાં તે કહે છે કેઃ—

"મને કલ્પના પણ ન હતી કે મારા વિચાર આટલા સમયમાં આટલા બધા આગળ વધી જશે અને એવા સિદ્ધાંતે હું પહોંચી શકીશ. એ બંને પ્રકા·

× આર્ય ધર્મશાસ્ત્રો સ્ત્રી પુરૂષનો લગ્નસંબંધ કેવો ઉપકારક છે અને તેમના પરસ્પરના શા ધર્મ છે, તે વાત બહુ ઉત્તમ રીતે સમજાવે છે; પરંતુ તે પ્રકારે તેનો સદુપયોગ ન થતાં જગતમાં મોટા ભાગે ટૉલ્સ્ટૉય કહે છે તેવો દુરૂપયોગજ થાય છે. સંપાદક

રના વિચાર એક સાથે મને યાદ આવે છે ત્યારે મારા માટે મનેજ આશ્ચર્ય થાય છે. આ વિચારસરણી ભૂલભરેલી તો નહિ હોય ? એવી પણ શંકા મને થતી; પરંતુ પુનઃ પુનઃ ઉંડાણુથી વિચાર કરી જોતાં હાલના વિચારોજ મને સત્ય લાગે છે. ”

ટૉલ્સ્ટૉયના એકંદર જીવનનો વિચાર કરતાં આરંભથીજ તે આત્મસંયમ તરફ વળતું જણાય છે. ભરયુવાનીમાં તેમના હસ્તે પુષ્કળ ઉચ્છૃંખલતા થએલી; પણ પાછળથી તેને માટે તેમને વારંવાર પશ્ચાત્તાપ થતો હતો. લગ્ન કર્યા સિવાય એ પશ્ચાત્તાપનું કારણ દૂર નહિ થાય એવો નિશ્ચય થયા પછીજ તેમણે લગ્ન કર્યું હતું; એટલે તેમાં પણ તેમના આત્મસંયમનોજ પરિચય થઈ શકે છે. લગ્ન કર્યા પછી તેમણે કદિ પણ અન્યના દ્વારમાં પગ નથી મૂકયો અને છેવટે એક સ્ત્રી હોવી તે પણ પાપ છે એમ તેમને લાગવા માંડયું. આ ઉપરથી કહેવાને હરકત નથી કે, તેમનો જીવનપ્રવાહ આરંભથીજ પ્રવૃત્તિ તરફ ન હોઇ નિવૃત્તિ તરફજ હતો. પોતાની વિવાહિત સ્ત્રીને પોતાની માનસિક ઉન્નતિમાં વિઘ્નરૂપ થતી જોઇને તેનો પણ ત્યાગ કરવાને તેઓ તૈયાર થયા હતા.

હવે આ બાબતમાં વૈદકશાસ્ત્રનો મત પણ જોવા જેવો છે. ઉપરોક્ત નાટક લખાઇ રહ્યું તેજ સમયે એક સુપ્રસિદ્ધ અંગ્રેજ વૈદ્ય મોસ્કોમાં રહેતો હતો. એક વખત એક યુવાન તેની સલાહ લેવા આવ્યો. તેની સર્વ હકીકત સાંભળી લઇ દાક્તરે તેને કહ્યું:–‘તું હવે ભરયુવાનીમાં આવ્યો છે તેથી સર્વ વિકારની ઉત્પત્તિ થઇ છે. હવે જેમ બને તેમ જલદી લગ્ન કર અથવા બીજી કંઇ તજવીજ કર !’ ત્યારે પેલા યુવકે કહ્યું: ‘ એમ કરવું તે શું અનીતિ નથી ?’ દાક્તરે કહ્યું:– ‘ વૈદકશાસ્ત્રનો અભિપ્રાય મેં તને કહ્યો છે. નૈતિક બાબતની ચર્ચા કરવી હોય તો કોઇ ધર્મોપાધ્યાયને મળ !’

પછી થોડીવાર ચૂપ રહી દાક્તરે કહ્યું:–‘તારા શરીરની સ્વસ્થતા માટે શેની જરૂર છે તે મેં તને કહ્યું છે; તથાપિ બીજો પણ એક ઉપાય છે કે ખરા અંતઃકરણથી નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું. વિષયવાસનાને તારે તદ્દન મારી નાખવી જોઇએ. યુવતીઓના ટોળામાં કદિ પણ જઇશ નહિ. અરે, સ્ત્રીઓનાં ચિત્રો જોવાં એ પણ તારા માટે જોખમકારક છે. તેજ પ્રમાણે છાકટા યુવકોથી પણ તારે દૂર રહેવું જોઇએ. હું કંઇ ધાર્મિક માણસ નથી; પણ ઇસુએ કરેલો ઉપદેશ કેટલો યોગ્ય અને સશાસ્ત્ર છે તે હું સમજું છું. ઇસુ કહે છે કે ‘ કોઇ પણ સ્ત્રી તરફ જે વિષયદૃષ્ટિથી જુએ છે તે તેની સાથે માનસિક વ્યભિચારજ કરે છે. તેનું એ વચન અર્વાચીન શાસ્ત્રની કસોટીએ પણ બરાબર ઉતરે છે; કેમકે કેવળ જડદૃષ્ટિથી જોનારા અમો દાકતરોનો અનુભવ પણ એવોજ છે. ’

ટૉલ્સ્ટૉયનો બ્રહ્મચર્ય વિષેનો ઉપરોક્ત મત નિયત થયા પછી સ્વાભાવિક રીતેજ તેમનાં પત્ની અને તેમના વચ્ચે ભેદ વધતો ચાલ્યો.

ટૉલ્સ્ટૉયે આ વિચાર પ્રસિદ્ધ કર્યા પછી પણ તેમને બાળબચ્ચાં કેમ થયાં, એવો પ્રશ્ન કરી કેટલાક તેમના સિદ્ધાંત ઉપર આક્ષેપ કરે છે; પણ એ આક્ષેપ અસ્થાને છે. એકાદ માણસ દારૂને ખરાબ સમજવા છતાં તેનો સર્વાંશે ત્યાગ ન કરી શક્યો હોય તેથી કાંઇ દારૂ ખરાબ હોવાનો સ્વાનુભવ બીજાઓ આગળ રજુ કરવાનો તેનો અધિકાર નષ્ટ થતો નથી.

ટૉલ્સ્ટૉયના લેખોનું મહત્ત્વ તેમની સ્પષ્ટોક્તિમાં પણ રહેલું છે. તેમના પોતાના ચિત્તને જે વાતો બરાબર લાગી તે તેમણે સ્પષ્ટ રીતે લોકો સમક્ષ મૂકી છે; અને પોતાની પંડની પણ ન્યૂનતા કે નિર્બળતા તેમણે કોઇની શરમ કે ભયની પરવા ન રાખતાં સરલતાથી કબૂલ કરી છે. પોતે અમુક બાબત પૂરેપૂરી પાળી નહિ શકતા તોપણ તે પાળવી ઘટિત હોય તો તેનું પ્રતિપાદન ખુલ્લી રીતે કરતા; અને પોતાને કોઈ દાંભિક કહેશે કે કેમ તેની પરવા કરતા નહિ. સામાન્ય મનુષ્યોમાં એવી સરલતા અને નિર્ભયતા અત્યંત દુર્લભ છે. આપણું પોતાનું વર્તન અયોગ્ય હોય છે તો તે વાત ખુલ્લે ખુલ્લી રીતે કબૂલ કરવાને બદલે આપણે શાસ્ત્રવાક્યોને ખેંચી તાણીને પણ આપણું વર્તન બરાબર હોવાનું દર્શાવવા પ્રયત્ન કરીએ છીએ. વચમાં વચમાં આપણી વિવેકબુદ્ધિ જાગ્રત થાય છે, પણ તેની આજ્ઞા પ્રમાણે સ્પષ્ટ બોલવાનું કે વર્તવાનું ધૈર્ય આપણામાં હોતું નથી. આ બધું આપણે હમ્મેશ અનુભવીએ છીએ. આવી સ્થિતિમાં દાંભિકતાના આરોપને પાત્ર જો કોઈ હોય તો તે ટૉલ્સ્ટૉય કે તેમની કોટિના અસામાન્ય માણસો નહિ પણ આપણા જેવા સામાન્ય મનુષ્યોજ છે.

ટૉલ્સ્ટૉયની એકંદર વિચારસરણીનું મહત્ત્વ તેની અસલિયતમાં પણ રહેલું છે. તેઓ પંડેજ સૃષ્ટિનું નિરીક્ષણ કરીને તેનાપરથીજ નીકળતા સિદ્ધાંત સ્પષ્ટતાથી રજુ કરે છે. બુદ્ધ અને ખ્રિસ્ત જેવા વિષયત્યાગી લોકોએજ જગતનું આત્યંતિક કલ્યાણ કર્યું છે એ વાત તેમની દષ્ટિ સમક્ષ સદાય રહ્યા કરતી. આપણને પણ એવો અનુભવ થયા કરે છે કે, સ્વાર્થને સંપૂર્ણ રીતે વિસરી જઇ જે માણસ તત્ત્વનો એકનિષ્ઠ ઉપાસક બને છે, તેનાજ હસ્તે કંઇ પણ લોકોત્તર કાર્ય થાય છે.

આ બાબતમાં અર્વાચીન પંડિતોના વિચાર પણ જોવા અસ્થાને નહિ ગણાય. જ્યારે માનવપ્રાણી જંગલી અવસ્થામાં હતો ત્યારે અહર્નિશ યુદ્ધ કરવાં એજ તેનો જીવનક્રમ થઇ પડેલો હતો. વળી તે સમયે હિંસ્ર પશુની પણ પુષ્કળ સંખ્યા હોવાથી તે પણ ઘણા માણસોનો સંહાર કરતા. આથી સ્વાભાવિક રીતેજ

તે વખતના લોકોનું આવશ્યક કર્તવ્ય મનુષ્યજાતિને સબળ અને જીવંત રાખવાનું હતું. યાહુદી કિંવા મુસલમાનોમાં અનેક સ્ત્રીઓ કરવાનો જે ચાલ છે તે આ હેતુજ પ્રકટ કરે છે. તે વખતે પુષ્કળ સશક્ત છોકરાનો પિતા મોટો માણસ મનાતો હતો. પ્રાચીન કાળના હિંદુસ્થાનનો નિયોગ પણ એજ હેતુ દર્શાવે છે. સાંપ્રતનો મનુષ્ય એવા પ્રકારના પૂર્વજોમાંથી ઉતરી આવેલો હોવાથી તેનામાં જરૂર કરતાં અધિક વિષયવાસના દૃષ્ટિએ પડે છે. પૂર્વે મનુષ્યજાતિને શી રીતે ટકાવી રાખવી, એજ વિચારને પ્રાધાન્ય હોવાથી બાળકોની મોટી સંખ્યા પેદા કરવાના કાર્યને મહત્ત્વ આપવામાં આવે તેમાં કંઇ નવાઇ નથી; પણ હવે એ સ્થિતિ તદ્દન પલટાઇ ગઈ છે. **હવે તો સંખ્યાની અધિકતા નથી જોઇતી પણ ગુણની અધિકતા જોઇએ છે.** આથી જોઇતી પ્રજા નિર્માણ કરવા કરતાં થોડી પણ ગુણવાન પ્રજા નિર્માણ કરવી એજ સાંપ્રતની નીતિ ગણાય. અર્થાત્ સાંપ્રતના નીતિશાસ્ત્રની દૃષ્ટિએ કામેચ્છાપર અંકુશ રાખવો એજ યોગ્ય છે; તથાપિ એમાંએ એક વિચાર કરવા જેવો મુદ્દો છે. પોતાના મનની તૈયારી ન હોવા છતાં કેવળ દેખાદેખી અથવા પરાણે બ્રહ્મચર્યનો સ્વીકાર કરવાથી લાભ ન થતાં હાનિજ થવાનો સંભવ છે. અર્વાચીન પંડિતોના મતનો સાર આ પ્રમાણે છે.

ટૉલ્સ્ટૉયનું કહેવું એવું છે કે, પ્રથમથી લગ્ન ન કરવું એજ ઉત્તમ છે; પણ તે કર્યા પછી એકાદ કજાત સ્ત્રી સાથે ગાંઠ પડે તોપણ છૂટાછેડા ન કરતાં બાકી રહેલું જીવન તેની સોબતમાં ગાળવું એજ નૈતિક તથા ધાર્મિક દૃષ્ટિએ યોગ્ય છે. આ બાબતમાં ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર અને ટૉલ્સ્ટૉયમાં એકવાક્યતા છે; પરંતુ સાંપ્રતની યૂરોપી પ્રજાની તરફ જોતાં જણાઈ આવે છે કે એ ધર્મનું પાલન શકય નથી.

ટૉલસ્ટૉય કહે છે કે, પોતાનાથી વિરૂદ્ધ મનોભાવવાળી સ્ત્રી સાથે પ્રસંગ પડવાથી થતો ત્રાસ ગળી જવો એ આત્માના વિકાસને માટે અનુકૂળ છે. પણ આ ઉપર એવો આક્ષેપ સંભવે છે કે બે જીવને એમ દુઃખદ સ્થિતિમાં આખી જીંદગી સુધી સડવા દેવા, તેના કરતાં તેમને છૂટા પાડી પોતપોતાને માફક પડતી પદ્ધતિએ તેમનો વિકાસ થવા દેવો એ શું અધિક શ્રેયસ્કર નથી? ટૉલસ્ટૉયના તરફથી આ કથન ઉપર પણ આક્ષેપ થઇ શકે તેમ છે કે;—એવી રીતે જોઇએ તેટલા છૂટાછેડા કરવાની રજા આપવામાં આવે તો પછી મનુષ્યપ્રાણીનો આધ્યાત્મિક દૃષ્ટિએ વિકાસ થશે કે અધોગતિ, તે કયા માપથી નિશ્ચિત કરવું?

યૂરોપી સમાજની વર્તમાન અવસ્થા અતિ નાજૂક બનેલી છે. અનુભવ કહે છે કે, સમાજની સાંપ્રતની લગ્નપદ્ધતિથી વિષમ સ્વભાવનાં જોડકાં પુષ્કળ નિર્માણ થાય છે. બાયબલની આજ્ઞાને પ્રમાણ માનવામાં આવે છે પણ ઘણાંઓની ધર્મ પ્રત્યે પૂજ્યબુદ્ધિ રહેલી નથી. લૌકિક આચરણની માફકજ ધર્માચરણ એ

પણ જીવનક્રમનો અત્યંત આવશ્યક ભાગ છે એવી લાગણી ઘણા થોડાનેજ હોય છે. આવી સ્થિતિમાં યુવાનોની ઉચ્છૃંખલ મનોવૃત્તિ પર ધર્મબંધન કેટલો અંકુશ રાખી શકે એ પણ મોટો પ્રશ્નજ છે.

આવી સમાજરચનામાં ટૉલ્સ્ટૉયનો ઉપદેશ વિશેષ માન્ય થવાનો સંભવ નથી. યૂરોપી સમાજની ગતિ જોતાં સ્પષ્ટ જણાય છે કે ધર્મબંધનની વાત બાજુ મૂકીને છૂટાછેડા કરવાનો માર્ગ અધિક સુગમ કરવાને તે પ્રવૃત્ત છે. ત્યાંના કેટલાક સમાજસુધારક કહેવા લાગ્યા છે કે, છૂટાછેડાનો કાયદો વ્યાજબી કરતાં વિશેષ કડક હોવાથી વેશ્યાનો વર્ગ વધતો જાય છે. આ પ્રમાણે જે ધર્મબંધન પ્રચારમાં છે તેનાજ પાલનની મારામાર છે, ત્યાં ટૉલસ્ટૉયના બ્રહ્મચર્યનો સ્વીકાર કોણ કરે ? ધર્મબંધન નષ્ટ કરી સમાજબંધન પણ બને તેટલા અંશે શિથિલ કરવાનો મત યૂરોપી સમાજમાં અધિકાધિક માન્ય થવા લાગ્યો છે; કારણ એજ છે કે, ત્યાંના સમાજની રચના 'ભોગ'ના પાયાપર થએલી છે. સામાન્યતઃ યૂરોપી સંસ્કૃતિનું સ્વરૂપ ત્યાગમૂલક નહિ પણ ભોગમૂલક છે **त्यागेन एकेन अमृतत्वमानशुः ।** એ પૌર્વાત્ય સૂત્રના સ્થાને **भोगेन एकेन अमृतत्वमानशुः ।** એવા પાયાપર યૂરોપી સંસ્કૃતિની ઇમારત ઉભી રહેલી છે. અર્થાત્ એ સંસ્કૃતિનો મૂળ હેતુ મનુષ્યની ત્યાગશક્તિ વધારવાનો ન હોઈને ભોગશક્તિજ વધારવાનો છે.

ટૉલસ્ટૉયના ઉપર જણાવેલા નાટકને લીધે રૂશીયાનો ધાર્મિક વર્ગ તેમજ યુવકવર્ગ, બંને તેમનાપર ખીજવાઇ ઉઠયા; અને ખર્સોનના આર્યબિશપે તો 'ઘેટાનું ચામડું પહેરનાર વરૂ એવી' નવી પદવી ટૉલ્સ્ટૉયને આપી. તરૂણોએ કહ્યું કે ટૉલસ્ટૉય હવે વૃદ્ધ થએલા છે એટલેજ 'વૃદ્ધા નારી પતિવ્રતા'ની પેઠે દ્રાક્ષને ખાટી કહેવા લાગ્યા છે. પરંતુ એ નાટક લખાયા પછી પણ કેટલાંક વર્ષ સુધી ટૉલ્સ્ટૉયની શરીરપ્રકૃતિ પૂર્ણ સુદૃઢ રહેલી હોઇને તેમને કેટલાંક બાળકો પણ થયાં હતાં. વળી તેમની માનસિક સ્થિતિ પણ નબળી નહોતી પડી. તત્ત્વવિચારથી ઉભરાતા કેટલાક લેખો આ કાળપછીજ તેમને હાથે લખાયા છે.

લોકોના આક્ષેપો વિષે પોતાના એક લેખમાં તે કહે છે કેઃ—

" યુવાવસ્થામાં મેં પશુતુલ્ય આચરણ કર્યું હતું તે માટે હવે મને ખરેખરો પશ્ચાત્તાપ થાય છે. એ કલંક હવે કોઇ પણ ઉપાયેથી મટી શકે તેમ નથી એમ મને યાદ આવે છે ત્યારે અત્યંત દુઃખ થાય છે. 'અમે પણ વૃદ્ધ થઇશું ત્યારે તમારી પેઠે પવિત્રતાની વાતો કરીશું" એવું લોકો કહે તેમાં નવાઇ શી ? મને માઠું એને માટે નથી લાગતું પણ ખરી વાત કહેવાને હું અપાત્ર ઠર્યો છું તેને માટેજ લાગે છે; અને વર્તમાન દેહમાંજ નરકની જ્વાળાનો અનુભવ મને થઈ રહ્યો છે. મારાં પૂર્વનાં ચરિત્ર અહર્નિશ મારા સમક્ષ ખડાં થયાં કરે છે અને

ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં તે ખસતાં નથી. એ પૂર્વ પાતકોએ મારા જીવનને ધૂળધાણી કરી મૂક્યું એનેજ લીધે મને જીવતાં નરકવાસ પ્રાપ્ત થયો છે. ''

આજ વિષય વિષે વાત કરતાં એક વખત તેમણે પોતાના એક મિત્રને કહ્યું હતું કે:—

'' મારી યુવાનીના સમયનું વર્તન યાદ આવે છે ત્યારે મારાં રૂવેરૂવાં ખડાં થઇ જાય છે. **આહાર વિહારમાં અંકુશ નહિ રહેવાથી અનેક પ્રકારનાં કુકર્મ માણસના હાથે બને છે. જીવ્હાની લોલુપતા અત્યંત વિષયાસક્તિનું મૂળ બીજ** છે. એક વખતે હું એક જુવાન ખેડુતની સાથે ગાડીમાં બેસીને જતો હતો. યુવાનીની રેષા હજુ હમણાંજ તેનાપર ઉપસવા લાગી હતી. તેનું લગ્ન થએલું નહતું. મેં તેને પૂછ્યું કે, 'અરે તને સ્ત્રીની જરૂર નથી લાગતી ?' તેણે કહ્યું:—'કાઉંટસાહેબ, એ વાતનો વિચાર કરવાનો વખતજ મને કયાં મળે છે ?' ''

'' બાલ્યકાળથીજ અમને મળનારા શિક્ષણની દિશા ભૂલભરેલી છે. આજુબાજુની સર્વ સ્ત્રીઓ મા બહેન સમાન છે એ તત્ત્વ જો બાલ્યાવસ્થાથીજ અમારા ચિત્તમાં ઠસાવવામાં આવતું હોય તો યુવાવસ્થાનું વર્તન ઘણા ભાગે સારૂંજ નીવડે.'',

'' વિષયલાલસાને એક વાર છૂટી મૂકવામાં આવે છે એટલે પછી તે હદમાં રહી શકતી નથી. ચિત્તપર અંકુશ રાખ્યા છતાં વખતે ભૂલ થાય તો તે માટે કેવળ ખેદ કરીનેજ બેસી ન રહેતાં ભવિષ્યમાં તેવી ભૂલ ન થાય તે સારૂ તેણે યત્નશીલ રહેવું જોઇએ. એકનિષ્ઠ બ્રહ્મચર્ય છેવટ સુધી પાળવાનું લાખોમાં કોઇકથીજ બને છે; તથાપિ તે સર્વથા અશકય નથી. 'આપણા આધ્યાત્મિક કલ્યાણનો માર્ગ ' એજ મુદ્દો લક્ષમાં રાખીને તેને માટે પ્રયત્ન કરવો એ તો પ્રત્યેકથી બની શકે તેમ છે. જેમ જેમ તમે બ્રહ્મચર્યમાં વધારો કરતા જશો તેમ તેમ તમે તમારૂં અધિક કલ્યાણ કરતા જશો. એટલુંજ નહિ, પણ જગતના કલ્યાણના માર્ગમાં પણ એથી કરીને તમે મદદગાર થશો. ''

આ ઉપરથી પ્રત્યેકને જણાશે કે ટૉલસ્ટૉય હઠવાદી નહતા. કેવળ તત્ત્વદ્રષ્ટિએ એકાદ વિચાર રજુ કરવામાં તે છૂટછાટની ભાષા વાપરતા નહિ એ વાત ખરી છે; તથાપિ એજ પ્રશ્નનો વ્યાવહારિક દૃષ્ટિએ વિચાર કરવામાં તે માણસની સામાન્ય અડચણો અને માનસિક સ્થિતિનો વિચાર પણ કરતા હતા. ટૉલસ્ટૉય પોતે સંસારી હોવાથી સામાન્ય જનોની અડચણોનો તેમને પરિચય હતો. તે પોતે અનેક પરિસ્થિતિઓમાંથી પસાર થએલા હતા અને માનવ પ્રકૃતિનું સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરવાની યોગ્યતા ધરાવતા હતા. તેમનામાં જે હઠીલાપણું જણાતું હતું તે કેવળ તત્ત્વદૃષ્ટિએ હતું. ઉચ્ચ સિદ્ધાન્તો આચાર સાથે મેળ ન ખાતા હોય તેટલા ખાતર તેને નીચે ઉતારી આચાર સાથે મેળવવાનો માર્ગ તેમને સંમત નહતો. તેમનો

હઠવાદ આટલા પુરતોજ હતો.

તેમના 'ક્રૂટઝર સોનાટા' નાટકની અસર ભિન્ન ભિન્ન લોકોપર ભિન્ન ભિન્ન પ્રકારની થઈ. કેટલાંક વિવાહિત જોડાંમાં ફાટફૂટ પડી અને કેટલાક યુવક અને યુવતીઓએ લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો; પણ પોતાની શકિતનું પરીક્ષણ કર્યા વગર જે કેવળ હરીફાઇની ખાતરજ શકિત બહારનો કૂદકો મારે, તેના હાથ પગ ભાગે તો નવાઇ નહિ; અને રૂશીયન યુવક યુવતીઓની સ્થિતિ પણ તેવીજ થઇ.

કોઇ પણ નવા સિદ્ધાન્તનો પ્રચાર શરૂ થાય છે ત્યારે સમાજને તે પચતાં સુધી તેના દેહમાં અનેક પ્રકારની વિકૃતિ થાય છે; અને સિદ્ધાન્તરૂપી રોપો બાલ્યાવસ્થામાં હોય ત્યાં સુધી કુશળ માળીના હાથે તેની સંભાળ લેવાતી નથી તો તે મરી જાય છે અથવા તેની વૃદ્ધિ ભળતીજ દિશાએ થઇને તે સમાજના નાશનું કારણ બને છે. પોતાને ટૉલસ્ટૉયના શિષ્ય કહેવડાવનારના હાથે એવી ભૂલો ઘણી વખત થઇ. તેઓ પોતાની શક્તિ જોયા વગરજ ટૉલસ્ટૉયના મત પ્રમાણે આચરણ કરવાનો આરંભ કરતા અને પહેલી અડચણેજ તેનો ત્યાગ કરી દેતા; જેથી ટૉલસ્ટૉયનો મત ઠઠ્ઠા મસ્કરીનો વિષય પણ બની જતો.

આ દૃષ્ટિએ વિચાર કરતાં ટૉલસ્ટૉયના નાટકથી તત્કાળમાં નુકશાન અધિક થએલું જણાય છે; તથાપિ આ વિષયને જનસમાજ સમક્ષ સ્પષ્ટપણે રજુ કરવાની આવશ્યકતા હતી અને એ કામ તેમણે ઉત્તમ પ્રકારે કર્યું છે. કોઇપણ સિદ્ધાંત પ્રચારમાં આવવા લાગે છે એટલે કેટલીક જુની બાબતોમાં ફેરફાર થવાનું શરૂ થઇ સમાજરચનામાં ભાંગફોડ થતી હોવાનો ભાસ થાય છે; પણ તેથી ભય પામવા જેવું નથી હોતું. જુનું ઝુંપડું તોડી નાખી તે જગ્યાએ નવીન બંગલો બાંધવામાં આવે ત્યારે ઝુંપડા માટે શોક ન કરવો જોઇએ. કેવળ દીર્ઘકાળનો અભ્યાસ પડી જવાથી ખરાબ બાબતો પણ આપણને સારી ભાસે છે અને અજાણપણાને લીધે નવી સારી બાબતો પણ વ્યર્થ જણાય છે. એટલે કોઇપણ વસ્તુનું સારા નરસાપણું આપણી મરજીપરથી નક્કી થતું નથી, પણ વસ્તુના પોતાના ગુણદોષ પ્રમાણેજ નક્કી થાય છે. વસ્તુ જો સારી હોય તો સમાજના બંધારણને થોડું ઢીલું પડવા દઇને પણ તેનો પ્રચાર કરવો એ સમાજહિત ચિંતકનું કર્તવ્ય છે.

જેમનાં મન આવા પ્રશ્ન વિષે વિચાર કરવા જેટલાં પાત્ર નથી હોતાં તેમના માટે કંઇ કહેવાની જરૂર નથી; પણ વિચાર કરવાની પાત્રતા છતાં કેવળ વિષયલાલસાનાજ કારણથી જેઓ વિચાર કરવા ઇચ્છતા નથી તેમને ટૉલસ્ટૉય કહે છે કે:—"જો બુદ્ધિની થોડીઘણી પણ તમારામાં જાગૃતિ હશે તો આજે નહિ તો કાલે પણ એ વાતનો વિચાર કરવાની તમને ફરજ પડશે. તમારી બુદ્ધિ તમને શાંત નહિજ બેસી રહેવા દે."

અમેરિકાના સંયુક્ત સંસ્થાનમાં પ્રથમ આ નાટકને બીભત્સ ગણી પોસ્ટ ખાતાએ અટકાવ્યું હતું.

આ સમયનું ટૉલસ્ટૉયની માનસિક સ્થિતિનું ચિત્ર શીનરમેને ઘણી સારી રીતે આલેખ્યું છે. તે લખે છે કેઃ—

"એક વખત એક ચિત્રકાર મારી તસબીર ઉતારવા યાસનાયા આવ્યો હતો: પણ મેં તેને છબી ઉતારવા ન દીધી. તેણે અનેક પ્રકારે વિનંતિ કરી તથાપિ હું અંતસુધી મારી વાતનેજ વળગી રહ્યો. મારી આવી હઠ જોઇ તે ચિત્રકાર દીલગીર થઇ ચાલ્યો ગયો. આ પ્રસંગે ટૉલસ્ટૉય મારી પાસે બેસી રહ્યા હતા. મને લાગ્યું કે મારૂં કૃત્ય તેમને પસંદ પડયું નહિ; પણ થોડીવારે પ્રફુલ્લિત વદને તેમણે કહ્યું કે, આવી-પોતાને અણગમતી લાગતી બાબતોનો સાફ અસ્વીકાર કરવાનું મનોબળ મારા કરતાં તમારામાં વિશેષ છે અને તે માટે મને તમારી અદેખાઈ આવે છે. હું ખરૂં કહું છું કે, મને પ્રસિદ્ધિ ગમતી નથી; પરંતુ જે અનેક ચિત્રકારો મારી પાસે આવે છે, તેમને ના કહેવાની હિંમત હું કરી શકતો નથી. ખરૂં જોતાં મારી છબીની જનસમાજને શી આવશ્યકતા છે? મારી છબી જોઇને કયો દુઃખી પ્રાણી પોતાનું દુઃખ વિસરશે? કયો દુષ્ટ મનુષ્ય પોતાના દુર્ગુણ ત્યજી દેશે? વળી વાસ્તવિક રીતે એ મૂર્તિપૂજાનોજ એક પ્રકાર છે; પરંતુ એ સર્વ સમજવા છતાં પણ કુટુંબનાં માણસો આગળ મારૂં ચાલતું નથી. મારા પુસ્તકનો બારમો ભાગ નીકળ્યો ત્યારે તેના પર મારૂં ચિત્ર ન અપાય તેને માટે મેં ઘણોય પ્રયત્ન કર્યો હતો; કેમકે મને લાગે છે કે પોતાની છબી પ્રગટ કરવી એ પાપ છે. મારા ગ્રંથો પરના સર્વ હક્ક મેં છોડી દીધેલા છે તોપણ મારી પત્ની એ ગ્રંથાવલિ પ્રસિદ્ધ કરતી હોવાથી તેમાંથી કાંઇપણ પૈસા પ્રાપ્ત કરવામાં આવે તે મને ગમતું નહતું. એ વખતે જો મને કોઇએ દાંભિક કહ્યો હોત તો તે અયોગ્ય ન ગણાત. ખરેખર શુદ્ધ તર્કશાસ્ત્રની દૃષ્ટિએ મારૂં એ વર્તન દાંભિકતાભર્યુંજ હતું; તથાપિ મારો હેતુ તેવો નહતો. મારે ખુલ્લા દીલે કહેવું જોઇએ કે એ પ્રમાણે થવા દેવાનું કારણ મારા મનોબળની ખામીજ હતું. મારા તે ચિત્રમાં મારા મનનું ચિત્ર કેટલે દરજ્જે ઉપસ્યું છે તે હું કહી શકતો નથી; પણ મારા મનની પૂર્ણ છાયા જો તેમાં ઉપસી હશે તો મારી દાઢીના પ્રત્યેક વાળમાં અને ચહેરાપરની પ્રત્યેક કરચલીમાં તમે દુઃખ સિવાય અન્ય કંઈ નહિ જોઈ શકો."

આ વર્ષના ઉનાળામાં ટૉલસ્ટૉય આપ્ટીનના મઠાધિપતિને મળવા ગયા હતા. એ મઠની નજીકમાં બીજો પણ એક મઠ હતો અને ટૉલસ્ટૉયની બહેન મેરી ત્યાં જોગણ બનીને રહેલી હતી. ઘણા દિવસથી તેની ભેટ થએલી નહિ હોવાથી તેને મળવાના ઉદ્દેશથીજ તે આપ્ટીનના મઠમાં ગયા હતા.

અહીંના મુખ્ય મહંતનું નામ 'ફાધર એમ્બ્રોજ' હતું. તેની સાથે ટૉલ્સ્ટૉયને ઘણો વાદવિવાદ થયો. પહેલી મુલાકાતમાં તેણે ટૉલ્સ્ટૉયને ચાલુ રિવાજ પ્રમાણે આશીર્વાદ આપ્યો; પણ જ્યારે ટૉલ્સ્ટૉય ત્યાંથી જવા નીકળ્યો ત્યારે તે રિવાજ પ્રમાણે આશીર્વાદ તેણે ન આપ્યો; એ ઉપરથી તેઓ વચ્ચેના વાદનું સ્વરૂપ કેવું હશે તેનું અનુમાન સહેલાઇથી થઇ શકે છે.

આજ મઠમાં ટૉલ્સ્ટૉયનો 'યાનકીફ' નામનો એક જુનો મિત્ર જોગી થઇને રહ્યો હતો. એ પણ વિદ્વાન અને પ્રસિદ્ધ ગ્રંથકાર હતો. ટૉલ્સ્ટૉયે તેને કહ્યું કે "તમે બુદ્ધિમાન છતાં જુના પંથને આટલા વળગી રહ્યા છો તે જોઇને મને આશ્ચર્ય થાય છે."

તેણે ઉત્તર આપ્યો કે "તમે પોતે પણ જો થોડા દિવસ અહીં રહેશો તો તમે પણ જુના પંથના અનુયાયી બનશો." જવાબમાં ટૉલ્સ્ટૉયે કહ્યું:-"બરાબર છે. બાહ્ય જગત સાથે લેશ માત્ર સંબંધ નહિ ધરાવનાર ઉકરડાના કીડાને પોતાનુંજ સ્થાન ઉત્કૃષ્ટ લાગે છે." આવું સાંભળી યાનકીફે ગુસ્સે થઇ કહ્યું, "એમ્બ્રોજ જેવા મહંતના મઠમાં આવા શબ્દો તમારા મુખમાંથી નીકળે છેજ કેમ ? એ શબ્દો તો સૈબીરિયાના એકાદ ગામડામાંજ માત્ર શોભે?" ટૉલ્સ્ટૉયે પણ તરત સંભળાવી દીધું કે 'પિટર્સબર્ગમાં તમારા ઘણા સ્નેહીઓ સરકારી અધિકાર પર છે. તેમને લખીને મને ત્યાં મોકલવામાં તમને બહુ મુસ્કેલી નહિ પડે."

આજ સમયે કાઉંટેસે બાદશાહ ત્રીજા એલેક્ઝાન્ડરની મુલાકાત લઇ 'ક્રૂટઝર સોનાટા' છપાવવાની પરવાનગી માગી ત્યારે બાદશાહે કહ્યું કેઃ—

"એ નાટક લગ્ન અને કુટુંબપદ્ધતિની વિરૂદ્ધ છે. તમે પોતે કુટુંબવત્સલ હોવા છતાં એવાં નાટક લોકો સમક્ષ રજુ કરવા કેમ ઇચ્છો છો ? ખરી રીતે તમારેજ તે જનસમાજમાં ન ફેલાય તેવી તજવીજ રાખવી જોઇએ."

કાઉંટેસે કહ્યું:-"એક કુટુંબવત્સલ સ્ત્રી તરીકે હું પરવાનગી માગતી નથી પણ પ્રકાશક તરીકે માગું છું. તેમના સર્વ ગ્રંથ પ્રકટ કરવાના હોવાથી તેમાં ઓછપ ન રહે એટલીજ મારી ઇચ્છા છે."

બાદશાહ વધારે કાંઇ બોલ્યો નહિ, પણ ટૉલ્સ્ટૉયનું કોઇ ખાનગી છાપખાનું છે કે કેમ તે વિષે તેણે તપાસ ચલાવી; અને તેવું કંઇ નહિ હોવાની કાઉંટેસે ખાત્રી કરી આપતાંજ એ નાટક છાપવાની પરવાનગી તેને મળી.

ટૉલ્સ્ટૉયે ઇ. સ. ૧૮૯૦ માં આ સિવાય બીજા મહત્ત્વના લેખ લખ્યા નથી. 'ક્રૂટઝર સોનાટા' માટે વર્તમાનપત્રો અને પાદરીઓના અનેક હૂમલા થતા છતાં, તેમજ ટૉલ્સ્ટૉયને દેશપાર કરવાની સૂચના થવા છતાં એ વર્ષમાં સરકારે તેવું કાંઇ કર્યું નહિ.



# પ્રકરણ ૨૩ મું--દુષ્કાળ



ઇ પણ વિષય મહત્ત્વનો અને સમજવા જેવો છે, એવી કાઉંન્ટની ખાત્રી થતી કે તરતજ તે તેનો સાંગોપાંગ અભ્યાસ કર્યા સિવાય રહેતા નહિ. તેમના આ ખાસ ગુણને લીધેજ તેમનો પ્રત્યેક લેખ અત્યંત હૃદયંગમ બનેલા છે. તેમજ તેમના સર્વ વિચારો સર્વને એકસરખા રૂચે એવા નથી; તોપણ તેમાં એવું વિલક્ષણ બળ રહેલું છે કે તેમનો કોઈ પણ લેખ વાંચનાર તેમના વિચારોના પ્રવાહ સાથે અનિવાર્યપણે વહેતો જાય છે. તેમના લેખોમાં જેવું ચૈતન્ય જણાય છે તેવું થોડાજ લેખોમાં જણાય છે. આનું મુખ્ય કારણ એજ છે તેમનું લક્ષ દુનિયાઇ સ્વાર્થને બદલે પારમાર્થિક સ્વાર્થ તરફ તેમજ સમાજના હિત તરફ રહેતું. તેમની દૃઢ માન્યતા હતી કે, જો માણસને અનેક પ્રકારના મોહમાંથી છોડવવાને ઉપાય મળી આવે તો આ પૃથ્વીજ સ્વર્ગ બની રહે. એ ઉપાય શોધી કાઢવા માટે તેમનું સર્વ મંથન હતું. તેમના લેખ, નવલકથા, નાટક અને અન્ય સર્વ ઉદ્યોગ એ પ્રયત્નનાજ અંગરૂપે હતા.

ઇ. સ. ૧૮૯૧ માં પણ તેમના વિચાર જોઇએ તેવા સ્થિર થએલા જણાતા નથી. માર્ચ મહિનામાં એક મિત્રને લખેલા પત્રમાં તેઓ લખે છે કેઃ—

" તમારા ચિત્તમાં જે વિચારોએ ખળભળાટ મચાવી મૂક્યો છે તેજ વિચારો મારા ચિત્તમાં પણ ઘોળાય છે. તમારી દૃષ્ટિ સમક્ષ રહેલું ક્ષિતિજ મારી પણ નજર સામે છે. મારા મિત્ર 'હિલકૉફ'ની પણ એવીજ સ્થિતિ છે અને અમારો પત્રવ્યવહાર એજ વિષયથી ભરેલો હોય છે. "

" મેં જ્યારે અધ્યાત્મજ્ઞાનનો વિચાર કરવાનો આરંભ કર્યો ત્યારે મારા હાથે પણ પુષ્કળ ભૂલો થઇ. જેમ નવીન માર્ગે ચઢેલો માણસ ગભરાય છે તેમ હું પણ ગભરાયો. મારી એવી સમજ છે કે એમ બનવું સ્વાભાવિક હોવાથી મારી ભૂલો ક્ષમ્ય છે. હા, તે ભૂલો નથી એમ હું કંઇ કહેતો નથી. "

" ખ્રિસ્તે પોતાના ઘરનું કંઇજ કર્યું નથી; એજ તેના ધર્મની મહત્તા છે.

આરંભથી માનવજાતિ જે કાયદાનું પાલન કરતી આવી છે તેનુંજ સ્પષ્ટીકરણ તેણે કર્યું છે. અસ્પષ્ટતાને સ્પષ્ટરૂપજ તેણે આપ્યું છે. વાસ્તવિક રીતે જોતાં મનુષ્યજાતિ આજે પણ કુદરતના નિયમોને આધિન છે; અને જ્યાં સુધી તેનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી તેમજ રહેશે. જેઓ એ નિયમોનું જ્ઞાન અગાઉથી મેળવી લઇ બુદ્ધિપુરસ્સર એ માર્ગે ચાલે છે તેમનો જીવનક્રમ આનંદમય અને હેતુયુક્ત હોય છે; અને જેઓ તેનાથી અજાણ્યા રહીને પરાણે તેને આધિન થાય છે તેઓ દુઃખી રહે છે અને તેમનો તે માર્ગ ઘણો લંબાય છે. માટે સમજણ અથવા જ્ઞાનપૂર્વકજ તેને અનુસરવાનો માર્ગ સ્વીકારીને માણસે પોતાની ઉન્નતિનો વેગ વધારવો એજ ધર્મજીવનનું ખરૂં ચિન્હ છે."

"તથાપિ માનવજાતિના મહાન દુર્ભાગ્યની વાત એ છે કે, માનવજીવનના આરંભમાંજ પુષ્કળ માણસો પોતાના હાથ પગ લૂલા કરી નાખે છે. ઘણા લોકો મને પૂછે છે કે પ્રભુનું મિલન શી રીતે થાય ? ખરી રીતે આનો ઉત્તર એટલો સ્પષ્ટ છે કે, એ પ્રશ્નજ તેમના મગજમાં કેમ ઉદ્ભવે છે તેનું મને આશ્ચર્ય થાય છે; અને એમને શો ઉત્તર આપવો તે સમજાતું નથી. એક ગૃહસ્થ મને મોટો માનીને મારી પાસે આવે અને તેને નિરાશ થઇ પાછું જવું પડે; તેથી મને ખેદ થાય છે પણ હું શું કરૂં ? આવી રીતે નાના પ્રકારના લોકો મને મળવા આવે છે. તેમના ગયા પછી મારૂં ચિત્ત કેટલું મ્લાન અને ઉદાસ બને છે તે શબ્દથી દર્શાવી શકાય તેમ નથી. મારી ચોતરફ જે વ્યર્થ મોજશોખનું વાતાવરણ પ્રસરેલું છે, તેનો ઉચ્છેદ કરવાની ઇચ્છા વારંવાર ઉદ્ભવે છે."

માર્ચ મહિનામાં 'ફીનરમેન'ને લખેલા પત્રમાં કાઉંટ કહે છે કેઃ—

"નવીન ધોરણપર નવીન વસાયત સ્થાપવાનો તમારો પ્રયત્ન સફળ ન થયો તે માટે આટલું માઠું લગાડવાને કારણ નથી. ભૂલ કયાં થાય છે તેનું નિદાન તમે બરાબર કરી શકયા. જે તત્ત્વપર તમે તમારા કાર્યને ઉભું કર્યું તે વસ્તુ ખરેખર તત્ત્વરૂપજ નહતી. ક્ષુદ્ર વસ્તુપર તત્ત્વનો આરોપ કરી તમે તદનુરૂપ માર્ગ આંકયો એજ તમારી ભૂલ છે અને એ ભૂલનું પરિણામ જે આવવું જોઇએ તે આવ્યું."

"મૂળ તત્ત્વ પ્રેમ અને ભક્તિ છે. એના પાયા ઉપરજ બધી રચના થવી જોઇએ; પરંતુ એ **પ્રેમ કેવળ શાબ્દિક નહિ હોતાં પ્રત્યક્ષ કૃતિમાં તેનું ખુલ્લે ખુલ્લું દર્શન થવું જોઇએ.** પ્રભુની ભક્તિમાટે અથવા પાડોશીના હિત માટે જીંદગી પર્યંત કષ્ટ વેઠવાની અને પ્રસંગે જીવ પણ આપવાની તત્પરતા હોવી જોઇએ. **'ભક્તિ માટે આત્મયજ્ઞ' એ તત્ત્વને એક વખત પોતાનું બનાવ્યું ( આચરણમાં આણ્યું ) એટલે પછી** નમ્રતા, સાદાઇ અને અપ્રતિકાર, એ ગૌણ તત્ત્વો તો આપોઆપજ આપણામાં ખીલે છે."

એપ્રીલમાં લખેલા એક પત્રમાં કાઉન્ટ કહે છે કેઃ—

"વસાયતના લોકોમાં તંટા પુષ્કળ થતા હોવાનું જણાવી તમે દુઃખ પ્રદર્શિત કર્યું છે. ચાર માણસ કોઇ પણ કાર્ય માટે એકત્ર થાય છે ત્યારે આરંભમાં તેમનામાં ઉત્સાહ અને આનંદના ગુણ દેખાય છે. એ ગુણો 'પોતે અમુક સત્કાર્યમાં રોકાયો છે' એવી ભાવનાને લીધે ઉદ્ભવેલા હોય છે. કેટલીક વખત એ ગુણોનો અતિરેક થઇ બુદ્ધિમાં મંદતા આવે છે અને એક બીજાની વિચારસરણીમાં તફાવત પડી જાય છે. પછી મૂળ વાત બાજુમાં રહી જઇ પેટા બાબતોમાં દુરાગ્રહનો પ્રવેશ થાય છે. આથી મૂળ બાબતમાં મુશ્કેલીઓ વધી પડીને આનંદતરફ ઝૂકેલું મન ગુલાંટ ખાઇ નિરાશા અને વિષાદમાં પડી જાય છે. આપણા માર્ગમાં જોખમભર્યું સ્થળ છે તે આજ. એવા પ્રસંગે ધૈર્ય રાખી કાર્યપરાયણ રહેવું જોઇએ; નહિતો પછી નિષ્ફળતા તરફજ ઘસડાઇ જવાય છે. ઉદ્વેગના કારણથી કાર્ય તરફ દુર્લક્ષ થવા લાગે છે, દુર્લક્ષના કારણે સફળતાનાં કારણ ઓછાં થતાં ચાલે છે; તેમ થવાથી આપણે સ્વીકૃત કાર્યની ઉપેક્ષા કરવા માગીએ છીએ કે જે ઉપેક્ષાનું અંતિમ પરિણામ કાર્યપ્રત્યેના તિરસ્કારમાં આવે છે."

ટૉલસ્ટૉયના તત્ત્વને અનુસરી નવી વસાયત કરવા મંડેલા યુવાનોની બીજી એક ભૂલ એ હતી કે પોતે કયા કામને લાયક છે તેનો તેમણે વિચાર કર્યો નહતો. પોતાની આખી જીંદગીમાં જેમણે કદિએ શારીરિક શ્રમ કર્યો ન હોય, એટલુંજ નહિ પણ જેના બાપદાદાઓએ પણ નિરૂદ્યોગી જીવન ગાળ્યું હોય, એવાઓના હાથે ખેતીનું, ઝાડો કાપવાનું અથવા ઘરો બાંધવાનું કામ કેટલે સુધી થઇ શકે ? આ તરૂણોમાં બુદ્ધિ વિકાસ થએલો હતો પણ તેમનાં શરીર વિકાસ પામેલાં નહતાં. શારીરિક શ્રમ જાતે કરવા કરતાં બીજાના શ્રમનો લાભ કેમ વધારે લેવો, એજ રસ્તે તેઓ ટેવાએલા હતા. પોતે કેવી રીતે વધારે મહેનત કરી શકે અને વધારે આરોગ્ય તથા આનંદ મેળવી શકે, તથા બીજાઓ પાસે કામ લેવાની પરાધીનતામાંથી અને પાપમાંથી કેવી રીતે દૂર રહી શકે; તે બાબતમાંજ જો તેમણે તેમની બુદ્ધિ ખરચી હોત તો તેઓ કદિપણ આમ નિષ્ફળ ન નીવડયા હોત. પણ નવી વસાયતમાં તેમની બીજાઓ પાસે કામ કરાવવાની બુદ્ધિનો ઉપયોગ નહતો. આમાં અમુક શેઠ અને અમુક નોકર એવો ભેદજ નહતો. એટલે ઘોટાળો થાય તથા નિષ્ફળતા મળે એમાં નવાઈ નથી.

આ સમયે રૂશીયામાં ભયંકર દુષ્કાળનાં ચિન્હો જણાવા લાગ્યાં હતાં. પિટર્સબર્ગમાં ફાળા શરૂ થઇ ગયા હતા. પોતાના મિત્ર 'શીનરમેન'ને એ હકીકત કહેતાં ટૉલસ્ટૉયે કહ્યુંઃ—" પિટર્સબર્ગથી એક રાજદૂત દશલાખ રૂબલ મદદને માટે લઇ આવ્યો છે. એણે પહેલા વર્ગમાં પ્રવાસ કર્યો હતો. એનાં વસ્ત્રો અને રહેણી ઠાઠ-

માડવાળી છે. એવા ધનાઢ્ય શહેરમાંથી આટલી રકમ મળે એટલે કંઇજ નહિ. એ રકમ ખેડુતોના હાથમાં પૂરેપૂરી જશે એમ સમજશો નહિ. કચેરીના એક ડઝન માણસોના હાથમાં થઇને એ રકમ પસાર થશે અને તેમ થતાં થતાં તેના કેટલા ટુકડા થશે તે કોણ જાણે; અને આટલી ચારણીમાંથી ચળાતાં ચળાતાં એકાદ ગોળી બાકી રહેશે તે ગામડીયા ખેડુતના મુખતરફ તુચ્છકારથી ફેંકવામાં આવશે."

" આખા શરીરે રંગબેરંગી સજાવટ કરનારા અને હાથમાં અખંડિત મોજાં ધારણ કરનારા પિટર્સબર્ગના સભ્ય ગૃહસ્થો અહીં આવશેજ શા માટે ? દુષ્કાળની ખરી સ્થિતિ શી છે તેનું સ્વપ્ન પણ તેમને આવતું નથી. અહીં આવે છે ત્યારે દુષ્કાળગ્રસ્ત પ્રદેશમાં પગ પણ ન મૂકતાં પોતે સારી રીતે રહી શકે તેવા એકાદ શ્રીમંત જમિનદારને ત્યાં પડાવ નાખે છે. ખરી રીતે અહીં તો **હાથેપગે કામ કરનારાની જરૂર છે; વાતો કરનારાની નહિ.** અમને તો દુષ્કાળના સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન કરનાર અને તે માટે દેશને હલાવી મૂકનાર માણસો જોઇએ છીએ. "

રૂશીયાની સરકારે પોતાના હમ્મેશના રીવાજ પ્રમાણે દુષ્કાળની ખરી સ્થિતિ છુપાવી રાખીને, કેટલાક પ્રાંતોમાં અનાજની થોડી ઘણી અછત ભાસે છે એવા અર્થનીજ હકીકત સરકારી રીપોર્ટમાં જાહેર કરી હતી. એ રીપોર્ટ ટૉલસ્ટૉયની નજરે પડયો ત્યારે સરકારનું કથન છેક અસત્ય છે, એ વાત સપ્રમાણ સિદ્ધ કરવા સારૂ તેમણે એક લેખ લખવાની તૈયારી કરી. દુષ્કાળગ્રસ્ત પ્રદેશમાં ફરીને અંગમહેનતથી લોકોને મદદ કરવાનો પ્રથમ તેમનો વિચાર નહતો; પણ ઉક્ત લેખની તૈયારી માટે તે ફરવા લાગ્યા ત્યારે લોકોની જે હૃદયદ્રાવક સ્થિતિ નજરે પડી તે જોઇ લેખ લખવાનું કામ પડતું મૂકી તે લોકોને મદદ કરવા દોડી ગયા.

આ વખતે 'રેસ્કી' નામનો એક સ્નેહી તેમની પાસે રહેવા આવ્યો હતો. બાળપણથીજ તેઓ મિત્ર હતા; પાછળથી તેમના વિચારો જુદા પડયા હતા, છતાં સ્નેહમાં ઉણપ આવી નહતી. ટૉલસ્ટૉયનો મુખ્ય વિષય આત્મોન્નતિનો હોવાથી સ્વાભાવિક રીતેજ તેમનો ભાષણપ્રવાહ ધર્મ અથવા નીતિતત્ત્વ તરફ વહેતો; ત્યારે રેસ્કી વ્યવહારપ્રેમી હોવાથી તેનો પ્રવાહ અર્વાચીન શાસ્ત્રો, કળા કૌશલ્ય વગેરે તરફ વહેતો. રેસ્કીએ ગણિતશાસ્ત્રમાં પ્રવીણતા સંપાદન કરી મોસ્કોના વિશ્વવિદ્યાલયની ઉચ્ચ પદવી પ્રાપ્ત કરેલી હતી; અને અર્વાચીન ભૌતિકશાસ્ત્રોના વિકાસ માટે તેને વિલક્ષણ-અભિમાન હતું. તે કહેતો કે એ શોધોથી મનુષ્ય જાતનું હિત થયું છે અને ભવિષ્યમાં પણ તેનાથીજ તે આગળ વધશે. ટૉલસ્ટૉયના વિચાર એથી ઉલટાજ હતા. તે કહેતા કે, અર્વાચીન શોધો નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ તે મુઠીભર માણસોના હાથમાં સત્તા એકત્ર કરી આપીને લાખો માણસોને

કચડવામાં કારણભૂત બને છે. એ શોધખોળોથી પોતાના માનવબંધુઓનાં ખૂન કરવાની શકિતનોજ વિકાસ થયો છે. ”

પ્રત્યેક વાતને આત્મોન્નતિની દષ્ટિએજ ટૉલ્સ્ટૉય જોતા હોવાથી ટૉલ્સ્ટૉય અને રેસ્કી વચ્ચે વારંવાર જામી જતી. એક દિવસે તે બન્ને સહેલ કરીને આવતા હતા ત્યારે ઘરના બારણામાં ટૉલ્સ્ટૉયનો બે વર્ષની ઉમ્મરનો નાનો છોકરો ઉભો હતો, તેને જોઇ ટૉલ્સ્ટૉયે કહ્યું:–“જુઓ ! મફતનું ખાઇને બોકડા જેવો બન્યો છે ! ” રેસ્કીને આ ભાષા ન રૂચી. તેણે કહ્યું:–“શું તમે એવી આશા રાખી હતી કે બે વર્ષનો છોકરો મહાન સત્પુરૂષનાં કાર્ય કરશે ?” આટલાપરથી ઉભયમાં ભારે વાદ થઈ પડયો. ટૉલસ્ટૉયે પુત્ર સંબંધી જે ઉદ્ગાર કાઢયા હતા તે બાળકોપરના કટાક્ષરૂપે નહિ, પણ શ્રીમંતોનાં બાળકો જે પદ્ધતિથી ઉછરે છે તેને માટે હતા. આ મુદ્દો રેસ્કીના લક્ષમાં આવ્યો નહતો.

આવા પ્રકારના અનેક વાદવિવાદ વારંવાર ઉભયમાં ચાલ્યા કરતા અને ટૉલ્સ્ટૉયના જે મુદ્દા તેને રૂચતા તે મુદ્દાનું પાલન કરવાને તે પ્રયત્ન પણ કરતો; કિન્તુ ટૉલસ્ટૉયના સર્વ વિચારો તેને માન્ય નહતા. દાખલા તરીકે લોકલ બૉર્ડ અથવા એવાજ પ્રકારની અર્વાચીન પદ્ધતિની ગ્રામ્ય સંસ્થાઓ ટૉલ્સ્ટૉયને પસંદ નહતી. રેસ્કી એથી વિરૂદ્ધ વિચાર ધરાવતો હતો. સુશિક્ષિત માણસો એવા પ્રકારની સંસ્થાઓમાં કામ કરીને ખેડુત જેવા પછાત વર્ગને પોતાના જ્ઞાનનો લાભ આપી શકે છે એમ તે કહેતો; પણ આ દુષ્કાળના વર્ષમાં તેને અનુભવ થયો કે, એવી સંસ્થાઓ પ્રત્યક્ષ કાર્યમાં બીલકુલ ઉપયોગી થતી નથી. તેને લાગ્યું કે, શ્રીમંત જમીનદારોને પુષ્કળ જમિન લેવા દેવામાં આવે છે એટલે આવા વખતમાં ખેડુતોના તે રક્ષકરૂપ હોવા જોઇએ. જમિનદારો વર્ષોવર્ષ જે ભારે ઉત્પન્ન ભોગવે છે તેના બદલામાં આવા પ્રસંગે તેમણે સર્વ ખેડુતોનું રક્ષણ કરવાની જવાબદારી ઉઠાવવી જોઇએ. જમિનદારીના વિશિષ્ટ હક્ક સાથે આ જવાબદારી પણ પ્રત્યેક જમિનદારને પ્રાપ્ત થાય છે એ જમિનદારો ભૂલી જાય છે; અને તેમને માત્ર પોતાનાજ હક્કનું સ્મરણ રહે છે. આ વાત રેસ્કીના લક્ષમાં આવતાંજ પોતાની જવાબદારી પૂરી કરવાના કાર્યમાં તે રોકાઇ પડયો. આ કામમાં તેના ત્રણ પુત્રો અને 'નૉવીકૉફ' નામના એક મિત્રની સારી મદદ મળી. ટૉલસ્ટૉય પણ તેને મદદ કરવા લાગ્યા.

આ વખતે તેમનાં પુસ્તકોની પ્રસિદ્ધિ માટે તથા નાટકો રંગભૂમિપર ભજવવા માટે અનેક પ્રકાશકો તથા નાટકમંડળીઓ તરફથી પત્રો આવવા લાગ્યા; પણ તેમણે વર્તમાન પત્રોમાં જાહેર પત્ર પ્રસિદ્ધ કરાવી જણાવી દીધું કે, **પોતે કોઇ પણ પુસ્તકપર પ્રકાશન અથવા ભાષાંતરનો હક્ક રાખેલો નથી.** એજ

અરસામાં 'ઍનાકૅરેનીના' નામે નવલકથા પૂરી થઇ હતી, તેની પ્રસિદ્ધિની તજવીજ વિષે તેમની અને કાઉંટેસ વચ્ચે વાદ ચાલી રહ્યો હતો. પણ ઉપરોક્ત જાહેરાતથી તેનો હમ્મેશને માટે નિર્ણય આવી ગયો અને ટૉલ્સ્ટૉયના લેખો માટે તેમની પત્નીનો જે કાયદેસર વિશિષ્ટ હક્ક હતો તે નષ્ટ થયો.

તેમના આ કૃત્યથી લુચ્ચા અને ભામટા પ્રકાશકોને ઠીક ફાવી ગયું. ટૉલ્સ્ટૉય ગ્રંથકાર તરીકે આખા યૂરોપમાં જાણીતા હોવાથી તેમનાં પુસ્તકોની ખપત માટે તો શંકાજ નહતી; એટલે જેના મનમાં આવ્યું તે ટૉલ્સ્ટૉયનાં પુસ્તક પ્રસિદ્ધ કરવા તત્પર થઇ ગયો. અંદરની હકીકત સુસંગત છે કે નહિ તે પણ જોવાની ઘણા પ્રકાશકોએ કાળજી ન રાખી. ભાષાંતરોની પણ એવીજ ગતિ થઇ. રૂશીયન ભાષાનું તૂટ્યું ફૂટ્યું જ્ઞાન ધરાવનાર પણ ભાષાંતર લખવા બેસી ગયા અને પ્રકાશકો તેને પ્રકટ કરવા લાગ્યા. એમાંનાં કેટલાંક ભાષાંતરમાં તો ટૉલ્સ્ટૉયના વિચારો તદ્દન ઉલટાજ સ્વરૂપે રજુ થયા છે. એમનાં પુસ્તકોનું પ્રકાશનકાર્ય કેટલાક વખત સુધી તો જુગારના ધંધા જેવું થઇ પડયું હતું. પછી અંતે ટૉલ્સ્ટૉયનાં પત્નીએ સર્વ પુસ્તકોની એક આવૃત્તિ યોગ્ય કિમ્મતે પ્રસિદ્ધ કરવાથી નિદાન રૂશીયામાં તો એ જુગારપર અંકુશ પડયો.

રૂશીયામાં કાયદો હતો કે કોઇપણ રૂશીયન નાટકકારનું નાટક રંગભૂમિપર ભજવનારે અમુક રકમ ગ્રંથકારને આપવીજ જોઇએ. જ્યારે ટૉલ્સ્ટૉયનાં નાટકો રંગભૂમિપર આવવા લાગ્યાં ત્યારે એ કાયદાનો અમલ શી રીતે કરવો તેનો નિર્ણય સરકારે એવો કર્યો કે જો કાયદાએ ઠરાવેલી રકમ ટૉલ્સ્ટૉય લેવા ના પાડે તો સરકારના કળાખાતામાં તે જમા કરવી. આથી કાઉંટેસે તે રકમ લઇને કોઇ ધર્માદા કાર્યમાં તેનો ઉપયોગ કરવાનું ઠરાવ્યું અને ટૉલ્સ્ટૉયે પણ એ વાતને અનુમોદન આપ્યું.

ટૉલ્સ્ટૉયે હવે પોતાની સર્વ મિલકત પત્ની અને છોકરાઓ વચ્ચે સરખે ભાગે વહેંચી આપી. એમાં યાસનાયાની મિલકત સર્વથી નાના પુત્ર ઍવોનને મળી. રૂશીયામાં એવી પદ્ધતિ છે કે, જે ઘરમાં પ્રથમથી કુટુંબ રહેતું હોય તે ઘરની સર્વ માલમત્તા સાથી નાના પુત્રને મળે. ટૉલ્સ્ટૉયને પણ એવાજ કારણથી યાસનાયાની મિલકત મળી હતી. એ પછી ઇ. સ. ૧૮૯૫ માં ઍવોન મરી ગયો ત્યારે બાકીના છોકરાઓમાં એ મિલકત સરખા ભાગે વહેંચાઇ હતી. ટૉલ્સ્ટૉયે પોતાની પુત્રી મેરીને પણ ભાગ આપ્યો હતો; પરંતુ પિતાના તત્ત્વની તે અનુયાયી હોવાથી તેણે ભાગ લેવા ના પાડી હતી. એ પછી જ્યારે પ્રિન્સ ઓબોલેનસ્કી સાથે તેનું લગ્ન થયું ત્યારે એ મિલકત કાઉંટેસે જમાઇને આપી હતી. હવે આપણે પાછા દુષ્કાળની બાબત તરફ જોઇએ.

હમ્મેશના ધોરણ પ્રમાણે સરકારે દુષ્કાળની સ્થિતિ હોવાનો સ્વીકાર કર્યો નહિ. આથી સરકાર તરફથી મદદ મળે એવી આશા રહી નહિ. અરે, સરકાર એટલેથીજ અટકી નહિ; પણ ખાનગી રીતે કામ કરતા માણસોને પણ તે વિઘ્ન કરવા લાગી. આપણે જાણીએ છીએ કે, ટૉલ્સ્ટૉયના ધર્મવિચાર ધર્માધિકારીઓને પસંદ નહતા અને તેઓ તેમને નાસ્તિક ગણી ચૂકયા હતા. આથી તેઓ પણ ટૉલ્સ્ટૉયને આ કામમાં પડેલા જોઇ તેમના વિરૂદ્ધજ હીલચાલ કરવા લાગ્યા. પ્રથમ ટૉલ્સ્ટૉયે ઠેર ઠેર રસોડાં સ્થાપવાની યોજના હાથપર લીધી. તેમની પોતાની પાસે પૈસો તો હતોજ નહિ; તથાપિ તેમના લેખો જે પત્રોમાં પ્રકટ થતા હતા તે પત્રોએ સારી મદદ કરી અને એ ઉપરાંત સામાન્ય જનસમાજ તરફથી પણ સારો ફાળો મળ્યો. આ કામ રેસ્કી અને ટૉલ્સ્ટૉય, બંને સાથે રહીને કરતા હતા. દુષ્કાળવાળા પ્રદેશમાં લોકસ્થિતિ કેવા પ્રકારની છે અને બહારની મદદની ત્યાંના લોકોને કેટલી જરૂર છે તે વિષે કાઉંટેસે કેટલાક લેખોથી અનેક વર્તમાન પત્રોદ્વારા જણાવ્યું હતું કે, લોકોને મદદ કરવા માટે ટૉલ્સ્ટૉય અને રેસ્કી સહકુટુંબ તે પ્રદેશમાં જઇ પહોંચ્યા છે. આ લેખોના પ્રતાપે લોકો તરફથી ફાળો મળવા લાગ્યો. આ પ્રદેશમાં હવા પણ આ વખતે બગડેલી હોવાથી રેસ્કીને તાવ આવવા લાગ્યો; છતાં તે પોતાના કામપર હમ્મેશાં હાજરજ રહેતો. છેવટે કામ કરતાં કરતાંજ તેનો વ્યાધિ વધી ગયો અને તેનો અંત આવ્યો.

ટૉલ્સ્ટૉય પ્રથમથી રાજ્યશાસનની વિરૂદ્ધ તો હતાજ. આ વખતે સરકારી અધિકારીઓનો વિચિત્ર અનુભવ મળવાથી તેમનો એ મત વધારે દઢ થયો. તેમને જણાયું કે આવાં લોકોપયોગી કાર્ય કરવાનું કામ જે અધિકારીઓને સોંપાએલું હોય છે, તેમની વૃત્તિમાં જનસેવાની ઇચ્છા કરતાં અહંકાર અને અધિકારમદજ વિશેષ હોય છે; અને તેથી તેઓ જે પણ કાર્ય હાથમાં લે છે તે ગમે તેટલાં શુભ હોય તોપણ તેનું પરિણામ નહિ જેવુંજ આવે છે.

રેસ્કીના મૃત્યુથી ટૉલ્સ્ટૉયને ઘણું લાગી આવ્યું. તેનો એક મૃત્યુ લેખ પ્રકટ કરવાની તેમની ઇચ્છા હતી પણ રેસ્કી લોકોપયોગી કાર્યમાં પોતાનું નામ જાહેરમાં લાવવાની વિરૂદ્ધ હોવાથી એ બાબતમાં તેની પત્નીએ અનુમોદન ન આપ્યું.

આ પ્રમાણે રેસ્કીનો મૃત્યુલેખ પ્રસિદ્ધ ન થયો; પણ લોકોમાંથી તેનું નામ ખસ્યું નહિ. તેણે જે કામ કર્યું હતું તે લોકોની દૃષ્ટિ સમક્ષ તર્યા કરતું હતું. દુષ્કાળ શમી ગયા પછી પણ કેટલાંએ વર્ષો સુધી ખેડુતો પ્રેમપૂર્વક તેનું સ્મરણ કર્યા કરતા હતા.

ટૉલ્સ્ટૉયને આ કામમાં પોતાના કુટુંબની પણ સારી મદદ હતી. તેમની

પત્ની પોતાના ચાર પુત્રો સહિત મોસ્કોમાં રહી વર્તમાનપત્રોમાં લેખો લખી ફાળો ઉઘરાવતી અને જેટલી રકમ મળતી તેટલી ટૉલસ્ટૉય તરફ મોકલી આપતી. દુષ્કાળવાળા પ્રદેશમાં તાવનો રોગ ફાટી નીકળતાં તેણે ઔષધો અને વસ્ત્રો પણ પૂરાં પાડયાં હતાં. વળી સ્વયંસેવકો મેળવવાનું કામ પણ તેણે ઉઠાવી લીધું હતું. આ વખતે તેનાપર હમ્મેશાં જે સેંકડો પત્ર આવતા તે સર્વના જુવાબ રાતે ઉજાગરો વેઠીને તે લખી મોકલતી અને દુષ્કાળની ખરી માહિતી દેશ પરદેશ પહોંચાડતી. પરિણામે અમેરિકનોએ પણ અનાજનાં વહાણ મોકલ્યાં હતાં.

ટૉલ્સ્ટૉયે આ વખતના કામ વિષે એક પત્રમાં નીચે પ્રમાણે વર્ણન કર્યું છે.

"એકાદ દુષ્કાળપીડિત ગામમાં હું જતો એટલે ત્યાંના એક બે ખેડુત કુટુંબને હાથમાં લઇ ધાન્ય અને શાકભાજીનો સારો જથ્થો તેને ત્યાં એકત્ર કરતો. વૃદ્ધ, રોગી અને અનાથો વગેરે સર્વને માટે ખોરાક તૈયાર કરવાની જવાબદારી હું એ કુટુંબોપર રાખતો. આ રીતથી તે કુટુંબો પૈકી પ્રત્યેકને ત્રીસ–ચાલીસ માણસનો ખોરાક તૈયાર કરવો પડતો. કેટલાંક ગામોમાં ત્યાંના સંભાવિત વૃદ્ધોને હાથમાં લઈ સાર્વજનિક રસોડાં ઉઘાડવાની વ્યવસ્થા કરી હતી અને ખોરાક બરાબર તૈયાર કરવામાં આવે છે કે નહિ તે જાણવા માટે કદિ કદિ હું પણ એ રસોડામાં જમતો હતો."

"અહીં હું રેસ્કીને ઘેર રહ્યો હતો અને આ કાર્યમાં મારી બે પુત્રી અને મારી ભત્રીજી હોંસપૂર્વક મને મદદ આપતી હતી."

"પછી થોડાજ દિવસમાં મને બીજા બે સ્વયંસેવકની મદદ મળી. એ બન્ને વિશ્વવિદ્યાલયના પદવીધર હતા. હું અહીં જે ઘરમાં રહ્યો હતો તે એક સામાન્ય ખેડુતના ઘર જેવું હતું. એ ઘરમાં મોજશોખની એક પણ વસ્તુ મળે તેમ નહતું."

"અમે શરૂ કરેલા રસોડામાં લગભગ ગામના એક તૃતીયાંશ માણસોની વ્યવસ્થા થતી હતી. પછીથી એવાં રસોડાં ખોલવાની અમોને એટલી ટેવ પડી ગઇ કે કંઇપણ ત્રાસ થયા વગર અમે એક મહિનામાં વીસ ગામડાંમાં ત્રીસ રસોડાં શરૂ કરી શકયા. એટલાં રસોડાંમાં લગભગ ૧૫૦૦ માણસોને રોજ પેટભર અન્ન મળતું હતું. એમાં જે કંઈ અન્ન અને ભાજીપાલો મળી આવતો તેનો અમે ઉપયોગ કરતા હતા. કેટલેક સ્થળે ત્યાંની ગ્રામ્ય સંસ્થાઓએ રાય (એ નામનું ધાન્ય) અમને પુષ્કળ આપ્યું હતું અને લોકોના આહારનો તે હમ્મેશનો પદાર્થ નહિ છતાં ઘણી વખત તેનો ઉપયોગ કરવાની ફરજ પડતી હતી. તથાપિ રોગચાળો વિશેષ ન થતાં ઠંડીના દિવસો સારી રીતે પસાર થઈ ગયા હતા."

"અમારી પાસે માંસનો સંગ્રહ બીલકુલ નહિ હોવાથી ભાજીપાલા અને

ધાન્યપરજ સર્વનો નિર્વાહ ચલાવવાની ફરજ પડતી હતી; તથાપિ એ અન્ન ઘણુંજ પસંદ પડયું હતું. ગામડાંનાં રસોડાંની તપાસણી કરવા હું જતો ત્યારે ત્યાંના ગરીબો મને દુવા દેતા અને એમ પણ કહેતા કે હવે પછી અમે માંસનો આહાર કદિ નહિ કરીએ."

બાળકોના શિક્ષણની ગેરવ્યવસ્થા ન થાય તે માટે ટૉલ્સ્ટૉયે ગામડાંમાં શાળાઓની સ્થાપના પણ કરી હતી. આ રીતે તેમણે તનતોડ મહેનત કરીને અત્યંત લોકોપયોગી કાર્ય કર્યું હતું; પરંતુ એ કાર્ય કરવા છતાં તેમના ચિત્તને જોઇએ તેટલી સ્વસ્થતા નહતી. તેમની વૃત્તિ સ્વદોષનું નિરીક્ષણ કરનારી હોવાથી અને પોતે જે કાર્ય કરતા તેમાં જે જે ખામી તથા ન્યૂનતા રહેતી, તેને માટે તેમને ઘણું દુઃખ થતું.

કોઇપણ કાર્ય હાથમાં લેતાંજ તેના ઉચ્ચતમ સ્વરૂપની કલ્પના હૃદયમાં ખડી થઇ જતી અને એ સ્વરૂપે પહોંચવાનો પ્રયત્ન કરવાનો તો તેમનો સ્વભાવજ હતો. એ તો સ્વાભાવિકજ છે કે કાર્ય માત્રમાં ખામી રહે છે તેથી કલ્પેલા સ્વરૂપે ન પહોંચી શકાય. પણ ખામી જણાતાં તેમના હૃદયમાં સદા એ ડંખ લાગ્યા કરતો. આમ થવાનું કારણ એ હતું કે સામાન્ય માણસો પારકા દોષો જોવામાં જેટલી તીવ્ર દૃષ્ટિ રાખે છે તેટલીજ તીવ્ર દૃષ્ટિ તે આત્મદોષનું નિરીક્ષણ કરવામાં રાખતા. સામાન્ય માણસો અને ટૉલ્સ્ટૉય જેવા પુરૂષ વચ્ચે આવાજ ભેદ હોય છે. ઇ. સ. ૧૮૯૧ ના નવેમ્બરમાં ફીનરમેનને લખેલા પત્રમાં તે કહે છે કેઃ—

"હું ખુલ્લી રીતે જોઈ શકું છું કે, અહીં ઘણાં કામ જોઇએ તેવી રીતે થઈ શકતાં નથી; પણ અન્ન પહોંચાડવા સારૂ મને જે માણસો મળ્યા છે તેમનું લોકો પ્રત્યેનું વર્તન જોઇએ તેવું સૌજન્યતાવાળું નથી. મને વારંવાર એમ થઇ આવે છે કે એ કાર્ય પણ મારે ઉઠાવી લેવું. પણ 'રાત થોડી અને વેશ ઘણા' જેવી સ્થિતિ હોવાથી હું તે કરી શકતો નથી. **બીજા લોકોનું કામ પસંદ પડતું નથી અને જાતે કરી શકતો નથી.** લોકો મારી સ્તુતિ કરે છે; પણ મને એ સ્તુતિનોએ ભય લાગે છે. આ કામ જોઇએ તેવું થતું નથી એ શું પાતક નથી? એવો પ્રશ્ન વારંવાર મનમાં ઉઠયા કરવાથી એ સ્તુતિ પણ વિષ જેવી લાગે છે. **આ કામ પ્રભુનું છે,** એ તેની સેવા છે તો પછી તેમાં ભૂલ થાય એ પાપ નહિ?"

"આ વિષે બે ત્રણ લેખ વર્તમાનપત્રો તરફ મોકલ્યા છે પણ તે પ્રસિદ્ધ થશે કે કેમ તે વિષે શંકા છે."

"મારો હમણાંનો જીવનક્રમ કષ્ટમય છે. મને એમ થઇ પડયું છે કે આ

કામમાં હું ક્યાં પડયો? પોતાના પરસેવાથી આજસુધી જે ખેડુત વગેરે લોકોએ મારૂં પોષણ કર્યું; તેમનો અન્નદાતા કહેવડાવવાનો પ્રસંગ આવ્યો, એ વિચાર મારા ચિત્તને ખેદ કરાવે છે; પણ શું કરવું? હવે આ કામમાં મારા પગ કળી ગયા છે. ઉન્મત્ત લક્ષ્મીપુત્રોએ ઓકી નાખેલું અન્ન મારા અન્નદાતાઓના મુખમાં મૂકવાનો મારા પર પ્રસંગ આવ્યો છે. મારા હાથે એવા પ્રકારનું મહાપાતક થઈ રહ્યું છે એમ હું પ્રત્યક્ષ જોઇ શકું છું; છતાં મારા પગ મને બહાર લઇ જતા નથી. આ પાપાગારમાંથી બહાર પડવાની હજારો વખત ઇચ્છા થઇ છે, પણ તેને માટે આવશ્યક મનોબળ મારી પાસે નથી."

"વર્તમાનપત્રો તરફ મેં પહેલો જે એક લેખ મોકલ્યો હતો, તેમાં એકજ મુદ્દો મેં સ્પષ્ટતાપૂર્વક રજુ કર્યો હતો. મારા એ લેખનો આશય એ હતો કે, હજારો બંધુઓને ગુલામ બનાવી તેમના શ્રમ પર મોજમજા કરવાનું જે ઘોર પાતક અમો જમીનદારોએ કર્યું છે, તેનુંજ આ ફળ છે. પરિસ્થિતિનો હમ્મેશને માટે ઉચ્છેદ કરવો હોય તો શ્રીમંત અને ગરીબો વચ્ચે રહેલી પ્રચંડ દિવાલને તોડી નાખવી જોઇએ. વિશિષ્ટ હક્ક તરીકે આજે શ્રીમંતો જે ધણીપણાનો જુલમી દાવો કરી રહ્યા છે, તે તેમણે છોડી દેવો જોઇએ અને તેમણે પોતાના અન્ય બંધુઓના બરોબરીયા થઇ જવું જોઇએ. એવા થવાને માટે તેમણે તેમનો જીવનક્રમ તદ્દન પલટવો જોઇશે; પરંતુ એ પ્રમાણે થાય તોજ દુષ્કાળનું મોં કાળું થાય, નહિ તો અધોગતિના પંથે પડેલું માનવકુલ કયા ખાડામાં જઈ પડશે તે કહી શકાતું નથી."

"એ લેખ મેં જે પત્રકાર તરફ મોકલ્યો હતો તે હજુપણ તેને છાપવાની હિંમત કરી શકતો નથી. એ લેખમાં તેણે વારંવાર ફેરફાર કર્યા; કેટલીક ઉગ્રતાને તેણે શિથિલ કરી; કેટલીક હકીકત પણ કમી કરી; તથાપિ હજુએ તે તેને પ્રસિદ્ધ કરી શક્યો નથી."

"આ દુષ્કાળ સંબંધી મારી પત્નીએ વર્તમાનપત્રોદ્વારા સારી ચળવળ કરવાથી પૈસા આવે જાય છે; એટલે તેની વ્યવસ્થા કરવાની ફરજ આપોઆપ ઉત્પન્ન થાય છે. એ રીતે આશ્રમમાં મારા પગ અધિકાધિક કળતા જાય છે."

"એક બાજુએ લોકોની દુર્દશા વધતી જાય છે ત્યારે પ્રમાણમાં મદદ ઓછી થતી જાય છે; અને તેથી આ કામમાંથી હવે મારો છુટકારો અવશ્ય થઇ પડયો છે."

"પુષ્કળ પૈસો ભેગો થવાથીજ દુષ્કાળ પીડિતોનું સંકટ નિવારણ થઇ શકે છે એમ જો કોઇને લાગતું હોય તો તે ભ્રમ છે. ત્યારે તમે એ કામ શા માટે કરો છો? એવો જો કોઈ પ્રશ્ન કરે તો તેને ઉત્તર એટલોજ છે કે, વર્તમાન

સમાજરચના અને પરિસ્થિતિમાં બીજો માર્ગજ અમારા માટે દેખાતો નથી."

"કેવળ કર્મની દૃષ્ટિએ આ કામ કંઇ ખરાબ નથી. ઉલટાં એથી તો ભૂખમરાથી મરી ગયાં હોત તેવાં અનેક માણુસો અન્ન ખાઇને જીવતાં રહી શકે છે; તે જોઇને પ્રત્યેકને સંતોષજ થાય છે. મારાં અંતર્ગત દુઃખનું ખરૂં કારણુ વિવેકબુદ્ધિની ટોચણી છે. ખરી રીતે મારાજ પાપથી તે લોકોની આવી સ્થિતિ થઈ છે; એવી લાગણી મનમાંથી ખસતી નથી અને તેથી આ કામ કરતાં શરમાઉં છું. મારા દુઃખનું કારણુજ આ છે."

"આ સર્વ હકીકત તમને લખવાનું કારણુ એજ છે કે તમારી સહૃદયતા હું જાણું છું. મારી ખાત્રી છે કે મારા શબ્દોનું રહસ્ય તમે સમજી શકશો."

"મારા મિત્રો પણુ ઘણી વખત એવો આક્ષેપ કરે છે કે મારા વિચાર અને વર્તનમાં જોઇએ તેટલો મેળ હોતો નથી. આ સંબંધમાં મારો ઉત્તર એટલોજ છે કે, હું સત્પુરૂષ છું પણુ નહિ અને છું એમ બતાવવાનો પ્રયત્ન પણુ મેં કદિ કર્યો નથી. તમારા જેવો હું પણુ માણુસ છું. મારામાં અનેક દોષ છે. મારે જેટલી સરળતાથી બોલવું જોઇએ તેટલી સરળતાથી હું નથી બોલી શકતો તે મારી જાણુ બહાર નથી. તેજ પ્રમાણે હું એ પણુ સમજુ છું કે, મારા વિચારો શબ્દથી વ્યક્ત કરતી વખતે રાઇનો ડુંગર અને ડુંગરની રાઇ જેવું પણુ બની જાય છે."

"આ તો વાચાની વાત થઇ, પરંતુ મારી ક્રિયાની સ્થિતિ તો એથીએ ખરાબ છે. અનેક દુષ્ટ ટેવોને હું આધીન છું અને તેથી તદ્દન દુર્બળ બની ગયો છું. સત્યરૂપ પ્રભુની સેવા માટે હું ગડમથલ કરૂં છું; તથાપિ એ માર્ગમાં પણુ મારા પગ વાંકાજ પડે છે. આવી સ્થિતિ છતાં કેટલાક જ્યારે મને સાધુ પુરૂષ કહે છે, ત્યારે હું દંભીજ મૂર્તિ છું એ વાત મારા મનમાં ખડી થઇ જાય છે."

"માટે મારા શબ્દ અને મારી કૃતિમાં એક વાકયતાજ હશે એમ તમે રખે માનતા. જ્યાં એકરૂપતા ન દેખાય ત્યાં મારી દુર્બળતાજ આડે આવેલી છે એટલું લક્ષમાં રાખશો. વિવેકબુદ્ધિએ દર્શાવેલા માર્ગે ચાલવાની ઇચ્છા નથી એમ નથી. પ્રભુના સાચા સેવકને શોભે તેવી કૃતિ કરવાને મથું છું; પરન્તુ મારા મનની દુર્બળતા આડે આવતી હોવાથી હું માર્ગભ્રષ્ટ બનું છું."

દુષ્કાળનું ક્ષેત્ર ઘણું મોટું હોવાથી ટૉલ્સ્ટૉયનું કાર્યક્ષેત્ર પણુ વધતું ચાલ્યું હતું; પરંતુ તે પ્રમાણે મદદગારની સંખ્યા નહિ વધવાથી તેમનું કામ પછીથી ભારે થઇ પડયું હતું. જેઓ મદદ કરવા આવતા હતા તેઓમાં કામ કરવાની દાનતવાળા ઘણાજ થોડા હતા. આગેવાની અને ઉપરીપણું ભોગવવાના શોખીન

વધારે હતા. તેમને ખરૂં જોતાં બીજું પણ કામ હતું નહિ. આવા માણસો અહીં પણ નિરૂપયોગી જ જણાયા. આવી અડચણોથી ટૉલ્સ્ટૉયનું ચિત્ત દિનપ્રતિદિન વિશેષ ખિન્ન થતું ચાલ્યું હતું તથાપિ તે અંત સુધી એ કામને વળગી રહ્યા હતા. વચ્ચે એક વખત કાઉંટેસ તેમની પાસે આવી હતી ત્યારે બીજા પણ કેટલાક સ્નેહીઓ ત્યાં આવ્યા હતા. તેમાંના એક ગૃહસ્થે પોતાનો કાઉન્ટેસ સાથે થયેલો સંવાદ દર્શાવ્યો છે તે નીચે પ્રમાણે છેઃ—

કાઉંટેસે કહ્યું:–" અહીંની સ્થિતિ વિષે તમારો શો મત છે ! "

" અત્યંત ભયંકર; પણ અહીં પ્રસરેલા રોગનો ભય તમને નથી લાગતો ? "

" ભય ? ભય એ તો દુર્બળતાનું લક્ષણ છે. "

" અહીંની સ્થિતિ મને તો એટલી ભયંકર લાગી છે કે ગમે તેવા પ્રયત્નથી પણ તેમાં સુધારો થવાની આશા હું રાખતો નથી. "

" અને આ બધું આંખોએ પ્રત્યક્ષ દેખાવા છતાં શ્રીમંતો પોતાના મોજશોખમાં કંઇ ઘટાડો થવા દેતા નથી, એ નવાઇ નથી કે ? "

" પણ તમારા આખા કુટુંબે તો ચેનબાજીને તિલાંજલી આપી છે ને ? તમે એ લોકોમાં ભળી જાવ છો ને ? "

"હા, કાંઇક કામ અમે કરીએ છીએ એ વાત ખરી છે; પણ અમારાં વસ્ત્રો જુઓ અને અમારૂં જીવન પણ કઇ કોટીનું છે તે જુઓ. આવી વસ્તુઓ આપણા લાખો બંધુઓ સ્વપ્ને પણ જોઇ શકે છે કે ? "

" પરંતુ આપણે જમીનદારો ચીંથરાં પહેરીએ અને કેવળ ભાખરી ખાઇએ, તો તેથી એમની સ્થિતિમાં શો ફેર પડવાનો ? "

" અરે આપણા લાખો બંધુઓ જે સ્થિતિમાં રહે છે, તેથી અધિક ઉચ્ચ સ્થિતિમાં રહેવાનો આપણને અધિકારજ નથી. "

" આનો મેં કંઇજ જવાબ ન આપ્યો. મેં જ્યારે કાઉન્ટેસના તેજસ્વી મુખ તરફ જોયું ત્યારે તેનાં ચક્ષુ પાણીથી તરબોળ બનેલાં જણાયાં. એવી સ્થિતિ જોતાંજ મારો કંઠ પણ ભરાઇ આવ્યો અને એકકે શબ્દ મારાથી ન બોલાયો. "

ટૉલ્સ્ટૉયની શરીર પ્રકૃતિ કંઇક ખડતલ હતી. તેમણે શારીરિક શ્રમ વેઠવાની પણ ટેવ પાડી લીધી હતી; તથાપિ તેમને પુષ્કળ કામ કરવું પડતું હોવાથી કેટલીક વખત તે એટલા થાકી જતા કે ઘેર આવ્યા પછી ઉભા થવા જેટલી પણ શક્તિ તેમનામાં રહેતી નહિ. આમ છતાં તેમની મનોવૃત્તિ એવી જુસ્સાદાર હતી કે સહજ પણ કારણ મળતાં તે પુનઃ પ્રફુલ્લિત બની જતી. એકાદ નવીન શાળા કે રસોડું ઉઘડતું તે દિવસે તેમને પરમ આનંદ થતો અને તેમનો તે આખો દિવસ સંતોષમાં જતો. અદ્યાપિ ધર્મગુરૂઓનો વિરોધ ઘટયો ન હતો ! ટૉલ્સ્ટૉય

સેતાનનો સેવક બનેલો હોઇ લોકોને સેતાનની પ્રજા બનાવવા પ્રયત્ન કરે છે, અને એ કામ માટે તે પ્રત્યેક ખેડુતને દશ દશ રૂપીઆ આપે છે! એવાં ગપ્પાં પ્રાર્થનાના પ્રસંગે પણ તેઓ હાંકયા કરતા હતા. આવા નિંદકોમાં બિશપ જેવા મોટા ધર્માધિકારીઓ પણ હતા. એક બિશપે તો પ્રાર્થના જેવા શુભ પ્રસંગે ઉચ્ચાસનપરથી જણાવ્યું હતું કે, ટૉલસ્ટૉય અન્ન અને વસ્ત્ર જેવી પ્રાપંચિક વસ્તુઓ લોકોને આપીને તેમને સેતાનના પાશમાં સપડાવે છે."

ગામડાંના કનિષ્ઠ દરજ્જાના ધર્મોપાધ્યાઓએ આવો બડબડાટ શરૂ કર્યો ત્યારે આરંભમાં તો ભોળા ખેડુતો ગભરાઇ ગયા; પણ તેમનો એવો બડબડાટ સાંભળવાથી તેમનાં ભૂખ્યાં પેટ ભરાય તેમ ન હતું; જેથી તેઓ ટૉલસ્ટૉયની મદદનો અસ્વીકાર કરી શકતા નહતા. એ પછી જ્યારે ટૉલસ્ટૉયનો વિશેષ પરિચય થતો ચાલ્યો ત્યારેજ તેમને તેમના ખરા દયાશીલ અને ધાર્મિક અંતઃકરણની પ્રતીતિ થવા લાગી. જે ગૃહસ્થ પોતાની પદવી તરફ ન જોતાં વ્યાધિગ્રસ્ત ગરીબ ખેડુતોમાં છૂટથી ભળે છે અને જે તેમને સ્વહસ્તે અન્ન પુરૂં પાડે છે, તેને સેતાનનો ભકત કેમ કહેવાય એ વાત પણ તેમને સમજાવા લાગી; અને છેવટે તેમને લાગ્યું કે ટૉલસ્ટૉય ખરા ધર્મશીલ પુરૂષ છે.

આ દુષ્કાળ વિષે ટૉલસ્ટૉયે જે લેખો લખ્યા હતા, તેમાંના થોડાજ સંક્ષિપ્ત સ્વરૂપમાં રૂશીયામાં પ્રસિદ્ધ થએલા હોઇને ઘણાખરા તો લંડનના ડેલી ટેલીગ્રાફમાંજ છપાયા હતા. છેવટે એ બધાજ લેખો જીનોવામાં છપાયા હતા. એ લેખમાળામાં અનેક વિષયોનો સમાવેશ કરેલો છે અને દુષ્કાળનું ઉગ્રરૂપ તથા ગરીબ ખેડુતોની થએલી ભયંકર સ્થિતિનું હૃદયદ્રાવક વર્ણન કરેલું છે. તેજ પ્રમાણે તેમણે હાલની સમાજરચનાનાં પોકળ બતાવીને જમિનદારોને ઉધડા લીધા છે અને છેવટે શ્રીમંતો જે વિશિષ્ટ હક્ક ધારણ કરી બેઠા છે, તેનો ત્યાગ કર્યા સિવાય અને આખા **સમાજની રચના સમતાના તત્ત્વ પર કર્યા સિવાય સુખના દિવસ નજરે નહિ પડે**, એવો મત નિયત કરી ઉપસંહાર કર્યો છે.

ભૂખે મરતાઓને કેવળ અન્ન આપવાથીજ કાંઇ ટૉલસ્ટૉયનું કાર્ય પતી જતું ન હતું; નવી ઋતુ આવતાંજ વાવેતર થાય તેવી ગોઠવણ પણ કરવાની આવશ્યકતા હતી. આથી તેમણે બી, ઓજાર અને જાનવર પૂરાં પાડવાનો પણ પ્રયત્ન શરૂ કર્યો. આ કામ ભૂખ્યાને અન્ન આપવાના કામ કરતાં વધારે કઠિન હતું. જાનવર સિવાય ખેતી થઇ શકે નહિ અને બધાને જોઇએ તેટલાં જાનવરો મેળવવાનું ટૉલસ્ટૉયને શકય નહતું આથી કેટલાક ખેડુતને તે આપી શકાયાં અને કેટલાકને આપી ન શકાયાં. એનું પરિણામ એવું આવ્યું કે ખેડુતો માંહેમાંહે એક બીજાનો દ્વેષ કરવા લાગ્યા. બીજની પણ એવીજ સ્થિતિ થઇ. સર્વને પહોંચી

વળે તેટલું બી નહિ મળવાથી તેની વહેંચણી કેવી રીતે કરવી એ પ્રશ્ન ઉપસ્થિત થયો. આ વિષે એક સ્નેહી આગળ વાત કરતાં ટૉલ્સ્ટૉયે કહ્યું કે, "અમારા આ ઉદ્યોગથી ખેડુતોને ઉપયોગી એવું કંઇજ કામ થયું નહિ."

કાઉન્ટ આ કાર્યમાં રોકાએલા હતા તે વખતે વર્તમાનપત્રોમાં તેમના પર જે હૂમલા થતા તે તરફ ધ્યાન નહિ આપવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. તેજ પ્રમાણે ત્યાં કામ કરવાના નિમિત્તે પધારેલા સરકારી નોકરોની ગુપ્ત શત્રુતા તરફ તથા ધર્માધિકારીઓની ખુલ્લી શત્રુતા તરફ પણ તેમણે લક્ષ આપ્યું નહિ. આવા પ્રસંગે સેવા કરવા ખાતર જે મંડળ ઉત્પન્ન થાય છે તેની અને સરકારી માણસોની કાર્યપદ્ધતિ વિષે તેમણે પોતાનો મત વ્યકત કરતાં જણાવ્યું છે કેઃ—

" જીવતાં મનુષ્યોને ખરી મદદ જીવતાં માણસોજ કરી શકે છે. પોતાના લુગડાને ડાઘ પડવા ન દેતાં જેઓ કેવળ વાણીનાંજ વડાંથી મદદ કરવા ઇચ્છે છે, તેમનો યત્ન કુંકવડે ડુંગર ઉથલાવવા ઇચ્છનારના જેવોજ હાસ્યાસ્પદ છે. ખેડુતોને મદદ કરવાની સરકારી રીત પણ એજ પ્રકારની હોવાથી તેમને કોડી જેટલીએ કીર્તિ પ્રાપ્ત ન થાય તેમાં નવાઈ શી?"

"એજ પ્રમાણે સહાયપાત્રોની વિગતવાર યાદીઓ તૈયાર કરીને તેમને ક્રમવાર મદદ કરવા માગનાર સહાયક મંડળોની પદ્ધતિ પણ નિરૂપયોગી છે. હા, દુષ્કાળના તડાકામાંથી કયો ખેડુત બચી જશે, કયો શરીરે સુદૃઢ રહેશે, કયા કુટુંબનાં કેટલાં માણસો સારી સ્થિતિમાં રહેશે, કોને કેટલું કામ મળી શકે તેમ છે, અને તે મળ્યા પછી વ્યવસ્થિત રહેનાર કેટલા છે; એવી વાતો અગાઉથી જાણી શકનાર કોઇ ભવિષ્યવેત્તા એ કામ હાથમાં લે તો તે વિજયી થાય ખરો. જેઓ શ્રીમંત અને ગરીબોનો પરસ્પર સંબંધ સમજી શકતા નથી, તેઓને લાગે છે કે આવી અડચણોના પ્રસંગે શ્રીમંતો કંઇ રકમ આપે એટલે બસ. પણ એ એક મોટી ભૂલ છે. આપણી વર્તમાન સામાજીક અડચણોનો નીવેડો એટલી સહેલાઇથી આવી શકતો હોત તો તો નિરાંતજ હતી. મને પોતાનેજ પણ એવો ભ્રમ હતો; પણ પ્રત્યક્ષ અનુભવ થતાં એ ભ્રમ દૂર થઇ ગયો."

"સાતેક વર્ષ પર મોસ્કોના એક વ્યાપારીએ ભિખારીઓમાં વહેંચવા સારૂ દશ હજારની રકમ રાખી મૂકી હતી. તેની એ ઉદારતાનો લાભ લેવા માટે તેના બારણા આગળ એટલી ભીડ થઇ હતી કે તેનાં બે માણસો તો ચગદાઇને મરીજ ગયાં, અને બીજાં જખમી થયાં તે તો જુદાં. એમાંનો ઘણોખરો પૈસો હૃષ્ટપુષ્ટોના હાથમાં ગયો અને ઘરડાં ખોખરાં તથા દુર્બળો હાથ હલાવતાં પાછાં ગયાં!"

"આવા પ્રકારો હમ્મેશાં બન્યા કરે છે. શરીરે મજબુત છતાં ફોકટનું મળ્યા કરવાથી આળસમાં જીવન ગાળનારા ભિખારીઓજ બહુધા આવા લોકોના

દાનના ભોક્તા બને છે; અને ખરી આવશ્યકતાવાળા તો ટળવળતાજ રહી જાય છે.”

"સરકાર અને ખાનગી સંસ્થાઓ જરૂરીઆત ધરાવનારને શોધવાનો પ્રયત્ન કરે છે તોપણ તેમાં તેમને સફળતા નથી મળતી કેમકે અમુક જગ્યાએ મફતનું મળે છે એવી વાત સંભળાતાંજ ભિખારીઓનાં ટોળેટોળાં તે તરફ ધસી જાય છે; અને ઘણાખરા પોતાને તદ્દન અનાથ તરીકે ઓળખાવે છે. એ બધાની સત્ય સ્થિતિ જાણવાનું લગભગ અશક્ય જેવું હોવાથી એ દેણગીનાં પરિણામ પણ વિપરીતજ આવે છે.” "કેટલાક ધંધાદારી માણસો પણ મફતનો માલ મળવાની વાત સાંભળતાંજ પોતાનો કામ ધંધો છોડી દઈને તે મદદ મેળવવા દોડી જાય છે અને તેથી તેઓને પરાવલંબી બનવાની ટેવ પડે છે. તેમના ચહેરાની ધમક કમી થઇ દીનતા છવાઇ જાય છે અને તેઓ સ્વાશ્રયી થવાનો પ્રયત્ન ત્યજી દે છે. આવી મદદોના કાર્યમાં જે મોટો દોષ છે તે આજ!”

આ દુષ્કાળનો જે હિસાબ ટૉલ્સ્ટૉયે પ્રસિદ્ધ કર્યો હતો તેમાં મોટી ઉમ્મરનાં માણસો માટે ૨૪૬ અને છોકરાં માટે ૧૨૪ રસોડાં ખોલ્યાનું જણાવ્યું હતું. મોટા માણસોનાં રસોડામાં દરરોજ સરાસરી બાર તેર હજારને અન્ન મળતું અને અર્ધા હજાર બાળકો પોષાતાં હતાં. આ સિવાય ગામડાંમાં તેમના પરિવારે જે મદદ આપી હતી તે જુદી. અન્નદાનના એ પ્રત્યક્ષ કાર્ય સિવાય ખેતીનાં ઓજાર, જાનવર અને બી વગેરેને માટે જે ખર્ચ થયો હતો તે જુદો. રોગીઓના ઔષધ ખાતે, તેમજ મૃતોની ઉત્તરક્રિયા ખાતે, કેટલાકનાં કરજ ફેડવા ખાતે, તેમજ નવીન શાળાઓ સ્થાપવા ખાતે પણ હજારો રૂપિયા વપરાયા હતા. આ દુષ્કાળ શમી જવા આવ્યો ત્યારે ખેડુતોની કેવી સ્થિતિ હતી તે જણાવતાં ટૉલ્સ્ટૉયે કહ્યું છે:—

"ટાઢના દિવસો હતા અને કોલસાની અછતને લીધે ખેડુતોનાં ઝુંપડાં ઠંડાંગાર બની ગયેલાં હતાં. દિવાલો અને ભોંયતળીયાં બરફ જેવાં લાગતાં. ટાઢનું નિવારણ કરવા માટે કેટલાક ખેડુતોએ ઢોર વિગેરે બાંધવાનાં તથા પરચુરણ સામાન મૂકવાનાં ઝુંપડાં પણ બાળી મૂકયાં હતાં; અને છેકજ નિઃસત્ત્વ અનાજના ધૂળ જેવા લોટની ભાખરી પર ખેડુતો જીવન ટકાવી રહ્યા હતા. પેટનો ખાડો પૂરવા સારૂ કેટલાકોને શરીરપરનાં વસ્ત્રો પણ વેચવાં પડયાં હતાં. એકાદ અજાણ્યા માણસે એ સ્થિતિ જોઇ હોત તો ખરેખર તે કંપીજ ઉઠયો હોત; પણ અમે તો એવાં દશ્યોથી ટેવાઈ ગએલા હોવાથી અમારાં હૃદય નિષ્ઠુર બની ગયાં હતાં.”

આ દુષ્કાળનાં દુઃખો તરફ જનસમાજે મોટે ભાગે જે બેપરવાઈ રાખી હતી, તેને માટે ટૉલસ્ટૉયે એક કડક લેખ લખ્યો હતો; પણ તે પ્રસિદ્ધ થયો નહિ; કેમકે અધિકારીઓ અને ધર્મગુરૂઓને મન ટૉલસ્ટૉય દુશ્મનરૂપ હતા.

એજ અરસામાં લંડનના ડેલી ટેલીગ્રાફનો પ્રતિનિધિ ડૉ. ડીલન ટૉલસ્ટૉયને

મળવા આવ્યો હતો. તેણે આ દુષ્કાળની એકંદર હકીકતનો લેખ લખી આપવા વિનવવાથી તેમણે એક રૂશીયન પત્રકાર તરફ મોકલેલા લેખની નકલ આપી હતી. એ લેખ પછી રૂશીયન પત્રમાં પણ પ્રસિદ્ધ થયો હતો; પરંતુ સરકારી પરીક્ષકે તેમાંની કડકતા દૂર કરી નાખી હતી. પરંતુ તે મૂળ લેખનું શબ્દશઃ ભાષાંતર ડેલી ટેલીગ્રાફમાં પ્રસિદ્ધ થઇ તેના ઉતારા ઇંગ્લાંડનાં બીજાં પણ પુષ્કળ પત્રોમાં છપાયા; ત્યારે રૂશીયામાં પુષ્કળ ખળભળાટ થયો અને ટૉલસ્ટૉયના દુશ્મનોને વેર લેવાની સહજે તક મળી ગઈ. તેઓએ ઇંગ્લાંડનાં પત્રોમાં પ્રકટ થએલા લેખોમાં મીઠુંમરચું ભભરાવી ભાષાંતર કરી જાહેરમાં મૂક્યાં. મોસ્કોના ગેઝેટે એક વિચિત્ર અને કડક અગ્રલેખ લખી એવા રાજદ્રોહીને મુસ્કેતાટ કરવાની સૂચના સરકારને આપી. આમાં વધારો કરવાને નોકરવર્ગ પણ ઇંતેજાર હતો. ટૉલસ્ટૉયને પકડવાની વાતો પણ જ્યાં ત્યાં થવા લાગી.

આ વખતે રૂશીયાની રાજકીય પરિસ્થિતિ કેવી હતી તેની ટુંક માહિતી આપવી યોગ્ય છે. ટૉલસ્ટૉયનું પોતાનું લક્ષ વિશેષતઃ હવે રાજકીય બાબત તરફ નહતું. તેમનો જીવનક્રમ લગભગ અરણ્યવાસી યોગી જેવો બન્યો હતો; તથાપિ અધિકારીઓ એવી સ્થિતિમાં પણ એવા લોકકલ્યાણકારી પુરૂષપર વજ્રઘાત થએલો જોવા ઇચ્છતા હતા.

મોસ્કોથી સો માઇલ દૂર સૂઝડાલ નામનું એક ગામ છે. એ ગામનો પ્રાચીન સમયનો એક મોટો કિલ્લો અદ્યાપિ અસ્તિત્વમાં છે. ફ્રાન્સના બૅસ્ટીલ નામક કિલ્લાની પેઠે આ કિલ્લો પણ ગુનેહગારોને પૂરવા માટે રૂશીયામાં પ્રસિદ્ધ હતો. સરકારી અધિકારીઓને અથવા જુના પંથના ધર્માધ્યક્ષોને અપ્રિય લાગતા હોય એવા માણસોને આ સ્થળે મોકલી દેવામાં આવતા હતા. અહીં આવનારા બધાજ માણસો અપરાધી હોય એવું નહતું. કેટલાકની તો રીતસર તપાસ પણ થયેલી હોતી નહિ. એટલુંજ નહિ પણ ન્યાયમંદિરમાં નિર્દોષ ઠરેલા માણસો પણ કેવળ સરકારી હુકમથી આ કિલ્લાને ભોંયતળીયે પુરાતા; અને એમાંના કેટલાકનાં શબજ બહાર નીકળવા પામતાં. આવાજ પ્રકારના બે અપરાધી પુરૂષો તેવીસ વર્ષથી એ કેદખાનામાં સડતા હતા; તેમને ટૉલસ્ટૉયે પોતાની લાગવગ વાપરીને મુક્ત કરાવ્યા હતા.

રૂશીયાના ધર્માધ્યક્ષો સરકારી અધિકારીઓના બંદા ગુલામ બનેલા હતા. સરકાર લોકોપર ગમે તેવા જુલમ કરતી તોપણ 'સરકાર કરે છે તે સારૂંજ કરે છે' એવાં વ્યાખ્યાનો તેઓ આપતા. સરકારી અધિકારીઓને પણ એવા મદદગારોનું રક્ષણ કરવું એ કર્તવ્યરૂપજ લાગતું. આથી ધર્માધ્યક્ષોની જેનાપર કરડી નજર થતી તેને અંધારકોટડીનો આશ્રય મળવામાં વિલંબ ન થતો. આ

રીતે જુલમ ગુજારવામાં ન્યાયદંડ અને ધર્મદંડની એકતા થએલી હતી.

અન્ય દેશોના પત્રકારોની એવી સમજ છે કે સરકારનાં એવાં જૂલમી કૃત્યોપર અંકુશ મૂકવો એ પોતાનું કર્તવ્ય છે; પણ રૂશીયાનાં પત્રો એને માટે અપવાદરૂપ હતાં. તેમને સરકારની ગદાનો ભય હોવાથી અને કમાણી કરવાને ખાતર તે ચલાવાતાં હોવાથી અધિકારીઓનાં કૃત્યોપર ઢાંકપીછોડો કર્યા કરતાં. વળી ભાષણબંધીનો કાયદો પણ પોતાનું કામ બજાવવા જાગૃત રહેતો હતો. વિદ્યાર્થીવર્ગપર તો સરકારની એવી સખત નજર હતી કે સાધારણ નિરૂપદ્રવી સભામાં પણ હાજર રહ્યા બદલ સેંકડો વિદ્યાર્થીઓને શાળાઓમાંથી હાંકી મૂકવામાં આવતા; અને પ્રસંગે સેંકડોને સૈબીરિયા પ્રાંતમાં પણ ધકેલી મૂકવામાં આવતા. કદાચ કોઇ શિક્ષક ઉસ્તાદ નીવડતો અને વિદ્યાર્થીઓને વહાલો થઇ પડતો તો તેને પણ કહાડી મૂકતા. વિશ્વવિદ્યાલયોના વિદ્વાન શિક્ષકવર્ગને ઘેર બેસાડવાનું સાહસ અધિકારીઓમાં નહતું; તોપણ તેમને એટલો ત્રાસ આપવામાં આવતો કે તેઓ પોતેજ ઘેર બેસવાનું માગી લેતા. આવા કેટલાક શિક્ષકો ઇંગ્લાંડ જેવા દેશમાં જઇ ઑાકસફર્ડ સરખા વિશ્વવિદ્યાલયમાં સ્થાન મેળવીને પ્રસિદ્ધિને પાત્ર થયા છે.

સુધરાઇઓ અને સ્થાનિક પંચાયતો જેવી સંસ્થાઓનો શું પણ ન્યાયમંદિરો સુદ્ધાં સંશયપાત્ર વસ્તુની યાદીમાં આવી જતાં હતાં. એકાદ ન્યાયાધીશના હાથમાં કંઇ વિશેષ સત્તા આવે છે, એવો સંશય માત્ર થતાંજ સરકાર નવા કાયદા ઘડી તેના અધિકારપર અંકુશ મૂકી દેતી; અને જો નવીન કાયદો ઘડવામાં હરકત જણાતી તો એ કાર્ય કેવળ હુકમ માત્રથી થતું. સુશિક્ષિત યુવકોને કોઇ પણ સ્વતંત્ર કાર્ય સ્વીકારવા દેવામાં આવતું નહતું. આવી સ્થિતિ છતાં અત્યાર સુધી ટૉલ્સ્ટૉય છૂટા રહ્યા એજ નવાઇ હતી.

સરકારની દમનનીતિથી સ્મશાનશાંતિ રૂશીયામાં સર્વત્ર પ્રસરી રહી હતી. એ શાંતિ એટલી તો ભયંકર હતી કે, રૂશીયામાં જાણે એકપણ જીવતો માણસજ ન રહેતો હોય તેવોજ ભાસ થતો! આવા ચુપકીદીના કાળમાં કોઇ કોઇવાર માત્ર એકજ જગ્યાએથી પ્રચંડ ઘંટનાદસમો અવાજ સંભળાતો. આ અવાજ ટૉલ્સ્ટૉયના મુખમાંથી પ્રકટતો. ટૉલ્સ્ટૉય વાર્તાદ્વારા, નાટકોદ્વારા અથવા વર્તમાનપત્રોદ્વારા 'ગરીબોપર જુલમ ન ગુજારો' એવો ઉપદેશ કર્યા કરતા હતા. શ્રીમંતો, વ્યાપારીઓ, જમીનદારો અને સરકારની આંખમાં ચમચમે તેવું અંજન આંજવાને માટે આખા રૂશીયામાં માત્ર એ એકજ હાથ ઉંચો થતો હતો.

ટૉલ્સ્ટૉયના લેખો ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થતાંજ પરદેશ ખાતાના પ્રધાનનાં ભવાં ઉંચાં થયાં. ટૉલ્સ્ટૉયને શી રીતે સૂઝ પાડવી તે ખોળી કહાડવા માટે તે

કાયદા અને સરકારી હુકમોનાં પાનાં ફેરવવા લાગ્યો. તેની પાસે ટૉલસ્ટૉયની વિરૂદ્ધનાં લખાણો, રિપોર્ટો વગેરેના ઢગલા પડેલા હતા. આટલો ખળભળાટ થયા પછી પ્રધાન પોતે ઇચ્છતો નહોય તોપણ બાદશાહથી એ હકીકત છુપાવી શકવાને તે સમર્થ ન હતો. આ વખતે ટૉલસ્ટૉયના કુટુંબની એક સ્ત્રી ઝરીનાની તેનાતમાં હતી. ટૉલસ્ટૉય પ્રત્યે તેનો પૂજ્યભાવ હતો. આથી તે પોતાથી બનતું કરવાના હેતુથી તે ખુદ ઝારને મળી. આ સમયની હકીકત તેણે નીચે પ્રમાણે જણાવી છે:—

"લીયો નીકોલિવિચ પર વજ્રઘાતની થતી તૈયારી અટકાવવા માટે બનતો પ્રયત્ન કરવાનો નિશ્ચય કરીને મેં બાદશાહને મુલાકાત આપવા વિનંતિ કરી. મારી વિનંતિ સ્વીકારી તેજ દિવસે મને મુલાકાત આપવા મંજુરી મળતાં મને અત્યંત આનંદ થયો. બાદશાહની સ્વારી દિવાનખાનામાં પધારતાંજ કંઇપણ ત્રાસદાયક પ્રસંગ બન્યો હોય એવું તેમની મુખમુદ્રાપરથી જણાયું. આથી હું પ્રભુની પ્રાર્થના કરવા લાગી. 'શું કામ છે?' એવો પ્રશ્ન થતાંજ મેં કહ્યું:– 'એક બે દિવસમાં નામદાર સમક્ષ રૂશીયાના એક મહાન સદ્પુરૂષને એકાદ કિલ્લામાં મોકલી દેવાની ભલામણ કરનારો રીપોર્ટ રજુ થવાનો છે.' બાદશાહની મુદ્રામાં એકદમ ઉગ્રતા જણાવા લાગી. છતાં હું જોઈ શકી કે તેમાં દુઃખની પણ છાયા ભળેલી છે.

બાદશાહે પૂછ્યું: "કોણ ટૉલસ્ટૉય?"

"જી હા, આપે બરાબર જાણી લીધું."

"શું તે મારૂં ખૂન કરવાના કોઇ કાવત્રામાં સામેલ હતો?"

"જવાબમાં મને જે હકીકત મળી હતી તે સર્વ મેં નિવેદન કરી. ધીમે ધીમે બાદશાહના વદનપરની ઉગ્રતા દૂર થતી ગઇ અને શાંતિ જણાવા લાગી ત્યારે મને પણ કંઇક ઠીક લાગ્યું. પછી બાદશાહ જવા ઉઠયા ત્યારે મેં વિનંતિપૂર્વક કહ્યું કે, એવું જો બનશે તો રૂશીયા તો શું પણ આખા જગતમાં ખળભળાટ થશે."

"તે પછી બે દિવસે મારા અનુમાન પ્રમાણે પ્રધાનનો ખલીતો રજુ થયો; અને કેટલોક વિચાર કર્યા પછી બાદશાહે નીચે પ્રમાણે હુકમ આપ્યો."

"ટૉલસ્ટૉયને સ્પર્શ પણ ન કરવો એવી મારી ઇચ્છા છે. તેમને તુરંગમાં નાખી ખોટી મોટાઇ આપવા હું માગતો નથી. વળી તેમ કરવાથી આખા જગતમાં મારા નામપર બૂમાટો થઇ રહે, એ પણ ઇષ્ટ નથી. ટૉલસ્ટૉય ખરેખર દોષિતજ હશે તો તે પોતાના મોતેજ મરશે."

ટૉલસ્ટૉયનો જન્મ જૂના રૂશીયન ધર્મપંથમાં થયેલો છતાં તે ખુલ્લી

રીતે તેનો ત્યાગ કરી બીજાઓને પણ તેનાથી દૂર રહેવાનો ઉપદેશ આપતા હતા; એટલે રૂશીયન ધર્મના કાયદાની દૃષ્ટિએ તે કોઇપણ ન્યાયમંદિરમાં અપરાધી ઠર્યા હોત. વળી મોસ્કોના ગવર્નરને કાયદાએ એટલી બધી સત્તા આપેલી હતી કે તપાસનું ફારસ કર્યા વગર પણ તેમને રસ્તે પાડી શકાત; પણ એવું કંઇ ન બનતાં લોકહિતનાં કાર્ય કરવા ટૉલ્સ્ટૉય છુટા રહ્યા, તેનું સર્વ શ્રેય તેમના કુટુંબની સ્ત્રીઓનેજ ઘટે છે.

આ હકીકતપરથી રૂશીયાની રાજવ્યવસ્થા કેવી ચાલતી હતી તેની કલ્પના વાંચનારને ઠીક આવી શકે તેમ છે. કાયદા ગમે તેવા હોય તોપણ તેનો સમાવેશ બાદશાહની મુઠીમાંજ થઇ જતો હતો. અપરાધીનો છુટકારો અથવા નિરપરાધીને દંડ એ બન્ને વાતો બાદશાહની મરજી પડે ત્યારે અને મરજી પ્રમાણે થયે જતી હતી.

આ બાજુ આ બનાવ બન્યો ત્યારે કાઉંટેસ મોસ્કોમાં હતી. હજુ તેની પાસે લોકોને મદદ કરવા માટે પૈસા આવે જતા હતા; પણ 'ટૉલ્સ્ટૉયે કંઇ ભૂલ કરી છે તેથી સરકાર તે વિષે વિચાર ચલાવી રહી છે.' એવા સમાચાર ફેલાતાં અનેક શ્રીમંતો અને જમીનદારોએ મદદ કરવી મૂકી દીધી. આથી સરકારની ખફા નજર થઇ છે કે કેમ તે જાણવા સારૂ કાઉંટેસે પોતેજ ગવર્નરની મુલાકાત લીધી. 'કોઇપણ પ્રકારની અરાજક હીલચાલમાં ટૉલ્સ્ટૉય સામેલ નથી; એટલુંજ નહિ પણ તે રાજકીય બાબતનો વિચાર પણ બહુ કરતા નથી;' એમ તેણે ગવર્નરને કહ્યું ત્યારે ગવર્નરે જણાવ્યું કે "તેમ હોય તો કોઇ સારા વર્તમાન પત્રમાં તેવી મતલબનો લેખ ટૉલ્સ્ટૉયે પોતાની સહીથી પ્રસિદ્ધ કરવો જોઇએ."

આ સૂચનાથી તેવા અર્થનો એક પત્ર તૈયાર કરી કાઉન્ટેસે ટૉલ્સ્ટૉય તરફ મોકલ્યો. પણ ટૉલ્સ્ટૉય તરફથી તેનો નીચે પ્રમાણે જવાબ આવ્યો:—

"મેં કોઇ ઘોર અપરાધ કરેલો હોઇ તેને માટે મારે માફી માગવી જોઇએ, એવું તમારા પત્રની ભાષાપરથી જણાય છે. એવા પ્રકારની ભાષા મને કદિ પણ પસંદ પડે તેમ નથી."

"ગયા બાર વર્ષમાં મેં મારી સમજને અનુસરી અનેક લેખ લખ્યા છે અને એ પણ હું જાણું છું કે સરકાર તથા તેના ખુશામતીઆઓને તે પસંદ પડે તેવા નથી. એ લેખો મેં કંઇ વિચાર કર્યા વગર ગમે તેમ લખી માર્યા છે એમ પણ નથી. એવા તો મેં અનેક લેખો લખ્યા છે અને તે સર્વ પૂર્ણ વિચાર પછીજ લખાયા છે. એ લેખો માટે માફી માગવાની મારી લેશ માત્ર ઇચ્છા નથી. તેમાં મેં જે વર્ગ માટે લખ્યું છે, તે વર્ગ મારી પાસે માફી ઇચ્છવાને બદલે લેખમાં દર્શાવેલા દોષ દૂર કરવાનો યત્ન કરશે તો વધારે સારૂં થશે."

"કોઇપણ લેખ પ્રસિદ્ધ થતા પૂર્વે તે સરકારી પરીક્ષક પાસે પસંદ કરાવવાનો કાયદો મૂર્ખાઇભરેલો અને અનીતિભર્યો છે. કોઇપણ વિચારને અહીં જોવાને તેવા સ્વરૂપમાં પ્રસિદ્ધ થવા દેવામાં નથી આવતો તો તે અધિક વિકૃતરૂપે અન્ય સ્થળે પ્રસિદ્ધ પામે છે, એ વાત સરકારના લક્ષમાં આવતી નથી. એ રીતે તે લેખ પ્રસિદ્ધ થાય છે એટલે સરકારનું માથું ભમી જાય છે અને આ પરિસ્થિતિના મૂળમાં શું કારણ રહેલું છે, તે જોવાનો પ્રયત્ન ન કરતાં તે પરીક્ષકની પાછળ મોં છુપાવીને બેસે છે; અને પોતાના દોષોનો ટોપલો બીજાઓને માથે ફેંકવાનું વહોરે છે."

"હાલના દુષ્કાળ સંબંધીના લેખોમાં મેં જે મુદ્દા વિષે વિવેચન કર્યું છે, તેજ મુદ્દા ગયાં બાર વર્ષથી અનેકરૂપે લોકો સમક્ષ હું રજુ કરતો આવ્યો છું; અને આ હાથમાં જ્યાંસુધી ચૈતન્ય હશે ત્યાંસુધી એ કાર્ય કરતોજ રહીશ. મારી ખાત્રી થઇ છે કે, મેં જે કંઇ લખ્યું છે તેને આખા જગતના બુદ્ધિશાળી અને પ્રમાણિક માણસોનો ટેકો છે. જેમનાં હૃદય સ્વાર્થથી જડ નહિ બન્યાં હોય તેવા સર્વ માણસોને આ મુદ્દા રૂચ્યા વગર નહિ રહે. પોતાને ખ્રિસ્તાનુયાયી કહેવડાવવા છતાં જેઓએ લેખ વિરૂદ્ધ ખળભળાટ મચાવે છે, તેઓ ખ્રિસ્તનો મહાન અપરાધ કરે છે; કેમકે એ સર્વ લેખ મેં ખ્રિસ્તના મતને અનુસરીનેજ લખેલા છે."

"મારા લેખોની લાખો પ્રત અનેક ભાષાઓમાં પ્રસિદ્ધ થઇ છે અને તેમાં મારા મત ખુલ્લી રીતે પ્રકટ થયેલા છે. આમ છતાં તેજ મત વિષેનો એકાદ લેખ અંગ્રેજી પત્રમાં પ્રસિદ્ધ થતાં સરકાર અને તેના ખુશામતખોરો ગભરાઇ જવાનો ઢોંગ કરે છે તે શું હાસ્યાસ્પદ નથી?"

"મૂર્ખથી પણ મૂર્ખ જો કોઇ હોય તો તે સરકારી માણસો છે. એવાઓને મારા વિચાર અવળા અને નવીન લાગે તો કંઇ નવાઇ નથી. એ મૂર્ખાઓના મસ્તકમાં તો એવીજ કલ્પના ઉઠવાની કે, મારા વિચારોથી એકજ રાતમાં આખું જગત પલટાઇ જઈ પ્રચંડ ઉથલપાથલ થશે. આ સર્વ પ્રકાર એટલો હાસ્યાસ્પદ અને ઉપેક્ષણીય છે કે, એવા લોકો સાથે વાદ કરવા બેસવું એ પણ પોતાને ઉતારી પાડવા સમાન છે."

"મને બુદ્ધિનો ગર્વ થયો છે એવો કોઇ આરોપ મૂકશે; પણ હું નિશ્ચયપૂર્વક કહું છું કે એ આરોપ અસ્થાને છે. એવા પ્રકારના ખ્રિસ્તદ્વેષી લોકો સન્મુખ હું મસ્તક નમાવવા ઇચ્છતો નથી. એનું કારણ મારો ગર્વ નહિ પણ જે તત્ત્વો માટે હું જીવું છું તે તત્ત્વોજ મને તેમ કરવા દેતાં નથી. હું મારા રક્ષણ માટે કોઇપણ પ્રયત્ન કરતો નથી અથવા મને જો કોઇ ચાર ગાળો દે તો તેનો પણ મને ખેદ નથી થતો; પરંતુ જે તત્ત્વો માટે આ દેહ જીવે છે તે

તત્ત્વોને કોઇ છેડે છે તો મારૂં લોહી ઉકળી આવે છે; અને એવા લોકોપર તીવ્ર વાણીપ્રહાર કરવામાં હું પાછો નહિ પડું."

"આ લખાણ હું જાણી જોઇને અને રાજીખુશીથી લખું છું અને તે ઉપર મારી સહી કરૂં છું. જરૂર પડશે તે વખતે સત્ય બોલવામાં હું આઘું પાછું નહિ જોઉં એમ પુનઃ પણ એકવાર આ લખાણદ્વારા જાહેર કરૂં છું. મારા સાંભળવામાં આવ્યું છે કે કેટલાકોએ મારાં ચિત્રો ફાડી નાખ્યાં છે. ખરી રીતે એમની પાસે એ રહે એજ અયોગ્ય હતું."

મોસ્કો ગેઝેટના અગ્રલેખો પરથીજ ઘણાઓની ખાત્રી થઇ ગઇ હતી કે સરકાર રોષે ભરાશે. સરકાર ટૉલ્સ્ટૉયને રાજકીય અપરાધી માને છે; એમ સંભળાતાંજ 'એ મનુષ્ય સાથે પોતાનો કંઇ સંબંધ નથી' એવું બતાવવા માટે ઘણાઓએ તેમની છબીઓ ફાડી નાખ્યાની વાત કાઉંટેસે ટૉલ્સ્ટૉયને જણાવી હતી; અને તેને અનુલક્ષીનેજ તેમણે ઉપરના પત્રમાં છેવટનાં વાક્ય લખ્યાં હતાં.

કાઉંટેસે ટૉલ્સ્ટૉયનો આ પત્ર ગવર્નમેંટ મેસેંજર પત્ર તરફ મોકલ્યો; પણ તેના સંપાદકે પ્રસિદ્ધ કરવા ના પાડી. આથી તેની ત્રીસ નકલો કરીને તેણે જુદાં જુદાં વર્તમાનપત્રો તરફ મોકલી અને તેમાંના કેટલાકોએ તે પ્રસિદ્ધ કરવા હામ ભીડી.

આ સર્વ વાદળ વીખરાયા પછી તા. ૧૮ જુન ૧૮૯૨ ના રોજ ગે ને તેમણે એક પત્ર લખ્યો. તેમાં તે કહે છે કેઃ—

"હમણાં તો હું લેખનકાર્યમાં લીન બની ગયો છું. **પ્રભુનું રાજ્ય તારા હૃદયમાંજ** છે એ પુસ્તકનું આઠમું પ્રકરણ હાલ હું લખું છું. આ પુસ્તક લખવામાં કેટલીક વખત પાંચ પાંચ કલાક સુધી મારી કલમ ચાલ્યા કરે છે. વળી સાંસારિક માણસના કામધંધા પણ મને વળગેલા છે. આ પુસ્તક બનતે પ્રકારે પરિપૂર્ણ નિવડે તેને માટે હું મથી રહ્યો છું. સામાન્ય વાંચકને એમાંની એકાદ વાત વિશેષ મહત્ત્વની ન લાગે; પણ ગ્રંથકારની દૃષ્ટિ જુદી હોય છે. આપણું લખાણ એકાદ વ્યક્તિ માટે નથી પણ ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા લાખો માણસો માટે છે એ વાત લેખકે લક્ષમાં રાખવાની છે. આટલી સખત મહેનત કરવા છતાં પણ મારૂં કામ જોઇએ તેટલું આગળ વધતું નથી. મને આશા છે કે સપ્ટેમ્બર સુધીમાં આ પુસ્તક પૂરૂં થઇ જશે. તે બને તેટલું સ્પષ્ટ, મુદ્દાસર અને સરળ બને તે માટેજ આ સર્વ શ્રમ મારે કરવો પડે છે."



# प्रकरण २४ मुं--स्वदेशाभिमान.



ટૉલ્સ્ટૉયની ઉમ્મર ૬૪ વર્ષની થઇ હતી. વૃદ્ધાપકાળનાં દશ્ય ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. પૂર્વવયમાં લાકડાં ફાડવાં, ખેતી કરવી વગેરે પ્રકારનો જે શારીરિક શ્રમ તેઓ ઉઠાવતા હતા તે પણ વય વધવાની સાથે તેમણે ઓછો કર્યો હતો.

આ વર્ષે માંસત્યાગ વિષે તેમણે એક મોટો નિબંધ લખ્યો છે. એ લેખનો મૂળ પાયો દયાનો છે. માંસ ત્યજવાથી શરીરને લાભ થાય છે કે કેમ, એ પ્રશ્નનો એમાં વિશેષ ઉહાપોહ ન કરતાં, ફળાહાર નીતિવર્ધક અને કોમળ ભાવનાનો પોષક છે, એવોજ ઉપદેશ કર્યો છે. આ લેખ પ્રથમ હાવર્ડ વિલિયમે ફળાહાર વિષે લખેલા પુસ્તકની પ્રસ્તાવના તરીકે લખાયો હતો અને પાછળથી જુદો પ્રસિદ્ધ થયો હતો.

આજ વર્ષે તેમણે બીજો એક સંભાષણરૂપે નાનકડો નિબંધ લખ્યો છે. એક માણસના પૂર્વ વિચાર બદલાઇ જઇને જ્યારે તે નવા સિદ્ધાંતનો સ્વીકાર કરે છે, ત્યારે તેનો અમલ કરવામાં તેનાં કુટુંબનાં માણસો તરફથી કેમ અને કેવીરીતે અનેક પ્રકારનાં વિઘ્નો ઉપસ્થિત થાય છે તેનું વિવેચન કર્યું છે. કુટુંબમાં પતિ અને પત્ની, પિતા અને પુત્ર, વગેરે અનેક પ્રકારના સંબંધો ગુંથાએલા હોય છે; અને તેમાંની પ્રત્યેક વ્યક્તિના વર્તનની અસર અન્ય સર્વ વ્યક્તિઓપર અનિવાર્યપણે થાય છે. આથી તેમાંનો એકાદ માણસ પોતાના જીવનક્રમમાં ફેરફાર કરે છે તો તેથી સર્વ કુટુંબને થોડીઘણી અડચણ થાય છેજ. અડચણ કોઇને પણ ગમતી નહિ હોવાથી નવા માર્ગે જવા ઇચ્છનાર તે વ્યક્તિનો કાન પકડીને તેને જુના માર્ગમાં ધકેલવાનો યત્ન સર્વ માણસો કરવા લાગે છે. એવો લેખનો મુદ્દો છે. 'ઇશ્વરનું સામ્રાજ્ય તારા અંતઃકરણમાં છે' એ નામનો મોટો ગ્રંથ લખવાનું પણ આ વર્ષમાંજ ચાલુંજ હતું. એ ગ્રંથ ઇ. સ. ૧૮૯૩ ના મે મહિનાના અરસામાં પૂરો થયો હતો. તેના છેવટના પ્રકરણમાં નીચેની એક વિશેષ હકીકત ટૉલ્સ્ટૉયે રજુ કરી છે.

"આ ગ્રંથ પૂરો થવાના અરસામાં ટુલા અને રાયાઝાન પ્રાંતોમાં દુષ્કાળ નિમિત્તે મારે જવું પડયું હતું. ગત વર્ષના દુષ્કાળમાં સપડાએલો ખેડુતવર્ગ આ વર્ષે વળી વધારેજ બેહાલ બન્યો હતો. જે ગાડીમાં પ્રવાસ કરતો હતો તે એક સ્ટેશનપર ઉભી હતી તે વખતે લશ્કરથી ભરેલી એક ગાડી બાજુમાંથી પસાર થઇ ગઈ. ટૂલાના ગવર્નર પોતે એ ટુકડીની સરદારી લઇને ભૂખે મરતા ખેડુતોના પેટમાં શીશાની ગોળીઓ ભરવા જતા હતા."

"ત્રીસ વર્ષપર એવો કાયદો થયો હતો કે, કોઇને પણ શારીરિક શિક્ષા કરવી નહિ; પણ તે કાયદો કેવળ અભરાઇપરજ ગોઠવાયો હતો અને અનેક પ્રકારની શારીરિક યાતનાઓરૂપે સરકારી હુકમનો અમલ કરાવવાનો પ્રકાર રૂઢ થઇ બેઠો હતો. વળી હમણાં હમણાં તો જાણે કે એવી સજાઓના વારંવાર ઉત્સવજ થવા લાગ્યા હતા."

"નીઝની નોવોગ્રેડના એક ગવર્નરે તો એક સભામાં છડેચોક પોતે ક્રૂર શિક્ષાઓ કેવીરીતે અમલમાં મૂકે છે, તેનું રસભરિત વર્ણન કરી બતાવ્યું હતું. તેના એકંદર હાવભાવપરથી જણાતું હતું કે તે આવા વર્તનમાં ગૌરવ સમજતો હતો. મેં વર્તમાનપત્રોમાં એવી રાક્ષસી શિક્ષાઓનાં વર્ણન અનેકવાર વાંચ્યાં હતાં; પણ તેનો પ્રત્યક્ષ અમલ જોવાનો કુયોગ આવ્યો નહતો."

"આજે મારી ગાડી પાસેજ ઉભેલી ગાડીમાં જતા સૈનિકો કયાં જાય છે તેનો વિચાર મનમાં ઉભો થતાં એક મહાભયંકર ચિત્ર દૃષ્ટિ આગળ તરવા લાગ્યું. આપણો રૂશીયન ખેડુત સ્વાભાવેથીજ મૃદુ અંતઃકરણનો છે અને આ સૈનિકો પણ તેજ વર્ગના છે; પરંતુ પોતાના બુભુક્ષિત બાંધવોપર આવો આસુરી પ્રકાર ચલાવવાને તેને જવું પડતું હતું. ખ્રિસ્ત ધર્મની સર્વ શીખામણો તેના હૃદયમાંથી નષ્ટ થએલી હતી."

"એક શ્રીમંત જમીનદારના બીડ પાસે કેટલીક ઝાડી થઇ ગઇ હતી, તે સાફસુફ કરવાનું કામ આજુબાજુના ખેડુતો કરી રહ્યા હતા. આ ખેડુતોનાં બીડ પણ જમીનદારની મિલકતની પાડોશમાં હોઇ તે જમિનદારનો પણ તેમાં કેટલોક ભાગ હતો. ઘણાં વર્ષોથી તેઓ પોતાને જરૂર પડે ત્યારે એ જંગલમાંથી લાકડાં વગેરે લાવ્યા કરતા; તથાપિ તે જંગલને પોતાનું એકલાનુંજ જણાવી જમિનદારે તેને તોડી નાખવા માંડ્યું. આથી ખેડુતોએ તેના વિરૂદ્ધ તકરાર કરી. કોર્ટે ખેડુતોની વિરૂદ્ધ નિર્ણય આપ્યો. ખેડુતોના પુષ્કળ વર્ષોના ભોગવટાનો વિચાર ન કરતાં ઉપરની સર્વ અદાલતોએ પણ નીચલી અદાલતનો નિર્ણય કાયમ રાખ્યો. પોતાના હક્ક પર તરાપ મરાતી જોઇ ખેડુતો ચીડાયા અને તેમણે જંગલમાંથી લાકડાં કાપનારાઓને હાંકી કાઢયા. ખેડુતોનું કહેવું એવું હતું કે પ્રત્યક્ષ બાદશાહી ફરમાન મળતાં

સુધી એમાંનાં ઝાડોને તેઓ સ્પર્શ નહિ કરવા દે."

"આ સર્વ સમાચાર પિટર્સબર્ગ પહોંચ્યા પછી અદાલતના નિર્ણયનો અમલ કરવાનો ત્યાંના ગવર્નરને હુકમ કરવામાં આવ્યો. ગવર્નરે લશ્કરી ટુકડીની માગણી કરી અને તે પ્રમાણે આ ટુકડી તોપો, સંગીનો અને કારતુસો લઇ ખેડુતોપર એક એવા સરકારી હુકમની બજાવણી કરવા જતી હતી, કે જે બજાવણીથી અનેક માણુસો સદાને માટે લૂલાં લંગડાં બને છે, જીવ ગુમાવે છે અને તેમના કરતાં પણ અનેક ગણાં મનુષ્યો નિરાધાર બને છે."

"જ્યાં પણ સરકાર નામની સંસ્થાનું અસ્તિત્વ હોય છે ત્યાં થોડા ઘણા પ્રમાણમાં આવું બન્યાજ કરે છે. લશ્કર પહોંચી જતાંજ મુખ્ય અધિકારી પોતાના હુકમનું અક્ષરશઃ પાલન કરાવવાનો પ્રયત્ન કરે છે. તે પ્રથમ તો લોકોને ચેતવણી આપે છે. સરકારી પુસ્તકીયા ભાષામાં તે શો બડબડાટ કરે છે તે સામાન્ય લોકો ભાગ્યેજ સમજી શકે છે અને તેમની ઉચ્છૃંખલતા ચાલુજ રહે છે. પછી અધિકારી ગોળીબાર કરવાની ધમકી આપે છે; અને લોકો ચાલ્યા જતા નથી એટલે પહેલો ગોળીબાર લોકોના માથા ઉપરની હવામાં કરવામાં આવે છે. એટલું થતાં પણ કેટલાક માણુસોનાં ટોળાં રહી જાય છે તો તરતજ તેમને દુશ્મનો ગણી સીધા તેમનાપર બંદુકના બાર કરવામાં આવે છે અને કેટલાક મરી જાય છે તથા ઘાયલ થાય છે. આટલું થતાં ટોળાં વિખરાઇ જાય છે. પછી જે કેટલાક આમ તેમ રહી ગયા હોય છે તેમને તોફાનીઓના આગેવાન ગણી લઇ સૈનિકો તેમને પકડી લે છે. તે આગેવાનોની તપાસ ખાસ લશ્કરી અદાલત આગળ થાય છે અને એ અદાલતના હુકમથી અનેક અસહાય માણુસો ફાંસીને લાકડે લટકે છે. જ્યાં લશ્કરી સત્તાપર સમાજરચના ટકાવી રાખવાની પદ્ધતિ છે ત્યાં આવા પ્રકાર વખતો વખત બન્યાજ કરે છે; અને હાલની સમાજરચના કાયમ રાખવી હોય તો તેવા પ્રકાર બન્યાજ કરવાના."

"આવો ગોળીબારનો પ્રકાર ન બનવા દેતાં લોકો જો શાંતિથી વિખરાઈ જાય છે, તો એકાદ ધમકીનું જાહેરનામું સરકાર બહાર પાડે છે અને તે ગામપર લશ્કર અથવા વધારાની પોલીસ ગોઠવવામાં આવે છે. આવી શાંત સ્થિતિમાં પણ આગેવાન તરીકે કોઇને બેહાલ બનાવવાનો પોતાનો ધર્મ છે એમ અધિકારીઓને લાગતું હોવાથી વિશેષ તપાસની તકલીફમાં ન ઉતરતાં ગામના કેટલાક માણુસોને જેલજાત્રાએ પહોંચાડવામાં આવે છે."

"કોઇપણ સ્થળે જરા ખળભળાટ થયો કે સરકારી અધિકારીઓ બૂમ પાડી ઉઠે છે કે, 'કાયદેસર હુકમનું ઉલ્લંઘન થાય છે.' તેમનો હુકમ અન્યાયભર્યો હોય તોપણ લોકોએ તે માનવોજ જોઇએ. હુકમનો અનાદર એક વખત દેખાયો કે

તરતજ નાનાથી કે મોટા સુધીના સર્વ અમલદારોના મગજમાં તેનો પ્રવેશ થઇ જાય છે; અને પછી પ્રાંતના ગવર્નર સાહેબ યમના અવતાર બની પ્રાણઘાતક શસ્ત્રો સહિત ત્યાં આવી પહોંચે છે. ગવર્નર સાહેબનું મસ્તક અધિકારમદથી એવું મત્ત બનેલું હોય છે કે તેમની સાથે કોઇથી પણ બુદ્ધિવાદ તો કરી શકાયજ નહિ. હવે તે પોતાના મનને યોગ્ય લાગે તેવી શિક્ષાનું સત્ર ખુલ્લું મૂકી તેની બજાવણી તાબડતોબ શરૂ કરી દે છે. "

" મને યાદ છે કે એકજ સમયે દશબાર માણસને સીત્તેર સીત્તેર ફટકા મારવામાં આવેલા છે. આવા પ્રસંગે મુલકી તથા લશ્કરી અધિકારીઓ હાજર રહે છે અને લશ્કરી સિપાઇઓના પહેરા નીચે સરકારી હુકમના નામથી એવાં આસુરી કૃત્યો કરવામાં આવે છે. "

" એક ગવર્નરને મેં પૂછ્યું હતું હતું કે લોકો શાંત થયા પછી પણ એવી અમાનુષી શિક્ષાઓ શા માટે કરવામાં આવે છે ? આના ઉત્તરમાં તેણે જણાવ્યું હતું કે ' સરકારનો કોઇપણ હુકમ માનવોજ જોઇએ, એ વાત ખેડુતોને પાકે પાયે શિખવવા સારૂ એવી શિક્ષાની જરૂર હોય છે. ખેડુતવર્ગ એવો અડબંગ છે કે એ તત્ત્વ એ ધોરણે શિખવવામાં નથી આવતું તો તેમને તેનું સ્મરણ પણ નથી રહેતું.' "

" આવાજ પ્રકારની અમાનુષી શિક્ષા કરવા સારૂ નજીક ઉભેલી ગાડીમાં ગવર્નર બહાદુર બીરાજેલા હતા; અને તે શિક્ષા એટલાજ માટે કરવાની હતી કે કેટલાક ગરીબ ખેડુતોનું બીડ એક શ્રીમંત જમિનદાર બથાવી પડતો હતો, તેનો કબજો પાકો કરી આપવા સરકાર ઇચ્છતી હતી. કોઇ પૂછે કે એ બીડની આવકમાંથી મેળવેલા અન્યાયના પૈસા તે જમિનદાર શામાં ખર્ચશે ? તો હું કહીશ કે તે મોસ્કો, પિટર્સબર્ગ અથવા પારીસ જેવા શહેરમાં માંસ, મદીરા વેશ્યા, અને નાચરંગમાં નષ્ટ થશે."

" આ વિષયના વિચાર બે વર્ષથી મારા ચિત્તમાં ઘોળાયા કરતા હતા; પરંતુ જે વાત કેવળ બુદ્ધિવાદથી હું સમજી શકયો હતો તે વાત પ્રત્યક્ષ બતાવવા માટેજ જાણે કે મારૂં નશીબ મને આ તરફ ખેંચી લાવ્યું હતું. આપણી હાલની સર્વ સમાજરચના ન્યાયના પાયાપર રચાએલી નહિ હોઇને તે કેવળ કાંડાનાજ બળપર ઉભી થએલી છે. આ ઇમારતમાંની અધિકારની જગ્યાઓ મૂઠીભર ચાલાક અને અને ભણેલા લોકો બથાવી પડે છે; અને ખૂન અને નિર્દયતાની સહાયતાથી લાખો માણસોપર હમ્મેશને માટે પોતાની સત્તા સ્થાપિત કરે છે. "

" આપણી હાલની સમાજરચના જોતાં જણાય છે કે સભ્ય અને શિક્ષિત ગણાતા પ્રત્યેક ગૃહસ્થની પાછળ દશ માણુસ ભૂખથી અધમૂઆં બનેલાં,

દ્વેષાગ્નિથી બળી રહેલાં અને હાડપીંજર જેવી દશાએ પહોંચેલાં જણાય છે. શ્રીમંતોની સર્વ મોજમજા આવાં પુષ્કળ માણસોની કંગાલીયતપરજ નભ્યા કરે છે; અને તેમાં વાંધો ન આવે તેટલા સારૂ અનેક પ્રકારના અમલદાર, કાયદા, શિક્ષા, સૈન્ય, પોલીસ વગેરે વસ્તુઓની રચના થાય છે. ગરીબો પાસેથી બળાત્કારે મેળવેલા હક્ક ટકી રહે, એ એકજ હેતુ માટે એવાં અમાનુષ આયુધોથી સજ બનેલી સરકારો આધુનિક સમયમાં અસ્તિત્વ ધરાવે છે. કેવળ બુદ્ધિવાદથી સમજાએલો આ સિદ્ધાંત આજે પ્રત્યક્ષ અનુભવમાં પણ ખરો ઠર્યો."

"પ્રભુનું રાજ્ય* તારા અંતઃકરણમાંજ છે" એ પુસ્તક ટૉલસ્ટૉયના ઉત્તમ લખાણોમાંનું એક છે. તેમણે રાજસત્તાનાં બીજાં કેટલાંક નાનાં મોટાં કૃત્યોનો તીવ્ર નિષેધ કર્યો છે; અને કાયદાના નામથી જે સરકારને હસ્તે એવાં કૃત્ય થાય તેના સાથે પ્રજાએ કદિપણ સહકાર ન કરવો એવો ઉપદેશ આપ્યો છે.

આ પુસ્તકનું મુખ્ય પ્રતિપાદન એ છે કેઃ—જે સંસ્થાનો મૂળ પાયો લોકો પાસેથી જબરાઇથી કર લઇ તે પૈસાનો ઉપયોગ તેમનાપરજ જુલમ કરવાનો છે, તે સંસ્થા મૂળથીજ નીતિભ્રષ્ટ છે. ગરીબ અને મહેનતુ લોકોનાં ખીસ્સાંપર હાથ નાખી ધનવાનો અને સત્તાધીશોને પોષવાના ઉદ્દેશથીજ જે સંસ્થા સ્થાપન થઇ છે, તેને કઇ નીતિનો ટેકો છે ? માટે મતાધિકારી તરીકે અથવા કામદાર, ધર્માધિકારી, પોલીસ અથવા લશ્કરી એમાંના કોઇ પણ રૂપે એવી સંસ્થા સાથે સહકાર ન કરવો એ સર્વથી પહેલું કર્તવ્ય છે.

એ તો સ્પષ્ટ છે કે, આધુનિક માનસિક અવસ્થામાં મોટે ભાગે માનવસમાજની બુદ્ધિ જે પ્રકારે ટેવાએલી છે, તે જોતાં આવો ઉપદેશ ઘણાકોને વિચિત્રજ લાગે તેમ છે; તથાપિ આ વિષયનું સમર્થન કાઉન્ટે એટલી સ્પષ્ટતા અને સચોટતાથી કર્યું છે કે, કોઇપણ વાંચનારના ઉપર તેની અસર થઇ કાઉન્ટને માટે તેને સદ્‌ભાવ ઉપજ્યા સિવાય નજ રહે. દુનિયાના ઘણાખરા દેશોમાં કાઉન્ટના આ વિચારો પ્રમાણે ચાલનારા તેમના પક્કા ભકતો અનેક પડેલા છે; અને તેઓ કોઇ પણ પ્રકારે હાલની સરકારો સાથે સંબંધ રાખતા નથી. પોતાના વિચારોની હિમાયત કરતાં સરકારની એક નીચે જણાવેલી કૃતિને કાઉન્ટે દૃષ્ટાંત તરીકે રજુ કરી છેઃ—

"એક ગામના કેટલાક માણસોએ સૈબીરિયામાં જઇને રહેવાનો વિચાર કર્યો. તેમણે સરકારની પરવાનગી મેળવવાનો કાયદેસર રસ્તે પુષ્કળ પ્રયત્ન કર્યો પણ કાંઇ વળ્યું નહિ. આથી પરવાનગી વિનાજ સૈબીરીયા તરફ ચાલ્યા જવાનો તેમણે નિશ્ચય કર્યો. પોતાની પ્રત્યેક વસ્તુ વેચી સાટી નવરા બનીને તેઓ સૈબીરિયામાં ગયા; પણ ત્યાંના તેઓ અજાણ્યા હોવાથી વસ્તી કરવા જેટલી જમીન તેમને જડી નહિ. છેવટે ફરતા ફરતા એ લોકો રૂશીયાની સરહદ ઓળંગી ગયા.

તે પ્રદેશ ચીનની સત્તામાં હતો તોપણ તે વખતે તેઓ તરફ કોઇ અધિકારીનું લક્ષ ગયું નહિ. છેવટે અનુકુળ સ્થાન જોઇને તેમણે ત્યાં મુકામ કર્યો. અહીં વસ્તુતઃ કોઇપણ પ્રકારનો અમલ નહિ હોવાથી કર, ફરજીઆત લશ્કરી નોકરી, દારૂની દુકાન અથવા કોઇનો વેઠ વેરો નહિ હોવાથી એ લોકો ત્યાં સુખશાંતિથી રહી શકયા હતા. આ સ્થિતિમાં પંદર વર્ષ વીતી ગયાં. જમીન ફળદ્રુપ અને લોકો મહેનતુ હોવાથી વસાયત ઉન્નત સ્થિતિમાં આવી. ”

“ એક દિવસે કર્મવશાત્ એક રૂશીયન કામદાર ભૂલો પડીને ભટકતો ભટકતો ત્યાં આવી પહોંચ્યો. તરતજ તેણે રીપોર્ટ કરી રૂશીયાની સરહદમાં વધારો કરાવ્યો. હવે તે વસાયતનો રૂશીયાની હદમાં સમાવેશ થયો અને થોડાજ વખતમાં અર્વાચીન સંસ્કૃતિનાં સર્વ મંગલમય ચિહ્‌ન ત્યાં અવતરવા લાગ્યાં. કર આવ્યો, ફરજીયાત લશ્કરી નોકરી ગરદનપર ચઢી બેઠી અને દારૂની દુકાન ઉઘડી. ઉપદેશ કરવાને ધર્માધિકારીઓનાં ટોળાં ધસી આવ્યાં અને લોકોનાં ખીસ્સાં કાપી ગબ્બર બનવા લાગ્યાં. સુધારાનો આવો સખત હલ્લો થયા પછી થોડાજ સમયમાં એ વસાયત દરિદ્રતાની જન્મભૂમિ બની ગઇ. આ સર્વ હકીકત કાંઈ કલ્પિત નથી,પણ પ્રત્યક્ષ બનેલી છે. ”

કાઉન્ટની ઉપલી હકીકતથી જણાય છે કે સરકાર નામની જે સંસ્થા હાલમાં લોકશાસનનું કામ કરે છે, તેનામાં લોકોને લાભદાયક એવું એક પણ અંગ ન હોઇ તે સર્વથા ત્યાજ્ય છે; તથાપિ એવા પ્રકારની તદ્દન પ્રથમ અવસ્થાની વસાયતનું ધોરણ એક ઘુંચવણીયા મોટા રાષ્ટ્રને માટે સુખાવહ થઇ શકે કે કેમ એ પ્રશ્ન વિચાર કરવા જેવો છે. એકાદ નાના ગામડામાં જીંદગીભર રહેલા ખેડુત સમાજને કેટલીક બાબતો વંશપરંપરાગત સંસ્કારથી પ્રાપ્ત થએલી હોય છે, તેથી તેને ઘણું કામ સુલભ બને છે. તેઓમાં ઘડભાંગવાળી બાબતોનું પ્રમાણ અલ્પ હોય છે અને તે પણ વશંપરંપરાથી ચાલી આવતી પદ્ધતિએ ઉકલ્યા કરે છે; એટલે એવા સમાજમાં ઘુંચવણીયા કાયદાની અથવા અટપટા લોકશાસનની જરૂર પડતી નથી. તોપણ ઘુંચવણ વગરના આટલા સાદા સમાજમાં પણ કાયદાનું એટલે બંધનનું અને સરકારનું અસ્તિત્વ કોઇ પ્રકારે નથીજ હોતું એમ નજ કહેવાય. તેમના ઠરેલા રીતરીવાજ એ તેમના કાયદાજ છે અને ગામના કેટલાક સમજુ અને અનુભવી મનુષ્યોની પંચાયત એ તેમની સરકાર છે. આ ઉપરથી કોઈને કોઇ સ્વરૂપની સરકાર સંસ્થા અને કોઇપણ પ્રકારના કાયદાના અસ્તિત્વ વિના પ્રથમ અવસ્થાની સમાજરચના પણ ચાલુ નજ રહી શકે એમ સ્પષ્ટ સમજાય છે. હા, એજ પ્રથમાવસ્થાનું ગામ એકાદ મોટા સામ્રાજ્ય કે રાષ્ટ્રનો અંશ બને, એટલે અર્વાચીન પદ્ધતિવાળી સરકારી સંસ્થા તેને માટે અગવડ અને નુકશાનકર્તા

થઇ પડે એ તો દેખીતુંજ છે. એક મોટા રાષ્ટ્રમાં અનેક જાતિઓ, અનેક ધર્મ-પંથો અને અનેક આચાર વિચારના લોકોનું મિશ્રણ થએલું હોય છે; અને તેઓ વચ્ચે પરસ્પરમાં અનેક પ્રકારના પ્રસંગો વખતોવખત ઉભા થયા કરે છે. આથી એ સર્વની સંકલના જાળવવા સારૂ મધ્યવર્તી સંસ્થા તરીકે સરકારની આવશ્યક્તા પણ સ્પષ્ટજ છે. એજ પ્રમાણે રાષ્ટ્રના અનેક અંશોનું પરસ્પર ઘર્ષણ ન થાય તે માટે નિશ્ચિત કાયદાની આવશ્યકતા પણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જો નિશ્ચિત કાયદા અને મધ્યવર્તી સરકારનું અસ્તિત્વ બહોળા રાષ્ટ્ર અથવા જન-સમૂહમાં ન હોય તો એ મિશ્ર જાતિમાં વારંવાર રક્તપાત થયા કરે.

ટૉલસ્ટૉય એકાદ પ્રથમાવસ્થાના સમાજ પરથી પ્રચંડ સંમિશ્ર સમાજના નિયમ સિદ્ધ કરવા ઇચ્છે છે એજ મોટો દોષ છે; તથાપિ એમાં તો કંઇજ શંકા નથી કે સરકાર નામની જે સંસ્થા પ્રત્યેક દેશમાં અસ્તિત્વમાં આવેલી છે, તેના દોષો સમજવાને ટૉલસ્ટૉયની વિચારસરણી અત્યંત ઉપયોગી છે.

પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાનાજ આદ્ય હેતુથી સરકાર સંસ્થાનો જન્મ અને હયાતી હોવાનું એ સંસ્થાના પ્રશંસકો હમ્મેશાં કહ્યા કરે છે; પણ સમગ્ર જગતના ખૂનીઓ મળીને દશ વર્ષમાં પણ જેટલાં ખૂનો નહિ કરતા હોય; અથવા આખા જગતના ચોરો અને ધાડપાડુઓ મળીને જેટલી માલમત્તા નહિ લુંટી લેતા હોય; તેના કરતાં અનેકગણા જીવો અને મિલકતનો નાશ સરકાર યુદ્ધના એકજ મહિનામાં કરી નાખે છે. છાતીપર હાથ મૂકીને કોણ કહી શકે તેમ છે કે એ સર્વ યુદ્ધો ધર્મ્ય હોય છે? અને તદ્દન અનીતિભર્યું યુદ્ધ કરતી વખતે પણ તે ધર્મ્ય હોવાનો ભાસ કરાવવાની નિર્લજતા સરકાર નથી દર્શાવતી કે? આખા જગતમાં એક દશકા દરમીયાન થતાં ખૂનોના આંકડા લઇએ તો એકાદ મહા-યુદ્ધના એક અઠવાડીયામાં થતી પ્રાણહાનિની બરાબર પણ નહિ થાય. સરકાર નામક સંસ્થા તદ્દન અનીતિમૂલક અને કેવળ હાનિકારક હોવાનું તત્ત્વ આપણને માન્ય ન હોય તોપણ આધુનિક સરકાર નામક સંસ્થામાં આવા ભયંકર દોષોનો તોટો નથી એ તો નિર્વિવાદ વાત છે.

આ ગ્રંથમાં કાઉન્ટે યુદ્ધના વિષયપરત્વે અતિ તીવ્ર ભાષા વાપરી છે. યુદ્ધ વિષેની પોતાની વિચારસરણી ટૉલસ્ટૉયે અનેક દૃષ્ટિથી એટલી ઉત્તમ રીતે રજુ કરી છે કે, ગમે તેવો યુદ્ધપ્રિય માણસ પણ ઘડીભર સ્તબ્ધ થયા વિના રહે નહિ. તે કહે છે કે, સર્વ યુદ્ધના મૂળમાં તદ્દન દેખીતું કારણ દેશાભિમાન હોય છે; તેથી એવું દેશાભિમાન* એ ભયંકર પાતક હોઇ તેનાથી તો માણસ અધોગતિએજ

* બીજાઓને દબાવી નીચોવીને પોતાના ઘરનો અથવા દેશનો સ્વાર્થ સાધવો અને તેનું નામ દેશાભિમાન કહેવું, એ શુદ્ધ દેશાભિમાન નહિ પણ દેશાભિમાનનો દુરૂપયોગજ છે. સંપાદક

પહોંચે છે. તેમણે એમ પણ દર્શાવ્યું છે કે, કેવળ સાંપત્તિક દૃષ્ટિએ પણ યુદ્ધ જગતના નાશનુંજ કારણ બને છે.

વિજયી પક્ષ યુદ્ધમાં પુષ્કળ લાભ મેળવે છે અને તેથી તેની સાંપત્તિક સ્થિતિમાં વધારો થાય છે એમ યુદ્ધપ્રિય લોકો કહે છે; પણ ટૉલસ્ટૉય પૂછે છે કે, એ ફાયદાનો કેટલો અંશ પ્રજાના સામાન્ય જનવર્ગને મળે છે? કોઇપણ રાષ્ટ્રમાં સામાન્ય જનોનીજ સંખ્યા વિશેષ રહેવાની; અને એ, બહુસંખ્યાવાળી વસ્તી તો પૂર્વની માફક જ યુદ્ધ પછીએ દારિદ્ર્યમાંજ રહે છે એ આજ સુધીના અનુભવથી સિદ્ધ થએલી વાત છે. વળી હાલમાં યુદ્ધ સામગ્રી માટે જે રકમ ખર્ચાય છે તે પણ ઘણી વખત રાષ્ટ્રની શકિતબહારની હોય છે.

આ ઉપરાંત બીજો પણ એક મુદ્દો વિચાર કરવા જેવો છે. પ્રવાસનાં સાધનો સુલભ થવાથી સર્વ રાષ્ટ્રો એક બીજા સાથે સંકેલાયાં છે. તેમાંથી કોઇએ કોઇનાથી ભિન્ન રહી શકે એ બનવાજોગ નથી. પરસ્પર વ્યાપારી સંબંધ એટલા અભેદ્ય થયા છે કે, સર્વ વ્યાપાર દ્રવ્યથી ન થતાં એક બીજાની પતપર ચાલે છે. આથી કોઇ પણ બે રાષ્ટ્ર વચ્ચે યુદ્ધ પ્રકટે છે કે તેમનો વ્યવહાર બંધ પડે છે; એટલું જ નહિ પણ સર્વ રાષ્ટ્રોના વ્યવહારને આઘાત થાય છે. પ્રત્યક્ષ યુદ્ધમાં નહિ પડેલા રાષ્ટ્રને પણ એની ચીણગારી લાગ્યા સિવાય રહેતી નથી; અને યુદ્ધના અંતે નફા તોટાનો હિસાબ કરતાં જણાય છે કે જીતનાર અને જીતાનાર એકજ માળાના મણકા બની ગયા છે. ટૉલસ્ટૉય કહે છે કે 'માટે તમે જો તમારી સંસ્કૃતિને ચિરસ્થાયી કરવા ઇચ્છતા હો તો પ્રથમ યુદ્ધ બંધ કરો. એ બંધ કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે માનવકૃત સરહદના અભિમાનનો નાશ કરવો. તમારા શરીરમાં એ મિથ્યાભિમાન ભરાઇ રહેલું છે. તેણે તમારી બુદ્ધિને એવી ભમાવી દીધી છે તથા તમારાપર એવી સત્તા જમાવી છે, કે તે વસ્તુતઃ પાપરૂપ હોવા છતાં પણ એ સદ્‌ગુણ છે એમ તમે બકો છો. આપણે સર્વ એકજ પિતાનાં બાળકો છીએ એ વાત એને લીધે તમે ભૂલી જાવ છો અને ખરા ધર્મથી વિમુખ રહો છો. માટે એવી ગાંડી કલ્પનાને ફેંકી દો." દેશાભિમાનથી માનવજાતનું હિત થાય છે કે અહિત, તેની ચર્ચા યૂરોપના પ્રત્યેક દેશમાં થોડા કે ઘણા પ્રમાણમાં હવે ચાલવા લાગી છે; અને તેમાં ઉભય પક્ષના માણસો પોતપોતાનું કથન જુસ્સાપૂર્વક પ્રકટ કરે છે.

એક પક્ષ કહે છે કે, દેશાભિમાન અને તજ્જન્ય યુદ્ધ બહારથી ભયંકર દેખાતાં હશે; પણ અંતે તો તે માણસજાતને માટે કલ્યાણકારકજ છે. જો માણસને કોઇજ પ્રકારનું અભિમાન ન હોય તો તે પોતાની ઉન્નતિનો પ્રયત્નજ

નહિ કરે. આ પક્ષ પૂછે છે કે, એકાદ દેશ પોતાની ઉદ્યોગપ્રિયતા અને ડહાપણથી આગળ ધપી રહ્યો હોય ત્યારે, તેમાં બીજો દેશ અદેખાઇથી વિઘ્ન ઉત્પન્ન કરે તો તેને સ્વાદ ચખાડી ઠેકાણે લાવવો એમાં ખોટું શું છે? આ વિચાર એકદમ તો સારો જ લાગે છે; પણ તેને પ્રત્યક્ષ આચારમાં મૂકવાથી દુનિયાનું મૂળ સ્વરૂપ એટલું વિકૃત બને છે કે જેથી એ વિચાર સર્વાંશે ત્યાજ્ય જણાઇ રહે છે. એકાદ ઉદ્યોગપ્રિય દેશ ધનાઢ્ય થવા લાગે છે એટલે તેને તે ઉદ્યોગના આધારરૂપ પ્રદેશના તથા પોતાના રક્ષણની જરૂર વધારે ને વધારે દેખાતી ચાલે છે; અને તેને માટે તે યુદ્ધની સામગ્રી એકત્ર કરે જાય છે. તેની ઇચ્છા કેવળ સ્વસંરક્ષણની હોય તોપણ પડોશીને તેનો ભરોંસો નથી આવતો, એટલે તે પણ સ્વરક્ષણને બહાને યુદ્ધસામગ્રી તૈયાર કર્યા જાય છે. આ રીતે એક બીજા દેશો વચ્ચે દ્વેષભાવ વધતો જાય છે અને ઉદ્યોગની વાત છેવટે દૂર રહી યુદ્ધની તૈયારી તરફજ સઘળું ધ્યાન રોકાઇ જાય છે. આ પ્રમાણે દેશના દેશ અથવા ખંડના ખંડ એક મહાન લશ્કરી છાવણીરૂપ થઇ પડી અંતે સર્વ તૈયારીનો ઉપયોગ યુદ્ધમાંજ થાય છે. રાષ્ટ્ર માત્રના પ્રત્યેક પ્રાણીને અનુભવ છે કે, યુદ્ધની આ તૈયારીઓ સારૂ દેશના લોકોને કરના અને નોકરીના ફરજીયાત બોજાથી ગુંગળાવી નાખવામાં આવે છે. લોકોની સર્વ માલમિલકતને યુદ્ધની સદાય ચાલુ રહેતી આ તૈયારીઓ ગળી જાય છે તથા સર્વ રાષ્ટ્રોની પ્રજા એ ભયંકર બોજો અહર્નિશ ઉઠાવે જ જાય છે. આ પ્રમાણે બનવાનું મુખ્ય કારણ એજ છે કે પ્રત્યેક પાડોશી દેશો એક બીજાથી સદાય ડરતા રહે છે. પ્રત્યેક દેશવાળા એમજ માને છે કે એકમાત્ર પોતાનોજ દેશ જીવવા યોગ્ય છે અને પોતાનો દેશ જે કરે તેજ ન્યાય. જગતના અત્યારના પ્રત્યેક આગળ પડતા દેશમાં આજ પ્રકાર ચાલી રહેલો જણાય છે. તે પરથી દેશાભિમાનજ આ સર્વ અનર્થોનું મૂળ છે એમ જે ટૉલસ્ટૉય કહે છે તેને પુષ્ટિ મળે છે.

સર્વની ઇચ્છા એવીજ હોય છે કે બને ત્યાંસુધી યુદ્ધથી દૂર રહેવું, પણ જ્યાંસુધી માનવજાતના મનમાં રાગ દ્વેષાદિ આસુરી ભાવનાઓ જીવતી છે ત્યાંસુધી યુદ્ધને કેવી રીતે ટાળી શકાય તેનો કોઇપણ માર્ગ જણાતો નથી; અને બુદ્ધિમાનોના સર્વ બુદ્ધિવાદનો સારાંશ માત્ર 'યુદ્ધ ન જોઇયે" એવા નેતિનેતિના નિષેધક વચનમાંજ આવી રહે છે.

યૂરોપના સર્વ દેશો હમણાં લશ્કરી છાવણીરૂપે રહે છે, તેનાં કારણ વધારે પડતું દેશાભિમાન, અને તેમાંથી ઉપજેલો મત્સર તથા અવિશ્વાસ એજ જણાય છે. આ મૂળ કારણને કાયમ રાખી લશ્કર ઓછું કરવાની વાત કરવી એ પણ નકામી છે. જો હાલની લશ્કરી પરિસ્થિતિ નષ્ટ કરવી હોય તો દેશદેશના ગુપ્ત

કરાર અને ગુપ્ત વિચારણાઓને પ્રથમ બંધ કરવી જોઇએ. અન્ય દેશ સાથેના વ્યવહારમાં પોતાની સરકાર નિઃસ્વાર્થ બુદ્ધિથી અને ન્યાયથી વર્તે છે કે નહિ તેનો પ્રત્યેક દેશની પ્રજાએ વિચાર કરવો જોઇએ; અને જો તે તેવી રીતે ન વર્તતી હોય તો તેને તેમ કરવાની ફરજ પાડવી એ પણ પ્રજાનું કામ છે. દરેક સરકારે પરદેશ સાથેનો કોઇપણ વ્યવહાર ગુપ્તપણે ન ચલાવતાં તેની સર્વ હકીકત પ્રજાને જણાવવી જોઇએ. અન્ય દેશની પ્રજાના ખીસ્સામાંથી ચાર પૈસા આપણા ખીસ્સામાં શી રીતે આવે, એવો વિચાર કરનાર સરકારની જરૂર નથી; એટલુંજ નહિ પણ પોતાના વર્તન વિષે અન્ય દેશને કદિ શંકા પણ ન આવે તેવું વર્તન આપણી સરકારે રાખવું જોઇએ. આવી સરકાર નિર્માણ થતા સુધી શાંતિ સ્થાપવાના અન્ય કોઇ ઉપાય કદિ પણ સફળ નહિ થાય. એવી સરકારની સ્થાપના થશે ત્યારેજ દેશોનું હાલનું લશ્કરી સ્વરૂપ પલટાશે.

હાલના સુધરેલા કહેવાતા દેશોનાં પ્રધાનમંડળોનાં વર્તન કેવાં છે તે માટે ગ્લૅડ્સ્ટને એક વખત નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા હતા.

"એકેક રાષ્ટ્ર અન્ય સાથેના વર્તનમાં બહુધા ન્યાયનું અવલંબન નથી કરતું. ઘણાં રાષ્ટ્રો પોતે ન્યાયી હોવાની સાથે ઉદાર હોવાની પણ વાતો કરે છે; પણ તેમાંએ ખરો હેતુ તો જુદોજ હોય છે. પ્રધાનોમાં વિવેકબુદ્ધિ અને દીર્ઘ દ્રષ્ટિ હોય છે; પણ પોતાની ન્યાયબુદ્ધિને યોગ્ય લાગે તેજ વાત જાહેર પ્રજાને નિર્ભયતાથી જણાવી તેને તેવે માર્ગે દોરવનાર પ્રધાન મળવા મુશ્કેલ છે. એવા પ્રસંગે સર્વ પ્રકારના સ્વાર્થને તિલાંજલિ આપવી પડે છે. કેવળ ન્યાયની ખાતર ધન, કીર્તિ અને પ્રસંગે પ્રધાનવટાને પણ પાણીચું આપનાર પ્રધાન મળવો અત્યંત કઠિન છે. હાલના સુધરેલા દેશોના પ્રધાનમંડળો પણ હમ્મેશાં સંશયગ્રસ્ત જ રહે છે. આથી કરીને ભોળો માણુસ અંધકારમાં ભૂત જુએ તેમ જેનું નામ નિશાન પણ ન હોય એવી બાબતો તથા અવગુણો તેમને બીજાઓમાં દેખાય છે."

એકાદ રાષ્ટ્ર કેવળ બહારથીજ નહિ પણ હૃદયથી પણ પ્રમાણિક છે, એવી અન્ય રાષ્ટ્રોની ખાત્રી થશે તો તેજ વાત તેના સંરક્ષણનું મોટું સાધન બની રહેશે. તેની શુદ્ધ નિઃસ્વાર્થ બુદ્ધિ તેને એટલા મિત્રો મેળવી આપશે કે તેનાપર હૃમલો કરવાની વાતજ અશક્ય બનશે. હાલના સમયમાં મુસાફરીનાં સાધનો વધેલાં હોવાથી કોઇપણ રાષ્ટ્ર તદ્દન એકાકી રહી શકે તેમ નથી. વળી બીજા દેશ સાથે યુદ્ધ કરવા ઇચ્છનાર પ્રધાનમંડળને પણ સ્વદેશના લોકમત ઉપરાંત અન્ય રાષ્ટ્રોનો લોકમત અનુકૂળ કરી લેવો પડે છે; કેમકે યુદ્ધ માટે અનેક પ્રકારની સામગ્રી અન્ય દેશોમાંથી પણ મેળવવાની હોય છે. આથી પુષ્કળ મિત્ર ધરાવનાર રાષ્ટ્રની વિરૂદ્ધમાં હથીયાર ઉંચકવાનું કામ અત્યંત કઠિન થઈ પડે છે.

દેશાભિમાન અને યુદ્ધનો અત્યંત નિકટ સંબંધ કેવી રીતે છે, તેનો ખુલાસો ટૉલસ્ટૉયે આ પુસ્તકમાં અત્યંત માર્મિકતાથી કર્યો છે. પૂર્વે મુસાફરીનાં સાધનો ઓછાં હોવાથી દેશોને એકબીજા માટે ભય કિંવા શંકા થયા કરે એ તદ્દન સ્વાભાવિક વાત હતી; પણ હવે એ સમય પલટાઇને પ્રવાસ અત્યંત સુખકર થવાથી એકબીજા દેશોનાં હજારો માણસો એકબીજા સાથે હળેમળે છે અને પૃથ્વીના એક છેડાનો વ્યાપાર બીજા છેડા સાથે ચાલે છે; એટલુંજ નહિ પણ એક છેડાનો પૈસા પણ બીજા છેડા સુધી પહોંચી જાય છે. આવી સ્થિતિમાં પોતે અમુકજ દેશનો છે એવું મિથ્યાભિમાન કોઇપણ મનુષ્યને માટે શોભા આપનારૂં નથી. મારૂંજ રાષ્ટ્ર જગતમાં શ્રેષ્ઠ છે, એ ભાવના હવે જુની પુરાણી બનીને સડવા લાગી છે. હવે તેને પકડી રાખવાથી લાભ નહિ પણ હાનિજ થવાની છે.

ટૉલસ્ટૉયે દેશાભિમાનના આવા ઘેલાપણાનો ધર્મદષ્ટિએ પણ વિચાર કર્યો છે. ઈશ્વિર સર્વનો પિતા છે અને માનવજાતિ તેનાં બાળકો છે, એવો જે ઉપદેશ વિશેષતાથી બાયબલમાં કરેલો છે, તેનાથી આવું દેશાભિમાન કેટલું વિરૂદ્ધ છે તે કહેવાની જરૂર નથી.

સાંપ્રતમાં જે પ્રકારની સરકારો અસ્તિત્વમાં છે તેમની સાથે કોઇપણ પ્રકારનો સહકાર નહિ કરવાના સિદ્ધાન્તનું સ્પષ્ટીકરણ પણ એજ મુદ્દાને અનુસરીને ટૉલસ્ટૉયે કર્યું છે; અને એ માટે જ લશ્કરમાં અથવા પોલીસમાં નોકરી નહિ કરવાનો તથા કર નહિ આપવાનો તેમણે ઉપદેશ કર્યો છે.

આ વખતે "ઇશ્વિરનું રાજ્ય તારા હૃદયમાંજ છે" એ ગ્રંથ પૂર્ણ થયો હતો; પણ તે પ્રસિદ્ધ કરવાને સરકારની પરવાનગી મળી નહિ. આથી હમ્મેશના ધોરણ મુજબ તેની કેટલીક હસ્તલિખિત પ્રતો તૈયાર થઇ અને તે ઘણાના વાંચવામાં આવી. વાંચકોને યાદજ હશે કે એક ગવર્નરે એક પ્રસંગે ખેડુતોને પોતે કેવા પ્રકારની શિક્ષા કરે છે તેનું બડાઇપૂર્વક વર્ણન કર્યું હતું. આ વાતનો ઉલ્લેખ આ પુસ્તકમાં થયો હતો તેથી વડા અધિકારીઓની નજરે એ વાત આવતાં તે ગવર્નરને બરતરફ થવું પડયું હતું. ટૉલસ્ટૉયે દુષ્કાળના સમયે લીધેલો અવિશ્રાંત શ્રમ, તેમનું લોકોપકારી ગ્રંથલેખન, તેમની નિઃસ્વાર્થતા અને વિશેષતઃ તેમનું સાત્વિક ધૈર્ય એ ગુણો હવે ધીમેધીમે લોકોપર અસર ફેલાવવા લાગ્યા હતા અને તેથી સ્વાભાવિક રીતેજ લોકોની તેમના પ્રત્યે પૂજ્યબુદ્ધિ વધ્યે જતી હતી. સરકારે પણ તેમના લેખો અયોગ્ય ઠરાવીને તેમનું મહત્ત્વ વધાર્યું હતું. આ વખતે રૂશીયામાં લોકોપર આટલો કાબુ ધરાવનાર અન્ય કોઇ પણ સરકારી કે બીનસરકારી માણુસ ન હતો; છતાં રાજ્યપદ્ધતિમાં સુધારો કરા-

વવા મથનાર પક્ષ ટૉલસ્ટૉય સાથે સર્વાંશે એકમત નહતો. કેટલીક વખત તો એ પક્ષે તેમનાપર હૂમલા પણ કર્યા હતા અને તેમના સર્વ લેખ તિરસ્કારને પાત્ર છે એમ પણ કહ્યું હતું.

દુષ્કાળગ્રસ્ત લોકોને મદદ મળે તેટલા માટે ટૉલસ્ટૉયે જે કેટલાક લેખ વર્તમાનપત્રોપર મોકલ્યા હતા, તે પ્રસિદ્ધ નહિ કરવાની સૂચના સરકાર તરફથી પત્રકારોને મળવાને લીધે પ્રસિદ્ધ થયા ન હતા; તેથી તે સર્વ 'ઍનુશીન' નામના ગૃહસ્થે પરીક્ષકની પરવાનગી વિનાજ ખાનગી રીતે છપાવીને ફેલાવ્યા હતા. એ લેખોમાં પણ ટૉલસ્ટૉયે અપ્રતિકાર તત્ત્વનું સાંગોપાંગ વિવેચન કર્યું હતું. હમ્મેશની પેઠે તેમાં પણ એ વિષયની બાબતમાં વિચારોનો અતિરેક તો આવ્યો હતોજ. એકવાર ઍનુશીને એક વખત તેમને પ્રશ્ન કર્યો કે એકાદ વરૂ મને ફાડી ખાવા આવે તો મારે તેને મારવો કે નહિ? જવાબમાં ટૉલસ્ટૉએ જણાવ્યું કે, "છટ્ છટ્! આજે તમે વરૂને મારશો તો કાલે કૂતરાને મારશો અને પરમદિવસે મનુષ્યવધ કરવાને પણ પાછા નહિ પડો. એક વખત લોહીનો સ્વાદ ચાખ્યા પછી તેનો છેડો જ રહેતો નથી." ઉપલા ઉત્તરમાં પણ ટૉલસ્ટૉયના વિચારોનો અતિરેક દેખાઇ રહે છે. જેવાની સામે તેવા બનવાનું ધોરણ વધતું જઇ હાલના માનવસમાજમાં એટલું પ્રબળ બન્યું છે કે, તેને લીધે મત્સર અને દુરાગ્રહનું પ્રમાણ વધતું જઇને સમાજની શાંતિનો નાશ કરે છે. આ પ્રકાર ચાલુજ રહ્યા કરે તો માનવસમાજ છેવટે અત્યંત દુઃખ અને દુર્ગતિમાંજ જઈ પડશે. ટૉલસ્ટૉયની વિશાળ બુદ્ધિ તથા દૂર દૃષ્ટિ આ સર્વ વાતો જાણી શકતી હતી અને તેથીજ તેમણે અપ્રતિકારનું તત્ત્વ આગળ આણ્યું હતું; પણ તેનું પ્રતિપાદન કરવામાં ઉપર જણાવ્યા જેવો અતિરેક થવાથી એ તત્ત્વને વ્યવહારૂ બનાવવાનો માર્ગ નક્કી થઈ શકયો નથી.

ટૉલસ્ટૉયની ખ્યાતિ ફેલાતી ગઇ તેમ તેમ અર્વાચીન કાળની ઉપાધિઓ પણ તેમને કેટલીક વળગવા લાગી. કેટલાક પ્રકાશકો સુપ્રસિદ્ધ પુરૂષોની સહીઓ લખાવી તે પ્રસિદ્ધ કરવાનો ઉદ્યોગ કરે છે અને તેમને એ ધંધામાં લાભ પણ ઠીક થાય છે. એવાજ એક પ્રકાશકે ટૉલસ્ટૉયની સહી માગી હતી ત્યારે ટૉલસ્ટૉયે તેને જણાવ્યું હતું કે:—

"તમારી વિનંતી મારે શા માટે માન્ય કરવી તે હું સમજી શકતો નથી. એવાં કામ ફ્રેંચોની પેઠે અમારાથી બને તેમ નથી. તેમને આવાં કામ કરતાં જરાયે શરમ નથી આવતી; પણ મારે ખુલ્લા દીલે કહેવું જોઇએ કે મને તેમ કરવું પસંદ નથી. હું આપની વિનંતી સ્વીકારી શકતો નથી તે માટે ક્ષમા કરશો."

આજ સમયે 'હેનરી જ્યૉર્જ' નામે ગ્રંથકારના જમીન મહેસુલ વિષેના

લેખનું ભાષાંતર આખા રૂશીયામાં પ્રસિદ્ધ થયું હતું. એની પ્રસ્તાવના ટૉલસ્ટૉયે લખી હતી. એ ગ્રંથમાં સંપત્તિની હાલની વિષમ વહેંચણી અને તેથી ઉત્પન્ન થતા પ્રચંડ દરિદ્રીવર્ગ વિષે અત્યંત સહાનુભૂતિપૂર્વક વિવેચન કરેલું છે. આજ અરસામાં ટૉલસ્ટૉયનો મિત્ર 'સેમીઓનોફ' તેમને મળવા આવ્યો હતો. એ મુલાકાત વિષે સેમીઓનોફ લખે છે.

"ટૉલસ્ટૉયે કહ્યું:—અહાહા ! જુઓ તો ખરા કે હાલના શ્રીમંતો કેટલા મિતાહારી અને મિતકામી બની ગયા છે ! તેમની માગણી વિશેષ નથી ! સૂવાને માટે માત્ર ઉંચાં સુંવાળાં ગાદલાં, ખાવાને માટે માત્ર આંગળીને વેઢે ગણાય તેટલાં પકવાન્ન, પીવાને માત્ર ઉંચા દારૂની થોડીક બાટલી અને ઉત્તમ ઘોડાની થોડીક જોડી ! બસ વધારે કંઇજ ન જોઇએ ! ગરીબ ખેડુતોને માટે તેમને કેટલી લાગણી છે તે પણ જુઓ ! 'ટૂલા' અને 'રાયાઝાન'માં દુષ્કાળ પડયો ત્યારે કેટલાક ખેડુતો પ્રાણ બચાવવા માટે સૈબીરિયામાં જવા નીકળ્યા હતા; પણ જમિનદારોએ પ્રધાનો પાસે એક હુકમ કઢાવી ખેડુતોને જતા અટકાવ્યા. જો તેમ ન કરે તો પછી તેમને સોંઘા દરના મજુર કયાંથી મળે ? દુષ્કાળના ઉપાય વિષે તેઓ કહે છે કે લોકોને જ્ઞાન આપવા માટે ગામડાંમાં શાળાઓ સ્થાપો; અને ધાન્યોનો કસ કેમ વધારવો તે ખેડુતોને શીખવો. આમ થવાથી અનાજ વધારે પાકે અને જમિનદારો તે સર્વ પચાવી પાડી દેશાંતર મોકલે ! અને પછી દુષ્કાળ, દુષ્કાળના પોકાર કરી ઝટ દેતા કે એરણની ચોરીને સોયના દાનની પેઠે સો બસો રૂપિયા દુષ્કાળના ફંડમાં ભરી દઇને તથા દુષ્કાળની સભાઓમાં ભાષણોનાં ટાયલાં કરીને તથા છાપાંમાં નામ છપાવીને મોટા પરમાર્થીમાં ખપે ! લોકો બિચારા તેમની આ સેતાનીયત ક્યાંથી સમજે કે તેમાંથી છૂટવાનો વિચાર પણ તેમને આવે ! તેમને તો બધું સ્વાભાવિકજ લાગે છે. આગળ એક વખત મહામારીનો રોગ ફાટી નીકળ્યો ત્યારે ખેડુતો દાક્તરોને મારવા લાગ્યા હતા. ખેડુતોની મૂર્ખાઇ માટે ઘણાઓ ગુસ્સે થઇ ગયા હતા, પણ ખેડુતોનાં માથાં ફરી જવાના કારણનો તેમણે વિચાર કર્યો નહતો. શ્રીમંતો ઉપર ઉપજેલો તિરસ્કારજ એનું કારણ છે. તેમના ક્રોધના સપાટામાં દાક્તરો પહેલા આવી ગયા એટલુંજ. તેમણે મૂર્ખાઇ કરી એ વાત ખરી છે; પણ શ્રીમંતોએજ તે લોકોનું જીવન કોડીનું કરી નાખ્યું છે એવો પોતાનો મનોભાવજ એ કૃત્યથી તેમણે વ્યક્ત કર્યો છે એ ભૂલવું ન જોઇએ. એનો ઉપાય માત્ર એજ છે કે શ્રીમંતોએ તેમની ગરદનપર ચઢી બેસવાનો હક્ક ત્યજી દેવો જોઇએ. તેમની ગરદનપરની શ્રીમંતોની ઝુંસરી નીકળી જશે એટલે પોતાની મેળેજ તેઓ પોતાના સુધારાનો માર્ગ મેળવી લેશે. પરોપકારને નામે તેમને સુધારવાનો ઢોંગ ચલવવાનું એ પછી કંઇજ પ્રયોજન રહેશે નહિ."

દુષ્કાળના વખતે ટૉલ્સ્ટૉયે તનતોડ મહેનત કરી હતી પણ આજુબાજુના જમિનદારોએ પોતાના હમ્મેશના વર્તન અને મોજશોખમાં જરાપણ ફેરફાર કર્યો નહતો. મુલાકાતો અને વળતી મુલાકાતો, શિકારની સ્વારીઓ, મીજબાનીઓ, નાચરંગ અને નાટકતમાસામાં તેઓ પૂર્વની માફકજ પ્રવૃત્ત રહ્યા હતા. ખેડુતો માટે એ શ્રીમંતો તરફથી સહાનુભુતિ મળવી તો ક્યાં રહી, પણ ઉલટા કેટલીક વખત તેઓ તિરસ્કાર અને દ્વેષ દર્શાવવાને પણ નહોતા ચુકતા.

દુષ્કાળના કાર્યપ્રસંગે ટૉલ્સ્ટૉય કામ કરતા હતા ત્યારે બીજી સર્વ બાબતો તરફથી તેમણે પોતાનું લક્ષ ખેંચી લીધેલું હતું. ધાર્મિક ચર્ચા સુદ્ધાં એ સમય દરમીયાન તેઓ કરતા નહિ. ખેડુતોની ખરી સ્થિતિ જાણવી અને બને તેટલા પ્રમાણમાં તેમની યાતના ઓછી થાય તેમ કરવું; એજ એક લક્ષ એ સમયે તેમનું અને તેમની સાથે કામ કરનારા સર્વનું બની રહેલું હતું. આવી સ્થિતિ હોવાથી તેમને માટે સરકારને પણ શંકા લાવવાનું કારણજ હતું; પરંતુ ચાર માણસ એકત્ર થઇને ગમે તેવું ભલું કામ કરતા હોય તોપણ રૂશીયન સરકારને વહેમ આવતો. આથી જાહેર અને ગુપ્ત પોલીસ તરફથી તેમને ઘણો ત્રાસ સહન કરવો પડતો. ગુપ્ત પોલીસ તેમને ફસાવવાને ઘણી યુક્તિઓ રચતી; પણ જ્યાં કોઇ જાતનો ખરાબ હેતુજ રહેલો નહિ ત્યાં તેમનું શું વળે ?

દિનપ્રતિદિન લોકોની ખરાબ હાલતમાં વધારો થતો જતો હતો, જાનવરો મરે જતાં હતાં અને ઝેરી તાવ ફાટી નીકળ્યો હતો; આવી ભયાનક પરિસ્થિતિમાં દુકાળીયા ભાગમાં નહિ રહેવા ટૉલ્સ્ટૉયને કેટલાકે સૂચવ્યું હતું, પણ તેમણે એ સૂચના ધ્યાનમાં લીધી નહતી. છેવટે ઇ. સ. ૧૮૯૩ માં વરસાદ પાણી સારાં થવાથી દુષ્કાળ બંધ પડયો હતો. આ વર્ષમાં તેમણે ‘ ઇશ્વરનું રાજ્ય તારા હૃદયમાંજ છે ’ એ સિવાય કોઇ મોટું પુસ્તક લખ્યું નહતું. માત્ર દુષ્કાળ પૂરો થયા પછી પ્રસિદ્ધ થએલા રીપોર્ટના ઉપસંહારરૂપે એક નાનો લેખ તેમણે લખ્યો હતો. એ ઉપસંહારમાં પણ દુષ્કાળવિષય પોતાના નિશ્ચિત થએલા વિચારો તેમણે હમ્મેશની પદ્ધતિ પ્રમાણે સ્પષ્ટતાથી જણાવેલા હતા; એટલે તે લેખ પ્રથમ રૂશીયામાં પ્રકટ ન થતાં જીનોવામાં પ્રસિદ્ધ થયો હતો.

તા. ૯ ઑગસ્ટના રોજ તેમણે ‘ ગે ’ ને લખેલા પત્રમાં લખ્યું છે કેઃ—

“ સાહિત્યકળાનાં મુખ્ય અંગ કયાં, એ વિષે એક પુસ્તક લખવાનો પ્રારંભ મેં કર્યો હતો તે હજી પૂરૂં થયું નથી; પરંતુ ઝોલા અને ડુમાસ વિષે લખી ચૂક્યો છું. સાહિત્યકળાની દૃષ્ટિએ ઝોલાના ઘણા ખરા લેખો મને મૂર્ખતાભર્યા લાગે છે. ડુમાસના ગ્રંથો કળાની દૃષ્ટિએ અત્યંત સુંદર, કાવ્યમય અને ભાવનાવાહી છે. એ વાંચીને ખરેખર મને અત્યંત આનંદ થયો છે. ”

આ બે નિબંધ રૂશીયામાં પ્રસિદ્ધ થયા અને પછી થોડાજ વખતમાં તેનાં ફ્રેંચ ભાષાંતર પણ છપાયાં. આ ભાષાંતરો પણ અન્ય ભાષાંતરોની માફક નકામાંજ હતાં. પોતાનાં પુસ્તકોનાં ભાષાંતરો વિષે ટૉલ્સ્ટૉયે બહુધા ઉદાસીન વૃત્તિ સ્વીકારેલી હતી; પણ પ્રસ્તુત નિબંધ ફ્રેંચ ગ્રંથકારો વિષે હોવાથી ફ્રેંચો સમક્ષ પોતાના વિચારો અયોગ્ય રીતે અથવા અવળારૂપે રજુ થવા ન જોઇએ, એવો વિચાર કરી તેમણે પોતેજ એ લેખ ફ્રેંચ ભાષામાં પણ લખ્યા હતા. તેમના હાથના લેખોમાં આ લેખો સિવાય અન્ય કોઈપણ લેખ ફ્રેંચ ભાષામાં લખાએલા મળતા નથી.

આ લેખોમાં વિશેષતઃ ગ્રંથકારોને અનુલક્ષીનેજ તેમણે કેટલીક સૂચનાઓ કરી છે. તેમણે અંતઃકરણપૂર્વક એવો ઇશારો કર્યો છે કે, કેવળ ચાલતા પ્રવાહમાં ખેંચાઇ જઇને સામાન્ય લોકોને રાજી કરનારાં ( જમાનાને અનુસરતાં ! ) પુસ્તકો લખવામાં લેખકોએ પોતાની બુદ્ધિનો વ્યય ન કરવો. સમાજના ચાલુ પ્રવાહમાં ગ્રંથકાર પણ તણાવા લાગે, તો પછી જે વિચારો કરવાને અને લખવાને શાંત વૃત્તિની જરૂર હોય છે તે વૃત્તિ તે જાળવી શકતો નથી. માટે તક મળતાંજ એ પ્રવાહમાંથી બહાર નીકળી આવી માનવજીવન સાથે નિકટનો સંબંધ રાખનાર વિષયોનોજ લેખકોએ શાંતિપૂર્વક વિચાર કરવો જોઇએ.

ટૉલ્સ્ટૉયના ખાનગી પત્રો મેળવીને તેમના એક સ્નેહીએ ઇ. સ. ૧૮૯૩ માં એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. એમાં તેણે ભિન્ન ભિન્ન વિષય વિષેના તેમના વિચાર સુબોધક સ્થિતિમાં ગોઠવેલા છે. આ ઉપરાંત તેમાં પુષ્કળ સૂત્રમય વાક્યોનો સંગ્રહ પણ કરેલો છે. તેણે એ પુસ્તકને ‘ ધાન્યનાં પરિપકવ કણુસલાં ’ એ મતલબનું નામ આપ્યું છે. એ પુસ્તક પણ જીનોવામાં છપાયું હતું. ભર-યુવાનીની અવસ્થામાં ટૉલ્સ્ટૉયની વૃત્તિ અત્યંત ઉગ્ર હતી અને ઘણી વખત નજીવા કારણથી પણ તેઓ કજીયા પર આવી જતા. સુપ્રસિદ્ધ રૂશીયન લેખક ટૂરજીનેફ સાથેનો તેમનો સંબંધ વાંચકોને યાદ હશેજ. પણ તેમની એ વૃત્તિ વખત જતાં ધીમે ધીમે એવી શાંત થઇ ગઈ હતી કે હવે પછીની મુલાકાત લેનારાઓએ તેમની શાલીનતા અને વાદવિવાદ વખતની શાંતિ માટે મુક્તકંઠે પ્રશંસા કરેલી છે. આ પ્રમાણે તેમની વૃત્તિ શાંત થઇ હતી ખરી; તથાપિ કેટલીક બાબતમાં હજી પણ તેમની વૃત્તિ ઉગ્ર બની જતી. રાજકર્તા, રાજસેવક, અર્વાચીન ભૌતિકશાસ્ત્રવિશારદ પંડિત, વ્યાપારી, કારખાનાંવાળાઓ, વગેરે વિષે વાત કરતી વખતે તેઓ હજીપણ પ્રથમની પેઠેજ ઉગ્ર બની જતા. એવા પ્રકારના માણસો સામે તેમનો અંગત પરિચય પણ વિશેષ નહતો; અને તેવો પરિચય તેઓ ઇચ્છતા પણ નહતા. એવા લોકોજ માનવજાતનું સત્યાનાશ વાળનારા હોવાનો

તેમનો દૃઢ નિશ્ચય હોવાથી તેમની વાત નીકળતી ત્યારે તેઓ જુની પ્રકૃતિને વશ થઇ જતા.

આજ વર્ષમાં કેટલાક આર્મીનિયન વિદ્યાર્થીઓ તેમને મળવા આવ્યા હતા. તેમની સાથે આર્મીનિયામાં થતા તુર્ક જુલ્માટ વિષે ઘણી ચર્ચા થઈ હતી. વિદ્યાર્થીઓ કહેતા હતા કે, તુર્કસામ્રાજ્યમાં પ્રચંડ ક્રાંતિ થશે ત્યારેજ કંઇક છેડો આવી શકશે. આ સંબંધમાં નીચે પ્રમાણે સંવાદ થયો હતો.

ટૉલ્સ્ટૉયે તેમના કથનનો જવાબ આપતાં કહ્યું: “ખરેખર ? તમો કહો છો તેટલી ખરાબ સ્થિતિ ત્યાં પ્રવર્તે છે ? એમાં કાગનો વાઘ થયા જેવું તમોને નથી લાગતું ? હવે ક્ષણભર માની લઉં કે તમો કહો છો તે સર્વ સત્ય છે; પણ એ કામમાં તમારામાંનાજ કેટલાક તુર્કોને સહાયક બનેલા છે કે નહિ ? વિદેશી તુર્કો તમારાપર જુલમ કરીને જેટલું દ્રવ્ય મેળવે છે તેટલુંજ ખૂદ તમારામાંનાજ શ્રીમંતો તમારી પાસેથી મેળવે છે. વસ્તુતઃ આ પ્રશ્ન જાતિભેદનો નથી અથવા ધર્મભેદનો પણ નથી. તમારા નેતાઓ કહે છે કે, આર્મીનિયનો બંડ કરશે તો સ્થિતિમાં સુધારો થશે; પણ એથી શું તમારી સ્થિતિ સુધરશે ? આ બાબતમાં બલ્ગેરીયાનું દૃષ્ટાંત મોજૂદ છે. મારો એક બલ્ગેરીયન સ્નેહી છે. એ કુશાગ્રબુદ્ધિનો છે અને બલ્ગેરીયન પ્રજાનો તેનો અનુભવ પણ પાકો છે. તેનો એવો મત દૃઢ થયો છે કે, તુર્કોના પંઝામાંથી બલ્ગેરીયાનો છૂટકારો થયા પછી ત્યાંના સામાન્ય માણસોની સ્થિતિ સુધરવાને બદલે ઉલટી વધારે બગડી છે. આ ઉથલ-પાથલમાં કેટલાક બલ્ગેરીયનો ભલે શ્રીમંત બન્યા હશે; પણ નીચલો વર્ગ તો વિશેષ ભિખારી બન્યો છે; એ બાબતનો પણ વિચાર તમારે કરવા જેવો નથી શું ? વળી બીજો પણ એક મુદ્દો લક્ષમાં રાખવા જેવો છે. જો બલ્ગેરીયાનું બંડ વિજયી ન બન્યું હોત તો તેમના કેવા બેહાલ થયા હોત તેનો પણ વિચાર કરો. એવા પ્રકારનાં બંડ મૂળહેતુમાં બહુધા નિષ્ફળજ નીવડયાંનો અનુભવ ઠેરઠેર મળે છે.”

“પણ તુર્કોનો અમલ દૂર થયા પછી ગ્રીકોની સ્થિતિ નથી સુધરી કે ?”

“છટ્ છટ્ ! એ તો ભ્રમ છે. ગ્રીસનો સામાન્ય જનસમૂહ પ્રથમનીજ ખરાબ સ્થિતિમાં છે. અરે ઇટાલીની પણ એજ દશા છે. ઇટાલી સ્વતંત્ર થયા પછી તેની સ્થિતિ પણ અધિકજ બગડી છે. જનસમાજની ખરી અવનતિનાં ચિન્હ ઇટાલીમાં સ્પષ્ટ જણાય છે. એ ઉપરથી નક્કી થાય છે કે, **કેવળ રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાથીજ કોઇ દેશ સુખી થઇ શકતો નથી.** દેશની મોટી લોકસંખ્યાને પીલી નાખનારાં યંત્રો તો પૂર્વ પ્રમાણેજ ચાલ્યા કરે છે. માત્ર તેને ચલવનારાજ બદલાય છે. એ યંત્રોને ચલાવનાર આર્મીનિયન હો, રૂશીયન હો કે ફ્રેંચ હો, તેથી શો ફરક ?”

"કાઉંટ સાહેબ, રાજકીય સ્વતંત્રતાની હીલચાલ ઉપરાંત બીજી પણ એક હીલચાલ હમણાં ચાલે છે. ત્યાં પણ સમાજવાદીઓનો પંથ જોરમાં છે. એ પંથનો ઉદ્દેશ એવો છે કે ગરીબોની યાતનામાં ઘટાડો કરી તેમના હિતસંબંધનું સંવર્ધન કરવું."

ટૉલસ્ટૉય એકદમ બૂમ પાડી ઉઠયા, "એવી વાતોનું નામ પણ ન દેશો. મને તો એ બધાં કેવળ ફાંફાં લાગે છે."

"પણ સમાજવાદીઓનો પંથ જે તત્ત્વના પાયાપર સ્થાપ્યો છે તે તત્ત્વ તો તમને માન્ય છેને? એ સર્વ તત્ત્વોમાં 'સર્વ મનુષ્યોમાં સમતા અને બંધુભાવની સ્થાપના' એ આદ્યતત્ત્વ છે."

"જરા થોભો! એ સમતાને તમે વ્યવહારમાં શીરીતે લાવશો? હમણાં ગણ્યાગાંઠયા માણસોના હાથમાં જે સંપત્તિ રહેલી છે તેની પણ વ્યવસ્થા કરનાર તો જોઇશેજને? એ વ્યવસ્થા કરનાર પણ કોઇ એક મનુષ્ય અથવા મનુષ્યોજ હોઇને માણસજાતના ગુણાવગુણ તેમનામાં પણ હોવાનાજ. એ સંપત્તિની વહેંચણી કરવાને તમે દેવને તો નહિજ બોલાવી શકોને? ત્યારે જેના હાથમાં એ વહેંચણીનું કામ જશે તે પણ રાજકર્તા બનવાનો. તે ગમે તેવો મહાન હોય તો પણ અંતે તો મનુષ્યજ હોવાથી રાજકર્તા તરીકે પોતાનો કક્કો તમારી પાસે ઘુંટાવવાનોજ; એટલે તે શ્રેષ્ઠ અને અન્ય કનિષ્ઠ એ ભેદ પુનઃ આવવાનોજ. તોપછી સમાનતા કયાં રહે? માટે આર્મીનિયનો તોફાન કે બળવો કરે, એ કંઇ ખરો ઉપાય નથી. તુર્ક અને આર્મિનીયન એ ઉભયમાં ધર્મનાં ખરાં તત્ત્વોનો પ્રચાર કરવો જોઇએ. જયારે ખરો ધર્મ લોકોના સમજવામાં આવશે અને તેઓ તે પ્રમાણે વર્તવા લાગશે ત્યારેજ હાલની સ્થિતિમાં ખરો સુધારો થશે. મેં 'ધર્મ' શબ્દ વાપર્યો છે તેથી ગભરાશો નહિ. એનો અર્થ એજ છે કે, મનુષ્ય માત્રમાં બંધુપ્રેમ ઉત્પન્ન કરવો. તમારા દેશભક્તો સ્વદેશની સ્થિતિ સુધારવા માટે રાજકીય દષ્ટિએ જેટલી ખટપટ કરે છે, તેટલી જો એ માર્ગમાં કરશે તો મને લાગે છે કે તે અધિક સફળ થશે. અરે **હાલની સ્થિતિ સુધારવાનો એ એકજ માર્ગ (ધર્મપ્રચાર)** છે, એમ પણ હું કહીશ."

વિદ્યાર્થીઓએ પૂછયું:—"પણ એ ઉપાય તો શાંતિના સમયે યોજવા યોગ્ય છે. વળી જેમને માટે એ યોજવાનો છે તે લોકો થોડા ઘણા પણ સુસંસ્કૃત હોવા જોઇએ એમ પણ ખરૂંને? કુર્દ અને તેમના જેવા જંગલી લોકો કાંઇ ધર્મનીતિના ઉપદેશથી સુધરે ખરા?

ટૉલસ્ટૉયે કહ્યું:—"કુર્દ લોકો જંગલી હશે, પરંતુ તેઓ પણ તમારા મારા જેવા માણસ છે કે નહિ? એમને તમે તદ્દન નિર્બુદ્ધ કેમ સમજો છો?

તેઓ જંગલી છે માટે તેમનાપર બળ વાપરવું એ ન્યાય ક્યાંનો ? નીતિનો ઉપદેશ તેમને નહિજ સમજાય એમ નક્કીપણે કહેવાનો તમને શો અધિકાર છે ? હું તો તમને ખાત્રીપૂર્વક કહું છું કે સરકારના અમુક પ્રધાન કરતાં તો એવો એકાદ જંગલી માણસ ધર્મનીતિના ઉપદેશને વધારે સમજી શકશે. આપણા મુખ્ય પોલીસ અધિકારીનીજ વાત જુઓને ! એ સુશિક્ષિત ગણાય છે; પણ હું તમોને ખાત્રીથી કહું છું કે એક કુર્દ દયાશીલતાનો ઉપદેશ જેટલો સમજી શકશે તેટલો તેને નહિ સમજાય. દેશભક્તિનું ગાંડપણ વધે છે એટલે પ્રભુભક્તિ ઓછી થાય છે; અને તેથી મારી દૃષ્ટિએ તે પાપ છે. માટે પ્રત્યેક એવા પાપથી દૂર રહેવું જોઇએ."

આ પછી ભાષણનો પ્રવાહ અન્ય વિષય તરફ વળ્યો. વાત કરતાં કરતાં ટૉલ્સ્ટૉયે પૂછ્યું: તમે શેનો અભ્યાસ કરો છો ? ત્યારે એકે પોતે પાશ્ચિમાત્ય સાહિત્યનો અભ્યાસ કરતો હોવાનું જણાવ્યું. ટૉલ્સ્ટૉયે કહ્યું: "ઘણું ઉત્તમ. પાશ્ચિમાત્ય સાહિત્ય અત્યંત સમૃદ્ધ છે પણ મને ખેદ માત્ર એટલોજ થાય છે કે, તેના વાંચકોની સ્થિતિ એવી થાય છે કે, રાત થોડી અને વેશ ઘણા. વળી કેટલાક ઉત્કૃષ્ટ ગ્રંથકારોનાં નામ સુદ્ધાં આપણે જાણતા નથી તેથી આપણી ઇચ્છાનુસાર અભ્યાસ થઇ શકતો નથી. એ સાહિત્ય એટલું વિશાળ છે કે, વાંચતાં વાંચતાં આખી જીંદગીનો છેડો આવે તોપણ તે પૂરૂં ન થઇ શકે."

આ પછી ટૂલા પાસેના એક નાના ગામડામાં એક ખેડુત રહેતો હતો તેને મળવાને ટૉલ્સ્ટૉય એક મિત્ર સાથે ગયા હતા. આ મુલાકાતની મનોરંજક હકીકત ટૉલ્સ્ટૉયના મિત્ર 'મોરોઝૉફે' નીચે પ્રમાણે કહી છે.

"તે ખેડુતના ઝુંપડામાં અમે પ્રવેશ કર્યો તે દિવસે ત્યાં ઘણા માણસો એકત્ર થએલા હતા. ટૉલ્સ્ટૉયે તે વૃદ્ધ ખેડુતને સલામ કરી અને ટેબલ પાસે એક ખાલી જગ્યાપર બેઠા. ત્યાં બેઠેલા મંડળનું નિરીક્ષણ કર્યા પછી તે વૃદ્ધ તરફ વળીને તેમણે કહ્યું:–આ સર્વ આપના કુટુંબના છે ?"

"જી હા, એમાંના ફક્ત બેજ ગૃહસ્થ બહારના છે. બાકી સર્વ મારાં પુત્ર-પુત્રી અને સગાંવહાલાં છે."

"આપની ઉમ્મર કેટલી છે ?"

"બહુ થઈ છે. આશરે પોણોસો વર્ષની હશે. હવે મારા જેવા વૃદ્ધે ભાવિનીજ તૈયારી કરવી ઘટે."

"હા, હા ! તમે ખરૂં કહો છો. પ્રભુની ઇચ્છા એવી હોય છે કે, પ્રત્યેક કાંઇપણ સુકૃત કરવાં જોઇએ. તેવાં સુકૃત થયાં હોય છે તોજ શાંત મૃત્યુ પ્રાપ્ત થાય છે; પણ સ્વભાવતઃ માણસનો વેગ પ્રપંચ તરફ હોય છે. એટલે કાલ કાલ કરતાં વખત

વહી જાય છે અને મૃત્યુ તો આવી પહોંચે છે. કાળ કેવો ઝપાટાબંધ વહી જાય છે ? મને લાગે છે કે જાણે પરમદિવસેજ હું વિદ્યાર્થી દશામાં હતો અને આજે તો મારી પાંસઠ વર્ષની ઉમ્મર થઇ છે. પ્રભુએ જ્યારે મને આ જગતમાં મોકલ્યો ત્યારે હું તદ્દન નિષ્પાપ હતો; પણ પછી ખ્રિસ્તની આજ્ઞાનો ભંગ કરી મનમાન્યું વર્તન ચલાવી જાણી જોઇ પાપમાં પડયો. આથી મારી સાથે મેં અન્યને પણ નુકશાન કર્યું. સૉક્રેટીસ, માર્કસ, ઑરેલીયસ વગેરે પુરૂષોનાં દૃષ્ટાંત પ્રત્યક્ષ હોવા છતાં તેના તરફ દુર્લક્ષ કરી હું ભળતી દિશાએ ચઢયો. **પરમેશ્વર એટલે શુદ્ધ ચૈતન્ય, અને એજ ચૈતન્યનો અંશ પ્રત્યેક મનુષ્યમાં હોવાથી સર્વ મનુષ્યો એકજ રૂપજ છે. એ ચૈતન્ય સાથે જે મળી જાય છે તેને કદિ પણ મૃત્યુ પ્રાપ્ત થતું નથી.**"

"આ મંડળમાં કાપડીયાની દુકાનનો એક ગુમાસ્તો હતો, તેણે અર્વાચીન સુશિક્ષિતને શોભે તેવો પોશાક પહેર્યો હતો. ટૉલ્સ્ટૉયની વાત અટકતાંજ તે એકદમ બોલી ઉઠયો:—ખરૂં છે, કાઉન્ટ સાહેબ, આપનું કથન બરાબર છે. આપણું વર્તન કેવું વિચિત્ર છે! ધારો કે, મેં મારા શેઠની દુકાનમાંથી ત્રણવાર કાપડ ચોર્યું અને એ ચોરી છે એ વાતની મને ખબર પણ છે. હવે જુઓ કે એ વાત શેઠના લક્ષમાં ન આવે તે સારૂ હું કેવી કેવી યુક્તિ યોજું છું! ઘરાકને કાપડ આપતી વખતે હું તેને ખેંચીને આપું છું અને એ રીતે ત્રણવારનો મેળ મેળવી દઉં છું. આથી મારા શેઠને નુકશાન થતું નથી અને મને ફાયદો થાય છે એ વાત ખરી; પણ ઘરાકને ફસાવવાનું પાપ તો મારા શિરે ચોટે છેજ. પ્રભુ પ્રત્યેનું અમારૂં વર્તન એવુંજ છે. દેવળમાં જવું, ઉપવાસ કરવા અને અગરબત્તીઓ બાળવી! બસ, પાપની પતાવટ થઇ ગઇ! પાતકના પ્રમાણમાં અગરબત્તીઓ વધુ ઓછી અથવા તો ટુંકી રાખી એટલે થયું! બહુધા સમગ્ર જગતની એજ રીત છે."

"એ યુવકની વાત ટૉલ્સ્ટૉયને ગમી હોય એમ લાગ્યું. તેમનો ચહેરો પ્રફુલ્લિત બન્યો. તેના તરફ જોઇને તે બોલ્યા:—ત્યારે આપણા હાથે પાપ થાય છે એ વાતની લાગણી આપણને રહે છે એમજ ને?"

"અલબત્ત. ગમે તેટલી પ્રાર્થના કરો કે ધૂપદીપ કરો! એથી કાંઇ તમારા મનનો વિકાર જતો નથી."

"આ પછી થોડીવાર ટૉલ્સ્ટૉય સ્તબ્ધ રહ્યા. વળી પાછા વૃદ્ધ તરફ નજર કરી બોલ્યા:—આ જીગતનું જીવન ક્ષણભંગુર છે. કઇ પળે અહીંથી જવું પડશે તે નક્કી નથી; અને પાછળ 'અમુક માણસ હતો' એવા પોકળ શબ્દો થોડો વખત બોલાવા ઉપરાંત કાંઇ પણ રહેવાનું નથી."

"તે વૃદ્ધે કહ્યું:–આપનું કહેવું તદ્દન યોગ્ય છે. એ સર્વ પોકળ ડોળ છે એમ જાણવા છતાં પણ સંસારમાં અમારૂં મન એટલું રત બની ગયું છે કે કેમે કરતાં તેમાંથી મુકત થઇ શકતું નથી. એને માટે મોટા સંત મહાત્માઓ પ્રભુની પ્રાર્થના કરતા. અમારે પણ તે પ્રમાણે કરીને અમારી અડચણો પ્રભુને નિવેદન કરવી જોઇયે. તમે તેમ કરો છો? હાલના જમાનામાં તમારી પેઠે બીજાઓ પણ પોતાના મત બોલી બતાવે છે ખરા; પરંતુ પ્રાર્થના તો કરતાજ નથી. કોઇનામાંએ ભાવભક્તિ તો રહીજ નથી. એ ઢોંગ પશ્ચિમ યૂરોપમાંથી અહીં પણ ચાલ્યો આવ્યો છે!"

"તે વૃદ્ધ ખેડુતે બાયબલ હાથમાં લીધું અને આગળ મૂકી કહ્યું:–કાઉન્ટ સાહેબ, હું પ્રશ્ન પૂછું તો ગુસ્સે નહિ થાવ ને?"

"છટ્, ગુસ્સો શાનો? મારાથી અપાય છે તે પ્રશ્નના ઉત્તરો હું સદાએ આનંદપૂર્વક આપું છું."

"તમે કદિ દેવળમાં જતા નથી અને કદિ પ્રાર્થના પણ કરતા નથી એ ખરૂં છે ને?"

"હું દેવળમાં જતો નથી એ ખરૂં છે, પણ હમ્મેશ પ્રભુની પ્રાર્થના તો કરૂં છું."

"ખ્રિસ્તના અનુયાયીઓએ સ્થાપેલા ધર્મપર જ્યારે તમોને વિશ્વાસ નથી અને તેમણે સ્થાપેલા દેવળમાં તમે જતા નથી, ત્યારે પ્રાર્થના કરો છો શી રીતે? 'ચાલો, હવે આપણે પ્રાર્થના કરીએ' એમ જ્યારે પાદરી કહે છે અને તેની સાથેજ ઘંટના નાદ શરૂ થાય છે, ત્યારે જે રોમાંચ અનુભવાય છે, આલાપના મધુર સ્વર કર્ણપટે અથડાતાંજ આપણી સર્વ વૃત્તિ પ્રભુમાં કેવી લીન બની જાય છે, તેનું વર્ણન કયા શબ્દોથી કરવું?"

"કેટલીક વખત નાટકશાળામાં પણ આપણું મન બાહ્ય જગતથી વિખુટું પડી એકાદ ઉચ્ચાવસ્થામાં લીન થઇ જાય છે; પણ હું મારી પ્રાર્થના મારા અંતઃકરણમાંજ કરૂં છું. તમે બાયબલને જાણતા હો તો એકાંતમાં પ્રાર્થના કરવાના અર્થનાં તેમાં પુષ્કળ વચનો છે." થોડીવારે તે ગૃહસ્થે કહ્યું: "હવે મારે એકજ પ્રશ્ન પૂછવાનો છે. મૃત્યુ પછી કંઇ જીવન છે એમ તને લાગે છે?"

"એ વાત નક્કીપણે કહેવાનું સાધન મારી પાસે નથી; પરંતુ નરકાગ્નિની અને યાતનાઓની વાતો પર મારો વિશ્વાસ નથી. ધારો કે તમારા પુત્ર અથવા સંબંધીએ કાંઇ અપરાધ કર્યો છે, તો શું તમે વેર લેવા માટે તેને ઉકળતા તેલ અથવા શીશાના રસની કઢાઇમાં નાખશો? તમારા બાળકના એવા હાલ તમે કરી શકશો.?"

"હથેલીથી આંખો દાબી દઈ વૃદ્ધ બોલ્યો:–કાઉન્ટ સાહેબ, આ તમે શું બોલો છો? એવા શબ્દો મુખમાંથી જ કેમ નીકળી શકે છે? પોતાના પુત્રના એવા બેહાલ પોતાની નજરે જૂએ તેવો નિર્દય કોણ હોય?"

"ત્યારે પ્રભુ પણ આપણા એવા હાલ જોઇ શકે નહિ. આપણા હૃદય કરતાં તે અનંતગણો પ્રેમમય હોવાથી પોતાનાં બાળક ચિરકાળ યાતના ભોગવ્યા કરે એ તેનાથી કદિપણ જોઈ શકાય નહિ."

"તે ડોસો એદકમ ઉભો થઈ ગયો. તેના વદનપર આનંદની છટા પ્રસરી રહી હતી. તેણે કહ્યું:–કાઉન્ટ સાહેબ, આપનો કેટલો ઉપકાર માનું? જે પ્રશ્ન હમ્મેશાં મારા ચિત્તને ભય આપ્યા કરતો હતો તેનો આજે આપે સંતોષકારક ઉકેલ આપ્યો છે. મને પણ એમજ લાગ્યા કરતું."

આવી રીતે ખેડુતોમાંજ નહિ પણ વિદ્યાર્થીવર્ગમાં તથા સર્વ પરિચિત મનુષ્યોમાં તે જ્ઞાનપ્રચાર માટે ઉત્સુક રહેતા. જે વિચારો તેમને માન્ય હતા, તે સંબંધી અનેકની સાથે ચર્ચા કરી તેની અન્યના હૃદયમાં છાપ પાડવાનો તે યત્ન કરતા. ટૉલ્સ્ટૉયે શિક્ષણની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે, '**જે શિક્ષણથી જ્ઞાન-લાલસા ઉત્પન્ન થાય અને રાગદ્વેષના મિથ્યાભાવ નષ્ટ થઈ સમભાવ ઉત્પન્ન થાય, તેજ ખરૂં શિક્ષણ છે.**' આ દૃષ્ટિએ વિચાર કરીએ તો તેમણે આખી જીંદગી સુધી શિક્ષણપ્રચારનુંજ કામ કર્યા કર્યું છે. ગમે તેની સાથે વાત કરવામાં તેની સામાજીક સ્થિતિ કે વયનો તે વિચાર કરતા નહિ. ખેડુત કે ગમે તે માણસ સાથે તે સમભાવથીજ વાત કરતા, અને જે કંઇ બોલતા તે શ્રોતાના મનપર સચોટ અસર થાય એવી ઇચ્છાથી બોલતા.

'ડ્રોઝીન' નામનો એક શિક્ષક વૉરોનેશ ગામના કારાગૃહમાં મરણ પામ્યો હતો. નોકરી કરવાની ના પાડવાથી તેને તુરંગવાસ સ્વીકારવો પડયો હતો. તેને પ્રથમ ખારકૉફમાં એક વર્ષની એકાંતવાસની શિક્ષા ભોગવવી પડી હતી. પછી તેને વૉરોનેશ મોકલવામાં આવ્યો હતો. અહીં પણ તેને એકાંત કોટડીમાં પુરી રાખ્યો હતો. દિવસોના દિવસો સુધી તેને ખાવાનું મળતું ન હતું અને કડકડતી ટાઢમાં વસ્ત્રો પણ મળતાં ન હતાં. આથી તેને ક્ષય રોગ લાગુ પડયો ત્યારે તુરંગના અધિકારીએ તે લશ્કરી નોકરી માટે નાલાયક હોવાનો રીપોર્ટ કર્યો હતો; તથાપિ તેને છોડી ન મૂકતાં લશ્કરી હુકમનો અનાદર કરવા માટે નવ વર્ષની સજા કરવામાં આવી હતી. આ સજા થયા પછી ત્રણજ અઠવાડીયામાં તેનો અંત આવ્યો. આ હકીકત ટૉલ્સ્ટૉયના જાણવામાં આવી ત્યારે તેમને અત્યંત દુ:ખ થયું. જે જે દેશમાં ફરજિયાત સૈનિક નોકરીનો કાયદો હતો, તે તે દેશની એવા પ્રકારની હકીકત એકત્ર કરવાનું હવે તેમણે શરૂ કર્યું. પ્રત્યેક દેશમાં અધિકારીઓ લશ્કરી

નોકરીનો અસ્વીકાર કરનારા માણસોના આંકડા જાહેરમાં ન આવે તે માટે અત્યંત સાવચેત રહે છે. પોતાને ખ્રિસ્તિ કહેવડાવનાર સરકારની સ્થિતિ એવા પ્રસંગે અતિ નાજુક બની જાય છે. એવા પ્રસંગે ધર્મ અને દેશાભિમાન પરસ્પર કેટલાં વિરોધી છે તે ખુલ્લું પડી જતું હોવાથી શાહી સત્તાનો દોર ચલાવવા ઇચ્છનાર અધિકારીવર્ગ ડ્રોઝીન જેવાનાં નામ લોકો સમક્ષ આવે નહિ તે માટે પુષ્કળ કાળજી રાખે છે; કેમકે એવા બનાવો વારંવાર જાહેરમાં આવે તો લોકલાગણી ઉશ્કેરાઇને જબરજસ્ત સામ્રાજ્યનો પણ અંત આવી જાય. કેટલાક પ્રસંગોમાં 'ડ્રોઝીન' જેવા કેદીના ઉપદેશથી પહેરેગીરોએ પણ શસ્ત્રો નીચાં મૂકી દીધેલાં જણાયાં છે. એટલે ખ્રિસ્તનાં ધર્મતત્ત્વોનો પ્રચાર ન થાય તેને માટે પણ સામ્રાજ્યવાદી સરકાર ખબરદારી રાખતી હોય તો નવાઇ નથી. તેના જાણવામાં હોય છે કે ફરજીયાત લશ્કરી શિક્ષણ અને ધર્મની આજ્ઞાનો બુદ્ધિવાદથી જોતાં કદિપણ મેળ ખાય તેમ નથી. સ્વદેશના કલ્યાણાર્થે સ્વાત્માર્પણ કરવું જોઇએ એ તત્ત્વ ઠીક છે; પણ સ્વાત્માર્પણ એટલે અન્ય લોકોનો પ્રાણ લેવો એવો અર્થ કેવી રીતે કરી શકાય? હાલની સર્વ સામ્રાજ્યવાદી સરકારો દેશાભિમાનનો એવોજ અર્થ કરે છે. પણ જ્યારે ધર્મતત્ત્વો જનતાના હૃદયમાં દૃઢ થઇ જશે ત્યારે સરકારની એ કૃતિથી દેશપ્રેમને બદલે સરકાર પ્રત્યેનો દ્વેષજ અધિક જાગૃત થશે.



# प्रकरण २५ मुं—डुखोबार.




લસ્ટૉયની ખ્યાતિ દિનપ્રતિદિન વધતી ચાલીને હવે પુષ્કળ ફેલાઇ ચૂકી હતી. ઇ. સ. ૧૮૯૪ ના જાન્યુઆરીમાં મોસ્કોમાં ભાતિક શાસ્ત્રવેત્તાઓની નવમી પરિષદ ભરાઇ હતી; તેમાં રૂશીયાના પ્રસિદ્ધ શાસ્ત્રવેત્તા 'ઝીંગર' એક વિષયના મુખ્ય વકતા હતા. એ ઝીંગરના પુત્રે ટૉલ્સ્ટૉયને પરિષદમાં હાજરી આપવા વિનંતિ કરી હતી, પણ તેમણે તેનો અસ્વીકાર કર્યો; પરંતુ પછી તે એકાએક ત્યાં જઇ ચઢયા. એ વખત એકે ખૂરશી ખાલી નહિ હોવાથી જગ્યો મેળવવાની પંચાત પડી. અંતે ઝીંગર તેમને વચ્ચે ઉભા કરેલા વ્યાસપીઠપર લઇ ગયો. ટૉલ્સ્ટૉયનો અર્વાચીન ભૌતિકશાસ્ત્ર તરફ સદ્‌ભાવ નહિ હોવાની વાત સુપ્રસિદ્ધ હતી; તથાપિ તે જ્યારે પોતાની જગો તરફ જવા લાગ્યા ત્યારે સર્વ સભાસદોએ તાળીઓનો એવો પ્રચંડ ગડગડાટ કર્યો કે જાણે એકાદ ઇમારત કડડડભૂસ થતી હોય તેમ લાગ્યું. ટૉલ્સ્ટૉય તેથી ઘણા શરમાયા; અને પોતાની જગ્યાએ બેસવું કે નહિ એનો પણ તેમને ક્ષણભર વિચાર થઇ પડયો. પછી સર્વ સભાસદોને નમન કરીને આગળ વધ્યા તો પુનઃ ગડગડાટ થયો. આ પ્રસંગ વિષે પછીથી એક વખત વાત કરતાં ઝીંગરને તેમણે કહ્યું હતું કેઃ—" ત્યાં કંઇ વિશેષ ગડબડ નથી એમ તમે મને કેમ કહ્યું હતું ? મને તો લાગ્યું કે એ સભા શાસ્ત્રચર્ચાની નથી પણ એકાદ મોટો વસંતોત્સવજ છે."

આ વખતે ટૉલ્સ્ટૉયની ઉમ્મર લગભગ છાસઠ વર્ષની થઇ હતી; પણ તેમનો ઉત્સાહ અને સ્ફૂર્તિ યુવકને શરમાવે તેવાં હતાં. રૂશીયામાં બાઇસીકલનો આજ વખતે પ્રચાર થવા લાગ્યો હતો. મોટા શહેરોમાં પોલીસની પરવાનગી વિના એ વાહનનો કોઇને ઉપયોગ કરવા દેવામાં આવતો ન હતો. ટૉલ્સ્ટૉયને એ વાહનપર બેસવાની ઇચ્છા થઇ. આથી તેમણે અતિ પરિશ્રમ લઇ બેસતાં શીખી લીધું અને તેની પરીક્ષા આપી પરવાનો મેળવ્યો. એજ અરસામાં શૂળીએ ચઢેલા ખ્રિસ્તનું ચિત્ર પૂરૂં કરી ટૉલ્સ્ટૉયને બતાવવા સારૂ 'ગે' મોસ્કો આવ્યો. ચિત્ર તરફ ઘણીજ વાર જોઇ રહ્યા બાદ 'ગે' ને ભેટી પડી ટૉલ્સ્ટૉયે કહ્યુંઃ " ખરેખર, મને લાગે

છે કે, એ પ્રસંગ આવો બન્યો હોવો જોઇએ. ચિત્રકળાની આવી સુંદરતા તારી કલમમાંથી પૂર્વે કદિ ઉતરી નથી.”

ગેએ કહ્યું: “ કેટલાક કહે છે કે એમાં જોઇએ તેવું સૌંદર્ય નથી.”

ટૉલસ્ટૉયે જવાબમાં એટલુંજ કહ્યું કે: “ વધ જેવા ભયંકર પ્રસંગના ચિત્રમાં વસંતની પ્રભાની અપેક્ષા રાખનારને શું કહેવું ?”

આ ચિત્ર જ્યારે ઍલેકઝાંડરની નજરે પડયું ત્યારે તેણે તેને ભયંકર જણાવી લોક સમક્ષ નહિ મૂકવાની આજ્ઞા કરી. આ વાતની ટૉલસ્ટૉયને ખબર પડી ત્યારે તેમણે કહ્યું: “ હું પ્રથમથીજ જાણતો હતો કે એ ચિત્રને પરવાનગી નહિ મળે. અહીંનાં ઘણાં ચિત્રપ્રદર્શનો મેં જોયાં છે. તેમાં સ્ત્રીઓ અને ક્ષણભંગુર સૃષ્ટિસૌંદર્ય સિવાય બીજું કંઇજ નથી દેખાતું. એવાં ચિત્રોના પ્રદર્શનમાં આ ચિત્ર ન મૂકાય એ પણ એક રીતે ઠીક થયું.”

હજુ પણ વચ્ચે વચ્ચે ટૉલસ્ટૉય સરકારના પરોણા થશે કે શું ? એ પ્રશ્ન વખતો વખત ડોકીયાં કર્યા કરતો હતો. ટૉલસ્ટૉયને તો એ પ્રશ્નથી પોતાનો ઉપદેશ અધિક પ્રબળતાથી કરવાનું પ્રોત્સાહન મળતું હતું. એ વિષે જુન માસમાં ફીનરમેનપર લખેલા એક પત્રમાં તે કહે છે કે:—

“ બોલિજીન નામનો એક વ્યાપારી હમણાં સરકારનો મહેમાન બન્યો છે. લશ્કરને ઘોડા પુરા પાડવાની તેણે ના પાડી, એજ માત્ર તેનો અપરાધ છે. પરમ દિવસેજ હું તેને મળી આવ્યો. તેને જેલની લેશ માત્ર ભીતિ નથી. તે આનંદમાં મસ્ત રહે છે અને કેદીઓને ઉપદેશે છે કે, સરકારના ક્રૂર વ્યવસાયને કોઇએ મદદ ન કરવી. કાલે પાછો તેને મળવા જઇશ. હમણાં આ તરફ પકડાપકડીનો વા વાયો છે. એક જણને તો કયાં ઉપાડી ગયા તે પણ સમજાતું નથી. આ પ્રમાણે **સત્યના સેવકો તુરંગ સેવે અને હું છૂટો છું તેથી મને અત્યંત દુ:ખ થાય છે.** ”

આ મહિનામાં એકાએક ગેનું અવસાન થયું. ગેનો સ્વભાવ તદ્દન સાદો અને ગર્વહીન હતો. ચિત્રકળા તેને સ્વભાવથીજ પ્રિય હતી. તે એક માર્મિક પુરૂષ હતો. પ્રત્યેક અંગનો ભાવ તે સમજી જતો. તેની સાદાઇથી ટૉલ્સ્ટૉય તેનાપર આફ્રીન હતા. એથી તેમને તેની ખોટ જણાઈ હોય તો નવાઇ નથી.

ટૉલસ્ટૉયના કુટુંબીઓમાં પ્રથમ જણાવી ગયા છીએ તેવીજ સ્થિતિ હતી; તથાપિ તેમનાં બાળકોનું વલણ ન સમજાય તેવી રીતે પિતાના પંથ તરફ થયા કરતું હતું. વિશેષતઃ મૅરી પિતાના વર્તન પ્રમાણે ચાલવાને મથ્યા કરતી હતી. એકાદ ખેડુત સ્ત્રી આજારી થતી તો તે સારી થતાં સુધી તેની સેવાચાકરી જાતે કરતી. પ્રસંગે ખેતરોમાં જઇ કાપણી વગેરે કામ પણ કરતી. તેણે ઘર આગળ

એક નાનકડું દવાખાનું રાખ્યું હતું. તે એવી રીતે આખો દિવસ સેવાકાર્યમાં ગાળી સંધ્યાકાળે ઘેર આવતી અને ખેડુતનો સાદો આહાર લઇ સૂઇ જતી. તે પોતાના જીવનની એક પણ પળ વ્યર્થ ગુમાવવા ઇચ્છતી નહિ. સર્વ અગાસીમાં ગપ્પાં હાકતાં ત્યારે પણ તે પોતાનું કામ છોડીને તેમનામાં ભળતી નહિ.

ઇ. સ. ૧૮૯૫ ના શિયાળામાં ટૉલસ્ટૉયનું કુટુંબ દર વર્ષની માફક મોસ્કો ગયું. ટૉલસ્ટૉય પણ થોડા દિવસ ત્યાં ગયા હતા. તેમનો એક મિત્ર જમિન ખરીદીને સરકારમાં નોંધાવવા આવ્યો હતો તે તેમને મળવા આવ્યો. વાત નીકળતાં તેણે કહ્યું કે:—

" મેં લગભગ વીસ એકકર જમિન ખરીદી છે."

હસીને ટૉલસ્ટૉયે કહ્યું. " પ્રભુ તમને ક્ષમા કરો. "

" આપના કથનનો અર્થ ન સમજાયો. જમિન ખરીદ કરી એમાં શો અપરાધ ? "

" અપરાધ એ કે જમિન, હવા, પાણી એ પ્રભુની બક્ષિસો હોવાથી તેના પર હક્ક ઠરાવવો એ પાપ છે. મનુષ્યને પ્રકાશ અને હવાની જેટલી આવશ્યકતા છે તેટલીજ જમિનની છે; માટે જમિનનો ઉપભોગ લેવાની સર્વને સમાન છૂટ હોવી જાઇએ. "

" પણ જમિનની વહેંચણી પ્રથમથીજ થઇ ગએલી છે. તે પ્રકાશ અને હવાની માફક છૂટી રહેતી નથી. વળી તેના ઉપયોગના બદલામાં અમારે ભારે કર ભરવા પડે છે તેનો શો રસ્તો ? કર ભરતાં ભરતાં નાકે દમ આવી જાય છે."

" તું કહે છે તે ખરૂં છે. પ્રભુ તને એને માટે શિક્ષા નહિ કરે; પણ પ્રથમ જેણે તેને સત્તામાં લીધી છે અને તેની મદદથી લોકોને કચડવાનો આરંભ કર્યો છે, તેને તો તે કદિપણ ક્ષમા નહિ કરે."

" પણ એવી રીતે ગાડું ચાલે કેમ ? બધી જમિન છુટી થઇ જાય, તો પછી તેની વ્યવસ્થા શી રીતે કરવી ? "

" જમિનપર કોઇની વંશપરંપરાની માલીકી ન હોવી જોઇએ. માણસ પોતે જેટલી જમિન ખેડી શકે તેટલીજ તેના કબજામાં રહેવા દેવી જોઇએ. જો આમ થાય તો આળસુ બનીને બીજાના શ્રમપર જીવવાનો ક્રમ આપોઆપજ બંધ પડી જાય. જમિનની ઉપજના પ્રમાણમાં કર લેવાય અને એકાદ જમિન મોટા બજારની પાસે હોય, તો તેનો થોડોક વિશેષ કર લેવાને પણ હરકત નથી.

"આપ કહો છો એ લાગે છે તો ઠીક; પણ એ સુધારો બને શી રીતે ? "

" એ કામ બાદશાહેજ કરવું જોઇએ. જેમ બાદશાહી ફરમાનથી સર્ફની ગુલામીનો નાશ થયો તેમજ ઝારની ઇચ્છાથી એ બને તેમ છે. હાલમાં આ[illegible]

કોઇ માર્ગ હું જોઈ શકતો નથી. એ વાતમાં વર્તમાન રાજ્યપદ્ધતિનો આધારરૂપ એવો જમિનદારવર્ગ વિરૂદ્ધ પડે એ તો સ્પષ્ટજ છે.”

આ અરસામાં ઇંગ્લાંડમાં જમિનના કર બાબત એક નવો કાયદો પસાર થયો હતો. વાંચન વખતે જમિનદારવર્ગે ભારે વાંધો ઉઠાવ્યો પણ અંતે તે પાસ થયો. આ ઉપરથી સામાન્યતઃ લોકસત્તાક રાજ્યપદ્ધતિમાં ખરા સુધારાને અવકાશ નથી એ મત ખોટો ઠરે છે. હા, એ ખરૂં છે કે ટૉલસ્ટૉયની ઇચ્છાનુસાર એવા સુધારા જેટલા જલદી થવા જોઇએ તેટલા જલદી હાલની કોઇપણ પદ્ધતિથી થઇ શકતા નથી; તથાપિ એકતંત્રી રાજ્યપદ્ધતિ કરતાં પ્રજાસત્તાક પદ્ધતિમાં એવા સુધારા ધીમે ધીમે પણ થવાને અવકાશ છે, એ વાતની ના પાડી શકાશે નહિ.

આ વર્ષે નાતાલના તહેવારમાં વેશ કાઢવાનો ખેલ ટૉલસ્ટૉયને ત્યાં થયો હતો. એ ખેલ વિશેષ કરીને છોકરાંજ ગમ્મતને માટે કરે છે; પણ આ પ્રસંગે ટૉલસ્ટૉયના કેટલાક સ્નેહીઓએ પણ વેશ લીધા હતા. તેમાં કેટલીક જીવંત હયાત વ્યક્તિઓના વેશ પણ આવ્યા હતા. ‘લોપેટીન’ નામના ગૃહસ્થે એમાં ટૉલસ્ટૉયનો વેશ લીધો હતો. ટૉલ્સ્ટૉય પોતાની ઓરડીમાંથી આવ્યા તે અગાઉ વેશધારી ટૉલસ્ટૉયે દિવાનખાનામાં સ્થાન લીધું હતું. આ વેષ એટલી ઉત્તમતાથી સધાયો હતો કે તેનેજ માલીક સમજીને બહારના ઘણા માણસોએ તેની સાથે હસ્તધૂનન કર્યું. થોડીવારે ટૉલસ્ટૉય પોતે ત્યાં આવ્યા ત્યારે પોતાની બીજી પ્રતિમા જોઇને તેમને અત્યંત આશ્ચર્ય થયું; અને વેશ આબેહુબ પાર પડેલો જોઇ તેમને ગમ્મત પડી.

ટૉલસ્ટૉયના કુટુંબમાં સંસાર અને પરમાર્થ એ બે વિચિત્ર વસ્તુનો સંગમ થએલો હતો. ઘરનો માલીક સંસારનો ત્યાગ કરી શુદ્ધ પરમાર્થપરાયણ બનવાને આતુર હતો, ત્યારે બાળબચ્ચાં તારૂણ્યના સ્વાભાવિક આનંદમાં ગર્ક હતાં. કેટલીક વખત ટૉલસ્ટૉયને મળવા જનાર ગૃહસ્થ માનવજીવનનાં આ બન્ને સ્વરૂપ તદ્દન સ્પષ્ટતાથી જોઇ શકતો. ટૉલસ્ટૉય પોતાની ઓરડીમાં વિચારમગ્ન સ્થિતિમાં હોય, ત્યારે બહાર સંગીતના કર્ણમધુર આલાપ ચાલતા હોય !

આ રીતે સંસાર અને પરમાર્થનો ઘરમાં જે મુંગો ઝઘડો ચાલતો, તેથી કાઉન્ટેસની સ્થિતિ અતિ નાજુક થઇ હતી. ટૉલસ્ટૉય પોતાની ઇચ્છા વિરૂદ્ધ અંત સુધી સંસારને વળગી રહ્યા અને તેટલી તેમના માર્ગદર્શકપણામાં ખામી આવી તેનું મુખ્ય કારણ તેમનાં પત્નીજ હતાં. તેમના કેટલાક અનુયાયીઓ કહે છે કે, તેમણે જો લગ્ન ન કર્યું હોત—તેમના ગળામાં પત્નીનું બંધન ન હોત તો તે બીજા ખ્રિસ્ત બન્યા હોત; પરંતુ ટૉલસ્ટૉયે લગ્ન કર્યું ન હોત તો કદાચ તે બગડીજ ગયા હોત એવું અનુમાન પણ તેમના પૂર્વચરિત્રપરથી નીકળી શકે છે.

કાઉંટેસની સ્થિતિ કફોડી થએલી હતી. પોતાના પતિને ઘરસંસાર કષ્ટકારક

ન થાય તે માટે તે પોતાથી બને તેટલી તેમના કહેવા પ્રમાણે વર્તતી; પરંતુ જ્યારે બાળકોના ભવિષ્યનો સવાલ આવ્યો ત્યારેજ માત્ર ટૉલ્સ્ટૉયની વાત તેણે બાજુએ મૂકી હતી.

ઇ. સ. ૧૮૯૪ માં ટૉલ્સ્ટૉયે કેટલાક પરચુરણ લેખો લખ્યા છે, તેમાં 'ખ્રિસ્ત ધર્મ અને દેશાભિમાન' નામનો નિબંધ લખ્યો છે. ફ્રાન્સ અને રૂશીયા વચ્ચે મૈત્રી બંધાવાની તૈયારી ચાલતી હતી. ફ્રેંચ આરમાર રૂશીયન આરમારને મળવા 'ક્રોનસ્ટેડ' આવ્યું અને રૂશીયન આરમારે તેને ટૂલોનમાં વળતી મુલાકાત આપી. તે વખતે રૂશીયા અને ફ્રાન્સની પ્રજામાં દેશભક્તિનાં જે મોજાં ઉછળી રહ્યાં હતાં, તેનો એ નિબંધમાં ઉલ્લેખ કરી ટૉલ્સ્ટૉયે તેમને ઉધડા લીધા હતા. એજ અરસામાં તેમણે ખ્રિસ્તધર્મ વિષે પણ બે સુંદર નિબંધ લખ્યા હતા. એ પછી બીજા ત્રણચાર નિબંધ લખીને એ ધર્મમાળા તેમને પૂરી કરી હતી. આ નિબંધો બહુ લાંબા નથી; તથાપિ અનેક વર્ષના વિચારનું તારતમ્ય એમાં ઉતરેલું જણાય છે. એમાંનો પહેલો નિબંધ લખાતો હતો તે વખતે તેમણે ફીનરમેનને જણાવ્યું હતું કે:—

"હું જાણું છું કે આવા વિચાર માટે લોકો મને અપવાદ આપશે; પણ પુનઃ પુનઃ કહ્યા સિવાય નથી ચાલતું કે તલસ્પર્શી બુદ્ધિની સહાયવિના સત્યનું દર્શન થવું મુશ્કેલ છે. એ સિવાય અન્ય માર્ગજ એને માટે નથી. આપણા મનનું પોષણ કરવું હોય તો તે બુદ્ધિદ્વારાજ સંભવિત છે. શરીરનું પોષણ જેમ મુખ દ્વારાજ થાય છે, તેમ મનનું પોષણ બુદ્ધિના દ્વારથીજ થાય છે. હમણાંજ એક ઉમરાવજાદીનો પત્ર આવ્યો હતો. તે ધર્મનો અભ્યાસ કરવાને આતુર બનેલી જણાય છે; પણ તેની બુદ્ધિમાં ઘોટાળો થયો છે. ધર્મના અભ્યાસ માટે બુદ્ધિપર આધાર રાખવો એ શું જોખમકારક નથી? એવો તેણે પ્રશ્ન કર્યો છે. તેના એ પ્રશ્નનો સમાધાનકારક ઉત્તર શી રીતે આપવો તેનો વિચાર થઈ પડયો. હું એ બાબતમાં મારા વિચારની સંગતિ સ્થિર કરવા લાગ્યો. છેવટે સંગતિ સ્થિર થતાં આ નિબંધનો મેં આરંભ કર્યો છે."

એ નિબંધનો આ રીતે જન્મ થઇ તે નવેમ્બરમાં પૂરો થયો. કેટલાક લોકો તેમનાપર એવો આરોપ મૂકતા હતા કે, ટૉલ્સ્ટૉય પોતાને પરમેશ્વરના દૂત માને છે, અને કહે છે કે પોતાને પ્રભુ તરફથી સર્વજ્ઞાન પ્રાપ્ત થયું છે. આ આક્ષેપનો ઉત્તર આપતાં એ નિબંધમાં તેમણે જણાવ્યું છે કે:—

"પ્રભુની ઇચ્છા જાણવાનું એકજ સાધન છે અને તેનું નામ બુદ્ધિ છે.એ બુદ્ધિનો ઉપયોગ કરવો અને તે બતાવે તે માર્ગે ચાલ્યા જવું એ પ્રત્યેકનું કર્ત્તવ્ય છે. એ રીતે આચાર અને વિચારનું વધારે ઐક્ય થાય તેમ તેમ આપણે

સત્યની વિશેષ સન્નિધ જઈએ છીએ. માટે પોતાને જે કંઇ સમજાયું હોય તે પ્રત્યક્ષ આચારથી વ્યક્ત કરી બતાવવું એ પ્રત્યેકનું પવિત્ર કર્ત્તવ્ય છે.”

આ ઉપરથી જણાય છે કે, ટૉલસ્ટૉય પોતાને અંતરજ્ઞાની કહેવડાવે છે એ આક્ષેપને સ્થાન રહેતું નથી. તેમને જે કંઇ જ્ઞાન પ્રાપ્ત થયું હતું અને તેમણે જે સ્પષ્ટપૂર્વક જગત સમક્ષ રજુ કર્યું હતું, તે તેમની દીર્ઘવિચારપરંપરાનુંજ ફળ છે.

આ નિબંધ પ્રસિદ્ધ થયા પછી તેમના શિષ્યોમાંજ ઉહાપોહ થવા લાગ્યો. જેમની માન્યતા હતી કે ટૉલસ્ટૉય ઈશ્વરી વિભૂતિ છે તેઓ એ લેખપર ચીડાયા. જુના પંથનો હઠવાદ અદ્યાપિ તેમના ચિત્તમાંથી નષ્ટ થએલો નહિ હોવાથી ટૉલસ્ટૉયે બુદ્ધિને આપેલું પ્રધાનપદ તેમને રૂચ્યું નહિ. જો તેમણે પ્રભુ તરફથી પ્રાપ્ત થએલા સંદેશા તરીકે કંઇ કહ્યું હોત તો તે તેમને ગમ્યું હોત. આથી તેમના વેષધારી શિષ્યોમાં ફાટફૂટ પડી. કેટલાક જુના પંથમાં પાછા ચાલ્યા ગયા અને કેટલાક ત્યાગી બની યાત્રા કરવા લાગ્યા. આ બધી વાતો ટૉલસ્ટૉયને કાને ગઈ ત્યારે તેમણે કહ્યું કે: “ મારૂં શિષ્યત્વ કોઇ સ્વીકારે કે ન સ્વીકારે; તો પણ હું તો વારંવાર એજ કહીશ કે, બુદ્ધિએ દર્શાવેલા માર્ગથી બીજે રસ્તે ન ચાલો.”

આ પછી માળાનો બીજો “ધર્મ અને નીતિ” નામનો નિબંધ ઇ. સ. ૧૮૯૪ ના અંતે પ્રસિદ્ધ થયો. આ નિબંધ રૂશીયાના નીતિપ્રચારક મંડળના એક સભ્યને તેના પત્રના ઉત્તરમાં લખાયો હતો. તેમાં તેમણે, ધર્મ અને નીતિનો પરસ્પર શો સંબંધ છે તથા ધર્મની સહાય વગર નીતિ જીવી શકે કે કેમ, એ પ્રશ્નનો ઉહાપોહ કરતાં ધર્મના ત્રણ પ્રકાર દર્શાવ્યા છે.

૧. **શુદ્ધ એકલપેટાપણું**, એટલે નાનાં બાળકોનો અથવા પામરોનો ધર્મ. પોતાને જોઈતું હોય તે શુભ કે અશુભ હરકોઇ પ્રકારે મળવુંજ જોઇએ, પછી ભલેને જગતનું ગમે તે થાવ.

૨. **દેશાભિમાન,** પોતાના કુટુંબ, પોતાની ન્યાત અથવા પોતાના રાષ્ટ્રના કલ્યાણ અર્થેજ ઉદ્યોગ કરવો એ ધર્મનો બીજો પ્રકાર છે.

૩. આ દશ્ય વિશ્વથી પર એવું જે વિશ્વવ્યાપી તત્ત્વ છે, તેનીજ સેવા કરવાની છે એમ સમજવું એ ધર્મનો ત્રીજો પ્રકાર છે.

પ્રત્યેક માણુસને એમાંનો કોઈને કોઇ પ્રકારનો ધર્મ હોય છેજ અને તે પોતાના ધર્મની દૃષ્ટિએજ જગતની કોઇ પણ વસ્તુનું સારા નરસાપણું ઠરાવે છે. તેની પ્રત્યેક ક્રિયા તેનો ધર્મ દર્શાવી આપે છે; અને તેનો આખો જીવનક્રમ એ ધર્મનેજ અનુસરીને ચાલે છે. કોઇ કોઇવાર તેની કૃતિમાં આ ત્રણે ધર્મનું ઓછુંવત્તું મિશ્રણ થએલું જણાય છે, પણ તે સ્વરૂપ વધારે નથી ટકતું; તેમજ એ ઉપરથી તેનો ખરો હેતુ પણ સ્પષ્ટ થતો નથી. જે ધર્મ તે

સામાન્યતઃ હમ્મેશાં પાળતો હોય છે અને ઝીણીઝીણી વાતોમાં પણ જે દેખાઇ રહે છે, તેજ તેનો ખરો ધર્મ હોઈ તે પરથીજ તેની ખરી કક્ષાનું માપ થઇ શકે છે.”

ધર્મ શબ્દની વ્યાખ્યા કરતાં તેમણે છેવટે એમ ઠરાવ્યું છે કે, વ્યક્તિનું સમષ્ટિથી ભિન્ન જે અસ્તિત્વ છે; તે અસ્તિત્વનો સંબંધ જેથી કરીને સમષ્ટિરૂપ અસ્તિત્વ સાથે જોડાઈ જાય તેવા વિચાર, આચાર અને ઉચ્ચારનું નામ ધર્મ; અને એવા જોડાણથી ઉત્પન્ન થતું જે તત્ત્વ મનુષ્યના જીવનક્રમનું માર્ગદર્શક બને છે તેનું નામ નીતિ.

આ નિબંધમાં તેમણે હક્સલેના લેખોપર ઉત્તમ ટીકા કરી છે. એ સિવાયના લેખોમાં ‘ મૅઝીનીના પત્રો અને કર્મ ’ એ વિષે લખેલો નિબંધ વિશેષ જાણવા જેવો છે.

ઇ. સ. ૧૮૯૫ ના આરંભમાં બાદશાહ બીજો નિકોલસ તકતનશીન થયો હતો, તેના અભિનંદનાર્થે પિટર્સબર્ગમાં ગામેગામના પ્રતિનિધિ એકત્ર થયા હતા. તેમણે આપેલા માનપત્રોમાંના કેટલાંકમાં પ્રજાજનને રાજ્યકારભાર થોડાઘણા અંશે પણ સોંપવો જોઇએ એવા અર્થની માગણી થએલી હતી. તેના ઉત્તર તરીકે બાદશાહે જે ભાષણ કર્યું હતું તેમાં તે કહે છે કેઃ—

“હા, હું જાણું છું કે, રાજકારભારમાં લોકોનો થોડો ઘણો હાથ હોવો જોઇએ એમ કહેવા જેટલી કેટલાકની કલ્પનાશક્તિ ભડકી ઉઠે છે; પરંતુ મારી સર્વ પ્રજાને હું એક સામટું કહી નાખું છું કે, મારૂં સર્વ બળ હું રાષ્ટ્રના કલ્યાણમાટેજ ખરચીશ; પણ વડીલોના વખતથી જે એકમુખી સત્તા ચાલતી આવી છે તેનું તો હું દૃઢતાપૂર્વક સંરક્ષણ કરીશજ.”

આ પ્રમાણે લોકલાગણીને બાદશાહે ધૂત્કારી કાઢી; પણ પછી દશજ વર્ષમાં રૂસ જાપાન વચ્ચે લડાઇ જાગી અને તેને જણાયું કે પોતાની ધારણા હવે વૃથા છે. એ યુદ્ધમાં રૂશીયા પાછું પડયું. દેશમાં બળવો ઉઠયો અને બાદશાહ સમજી શકયો કે, લોકમતને ઠોકરે ચઢાવી આટલા મોટા સામ્રાજ્યનો યથેચ્છ કારભાર ચલાવવાનું હવે શકય નથી.

બાદશાહના ઉપરોકત જવાબથી અસંતોષનું મોજું આખા રૂશીયાપર ફરી વળ્યું. એ સમયે રૂશીયાના ઘણાખરા નેતાઓ મોસ્કોમાં એકત્ર થયા હતા. તેમણે એ ભાષણનો વિચાર કરી ભવિષ્યનો કાર્યક્રમ રચવા એક સભા ભરવાનું નક્કી કર્યું. એ સભામાં ટૉલસ્ટૉયને પણ બોલાવવામાં આવ્યા હતા. તેમાં અનેક વિષયો પર ચર્ચા થઇ પણ એકકે બાબતમાં એકતા ન સધાઈ. માત્ર સર્વ તરફથી અસંતોષ પૂર્ણરીતે વ્યકત થતો હતો. આ સભાની સર્વ હકીકત અન્ય દેશનાં પત્રોમાં પ્રસિદ્ધ કરવાનું ઠરાવી ટૉલસ્ટૉયને તે કામ કરવાનું કહેવામાં આવ્યું; ત્યારે ટૉલ-

સ્ટૉયે જણાવ્યું કે, "હું એ લેખ લખીશ તેથી કંઇજ લાભ થવાનો નથી. હું ચાલુ ધર્મપંથનો વિરોધ કરનાર તરીકે પ્રસિદ્ધ છું તેથી એવીજ સમજ થશે કે, મારો મત તે રૂશીયાનો મત નથી."

રૂશીયા આમ વમળમાં હતો તેજ વખતે ટૉલસ્ટૉયનો 'ઍવોન' નામનો સાત વર્ષનો પુત્ર મૃત્યુ પામ્યો. બાળક આટલી ઉમ્મરે પહોંચ્યા પછી મૃત્યુના મુખમાં ગએલું જોવાનો ટૉલસ્ટૉયના કુટુંબ માટે આ પહેલોજ પ્રસંગ હતો. તેમાં વિશેષતા એ હતી કે ઍવોનમાં પિતાના સદ્‌ગુણો ઉતર્યાથી તે સર્વનો લાડકો બન્યો હતો. કાઉન્ટેસને એ પ્રસંગથી એટલું દુઃખ થયું કે કેટલાક દિવસ સુધી તે પથારીમાંથી ઉઠી શકી નહિ; અને કેટલોક વખત તે એમ પણ કહેતી કે, પ્રભુ મને મોત આપે તો સારૂં. યાસનાયા પાછા જતાં તેને જીવ જવા જેવું લાગ્યું; આથી હવાફેર માટે અન્ય કોઇ સ્થળે જવાનો ટૉલસ્ટૉયે વિચાર કર્યો હતો. પણ પિટર્સબર્ગથી એક પત્ર આવ્યો તેમાં જણાવ્યું હતું કે, 'તમે દેશ બહાર જશો તો કંઈ હરકત નહિ બતાવવામાં આવે, પણ પાછા દાખલ થવામાં અડચણ આવે એવો પુષ્કળ સંભવ છે.' આથી ટૉલસ્ટૉયે પરદેશ જવાનો વિચાર છોડી દીધો. ટૉલસ્ટૉયની પોતાની પ્રકૃતિ પણ સારી ન હતી, તેથી કેટલાક દિવસ મોસ્કોમાંજ ગાળવાનો વિચાર રાખ્યો. વખતના વહેવા સાથે કાઉંટેસનું દુઃખ પણ ધીમે ધીમે ઓછું થતું ગયું.

છેવટે જુનમાં સર્વ કુટુંબસહ તે યાસનાયા આવ્યા. અદ્યાપિ પણ સ્નેહીઓ તરફથી દિલાસા પત્રો આવે જતા હતા. એકવાર કેટલાક મિત્રો દિલાસો દેવા આવેલા ત્યારે ઍવોનના મૃત્યુ વિષે વાત નીકળતાં ટૉલસ્ટૉયે કહ્યુઃ—"વહાલાંનું મૃત્યુ થતાં દુઃખ થાય એ સ્વાભાવિક હોઇ ગમે તેટલો યત્ન કરવા છતાં આપણે તેને દબાવી શકતા નથી; પરંતુ તે દુઃખ નીચે આપણે કચડાઇ ન જઇએ તેટલો યત્ન તો કરવોજ જોઇએ. **મરણ વસ્તુતઃ દુઃખપ્રદ નથી; પણ હેતુશૂન્ય જીવનજ મહાકષ્ટકારક છે.** માટે મૃત વિષે શોક કર્યા ન કરતાં પોતાનો જીવનક્રમ વ્યવસ્થિતપણે ચાલે તેવો પ્રયત્નજ અધિક ઇષ્ટ છે. જો જગત એવી રીતે ચાલે તો અર્ધા કરતાં પણ વધારે દુઃખ નષ્ટ થઇ જાય. મૃત માટે આપણે અધિક શોક કર્યા કરીએ તો બીજાઓ પણ આપણા તે દુઃખથી વધારે દુઃખી થાય છે; અને એવી રીતે આપણા માટે અન્યને દુઃખ આપવું તે પણ અયોગ્ય છે. પ્રભુએ આપણને વિવેકબુદ્ધિ અને વિચારશક્તિ આપેલી છે, તો તેનો ઉપયોગ કરી જીવનને સદ્‌કાર્યે વહેવડાવવું એજ આપણું કર્તવ્ય છે."

ટૉલસ્ટૉયે પરદેશ જવાનો વિચાર કર્યો હતો એમ પાછળ જણાવી ગયા છીએ. તેમના એ વિચારપરથી ચોતરફ એવી ચર્ચા ફેલાઇ હતી કે, તે જેલથી બચી

જવાને ખાતર તેઓ પરદેશ જાય છે. આથી એ વાત ખરી છે કે કેમ એમ ફીન-રમેને પૂછ્યું હતું તેના જવાબમાં ટૉલ્સ્ટૉય જણાવે છે:—

" મેં પરદેશ જવાની તૈયારી કરેલી એ વાત ખરી; પણ તે સરકારના ભયથી નહિ. મારી પાકી સમજ છે કે, હું બહુ પાતકી છું. મારો છળ થાય તો હું તેને ઇચ્છું છુંજ; પણ મને લાગે છે કે એવો છળ પ્રાપ્ત થવા જેટલી યોગ્યતા મારામાં આવી નથી. મને જે કંઇ યોગ્ય જણાય છે તેને કૃતિમાં ઉતારવા ખાતર ગમે તેવા બેહાલ સહન કરવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું નથી. **સત્યને ખાતર કષ્ટ સહન કરવાનું, મહદ્‌ભાગ્ય હોય છે તોજ પ્રાપ્ત થાય છે."**

"જે કોઇ બેહાલીયત ભોગવશે તેને મુક્તિ મળશે, એ ખ્રિસ્ત વચન ધ્યાનમાં રાખો. આ વચન ધ્યાનમાં રહેતાં સત્યને ખાતર સહન કરવા પડતા કષ્ટથી બચી જવાનો કોઇએ પ્રયત્ન નહિ કરે. મારો નાનો પુત્ર કાળના જડબામાં ગયો ત્યારે મારી પત્નીને અત્યંત દુઃખ થયું હતું. તેની પ્રકૃતિ છેક લથડી ગઈ હતી તેથી તેના આરામ માટેજ થોડા દિવસ પરદેશ રહી આવવાનો વિચાર કર્યો હતો."

"આ ભયંકર આફતથી મને જે ધડો મળ્યો છે તે એ કે, પતિ અને પત્ની શરીરે ભિન્ન હોય છે પરંતુ વસ્તુતઃ તે એક રૂપજ છે. મને વારંવાર એમ પણ થાય છે કે, મારામાં જ્ઞાનરવિનું જે એક નાનું સરખું કિરણ છે એમ હું અનુભવી શકું છું: અને જેને લીધે આ લૌકિક દુઃખને થોડા વખત માટે પણ દૂર રાખી તેથી પર એવી સ્થિતિમાં જવાનું સામર્થ્ય મને પ્રાપ્ત થયું છે; તેનો અલ્પ અંશ પણ મારી પત્નીને આપવાની શક્તિ મારામાં હોત તો કેવું સારૂં થાત. પોતે પ્રભુનો અંશ છે, એજ પ્રતિતી માણસને દુઃખથી પર લઇ જવાને સમર્થ છે. એ સિવાય અન્ય કોઇપણ સાધન માણસને દુઃખથી છોડવે તેમ નથી. હું એ પ્રતિતી મારી પત્નીને નથી કરાવી શકયો પણ પ્રભુ એ કાર્ય કરશે એવી આશા છે. હા, કદાચિત્ એમ બનવાને ઘણા દિવસ લાગે એ બનવા જોગ છે. કેમકે સ્ત્રીઓને એ પ્રતિતી કરાવવાનું અતિ વિકટ હોય છે."

આ વર્ષના આરંભમાં તેમણે એક નાની વાત લખી હતી. તેમાં તેમણે સ્વાર્થનો સંપૂર્ણ :લોપ થતાં, મૃત્યુ પર પણ વિજય મેળવી કેવળ આનંદની પ્રાપ્તિ કેમ થઇ શકે છે તે બતાવ્યું છે. હમ્મેશની પદ્ધતિ પ્રમાણે એ વાત પણ તદ્દન સાદી અને સહેલી ભાષામાં લખાએલી છે; તથાપિ તેમાંએ તેમની બુદ્ધિની કુશળતા તથા પ્રતિભા પૂર્ણપણે વ્યક્ત થયેલી છે. એક વીશીવાળો અને તેનો નોકર એ બે આ વાતનાં મુખ્ય પાત્ર છે. તે બન્ને બહાર ગામ જતા હતા તે દરમીયાન ઝંઝાપાત થઈ બરફનો વરસાદ વરસ્યો. તેઓ રસ્તો ભૂલ્યા અને જંગલમાં ઘેરાયા. માલીકના શરીર પર પુરતાં વસ્ત્રો હતાં પણ સેવકની સ્થિતિ તેવી ન

હતી. આથી માલીક નોકરને હૃદય સરસો દાબીને બેઠો. છેવટે બરફ એટલો વરસ્યો કે તેમાં તે બન્ને દટાઇ ગયા. બીજે દિવસે સવારે કેટલાક ખેડુતોએ બરફ ખસેડી નાખી તેમને બહાર કાઢ્યા. તે વખતે માલીક ઠંડીથી મૃતપ્રાય બની ગએલો જણાયો અને મરતાં મરતાં બોલ્યો કે, માનવહૃદયમાં સહાનુકંપા નામનું જે અમૂલ્ય મોતી છે તે હવે મને બરાબર મળ્યું છે.

આ સિવાય બીજી પણ એક બે વાતો તેમણે આ વર્ષમાં લખી છે. એકાદ ક્ષુલ્લક અપરાધને માટે પણ ખેડુતોને ફટકાની રાક્ષસી શિક્ષા કરવામાં આવતી તેને અનુલક્ષીને તેમણે એક સચોટ કહાણી લખી છે. તે ઉપરાંત 'ડુખોબાર' લોકો માટે એક લેખમાળાનો તેમણે આરંભ કર્યો હતો. એ માળાના પહેલા લેખનું નામ ' રૂશીયામાં ખ્રિસ્તાનુયાયીઓનો છળ ' એવું હતું અને તે લંડનના ટાઇમ્સ પત્રમાં પ્રસિદ્ધ થયો હતો.

મનુષ્ય માત્ર પરસ્પર બાંધવ છે અને ઈશ્વર આગળ સર્વની સરખી કિંમત છે, એ મૂળતત્ત્વપર ' ડુખોબાર ' પંથ રચાએલો છે. એ પંથની રચનામાં મુખ્ય નિયમ એવો છે કે, દંડનો ઉપયોગ કર્યા વિના, કોઇપણ કાયદાના અસ્તિત્વ વગર અથવા રાજશાસન વગર માણસોએ પરસ્પર સલાહસંપથી વર્તવું. તેમાં કેટલાક વૃદ્ધ સભ્યોને પસંદ કરવામાં આવતા અને કોઇપણ હરકત વખતે એ વૃદ્ધોની સલાહનો આદર કરવામાં આવતો. આવા તત્ત્વ પર રચાએલા સમાજનો વિકાસ સત્વરે થવાની આશા રાખી શકાય; પરંતુ એ પંથની વિશેષ વૃદ્ધિ ન થઇ.

એ પંથનો ખરો પ્રવર્તક પીટર વૅરિજીન નામનો એક રૂશીયન હતો. જેઓ તેના પ્રથમ શિષ્ય બન્યા હતા, તેઓ તેને દેવનો અવતાર સમજતા. એ શિષ્યોએ કહેવા માંડયું કે, તેમનો પંથ સીઝરદ્વારા આવેલા ગુપ્ત જ્ઞાનપર રચાયો છે. આથી આરંભથીજ બાહ્ય સમાજ અને આ પંથ વચ્ચે દિવાલ બંધાવા લાગી. પોતાનું જ્ઞાન બહારના કોઇને પણ નહિ કહેવાનો તેમનો ફાંકો હતો. એટલે સ્વાભાવિક રીતેજ એ દિવાલ ઉંચી થતી ગઇ અને કોઈ એ પંથનો અભ્યાસ કરવા ઇચ્છતો તે ઉલટો વિશેષ ગોટાળામાં પડતો.

એ પંથ પ્રથમ ઇ. સ. ૧૮૪૪ માં કૉકેશસ પ્રાંતમાં નિર્માણ થયો હતો. તે વખતના પ્રમુખનું નામ પીટર કૉલમિર્કૉફ હતું. એના પછી તેનાં સૂત્ર પીટર વૅરિજીનના હાથમાં આવ્યાં હતાં. એ પીટરને નેતૃત્વ આપવા માટે એ પંથમાં બે પક્ષ પડયા હતા અને પરસ્પર મારામારીનો આરંભ થઇ ચૂકયો હતો. પંથના મઠનું ઉત્પન્ન ભારે હતું એટલે વારસા વિષે કલહ થયો અને તેના નિર્ણયનું કાર્ય સરકારના હાથમાં પહોંચ્યું.

એ તંટાનો નિર્ણય સરકારે વૅરિજીનની વિરૂદ્ધમાં આપ્યો, એટલુંજ નહિ

પણ તેને રૂશીયાની બહાર લાંપલાંડ પ્રાંતમાં મોકલી દેવામાં આવ્યો. રૂશીયાની પોલીસ કોઇપણ રૂશીયન તેની મુલાકાત ન લઇ શકે તે માટે સાવચેત રહેતી હતી; તથાપિ રૂશીયન ખેડુતો છાનાછપના તેની પાસે ગયા સિવાય રહેતા નહતા.

શ્રીમંતાઇનો ત્યાગ, પવિત્રતા અને અપ્રતિકાર એ તે પંથનાં મુખ્ય તત્ત્વો છે. તેજ પ્રમાણે યુદ્ધ અને રાજશાસન પ્રત્યે પણ તેનો અભાવ છે. વસ્તુતઃ રૂશીયામાં એ વિચારો નવા નથી. કેટલીક સદીઓથી ખેડુતો તેનો સ્વીકાર કરતા આવ્યા છે અને તેમનાજ વંશજોમાંથી એ 'ડુખોબાર' પંથની ઉત્પત્તિ થએલી છે. એવાજ વિચાર ધરાવનાર ખેડુતોની આરંભમાં વિશેષ સંખ્યા નહિ હોવાથી અને હતા તે પણ છિન્નભિન્નપણે રહેતા હોવાથી, એ વિચારનો તત્કાલમાં પંથ બનેલો ન હતો; પણ કાળાંતરે એ વિચારનો સ્વતંત્ર પંથ નિર્માણ થયો હતો. પછી ધીમે ધીમે એ પંથના સિદ્ધાંતો કેવળ ઉચ્ચારમાંજ રહ્યા; આચારમાં તેમનું સ્થાન ન રહ્યું. ઘણા ડુખોબારો એ તત્ત્વો મુખથી પઢી જતા, પણ સાથે સાથે ખાનગી મિલ્કત પ્રાપ્ત કરી સિપાઇગીરી પણ કરતા. વખતના વહેવા સાથે કેટલાક ખેડુતોએ ટૉલ્સ્ટૉયનાં પુસ્તકો ગુપ્ત રીતે વૅરિજીનને પહોંચાડયાં, ત્યારે તેના લક્ષમાં આવ્યું કે ડુખોબારના વિચારો સાથે ટૉલ્સ્ટૉયના વિચારો પુષ્કળ અંશે મળતા છે. ફરજીયાત લશ્કરી નોકરી અને રાજશાસન વિષેના ટૉલ્સ્ટૉયના વિચારો તેને વિશેષ ઉપયોગી લાગ્યા. જે સરકારે તેને હદપાર કર્યો હતો તે સરકાર પર ટૉલ્સ્ટૉયના હથીયારથી હલ્લો કરવાનો તેણે આરંભ કર્યો. તે જે ખેડુતો મળવા આવતા તેને એજ બાબતનો ઉપદેશ કરવા લાગ્યો. સાથે સાથે અપ્રતિકાર, મદ્યપાનનિષેધ વગેરે વિચારોનો ઉપદેશ પણ તે કરતો. બધાજ તેના ઉપદેશાનુસાર વર્તતા નહિ; તથાપિ તેના શબ્દો વ્યર્થ પણ ગયા નહિ. ખેડુતોમાં થોડી ઘણી હીલચાલને તો તેણે જન્મ આપ્યોજ.

સરકારને લાગ્યું કે આ સર્વ હીલચાલનો જનક વૅરિજીનજ છે અને તેથી તેને લાપલાંડમાંથી ઉંચકીને સૈબીરિયાના એક તદ્દન જંગલી ભાગમાં ગોઠવી દીધો.

સૈબીરિયામાં લઇ જવા સારૂ તેને પ્રથમ મોસ્કોમાં લાવવામાં આવ્યો હતો. અહીં તેને ચારપાંચ ખેડુતો મળવા આવ્યા હતા અને દૈવયોગે તે ખેડુતો અને ટૉલસ્ટૉયનો મેળાપ થયો હતો. પોતે જે તત્ત્વોનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યો છે તે તત્ત્વોનું પ્રત્યક્ષ આચરણ કરનાર થોડા માણસો પણ છે, એમ જાણીને ટૉલસ્ટૉયને આનંદ થયો. તેમને લાગ્યું કે, જમિનદાર વર્ગ તરફથી પોતાને વિશેષ પ્રોત્સાહન નહિ મળે તોપણ ખેડુત વર્ગમાં તેનો પ્રચાર સંભવિત છે. પૂર્વે તેમના સિદ્ધાંત પ્રમાણે જીવન ગાળવા કેટલીક વસાયતો સ્થપાઇ હતી; પણ વિચાર અને આચારનો મેળ નહિ આવવાથી અંતે તે નિષ્ફળ ગઇ હતી; અને આ પંથ

વગર હરકતે પોતાનાં તત્ત્વોને આચારમાં મૂકાવતો જોઇ ટૉલસ્ટૉયને આનંદ થાય એ સ્વાભાવિક છે. માત્ર એ લોકો જે એક ભૂલ કરતા હતા તે તેમના લક્ષમાં ન આવી. ટૉલસ્ટૉયના ધર્મવિચારમાં હઠવાદને સ્થાન નહતું; તેજ પ્રમાણે પોતે કહે છે માટે પોતાના વિચાર પ્રમાણે અન્યે ચાલવુંજ જોઇએ, એવી પણ ઇચ્છા તેમને નહતી. તેમનું કહેવું એજ હતું કે જેની બુદ્ધિ આ તત્ત્વો કબૂલ કરે, તેણે તો સત્યની ખાતર તેનું આચરણ અવશ્ય કરવું જોઇએ. ડુખોબાર પંથની વાત એથી જુદી હતી. તેમનામાં આદ્યગુરૂને સ્થાન હતું. તેને તે ઇશ્વરનો અવતાર માનતા અને તેણે કરેલા ઉપદેશને ઇશ્વરની આજ્ઞા સમજીને તે વર્તતા હતા. એમાં તેમની પોતાની વિવેકબુદ્ધિને સ્થાન નહતું.

વૅરિજીને રૂશીયન સરકાર વિરૂદ્ધ જે ખળભળાટ મચાવવાનો પ્રયત્ન કર્યો હતો તે રૂશીયન સરકારને ઘણોજ ખુંચતો હતો. સરકારનો સર્વ આધાર લશ્કર પર હતો. લશ્કર એજ રૂશીયન સરકારનો આત્મા હતો. આવી સ્થિતિમાં લશ્કરી નોકરીની મના કરનારો પંથ ઉભો થઇ વૃદ્ધિંગત થાય એ સરકારને કેમજ ગમે?

ઇ. સ. ૧૮૯૫ ના જુનની ૨૯ મી તારીખે સાધુ પીટરની પુણ્યતિથી ઉજવવામાં આવી. એ દિવસે વૅરિજીનની આજ્ઞાથી ડુખોબાર પંથની પણ એક પ્રચંડ સભા ભરવામાં આવી હતી અને સભાના અંતે શસ્ત્રાસ્ત્રોનો નાશ કરવાનું કામ ચાલ્યું હતું. આ કામ ચાલી રહ્યું હતું તેટલામાંજ કોઝાક સ્વારોની એક ટુકડીએ હલ્લો કરી જે હાથમાં આવ્યો તેને ચાબુકોનો માર મારી સભા વીખેરી નાખી. એ પછી એ પંથનો અંત લાવવા રૂશીયન સરકારે અનેક અમાનુષ કૃત્યો કર્યાં હતાં. કેટલાકોને અન્ન પાણી પણ ન મળે તેવા સ્થળે દફનાવી દીધા હતા.

આ છળની હકીકત જાણવામાં આવતાં કહેવાની જરૂર નથી કે, ટૉલસ્ટૉયને અત્યંત દુઃખ થયું. આ સુધરેલા કહેવાતા જમાનામાં આવાં કૃત્યો છડેચોક થતાં જોઇને આશ્ચર્ય પણ થયું. તેમણે ચરકોફ અને બીરૂકોફને સાથે લઇ એકંદર માહિતી મેળવવા કૉકશસ પ્રાંતમાં જવાનો વિચાર કર્યો; પણ પછીથી તેમણે પોતે જવાનું બંધ રાખી એ કામ બિરૂકૉફને સોંપ્યું. માહિતી આવ્યા પછી મોસ્કોમાં તેમણે તે હકીકત પ્રસિદ્ધ કરી; તથાપિ એ પંથમાં બે ફાંકાં હતાં તેની જોઇએ તેવી માહિતી નહિ મળવાથી એ પંથના ધર્મવિચારોની ખરી સ્થિતિ લોકો સમક્ષ તે બરાબર રીતે બતાવી શકયા નહિ.

વૅરિજીને કેટલીક બાબતમાં ટૉલસ્ટૉયથી પણ આગળ ધપવાનો યત્ન કર્યો હતો. પ્રત્યેકે પોતાનો નિર્વાહ પોતેજ કરવો જોઇએ, એટલુંજ કહીને તે નહિ અટકતાં તે કહેતો કે કોઇપણ ધાતુનો ઉપયોગ કરવો એ પાપ છે. એજ પ્રમાણે કોઇ પણ લેખ લખવા એ પણ આગળ જતાં તેની દૃષ્ટિએ પાપ ઠરવા લાગ્યું.

તેનો એવો પણ મત હતો કે ગ્રંથ માત્ર ખરાબ વસ્તુ છે. તેણે પોતાના આ વિચારો ટૉલસ્ટૉયને એક પત્ર લખીને જણાવ્યા હતા. એ પત્રના જવાબ તરીકે ટૉલસ્ટૉયે નીચે પ્રમાણે લખ્યું હતું.

"ખુલ્લા દીલે કહું તો પુસ્તક વિષેના તમારા વિચાર કેવળ હઠીલા જણાય છે. જુના પંથે પોતાના વિચિત્ર વિચાર કેવળ હઠવાદથી લોકોપર લાદવાનો યત્ન કરેલો છે; અને તેજ માર્ગ તમે સ્વીકારેલો જણાય છે. તમારી બુદ્ધિ વિષે પૂર્વે મેં જે અનુમાન કર્યાં હતાં તેને તમારૂં વર્તન અનુકૂળ હોય એમ જણાતું નથી. મને લાગતું હતું કે કેવળ બુદ્ધિથી યોગ્ય લાગવાથીજ તમે સર્વ કંઇ કહો છો અને એ કહેવામાં કોઇની શરમ કે ભય રાખતા નથી; પણ હવે મને તમારા વિચારો શુદ્ધ બુદ્ધિવાદને અનુસરીને ઉદ્દભવેલા હોવામાં શંકા થવા લાગી છે."

"તમે કહો છો કે લોકોને ખાણના કામે વળગાડવા એ મહાન પાતક છે; પણ કોઇને કેવળ ખેતી કરવાની હોય તો પણ હળ, કરબ, કોદાળી, પાવડો વગેરે હથિયારોની જરૂર પડવાની કે નહિ? શું તે મેળવવા માટે લોઢાની ખાણમાં કામ કરવાની જરૂર નથી? હા, એવા પ્રકારના ઉદ્યોગ બળાત્કારે કરાવવાની વાત મને માન્ય નથી. તેજ પ્રમાણે કેવળ નામનો રોજ આપી તેને ગુલામની માફક રીબાવવો એ પણ મને યોગ્ય નથી જણાતું; પણ જો કોઇ ખુશીથી એ કામ કરે તો તેમાં ખોટું શું છે?"

ઘણાઓ ટૉલસ્ટૉયપર એવો આક્ષેપ કરે છે કે, અર્વાચીન ઉદ્યોગ ધંધા વિષે વાત કરતાં તે અતિશય ગરમ થઇ જાય છે; પણ કહેવું પડે છે કે, ઉદ્યોગ ધંધાની જે પરિસ્થિતિ તેમની સમક્ષ હતી તેને અનુસરીનેજ તેમની કલમ ગરમ થએલી છે. તે કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ ધંધોજ ન જોઇએ એમ કહેનારા વૅરિ‌જીન જેવા ગાંડા નહતા. તેમનો કટાક્ષ ઉદ્યોગ તરફ નહિ પણ પદ્ધતિ માટેજ હતો.

વૅરિજીન સૈબીરિયામાં રહ્યો રહ્યો શિષ્યોને પત્રો લખી પોતાના મતનો પ્રચાર કરતો હતો; પણ એ ઉદ્યોગનો વખત ગાળવા સિવાય અન્ય કંઇ વિશેષ ઉપયોગ થયો નહિ. જમિન ખેડવી અને ઘોડા કિંવા બળદને પાળીને તેમની પાસે મહેનત કરાવવી, એમાં પણ તેને પાતક જણાતું હતું. તે કહેતો હતો કે જમિન ખેડવા કરતાં જંગલનાં ફળ, મૂળ તથા પાંદડાં ખાઇને માણસે જીવવું જોઇએ. આપણે જ્યારે ખ્રિસ્તાનુયાયી કહેવડાવીએ છીએ ત્યારે ખ્રિસ્તની માફકજ આપણે કોઇપણ શારીરિક કાર્ય કરવું ન જોઇએ. અરે ઉષ્ણ પ્રદેશમાં જઇ વસીને વસ્ત્રોનો પણ ત્યાગ કરવો જોઇએ.

વૈરિજીનના શિષ્યોમાંથી તેના મતને અનુસરતો એક નાગા બાવાનો પંથ પણ નીકળ્યો. તેના ઘણા અનુયાયીઓ કેનેડામાં રહેવા ગયા અને ત્યાં એ મતે

પુષ્કળ ખળભળાટ મચાવ્યો. કેટલાક તો નાગા થઇને ઉદ્યોગ ધંધો ત્યજી દઇ જંગલમાં ભટકવા લાગ્યા. આમ છતાં એ પંથ કેટલાંક વર્ષ સુધી ચાલુ રહ્યો હતો. એ મુદતમાં વૅરિજીન સૈબીરિયામાંજ હતો. આ તરફ રૂશીયામાં તેના પંથના લોકોને હેરાનગતિ થયાજ કરતી હતી. એ લોકો લશ્કરી ભરતીમાં દાખલ થવાની સાફ ના પાડી દેતા હતા. ટૉલસ્ટૉય અને તેમના શિષ્યોનો એમને સારો ટેકો હતો. ટૉલસ્ટૉય માનતા હતા કે એ લોક ખ્રિસ્તના ખરા અનુયાયી છે અને તેની આજ્ઞા પાળવા માટેજ ગમે તેટલી હેરાનગતિ સહે છે.

ઇ. સ. ૧૮૯૬ ના ડીસેમ્બરમાં 'અમારી મદદે ધાવ' એવા અર્થના મથાળાનો એક લેખ બિરૂકૉફે પ્રસિદ્ધ કર્યાપરથી તેને અને તેના એક સ્નેહીને બાલ્ટિક પ્રાંતમાં હડસેલી મૂકવામાં આવ્યા. 'ચરકૉફ' ઉપર પણ એવોજ પ્રસંગ આવવાનો હતો; પરંતુ તેનું કુટુંબ શ્રીમંત અને લાગવગવાળું હોવાથી તેને દેશ-ત્યાગ કરવાની પરવાનગી મળી એટલે તે ઈંગ્લાંડમાં જઇ વસ્યો. ઇ. સ. ૧૯૦૮ સુધી તે ત્યાંજ રહ્યો હતો.

ચરકૉફ ટૉલસ્ટૉયનો જીવજાન દોસ્ત હોઇ તેમના મતનો પ્રચાર કરવા તેણે જેટલો શ્રમ ઉઠાવ્યો છે તેટલો અન્ય કોઇએ નહિ ઉઠાવ્યો હોય. ટૉલસ્ટૉયે પોતાનાં પુસ્તકો પ્રકટ કરવાનું કામ તેને સોંપ્યું હતું. આ સિવાય 'ડુખોબાર' પંથના જે લોકો રૂશીયાનો ત્યાગ કરી જતા હતા તેમને મદદ કરવાનું કામ પણ તેજ કરતો હતો.

ટૉલસ્ટૉય અને ચરકૉફના વિચારો પરસ્પર મળતા હતા. કેટલીક બાબતમાં મતભેદ હતો; પરંતુ તેમના સ્નેહમાં તેથી કંઇ વિક્ષેપ આવ્યો નહતો.

આ વખતે અમેરિકનોના મનમાં ટૉલસ્ટૉય વિષે જુદીજ વાત હતી. તેઓ પૂછતા હતા કે, ટૉલસ્ટૉય પોતાના મતાનુસાર કેટલે દરજ્જે વર્તે છે? લેખ લખવા સિવાય તેમણે પોતે આચરણની બાબતમાં શું કર્યું છે? **માણસની કિંમત તેના બોલવા કે ચાલવાપર નથી, પરંતુ તેના વર્તનપર છે.** એમ ટૉલસ્ટૉય પોતેજ કહે છે; ત્યારે એજ માપથી લોકો તેમની યોગ્યતા આંકે તેમાં તેમને દોષ ન આપી શકાય.

ખાનગી મિલકતપરનો માલકી હક્ક તો ટૉલસ્ટૉયે લગભગ છોડયા સરખોજ હતો. મિલકતની વ્યવસ્થાનું સર્વ કામકાજ છોડી દઇને કુટુંબીઓ જે રોટલી આપતાં તેજ ખાઇને તેઓ રહેતા હતા.

પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું સાર્વજનિક કામ તેમણે ચરકૉફને સોંપી દીધું હતું; એટલુંજ નહિ પણ અન્યને પણ તે પ્રકટ કરવાની છૂટ આપેલી હતી.

ચરકૉફે ટૉલસ્ટૉયનાં પુસ્તકોના ભાષાંતરની પરવાનગી માગનારાઓને

પરવાનગી આપવામાં પાત્ર અપાત્રનો વિચાર બીલકુલ કર્યો નહતો. રૂશીયન ભાષાનું તૂટયું ફૂટયું જ્ઞાન પણ નહિ ધરાવનારાઓ કેવળ ટૉલસ્ટૉયના ભક્તપણાના નામથી ચરકૉફ પાસેથી પરવાનગી મેળવી ગયા હતા. ચરકૉફની આ ભૂલથી વિલક્ષણ ઘોટાળા ઉત્પન્ન થયા. રૂશીયન ભાષાનું સારૂં જ્ઞાન ધરાવનારો કોઈ ગૃહસ્થ એ કામ હાથમાં લેવા ઇચ્છતો, તો પ્રથમ પરવાનગી જેણે લીધી હોય તે તેમાં વિઘ્ન નાખતો; અને એ તકરાર ખૂદ ટૉલ્સ્ટૉય પાસે જતી ત્યારે તે કહી દેતા કે પોતાના લેખોની માલકી ભોગવવાની તેમણે કોઇનેએ પરવાનગી આપેલી નથી.

ઇ. સ. ૧૮૯૬ માં ટૉલ્સ્ટૉયના 'અંધકારની શક્તિ' (પાવર ઑફ ડાર્કનેસ) નાટકનો મોસ્કોમાં પ્રથમ પ્રયોગ કરવામાં આવ્યો હતો. એ પ્રયોગથી વિદ્યાર્થીવર્ગમાં ખળભળાટ થઇ રહ્યો. પુષ્કળ વિદ્યાર્થીઓએ એકત્ર થઇ ટૉલસ્ટૉયને ત્યાં જઇને અભિનંદન આપ્યું. યુવાન વર્ગમાં આવા વિચારોનું બીજારોપણ થાય એવી ઉત્કટ ઇચ્છા ટૉલ્સ્ટૉય ધરાવતા હોવાથી તેમને વિદ્યાર્થીઓની મુલાકાતથી અત્યંત આનંદ થયો.

ટૉલસ્ટૉયના ઘણાખરા વિચારો હવે જો કે સ્થિર થએલા હતા; પણ પૂર્ણ નિશ્ચિતતા હજીએ પ્રાપ્ત થએલી નહતી. આ વાત ઘણી વખત કેટલાક ચમત્કારિક પ્રકારે લોકોના લક્ષમાં પણ આવતી. તેમને બાયસીકલ પર બેસવાની ધૂન લાગેલી હતી; તેથી તેમના એક ભકતે તેમને એક ઉત્તમ બાઇસીકલ આપવાનો વિચાર કર્યો અને ટૉલસ્ટૉયે તેનો સ્વીકાર કરવાની ઇચ્છા પણ બતાવી; પરંતુ સાઇકલ ઘેર આવવા પૂર્વેજ તેમના વિચાર બદલાયા. તેમણે એવી ભપકાબાજ વસ્તુ પોતાને શોભે નહિ એમ જણાવીને તે ભેટ નહિ મોકલવાનું કહાવી દીધું.

અનેક પ્રકારની પરોપકારી સંસ્થાઓ તરફથી અને કેટલીક વખત વ્યક્તિઓ તરફથી ટૉલસ્ટૉયની પાસે દ્રવ્યની પુષ્કળ માગણી આવતી હતી. બને ત્યાં સુધી પૈસાને સ્પર્શ નહિ કરવાની તે ઇચ્છા રાખતા હતા, પણ આવી માગણીઓ આવતી એટલે તેમનું મન ચલિત થઇ જતું; અને કહેતા કે જો તેમની પાસે કુબેરનો ભંડાર હોત તો તે સર્વની તૃપ્તિ અર્થે ખાલી કરી દેત.

એ પોતે ગ્રંથકાર હતા એટલે ઘણી વખત બીજો પણ એક પ્રકારનો ઉપદ્રવ તેમને થયા કરતો. પોતાને કવિ અને લેખક તરીકે જણાવી અનેક માણસો પોતાની ચોપડી લઇને તેમની પાસે આવતા અને તેના વિષે તેમનો અભિપ્રાય માગતા. જે લેખમાં કાંઈ રમ્યતા નથી હોતી અથવા તો સામાન્ય વિચારથી પર એવી કોઇ વિશેષતા નથી હોતી, તેવા લેખનું વાંચન સહૃદયી ગ્રંથકારને કેટલું કષ્ટ આપે છે તે અનુભવ વિના સમજાય તેમ નથી. એક વખત એવોજ એક કવિ ટૉલસ્ટૉયને ઘેર ગયો હતો. તે ઘરનો તદ્દન ગરીબ હોવાથી, તેને મહેનત

મજુરી કરીને જીવનયાત્રા ચલાવવી પડતી હતી. તેણે ટૉલસ્ટૉયના નોકરદ્વારા એક પત્ર સાથે પોતાની કવિતાઓનો થોકડો ટૉલસ્ટૉયને પહોંચાડ્યો. તેણે એ પત્રમાં પોતાની દારિદ્ર્યપૂર્ણ સ્થિતિનું પૂરેપૂરૂં વર્ણન કર્યું હતું. પત્ર વાંચી ટૉલસ્ટૉયે બહાર આવી તેને કહ્યું:–"હું મારી પાસે પૈસો રાખતો નથી એટલે તમને કંઇ પણ મદદ કરવાને અશક્ત છું." કવિએ કહ્યું: "સાહેબ, મને તમારા પૈસાની જરૂર નથી. માત્ર મારી કવિતાઓ વાંચીને આપનો અભિપ્રાય આપો."

વચ્ચે વચ્ચેનાં કેટલાંક પાનાં જોઇ ટૉલસ્ટૉયે કહ્યું: "હમણાં કવિઓનો રાફડો ફાટેલો છે. સંકડો માણસો જેમ કારખાનાંમાંથી વસ્તુઓ બહાર પડે છે તેમ કાવ્યોની પંક્તિઓપર પંક્તિઓ બહાર કાઢે છે; પણ તેમાં એકે નવો વિચાર નથી હોતો. પુષ્કીન અને લર્માંટૉફના વખતમાંજ માત્ર ખરાં કાવ્યો નિર્માણ થયાં હતાં. હવે કાવ્યોના દિવસ વહી ગયા છે અને તેનું વાંચન પણ કોઇને પ્રિય લાગતું નથી. તેથી હું પૂછું છું કે કવિતા લખવાની જરૂરજ શી છે? સાદા ગદ્યમાં વિચારો જેટલી ઉત્તમતાથી વ્યક્ત થઇ શકે છે તેટલી ઉત્તમતાથી કવિતા-દ્વારા નથી થઇ શકતા. વળી વાંચવામાં પણ ગદ્ય સહેલું હોય છે અને તેમાંથી કંઇએ અર્થ બોધ થાય છે. આપણા બે વચ્ચે વાત ચાલે છે તેનોજ વિચાર કરો. હું જે કંઈ કહેવા ઇચ્છતો હતો તે ગદ્યમાં સ્પષ્ટતાથી કહી શક્યો છું; પણ મારા એજ શબ્દોનું જો કાવ્ય બનાવવામાં આવે તો અર્થ તદ્દન ઉંધોચ્છતો થઇ જાય. એકાદ વાત નિશ્ચિત ભાષામાં કહેવાની હોય અને તે જો કાવ્યદ્વારા કહેવાનું જણાવવામાં આવે, તો છંદ બેસાડવાની તથા અર્થ પૂર્ણપણે વ્યક્ત કરી શકે તેવા શબ્દો મેળવવાની મારામારી થઇ પડે; અને એવો પ્રસંગ આવતાં મૂળનો અર્થ વ્યક્ત ન કરી શકતો હોય તેવો શબ્દ પણ જેમ તેમ ગોઠવાયા સિવાય ન રહે. જો મારી સલાહ તમને પસંદ પડતી હોય તો એકાદ ગામડામાં જઇને રહો અને ટુંકી ટુંકી વાતો લખવાનો આરંભ કરો."

ટૉલસ્ટૉયની સલાહ કવિને તે વખતે અતિશય કડવી લાગી અને આત્મ-હત્યાનો વિચાર પણ તેના મનમાં આવ્યો; પરંતુ તેનો કાકો એ પાપથી તેને રોકીને પોતાની સાથે લઇ ગયો. અહીં તેણે ટૉલસ્ટૉયના ઉપદેશ પ્રમાણે ટુંકી ટુંકી વાતો લખવાનો આરંભ કર્યો અને છેવટે તેને તેમાં સારી સફળતા મળી.

બીજા પણ કેટલાક લેખકો બહાર આવવા ઇચ્છતા હતા. ટૉલસ્ટૉય તેમના લેખો કૌતુકતાથી વાંચતા અને પ્રોત્સાહન આપતા. એવા લેખકોમાંનોજ એક ખેડુત ટૉલસ્ટૉયનો પરમમિત્ર બન્યો હતો અને કેટલાક વખત સુધી તેમની મિલ-કતનો તેણે વહીવટ ચલાવ્યો હતો. એ સિવાય 'ગ્રૅરોફ' નામના એક ખેડુતે પણ ટૉલસ્ટૉયનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. તે કેવળ લેખક તરીકેજ નહિ પણ

સાચી દાનતવાળા તરીકે પણ તેમને ઘણો વહાલો બન્યો હતો. તત્ત્વદષ્ટિએ ગ્રૅરોફના લેખ વિશેષ ઉચ્ચ કક્ષાના નહતા. તેમાંનું તત્ત્વજ્ઞાન કાચું અને બોબડું હતું; તથાપિ સાહિત્યકળાની દૃષ્ટિએ તેમાં આકર્ષકતા પુષ્કળ હતી. તેણે કેટલાંક નાટકો પણ લખ્યાં હતાં. તેણે પોતાનાં નાટક ટૉલ્સ્ટૉયને પસંદ છે કે કેમ તે જાણવાના હેતુથી પ્રશ્ન કરતાં તેમણે કહ્યું હતું કે; "દોસ્ત, તું ઘણો સારો માણસ છે અને તારાપર મારો પ્રેમ છે એ વાત તું જાણે છેજ; પરંતુ શેક્સપીયર તરફ મને દૃષ્ટિ કરવી ગમતી નથી તોપણ તેનાં નાટકો મને તારા નાટક કરતાં સારાં લાગે છે." વહાલસોયા માણસને પણ ખરૂં કહી નાખવાની ટેવનો આ નમુનોજ છે ને?

તેમની વૃત્તિ ધીમે ધીમે દેશકાળમર્યાદાનું ઉલ્લંઘન કરી સર્વવ્યાપી થવા ઇચ્છતી હતી. પોતાની માફકજ કોઇને હૃદયપૂર્વક તત્ત્વશોધનમાં પડેલો જાણતાં તેઓ તેની સાથે ખરા સ્નેહીની પેઠે વર્તતા અને વાતો કરતા. એક વખત એવા એક મિત્ર સાથે વાતો કરતાં કરતાં તેમણે કહ્યું કેઃ—

"મારી દૃષ્ટિએ માણસની બે જાતિ છે. એક સ્વતંત્ર વિચારની અને બીજી પરાવલંબી. સ્વતંત્ર વિચારના નામથી જે એક નવીન રાજકીય પંથ નીકળેલો છે તેને અનુલક્ષીને હું બોલતો નથી. મારો અર્થ ભિન્ન છે. હું સ્વતંત્ર વિચારના તેમને કહું છું કે, જેઓ વગરસમજે પૂર્વપરંપરા પ્રમાણે ચાલ્યા કરવાનું બાજુએ રાખી પોતાની સારાસારવિચારશક્તિનો ઉપયોગ કરવાને ઉત્સુક હોય છે; અને પોતાની ચાલચલગત, હક્ક અને પૂર્વાનુગત વિચારો તથા વિવેકબુદ્ધિથી ઉપજેલા નવીન મત વચ્ચે વિરોધ જણાતાં, નવા બુદ્ધિયુક્ત મતનો સ્વીકાર કરતાં અચકાતા નથી. આવા પ્રકારની મનઃસ્થિતિ દુર્લભ છે; પરંતુ તે મેળવ્યા વિના વિચારસરણીની દિશા કદિ પણ શુદ્ધ રાખી શકાતી નથી. એક કૅથોલિક, એક ફ્રેંચ કે એક વ્યાપારી સ્વતંત્રપણે વિચાર કરી શકે છે ખરો; પરંતુ જુના પંથના વિચાર, પોતે ફ્રેંચ હોવાનું રાષ્ટ્રાભિમાન, અથવા વ્યાપારમાંથી ઉત્પન્ન થએલો લોભ તેની સદસદ્વિવેકબુદ્ધિને એવી તો જકડી રાખે છે કે જેથી **સ્વતંત્રપણે વિચારવાનુંજ તેનાથી બની શકતું નથી; તોપછી આચરણની તો વાતજ શી?** આમ હોવાથી તેનું મન સદા વિકારોનુંજ ગુલામ રહે છે. જે કોઇ આવી વિકારોની ગુલામીમાંથી મુક્ત હોય અને પરંપરાગત માન્યતાથી જેનું મન મુક્ત થએલું હોય, તેવાની સાથે ટૉલ્સ્ટૉયને જલદી મૈત્રી બંધાઇ જતી; અને પ્રસંગવશાત્ મતભેદ થાય તોપણ તેથી પ્રેમમાં ન્યૂનતા આવતી નહિ. પ્રમાણિક્તાથી પોતાનો મત સ્પષ્ટપણે જણાવવાનો ગુણ જેનામાં હોય તેવા માણસને માટે તેમની મૈત્રી સંપાદન કરવાનું સહજ હતું. કેટલીક વખત તે સરકાર વિરૂદ્ધ

ભાષણ કરનારાઓને પોતાના મિત્ર માની લેતા ખરા; પણ જ્યારે તેમના જાણુવામાં આવતું કે સરકાર સાથેનો તેમનો વિરોધ તત્ત્વમૂલક ન હોતાં રાજકીય બાબત પુરતોજ છે, ત્યારે તે તેમને પોતાથી દૂર કરી દેતા.

કોઇપણ માણસ તેમના આગળ વાત કરવા લાગતો એટલે તે પોતાના વિચારો સત્યતાપૂર્વક રજુ કરે છે કે કેમ તે વિષે તે બારીક નજર રાખતા. તથાપિ પ્રત્યેકનું ગમે તેવું કથન પણ સાંભળી લઇને તેને અધિક વિચાર કરવા માટે પ્રોત્સાહન આપતા હતા. તેમની બોલવાની ઢબ એટલી મોહક હતી કે પ્રત્યેકને તે જાણે પોતાના જુના સ્નેહી હોય એમ લાગતું. કોઈ સ્નેહીને ત્યાં તે જતા તો તેનાં બાળબચ્ચાં સાથે પ્રેમપૂર્વક વાતો કરી તેમની સાથે ભળી જતા, તેમની સાથે રમતો રમતા અને કેટલીક નવીન રમતો શિખવતા.

ટૉલ્સ્ટૉયના જે લેખો સરકારની પરવાનગીના અભાવે છપાયા વગર પડી રહેતા તે લેખો જનસમાજ સમક્ષ રજુ કરવાનો અવકાશ રહેતો નહિ હોવાથી તેમને તથા તેમના મિત્રોને દીલગીરી થતી. પરિણામે તેમના મિત્રોએ હાથના નાના સંચાવડે (ટાઇપરાઇટર) દશદશ–બારબાર પ્રતો તૈયાર કરી પ્રચાર કરવાની યુક્તિ આરંભી. આ રીતે તેમના ઘણા લેખો પ્રસિદ્ધ થયા; તથાપિ માગણી લાખો પ્રતની હોવાથી તેવી પ્રતો પણ દુર્લભ થતી ગઇ. આ રીતે પ્રસિદ્ધ થએલા લેખોમાં એક સરકારી પશુવૈદ્યની હકીકત તેમણે આપી છે. કેટલાક રોગપ્રતિબંધક ઉપાય સરકારે પ્રસિદ્ધ કર્યા હતા અને તે દરેકનો ફરજિયાતપણે અમલ કરવાનું શાહી ફરમાન નીકળેલું હતું. એનો અમલ કરવા સારૂ એક પશુવૈદ્યની નીમણુક થએલી હતી. નિયમ એટલો ગેરવ્યાજબી અને કડક હતો કે તેનું પાલન કરી જાનવરોના રોગ બંધ પડવા માટે ખેડુતોને પોતાને પચારીવશ થવું પડતું. આથી એ કામથી કંટાળીને તે પશુવૈદ્યે રાજીનામું આપ્યું. આટલું જણાવી ટૉલ્સ્ટૉય કહે છે કે, “ વર્તમાન સ્થિતિમાં કોઇ પણ સરકારની નોકરી કરવી એ ભૂલ છે; એટલુંજ નહિ પણ સરકારી ગ્રામ્યશાળામાં શિક્ષકની નોકરી પણ કોઇએ ન કરવી જોઇએ. ઘણા શિક્ષકો આવી સ્પષ્ટ વાત પણ સમજી શકતા નથી. સરકાર ખેડુતોને જે વિવિધ પ્રકારે છળે છે તે જોઇને નખશિખ પર્યંત જવાળા ભડકી ઉઠે છે; અને આ સર્વ ઉઘાડી આંખે જોવા છતાં જ્યારે લોકો શાંત મનથી સરકારી નોકરી કરે છે, ત્યારે આ વસ્તુસ્થિતિમાં કોઇ પણ કાળે સુધારો થશે કે કેમ તેની શંકાજ થઇ પડે છે. જાણે પોતે પ્રજાની બહારનાજ હોય, એવે પ્રકારે આ લોકો વર્તીજ શકે છે શી રીતે ? ”

તે પોતાનો મત જ્યારે કહી બતાવતા, ત્યારે તેમની મનઃપૂર્વકતા એટલી સ્પષ્ટતાથી વ્યક્ત થતી કે તેમના વિચારોને અમાન્ય ગણનાર શ્રોતા પણ ક્ષણભર

ડોલી ઉઠતો. તેમની ભાષામાં અનિશ્ચિતપણાનો કે માખણનો અંશ પણ જણાતો નહિ. પોતાના મનમાં જે અર્થ હોય તે શ્રોતાના મનપર ઠસાવવાની શકિત તેમને પ્રાપ્ત થએલી હોવાથી પ્રત્યેકના મનપર તેની તત્કાળ છાપ પડી જતી. આ વખતે રાજકીય સ્થિતિમાં સુધારો કરાવવા પ્રયત્ન કરનારાઓની સંખ્યા પુષ્કળ હતી; તથાપિ સરકાર સાથે હળીમળીને કામ સાધવાની તેમની રીત નિષ્ફળ જતી હતી, એટલે લોકોના મનમાં તેમના માટે આદર ન હતો અને એથી પણ ટૉલસ્ટૉયના વિચારો શ્રોતાઓપર સચોટ અસર કરતા.

ટૉલસ્ટૉયને મળવા માટે પરદેશના ઘણા માણસો આવવા લાગ્યા હતા. એમાં 'જેન ઍડમ્સ' નામની એક અમેરિકન સ્ત્રી એક વખત આવી હતી. બાલ્યાવસ્થાથીજ તેનું પરોપકાર તરફ વલણ હતું. તેની પાસે વડીલોપાર્જિત મિલકત વિશેષ નહતી; પરંતુ અધિક સંપત્તિની લાલચ ન રાખતાં અવિવાહિત રહી ગરીબોની સેવામાં જીવન ગાળવાનો તેણે નિશ્ચય કર્યો હતો; અને એ નિશ્ચયને અનુસરીને તે એક ઓરડી ભાડે રાખી શિકાગોના કંગાલપુરામાં રહેવા ગઇ હતી. ચાર માણુસને પોતાનાં કરી લઇ તેમની પાસે કામ કરાવવાની કળા તે સારી રીતે જાણુતી હતી. તેજ પ્રમાણે મદદ માટે આવનાર માણસની યોગ્યતા શી છે અને તે કયા પ્રકારનું કામ સારી રીતે કરી શકશે; તેની પણ ઠીક પરીક્ષા કરી જાણતી. ધીમે ધીમે તેને બીજાં પણ પરોપકારી માણસો મળતાં ગયાં અને કામનો પ્રચાર વધવાની સાથે અનેક શાખાઓ સ્થપાઇ. માંદાંની માવજત, નાનાં બાળકોની સંભાળ અને તેમનું શિક્ષણ વગેરે અનેક પ્રકારનાં કામો તેણે શરૂ કર્યાં હતાં. એવામાં 'હવે શું કરવું' એ નામનો ટૉલ્સ્ટૉયનો લેખ તેના વાંચવામાં આવ્યો. એ લેખે એના મનપર એટલી અસર કરી કે ટૉલસ્ટૉયને પ્રત્યક્ષ મળવાને તે આતુર બની રૂશીયા આવવા નીકળી.

તેનો બીજો એક ગુણ ધ્યાનમાં લેવા જેવો હતો કે, પોતે કેટલું કરી શકે તેમ છે તેનો વિચાર કર્યા પછીજ તે કોઇ પણ કાર્ય હાથમાં લેતી.

એ બાઈ યાસનાયા પહોંચી તેના આગલાજ દિવસે ટૉલસ્ટૉય ટૂલા ગયા હતા. અહીંથી એક અમેરિકન ગૃહસ્થ બાલ્ટિક પ્રાંતમાં જવાનો હતો. એ પ્રાંતમાં ટૉલસ્ટૉયનો સ્નેહી પ્રિન્સ 'હિલકૉફ' હદપારની શિક્ષા ભોગવતો હતો. પોલીસ ખાતું તેનો સર્વ પત્રવ્યવહાર તપાસી જોતું હતું. આથી તેમણે વચ્ચે કોઈના જાણુવામાં ન આવે એ હેતુથી તે અમેરિકન ગૃહસ્થની સાથે પોતાનો પત્ર પહોંચાડવા માટે તે ટૂલા ગયા હતા. એ અમેરિકન ગૃહસ્થ કેટલાક દિવસ યાસનાયામાં પણ રહેલો હતો.

થોડા દિવસે ટૉલસ્ટૉય યાસનાયા આવ્યા અને 'હિલકૉફ'ના પત્રની વ્યવસ્થા

વિષે રસભરિત વર્ણન કરવા લાગ્યા. પેલા અમેરિકને હિલકૉફને પત્ર પહોંચાડી ઉત્તર લાવવાનું માથે રાખ્યું હતું અને તે માટે ટૉલસ્ટૉયને અમુક ગાડીપર હાજર રહેવાનું કહ્યું હતું. તે પ્રમાણે તે ત્યાં હાજર રહ્યા પણ તે ગાડીમાં તે આવ્યો નહિ તેથી પોતાના મુકામે પાછા આવ્યા. થોડીવારે ટપાલ આવી, તો તેમાં હિલકૉફપર લખેલો પત્ર સરકારી શિક્કો મેળવી પાછો ફરેલો જણાયો. તે અમેરિકને એ પત્ર હિલકૉફને આપવાને બદલે પોતાના વકીલને આપ્યો હતો અને વકીલે તે રૂશીયન અધિકારીને આપ્યો હતો. આથી તે હમ્મેશની પદ્ધતિ પ્રમાણે ટૉલસ્ટૉય તરફ પાછો ફર્યો હતો. જો એકાદ ઉચ્છૃંખલ વૃત્તિનો માણસ હોત તો પોતાના પત્રની એવી વ્યવસ્થા થએલી જોઇ અમેરિકન ગૃહસ્થપર અવશ્ય ચીડાયો હોત; પણ ટૉલસ્ટૉયને મન તો આ બનાવ વિનોદનો વિષય થઇ રહ્યો હતો.

ટૉલસ્ટૉયની ઉમ્મર આ વખતે ૬૮ વર્ષની થઇ હતી; પરંતુ તેમના મનને કોઇ પણ પ્રકારની ક્ષીણતા થએલી નહતી. ટ્રૂલાથી આવ્યા પછી થોડીવારે સર્વ મંડળ નદીપર સ્નાન કરવા ગયું. તેમાં જેન એડમ્સ પણ હતી. સ્નાન કર્યા પછી ઘેર આવતાં જેનને કેટલીક હકીકત પૂછતાં જેને 'હલહાઉસ' નામની સંસ્થાની હકીકત જણાવી અને પોતાના કાર્યની પણ વાત કહી. એ સર્વ સાંભળી લીધા પછી ટૉલસ્ટૉયે જેનના ખભાપરના પોલકાના ફૂલેલા ભાગપર હાથ મૂકી કહ્યું: "હવે આવા ફેશનબંધી વસ્ત્રની શી જરૂર છે?" જેને હસતાં હસતાં કહ્યું: "મારા પરોણાઓની (જેમની તે સેવા કરતી તેવાં માણસોની) ઇચ્છા એવી છે કે મારો પોષાક સારો હોવો જોઇએ."

"પરંતુ જેમની સેવા કરવામાં આવે છે તેમના કરતાં ચડીયાતો પોષાક તમને પસંદ ન પડવો જોઈએ."

"પણ મારા પરોણાઓમાં આયરીશ, ઇટાલી, ગ્રીક, આર્મીનિયન વગેરે અનેક જાતિના લોકો છે, તેમાંથી કોનો પોષાક સ્વીકારૂં?"

"મારૂં કહેવું એવું નથી કે અમુક દેશનોજ પહેરવેશ સ્વીકારવો. મુદ્દો એટલોજ છે કે, પોષાકની પદ્ધતિ એટલી સાદી હોવી જોઇએ કે, તદ્દન ગરીબ માણસને પણ તેવાં વસ્ત્રો મેળવવાને ભારે ન થઈ પડે. **જેમનામાં કામ કરવાનું છે તેમની અને આપણી વચ્ચે કેવળ કપડાંનાંજ કારણે ભેદને સ્થાન ન મળે એટલુંજ મારૂં કહેવું છે.**"

આપણે જાણીએ છીએ કે તેમના સર્વ માર્ગ બુદ્ધિપ્રધાન હતા; અને તેમનું લક્ષ વ્યવહાર કરતાં તત્ત્વ તરફજ વિશેષ હતું. જેનનો માર્ગ એથી ભિન્ન હતો. તે પ્રથમ વ્યવહાર અને પછી તત્ત્વ એમ કહેતી. આખા જગતમાં અમેરિકન જેટલા વ્યવહારી અન્ય કોઇ નથી અને રાષ્ટ્રનો એ વિશિષ્ટ ગુણ જેનમાં પણ

રહેલો હતો. અમેરિકા જતી વખતે જેને પોતાના અંગ્રેજ મિત્રને લખ્યું હતું કે:–

" ટૉલસ્ટૉયની મુલાકાતથી આનંદ થયો. તે જે તત્ત્વોનું શબ્દોથી પ્રતિપાદન કરે છે તેની મારાપર વિશેષ અસર થઈ નથી; તથાપિ તેમના સૌજન્ય અને ધાર્મિક આચારે મારૂં મન જીતી લીધું છે. "

" ટૉલસ્ટૉયના સિદ્ધાંતોને અનુસરીને જે વસાયતોની સ્થાપના થઇ હતી તે નિષ્ફળ ગઇ હતી અને કેટલીકમાં સિદ્ધાંતોનો લોપ થયો હતો; પણ તે માટે એમને દોષ ન આપી શકાય. "

" અમે જ્યારે 'હલહાઉસ' ની સ્થાપના કરી ત્યારે કામદારસંઘ જેવી કનિષ્ઠ વર્ગની જે સંસ્થાઓ હતી, તેમાં સારો અંશ મેળવી તેનોજ વિકાસ કરવાનો આરંભ કર્યો હતો. એમાં કોઈ પણ નવીન તત્ત્વ દાખલ કરવાનો અમે યત્ન નથી કર્યો અથવા તેને એકાદ નવા માર્ગે લઇ જવાની પંચાતમાં પણ નથી પડયાં. અમે તો તેમનાજ માર્ગે તેમને આગળ શી રીતે વધારી શકાય તેનોજ વિચાર કર્યો હતો. "

" અપ્રતિકારનું તત્ત્વ પ્રથમથીજ અમને પસંદ હતું. **શુભનો વિકાસ કરવો અને અશુભનો પ્રતિકાર ન કરવો;** આવી પદ્ધતિ આરંભથીજ અમે રાખી હતી. એ પદ્ધતિને અનુસરીને કોઇ પણ વર્ગ તરફથી વિરોધ ન થાય તેવું ધોરણ અમે રાખ્યું હતું. ઉપદેશના નિમિત્તે અમે કોઇને ગાળો કે શાપ આપ્યાં નથી; તેજ પ્રમાણે શ્રીમંતોને તેમની શ્રીમંતાઇ માટે ઠપકો આપ્યો નથી. મારી પણ માન્યતા એવી છે કે, કોઇ પણ પ્રકારની દોલત એકત્ર કરવી એ પાપ છે; પરંતુ એવો ઉપદેશ શ્રીમંતોને કરવા લાગીએ છીએ તો તેઓ ગુસ્સે થઇને તથા આપણા કાર્યમાં નાના પ્રકારનાં વિઘ્નો ઉભાં કરીને વધારે પાપમાં પડે છે. માટે આપણે આપણી મિલકત છોડી દેવી હોય તોપણ તે એવી રીતે છોડવી કે કંઇ વિશેષ થયું છે એમ શ્રીમંતોને લાગે નહિ. આવી રીતે જો આપણે આપણું ધ્યેય વ્યવહારમાં મૂકીએ તો લોકોનું કેટલુંએ હિત કરી શકીએ. "

" કેવળ ધ્યેયની દષ્ટિએ આપણે કંઇ કથન કરીએ છીએ તો તે લોકોને પસંદ પડે છે ખરૂં; એટલુંજ નહિ પણ તે માટે તેઓ આપણી સ્તુતિ પણ કરે છે; પરંતુ તે પ્રમાણે આચરવાનું કહેતાં તેમની જુની પદ્ધતિ તેમજ લોભલાલચ વગેરે વિકારો અને બીજી ટેવો આડી આવે છે; અને તેઓ એ અંતરાયોને ખરા રૂપમાં સમજી પોતાની નિર્બળતા સ્વીકારવાને બદલે આપણા વિષે વિવિધ પ્રકારની ગેરસમજમાં ફસાઇ પડે છે અને આપણો દ્વેષ કરવા લાગે છે. અહીં આપણે એટલુંજ લક્ષમાં રાખવું જોઇએ કે આપણા ધ્યેયનું અપૂર્ણ સ્વરૂપજ માત્ર લોકોની દષ્ટિએ પડે છે. તેઓ ધ્યેયના મનોમય પૂર્ણ સ્વરૂપ સાથે એ અપૂર્ણ સ્વરૂપની

તુલના કરે છે; અને તેથી તેમાં તેમને અનેક ખામીઓ જણાય છે તેને માટે આપણને દોષ આપે છે. માટે લોકો સાથે તકરાર કરવામાં નહિ રોકાતાં આપણે તો આપણા ધ્યેયનેજ સાધ્ય કરવાનો યત્ન કરે જવો."

"મારી વર્તમાન કાર્યપદ્ધતિ બહુધા ઉપલાજ મુદ્દાને અનુસરતી છે. જો તેમ ન રાખું તો પ્રત્યેકનું નવું ડહાપણ સાંભળીને મારે વારંવાર નવા પ્રારંભ કરવા પડે."

"ટૉલસ્ટૉયનાં પુસ્તકોમાંથી હું જેટલું જ્ઞાન મેળવી શકી હતી તેના કરતાં વિશેષ તેમની સાથેના વાર્તાલાપથી મેળવી શકી છું. તેમણે મને કેટલીક નવી વાતો કહી અને મને તે પૂર્ણપણે રૂચી. તેમના વિષે મારા મનમાં એટલો આદરભાવ ઉત્પન્ન થએલો છે કે, તેમની કેટલીક વાતો મને પસંદ પડતી નથી તેને માટે મને દીલગીરી થાય છે."

શિકાગો પહોંચ્યા પછી જેને ટૉલસ્ટૉયનાં કેટલાંક તત્ત્વો અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો. પ્રત્યેકે શારીરિક શ્રમ કરવો જોઇએ, એ તત્ત્વને અનુસરીને તે પોતાની સંસ્થાના રસોડામાં કંઇ પણ કામે વળગતી; પણ તેનાં તે પૂર્વે ગોઠવાએલાં કામો એટલાં વિસ્તૃત બન્યાં હતાં કે તે સંભાળવા ઉપરાન્ત આ નવીન વિષય તરફ લક્ષ આપવાનો તેને અવકાશ મળતો નહતો. આથી પૂર્વની માફકજ એ કામ અન્યને સોંપી પોતાનો સર્વ વખત તેને નિર્દિષ્ટ કામોમાંજ આપવો પડ્યો.

આવીજ રીતે લોકકલ્યાણવિષયક ઉદ્યોગ કરવાનો વિચાર ઇ. સ. ૧૮૮૨ માં ટૉલસ્ટૉયને થયો હતો. મોસ્કોના ધનવાન લોકોનાં મન વાળી લઇ તેમની મદદ મેળવી ગરીબોની સેવા કરવાનો શ્રમ તેમણે ઉઠાવ્યો હતો; પણ તેમનો એ શ્રમ અનેક કારણોને લીધે નિષ્ફળ ગયો હતો. સરકાર પોતે તો મદદ કરતીજ નહિ; પરંતુ તેના નિયમો પણ કાંટાળી વાડની પેઠે અડચણકારક હતા. આથી તેમને લાગ્યું હતું કે એવાં કામ સંઘશક્તિથી થઇ શકે તેમ નથી; અને તેથીજ તે કહેવા લાગ્યા કે, **સરકાર અને લોકમદદની અપેક્ષા ન રાખતાં જેમનાથી બની શકે તેમ હોય તેઓ વ્યક્તિશઃ પ્રયત્ન કરશે તો તેથીજ કંઇ પણ લાભ થઇ શકશે.** ઇ. સ. ૧૮૮૨ માં રૂશીયામાં ટૉલસ્ટૉયે જે કામનો આરંભ કર્યો હતો તેજ કામ જેને અમેરિકામાં આરંભ્યું હતું અને ઘણા અંશે તેમાં તેને ફત્તેહ પણ મળી હતી. તેની સંસ્થાએ અત્યાર સુધીમાં જે કાર્ય કર્યું હતું તેની અસર શિકાગોની સુધરાઇપર પણ થઇ હતી અને સુધરાઇના કાર્યમાં ક્રાંતિ કરાવી હતી.

આ પ્રમાણે બંનેનાં કાર્ય એક પ્રકારનાં છતાં પરિણામ જુદા પ્રકારનાં હોવાનું કારણ એકની સિદ્ધાન્તપ્રિયતા તો બીજાની વ્યવહારપ્રિયતા હતું એ કહેવાની જરૂર નથી.

આ વખતે ટૉલસ્ટૉયને અર્થશાસ્ત્રનો વિશેષ નાદ લાગ્યો હતો. દ્રવ્યની બાબ-

તમાં પોતાનું વર્તન કેવું રહે તો સમાજનું હિત થઇ શકે, તે નક્કી કરવા માટે તે આ બાબતમાં પડયા હતા. એ વિષયનાં અનેક પુસ્તકો તેમણે વાંચ્યાં અને પુષ્કળ લેખો પણ લખ્યા. પોતાની હાજતો બને તેટલી ઓછી કરવાનો નિશ્ચય કરી તે પ્રમાણે વર્તવાનો યત્ન કરવા લાગ્યા. આ અરસામાં તે પ્રિન્સ 'ઓરૂસૉફ'ને મળવા ગયા હતા ત્યારે ઓરૂસૉફ બહાર ગએલા હોવાની ખબર મળવાથી તે પાછા ફરતા હતા; તેટલામાં તે જીલ્લાના મુખ્ય પોલીસ અધિકારીની નજરે તે પડયા. એ અધિકારીએ તેમને ઓળખી લીધા. તેમની તેણે સારી રીતે બરદાસ્ત કર્યા પછી તે તેમને સ્ટેશને વળાવવા ગયો. તેણે ટૉલસ્ટૉયને ટિકીટ ન લેવા દેતાં પોતેજ તે વ્યવસ્થા કરવા ઇચ્છે છે એમ જણાવી કયા વર્ગની ટીકીટ લઉં એમ પૂછયું. ટૉલસ્ટૉય વિચારમાં પડી ગયા. તેમને લાગ્યું કે જો ત્રીજા વર્ગની ટિકીટ લેવા કહીશ તો એને માઠું લાગશે. આથી અંતે મહાકષ્ટે બીજો વર્ગ એટલાજ શબ્દ તેમણે ઉચ્ચાર્યા.

આજ વખતની બીજી પણ એક દંતકથા પ્રચલિત છે. એક વખતે ટૉલસ્ટૉય એક સ્ટેશનપર ઉભા હતા તેટલામાં એક ઉમરાવજાદીએ તેમને બોલાવીને તેમના હાથમાં એક ચીઠી આપી; અને ઉપહારગૃહમાં બેઠેલા પોતાના પતિને તે ચીઠી પહોંચાડવાનું જણાવ્યું. તેમના પોષાકપરથી તે તેમને ખેડુત સમજી હતી. ચીઠી આપતી વખતે મજુરીની બે આની પણ તે તેમના હાથમાં મૂકવાને ભૂલી નહતી. ટૉલસ્ટૉય તરતજ તે કામ બજાવી પાછા આવીને તે ડબ્બા પાસે ઉભા. એટલામાંજ તેમનો એક પરિચિત માણુસ ત્યાં આવ્યો અને તેમની સાથે નમ્રતાપૂર્વક વાત કરવા લાગ્યો. વાત કરતાં કરતાં તેણે બે ત્રણ વખત કાઉંટ સંબોધન વાપર્યું તે પેલી બાઇના સાંભળવામાં આવ્યું અને તે આશ્ચર્ય પામી. તેણે એ કોણ છે એવી સાથે બેઠેલાઓમાં પૃચ્છા કરી તો જણાયું કે તે કાઉંટ ટૉલસ્ટૉય છે. તરતજ તેને પોતાની ભૂલ સમજાઈ અને તેણે બહાર આવીને નમ્રતાપૂર્વક ટૉલસ્ટૉયની માફી માગી અને પોતે આપેલા પૈસા પાછા માગ્યા. ત્યારે ખડખડ હસી પડી ટૉલસ્ટૉયે કહ્યું: "છટ્છટ્! બાઇ સાહેબ, એ તો મારા શ્રમનો બદલો છે. હું તે કદિ પાછા નહિ આપું!"

હજી પણ ટૉલસ્ટૉયનો સવારમાં ઉઠીને ફરવા જવાનો ક્રમ ચાલુજ હતો. કદિ કદિ તે ટેનીસ પણ રમતા હતા. એ રમત માટે તેમના ઘરનીજ પાસે એક જગ્યો નક્કી થએલી હતી. ઘડીભર ગમ્મતને ખાતરજ એ રમત તે રમતા હોવાથી તેમાં તે નિપુણ બનેલા નહતા; તથાપિ શારીરિક ચપળતાને લઇને પ્રસંગે એકાદ ખેલાડુની સ્પર્ધામાં પણ તે ઉતરી શકતા હતા.

ઘરગથુ રમતમાં શેત્રંજની રમત તેમને પ્રિય હતી અને તેમાં તેમણે સારી

પ્રવીણતા પ્રાપ્ત કરી હતી.

રૂશીયાના ધર્માધિકારીઓ હજુ શાંત થએલા નહતા. પોતાની મહાસભાદ્વારા એક ચોપડી પ્રસિદ્ધ કરી તેમણે ટૉલસ્ટૉયપર પુષ્પાંજલિ વરસાવી હતી. ક્રૉન્સ્ટેડના ફાધર જોને તો જાહેર કર્યું હતું કે ટૉલસ્ટૉય એક પાગલ છે. આ પુસ્તકનું નામ 'ટૉલસ્ટૉયના શિક્ષણનું ફળ' એવી મતલબનું હતું. એ નામ રૂશીયન ભાષામાં એવી ખૂબીથી લખાએલું છે કે, એ પુસ્તક ટૉલસ્ટૉયે લખેલું છે એવો પણ ધ્વનિ નીકળી શકે. પોતાના પુસ્તકનો બહોળો ફેલાવો થાય એ હેતુથી તેમણે દ્વિઅર્થી નામ ગોઠવ્યું હતું. પુસ્તક વેચનારાઓએ પણ ટૉલસ્ટૉયના નામથીજ તેનું વેચાણ કર્યું અને તેનો બહોળો ફેલાવો થયો. જે ધર્મસભાની ચોપડીઓનું વેચાણ ફક્ત સો પ્રત જેટલુંજ થતું તે ધર્મસભાને આથી હજારો પ્રતો ખપાવવાનો લાભ મળ્યો.

ધર્મગુરૂઓએ આવી વિલક્ષણ યુક્તિ યોજેલી જોઈ ટૉલસ્ટૉયના મિત્રો ચીડાયા. તેમણે એ લોકોને શિક્ષા કરાવવા માટે કાયદેસર ઉપાય લેવા ટૉલસ્ટૉયને સૂચવ્યું ત્યારે ટૉલસ્ટૉયે હસીને કહ્યું:—"એવી યુક્તિથી જો તેમણે પીયર્સના સાબુની જાહેરાત વહેંચી હોત તો તે કંપનીએ તેમને દશ હજાર પાઉંડ આપ્યા હોત. તેમને એ જાહેરાતની યુક્તિની ખબર નહિ હોય."

ઇ. સ. ૧૮૯૬ માં ટૉલસ્ટૉયના જે નિબંધો પ્રસિદ્ધ થયા છે તેમાં, રૂશીયાના રાજકીય સુધારક મંડળને લખેલા પત્રો, દેશાભિમાન અને શાંતિ, બાયબલ કેમ વાંચવું, વગેરે નિબંધો ખાસ મહત્ત્વના છે. કેટલાક રૂશીયનોએ એ નિબંધોનો પ્રચાર અનેક માર્ગે કરવાનો યત્ન આરંભ્યો હતો. રૂશીયન સરકારથી સ્વાભાવિક રીતે એ સ્થિતિ સહન થતી નહતી. તેણે એ કામ કરનાર અનેક વિદ્યાર્થીઓને જેલમાં મોકલ્યા હતા. પોતાના મતનો પ્રચાર કરવામાં અનેક વિદ્યાર્થીઓનો ભોગ અપાતો જોઇ ટૉલસ્ટૉયને ઘણું દુઃખ થતું હતું. અંતે તેમણે એ બાબતમાં વડા પ્રધાનને એક પત્ર પણ લખ્યો. તેમણે તેમાં સ્પષ્ટતાથી જણાવ્યું હતું કે ચોરને છોડી મૂકી સંન્યાસીને શૂળીએ ચઢાવવા જેવું કામ સરકાર કરી રહી છે. એવા યુવકોને પીડવા કરતાં મને પોતાનેજ ગમે તેવી શિક્ષા કરો. આજ વર્ષે તેમણે 'અંત નજીક આવતો જાય છે' એ નામનો નિબંધ લખ્યો. રૂશીયા અને હોલેંડમાં હવે લશ્કરમાં દાખલ નહિ થવા માટે શિક્ષા ખમનારા અસંખ્ય યુવકો દેખાવા લાગ્યા હતા. તેને અનુલક્ષીને એ નિબંધ લખાયો છે.

'ખ્રિસ્તી ધર્મનાં તત્ત્વો' એ નામનું એક નાનકડું પુસ્તક પણ આજ વખતે તેમણે લખ્યું હતું. ઇસુએ કહેલાં ધર્મતત્ત્વોનો ટૂંકામાં, મુદ્દાસર અને સ્પષ્ટતાપૂર્વક ઉહાપોહ કરવા ખાતર તેમણે એ પુસ્તક લખ્યું છે. આ બાબતના પોતાના વિચાર તદ્દન ગામડીઆઓ પણ સમજી શકે એ હેતુથી ભાષા બને તેટલી સરળ રાખવાની

યોજના હતી; પણ વિષય મૂળમાં વિશેષ કઠિન હોવાથી એ યોજના ધારણા પ્રમાણે સફળ થઇ નહિ. આથી કેટલાક વખત સુધી એનું લેખન કાર્ય અટક્યું હતું. છેવટ કેટલાકોની વિનતિને વશ થઇ જેમ તેમ એ લેખ પૂરો કરી તેમણે પ્રસિદ્ધ કરવા અનુમોદન આપ્યું. તત્ત્વદષ્ટિએ એ નાનો લેખ અત્યંત મહત્ત્વનો છે; તથાપિ તેની રચના અને ભાષા એટલી કિલષ્ટ બની છે કે તેના તીવ્ર જિજ્ઞાસુ વિના અન્ય કોઇને એમાં રસ પડે તેમ નથી. એથીજ તેનો પ્રચાર પણ થોડો થયો.

'પુનરુત્થાન' નામની નવલકથાનો થોડોક ભાગ આ વર્ષે તેમણે લખ્યો હતો. કેવળ સુશિક્ષિત જનો માટે આવા પ્રકારની નવલકથા લખવામાં સમય ગાળવો યોગ્ય છે કે નહિ, એ વિચાર ઉત્પન્ન થવાથી તેનાં કેટલાંક પ્રકરણ લખાયા પછી તે જેમને તેમ પડયાં રહ્યાં હતાં. તેમને એવાજ વિચાર આવ્યા કરતા કે **ગરીબ માણસો અંધારામાં અથડાતા ફરે છે તથા અનેક પ્રકારનાં દુઃખદારિદ્રય ભોગવે છે તેમને માટે કંઇ થતું નથી;** અને આવા પ્રકારની કથાઓ લખવાથી તો કાળનો વૃથાજ વ્યય થાય છે. પ્રભુ વ્હારે ધાવ ! એવા ગરીબ ખેડુતોના જે પોકારો થયા કરે છે, તેમનાજ સૂરમાં સૂર પૂરવો જોઇએ એમ તેમને લાગવા માંડયું.

'કળા એટલે શું ?' એ નિબંધ લખવાનું કામ પણ વચ્ચે વચ્ચે ચાલતું હતું. એ નિબંધે લગભગ પંદર વર્ષ લીધાં હતાં. એના માટે તેમણે અનેક સુપ્રસિદ્ધ નાટકકારોનાં નાટકો જોયાં, અનેક લોકપ્રિય કથાઓ વાંચી અને ભિન્નભિન્ન દેશોનાં ચિત્રોનાં પ્રદર્શનો પણ નીહાળ્યાં. આ પ્રમાણે આ વિષયમાં તેમણે બનતી સર્વ માહિતી મેળવી લીધી. વળી હસ્તલિખિત પ્રતને પણ છાપખાનામાં જતા પૂર્વે ફરી ફરીને તે તપાસી ગયા હતા; અને તેથી આ ગ્રંથ તેમના ગ્રંથોમાં મુખ્ય સ્થાન ભોગવવાને યોગ્ય બન્યો છે.

પુષ્કળ જમિનના માલીક બનીને ખેડુતોને રીબાવવાની વાત તેમને પસંદ ન હતી; તેજ પ્રમાણે વ્યાપારી ધોરણ પણ તેમને નાપસંદ હતું. તે કહેતા કે, વ્યાપારીઓ પણ જમિનદારોની માફક પ્રત્યક્ષ જૂલમ નહિ કરતા હોય; પરંતુ તેઓ પણ આડી અવળી રીતે અનીતિથીજ વર્તીને પોતાની તૂમડી ભરે છે. કારખાનાદારો માટે પણ તેમના એવાજ વિચાર હતા.

ઇંગ્લાંડમાં પણ ટૉલ્સ્ટૉયના અનુયાયીઓની સંખ્યા વધતી ચાલીને ઘણાઓની એવી માન્યતા થઇ હતી કે, હાલની સમાજરચના, ધર્મમંડળ, સરકાર અને અન્ય સર્વ બાબતો મૂળ હેતુનો વિપર્યાસજ કરે છે.

ઇંગ્લાંડમાં ટૉલ્સ્ટૉયનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા ચરકોફે રૂશીયા છોડવું પડયાથી ઇંગ્લાંડમાં આવીને કરી હતી.

વાંચકોને યાદ હશેજ કે ધર્મોપાધ્યાયવર્ગ ટૉલ્સ્ટૉય વિરૂદ્ધ કુભાંડ રચવાને

આતુરજ રહેતો. તે ધારતા હતા કે પોતાના એ પ્રયાસથી ટૉલસ્ટૉય પોતાના કામમાં પાછા પડી જશે; પણ ટૉલસ્ટૉય એટલા કાચા હૃદયના નહિ હોવાનો અનુભવ તેમને અલ્પકાળમાંજ મળ્યો. આથી અંતે તેમણે ઇ. સ. ૧૮૯૮ ના એપ્રીલની ત્રીજી તારીખે તેમનો વધ કરવામાં આવશે એવા નનામા પત્રો મોકલ્યા. પણ તેનીએ ટૉલસ્ટૉયપર કંઇજ અસર ન થઇ. માત્ર કાઉન્ટેસને મોટો ભય લાગ્યો. તેને રાત દિવસ ઉંઘ આવતી નહિ. જ્યારે ઠરેલી તારીખ વીતી ગઇ ત્યારેજ તેના જીવને કંઇક ટાઢક વળી.

આ વખતની બે આખ્યાયિકા પ્રચલિત છે; તે પરથી સામાન્ય જનસમાજ સાથે ટૉલસ્ટૉયનું વર્તન કેવું હતું તે સમજી શકાય તેમ છે.

યાસનાયાના તળાવમાંથી તુરતમાં જન્મેલા એક બાળકનું મૃત શરીર મળી આવ્યું હતું. લોકોએ એ કામ અમુક ખેડુતની વિધવા પુત્રીનું હોવું જોઇએ એવી ચર્ચા ચલાવી; પણ તે છોકરી બેધડક કહેવા લાગી કે એ વિષે તેને કંઇજ ખબર નથી. આ સર્વ હકીકત ટૉલસ્ટૉયના કાનપર આવી હતી. એક દિવસે તે હમ્મેશની માફક ફરવા ગયા હતા ત્યાંથી પાછાં વળતાં સહજ આડા માર્ગે તે ખેડુતને ઘેર ગયા; અને તેની પુત્રીને કહ્યું કે લોકો તારા પર શંકા લાવે છે. તેણે સ્પષ્ટપણે જણાવ્યું કે પોતે નિર્દોષ છે. તેની હકીકત સાંભળી લઇ ટૉલસ્ટૉયે કહ્યું: "તું નિર્દોષ હોય તો તો ઠીકજ છે; પણ તેમ ન હોય તો તારા ચિત્તને કેવી ભયંકર યાતના થતી હશે તેની કલ્પના પણ મારાથી થઇ શકતી નથી. પ્રભુ તને તે સહન કરવાની શક્તિ આપો." આ શબ્દો નીકળતા હતા તે વખતે ટૉલસ્ટૉયના ચિત્તની સહૃદયતા તેમના મુખપર એટલી સ્પષ્ટ તરી આવી હતી કે તે છોકરી અધિક વખત ધૈર્ય રાખી શકી નહિ. તે એકદમ રડવા લાગી. પોતાનો અપરાધ કબૂલ કરી તેણે ટૉલસ્ટૉયને કહ્યું: "મારી યાતનાની ભીષણતા કયા શબ્દોથી કહી બતાવું ?"

આજ અરસામાં એક ખેડુતની કુમારી પુત્રીએ એક બાળકને જન્મ આપ્યો. એ ખેડૂત પ્રથમથીજ ઘણો દરિદ્રી હતો; તેમાં આવો બનાવ બન્યો એટલે પડોશીઓ વગેરેએ તેની સાથેનો સંબંધ બંધ કરી દીધો. આથી તે ભૂખે દહાડા કાઢવા લાગ્યો. આ વાત ટૉલસ્ટૉયના જાણવામાં આવી ત્યારે તેમણે તેને ઘેર જઇ આશ્વાસન આપ્યું, થોડીક રોકડ રકમ તેને આપી અને ઘેર આવી ખેતીના કામ માટે એક ઘોડા તથા એક દુઝણી ગાય મોકલી આપી.

પછી બે દિવસે ટૉલસ્ટૉય પુનઃ તેને ઘેર ગયા ત્યારે પેલી છોકરીએ પગે પડી કહ્યું: "બાપુ, આપ ખરેખર દેવદૂતજ છો ! મારા બાપની સ્થિતિ કંગાલ છે, મારી માતા મરી ગઇ છે અને તેમાં વળી મારા હાથે ઘોર અપરાધ થયો. આવી દશામાં જગતને મોઢું બતાવવા કરતાં આ બાળકને મારી નાખી આત્મહત્યા કર-

વાનો વિચાર આવતો હતો; પણ આપે આવીને અમને જીવતદાન આપ્યું છે."

ટૉલ્સ્ટૉયે કહ્યું: "ભય માણસોનો નહિ પણ પ્રભુનોજ રાખવાની જરૂર છે. આપણે સર્વ મનુષ્ય છીએ અને સર્વજ પાપી છીએ. કમનશીબ છોડી! આ બાળકનો તેં જીવ લીધો હોત તો તારા મનની સ્થિતિ કેવી થઇ હોત તેનું હું વર્ણન કરવાને અશક્ત છું."

એ પછી તેના પિતા તરફ જોઇ તેમણે કહ્યું: "નાહક સંતાપીને છોકરીને હેરાન ન કરશો. એને તો તમારે ધીરજ આપવી જોઇએ."

ત્યારે ખેડુતે પગે પડી કહ્યું: "કાઉન્ટ સાહેબ, આપના ઉપદેશ પ્રમાણેજ ચાલીશ. આપે મદદ ન કરી હોત તો અમે સર્વ ભૂખેજ મૂઆં હોત. દશ વર્ષથી મારે ઘેર ગાય કે ઘોડાનું નામજ ન હતું. એવી સ્થિતિમાં આપે અમારા પ્રાણ બચાવ્યા છે અને અમારા ભાવી જીવનની વ્યવસ્થા કરી આપી છે તે માટે કેટલો આભાર માનું?" બોલતાં બોલતાં તે ખેડુત ટૉલ્સ્ટૉયના ચરણમાં લોટી પડયો ત્યારે તેને ઉઠાડીને ટૉલ્સ્ટૉયે કહ્યું: "એક પ્રભુજ માત્ર સ્તુતિને યોગ્ય છે. તેના આગળ નમ્ર બનીને તથા તેનેજ મન અર્પણ કરીને સંકટોનું પણ તેનેજ નિવેદન કરવું. તે અનાથનો નાથ પોતાનો હાથ લંબાવ્યા સિવાય કદિ રહેતો નથી."





# प्रकरण २६ मुं--बहिष्कार.



ઇ. સ. ૧૮૯૭માં 'કળા એટલે શું' એ પુસ્તક લખવાનું કામ ચાલુ હતું અને તે પૂરૂં થવા આવ્યા પછી પણ તેમાં સુધારો વધારો કરવાનું ઘણાજ મહિના સુધી ચાલ્યું હતું. તેનાં અન્ય ભાષામાં ભાષાંતર કરવાનું કામ પણ ચાલતું હતું. જ્યારે ભાષાંતરકારોને ટૉલસ્ટૉયનું કથન સમજાતું ન હતું ત્યારે પત્રવ્યવહાર પુષ્કળ ચલાવીને તે લોકો ખુલાસો મેળવી લેતા. આ સંબંધનો પત્રવ્યવહાર પુષ્કળ ચાલતો પણ તેને માટે તે કંટાળતા નહતા, અથવા વાદવિવાદથી ચીડાઇને કોઇને તુચ્છકારભર્યો પત્ર પણ લખતા નહિ. પોતાના કથનનો ખુલાસો તે તદ્દન સૌમ્યતાપૂર્વક કરતા અને જ્યાં પોતાને ભૂલ થએલી જણાતી ત્યાં ખુલ્લા દીલે તેનો સ્વીકાર પણ કરી લેતા. કોઇ ભાષાંતરકાર હૃદયપૂર્વક કામ કરતો જણાતો તો તેની સ્તુતિ કરીને તેને પ્રોત્સાહન આપતા. આ સંબંધમાં લખાએલા એક પત્રમાં તે લખે છે કેઃ—

"ખરેખર, તમારી સૂચનાઓ અતિ ઉત્તમ અને ઉપયુક્ત છે. એમાંની ઘણીખરી મને માન્ય છે અને તે પ્રમાણે મેં મારા મૂળ પુસ્તકમાં ફેરફાર પણ કર્યો છે. એ લેખ જલદીથી પૂરો કરવાની તમારી ઇચ્છા છે; પણ તે સફળ થાય એમ લાગતું નથી. પ્રથમ હું ધારતો હતો કે બાર ભાગમાં એ પૂર્ણ થશે; પણ હવે જણાયું છે કે વીસ ભાગ કર્યા સિવાય ચાલે તેમ નથી."

"મારૂં હાલનું ક્રમણ પણ પૂર્વ પ્રમાણેજ કષ્ટદાયક લાગે છે. વાસ્તવિક રીતે આપણી ચોતરફની દુષ્ટ વસ્તુઓનું રૂપાંતર કરવાનું કામ આપણા હાથમાંજ છે. એમ કરવામાં જે અડચણ આવે છે તે એ છે કે આપણામાં તેને માટે આવશ્યક ધૈર્ય નથી હોતું. કાલેજ હું મોસ્કો આવ્યો છું. અહીંની અસ્ખલિત ધમાલ અને અનીતિનું સામ્રાજ્ય મને કંઇ પણ કરવા દેતું નથી. આ પુસ્તકના પ્રકાશન વિષે તમે તમારી પુષ્કળ અડચણો જણાવી છે, અને એવાજ પ્રકારના બીજાઓના પત્રો પણ આવે છે. હવે આ સંબંધમાં તમને હાથ જોડીને એટલીજ વિનંતિ

કરૂં છું કે, મને કંઇપણ પૂછશો નહિ. પ્રકાશનનો હક્ક છોડી દીધા પછી બીજી નત્રી નવી ઉપાધિઓ મને વળગવા લાગી છે."

માર્ચમાં લખેલા એક પત્રમાં તે લખે છે:—

"જણાવતાં આનંદ થાય છે કે, હવે મહિના એકમાં આ ગ્રંથ પૂરો થશે. એમાં કેટલેક સ્થળે મેં મહત્ત્વના ફેરફાર કર્યા છે; પણ તે હાલ છપાતી રૂશીયન આવૃત્તિમાં નજરે નહિ પડે. એ ગ્રંથ પ્રથમ એક માસિકમાં ક્રમશઃ પ્રસિદ્ધ કરવા માંડયો છે. હવે તેમાંના કેટલાક ભાગ માટે સરકારી પરીક્ષકે વાંધો લીધો છે. તે કહે છે કે, એમાંનો ઘણોખરો ભાગ પ્રસિદ્ધ કરવા જેવો નથી. બધી મહેનત પાણીમાં ગઇ છે. એક રીતે જો કે એ વાંધો ખરાબ છે, પણ મારે કહેવું જોઇએ કે એ પણ ઠીકજ થયું છે; કેમકે એથી કરીને તેમાં કેટલાક મહત્ત્વના ફેરફાર કરવાની તક મળી છે."

"તમે તમારા પુત્રને ઘરમાંજ શિક્ષણ આપો છો એ વાત મને બહુજ ગમી છે. હાલનું શાળાઓનું શિક્ષણ એ કેવળ શિક્ષણનો ઢોંગ છે. તેનો નિયત થએલો ક્રમ અને પદ્ધતિ જોઇને નેત્રો અંજાઇ જાય છે અને તેથી તેના દોષ દૃષ્ટિએ પડતા નથી; પરંતુ એ બાહ્ય ચળકાટની પાછળ ઘોર અંધકાર રહેલો હોય છે. તેમાં જે કંઇ શિક્ષણ મળે છે, તેમાં બહારનો દેખાવ કેમ રાખવો એટલુંજ શિખી શકાય છે; ખરા જ્ઞાનની છાયા પણ તેમાંથી પ્રાપ્ત થતી નથી."

'કળા એટલે શું?' એ પુસ્તક રૂશીયામાં પ્રસિદ્ધ કરવું કે નહિ એ માટે ટૉલસ્ટૉય ઘણા વિચારમાં પડી ગયા હતા. છાપખાનામાંથી પ્રૂફો આવતાં અને પ્રત્યેક વખત તેમાં સરકારી પરીક્ષકે ફેરફાર કરેલા જણાતા. એનું અંગ્રેજી ભાષાંતર પ્રસિદ્ધ થયું તે માત્ર તેમના અસલ લેખના ધોરણે થએલું જણાય છે. એ સંબંધમાં તે એક પત્રમાં લખે છે:—

"આ અંગ્રેજી ભાષાંતર મારા હેતુને અનુસરતુંજ થએલું છે. રૂશીયન ભાષામાં બે ત્રણ આવૃત્તિઓ બહાર પડી છે, પણ તે પ્રત્યેકનાપર પરીક્ષકની કાતર એવી રીતે ફરી વળી છે કે પુષ્કળ જગ્યાએ મારા હેતુનો વિપર્યાસ થએલો છે. આ સંબંધમાં મારા ખરા વિચાર જાણવાની જિજ્ઞાસા રાખનારને અંગ્રેજી આવૃત્તિજ વાંચવાની ભલામણ કરૂં છું."

"સરકારી પરીક્ષક જાતના ઉપાધ્યાય છે. દેવળની ધાર્મિક કવાયતનું મને જેટલું જ્ઞાન છે તેટલુંજ આ વિષયમાં એ ગૃહસ્થને છે; પણ પોતાના ઉપરીને અપ્રિય લાગે તેવા વિચારોનો ઉચ્છેદ કરવા માટેજ તેમને ભારે પગાર મળતો હોવાથી તેમણે મારા વિચારોમાં પુષ્કળ ફેરફાર કરેલો છે. મારા વિચારોની જગ્યાએ પોતાના ઉપરીને પસંદ પડતા વિચારો તેમણે ઘુસાડી દીધા છે. આ બાબતમાં

તકરાર કરીએ પણ રૂશીયામાં તેવી સવડ નથી. અહીંનો કોઈપણ પત્રકાર એવી તકરારના પત્ર છાપે નહિ. માટે લક્ષમાં રાખવું કે, મારા નામથી પ્રસિદ્ધ થએલા આ પુસ્તકમાં ઘણા વિચાર અન્યના છે."

ઉપરોક્ત પુસ્તક ટૉલ્સ્ટૉયના દીર્ઘવિચારનું ફળ છે. એમાં તેમણે સાહિત્ય-સંગીતાદિ કળા અને માનવજીવનનો પરસ્પર શો સંબંધ છે, તેનો વિચાર કરેલો છે. ટૉલ્સ્ટૉય પોતે ઉત્તમ પંકિતના કલાભિજ્ઞ હોવાથી કળા અને કળાના મિથ્યા અનુકરણ વચ્ચેના સૂક્ષ્મ ભેદપર તેમણે હૃદયંગમ ચર્ચા કરેલી છે. પોતાની ભાવના અન્યના હૃદયમાં ઉત્પન્ન કર્યા વગર જ્યાં માત્ર ક્ષણિક આનંદનીજ ઉત્પત્તિ થાય છે ત્યાં ખરી કળા નથી હોતી. પણ કળાનું માત્ર ખોટું અનુકરણજ હોય છે.

તેમનો જન્મતઃ સ્વભાવ તત્ત્વશોધનનો હોવાથી તેમણે એવું પ્રતિપાદન કર્યું છે કે, કલાવંતના પ્રયત્નના મૂળ હેતુ તરફ લક્ષ આપવાની આવશ્યકતા છે. તેની કળામાં જગતને હિતકારક તથા અહિતકારક શું છે અને પોતાની કળાદ્વારા તે જગતને કયા માર્ગે ચઢાવવા ઇચ્છે છે, તેનો વિચાર અવશ્ય થવો જોઇએ. દેશાભિમાન ઉત્પન્ન કરનારી અને વિદેશીઓ પ્રત્યે દ્વેષ શિખવનારી એકાદ કવિતા કોઇ કવિ લખશે તો તે વાંચીને તે દેશના લોકોને આનંદ થશે; પણ તેમાં પ્રદર્શિત થએલા વિચાર જગતના હિતની દૃષ્ટિએ તો સદોષજ ઠરે; માટે તે કળાને દોષિત કહેવી જોઇએ. લોકોમાં જે પ્રકારના વિચાર પ્રબળ બને છે તેના પરજ તેમના સમાજની ભાવી રચનાનો આધાર રહે છે. કોઇપણ દેશના રીતરિવાજ અથવા કાયદાનો વિચાર કરીશું તો એ સર્વ દૃશ્ય બાબતોનું મૂળ ત્યાંના સામાન્ય જન-સમાજની ભાવનામાંજ રહેલું જણાશે. સમાજમાં જેવા પ્રકારની કળાને ઉત્તેજન મળે છે, તેવા પ્રકારેજ તેનો ભાવી જીવનક્રમ ધીમેધીમે નિશ્ચિત થતો જાય છે.

આ દૃષ્ટિએ વિચાર કરવાથી વ્યકિત અથવા સમાજનું હિત સાધવામાં કળા કેટલી ઉપયોગી થઇ શકે છે, તે પ્રત્યેકના ધ્યાનમાં આવશે. માટેજ કહેવાની જરૂર નથી કે, જે કળાનું રહસ્ય સમજવાને સહેલું અને સ્પષ્ટ હોય, તથા જે કળાનું મહત્ત્વ સમાજના કનિષ્ટમાં કનિષ્ઠ વર્ગ સુધી પહોંચી શકે છે, તે કળાનું મહત્ત્વ અન્ય કળા કરતાં વિશેષ છે. એકાદ માણસ મોટો વક્તા હોય પણ તેનું વક્તૃત્વ ઠેઠ કનિષ્ઠ વર્ગ સુધીના મનુષ્યોને હલાવી મૂકનારૂં ન હોય, તો તે કળાનો શો ઉપયોગ?

ટૉલ્સ્ટૉય કહે છે કે, **માનવજાતની ખરી સેવા બજાવનારો કલાવંત તેજ છે કે જે મનુષ્યના મનની નિદ્રિત ભાવનાને જાગૃત કરી શકે છે; અને કળાનું રહસ્ય તથા ઉચ્ચ ધ્યેય સામાન્ય જનોનાં હૃદયમાં ઉતારી શકે છે.** એમાં કંઇજ શક નથી કે, એ કાર્ય અત્યંત કઠિન છે. કળાના સામાન્ય ભક્તથી જેમ તે સાધ્ય થઇ શકે તેવું નથી, તેમ કેવળ કીર્તિને માટે અથવા

અન્ય ક્ષુદ્ર હેતુથી પ્રેરાઇને કળાનો આશ્રય કરનાર પણ ખરો કલાવંત બની શકતો નથી.

આ ગ્રંથમાં ટૉલસ્ટૉય કળાનો ખરો ઉપયોગ શો છે તેનો ઉહાપોહ કરતાં કહે છે કેઃ—

"કળાના હેતુ અને ધ્યેયનો સામાન્ય મનુષ્યોને સારો પરિચય થાય તો પછી શાંતિ જાળવવા માટે જે કૃત્રિમ આયુધોનો આશ્રય લેવો પડે છે, તેમ કરવું પડે નહિ. અલબત્ત, પોલીસ, સૈન્ય અને તેજ પ્રમાણે દવાખાનાં જેવી પરોપકારી સંસ્થાઓ આજે ચલાવવી પડે છે તેનું કારણ એજ છે કે, મનુષ્યોના હૃદયની કોમળ ભાવનાઓ હજી નિદ્રાવસ્થામાં છે. તે ભાવનાઓને જાગૃત કરવાનું સામર્થ્ય ધરાવનારા કલાઉપાસકોનું અસ્તિત્વ આપણામાં વિશેષ નહિ હોવાથીજ આપણને અન્ય કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો પડે છે. કળાનો અંતિમ હેતુ એજ છે કે, **એવા કૃત્રિમ અને જૂલમી ઉપાયોને નષ્ટ કરવા.**"

ગ્રંથકાર તરીકે ટૉલસ્ટૉયે માનવસમાજની જે કંઈ સેવા કરી છે, તેમાં પ્રસ્તુત ગ્રંથથી અત્યુચ્ચ સેવા થએલી છે. એમાં કંઇજ શંકા નથી કે, તેમના આ ગ્રંથનો જેમજેમ અધિકાધિક પ્રચાર થતો જશે તેમતેમ તેનું રહસ્ય સામાન્ય જનોને પરિચિત થતું જશે.

ઇ. સ. ૧૮૯૭–૯૮ ના અરસામાં ઇંગ્લાંડમાં તેમના વિચારોનો પ્રચાર કરવા માટેનો ઉભરો આવ્યો હતો. એ મતો આચારમાં લાવવા પ્રયત્ન કરનાર મંડળોની સંખ્યા વધી ગઇ હતી પણ તે સફળ થયાં નહિ.

કોઇપણ નવીન હીલચાલ શરૂ થતાં લોકો તેના તરફ શંકાની નજરે જોવા લાગે છે. તેના ગુણ કરતાં દોષ તરફજ તેમનું અધિક લક્ષ રહે છે. જુની બાબતોમાંની એક પણ બાબતને આ હીલચાલમાં છેડવામાં આવે છે એટલે પછી લોકો ધાંધલ મચાવવામાં બાકી રાખતા નથી. તેની સાથે એ પણ ખરૂં છે કે નવી હીલચાલમાં સામેલ થનારા સર્વ માણસો સમતોલ બુદ્ધિના હોવા શકય નથી. તેમાં કેટલાક વિચિત્ર માણસો પણ પ્રવેશ કરે છે અને એજ લોકો સારી હીલચાલોને પણ નિષ્ફળ બનાવે છે.

આજ અરસામાં ચરકૉફે ટૉલસ્ટૉયનાં અપ્રસિદ્ધ પુસ્તકો ઇંગ્લાંડમાં છપાવવાની શરૂઆત કરી. રૂશીયામાં જે પુસ્તકો માટે મનાઇ થએલી હતી તેનાં પણ અંગ્રેજી ભાષાંતરો પ્રસિદ્ધ કરવાની તેણે તૈયારી કરી. ઇંગ્લાંડમાં ટૉલસ્ટૉયના વિચારોનાં ગમે તેવાં ભાષાંતરો તેણે છપાવી નાખવાથી ટૉલસ્ટૉયના નામથી ગમે તેવી વાતોનો પ્રચાર થવા લાગ્યો. આ બાબતની જવાબદારી ટૉલસ્ટૉયપર નાખી શકાય તેમ નહિ હોવા છતાં ચરકૉફે પ્રસિદ્ધ કરેલી જાહેરાતોમાં એવી ભાષા વાપરી હતી કે, એ સર્વ ઉદ્યોગ ટૉલસ્ટૉય પોતેજ ચલાવતા હોય એમજ સમજાય.

એજ અરસામાં 'પુનરૂત્થાન' નામની નવલકથા પૂરી થવા આવી હતી. ટૉલસ્ટૉયના કેટલાક મિત્રવર્ગે તેનો અમેરિકામાં પ્રસિદ્ધ કરવાનો હક્ક વેચી તે નાણાંથી દુખોબાર લોકોને મદદ કરવાની ભલામણ કરી ટૉલસ્ટૉયે એ વિચારને સંમતિ પણ આપી. પરિણામે અમેરિકામાં પ્રસિદ્ધ કરવા માટેનો હક્ક લગભગ પાંત્રીસ હજાર રૂપિયાથી પિટર્સબર્ગના નીવા નામના વર્તમાનપત્રને મળ્યો. રૂશીયામાં તો તેમણે કોઈ જાતનો હક્ક રાખ્યોજ નહતો; તેથી કેટલાંક વર્તમાનપત્રોમાં તે ચાલુ વાર્તા પ્રસિદ્ધ થવા લાગી અને તેના પરથી અમેરિકામાં ભાષાંતરો પણ પ્રસિદ્ધ થવા લાગ્યાં. એટલે નીવાના અધિપતિએ વાંધો ઉઠાવ્યો. આથી ટૉલસ્ટૉયે રૂશીયામાં કોઇએ એ વાર્તા પ્રસિદ્ધ નહિ કરવી, એવી વિનતિ સર્વ પત્રકારોને કરી અને તે સર્વેએ માન્ય કરી. 'યુદ્ધ અને શાંતિ' અથવા 'ઍના કૅરેનીના' માં જેવી પ્રતિભા અને કળા દૃષ્ટિએ પડે છે, તેવીજ પ્રતિભા અને કળા આમાં પણ ઝળકે છે. એમાં તેમણે સામાન્ય જીવનક્રમ ઉત્તમ પ્રકારે દોરેલો છે. અનેક પ્રકારના રીતરિવાજ દીર્ઘકાળથી ચાલતા આવેલા હોય છે તેથી તેમાં રહેલી દુષ્ટતાનું ભાન થતું નથી; અને તે કેવી રીતે લંબાઈ જાય છે તેની તેમણે સારી કલ્પના કરાવી છે. અર્થાત્ અંધપરંપરાનુસાર ચાલનારા લોકોમાં નીતિ અને અનીતિનો કેવો ઘોટાળો થાય છે અને શુદ્ધ અનીતિ નીતિ શી રીતે ગણાય છે, તેનું હૃદયંગમ ચિત્ર આલેખેલું છે. માણસના મનને વિહ્વળ કરનારી વિષયવાસનાના ખેલ કેવા હોય છે તેનું વર્ણન પણ આમાં એટલું સ્પષ્ટતાથી કર્યું છે કે, કેટલાક પુસ્તક વેચનારાઓએ તેને અનીતિમય જણાવી તેનો બહિષ્કાર કર્યો હતો. પછી એજ કથાનકના આધારે એક લેખકે નાટક લખ્યું અને તેનો પ્રયોગ અત્યંત લોકપ્રિય નીવડયો. છેવટે મૂળ પુસ્તક અને નાટકની લોકો તરફથી અતિશય માગણી આવવા લાગી ત્યારે તેજ પુસ્તક વેચનારાઓએ એ પુસ્તક વેચવા માંડયાં.

ઇંગ્લાંડ અને અમેરિકામાં તેનું ભારે વેચાણ થયું. અંગ્રેજીમાં પ્રસિદ્ધ થએલી આવૃત્તિના વેચાણથી પ્રકાશકને લગભગ પચાસ હજારનો ફાયદો થયો હતો. એને માટે ટૉલસ્ટૉયે પ્રકાશક પાસેથી કંઇજ રકમ લીધી ન હતી અને અન્ય ભાષાઓવાળા માટે પણ તદ્દન છૂટજ રાખી હતી.

જ્યારે આ મોટી વાર્તા લખવાનું કામ ચાલતું હતું ત્યારે વચ્ચે વચ્ચે તે નાના નિબંધો પણ લખતા હતા. એ નિબંધો પૈકી હેગની સુલેહપરિષદ વિષેનો નિબંધ અત્યંત મહત્ત્વનો છે.

યુવાન ઝાર બીજા નિકોલસે ગાદીપર આવ્યા પછી શાંતિનાં સ્તોત્ર ગાવા માંડયાં હતાં. તેણે યુદ્ધના પ્રસંગ ઓછા કરવા જોઇએ અને સૈન્ય તથા આરમાર પણ નિયંત્રિત કરવાં જોઇએ, એવા અર્થનો એક ખલીતો સર્વ રાષ્ટ્રો તરફ

મોકલ્યો હતો. તેની આ કૃતિથી શાંતિવાદી લોકોને આનંદ થયો, પણ એ ભ્રામક દેખાવથી ટૉલ્સ્ટૉય ફસાય તેવા ન હતા. તેમણે તરતજ જાહેર કર્યું કે, " એવી સુલેહપરિષદો કેવળ દાંભિકતાની મૂર્તિ હોઈ લોકોની આંખમાં ધૂળ નાખવા માટેજ તેને રંગભૂમિપર લાવવામાં આવે છે. શાંતિનો સાચો માર્ગ લોકો જોઇ ન શકે તે હેતુથીજ એવી પરિષદોના પડદા રાજપ્રકરણી લોકો પ્રજાનાં નેત્રોની આડા બાંધે છે. યુદ્ધસામગ્રી ઘટાડવાની તેમની લેશ માત્ર ઇચ્છા હોતી નથી; તેમજ એવી ઇચ્છા એ લોકો કરવાનાએ નથી. જ્યારે સામાન્ય જનસમાજની એવી માન્યતા પ્રબળ થશે કે, સૈનિકનો ધંધો એ ધાડપાડુ અને ખૂનીનો ધંધો છે માટે તેમાં જોડાવુંજ જોઇએ નહિ; ત્યારેજ એવા અત્યાચારોપર અંકુશ રહેશે."

ઇ. સ. ૧૯૦૦ ના એપ્રીલમાં ટૉલ્સ્ટૉયની પ્રકૃતિ એવી બગડી ગઇ હતી કે તે પથારીમાંથી ઉઠશે કે કેમ તે સમજાતું નહતું. આ સમયે રૂશીયાની મહા-ધર્મપરિષદે એક ગુપ્ત ખલીતો પોતાના કાર્યકારી ઉપાધ્યાય તરફ રવાના કરી તેમાં જણાવ્યું કે, ટૉલ્સ્ટૉય જુનાપંથની વિરૂદ્ધ હોવાથી તથા મહાપરિષદના દ્વેષ્ટા હોવાથી કોઈએ તેમને તીર્થપ્રસાદ આપવો નહિ; અને જો તે મૃત્યુ પામે તો તેના આત્માના તારણ માટે આવશ્યક ધર્મવિધિ પણ કોઇએ કરવી નહિ. આ ખલીતાની ઘણાઓને ખબર પડી હતી; પણ તે ગુપ્ત હોવાથી તેના વિષે કોઇએ જાહેરરીતે વિશેષ ચર્ચા કરી નહિ.

આ વર્ષમાં અંગ્રેજો અને બોયરો વચ્ચે યુદ્ધ ચાલુ થયું હતું. એ વિષે એવી વાત ફેલાઇ હતી કે, ટૉલ્સ્ટૉયના વિચાર અંગ્રેજોની વિરૂદ્ધમાં છે. એ ઉપરથી એક અંગ્રેજ સ્નેહીએ તેમનો મત પૂછવાથી તેને લખેલા પત્રમાં ટૉલ્સ્ટૉય કહે છે કે, "મારા મત તરીકે જે હકીકત પ્રકટ થઇ છે તેવા અર્થના શબ્દો હું બોલ્યો નથી. એક દિવસે એક લેખક પોતાનું પુસ્તક મને ભેટ આપવા આવ્યો હતો. વાત કરતાં કરતાં યુદ્ધ વિષે તેણે મારો મત પૂછ્યો. મેં કહ્યું કે, એમાં ઇંગ્લાંડનો જય થાય કે પરાજય થાય, તેનો મને કંઈજ હર્ષ કે શોક થવાનો નથી. હા, યુદ્ધનાં કારણોનો જે નાશ કરે છે તેને માટે હું મગરૂર થાઉં છું. આ હકીકત મીઠું મરચું ભભરાવીને એ લેખકે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરી છે."

" મારો મત તો એવો છે કે, એવા હૃમલાઓનો જવાબ આપવા કરતાં તેની ઉપેક્ષાજ કરવી યોગ્ય છે. પોતાના પત્રોનાં કોલમો અને તેની સાથે સાથેજ ખીસ્સાં પણ—ભરવા માટે પત્રકારો તો એવું તેવું શોધ્યા કરે અને છાપ્યાજ કરે; આજે તમે એક વાતને ખોટી ઠરાવશો એટલે કાલે તે ચાર ખોટી વાતો છાપશે."

" મેં 'પુનરૂત્થાન' ના પૈસા લેવામાં મોટી ભૂલજ કરી છે એમ મને લાગે છે. એ માટે હવે મને પશ્ચાત્તાપ થાય છે. જે લખવું હોય તે લખી નાખવું.

પછી તેનું જે થવાનું હોય તે થવા દેવું, એ પૂર્વની પદ્ધતિજ હવે હમ્મેશને માટે સ્વીકારવાનો છું."

"કર આપવા વિષેના મારા શા વિચાર છે, એમ તમે પૂછ્યું છે. ખ્રિસ્તના અનુયાયી તરીકેજ નહિ, પણ વિવેકબુદ્ધિ પ્રમાણે ચાલનાર માણસ પણ કર ન આપી શકે એમ મારૂં માનવું છે. પ્રત્યેક ધાર્મિક મનુષ્યનું કર્તવ્ય છે કે, સરકાર જે અનેક અપરાધ કરે છે તેમાં તેને કર આપીને ભાગીદાર ન બનવું. ઘણાઓ કહે છે કે એ વાત અવ્યવહારૂ છે; પણ ખરી હકીકત એ છે કે તેમનામાં એ કાર્ય કરવા જેટલું ધર્મબળ અને શ્રદ્ધા નથી. પોતાની એ અયોગ્યતા તેઓ ખોટી રીતે ધર્મના પવિત્ર સિદ્ધાંતપર લાદે છે. જો તમારે સાચા ધાર્મિક બનવું હોય તો તે હપ્તે હપ્તે નહિ બની શકો."

હવે ટૉલસ્ટૉયની પ્રકૃતિ વિશેષ ચિંતાજનક થઇ હતી. કેટલાક દિવસ સુધી તે પત્ર પણ લખી શકયા નહતા. તેમની દઢતા અને મનઃશકિત અજબ હતી; છતાં આ આજારે તેમના લેખનમાં અનેક અંતરાય કર્યો હતો. ઇ. સ. ૧૯૦૦ ના નવેમ્બરમાં તે મોસ્કો જતા હતા, તેમાં વળી એક મુકામે ઇન્ફ્લ્યૂન્ઝાથી તે પટકાયા. એ તાવથી તે ઘણા મહિના અશકત રહ્યા હતા. આ માંદગીના સંબંધમાં તેમના એક પત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—

"ઘણા દિવસે આજે મને સહજ ઠીક લાગતું હોવાથી આ પત્ર જાતે લખું છું. ઘણા દિવસ થવા છતાં હજી જીર્ણજ્વર ખસતો નથી અને તેથી અતિશય ક્ષીણતા આવી થઇ છે. મારી પાચનક્રિયા તદ્દન બગડી ગઇ છે અને અન્નપરની રૂચિ નષ્ટ થઇ ગઇ છે. પણ શરીરની ક્ષીણતાની અસર મનપર થએલી નહિ હોવાથી આ માંદગી માટે મને સંતાપ થતો નથી. ઉલટું આ દેહપીંજરમાંથી જલદી મુકત થવાશે એમ લાગી આનંદ થાય છે. કોઇ વખત હજુ ઘણાં કામ કરવાનાં બાકી છે અને કેટલાક અધૂરાં છે, એ વિચાર ઉદ્ભવી દુઃખ પણ થાય છે."

ઇ. સ. ૧૯૦૧ ના આરંભમાં રૂશીયન પ્રજામાં અસંતોષની છોળો ભારે પ્રમાણમાં ઉછળવાની તૈયારી હતી. અત્યાર સુધી દબાઇ રહેલો અસંતોષ મુખ્યત્વે વિદ્યાર્થીવર્ગમાં વધારે દેખાવા લાગ્યો. તેઓમાં નાનાં નાનાં તોફાનો થવા લાગ્યાં. એ તોફાનોને દબાવવા વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓની લશ્કરમાં ભરતી કરવાનો સરકારે હુકમ કર્યો. આ હુકમના આધારે કીફ વિશ્વવિદ્યાલયના કેટલાક વિદ્યાર્થીઓને લશ્કરમાં મોકલવામાં આવ્યા. સરકારના એ કૃત્યના નિષેધાર્થે ઠેર ઠેર સભાઓ ભરાવા લાગી. પિટર્સબર્ગમાં એ કામ માટે વિદ્યાર્થીઓની એક પ્રચંડ સભા ભરાઇ હતી. એ સભા તોડી પાડવા સારૂ પિટર્સબર્ગના ગવર્નરે કોઝાક સ્વારો પાસે હૂમલો કરાવ્યો. આથી ઘણાઓ ઘાયલ થયા. સરકારના એ કૃત્યને

મોટા મોટા અમીર ઉમરાવોએ પણ વખોડી કાઢયું. એમાં 'પ્રિન્સ વીઝેનસ્કી' નામનો એક સરદાર હતો. તેણે એક સભા મેળવીને સરકારના કાર્યપર સખત ટીકા કરી. આથી બાદશાહે એને રૂબરૂમાં બોલાવી તેનું અપમાન કર્યું. આ સંબંધમાં ટૉલસ્ટૉયે પ્રિન્સને નીચે પ્રમાણે પત્ર લખ્યો છે:—

" બાદશાહે તમને આ કાર્ય માટે દૂષણ આપ્યું છે પણ એમાં તમારો દોષ નથી. અમે સર્વ જાણીએ છીએ કે બાદશાહ પોતાનું થૂંક ઝીલનારાના નાદે લાગ્યો છે. તમે એ સદ્‌કૃત્યથી સમગ્ર રૂશીયાની પ્રજાપર જે ઉપકાર કર્યો છે તે કદિ પણ અમે ભૂલીશું નહિ. સાંપ્રતની શહેનશાહતમાં તમને અતિ માનનીય સ્થાન મળ્યું છે. બાદશાહ વિરૂદ્ધ વર્તવાથી સ્થાનભ્રષ્ટ થવાશે, એ વાત જાણવા છતાં પણ સરકારના પશુ તુલ્ય કૃત્યનો સ્પષ્ટતાથી નિષેધ કર્યો છે, તે પરથી તમારી ન્યાય-બુદ્ધિ અને કોમલ હૃદય વ્યકત થયાં છે. આ કૃત્યથી મારા મનમાં તમારે વિષે આદર ઉત્પન્ન થયો છે તે આ પત્રદ્વારા વ્યકત કરૂં છું."

રૂશીયન લેખકોની મંડળીએ પણ સભા ભરીને સરકારના આ કૃત્યનો નિષેધ વ્યકત કર્યો હતો. એ મંડળને ગેરકાયદેસર ઠરાવ્યાનું ફરમાન વડા પ્રધાને તેના સભાપતિ પર મોકલી આપ્યું હતું.

આ રીતે રૂશીઆમાં નવજીવનનો સંચાર થતો હતો. બાદશાહની ત્રાસદાયક જૂંસરી કયારે ને કયારે પણ રૂશીયન પ્રજા ઉતારી નાખશે એવાં ચિહ્ન દેખાવા લાગ્યાં હતાં. રૂશીયાની મહાધર્મસભા તો સરકારને સહાય કરવા એક પગેજ થઇ રહેલી હતી. ઇ. સ. ૧૯૦૧ ના ફેબ્રુઆરીમાં તે સભાએ એક નીચલા આશયનું ફરમાન કાઢીને ટૉલસ્ટૉયનો બહિષ્કાર કર્યો હતો.

" સાંપ્રતમાં કાઉંટ લીયો નામનો એક લુચ્ચો ભવિષ્યવાદી ઉત્પન્ન થયો છે. રૂશીયામાં એ ગ્રંથકાર તરીકે પ્રસિદ્ધ છે. જન્મથી એ રૂશીયન હોઇ શિક્ષણથી તથા ધર્મથી જુના રૂશીયન ધર્મપંથનો છે. એ પોતાની બુદ્ધિના મિથ્યાભિમાનથી ભ્રષ્ટ થએલો હોઇ પ્રભુ અને ખ્રિસ્ત વિરૂદ્ધ મસ્તક ઉંચકે છે. તેણે જાહેર રીતે જુના ધર્મનો ત્યાગ કર્યો છે. પ્રભુએ તેને જે બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ ધર્મવિરૂદ્ધના મતો લોકોમાં પ્રચારી તેમનાં અંતઃકરણ ભ્રષ્ટ કરવામાં કરે છે. જે ધર્મમાં આપણા પૂર્વજો ઉછર્યા હતા, જે ધર્મમાં તેમણે મુક્તિ મેળવી હતી અને જે ધર્મને સમગ્ર રૂશીયા વળગી રહેલું છે, તે ધર્મવિરૂદ્ધના વિચારોનો પ્રચાર કરવાનું તે પાપ કરી રહ્યો છે."

" માટે જેઓ તેના નાદે લાગી ભ્રષ્ટ થયા છે તેમની તથા ટૉલસ્ટૉયની જાણ સારૂ અમે પ્રભુ સમક્ષ જાહેર કરીએ છીએ કે, તે અમારા ધર્મસમાજથી બહાર છે."

આ ફરમાન પ્રસિદ્ધ થયા પછી ધર્મસભાના અધ્યક્ષને કાઉંટેસે એક પત્ર લખી જણાવ્યું કે, "આપના ફરમાનથી લોકોનો કોઇ પણ બહિષ્કાર કરશે નહિ, એટલુંજ નહિ પણ તેમના વિષે રૂશીયા તેમજ બહારના દેશોમાં અધિકજ સહાનુકંપા ઉત્પન્ન થશે." આગળ લખતાં તે લખે છે કે:—

"સભાએ કાઉંટ વિરૂદ્ધ એક ગુપ્ત ફરમાન પણ કાઢયું છે. એ ગુપ્ત હુકમ જણાવે છે કે, કાઉંટ મૃત્યુ પામે તો કોઇએ તેની ધર્મવિધિ કરવી નહિ; પણ આ હુકમથી હાનિ કોને થવાની છે? પ્રાણ ઉડી ગયા પછી રહેલા જડ શરીરને એથી શું નુકશાન થવાનું છે? તમે તેમનાં કુટુંબીઓને પણ ત્રાસ આપવા ઇચ્છો છો કે શું? શું તમારી એવી ખાત્રી છે કે, મારા પતિના મૃત્યુ પછી, માણસનો ભય નહિ રાખનાર તથા ભૂતના ઉદ્ધારને પ્રભુની સેવા માનનાર કોઈએ ઉપાધ્યાય નહિ મળે? કદાચિત્ તે પણ નહિ મળે તો મજુરીની આશાથી કામ કરનાર કોઇ ગરીબ માણસ પણ મળશે કે નહિ?"

ધર્મસભાના એ ફરમાનથી રૂશીયામાં ખળભળાટ થવા લાગ્યો. એક બાજુએ ટૉલસ્ટૉયના ભક્તો ધર્મસભાપર ચીડાઈ ગયા ત્યારે બીજી બાજુએ કર્મઠ માણસો ટૉલસ્ટૉયપર ચીડાયા. વળી પાછા ખૂનની ધમકીના પત્રો આવવા લાગ્યા. સાર્વજનિક પુસ્તકાલયોમાંથી તેમનાં પુસ્તકો કાઢી નખાવવામાં આવ્યાં. લોકો ટૉલસ્ટૉયના સન્માનાર્થે સભા વગેરે ભરે તો તેની હકીકત પ્રસિદ્ધ નહિ કરવા વર્તમાનપત્રોને ફરમાન થયાં. તેમના ફોટા પ્રસિદ્ધ કરવાની બંધી થઇ અને મોસ્કોના મદ્યપાનનિષેધકમંડળે સભાસદમાંથી તેમનું નામ કાઢી નાખ્યું. અરે એટલુંજ નહિ પણ ટૉલસ્ટૉયપર કોઇ તાર કરવા જતું તો તે તાર લેવાને પણ ખાતું ના પાડતું. તેમનો સર્વ પત્રવ્યવહાર પોસ્ટખાતું ફોડી જોતું અને સહાનુભૂતિના પત્રો કાઢી નાખી ધમકીના તથા ગાળોનાજ પત્રો માત્ર પહોંચાડી દેતું.

ધર્મસભાની આ આજ્ઞાથી સામાન્યજનોનું તો તેમનાં પુસ્તકો તરફ વિશેષજ લક્ષ ખેંચાયું. પ્રથમ કરતાં તેનું વેચાણ વધી ગયું અને સર્વત્ર તેમના વિચારોની ચર્ચા થવા લાગી. સોમયાનોફ કહે છે કે, આગગાડી, હોટેલ વગેરે જ્યાં જુઓ ત્યાં એ સિવાય કંઇજ સંભળાતું નહિ. એક દિવસે સવારમાં ટૉલસ્ટૉયને મોસ્કોના એક રાજમાર્ગપરથી જતા જોઇને કોઇ એક ગૃહસ્થે કહ્યું: 'જુઓ, આ સેતાનનો અવતાર જાય છે.' આ શબ્દો સાંભળતાંજ આજુબાજુના લોકોએ ટૉલસ્ટૉયનો ત્રણ વાર જયઘોષ ગજાવ્યો. એ અરસામાં પિટર્સબર્ગમાં ચિત્રનું એક મોટું પ્રદર્શન ભરાયું હતું. તેમાં રેપિન નામના પ્રસિદ્ધ ચિત્રકારે ટૉલસ્ટૉયની એક છબી ગોઠવી હતી. એ છબીને લોકો હમ્મેશ પુષ્પ હાર ચઢાવતા હતા. એ પ્રકાર જોઇ રૂશીયન અધિકારીઓનાં મન ભડકી ઉઠયાં. તેમણે એ ચિત્રને પ્રદર્શનમાંથી દૂર

કરવાનો હુકમ કર્યો. ત્યારથી ટૉલ્સ્ટૉય કોઇપણ જગ્યાએ વિદ્યાર્થીઓની નજરે પડતાં તરતજ તેઓ જયઘોષ કરવા લાગતા. તાર અને ટપાલપર અંકુશ હોવા છતાં હમ્મેશાં કોઇને કોઇ સંસ્થાના પ્રતિનિધિ પ્રત્યક્ષ આવીને ટૉલ્સ્ટૉયને અભિનંદન આપી જતા. ટૉલ્સ્ટૉયને પોતાને એ બહિષ્કાર માટે કંઇજ લાગતું નહિ. ઉલટા પોતે એવું શું સદ્કૃત્ય કર્યું છે કે લોકો આટલો આદર સત્કાર કરે છે એમ પૂછતા.

ટૉલ્સ્ટૉયે ધર્મસભાના ખલીતાનો જે ઉત્તર આપ્યો છે તે અતિ ઉચ્ચ અને ઉદાર વિચારોથી પૂર્ણ છે. તેમાં તે કહે છેઃ—

"પુરાણમતાભિમાની નામથી ઓળખાતા રશીયન ધર્મપંથનો મેં સંબંધ તોડી નાખેલો છે એ વાત સર્વથા ખરી છે. પણ મારે કહેવું જોઇએ કે, ઇસુની વિરૂદ્ધ બળવો જગાવવા માટે મેં તેમ કર્યું નથી. ઉલટું તેની સેવામાં સર્વશક્તિ વાપરવાના હેતુથીજ તેમ કર્યું છે. એ સંબંધ તોડતાં પૂર્વે લોકોને ખરૂં ધર્મજ્ઞાન એ પંથ આપતો નથી એવો મને સંશય આવ્યો. આથી કેટલાંક વર્ષો સુધી એ પંથનાં તત્ત્વો અને તેના આચાર તથા વિધિઓનો મેં ખરા મનથી અભ્યાસ કર્યો. તેનાં તત્ત્વો સારી રીતે લક્ષમાં આવે તે સારૂ તેનાં સર્વ પુસ્તકો વાંચ્યાં. તેમાં બતાવેલ ઇશ્વરવિષયક જ્ઞાનનો અભ્યાસ કર્યો અને મારી બુદ્ધિ પ્રમાણે તત્ત્વોની પરીક્ષા પણ કરી. તેના આચારનું રહસ્ય સમજવા સારૂ તેણે નિયત કરેલા નિયમોનું વર્ષથી વધારે દિવસ સુધી બરાબર પાલન કર્યું. એ પંથે કહેલા સર્વ ઉપવાસો કરીને પ્રત્યેક પ્રાર્થનાના સમયે હું હાજર રહેતો હતો. આ રીતે સદ્બુદ્ધિપૂર્વક એ પંથનો અભ્યાસ કર્યા પછી મને ચોક્કસપણે જણાયું કે, એ પંથ ફસામણીનો, તદ્દન ખોટાં તત્ત્વોપર રચાએલો અને અત્યંત હાનિકારક છે. તેના આચાર તેમજ વિચારમાં ઢોંગ અને દંભ ભરાએલો હોઇને ખ્રિસ્તે કહેલું જ્ઞાન છુપાવી રાખવાનુંજ કામ માત્ર તે કરે છે."

"આટલું થયા પછીજ મેં એ પંથનો ત્યાગ કર્યો, તેના આચાર છોડી દીધા અને મૃત્યુપત્રમાં પણ સ્પષ્ટ જણાવ્યું છે કે, મારા શબ આગળ એ પંથ સાથે સંબંધ રાખનાર કોઇપણ વ્યક્તિએ પ્રાર્થના કરવી નહિ; અને તરતજ શબને અવલ મજલે પહોંચાડી દેવું."

"એ પંથના સર્વ મતો મને અમાન્ય છે. એની ત્રિમૂર્તિની કલ્પના, કુમારીના પેટે પ્રભુનો જન્મ હોવાની ઈશદ્રોહી કલ્પના, વગેરે મને તદ્દન અમાન્ય છે. પણ પ્રભુનું અસ્તિત્વ નથી એમ મેં કદિએ કહ્યું નથી. મારો મત તો એવોજ છે કે, તે શુદ્ધ ચૈતન્યમય, પ્રેમસ્વરૂપ અને સર્વનું મૂળ સ્વરૂપ છે. તેની ઇચ્છાનુસાર વર્તવું એજ મનુષ્ય માત્રનો ધર્મ છે અને તેજ માનવજીવનનું સાફલ્ય હોઇ, એ સફળતા શી રીતે સાધ્ય થઈ શકે એજ ખ્રિસ્તે સ્પષ્ટ કરી આપ્યું છે એમ પણ હું માનું છું."

"આપે આપના ફરમાનમાં કહ્યું છે કે, 'મૃત્યુ પછી સર્વનો ન્યાય થાય છે એ વાત ટૉલ્સ્ટૉયને માન્ય નથી.' હું સ્પષ્ટપણે કહું છું કે, મૃત્યુ પછી પ્રભુનો પુત્ર પુનઃ અવતાર લઇ કોઇને કાયમનો નરકવાસ તો કોઇને કાયમનો સ્વર્ગવાસ આપે છે, એવોજ જો આપનો મત હોય તો મને તે સર્વથા અમાન્ય છે. મારો મત તો એવો છે કે, માનવી આત્મા અમર છે અને તેનાં ભલાં ભૂંડાં કર્મફળ મૃત્યુ પછી તો શું પણ ચાલુ જીવનમાંએ ભોગવવાં પડે છે. પ્રત્યેક સદ્દકૃત્ય જે પ્રમાણે કલ્યાણકારી છે, તેજ પ્રમાણે પ્રત્યેક દુષ્કૃત્ય નુકશાનકારક છે."

"આપ કહો છો કે, 'એને પંથના આચાર વિચાર માન્ય નથી.' આપનું એ કથન ખરૂં છે. આપનો સર્વ ક્રિયાકાંડ કેવળ ફૂસામણીનો અને ખ્રિસ્તે કહેલા જ્ઞાનથી વિરૂદ્ધ છે. એવા આચારથી તો પવિત્ર શાસ્ત્રે આપેલી આજ્ઞાઓનો ભંગજ માત્ર થાય છે."

"ધર્મસભા જે તત્ત્વોપર વિશ્વાસ હોવાનો ભાસ કરાવે છે તે તત્ત્વો મને પણ માન્ય છે; અને મારી એજ ઇચ્છા છે કે એજ તત્ત્વોપર તેનો ખરેખરો વિશ્વાસ બેસે. લોકોની આંખો આગળ તત્ત્વોનો પડદો લટકાવી તેની પાછળ જે અનુચિત કૃત્યો સભા કરે છે, તે માત્ર મને માન્ય નથી."

"પ્રભુનું અસ્તિત્વ છે અને તેથીજ મારૂં અસ્તિત્વ છે એવો મને વિશ્વાસ છે; તથાપિ ઇસુખ્રિસ્ત મનુષ્ય હોવા છતાં તેને પરમેશ્વર માનવો એ તેનો ભયંકર ઉપમર્દ છે એમ પણ મને લાગે છે. પ્રભુની ઇચ્છાનુસાર વર્તવામાંજ મનુષ્યનું ખરૂં કલ્યાણ રહેલું છે; અને મને વિશ્વાસ છે કે, તેની ઇચ્છા એવી છે કે માણસોએ પરસ્પર પ્રેમ રાખવો. માટે આદ્ય કર્તવ્ય એ છે કે, પ્રત્યેક મનુષ્યમાં જે પ્રેમ બીજરૂપે વસેલો છે, તેનો વિકાસ કરી વિશ્વવ્યાપી વૃક્ષ બનાવવું. એ રીતે મનુષ્યો વર્તવા લાગશે તો આ પૃથ્વીજ સ્વર્ગ બની જશે અને હાલની મારામારીની, લુચ્ચાઇની અને દંડુકાશાહીની પરિસ્થિતિ બદલાઇ જશે. પ્રેમનો વિકાસ કરવાનો ખરો માર્ગ એ છે કે, પ્રભુની પ્રાર્થના કરવી; પણ એ પ્રાર્થના એકાંતમાં થવી જોઇએ. ઇસુની સ્પષ્ટ આજ્ઞા છે કે, પુષ્કળ લોકોના સમૂહમાં પ્રાર્થના કરવી નહિ. એ પ્રાર્થના શી રીતે કરવી તે ઇસુએ એક દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાવ્યું છે."

"મારા ધર્મવિચારો કેવા છે તે મેં અહીં સ્પષ્ટ કર્યા છે. મારા એ વિચારોથી કોઇને અડચણ થતી હોય, કોઇને ત્રાસ થતો હોય અથવા કોઇ નાખૂશ થતો હોય, તોપણ તેમાં મારાથી ફેરફાર થવો શકય નથી. જે પ્રમાણે હું મારૂં શરીર બદલી શકું તેમ નથી, તેજ પ્રમાણે વિચાર પણ બદલાય તેમ નથી. મારો જીવનક્રમ નિશ્ચિત થએલી દિશાએજ ચાલવાનો છે. જે ઇશ્વર સમક્ષ ઉભા રહેવાનો પ્રસંગ કદાચિત્ થોડાજ વખતમાં આવવાનો છે, ત્યાં મારે એકલા ઉભા રહેવાનું

છે, અને મારાં ભલાં ભૂંડાં કર્મનાં ફળ મને એકલાનેજ મળવાનાં છે; માટે મારે મારા માર્ગેજ ચાલવું જોઇએ. જે વાતપર વિશ્વાસ ન હોય તેપર વિશ્વાસ છે એમ અન્યને સંતોષવા ખાતર હું નહિ કહી શકું. મારા વિચારો સર્વથા અને સર્વ કાળ ઉપયોગી થશેજ એમ હું કહેતો નથી; તથાપિ મારી વિવેચકબુદ્ધિને અને અંતઃકરણને એથી વિશેષ યોગ્ય તત્ત્વો જણાયાં નથી. જો એવાં તત્ત્વ કોઇ મને બતાવી આપશે, તો જરૂર હું તેનો સ્વીકાર કરીશ. સત્ય સિવાય અન્ય ધર્મજ નથી અને પ્રભુને પણ તે વિના બીજું પ્રિય નથી. હું જુના ધર્મવિચારને ગ્રાહ્ય ગણી તે પ્રમાણે વર્તતો હતો ત્યારે મને ઘણીજ યાતના સહન કરવી પડી હતી. હવે પુનઃ તેજ યાતનામાં ફસાવાની ઇચ્છા નથી. પક્ષી ઇંડામાંથી બહાર પડીને આકાશમાં સ્વતંત્રતાપૂર્વક ઉડવા લાગે છે એટલે પુનઃ ઈંડાના કવચમાં પ્રવેશ કરવાનું તેને માટે અશક્ય બને છે; તેજ પ્રમાણે જુના ધર્મપંથમાં હવે મારો પ્રવેશ અશક્ય છે."

"જે ધર્મપંથમાં મારો જન્મ થયો તે ધર્મપર એક સમયે મારો પ્રેમ હતો; અને મારા મનની શાંતિને દૂર રાખી તે પંથને હું વળગી રહ્યો હતો; પરંતુ પછીથી એ પંથપરથી મારૂં લક્ષ ખસી જઇને કેવળ સત્યનેજ વળગ્યું છે. સત્ય સિવાયની જગતની કોઇપણ વસ્તુપર મને પ્રેમ નથી. મારો વિશ્વાસ છે કે ખ્રિસ્તી ધર્મમાં સત્યને સ્થાન છે અને તેથીજ હું તેને વળગી રહ્યો છે. આ મારૂં લક્ષ જેટલા પ્રમાણમાં દૃઢ હશે તેટલાજ પ્રમાણમાં શાંતિ અને સુખ હું મેળવી શકવાનો છું; અને તેજ પ્રમાણમાં મને શાંત તથા સુખી મૃત્યુ પ્રાપ્ત થશે."

આ મહિનામાં રૂશીયામાં તોફાનોનું જોર વધી પડયું. સરકારના છળથી ત્રાસી ગએલી જનતા ઉચ્છૃંખલ બની અને તેના દુઃખનો આવેગ અનેક સ્થળે તોફાનોના રૂપે બહાર પડયો. આ પરિસ્થિતિ જોઇને ટૉલસ્ટૉયે બાદશાહ અને વડા પ્રધાનને નીચલી મતલબનો પત્ર લખ્યોઃ—

"હમણાં ચોતરફ જે તોફાનો પ્રવર્તે છે તે કદાચિત્ તરવારની ધારથી દબાવી દેવાનું શકય હશે; પરંતુ તેની સાથે જે લશ્કર અને પોલીસપર સરકારને વિશ્વાસ છે, તેઓ એમ સમજીને પોતાનાં હથિયાર મૂકી દે કે 'સરકાર આપણા ભાઇઓનાં ખૂન આપણા હાથે કરાવે છે' તો તે પણ શકયજ છે, ઘડીભર માની લઇએ કે, એ તોફાનો દબાઈ જશે; પરંતુ તેથી એમ તો નહિજ કહી શકાય કે આગ હોલવાઇ ગઈ છે. ઉપરથી દબાવી રાખવાથી તે અંદરજ ધૂંધવાયા કરશે અને અંતે એટલા પ્રચંડરૂપે બહાર પડશે કે, તે સમયે થનાર અપરાધ તથા યાતનાનું માપ પણ કોઈ નહિ આંકી શકે."

"તમને લાગે છે કે, કેટલીક અસંતુષ્ટ વ્યક્તિઓની ઉશ્કેરણીથી આ તોફાનો

ઉદ્‌ભવ્યાં છે; પરંતુ એ વાત જો ખરી હોત તો પાંચ સાતને તુરંગમાં ધકેલી મૂકવાથી અથવા તેમનો વધ કર્યાથી બધું બંધ પડી ગયું હોત; પણ ગયાં ત્રીસથી વધુ વર્ષોથી અસંતુષ્ટ તરીકે હજારો હદપાર થયા છે અથવા માર્યા ગયા છે; તથાપિ એવા લોકોની સંખ્યા દિનપ્રતિદિન વધતીજ જાય છે અને અસંતોષની આગ વિશેષજ પસરતી જાય છે. પૂર્વે જે આગ હજારો સુધી પહોંચેલી હતી તે હવે લાખનો પણ આંકડો ઓળંગીને કોટિની પંક્તિમાં પ્રવેશ કરે છે. રાષ્ટ્રના ઘણાખરા ભાગમાં તે વ્યાપી ગઇ છે. આવી સ્થિતિમાં તોફાનીઓપર ગોળીબાર કે પોલીસના હૂમલા કરાવ્યાથી તે શાંત થઇ જશે એમ અધિકારીઓ કહે છે, એ તો ભોળપણ કે ગાંડપણની પરાકાષ્ઠાજ છે. સરકાર જો પોતાની દૃષ્ટિને શુદ્ધ કરશે તો તે તોફાનનાં મૂળ સારી રીતે જોઇ શકશે. એ મૂળને નષ્ટ કરવાની જો સરકારની ખરી ઇચ્છા હોય તો સરકારે નીચે પ્રમાણે કરવું જોઇએઃ—

૧ ખેડુતોને સમાન હક્ક આપવા.
૨ સામાન્ય કાયદાનું ઉલ્લંઘન કરનારા વિશિષ્ટ સરકારી હુકમોને રદ કરવા.
૩ શિક્ષણમાં સ્વતંત્રતા આપવી.
૪ ધર્મસ્વાતંત્ર્ય બક્ષવું.

આ માગણીઓ એટલી થોડી અને એટલી સાદી છે કે, સરકાર કોઇપણ જાતનું નુકશાન વેઠયા વગર તે આપી શકે તેમ છે. જો સરકાર એ માગણીઓનો સ્વીકાર કરશે તો સામાન્યજનોનાં દુઃખ દૂર થઇ તે શાંત બનશે. હાલની સ્થિતિમાં લોકો ગુન્હા કરે છે અને તેનો પ્રતિકાર સરકાર પણ ગુન્હાથીજ કરે છે. આથી એક ગુન્હામાં બીજો ગુન્હો ઉમેરાઇ રક્તપાત વધતો જાય છે. અસંતોષનાં મૂળ કારણ દૂર કર્યા વગરજ સરકાર ગુન્હા નષ્ટ કરવાનો પ્રયત્ન કર્યા કરશે, ત્યાંસુધી ગુન્હાની સંખ્યા ઘટવાને બદલે વધતીજ જવાની.”

“ઉપર કહ્યા પ્રમાણે ઉપાય યોજાશે તોજ બાદશાહની ગાદી સુરક્ષિત રહી સ્થિરતા પ્રાપ્ત કરશે.’

“ હું લીયો ટૉલસ્ટૉય આ પત્ર લખું છું; પણ તેમાં કેવળ મેં મારાજ વિચાર પ્રદર્શિત કર્યા છે એમ નથી. જેમને લોકકલ્યાણની ખરી ઇચ્છા છે, જેઓ તદ્દન નિઃસ્વાર્થી છે અને જેઓ અત્યંત દયાળુ તથા સમબુદ્ધિવાળા છે, તેવા અનેકોના વિચાર મેં પ્રકટ કર્યા છે. અમો સર્વની એજ ઇચ્છા છે કે, બાદશાહે આ ઉપાય યોજી લોકોનાં દુઃખ દૂર કરી સંરક્ષણ પ્રાપ્ત કરવું.”

ઉક્ત પત્ર લખાઇ ગયા પછી થોડાંજ વર્ષોએ રૂસો જાપાની યુદ્ધ આરંભાયું. તેનો આરંભ થતાંજ રૂશીયામાં ક્રાંતિનો કેવો પ્રયત્ન થયો હતો તે જગજાહેર છે. ટૉલસ્ટૉયે જાણે એ પત્રદ્વારા ભાવી સ્થિતિનું કથનજ કર્યું હોય એમ જણાય છે.



# પ્રકરણ ૨૭ મું--છેવટ.




ક વખત અમેરિકન પ્રધાન મંડળમાંનો એક ગૃહસ્થ ટૉલ્સ્ટૉયને મળવા આવ્યો હતો. તેની સાથે ઘણા કલાક વાતો થયા પછી તે ત્યાંથી ચાલ્યો ગયો. સાંજના ભોજન સમયે કુટુંબનાં સર્વ માણસો એકત્ર થયાં ત્યારે ટૉલ્સ્ટૉયે કહ્યું: " અમેરિકાનો રાજકારભાર શી રીતે ચાલે છે તે વિષે કંઇ જાણો છો ?" 'ના' એવો ઉત્તર મળતાં તેમણે કહ્યું: "પ્રત્યેક સંસ્થામાં લોકોએ ચૂંટેલા સભાસદોની સભા સર્વ રાજકારભાર ચલાવે છે. એ પ્રત્યેક સંસ્થામાંથી બે બે ઉત્તમોત્તમ સભ્યોને ચૂંટી કાઢી વૉશિંગ્ટનના મુખ્ય મંડળમાં મોકલવામાં આવે છે અને આખા રાષ્ટ્રનો કારભાર એ ઉત્તમોત્તમ સભ્યો ચલાવે છે. એમાંના એક સભ્યની સાથે મને મુલાકાત થઇ હતી. તે સર્વ શાસ્ત્રો ભણેલો છે અને સર્વ ભાષાઓ જાણે છે. પુસ્તકો પણ તેણે પુષ્કળ વાંચેલાં છે; પણ દુ:ખની વાત એટલી છે કે, અદ્યાપિ તે સ્વતંત્રતાપૂર્વક વિચાર કરતો થયો નથી."

ઇ. સ. ૧૯૦૧ ના આરંભમાં ટૉલ્સ્ટૉયની પ્રકૃતિ ઘણી બગડી ગઇ હતી. તે પોતાની મોટી પુત્રીને ત્યાં કેટલાક દિવસ માટે ગયા હતા. તેનું ગામ સ્ટેશનથી દશ માઇલ દૂર હતું. ત્યાંથી પાછા ફરવાના પ્રસંગે સ્ટેશન સુધી પગેજ ચાલવાનો વિચાર કરી નીકળી પડયા. દિવસ અસ્ત થવાના અરસામાં રસ્તો ચૂકયા. રસ્તામાં એક ખેડુત મળતાં તેને રસ્તો બતાવવા વિનતિ કરી, પણ વરૂના ભયથી તેણે એ તરફ લક્ષ ન આપ્યું. છેવટે મહા દુ:ખે જેમ તેમ સ્ટેશને આવી પહોચ્યા. ગાડી આવી પણ ત્રીજો વર્ગ ભરચક ભરેલો હતો. તેમની પ્રકૃતિ સારી નહિ હોવાથી કેટલાકોએ તેમને પહેલા વર્ગની ટિકીટ લેવા સૂચવ્યું; પણ તેમણે તે માટે સાફ ના પાડી. એ ગાડીમાં રેલ્વેનો એક મોટો અધિકારી પ્રવાસ કરતો હતો; તેને આ વાતની ખબર પડતાં તેણે આગળના સ્ટેશને એક સ્વતંત્ર ડબ્બો જોડાવી તેમને બળજબરીથી તેમાં બેસાડયા. આ રીતે તે યાસનાયા આવી પહોંચ્યા. આ વખતે એક સ્નેહીને લખેલા પત્રમાં તે કહે છે કે:-

"મારી પ્રકૃતિ અતિશય બગડી ગઈ છે એ વાત ખરી છે. શક્તિ ઉપરાંત લેખનવ્યવસાયથી એમ બન્યું છે. મજુરોની સ્થિતિ શી રીતે સુધારી શકાય તે વિષે એક લેખ લખતો હતો અને તેની તૈયારી માટે જરા વિશેષ શ્રમ લેવો પડયો. હજી પણ એ કામમાં એટલો વખત વ્યતીત થાય છે કે કોઇને પત્ર લખવાનો અવકાશ મળતો નથી. હજી આ પ્રમાણે લખવા વાંચવાનું કામ થઈ શકે છે એટલે શરીરપ્રકૃતિ વિષે ચિંતા કરવા જેવું નથી."

"ધર્મની ગ્લાનિને પરિણામે સમાજની સ્થિતિ કેટલી વિકટ બનવાની છે, તે વિષે તેમજ વર્તમાન શિક્ષણપદ્ધતિ વિષે પણ કેટલુંક લખવાની ઇચ્છા છે. પછી તો જે બને તે ખરૂં."

જુન મહિનામાં પ્રકૃતિ વધારે બગડી. હૃદયની ક્રિયા પણ બરાબર ચાલતી નહતી. કાઉંટેસે ટૂલાથી દાકતરને બોલાવવા વિચાર કર્યો, પણ ટૉલસ્ટૉય તેમાં સંમત થતા નહતા. કાઉંટેસે તેમની ઉપરવટ થઇને પણ દાકતરને બોલાવ્યોજ. તેની ચિકિત્સાથી ટૉલસ્ટૉયની પ્રકૃતિમાં સુધારો થયો, પણ બેએક દિવસ પછી પાછો વધારે બગાડો થયો. એક બે દિવસ રહીને ફરી પાછો ફાયદો જણાવા લાગ્યો. ઘણા દિવસ સુધી આવી ચઢઉતર સ્થિતિ રહી. જ્યારે કંઇ ઠીક લાગતું ત્યારે તે લેખિની હાથમાં લેતા અને પાછા પ્રથમ કરતાંએ વધારે વ્યાધિગ્રસ્ત બની જતા. છેવટે મોસ્કોના એક સુપ્રસિદ્ધ દાકતરને બોલાવી સલાહ લેતાં તેણે જણાવ્યું કે, ઉષ્ણ હવામાં ગયા સિવાય પ્રકૃતિ સુધરે તેમ નથી.

વૈદ્યકીય સારવાર માટે ટૉલસ્ટૉયનો મત જુદોજ હતો. તે કહેતા કે, ગરીબીના કારણે જેઓ દાકતરને બોલાવી શકતા નથી તેઓ શરીરની બાબતમાં વધારે સુખી છે. જુલાઇની ૧૧, ૧૨ તારીખે તેમને કંઇક ઠીક લાગ્યું એટલે પાછી કલમ ઉંચકી અને 'એકજ ઉપાય' નામનો લેખ પૂરો કર્યો. તે કહેતા કે આ આજારથી પોતાને ઘણો ફાયદો થયો છે. એ આજારેજ દુ:ખને ચુપકીથી ગળી જઇ પ્રભુ પાસે શી રીતે જવું તે શિખવ્યું છે; અને નમ્રતા, પ્રેમ તેમજ ભક્તિમાં પણ વધારો થયો છે.

ટૉલસ્ટૉયને ઉષ્ણ પ્રદેશમાં લઇ જવાની દાકતરી સલાહ મળ્યાની હકીકત સ્નેહીઓના જાણવામાં આવતાં એક જમિનદાર બાઇએ ક્રીમિયામાં આવેલો પોતાનો બંગલો તેમને આપવા જણાવ્યું; અને રેલ્વે અધિકારીએ તેમને માટે એક સ્વતંત્ર ડબ્બો જોડવાનો હુકમ કર્યો. આથી ચઢવા ઉતરવાનો શ્રમ પડયા વગર ઠેઠ સેબેસ્ટોપલ સુધી જવાની સગવડ થઇ.

આ રીતે પૂર્વ તૈયારી થયા પછી ઑગસ્ટ મહિનામાં કાઉંટેસ પ્રથમ તેમને ટૂલા લઇ ગઈ. સાથે તેમની બે પુત્રીઓ અને અન્ય સ્નેહીઓ પણ હતા. રસ્તામાં

ખાડા ટેકરા હોવાથી તેમને ઘણો ત્રાસ થયો અને એટલી ક્ષીણતા આવી ગઇ કે, પાછા યાસનાયા જવું કે શું એવો વિચાર સોબતીઓને આવ્યો. પણ એજ રસ્તે પાછા જવા કરતાં આગગાડીનો રસ્તો અધિક સુખકર થશે એવો નિર્ણય થતાં સર્વ આગળ જવા નીકળ્યા.

ખારકૉફના સ્ટેશનપર ટૉલસ્ટૉયનાં દર્શન માટે લોકોની પ્રચંડ મેદિની એકઠી થઇ હતી. આટલો બધો ખળભળાટ તેમનાથી સહન થાય તેમ નથી એમ જાણીને માત્ર બે ત્રણ વિદ્યાર્થીઓનેજ તેમના ડબ્બામાં આવવા દીધા. ત્યાંથી ગાડી આગળ વધતાં પુનઃ પ્રકૃતિમાં વિશેષ બગાડો થયો. છેવટે તે સેબોસ્ટોપલ આવી પહોંચ્યા. ત્યાં પણ સ્ટેશનપર અસંખ્ય માણસો એકત્ર થયાં હતાં; પણ પોલીસના સખત બંદોબસ્તના કારણે કોઇનોએ અંદર પ્રવેશ ન થઈ શકયો. સેબોસ્ટોપલમાં એક બે કલાક વિશ્રાંતિ લીધા પછી તેમને સારી હુશીયારી જણાવવાથી એક બે સ્નેહીસાથે તે ત્યાંનું સંગ્રહસ્થાન જોવા ગયા. એમાં સેબોસ્ટોપલના પ્રસિદ્ધ ઘેરા વખતની કેટલીક વસ્તુઓ હતી. એ સંગ્રહ જોઇને તે દીલગીર થયા. તેમણે કહ્યું: "આટલો ખર્ચ કરીને આ મકાન બાંધવાની શી જરૂર હતી? ખરૂં જોતાં તો એ યુદ્ધનું વિસ્મરણ થઇ જાય તેવો યત્ન કરવાની જરૂર હતી."

સેબોસ્ટોપલથી એ મંડળ યાલ્ટા નામના ગામે ગયું. અહીંની હવા ઉત્સાહ-વર્ધક અને ઉષ્ણ હોવાથી ટૉલસ્ટૉયની પ્રકૃતિ ઝપાટાબંધ સુધરવા લાગી. પ્રકૃતિ સુધરવા લાગતાંજ પુનઃ લેખનકાર્ય લઇ બેઠા. આ વખતે 'ધર્મ એટલે શું' એ લેખ લખવામાં તે રોકાયા હતા. ઇ. સ. ૧૯૦૧ ના સપ્ટેમ્બરના પત્રમાં તે કહે છેઃ–

"ધર્મ વિષે નિબંધ લખવાનું કામ ચાલુ છે; પણ એ કામ જોઇએ તેટલું જલદીથી થતું નથી. વર્તમાનકાળમાં એ વિષય અતિ અગત્યનો છે; અને એ વિષેના મારા વિચાર પ્રકટ કરવા એ મારૂં આદ્ય કર્તવ્ય છે."

"અહીં મને સર્વ પ્રકારની અનુકૂળતા છે. હવા ઉત્તમ છે, તેમજ આજુ-બાજુની સૃષ્ટિ પણ પૂર્ણ સાંદર્યવાન છે; ઘરમાં પણ સર્વ સગવડ છે; તથાપિ મારી માનસિક શકિત અદ્યાપિ સુસ્ત છે. એ સ્થિતિ માંદગીના કારણે હશે કે સુખથી ઉત્પન્ન થતા આળસને લીધે હશે તે કહી શકતો નથી."

અહીં તેમને આરામ લાગતો હતો; તથાપિ વચ્ચે વચ્ચે વ્યાધિ ઉથલો ખાતો હતો. કદિ કદિ તાવની સાથે સંધિવાતથી તેમના હાથપગ દુખવા લાગતા ત્યારે દિવસોના દિવસો સુધી તે લખી શકતા નહિ. છેવટે ડીસેમ્બર મહિનામાં પ્રકૃતિમાં સારો સુધારો થયો અને હરતા ફરતા થયા. દાકતરે તેમને વિશેષ નહિ ફરવાની સલાહ આપી હતી; તથાપિ આ વિચારપર તે લક્ષ આપતા નહતા. ઠીક લાગતાં બહાર જંગલમાં કલાકના કલાક સુધી તે ભટકયા કરતા. વળી પાછી જાન્યુઆરીમાં

પ્રકૃતિ બગડી. આ વખતે તો શ્વાસોચ્છ્વાસ લેવામાં પણ મુશ્કેલી પડતી; તથાપિ દુઃખ સહેજ પણ નરમ પડતું કે તરતજ લખવા મંડી પડતા. ઈ. સ. ૧૯૦૨ ના જાન્યુઆરીમાં બાદશાહ ઝારને લખેલા પત્રમાં તે જણાવે છેઃ–

"પ્રિયબંધુ ! આ વખતે આપને બંધુ નામથીજ સંબોધવા એ ઇષ્ટ લાગે છે. આ પત્ર આપનો બાદશાહ તરીકેનો સંબંધ દૂર રાખીને લખું છું. મનુષ્ય માત્ર એકજ પિતા પરમેશ્વરનાં બાળક હોવાથી તેમનામાં બંધુભાવ સ્વભાવતઃ રહેલો છે; અને એજ સંબંધ લક્ષમાં રાખીને આ પત્ર લખું છું. મારૂં મૃત્યુ નજીક આવતું જાય છે તેનું મને ભાન છે; અને જાણે આ પત્ર પરલોકમાંથી લખી રહ્યો છું એમ પણ કહેવાને હરકત નથી. મારી ઇચ્છા એવી છે કે, પ્રજા પ્રત્યેનું આપનું હાલનું જે વર્તન છે અને ભવિષ્યમાં જે થવાનો સંભવ છે; તે વિષેના મારા વિચાર સ્પષ્ટપણે આપને નિવેદન કર્યા અગાઉ પ્રભુ મને મૃત્યુ ન આપે."

"જે વખતે રૂશીયનોને એવો વિશ્વાસ હતો કે, ઝાર એ પરમેશ્વરનો પ્રતિનિધિ છે અને તેના હાથે કદિપણ ભૂલ થતી નથી, તે કાળ કદાચિત્ એકમુખી સત્તાને યોગ્ય હશે. તે જમાનામાં બાદશાહ જાતે સર્વ રાજ્યવ્યવસ્થા જોતા હતા; પણ વર્તમાનકાળમાં એ વ્યવસ્થા અસ્વાભાવિક છે. લોકો હવે સમજી ચુકયા છે કે, કવચિતજ સારો બાદશાહ મળી આવે છે. ઘણા ખરા પ્રસંગોમાં જૉન અને પૉલ જેવા રાક્ષસ અથવા ગાંડાજ ઝાર હોય છે. વળી એકાદ ઝાર ગમે તેટલો ભલો કે ડાહ્યો હોય, તદપિ તેર કરોડની વસ્તીવાળા વિસ્તીર્ણ સામ્રાજ્યપર તે રૂડે પ્રકારે રાજ્ય ચલાવી શકે એ શકય નથી. રાજકારભારનું સર્વ કાર્ય તેની છાયામાં વસ્તા કારભારીઓજ કરે છે અને તેઓનું લક્ષ લોકકલ્યાણ કરતાં સ્વકલ્યાણ તરતજ વિશેષ હોય છે."

"આપ કદાચ એમ કહેશો કે ઝાર શાણા અને સદ્ગુણી માણુસોનેજ પસંદ કરશે; પણ ઝારથી એમ બને તેવો સંભવ નથી. કેમકે તેની આસપાસના માણુસો એવા સ્વાર્થી, ચાલાક અને કુશળ હોય છે કે સારા માણુસનો બાદશાહ સાથે મેળાપજ થવા દે નહિ. આથી બાદશાહને કદિપણ ઉચ્ચ કોટીના મનુષ્યનો મેળાપ થતો નથી. ઉચ્ચ કોટીના માણુસો કોઇનુંએ ધ્યાન ખેંચવા મથતા નથી. કોઈની આગળ હાથ ધરવાનું કે ખુશામત કરવાનું તેમને પસંદ હોતું નથી. આથીજ અલ્પબુદ્ધિવાળા અને ખુશામતની ટેવવાળા લોકો ગમે તે મેળવી શકે છે એમ ઓમાર્કે કહ્યું છે."

"એકહથ્થુ સત્તા હવે તદન વાસી બની ગઇ છે. તે જગત સાથે વિશેષ સંબંધ ધરાવતો ન હોય તેવા મધ્ય આફ્રિકા જેવા એકાદ પ્રદેશને માટે કદાચિત્ ઉપયોગી હશે; પણ રૂશીયા હવે કાંઇ જગતથી ભિન્ન નથી. જગતની સંસ્કૃતિ

સાથે તેની સંસ્કૃતિ પણ વધતી જાય છે અને તેથી અનુભવ પણ વિસ્તૃત બનતો જાય છે. માટે તેનાપર જો હવે એ સત્તા ટકાવી રાખવી હોય તો તેનું સાધન એક માત્ર સૈન્યજ છે. રૂશીયાની હાલની સ્થિતિ દુશ્મનથી ઘેરાએલા કિલ્લા જેવી છે. લશ્કરી કાયદા સિવાય અન્ય કોઇનો અહીં અમલ નથી. હદપાર, ફાંસી, સ્વતંત્ર ધર્મમત માટે દુઃખ, પુસ્તકો અને વર્તમાનપત્રોનો બહિષ્કાર, વગેરે સર્વ કૃત્ય દંડુકાશાહીનાંજ દ્યોતક છે. એ સત્તા કાયમ રાખવા માટે અત્યાચારો અને દુષ્કૃત્યોનીજ પરંપરા કાયમ રાખવી પડે છે."

"આપની આજસુધીની કારકીર્દિનો કાર્યભાર આવાજ પ્રકારનો છે. 'ટવેર'માં લોકોના પ્રતિનિધિઓએ આપની મુલાકાત લઈ પ્રજાની આકાંક્ષાઓ નિવેદન કરી; પરંતુ એ યોગ્ય આકાંક્ષાઓને આપે મૂર્ખકલ્પના ગણી કાઢી. ફીનલેંડ માટે આપે કરેલા કાયદા, ચીનની મુલુકગીરી વગેરે આપની દમનનીતિ જગજાહેર કરે છે. હેગમાં આપ શાંતિસ્તોત્ર પઢો છો, ત્યારે બીજી બાજુ લશ્કરમાં વધારો કરો છો, લોકોને અર્પાએલા હક્ક છીનવી લઇ નોકરોને વિશેષ સત્તા પ્રાપ્ત થાય તેવાં કૃત્યો આપ કરો છો, દારૂથી પ્રજાને ગરીબ થતી અને પીડાતી જોવા છતાં પણ તેનો વ્યાપાર આપ આપનાજ હાથમાં રાખી રહ્યા છો, પ્રજા પોકાર કર્યા કરે છે છતાં અનેક પ્રકારની શિક્ષાઓ કાયમ રાખીને રાષ્ટ્રને બેઇજ્જત બનાવો છો; એ સર્વ ઉપરથી શું દંડુકાશાહીનું ધોરણ સ્પષ્ટ થતું નથી?"

"એ નીતિથી લોકોને કદાચ ચુપ કરી શકાશે; પણ રાજતંત્ર સરળતાથી ચાલવાનું નથી. હાલના સમયે તો એજ યોગ્ય છે કે, લોકોના હાથમાં કારભાર મૂકીને દિશા દર્શાવવા જેટલીજ દેખરેખ માત્ર આપે રાખવી જોઇએ."

"એવું થવાને માટે લોકોને પોતાની આકાંક્ષાઓ અને જરૂરીયાતો સ્પષ્ટતાથી જાહેર કરવા દેવાની આવશ્યક્તા છે. એ જરૂરીયાતોની માહિતી મળ્યા પછી તેને માટે પ્રયત્ન કરવો તે બીજું પગથીયું છે. પ્રજાના એકાદ વિશિષ્ટ વર્ગ માટે અથવા ગણ્યા ગાંઠ્યાઓના હિત માટેજ ધ્યાન આપવું એ રાજાનો ધર્મ નથી."

"જેમાં કરોડો માણસનું કલ્યાણ હોય તેવુંજ ધોરણ રાજાએ સ્વીકારવું જોઇએ; અને સાંપ્રત રૂશીયામાં જમિનની જે વિષમ વહેંચણી થએલી છે તે નષ્ટ કરી ખેડુતોને મફત જમિન મળે તેવી વ્યવસ્થા કરવી જોઇએ."

"તેજ પ્રમાણે હાલના રૂશીયામાં લોકોનાં મોઢાંને તાળાં મારનાર કાયદાઓનું અસ્તિત્વ નષ્ટ કરી લોકોને પોતાની ઇચ્છા અને આકાંક્ષા ખુલ્લી રીતે જાહેર કરવા પરવાનગી મળવી જોઇએ. લોકમત જાણવાની દરકાર નહિ રાખી લોકોના મોઢામાં ડૂચા મારવા એ પ્રજાકલ્યાણનો માર્ગ નથી."

"આ પત્રમાં મેં મારા વિચારો મુક્તપણે જણાવ્યા છે. એમ કરતાં હસ્ત-

દોષથી ઓછોવત્તો શબ્દ લખાયો હોય અને તેથી આપને માઠું લાગ્યું હોય અથવા ગુસ્સો આવ્યો હોય તો તે માટે ક્ષમા યાચું છું. આપનું પોતાનું અને રૂશીયન પ્રજાનું કલ્યાણ થાય એજ ઇચ્છાથી આ પત્ર આપને લખ્યો છે.''

આ પત્રમાં ટૉલસ્ટૉયની માનસિક અવસ્થાનું શુદ્ધ પ્રતિબિંબ જોઇ શકાય છે. ઝારની કારકીર્દિ વિષેના વિચારો તેમણે એમાં સ્પષ્ટ કર્યા છે; અને હેગ પરિષદપર પણ ટીકા કરવાને ચૂકયા નથી.

અદ્યાપિ પ્રકૃતિની ચઢતી પડતી ચાલ્યા કરતી હતી અને તેમાં કંઇ કંઇ નવાં ચિન્હ જોડાવાથી દાક્તર પણ નિશ્ચિત નિદાન કરી શકતો નહિ. છેવટે મૉસ્કોના એક સુપ્રસિદ્ધ દાક્તરે તપાસ કરી અને ફેફસાંને સોજો આવેલો છે એમ જણાવ્યું.

આ સ્થિતિ પાદરીઓની મહાસભાની જાણમાં આવી અને તેને લાગ્યું કે હવે ટૉલસ્ટૉય જીવશે નહિ; તેથી તેણે બીજો એક ગુપ્ત હુકમ ઉપાધ્યાયો તરફ રવાના કરી જણાવ્યું કે, ટૉલસ્ટૉયના મૃત્યુ પ્રસંગે જે ઉપાધ્યાય નજીકમાં હોય તેણે એકદમ તેમની ઓરડીમાં પેસી જવું અને થોડીવારે બહાર આવી જાહેર કરવું કે, ટૉલસ્ટૉયને કૃતકર્મનો પૂર્ણ પશ્ચાત્તાપ થયો હતો; અને પુનઃ જુના પંથનો સ્વીકાર કરી ધર્માજ્ઞા પ્રમાણે તીર્થપ્રસાદ પણ તેમણે લીધો હતો. સ્પષ્ટ છે કે, ટૉલ્સ્ટૉયના વિચારોનો પાછળથી પણ પ્રચાર ન થાય તે માટે આ સર્વ ખટપટ થઇ હતી. ટૉલ્સ્ટૉયના આ પરિવર્તનના સમાચાર તારથી દુનિયાભરમાં ફેલાવવાની મહાસભાએ યોજના કરી હતી; પણ દુર્ભાગ્યે તે પોતેજ તેમાં ફસાઇ પડી. ફેબ્રુઆરીમાં ટૉલ્સ્ટૉયની પ્રકૃતિ ઘણે ભાગે સુધરી ગઇ અને તે ફરવા હરવા લાગ્યા. હવે યાસનાયા જવાની તૈયારી થવા લાગી, પણ વળી મે મહિનામાં તે તાવથી એવા પટકાયા કે દાક્તરે જણાવ્યું કે હવે આશા નથી; પરંતુ એ અનુમાન ખોટું ઠર્યું અને જુનમાં પ્રવાસ કરવા જેટલી શક્તિ આવી. આ વખતે સેબોસ્ટોપલમાં અતિશય ઉકળાટ થવા લાગ્યો હતો. એક રેલ્વે અધિકારીએ એ સ્થિતિનો વિચાર કરી તેમને સ્ટેશન પાસેના પોતાના ઠંડા બગીચામાં રહેવાની પરવાનગી આપી હતી. તે સેબોસ્ટોપલથી નીકળવાના હતા તે દિવસે પણ ઉકળાટ પુષ્કળ હોવાથી તે એવાજ એક સ્ટેશનની નજીકના બીજા બાગમાં બેઠા હતા. કર્મવશાત્ તે બાગના માલીકની સ્ત્રી ત્યાં આવી પહોંચી તો તેને એક જંગલી ખેડુત બેઠેલો જણાયો. આથી તે રાતીપીળી બની ગઇ. તારા જેવા જંગલી માટે આ બાગ નથી એમ જણાવી ટૉલ્સ્ટૉયને તેણે હાંકી કાઢયા. ત્યાંથી તે સ્ટેશનની વેટીંગરૂમમાં આવીને બેઠા. ટૉલ્સ્ટૉયના પ્રવાસના સમાચાર અગાઉથી પ્રસરેલા હતા તેથી લોકોનાં ટોળેટોળાં સ્ટેશનપર આવે જતાં હતાં. ટૉલ્સ્ટૉય કેવા છે તે

જોવાના વિચારથી પેલી બાગની સ્વામિની પણ સ્ટેશનપર આવી. અતિશય ભીડ હોવાથી તેને અંદર જવાને ભારે અડચણ પડી. છેવટે નોકરો જેમ તેમ કરી ટૉલ્સ્ટૉયના ડબ્બા પાસે તેને લઇ ગયા તો બાગવાળો જંગલી ખેડુત બેઠેલો જણાયો. તેને અત્યંત ખેદ થયો. તેણે પોતાના હાથમાંનો પુષ્પગુચ્છ આગળ ધરી ટૉલ્સ્ટૉયને કહ્યું: "કાઉંટ સાહેબ, તમારાં વસ્ત્રોપરથી તમે શી રીતે ઓળખાવ? અજાણતાં મારાથી અપરાધ થયો છે તે માટે ક્ષમા માગું છું."

ઇ. સ. ૧૯૦૨ ના ફેબ્રુઆરીમાં 'ધર્મ એટલે શું?' એ નિબંધ પૂરો થયો. એ નિબંધની સામાન્યરૂપરેખા યાસનાયા છોડતાં પૂર્વેજ અંકાએલી હતી. તેમણે એમાં ધર્મ વિષેના પોતાના વિચારો સ્પષ્ટ કર્યા છે. ખરી રીતે આ લેખ સર્વોત્કૃષ્ટ લેખોમાંનોજ એક છે; પણ વિરોધીઓની સંખ્યા વિશેષ હોવાથી તે વખતે તેનો જોઇએ તેટલો પ્રચાર થયો નહિ. ખ્રિસ્ત ધર્મ અને તેના પ્રચલિત સ્વરૂપ વિષે તેમણે એ લેખમાં નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા છે:—

"ખ્રિસ્તી ધર્મમાં પણ અન્ય ધર્મોની માફકજ તત્ત્વોના વ્યવહારમાં પરિવર્તન થએલાં જણાય છે; તથાપિ ખ્રિસ્ત ધર્મમાં એ ફેરફાર અન્ય કરતાં વિશેષ અને અધિક સ્પષ્ટ સ્વરૂપમાં થએલો છે. ખ્રિસ્તધર્મનું મૂળભૂત તત્ત્વ એ છે કે, મનુષ્ય માત્ર એકજ પ્રભુનાં બાળક છે અને તેથી સર્વની પંક્તિ એકજ છે. લાખો માણસોપર સત્તા ચલાવવા ઇચ્છનારને આ તત્ત્વ પ્રમાણે આચરવાનું ગમે નહિ, તેથી તેમણે એ તત્ત્વ છુપાવવાને સારૂ અનેક મૂર્ખાઇભરી વાતો ઉપસ્થિત કરી તે વાતોને ધર્મનું નામ આપ્યું છે. એ વાતો કેવળ કાંડાના બળના આધારે રચાઇ છે. મૂળ તત્ત્વ છુપાવવા માટે આ પ્રમાણે તેમણે જે ખોટી વાતો રચી છે, તે એટલી તો બુદ્ધિના પ્રદેશથી દૂર છે કે કોઇપણ ધર્મમાં તેની જોડી મળી આવતી નથી. સૂર્ય પૂર્વે પ્રકાશની ઉત્પત્તિ, છ હજાર વર્ષથી જગતની ઉત્પત્તિ, પ્રભુની આજ્ઞાથી બાળકો અને સામાન્ય જનોની કતલ, વગેરે જુના કરારની વાતો શું કેવળ મૂર્ખતાભરી નથી? ઇશ્વરના રકત અને માંસનું ભક્ષણ કરીને માણસ પવિત્ર બને છે એ કથનથી અધિક ગલીચ કથન કયું હશે? કુમારીના પેટે પ્રભુની ઉત્પત્તિ, ખ્રિસ્તનું આકાશગમન વગેરે કથાઓ પણ એવાજ પ્રકારની છે. આદમ નામના આદિપુરૂષે પાપ કર્યું અને તેની સજા પ્રભુએ સમગ્ર માણસ જાતને કરી; એથી અધિક અયોગ્ય કથા કોઇપણ ધર્મમાં નહિ હોય; અને તે છતાં એવી મૂર્ખતાભરી અને અનીતિમય કથાઓપર જે વિશ્વાસ નહિ રાખે, તે સદા નરકમાંજ પડ્યો રહેશે એમ કહેવું એ તો દુષ્ટતાની અવધિજ છે."

"રૂશીયાના ધર્મપંથનાં મૂળભૂત તત્ત્વો નીતિ અને સામાન્ય બુદ્ધિથી એટલાં દૂર છે કે, તેનાપર કોઇપણ વિશ્વાસ રાખી શકે નહિ. માણસ મોંઢેથી

ભલે ગમે તેટલી શ્રદ્ધા બતાવે; પણ જે વાતની સત્યતા તેનું મન સ્વીકારી શકતું નથી, તે પર તેની ખરી શ્રદ્ધા હોતીજ નથી. આવા માણસો 'અતોભ્રષ્ટસ્તતો ભ્રષ્ટઃ' બને છે. હાલના ખ્રિસ્તાનુયાયીઓની એવીજ સ્થિતિ છે. ખરો ધર્મ તેમની પાસે રહેલોજ નથી."

"શ્રદ્ધા એટલે અંધવિશ્વાસ એવો અર્થ જરાપણ નથી. વળી ખરી શ્રદ્ધા કદિ પણ બુદ્ધિથી વિમુખ ન હોઇ શકે. ઘણાઓને લાગે છે કે, શ્રદ્ધા એ બુદ્ધિની કસોટીએ જોવાની વસ્તુ નથી. વળી કેટલાકને એમ પણ લાગે છે કે એકાદ વાત બુદ્ધિગમ્ય નથી માટેજ તેમાં ખરૂં ધર્મતત્ત્વ છે. સામાન્ય લોકોની વાત તો ઠીક છે; પણ ધર્મગુરૂઓને પણ એવું કથન કરતા મેં સાંભળ્યા છે; પરંતુ ધર્મ અને અનુભવ ભિન્ન રહી શકે નહિ. **અનુભવજન્ય જ્ઞાનપરજ શ્રદ્ધા અને ધર્મની રચના થાય છે.**"

"એક દૃષ્ટિએ ધર્મ એ મનુષ્ય જાતિની સામાન્ય સંપત્તિ છે. અમુક ખાસ આચાર વિચારવાળા એકાદ ખાસ સંપ્રદાયનુંજ નામ કાંઇ ધર્મ નથી. જેમાં સામાન્ય માનવોને સમાનપણે લાગુ પડનારાં મૂળતત્ત્વો સમાએલાં હોય તેજ ધર્મ. આપણને જે જે મુખ્ય ધર્મો જ્ઞાત છે, તે સર્વનાં મૂળતત્ત્વો એકજ છે એ વાત આપણે જાણીએજ છીએ; અને વસ્તુતઃ એજ ધર્મ જગતના નવદશાંશ માણસો આચરે છે; તેથીજ માનવપ્રાણી હજુ પશુકોટિએ પહોંચ્યાં નથી. આખા જગતમાં એકજ ધર્મ પ્રવર્તવો કંઇ અશકય નથી; કેમકે સમગ્ર જગત એક સરખાંજ મૂળતત્ત્વોને માને છે. માત્ર વિશિષ્ટ પંથોના ધર્મગુરૂઓએ અને **પંડિતોએ નાખેલી ભૂરકીને લીધે** જગત **ખુલ્લી રીતે** એક ધર્મનો સ્વીકાર જાહેર નથી કરતું એટલુંજ."

"આ ખરા ધમનાં તત્ત્વો માનવસ્વભાવમાં એટલાં સુસંગત અને સ્વયંસિદ્ધ છે કે, તેનો ઉચ્ચાર થતાંજ શ્રોતાના હૃદયમાં તે ઉતરી જાય છે; અને તેને એમ લાગે છે કે તે પ્રથમથીજ તેનાં છે. એ તત્ત્વોની સિદ્ધિ માટે નથી તો મોટો વાદવિવાદ કરવો પડતો કે નથી તેને સિદ્ધ કરવા માટે પ્રમાણો આપવાં પડતાં."

"આપણો મૂળ ખ્રિસ્તીધર્મ પણ એવોજ છે. મૂળ હિંદુધર્મ, ચીની ધર્મ, હીબ્રુધર્મ, બૌદ્ધધર્મ અથવા મહંમદીધર્મ પૈકી કોઇનોએ ખરા ખ્રિસ્તધર્મ સાથે વિરોધ આવતો નથી. વાદ માત્ર બાહ્ય આચારવિચાર પુરતોજ છે. એ બાહ્ય આચારવિચાર શુષ્ક હોવાથી તેને બાજુ મૂકવામાં કશીજ મુસ્કેલી નથી. એ સર્વ ધર્મોનાં મૂળભૂત તત્ત્વો એટલાં સાદાં, સરળ અને સ્પષ્ટ છે કે તેમાં વાદવિવાદનું કારણુજ રહેતું નથી."

"કોઇ કહેશે કે જો એ તત્ત્વો સર્વના ધ્યાનમાં છે, તોપછી તેમનામાં મત-

ભેદ કેમ છે? તો તેને કહી શકાશે કે, ઘણાઓ ભ્રમને લીધે પોતાનો ધર્મ બાહ્ય આચાર વિચારમાંજ આવી રહેલો માને છે. 'તત્ત્વજ્ઞાન એટલે ખરો ધર્મ' એ વાત તેમના લક્ષમાં આવેલી નથી હોતી. બાહ્ય આચારવિચાર ગમે તેટલા મૂર્ખાઇભર્યા અને વિવેકહીન હોય છે, તોપણ તેઓ તેનેજ ધર્મ તરીકે માનીને પકડી રાખે છે; એટલુંજ નહિ પણ એ બાહ્યવિધિ જેટલા અધિક વિવેકશૂન્ય હોય છે તેટલા તે ખરા ધાર્મિક છે એમ પણ તેમને લાગે છે."

"મનુષ્યનો સંબંધ વિશ્વના મૂળ કારણ (પરમાત્મા) સાથે જે રજ્જુદ્વારા જોડાએલો છે, તે રજ્જુનુંજ નામ ધર્મ છે. એ સંબંધને દઢતર બનાવવો એજ માનવજીવનનો મૂળ હેતુ છે; અને એ આદ્ય હેતુ ધારણ કરીને કાળ નિર્ગમન કરવો એજ ધર્મનું વ્યક્ત સ્વરૂપ છે.

"માનવજાતિના ભિન્ન ભિન્ન સમાજોને ધર્મને નામે નાનાં નાનાં વર્તુળોમાં ઘેરી લેવામાં આવ્યા છે. એ પ્રત્યેક વર્તુળની મોહિની એવી ભારે છે કે, તેની રેષા ઓળંગવાને કોઇ હિંમત કરી શકતું નથી. એ મર્યાદા તોડીને જે બહાર નીકળી શકે છે તેજ ખરો પુરૂષાર્થી છે. **એવા માણસો ભલેને આંગળીના વેઢાપર ગણાય તેટલા હોય; ભલેને સમાજમાં તેમની પદવી કનિષ્ઠ હોય; ભલેને તે તદ્દન અશિક્ષિત હોય; પણ આખા જગતને હલાવવાનું સામર્થ્ય તેમનામાંજ હોય છે.** અંધારામાં અફળાતા જગતને તેઓજ સાચો પ્રકાશ આપે છે અને તેના બુઝાવાની તૈયારીમાં આવતા ચૈતન્યને ક્ષણે ક્ષણે પ્રજ્વલિત બનાવવાનું કાર્ય કરે છે."

"અંધ વિશ્વાસ એ કંઇ ધર્મ નથી. 'પ્રાચીનકાળમાં અમુક બાબત બનેલી છે એવો અમને વિશ્વાસ છે' એમ કહેવું એનું નામ ધર્મ નથી. નિયત થએલી પ્રાર્થનાનો ગણગણાટ કરી જવો અથવા ઠરેલી વિધિ કરી લેવી, એ પણ ધર્મ નથી. તેજ પ્રમાણે ભૌતિક શાસ્ત્રવેત્તાઓ કહે છે તે પ્રમાણે એ સર્વ ખોટું છે એમ કહેવું, એ પણ ધર્મ નથી. **ધર્મ એટલે આત્મા અને પરમાત્માને જોડી દેનારી વસ્તુ.** એ વસ્તુ બુદ્ધિ અને અનુભવથી વિસંગત નથી હોતી. એનાજ વડે માનવપ્રાણીની સત્ય ઉન્નતિ થાય છે અને તે પોતાના નિયત ધ્યેય તરફ આગળ વધી શકે છે."

ટૉલસ્ટૉયના ઉપલા લેખથી તેમના શત્રુઓમાં વધારો થયો હતો. એ નિબંધનું જર્મનીમાં ભાષાંતર થયું હતું; અને તે બદલ ભાષાંતરકાર ઉપર કામ પણ ચલાવવામાં આવ્યું હતું; પરંતુ ટૉલસ્ટૉયના વિચાર ન્યાયાધીશને યોગ્ય લાગવાથી તે નિર્દોષ ઠર્યો હતો.

ઇ. સ. ૧૯૦૨ ના ઑગસ્ટ સુધી ટૉલસ્ટૉયની પ્રકૃતિ સારી રહી હતી. કલાક

બે કલાક તે બહાર ફરવા પણ જઇ શક્તા હતા; તદપિ જોઇએ તેટલી શક્તિ આવેલી નહતી. ફરી આવ્યા પછી કેટલીક વખત તે આરામ ખુરશીપરજ પડયા પડયા ઉંઘી જતા હતા. દાક્તર અને ઓષધપર તેમને વિશેષ વિશ્વાસ નહતો. એક વખત બે દાકતર તેમની ખબર જોવા આવ્યા ત્યારે તેમણે હમ્મેશની વિનોદી પદ્ધતિથી કહ્યું: "સદ્‌ગૃહસ્થો, તમારા માટે મારો સારો અભિપ્રાય નહતો પણ હવે અનુભવમાં જણાયું છે કે, હું માનતો હતો તેટલા તમે ખરાબ નથી. તમારા શાસ્ત્રે તમને જેટલું શીખવ્યું છે, તે સર્વનું તમને સારૂં જ્ઞાન છે અને તમે તદનુસાર અંતઃકરણપૂર્વક વર્તન રાખો છો. માત્ર દુઃખની વાત એટલીજ છે કે, તમારૂં શાસ્ત્ર અજ્ઞાનમાં ગરક થએલું છે."

ક્રીમિયાથી આવ્યા પછી કાઉંટેસે ઉપચારને માટે એક દાકતરને ઘર આગળજ રાખ્યો હતો. એ માટે ટૉલસ્ટૉય અનુમોદન આપતા નહતા; પણ આજુબાજુના ખેડુતોને પણ દવા આપવાની શરત થતાં તેમણે સંમતિ આપી હતી.

આ વખતે સ્ટેસૉફ નામનો એક વૃદ્ધ ગૃહસ્થ પરોણા તરીકે યાસનાયા આવ્યો હતો. એ લેખક હતો અને ટીકાકાર તરીકે પ્રસિદ્ધ હતો. તે પિટર્સબર્ગના બાદશાહી ગ્રંથસંગ્રહાલયનો વડો અધિકારી હતો. ઘણાં વર્ષોથી ટૉલસ્ટૉય સાથે તેનો સંબંધ હતો. એનું વાંચન અતિ વિશાળ હતું. તે એક મહાન પુસ્તકાલયના અધિકારી તરીકે પણ ટૉલસ્ટૉયને ઘણો ઉપયોગી થતો. કોઇપણ વિષયપર પૂર્વે કયા લેખ પ્રસિદ્ધ થએલા છે તેની માહિતી જોઇતી હોય ત્યારે સ્ટેસૉફ તરફથી તે તરતજ તેમને મળી જતી.

ટૉલસ્ટૉયના સર્વ મત સ્ટેસૉફને માન્ય હતા એમ નહતું; પરંતુ તેના મનમાં તેમના વિષે પૂજ્યભાવ હતો. તે કહેતો કે રૂશીયામાં જે પ્રથમ પંક્તિના ગ્રંથકાર થઇ ગયા છે, તે સર્વમાં ટૉલસ્ટૉયની ગણત્રી પ્રમુખસ્થાને થવી જોઇએ.

સ્ટેસૉફના જેવો બીજો પણ એક યાદ કરવા જેવો પરોણો આ વખતે યાસનાયામાં હતો. તેનું નામ 'ગીંજબર્ગ' હતું. તે ઉત્તમ શિલ્પકાર હતો. તે ટૉલસ્ટૉયનું સંગેમરમરી બસ્ટ તૈયાર કરી રહ્યો હતો. એની પાસે બીજી એક અલૌકિક વિદ્યા હતી. તે નકલ કરવામાં નિપુણ હતો. આથી સર્વ મંડળને તે ગમ્મત આપતો. તે જ્યારે કોઇપણ માણસની કે બનાવની નકલ કરતો ત્યારે ટૉલસ્ટૉય પેટ પકડીને હસવા લાગતા. કેટલીક વખત નાટકના કેટલાક પ્રવેશ પણ તે ભજવી બતાવતો. તે પ્રસંગે અનેક પ્રકારના વિકારો તેના ચહેરાપર, અવાજમાં તથા બોલવા ચાલવાની ઢબમાં એટલા સ્પષ્ટપણે પ્રતિબિંબિત થતા હતા કે, પ્રેક્ષક આશ્ચર્યચકિત થઇ જતા.

'સ્ટેહોવીચ' નામનો એક ત્રીજો ગૃહસ્થ પણ ત્યાં આવેલો હતો. ધાર્મિક

બાબતમાં પરમતસહિષ્ણુતા બતાવવી જોઇએ, એવા અર્થનું ભાષણ કરવા બદલ તેને પ્રધાનમંડળ તરફથી ઠપકો મળ્યો હતો. એ સંબંધમાં તેણે તેમને રોકડું જ પરખાવી દીધું હતું કે, આવી બાબતમાં ઠપકો આપવાનો પ્રધાનમંડળને અધિકાર નથી. પાછળથી ખૂદ બાદશાહનોજ પત્ર તેનાપર આવ્યો તે પરથી જણાયું કે બાદશાહે પ્રધાનમંડળનેજ ટેકો આપેલો હતો. તે એ પત્રનો ઉત્તર આપવાની બાબતમાં ટૉલ્સ્ટૉયની સલાહ મેળવવા સારૂ આવ્યો હતો. તેની સાથે તેના કુટુંબના કેટલાક યુવાનો પણ હતા. એ યુવકવર્ગ સાથે પોતાના વિશિષ્ટ મતો વિષે ચર્ચા કરી તેમના ચિત્તમાં બીજારોપણ કરવાની તક ટૉલ્સ્ટૉયે વ્યર્થ જવા ન દીધી. અનેક વિષયપરત્વે ચર્ચા થઇ અને એ યુવકવર્ગે સર્વ હકીકત લક્ષપૂર્વક સાંભળી લીધી.

એક દિવસ એક યાહુદી યુવક ટૉલ્સ્ટૉયને મળવા આવ્યો. પોતાના એક ધર્મવિષયક નિબંધની ચર્ચા કરવા માટે તે આવ્યો હતો. ધર્મની બાબતમાં ચર્ચા કરવા આવનાર પ્રત્યેક માણસ ટૉલ્સ્ટૉયને નિકટના સ્નેહી જેવો લાગતો. આ વખતે ચહાની તૈયારી હતી તેથી તે યુવકને ચહા પીવા બેસાડી ટૉલ્સ્ટૉયે વાતચિતનો આરંભ કર્યો. પોતાના મતોના પુરાવામાં તેમણે ઘણાં પુસ્તકો લાવીને ટેબલપર મૂકયાં હતાં. તે મેથ્યૂ, જૉન વગેરે સંતોના ખ્રિસ્તચરિત્રમાંથી વચ્ચે વચ્ચે કેટલાક ફકરા વાંચી સંભળાવતા હતા. કેટલીક વખત તે જુની દંતકથાઓ વાંચતા અને તેમાં રહેલી વિસંગતતા વ્યક્ત કરતા.

એજ દિવસે સાંજે એક મીલ મજુર ટૉલ્સ્ટૉયને મળવા આવ્યો હતો. તેણે મીલમાં કંઇ ઇજા થવાથી માલીક પાસેથી નુકશાની શી રીતે મેળવવી તે બાબત સલાહ માગી. તે કામ થઇ રહ્યા પછી તે ચાલ્યો ગયો ત્યાર પછી ટૉલ્સ્ટૉયે કહ્યું: “ આવી બાબતમાં સલાહ આપતાં મારૂં મન દ્વિધા બની જાય છે. તે માણસને ઇજા થએલી જોઈ મને દુઃખ થાય છે; પણ એ બાબતનો ખોટો લાભ મેળવવાનો પ્રયત્ન તેને કરતો જોઈ તેના પર ગુસ્સો પણ આવે છે. તે આખી જીંદગી માટે પંગૂ બન્યાની વાત કરે છે; પણ વસ્તુતઃ તેમ નથી. પેટપુરતો ધંધો કરવાની તેની ઇચ્છા હોય તો તે અનેક કામ કરી શકે છે. ”

યાસનાયા ગામ એક યાત્રાના સ્થળના માર્ગમાં આવેલું હોવાથી નાના પ્રકારના યાત્રાળુ દીર્ઘકાળથી ટૉલ્સ્ટૉયને ત્યાં આવતા હતા. એમાં કેટલાક લુચ્ચા લફંગા અને માત્ર ભીખપર જીવનારાઓ પણ આવતા. એવા લોકને ટૉલ્સ્ટૉય થોડું ઘણું દાન આપતા. તે કહેતા હતા કે કોઇ કંઇ માગે છે તો ના કહેવાની હિંમત હું કરી શકતો નથી.

તેમને ગાનવિદ્યા પ્રિય હતી તેથી નામાંકિત ગાયકો પણ તેમને ત્યાં આવતા.

એક દિવસે એવા પ્રકારની મીજલસ થઇ ગયા પછી ગાયનકળાના શાસ્ત્રીય સ્વરૂપ વિષે ચર્ચા ચાલતાં તેમણે કહ્યું:—

" માણુસના ચિત્તપર સંગીતની બે પ્રકારે અસર થાય છે. ગાયક પોતાના મનમાં ઉત્પન્ન થએલી ભાવના ગાયનદ્વારા શ્રોતાઓના ચિત્તમાં ઉપજાવી આપે એનું નામજ ખરી ગાયનકળા છે; પરંતુ એવા ગાયક ઘણા થોડા હોય છે. બીજો વર્ગ કેવળ શબ્દરચના અને સ્વરસંમેલનથી જ્ઞાનતંતુ પર અસર કરીને શ્રોતાઓનાં હૃદય હલાવી મૂકનારો હોય છે. એ ખરી કળા નથી પણ તે કૃત્રિમ છે. એવી કળા ઘણાને સાધ્ય હોય છે. વેગનર જેવા માણુસોને એ વર્ગના ગણી શકાય."

આ વર્ષમાં એટલે ઇ. સ. ૧૯૦૨ માં તેમણે ' હાજી મુરા ' નામની નવલકથા લગભગ પૂરી કરી હતી, તેમજ 'જીવંત પ્રેત' નામનું નાટક પણ લખ્યું હતું. એ નાટક એક પ્રત્યક્ષ બનેલા બનાવના આધારે રચાયું હતું.

એ નાટક પ્રસિદ્ધ થઇ ગયા પછી એક દિવસે એક છોકરો ટૉલ્સ્ટૉયને મળવા આવ્યો. તેને ' તું કોણ છે ' એવો પ્રશ્ન કરતાંજ તેણે કહ્યું: ' હું પ્રેતનો પુત્ર છું.' તે છોકરાને કાને ટૉલ્સ્ટૉયે લખેલા નાટકની વાત પહોંચી હતી અને તેએ પણ સમજી શકયો હતો કે પોતાના પિતાના સંબંધમાં બનેલા અમુક બનાવ પરથી એ નાટક લખાયું છે. પછી થોડાજ દિવસે તે પ્રેત પણ ટૉલ્સ્ટૉયને મળવા આવ્યું. તેણે કહ્યું કે ' મેં દારૂની કેફમાં બડબડાટ કરવાથીજ મારો અપરાધ ખુલ્લો પડયો અને મને શિક્ષા થઇ. હવે મેં દારૂનો ત્યાગ કર્યો છે અને કામધંધો ખોળું છું.' આ વાત સાંભળી ટૉલસ્ટૉયે પોતાના એક ન્યાયાધીશ મિત્રને ભલામણ કરી તેને ચપરાશીની નોકરી અપાવી.

આ વખતે ' ફાધર સર્જેસ ' નામની એક બીજી નવલકથા પણ તેમણે લખી હતી. તે ઘણા વખત સુધી પ્રસિદ્ધ થઇ નહતી અને ટૉલસ્ટૉયની એવી ઇચ્છા હતી કે પોતાની હયાતી સુધી તે પ્રસિદ્ધ થાય નહિ. એમનું કોઇ પણ નવું પુસ્તક બહાર પડતું એટલે પ્રકાશકો તથા ભાષાંતરકારોમાં મારામારી શરૂ થતી; અને ઘણા પ્રસંગોમાં ટૉલસ્ટૉયને તે ત્રાસ આપતા. આ પ્રકારથી કંટાળીને બીજા પણ લેખો તેમણે પ્રસિદ્ધ થવા દીધા ન હતા. બીજું કારણ એ હતું કે, કોઇપણ લેખ પ્રસિદ્ધ થતાં પૂર્વે તે બને તેટલા સ્પષ્ટ અને ઉત્તમ સ્વરૂપમાં તૈયાર થવો જોઇએ એમ તે ઇચ્છતા. આથી પ્રત્યેક લેખ તૈયાર થયા પછી પણ અનેકવાર કાળજીપૂર્વક વાંચતા અને તે છપાઇ જતાં સુધીમાં તો તેમાં અનેક પ્રકારના ફેરફાર કરતા. એમ કરવામાં સમય પુષ્કળ નીકળી જતો હોવાથી આ પ્રસંગે એ રીતે સમય જવા દેવો ઇષ્ટ નથી એમ તેમને લાગ્યું હતું. શરીરપ્રકૃતિ લથડેલી હોવાથી તેમજ થોડા વખતમાં મૃત્યુ પ્રાપ્ત થશે એવી સમજથી હવે

તેઓ બીજી મહત્ત્વની બાબતો તરફ લક્ષ આપવા ધારતા હતા; તેમજ લોકો તરફથી એવાં કામો માટે જે સ્તુતિની વૃષ્ટિ થતી, તેથી તેમને ભય હતો કે રખેને અહંકાર પ્રબળ થઇ પડે. આ બાબતમાં પોતાના એક સ્નેહીને તેમણે કહ્યું હતું કે;–'એ (અભિમાન) શત્રુનો હૂમલો અતિ છૂપી રીતે થાય છે. તેને સાવચેત રહીને પાછો વાળવો પડે છે. એક વખત હું તેમાં ફસાઇ પડયો હતો તે અદ્યાપિ યાદ આવે છે.'

એક વખતે એક પરદેશી પ્રકાશકે તેમનાં સર્વ પુસ્તકોનો હક્ક હમ્મેશને માટે પંદરલાખ રૂપિયા આપીને ખરીદી લેવા જણાવ્યું હતું; પરંતુ એ લાલચને પણ તેઓ વશ થયા નહિ. તેમણે એ પ્રકાશકને સ્પષ્ટપણે જણાવી દીધું કે પુસ્તકો પર વિશિષ્ટ હક્ક રાખવો તે અધર્માચરણ છે. 'માર્કસ' નામના બીજા એક પ્રકાશકે ફક્ત બે વર્ષ માટે તેવો હક્ક માગી મોટી રકમ આપવાની ઇચ્છા જણાવી હતી; પરંતુ તેની ઇચ્છા પણ પૂરી ન થઇ. હકીકત આવી હતી છતાં એકાદ ભાષાંતરકાર પોતાના પ્રકાશનનો હક્ક રાખવા ઇચ્છતો તો તે માટે તે વાંધો લેતા ન હતા. તે કહેતા કે ભાષાંતરકારને એ હક્ક નહિ રાખવા દેવા વિષે અદ્યાપિ પોતાનો કોઇ નિશ્ચિત મત થએલો નથી.

આ વખતે તેમનું શરીર વિશેષ દુર્બળ બન્યું હતું; તથાપિ મનની હાલત સાબૂત હતી. હવે તેમણે શેત્રંજની રમત છોડી દીધી હતી. પત્તાંની રમત તેમને પસંદ નહોતી. પણ લખવાના કામથી કંટાળો આવતો ત્યારે ગમ્મતની ખાતર કલાકના કલાક સુધી પેશન્સની રમત રમતા.

ટૉલ્સ્ટૉયના ચિત્તનું વલણ સ્વભાવથી તત્ત્વચર્ચા તરફ વિશેષ રહ્યા કરતું હોવાથી, પોતે નવલકથા કે બીજો કોઇ લેખ લખતા હોય ત્યારે પણ વચમાં વચમાં તેમનું મન તત્ત્વવિચાર તરફ ખેંચાઇ જતું અને ચાલુ લેખન બાજુપર રહેતું. તેમની તત્ત્વચિંતનની વૃત્તિ એવી દઢતર બનેલી હતી કે શારીરિક દુઃખનો ત્રાસ જણાતો નહિ.

કોઇ સ્નેહી મળવા આવતો ત્યારે પણ તે સામાન્ય વાર્તાલાપમાંથી તત્ત્વ-ચર્ચા પર આવી પડતા. એક વખત એક સ્નેહી સાથે વાત કરતાં કરતાં પ્રશ્ન થયો કે, 'પ્રભુનું સ્વરૂપ કેવું છે ?' તેમણે કહ્યું: 'પ્રભુ એટલે મૂર્તિમંત પ્રેમ. એ પ્રેમનો– પ્રભુનો જે અંશ પ્રત્યેકના હૃદયમાં રહેલો છે, તેજ પ્રત્યેકની જીવનશક્તિ અને ક્રિયાશક્તિ છે. તેનો અભાવ થાય તો તરતજ જીવનનો અંત આવે છે. એ શક્તિને આપણામાં લાવવી કે વધારવી પડે તેમ નથી; પણ એની આડે આવતાં આવ-રણોનેજ દૂર કરવાની જરૂર છે અને તેમ કરવાની શક્તિ પણ આપણામાં રહેલી છે; એ વાત લક્ષમાં રાખીને હમ્મેશ આપણે એ વિઘ્નોને દૂર કરવાનું કામ કરતા રહેવું જોઇએ.'

આ વર્ષના નવેમ્બરમાં 'ધર્માધિકારીઓને વિનતિ' નામનો લેખ ટૉલ્સ્ટૉયે લખ્યો છે. તેમાં અર્વાચીન ધર્માધ્યક્ષોએ ઇસુનાં તત્ત્વોનો ઉચ્છેદ કરીને લોકોને કેવી રીતે કુમાર્ગે ચઢાવ્યા છે, તેનું સપ્રમાણ વિવેચન તેમણે કરેલું છે. લ્યૂથરના સમયથીજ કૅથોલિક પંથપર પુષ્કળ હલ્લા થતા આવ્યા છે; પરંતુ આટલો પ્રબળ સપ્રમાણ, સ્પષ્ટ અને દઢ હલ્લો કોઇએ નહિ કર્યો હોય.

ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરીમાં ઇન્ફ્લ્યુન્ઝાથી તે બહુ પીડાયા. પછી એ તાવ દૂર થયો પણ અશકિત પુષ્કળ આવી ગઇ; અને હૃદયની ક્રિયા પણ બગડતી ચાલી.

આ વખતે 'કીશીનેફ' પ્રાંતમાં યાહુદીઓ અને ખ્રિસ્તીઓ વચ્ચે ભારે તોફાન થયું અને ઘણા યાહુદીઓ માર્યા ગયા. એ તોફાનનું મૂળ કારણ ધર્મ-ઘેલછા હતી. એનાપર ટીકા કરતાં ટૉલસ્ટૉયે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા છેઃ—

"આ તોફાનનું દશ્ય કારણ ભલે ધર્મઘેલછા હોય; પણ એનું મૂળ કારણ તો આપણી વર્તમાન સરકાર અને ધર્માધિકારીઓનાં દુષ્ટ વર્તનજ છે. ધર્માધિકારીઓ લોકોના મગજમાં ગમે તેવી કલ્પનાઓ ઘુસાડી દે છે અને પછી તે લોકોને અધિકારીઓ ભંભેરે છે એટલેજ આવાં તોફાનો થાય છે."

"સરકાર સત્તાના મદથી અંધ બનેલી છે, તેથી એકાદ તોફાન થયું કે તેની ક્રૂરતા ઉછળી આવે છે. તુર્કી લોકો આર્મીનિયનોની કતલ ઉડાવે છે એવું વાંચીને આપણે કહીએ છીએ કે તુર્ક સરકારે માણસાઇ ગૂમાવી છે; પણ એજ કામ જ્યારે રૂશીયન સરકાર કરે છે ત્યારે આપણને તે માટે કંઇજ લાગતું નથી."

એક વખત પ્રખ્યાત જર્મન પંડિત 'નીટ્શે' વિષે વાત નિકળતાં ટૉલ-સ્ટૉયે કહ્યું હતું કે, "હમણાં હમણાં લોકોને આધિભૌતિકવાદનો જે વિલક્ષણ મોહ લાગ્યો છે તે તેનાજ લેખનું પરિણામ છે. તેની વિલક્ષણ બુદ્ધિની છાપ લોકોપર પડયા સિવાય નથી રહેતી. તેની બુદ્ધિની વિશાળતા અવર્ણનીય છે. જ્યારે પ્રથમ મેં તેના લેખ વાંચ્યા ત્યારે હું જાણે જાદુથી ઘેરાઇ ગયો હોઉં તેમ તદ્દન મુગ્ધ બની ગયો. તેના લેખોમાં ઓજસ્ અને સૌંદર્યનો એવો સંયોગ થયો છે કે તેનું વર્ણનજ ન થઇ શકે. તેના વિચારોના પ્રચંડ પ્રવાહમાં હું એટલો ખેંચાઈ ગયો હતો કે, મારા સર્વ સિદ્ધાંતોનું મને વિસ્મરણ થઇ ગયું હતું. પછીથી ધીમે ધીમે શુદ્ધિમાં આવીને જ્યારે તેના મતોનું નિરીક્ષણ કરવા લાગ્યો ત્યારેજ તે ધીમે ધીમે ભયપ્રદ જણાવા લાગ્યા. તેણે (શુદ્ધ) ખ્રિસ્તીધર્મને કીચડમાં રગદોળી નાખ્યો છે. તેના પાપનો પાર નથી એમજ મને લાગે છે."

"ખ્રિસ્તીધર્મપર આ હલ્લો આજેજ થયો છે એમ કંઇ નથી. પ્રાચીન-કાળમાં પણ તેના પર હૂમલા થતા અને નીટ્શેએ તેનુંજ અનુકરણ કરીને ગદ્ય-

પ્રહાર કર્યા છે. ખ્રિસ્તીધર્મપર હલ્લા થવા અથવા તે સંબંધી ગમે તેમ બોલવું એ વાતો એટલી સ્વાભાવિક-વાસી બની ગઇ છે કે, લોકોને હવે તે વિષે કાતક થતું નથી. કેટલાકોનો એવો મત થઇ રહ્યો છે કે ખ્રિસ્તીધર્મ મરી ગયો છે અને તેને સજીવ કરવા મથવું તે પ્રેતને જીવતું કરવા મથવા સમાન છે. બીજી તરફ ઉપાધ્યાયવર્ગને અને જુના લોકોને ખ્રિસ્તીધર્મનો કિલ્લો એટલો અભેદ્ય લાગે છે કે, ટીકાનો ગમે તેવો ભડીંમાર ચાલશે તોએ તેનો એકે કાંકરો નહિ ખરે. ઉભય પક્ષની આવી સ્થિતિ હોવાથી ટીકા એ કેવળ મશ્કરીઠઠ્ઠાનો વિષય થઇ પડયો છે."

ઇ. સ. ૧૮૯૦ માં રાજા હેમ્બર્ટનું ખૂન થયું ત્યારે તે વિષે ટૉલસ્ટૉયે એક નાનો લેખ લખ્યો હતો. રૂશીયામાં એ સ્વાભાવિક રીતેજ પ્રસિધ્ધ થયો ન હતો. પછી ઇ. સ. ૧૯૦૩ માં તેના જર્મન ભાષાંતરકારપર બાદશાહનું અપમાન કર્યાનો આરોપ મૂકી કામ ચલાવવામાં આવ્યું હતું. આ લેખમાં જર્મનીના બાદશાહ બીજા વીલિયમ વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. " બાદશાહ બીજા વીલિયમના મગજમાં શું ભરેલું છે તે વિષે અટકળ થઈ શકતી નથી. એ ગૃહસ્થ અર્ધશિક્ષિત, સંકુચિત દૃષ્ટિનો અને ઉન્મત્ત હોઇ તેને યુદ્ધ સિવાય બીજું સૂજતુંજ નથી. છતાં નવાઇ જેવુ એ છે કે લોકો તેને મસ્તક નમાવે છે અને જગતનાં સર્વ વર્તમાનપત્રો એક અજબ શોધકની માફક તેનાં ભાષણોની ચર્ચા કરે છે. 'મારી આજ્ઞા થતાં તમારે તમારાં માતપિતાપર પણ ગોળી ચલાવવી જોઇએ ' એમ તે કહે છે તો તે માટે પણ હા ભણનારા માણસો છે. વજ્રમુષ્ટિના બળથી ખ્રિસ્તધર્મનો પ્રચાર કરવો એમ તે બકે છે તોએ લોકો તેના આગળ મસ્તક નમાવે છે. ચીનાઓ સાથેના યુદ્ધમાં કોઇને કેદ ન કરતાં જે હાથ આવે તેને ઠારજ કરવાનું કહે છે, તો તેમાંએ હા હા કહીને ખભાપર બંદુકો ચઢાવી ચીનમાં જનારા લોકો તેને મળે છે."

એક દિવસે ટૉલસ્ટૉય ઘોડા પર ફરવા ગયા હતા ત્યારે રસ્તામાં ચઢાવ આવવાથી ઘોડાને ત્રાસ ન થાય તે સારૂ નીચે ઉતરી પડી ઘોડાને તેમણે દોરી લીધો. ચાલતાં ચાલતાં તેમના પગ પર ઘોડાનો પગ પડવાથી તે ઘણુા પીડાયા હતા અને કેટલાક દિવસ સુધી ઘરબહાર નીકળી શકયા ન હતા.

આ વખતે રૂશીયાની રાજકીય સ્થિતિ અતિશય બગડી ગઇ હતી અને ધૂંધવાતા અગ્નિનો સ્ફોટ થવાનો જાણે સમય આવી લાગ્યો હોય તેવો ભાસ થતો; પરંતુ એટલામાંજ રૂસોજાપાન યુદ્ધનો આરંભ થઇ ગયો. વાસ્તવિકરીતે આ યુદ્ધમાં રાજતૃષ્ણા સિવાય અન્ય કોઇ પણ સબળ કારણ ન હતું. રૂશીયાની શહેનશાહત હજી પણ બને તેટલા વિશેષ પ્રદેશને ગળી જવાને મોં વિકાસી રહી હતી.

ટૉલ્સ્ટૉયે ૧૯૦૪ ના મેમાં ' વિચાર કરો ' એ નામનો લેખ લખી એ યુદ્ધ વિષેના પોતાના વિચારો સ્પષ્ટતાપૂર્વક જાહેર કર્યા હતા.

અત્યાર સુધી તેમણે અનેક પ્રકારના નિબંધો, વાતો, દંતકથાઓ અને મોટી નવલકથાઓના રૂપે પોતાના વિચારો જગતસમક્ષ મૂકવાનો ઉદ્યોગ ચલાવ્યો; પણ હવે તેમનું મન બીજી બાજુ વળ્યું. તેમણે સમગ્ર જગતના પ્રસિદ્ધ વિચારકોનાં પુસ્તકોમાંથી મહત્ત્વના ફકરા પસંદ કરી એક માળા ગૂંથવાનું કામ હાથમાં લીધું; અને એ માળાનો પહેલો ભાગ ઇ. સ. ૧૯૦૪ માં પૂરો કર્યો.

જેમ જેમ રૂસોજાપાન યુધ્ધ ખીલતું જતું હતું તેમ તેમ રૂશીયામાં ક્રાંતિકારક વિચારો પ્રબળ થયે જતા હતા. લોકોમાં સ્વાર્થત્યાગનું પ્રમાણ વધતું ચાલીને સ્વદેશના કલ્યાણાર્થે પ્રાણ આપનારાઓની સંખ્યામાં વધારો થવા લાગ્યો; પણ એ સાથેજ અત્યાચારના તત્ત્વને પણ ભરતી આવતી ગઇ. રૂશીયામાંની આ હીલચાલે સમગ્ર પશ્ચિમ યૂરોપનું ધ્યાન ખેંચ્યું. રાજકીય દૃષ્ટિએ રૂશીયા સદી દોઢ સદી જેટલું પાછળ છે; અને હવે તે એકહથ્થુ સત્તાને તોડી પાડી લોકમતે ચાલનારી શાસનસંસ્થા રૂશીયાએ અસ્તિત્વમાં લાવવી જોઇએ; એવા આશયના લેખો યૂરોપનાં આગેવાન વર્તમાનપત્રોમાં ઝળકવા લાગ્યા. પણ આ કામ સરળ નહતું. એમાં મોટું વિઘ્ન બાદશાહની આસપાસ રહેનારા માણસો તરફથી આવે તેમ હતું. એ ટોળાને પોતાની મરજી પ્રમાણે સત્તા ગજાવવાની ટેવ પડી ગએલી હતી. વળી બાદશાહી કૃપાના પડદા પાછળ રહી એ લોકોને લૂંટ ચલાવવાનું પણ ઠીક પડતું. એક બીજો વર્ગ છેક છેલ્લા વિચારવાળાઓનો બંધાએલો હતો. સામાન્ય સુધારાથી એ વર્ગ વશ થાય તેમ નહતું. જેથી યુધ્ધ માટે લશ્કર દેશબહાર જવાની સાથેજ અંધાધુંધી થવાનાં ચિહ્‌ન જણાવા લાગ્યાં.

ધીમે ધીમે અંધાધુંધી વધતીજ ગઇ. હવે સરળ માર્ગ શોધી કાઢે તેવો ટૉલ્સ્ટૉય સિવાય એકે પુરૂષ ન હતો. તેમણે અનેક વખત ઝારશાહી વિરૂધ્ધના પોતાના વિચાર સ્પષ્ટતાથી જણાવેલા હતા અને તેજ પ્રમાણે અત્યાચારી ક્રાંતિકારક પક્ષપર પણ કડક ટીકા કરેલી હતી. આથી ઘણાઓ ધારતા હતા કે તે કાયદેસર હીલચાલ કરનારાઓના પક્ષમાં પોતાની શક્તિનો વ્યય કરશે; પણ તેવું બન્યુ નહિ. એ પક્ષપર પણ તેમણે પુષ્કળ ટીકા કરવાથી એ હીલચાલ કરનારાઓ પણ નારાજ અને નિરાશ થયા. આ માટે પરદેશોમાં પુષ્કળ ગેરસમજ થઈ અને ટૉલ્સ્ટૉયપર સખત ટીકાઓ થઈ. પરદેશીઓ રૂશીયાની આંતરસ્થિાત યથાસ્થિતપણે સમજી શકતા નહતા અને મનમાં આવે તેવા ઉપાયો સૂચવે જતા હતા. તેમને સ્વાભાવિક રીતેજ એમજ લાગતું હતું કે, પશ્ચિમ યૂરોપની શાસન સંસ્થાઓ જે પદ્ધતિથી વિકસિત થઈ છે તેજ પદ્ધતિ રૂશીયાને પણ હિતાવહ થશે; અને એ પધ્ધતિનો

અંગીકાર કરનાર પ્રાગતિક પક્ષને ટૉલસ્ટૉયે ઉધડો લીધેલો હોવાથી તેઓ ચીડાય તેમાં આશ્ચર્ય પણ નથી. ટૉલસ્ટૉયનો નિશ્ચિત મત સમજવા સારૂ 'નોર્થ અમેરિકન રિવ્યુ' નામના માસિકના તંત્રીએ તેમને એક પત્ર લખ્યો હતો. તેને આપેલા જવાબમાં ટૉલસ્ટૉય કહે છેઃ—

" સનદશીર માર્ગના નામથી હાલમાં રૂશીયામાં જે હીલચાલ ચાલે છે તેનો અંતિમ હેતુ એકહથ્થુ સત્તાપર અંકુશ મૂકી રાજકારભાર લોકપ્રતિનિધિઓના હાથમાં મૂકવાનો છે; પણ એ માર્ગે ખરો ઉદ્દેશ સિદ્ધ થતો નહિ હોવાથી તે મને પસંદ નથી. લોકોનાં મન ખળભળાવીને ઇષ્ટ હેતુ સાધી શકાશે એમ એ લોકો માની શકે છેજ શી રીતે ? મુખ્ય હેતુ તો સમાજનાં દુઃખો નષ્ટ કરવાનો છે. જેમ અત્યારના પંથે એ હેતુ સિદ્ધ થઇ શકતો નથી, તેમ સનદશીર માર્ગે કેવળ સભાઓ ભરવાથી, લેખ લખવાથી કે ચળવળ કરવાથી પણ તે સિદ્ધ થતો નથી. એટલુંજ નહિ પણ એથી તો લોકોનું લક્ષ મુખ્ય મુદ્દા ઉપરથી ખસી અન્ય રસ્તે વળવાથી ખરો હેતુ સાધવાનું બાજુપરજ રહી જાય છે. જો એ હેતુ સિદ્ધ કરવો હોય તો **ધર્મ અને નીતિનાં તત્ત્વો લોકોનાં હૃદયોમાં દૃઢ કરી સામાન્ય જનસમાજનો ધાર્મિક અને નૈતિક દરજ્જો વધારવો જોઇએ. રાજશાસનનાં માત્ર બાહ્ય અંગજ બદલવાથી લોકોમાં ધર્મ અથવા નીતિની અભિવૃદ્ધિ થતી નથી;** અને જ્યાં સુધી **તે પ્રમાણે થાય નહિ ત્યાં સુધી સમાજ પાકા પાયાપર મૂકાયજ નહિ.** ફ્રાન્સ, ઇંગ્લાંડ, અમેરિકા વગેરે લોકશાસનવાળા દેશોની સામાજીક પરિસ્થિતિ મારા કથનને પુષ્ટિ આપે છે. રૂશીયાની હીલચાલો જે રાજકીય સુધારણા ઇચ્છે છે, તેવી સુધારણા ઉક્ત દેશોમાં હોવા છતાં પણ તેથી શું ત્યાંનો બહુજનસમાજ સુખી થયો છે ? "

" પ્રત્યેક વ્યક્તિની **ધાર્મિક અને નૈતિક ઉન્નતિ થઇ તેની સામાન્ય કલ્પના અને નિત્યનું જીવન અધિક ઉચ્ચ નહિ બને ત્યાં સુધી કોઇ પણ સમાજના સુખની અભિવૃદ્ધિ થવાની નથી.** મધ્યવર્તી સત્તા એક વ્યક્તિના હાથમાં હોય કે સો જણ વચ્ચે વહેંચાયલી હોય; પરંતુ તેથી બહુ જનસમાજની બાહ્ય સ્થિતિ પણ સુધરી જતી નથી કે તેમનાં અંતઃકરણ પણ ઉન્નત બની જતાં નથી. જનસમાજના ભલા માટે પોતાને માથે પણ અમુક કર્તવ્ય રહેલું છે, એવી લાગણી સમાજમાંની પ્રત્યેક વ્યક્તિના મનમાં ઉત્પન્ન થયા સિવાય રાજ્યશાસનનાં બાહ્ય અંગોમાં ગમે તેટલો ફેરફાર કરવામાં આવશે તોપણ તે ઉપયોગી નહિ થાય. હાલના રાજકીય ચળવળીયાઓના મસ્તકમાંથી એ મુખ્ય મુદ્દો ખસી ગએલો છે. તેઓ પોતાની હીલચાલમાં એટલા લીન બની જાય છે કે, સમાજના તળીયા સુધી તેમની દૃષ્ટિજ પહોંચી શકતી નથી. એક રીતે રૂશી-

યાની પરિસ્થિતિ અન્ય દેશોની પરિસ્થિતિના જેવીજ છે. રૂશીયાનો બહુ જનસમાજ અને અન્ય દેશનો જનસમાજ લગભગ સમાન સ્થિતિમાં છે. એવી સ્થિતિમાં જે રાજશાસનસંસ્થા અન્ય સમાજના સામાન્ય જનવર્ગને હિતકારક થઇ નથી, તેની સ્થાપના રૂશીયામાં કરવાથી એથી ભિન્ન પરિણામ કયાંથી આવવાનું હતું ? ”

એક પ્રસિદ્ધ અંગ્રેજ લેખકના વિચાર પણ ટૉલસ્ટૉયના જેવાજ હોવાથી તેનો કેટલોક ભાગ અહીં ઉતારીશું. એ લેખક કહે છે કેઃ—

“ જેઓ સમાજમાં સાચો સુધારો કરવા ઇચ્છતા હોય, તેઓ રાજકીય સુધારાની ધાંધલમાં પડવા કરતાં પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ સમાજ સુધારવામાં કરે તો ઘણું સારૂં. એ કાર્ય સિદ્ધ કરવા સારૂ હું તેમને વ્યવહારથી વિખૂટા પડી જવા કહેતો નથી, અથવા અંતિમ હેતુને પોષનારી કોઇ એક રાજકીય ચળવળ હોય તો તેમાં ભાગ ન લેવો એમ પણ કહેતો નથી; પરંતુ એવી રાજકીય હીલચાલ સમાજની નીતિમત્તાને વધારનાર છે કે કેમ, તે વિષે તેમણે પ્રથમ ખાત્રી કરી લેવી જોઇએ. એ વિનાની બીજી બાબતોમાં પણ ભાગ ન લેશો એમ મારૂં કહેવું નથી; પરંતુ એ બાબતો સમાજના હૃદયને સ્પર્શ કરનારી ન હોઇ કેવળ દેખાવજ કરનારી હોય છે એ પણ ભૂલવાનું નથી. કેમકે અનેક વર્ષો સુધી એવી હીલચાલ કર્યા પછી અંતે માનવસમાજ જે ને તેજ જગ્યાએ ઉભેલો જણાય છે. પ્રાચીનકાળે યૂરોપમાં નૈષ્ઠિક બ્રહ્મચારીના મઠ સ્થાપવામાં આવ્યા તે સમયે જે અલૌકિક ધૈર્ય અને શૌર્ય ફેલાયું હતું, તેવા પ્રકારનું નવીન ધૈર્ય અને નવીન શૌર્ય ઉત્પન્ન કરી તેની વૃદ્ધિ કરવાની હવે અગત્ય છે. જુની રોમન સંસ્કૃતિનો નાશ થયા પછી એ અતુલ ધૈર્યશાળી નૈષ્ઠિક બ્રહ્મચારીઓએજ નવી સંસ્કૃતિનું બીજારોપણ કર્યું હતું. એ કાર્ય રાજા કે બાદશાહોએ કર્યું નથી. સત્તાવાન સમ્રાટોએ યુદ્ધ કર્યાં હશે, પણ તેમણે કંઇ નવી સંસ્કૃતિ નિર્માણ કરી નથી. મારા કથનનો અર્થ એવો નથી કે, એ જુના મઠોની પુનઃ સ્થાપના કરવી. હું એટલુંજ કહેવા માગું છું કે, જે સાત્વિક ચૈતન્યથી પૂર્વે એ મઠ સ્થપાયા હતા તે ચૈતન્ય આજના સમાજમાં પુનઃ પેદા કરવું જોઇએ. એ મઠપતિનું મુખ્ય લક્ષણ એ હતું કે **પ્રથમ ધર્મ અને નીતિ, તે પછીજ બીજું બધું**. તેજ પ્રમાણે ધર્માજ્ઞા યથાર્થપણે પાળવા સારૂ જે ધૈર્ય અને સહનશક્તિ આવશ્યક છે તેની પણ વૃદ્ધિ કરવાની આવશ્યકતા છે. એવા પ્રકારનો આંતરિક સુધારો દેશમાં થતાં સુધી ડાહ્યા માણસો રાજકીય કે તેવીજ બીજી બાહ્ય વાતો તરફ લક્ષ ન આપે એજ ઉત્તમ છે. ”

રૂશીયામાં રાજકીય હીલચાલ કરનારા અનેક પક્ષો તરફથી તેમની આગેવાની લેવા માટેના પત્રો ટૉલસ્ટૉયપર આવ્યા કરતા હતા; અને તેથી તેમને ઘણો

ત્રાસ થતો હતો. પ્રત્યેક પક્ષ ટૉલ્સ્ટૉયને પોતા તરફ ખેંચવાને મથતો હતો; પરંતુ સ્થિતિ એવી હતી કે એકે પક્ષ તેમના મતો સાથે બરાબર મળતો આવતો નહતો. તેમના મતોનું સાચું જ્ઞાન રૂશીયામાં કોઈનેએ થયું નહતું. તેમનું ખરૂં અંતરંગ કોઈના પણ જાણવામાં આવ્યું નહતું. જે તે બાહ્ય દેખાવપરથીજ તેમને પોતાના પક્ષના સમજી પોતામાં મેળવી લેવા ઇચ્છતા.

એટલામાં એક રવિવારે એક ભયંકર બનાવ બન્યો. રવિવારે સવારે 'ગેપન' નામનો એક આગેવાન મજૂરોની મોટી સંખ્યા એકત્ર કરી બાદશાહને વિનંતિ કરવા પિટર્સબર્ગ ગયો. આ ટોળી પાસે કાગળ સિવાય બીજાં કંઇ પણ શસ્ત્રાસ્ત્ર નહતાં; પણ જ્યાં ત્યાં તોફાન જોયા કરતા બાદશાહે રાજધાનીના રાજમાર્ગમાંજ તેમની કતલ ઉડાવી. આ સમાચાર ટૉલ્સ્ટૉયના કાને આવતાં તેઓ કેટલાય દિવસો સુધી બહુજ ઉદાસ રહ્યા.

ઇ. સ. ૧૯૦૫ માં તેમણે જે અનેક લેખો લખ્યા હતા, તેમાં પણ અપ્રતિકાર તત્ત્વનું અતિવિસ્તારપૂર્વક સમર્થન કર્યું છે. વળી કામદારવર્ગ અધિક સ્વાવલંબી શી રીતે બની શકે, જમિનની વહેંચણી કેવી હોવી જોઇએ, નવયુગનો પ્રારંભ, રૂશીયાની ભયંકર સ્થિતિ, વગેરે બાબતો વિષે પણ લેખો લખીને તે કાળના મહત્ત્વના પ્રશ્નોની તેમણે ઠીક ચર્ચા કરી હતી. ઇ. સ. ૧૯૦૬ ના આરંભમાં બીજી ટુંકી ટુંકી વાતો લખવાનો પ્રારંભ તેમણે કર્યો હતો. આ ટુંકી વાતોની એક નવી માળા ગૂંથવાની તેમની ઇચ્છા હતી. એ સિવાય ક્રાંતિકારક ચળવળ વિષે પણ તેમણે લેખો લખ્યા હતા. અન્ય વિદ્વાન ગ્રંથકારોનાં લખાણોમાંથી સુંદર ફકરા ઉતારવાનું કામ પણ ચાલુ હતું. એ ગ્રંથકારોમાં પ્રાચીનકાળથી તે વર્તમાનકાળ સુધીના સર્વ દેશના ગ્રંથકારોને તેમણે સ્થાન આપ્યું હતું.

આ વખતે તેમની પ્રકૃતિ ઘડીમાં બગડતી તો ઘડીમાં સુધરતી. કેટલીક વખત લખાતું પણ નહતું; તથાપિ મૃત્યુ સમીપ આવતું જાય છે એમ સમજીને સહજ પણ ઠીક લાગતું કે લખવા બેસી જતા. હજુ માનસિક ઉત્સાહ તેમનામાં ઠીક ટકી રહ્યો હતો. એક પત્રમાં તે કહે છે:—

"હમણાં મારી શારીરિક અને માનસિક અવસ્થા વિલક્ષણ ચાલે છે. કેટલીક વખત અશક્તિ એટલી લાગે છે કે, એક લીટી સુદ્ધાં લખાતી નથી; અને કેટલીક વખત એવી સ્ફૂર્તિ હોય છે કે જાણે શક્તિનો મહાન ભંડારજ હાથ લાગ્યો હોય તેમ તરતજ સ્વીકૃત કાર્યમાં લક્ષ પરોવાઇ જાય છે. હજુ મારે ઘણું કરવાનું બાકી છે; એટલે સર્વ લક્ષ તે પૂર્ણ કરવા તરફ વળે છે. આથી હું પત્ર લખી શકયો નથી તે બદલ માઠું લગાડશો નહિ."

"પુનરૂત્થાનના વેચાણના સાત આઠ હજાર રૂપિયા તમારે ત્યાં જમા છે,

પણ તે હમણાં મોકલશો નહિ. તેનો આજે અહીં સદુપયોગ થઈ શકે એમ લાગતું નથી. તમને જો એકાદ સદ્કૃત્ય મળી આવતું હોય તો તેમાં એ રકમ ખર્ચી નાખજો. હાલ એવું કંઇ કાર્ય ન હોય તો એકાદ પેઢીપર તે જમા રાખી મૂકશો. એવું કંઇ કાર્ય જણાશે એટલે તેની માગણી કરીશ. ''

આ સમયે કાઉન્ટેસ પથારીવશ થવાથી રોજની રહેણીમાં ઘોટાળો થતો અને તેથી ટૉલસ્ટૉયને લખવા વાંચવાનું ફાવતું નહતું. દાકતરે જણાવ્યું કે શસ્ત્રક્રિયા કર્યા વગર પ્રકૃતિ સુધરવાનો સંભવ નથી. કાઉન્ટેસને આ આજારથી અસહ્ય વેદના થતી હતી; પરંતુ તેમની ઇચ્છાવિરૂદ્ધ શસ્ત્રક્રિયા કરવી કે કેમ, તે ટૉલ્સ્ટૉયને પ્રશ્ન થઈ પડયો. દાકતરને તેમણે કહ્યું: " આજે નહિ તો કાલે કે પાંચ વર્ષે પણ મરવાનું તો છેજ. દાકતર તરીકે વ્યાધિને પીછાનીનેજ તમે સલાહ આપી છે; પરંતુ હું તેને માટે નાએ નથી કહેતો અને હાએ નથી કહેતો. સર્વ પુત્ર પુત્રીઓ અહીંજ છે. તેમના અને રોગીના વિચારથી જે કરવું ઠરે તે કરો. "

છેવટે સર્વની અનુમતિથી શસ્ત્રક્રિયા કરવામાં આવી અને તે સફળ થઈ. આરંભના બે ત્રણ દિવસ સુધી તેની સ્થિતિ સંશયાત્મક હતી, પણ પછી તે સુધરતી ચાલી અને એક મહિનામાં તદ્દન સુધરી ગઇ.

ટૉલસ્ટૉય સામાન્ય રીતે લોકોને અત્યંત પ્રિય હતા પણ ૧૯૦૬ માં એ સ્થિતિમાં ફેરફાર થતો જણાયો. રાજકીય વિષય સિવાય અન્ય તરફ લોકોની દૃષ્ટિજ જતી નહતી: અને ટૉલસ્ટૉય તો એ ધાંધલમાં નહિ પડવાનોજ ઉપદેશ આપતા હતા.

ઇ. સ. ૧૯૦૬ ના અકટોબરમાં રાજકીય દૃષ્ટિએ રાજકારભારમાં કેટલોક સુધારો કરી લોકોને થોડા ઘણા હકક આપવામાં આવ્યા; તેમાં સરકારી પરીક્ષકોને કમી કરવામાં આવ્યા. આથી ટૉલસ્ટૉયના કેટલાક અપ્રકાશિત લેખોને બહાર આવવાનો અવકાશ મળ્યો અને તે જેવાને તેવા છપાઇ બહાર પડયા.

આજ સમયે ડૂમા સભાએ ૧૮૦ સભાસદની સહીનું જાહેરનામું કાઢી લોકોને જણાવ્યું હતું કે, કર આપવો નહિ અને સૈનિક નોકરીમાં દાખલ થવું નહિ. આથી સરકારે ડૂમાનેજ બંધ કરી દીધી. આવું જોઇ કોઇએ ટૉલ્સ્ટૉયને કહ્યું કે, સભાનું જાહેરનામું તમારા તત્ત્વને અનુસરતું હતું. ત્યારે તેમણે કહ્યું કે "એ જાહેરનામા સાથે મારા તત્ત્વનો કંઇજ સંબંધ નથી. હું લોકોને એવોજ ઉપદેશ કરૂં છું એ વાત ખરી છે; પણ બન્નેનો ઉદ્દેશ એક બીજાથી જુદો છે. એ જાહેરનામાનો આશય એવો છે કે, વર્તમાન સરકારને કર નહિ આપીને ડૂબાવી દો અને સરકારની જગ્યાએ અમે આવીએ ત્યારે તે કર અમોનેજ આપો. મારો ઉપદેશ તો એવો છે કે, સરકારની કોઈ પણ પ્રકારની નોકરી ન કરો. "

'જેને ધર્મ પાળવો હોય તેણે ધર્મવિરૂદ્ધની કોઇ પણ બાબત કરવી જોઇએ નહિ; અને તેથીજ લશ્કરી નોકરી પણ કોઇએ કરવી જોઇએ નહિ;' એવા અર્થનો એક નિબંધ કોઇ લેખકે પ્રકટ કર્યો હતો, પણ તે પ્રકટ થતાંજ સરકારે છાપખાનાની ઝડતી લઇને તેની પ્રતો જપ્ત કરી લીધી હતી; પરંતુ ટૉલસ્ટૉયનાં પુસ્તકો તો ધડધડાટ વેચાયે જતાં હતાં.

ટૉલસ્ટૉયની પ્રકૃતિ હવે વળી સારી થઇ ગઇ હતી. સાંજે તે શેત્રંજ રમવા બેસતા હતા. કેટલાક રમનારા પ્રસગવશાત્ ચીડાઇ જાય છે, પણ ટૉલસ્ટૉયની પ્રકૃતિ તેવી નહતી. રમત દરમીઆન કોઇ કંઇ પ્રશ્ન કરતો તો તેને શાંતિપૂર્વક જવાબ આપી રમે જતા અને સાથે સાથે નિર્દોષ વાર્તાવિનોદ પણ કરે જતા. આ અરસામાં એક વખતે તેમનો એક સ્નેહી આવતાંચાલુ રાજક્રાંતિ વિષે પ્રશ્ન નીકળતાં તેમણે કહ્યું:—

"રાજક્રાંતિ માટે ચાલતી આ ચળવળને મારી જરા પણ સહાનુભૂતિ નથી. અન્ય દેશોમાં અનેકવાર એવા પ્રકારની ક્રાંતિઓ થઈ ગઇ છે; પણ તેનાં પરિણામ સારાં નથી આવ્યાં. આપણે પ્રત્યેકને એક દિવસે મરવાનું છે, એ વાત લક્ષમાં રાખીને એવી બાબતોમાં પ્રાણહાનિ કરવી એ માણસને માટે ઉચિત નથી. સરકાર નામની સંસ્થાનો ઉચ્છેદ થઇ જતો હોય તોજ ખરી ક્રાંતિ થઇ કહેવાય. તેવું ન બનતું હોય તો નવી સરકાર પહેલીનીજ નકલ કરવાની અને કદાચ તે જુની કરતાં પણ ખરાબ નીવડે. એકાદ 'પેટ્રોકેવિચ અથવા 'રોડિકોફ' ને રાજસૂત્ર અર્પણ કરવા માટે રક્તપાત કરી ક્રાંતિ કરવામાં શું ડહાપણ છે ? આવા પ્રકારના વંટોળીયા કેમ વાય છે તેનું ભાન આ સરકારને થતું નથી તે નવાઇ જેવું છે. જાણે કે લોકોએ પ્રત્યેક કાર્ય તેના હુકમ પ્રમાણેજ કરવું જોઇએ એવા ભ્રમને વશ આખા જગતની સરકારો થએલી છે. જે ચળવળ અથવા ક્રાંતિ ધૈય અને નીતિના પાયા વગરની હશે તે કદિપણ સુખદાયક થવાની નથી; અને આપણે સર્વ જાણીએજ છીએ કે, હાલની રાજકીય હીલચાલમાં એ મૂળ પાયો નથી હોતો. પ્રભુની આજ્ઞા પાળવી એજ માનવી જીવનનો અંતિમ હેતુ છે, એવું હાલના ચળવળીયા મોંઢેથી બોલે છે પણ એ કેવળ ચાલાકીજ છે. રાજાને કાઢી મૂકો અને તેની જગ્યાએ અમોને ગોઠવો, એ સિવાય તેઓ અન્ય કંઈ ઇચ્છતા નથી."

ટૉલસ્ટૉયનું કહેવું એવું છે કે, સરકાર નામની સંસ્થા નષ્ટ થશે એટલે કાયદા, અદાલતો, લશ્કરાદિ આપોઆપજ દૂર થશે. મનુષ્ય સ્વભાવત: જમિનપર રહેનાર પ્રાણી હોવાથી તેની જીવિકા જમિનના આધારેજ ચાલી શકશે. તે કહે છે કે "આ સિદ્ધાંતને એકવાર જો તમે સ્વીકારો તો પછી જમિનની વિષમ વહેંચણીને સંમતિ શી રીતે આપો ? એવી વહેંચણીને ન્યાયી શી રીતે કહી શકો ? જમિન

ખેડીને અન્ન પ્રાપ્ત કરવાની સંધિ સર્વને સમાનપણે મળવી જોઇએ. જ્યાં સુધી એ પ્રમાણે ન બને ત્યાં સુધી એમજ કહેવું જોઇએ કે, કાયદા બાંધીને તમે જે હકક નિર્માણ કરો છો તે ન્યાયી નહિ પણ બળીયાના બે ભાગ જેવાજ છે. હાલની વિષમતા સ્વભાવજન્ય નથી પણ એ તમારા કૃત્રિમપણાથી ઉત્પન્ન થએલી છે; અને જ્યાં સુધી એ વિષમતા દૂર ન થાય ત્યાં સુધી સમાજ સ્થિર થાય અને ધાર્મિક કે નૈતિક ઉન્નતિ પ્રાપ્ત કરે એવી આશા ફોકટ છે. જો હાલની ધમાચકડી અંતકાળ સુધી ચલાવવા ઇચ્છતા ન હો તો વિશિષ્ટ હકકથી ચણાએલી અને દંડુકાશાહીથી મજબૂત થએલી વિશિષ્ટ હકકની દિવાલો પ્રથમ તોડી પાડવી જોઇએ. હવે એ પ્રશ્ન મુલતવી રાખવા જેવો નથી. ”

જુના અંગ્રેજી ગ્રંથકારોમાં સ્વિફ્ટ અને ગોલ્ડસ્મિથ ટૉલસ્ટૉયના પ્રિય લેખક હતા. હાલના લેખકોને તે વિશેષ મહત્ત્વ આપતા નહતા. તે કહેતા કે હાલના લેખો વાંચ્યા પછી મારો એ જુના લેખકોપરનો પ્રેમ બેવડો થયો છે.

ઇ. સ. ૧૯૦૬ ના નવેમ્બરમાં તેમની પુત્રી પ્રિન્સેસ ઓબોલેનસ્કી યાસનાયામાં થોડા દિવસ આજારી રહી મરણ પામી. એ પુત્રી દયાળુ અને પરોપકારી સ્વભાવની હોવાથી તેના પરિચિતોને ઘણો શોક થયો. ટૉલસ્ટૉયને પણ ઘણું દુઃખ થયું હતું. એ દુઃખથી તેમની પ્રકૃતિ લથડી ગઇ હતી. ૧૯૦૭ ના મેમાં તે બે વખત તો બેશુદ્ધ બની ગયા હતા અને એ વખતથી તેમની સ્મરણશક્તિમાં ઘણો ઘટાડો થઇ ગયો હતો. પોતાના જીવનની કેટલીક વાતો તે તદ્દન વિસરી ગયા. આ વખતની સ્થિતિ વિષે તેમની પુત્રી ટાશીયાનાએ એક પત્ર લખ્યો છે તેમાં તે કહે છેઃ—

“ પિતાજીના સ્મરણમાંથી કેટલીક બાબતો તદ્દન લુપ્ત થઈ ગઇ છે; તેથી તેમને એક પ્રકારે આનંદજ થાય છે. તે કહે છે કે, ‘ અનુપયોગી વાતો ભૂલી ગયો એ ઠીક થયું છે. હું હજુ ઉપયોગી બાબતો ભૂલ્યો નથી.’ તેમની આ વાત ખરી છે. તે રોગ દૂર કરવા ઔષધ લેવાં ન જોઇએ એવો મત ધરાવે છે, પણ અમારા સંતોષ માટે અમે આપીએ છીએ તે ઔષધ લે છે. તેમને આ વિષે પ્રશ્ન કર્યો ત્યારે તે કહેવા લાગ્યા કે ‘તમને દુઃખ થાય તેવું કરવું ઠીક લાગતું નથી; તેથી કેટલીક વખત મારા વિચારો બાજુએ મૂકી તમો કહો છો તે પ્રમાણે કરૂં છું.”

વાંચકને યાદ હશેજ કે, ટૉલસ્ટૉયે મિલકતપરનો સર્વ હક્ક ત્યજી દીધો હતો; તથાપિ કેટલાક યાચકોને તે મદદ કરતા હતા એ કાર્ય કંઇ છુપી રીતે થતું ન હતું. એટલે તેમની એ રીતિ સર્વત્ર પ્રસરતી અને વર્તમાન પત્રો તેનો લાભ લઈ પુષ્કળ ટીકા કરતાં. આ વખતે એવા પ્રકારની ચર્ચા ઘણાં પત્રોમાં થઇ હતી તેથી ઇ. સ. ૧૯૦૭ના સપ્ટેમ્બરમાં તેમણે ઉત્તર તરીકે નીચે પ્રમાણે પત્ર પ્રકટ કર્યો હતોઃ—

" ખાનગી મિલકતપરનો હકક છોડે વીશ કરતાં અધિક વર્ષ થઇ ગયાં છે. એ કાર્ય મારા વ્યક્તિગત લાભ માટે મેં કર્યું છે. મારા નામે ચાલતો જમિન જુમલો મારા આપ્તજનોને સ્વાધીન કરીને મેં કહ્યું હતું કે, હું મરી ગયો છું એમજ સમજજો. તેજ પ્રમાણે મારા લેખોપરના હકક ત્યજી દઇ જનસમાજને સુપ્રત કર્યા છે. હવે મારા હાથમાં જે થોડો ઘણો પૈસો આવે છે તે દુઃખીઓને મદદ કરવા માટે વિશેષતઃ પરદેશ ખાતેથી આવે છે. કેટલાક લોકો કદિ કદિ મને યોગ્ય લાગે તેવા કામમાં વાપરવા સારૂ મારા હાથમાં પૈસો મૂકે છે. એ પૈસાનો ઉપયોગ હું મારા ગામની આજુબાજુના ગરીબોને મદદ કરવામાં કરૂં છું. આગથી તારાજ થઇ જનારાં અથવા વડીલના મૃત્યુથી અનાથ બનતાં કુટુંબોને એ પૈસાથી હું મદદ આપું છું. "

"આ રીતે એ પૈસાનો વિનિયોગ થવા છતાં મારા વિષે વર્તમાનપત્રોમાં કુત્સિત હકીકતો પ્રસિદ્ધ થાય છે. એવી પાયા વિનાની હકીકતોથી લોકોમાં પુષ્કળ ગેરસમજ ફેલાય છે અને મારા તરફ અનેક પ્રકારના માણસો માગણીઓનો વરસાદ વરસાવે છે. એ યાચકોમાં કેટલાક ખરા હોય છે ત્યારે કેટલાક લુચ્ચા પણ હોય છે. કેટલાક વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવવા મારી મદદ માગે, અને તેમનું એ શિક્ષણ એટલે શું ? વિશ્વવિદ્યાલયની પદવી મેળવવી ! "

" સર્વની જરૂરીઆતો પૂરી પાડવા જેટલું સાધન મારી પાસે નહિ હોવાથી મારાથી મદદ થઈ શકે તેમ નથી એવા અર્થના હું જવાબ આપું છું; પણ તેથી એવી માગણીઓ અટકવાને બદલે તે માગનારા ફરીફરીને પત્રો લખે છે અને તેવા ઘણા પત્રો ગાળોથીજ ભરેલા હોય છે. એવા પત્રોનો ઉત્તરજ નહિ આપવાનો ઉપાય અજમાવી જોયો તો વળી તેઓ વિશેષજ ચીડાતા જણાયા. "

" માટે એવા પ્રકારની કોઇએ મારી પાસે માગણી કરવી નહિ; કેમકે ખાત્રીપૂર્વક આપી શકું તેટલી કે તેવી કંઇજ રકમ મારી પાસે હોતી નથી. સર્વેએ કૃપા કરીને લક્ષમાં રાખવું કે એ બાબતમાં સામાન્ય માણસ કરતાં પણ હું વિશેષ નિર્ધન છું. મારા હાથમાં કંઈ મિલકત નથી એટલે કંઇ મદદ થઇ શકે નહિ; અને મારા હાથમાં પૈસો હોવા છતાં પણ નહિ હોવાનો દંભ હું કરતો હોવાની માન્યતા જેમની થતી હોય, તેમણે પણ સમજવું જોઇએ કે એવા માણસ પાસેથી પણ મદદ નજ મળી શકે. "

અન્ય ગ્રંથોના ઉતારા કરવાનું અને કરેલા ઉતારાની દુરસ્તી—સુધારણાનું કામ હજુ ચાલુજ હતું. તે પોતાના લેખમાં જેટલી કાળજી રાખતા હતા તેટલીજ આ ઉતારા વિષે રાખતા હતા. સાથે સાથે ટુંકી ટુંકી વાતો અને સૂત્રમય સિદ્ધાંત લખવાનું કામ પણ કરતા હતા.

વાંચકને યાદજ હશે કે, પૂર્વે ટૉલ્સ્ટૉયે યાસનાયામાં શાળા કાઢી હતી. અત્યારે પણ તેવોજ ઉદ્યોગ પાછો તેમણે શરૂ કર્યો હતો. એ ઉદ્યોગને જો કે પ્રત્યક્ષ શાળાનું સ્વરૂપ આપવામાં આવ્યું નહોતું; તથાપિ ગામના તથા આજુબાજુનાં ગામોના છોકરાઓને એકત્ર કરી વાતોના રૂપમાં અનેક વિષયનું જ્ઞાન આપવાનું ચાલું કર્યું હતું. એ કાર્યમાં તે જરી પુરાણી દંતકથાઓનો સમાવેશ કરીને માનવજીવનનું કર્તવ્ય શું છે તે છોકરાઓના મનમાં ઠસાવતા હતા. આવી રીતે કહેવાતી વાતોમાંથી 'ઇસુનો ઉપદેશ' નામનું પુસ્તક તેમણે તૈયાર કર્યું હતું.

ક્રાંતિકારક હીલચાલને દાબી દેવા માટે સરકારે જે રાક્ષસી નીતિ ધારણ કરી હતી, તે એ હીલચાલ બંધ થયા પછી પણ સરકારે ચાલુ રાખવાથી ટૉલ્સ્ટૉયનું ચિત્ત ખળભળી ઉઠ્યું. હવે તેમણે 'હું ચુપ નહિ બેસું' એ મથાળાનો લેખ લખી રૂશીયન સરકારનાં સર્વ દુષ્ટ કૃત્યો જગજાહેર કર્યાં. અન્યાયી અને અઘોર કૃત્યો માટે વાંચકોનાં ચિત્તને હલાવી નાખે તેવા એ લેખનાં અનેક ભાષાંતર થઈ તેનો સમગ્ર જગતમાં પ્રચાર થયો.

તેમણે એમાં સરકારના અત્યાચાર કઇ સ્થિતિએ પહોંચ્યા છે અને એકજ સમયે દશ દશ પંદર પંદર માણસને કેવીરીતે ફાંસીએ લટકાવી દેવામાં આવે છે, તેનું હૃદયદ્રાવક વર્ણન કર્યું છે. એ લેખના છેવટના ભાગમાં તે કહે છે કેઃ—

"આ વર્ગનાં સર્વ દુષ્ટ કૃત્યો મેં જાહેરમાં મૂકયાં છે તેથી દેશમાંનો ઉમરાવવર્ગ મારાપર રોષે ભરાશે અને કહેશે કે ટૉલસ્ટૉય અમારા વર્ગમાંનો નથી; પરંતુ હું ખુલ્લા દીલે કહું છું કે મને તેઓ પોતાના વર્ગમાંથી બાતલ કરે એવો હેતુ પણ આ લેખ લખવામાં રહેલો છે. હું એ વર્ગમાંનો એક હોવાથી એમનાં ભયંકર પાતકનો અંશતઃ પણ ભાગીદાર બનું છું, એ વિચાર મનમાં આવે છે ત્યારે મારૂં મન મને અત્યંત ડંખવા લાગે છે, અને એમાંથી કયારે છુટું એમ થઇ રહે છે."

"પ્રજાકલ્યાણના ભવ્ય નામ નીચે રૂશીયામાં કાળાં કૃત્યો હજી બનેજ જાય છે. રૂશીયન પ્રજાના કલ્યાણ અથવા શાંતિ માટેજ જો સરકાર એ કૃત્યો કરતી હોય, તો એ કૃત્યો મારૂં પણ રક્ષણ કરે છે એવોજ અર્થ થાય, કેમકે હું પણ એક રૂશીયન છું. મારા માટે પાંચ પાંચ લાખ માણસ ભૂમિમાતાનો ખોળો ત્યજીને એક બીજાનો જીવ લેવા સારૂ સજ્જ કરવામાં આવે છે. ભૂમિમાતા ઉદાર હસ્તે જે અન્ન આપે તે ખાઇને શાંત જીવન જીવવાનો જે પ્રત્યેક મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે; તે તેમનો ઈશ્વરદત્ત હક્ક મારા રક્ષણ માટેજ નષ્ટ થએલો છે. મારા સંરક્ષણ ખાતર લાખો લોકો અન્નને માટે બારણે બારણે ભટકે છે! મારાજ સંરક્ષણ સારૂ દાંભિક ધર્માચાર્યોની ઉત્પત્તિ થઇ છે અને મારાજ સંરક્ષણ

માટે ધાર્મિક સિદ્ધાન્તોને અંધારી ગુહામાં ધકેલી મૂકી એ આચાર્યો જૂઠો ઉપદેશ કરે છે ! એ વર્ગની જાણે એવીજ સમજ હોયને કે સામાન્ય જનોને સન્માર્ગથી ભ્રષ્ટ કરવા એજ તેમનું કર્તવ્ય કર્મ છે ! મારા સંરક્ષણ માટે હજારોને કાળા-પાણીએ મોકલવામાં આવે છે, મારાજ માટે લાખો ભિખારી, મજૂરો રોટલીના ટૂકડા માટે તરફડે છે ! મારા માટેજ લાખો માણસો કિલ્લા અને જેલોમાં અનેક પ્રકારના રોગોમાં ખદબદે છે. એવી મોટી સંખ્યાને પૂરી રાખવાને માટે કારાગારની તંગી મારે લીધેજ સરકારને ફીકર કરાવી રહી છે. હજારો માતપિતા અને હજારો સ્ત્રીઓ પોતાનાં આપ્તોના મરણ માટે શોક કરે છે તે પણ મારાજ કલ્યાણ માટે. મારા માટેજ હજારો બાળકો અનાથ બને છે. મારાજ માટે સેંકડો માણસો ગોળીનાં નિશાન બને છે. ફાંસી આપનારા ચાંડાળો મારાજ માટે હાથ લાંબા ટુંકા કરે છે. મારા કલ્યાણ માટેજ હજારો વધસ્તંભો ઠેર ઠેર ઉભા કરેલા છે. મારા ભલા માટેજ ફાંસી દેવાનાં દોરડાં જ્યાં ત્યાં લટકાવવામાં આવે છે. જન્મીને મેં શું કર્યું ? પરસ્પર શિરચ્છેદ કરાવવો એજ કે ? હાય હાય ! મારા સંરક્ષણ માટે અને મારા કલ્યાણ માટે આટલાં અને આવાં ભયંકર કૃત્યો થાય છે એમ જણાવતાં મારો હાથ થર-થર કંપી જાય છે ! મારૂં આ વિધાન કોઇને વિલક્ષણ લાગશે; પણ હું સાચુંજ કહું છું કે એ રક્તનો ડાઘ મારાજ હાથપર પડેલો છે ! એ કાળાં કૃત્યોમાં હું પણ ભાગીદાર છું. મારી ચોતરફનાં સુંદર અને પ્રશસ્ત દિવાનખાનાં, મારૂં સ્વાદિષ્ટ ભોજન અને મારા શરીરપરનાં મૂલ્યવાન વસ્ત્રો, આ ભયંકર કૃત્યો કરાવવામાં ખુલ્લે ખુલ્લાં ભાગીદાર છે. એ કૃત્યો સાથે એ વસ્તુઓનો પૂરેપૂરો સંબંધ છે. એ બન્ને વસ્તુઓને એક બીજાની બાથમાં રહેલી હું ખુલ્લી રીતે જોઇ શકું છું. એ વસ્તુઓ મારી પાસેથી કોઇ છીનવી ન લે તે માટેજ આ ખાટકીનો બજાર મેં ઉઘાડેલો છે ! જે કોઇ મારી વસ્તુને સ્પર્શ કરવાની હિંમત કરે છે તેનું માથું તરતજ હું ધડથી દૂર કરૂં છું. હું સારી રીતે જાણું છું કે ઘરબાર વગરના ગરીબ માણસો જો એ સૈન્ય ન હોય તો મારા ઘરબારને ખંડેર બનાવી દે; તથાપિ એ રક્ષક સરકારને લીધેજ એ વર્ગની ઉત્પત્તિ થએલી છે એ વાત પણ હું શી રીતે ભૂલું ? અમો ધનવાનોએ અને સરકારે પોતાને હાથેજ તેમનું મનુષ્યત્વ હરી લઇને તેમને વાઘ અને વરૂ જેવા અજ્ઞાન અને ક્રૂર બનાવ્યા છે એ વાત ભૂલાય તેવી નથી."

"આ સર્વ વિચાર મનમાં આવતાં મારા મનની પીડા અસહ્ય બને છે. એ ઘોર યાતનામાંથી શી રીતે મુક્ત થવાય એ એકજ ચિંતા મને બાળે છે. એ રીતે જીવવું અશક્ય છે. છટ્ છટ્ ! હવે આ પાપમય જીવન ન જોઇએ !"

"મારામાં જેટલી શક્તિ હશે તે સર્વ ખરચીને, એ સર્વ કાળાં કૃત્યો

રૂશીયામાંજ નહિ પણ સમગ્ર જગતમાં પ્રસિદ્ધ થાય તેવાં પ્રચંડ દુંદુભિનાદથી પ્રકટ કરીશ. એથી એમાંથી એક વાત તો અવશ્ય સિદ્ધ થશે. કાં તો આ કાળાં કૃત્યો બંધ થશે અથવા તો આ રાજકર્તાઓ મને પોતાના દેશમાંથી કહાડી મૂકશે–હદપાર કરશે. કદાચિત્ તેઓ મને એકાદ કારાગારમાં હમ્મેશને માટે પૂરી દેશે તો તે પણ ઠીકજ છે. કેમકે ત્યાં પછી એ કૃત્યો મારા કલ્યાણ માટે અને મારા નામથી થાય છે એમ મારૂં મન નહિ કહે; અને એ રીતે વિવેકબુદ્ધિના ડંખની આ અસહ્ય વેદનાથી તો જરૂર હું છૂટીશ. કદાચિત્ એ લોકો કાળી ટોપી પહેરાવી ફાંસીને લાકડે લટકાવી દેશે તોપણ સોનાથી પીળું શું ? પણ એવું ભાગ્ય આ દુર્ભાગીના નશીબમાં કયાંથી હોય.”

આ ઉદ્ગાર ટૉલસ્ટૉયની મનોવ્યથાનું પૂર્ણ પ્રતિબિંબ દર્શાવે છે. તેમની ઉદાર મનોવૃત્તિ, અડગ ધૈર્ય અને તીક્ષ્ણ બુદ્ધિમત્તા એ સર્વની ઉત્કટતા આ એક નાનકડા નિબંધમાં એકત્ર થએલી છે. લગભગ દરેક વિદ્વાનની એવી સ્થિતિ હતી. સમજુ લોકો સરકારની દમનનીતિથી કંટાળી જઇ ભાવી સ્થિતિ માટે ચિંતામગ્ન બની ગયા હતા. સરકાર અને પ્રજા વચ્ચે પડેલી ફાટ પૂરી શકાય તેવું એકે ચિહ્ન જણાતું ન હતું; એટલુંજ નહિ પણ તે અધિક વિસ્તૃત થતી જતી હતી.

ટૉલસ્ટૉયનો આ લેખ બહાર પડતાં પુષ્કળ પત્રોએ પોતા તરફની ટીકા સાથે તેનાં અવતરણ કર્યાં હતાં. સરકારને એ કૃત્ય પ્રિય થઇ શકે તેવું ન હોવાથી કેટલાક પત્રકારોને મોટી મોટી રકમોના દંડ ભોગવવા પડયા તથા એકનું તો છાપખાનું પણ જપ્ત થયું.

હવે ટૉલસ્ટૉયની ૮૦ મી વર્ષગાંઠ નજીક આવતી હતી. એ આનંદનો પ્રસંગ કઇ રીતે ઉજવવો તે વિષે તેમના શિષ્યો અને મિત્રોમાં ચર્ચા શરૂ થઇ હતી. ટૉલસ્ટૉયની ઇચ્છા એવી હતી કે કોઇપણ પ્રકારનો સમારંભ કરવો નાહ. એજ સમયે તેમનાં પુસ્તકોની પ્રતો લોકોમાં વહેંચવા તેમનાએક સ્નેહીને છ મહિનાની સજા થઇ હતી. આથી કોઇએ એવી સૂચના કરી હતી કે જે લેખ પ્રસિદ્ધ થવા માટે બીજાઓને શિક્ષા થાય છે, તેના મૂળ લેખકનેજ તુરંગમાંજ નાખીને એ જન્મગાંઠ ઉજવવી જોઇએ. ટૉલસ્ટૉયે એ સૂચનાને સંમતિ આપતાં જણાવ્યું કેઃ—

“ મને કારાગારમાં મોકલવામાં આવે તો તેનાથી અધિક કંઇએ મને પ્રિય નથી; અને એ કારાગાર પણ તદ્દન ગલીચમાં ગલીચ, બરફ જેવો શીતળ, અંધકારમય અને ખાવાપીવાનું પણ ન મળે તેવો જોઇએ. હાલમાં મારા મનની શાંતિ નષ્ટ થઈ છે; પરંતુ મને એકે વસ્તુની ભૂખ નથી. મને જગતની સર્વ વસ્તુઓ મળેલી છે. કોઇ નવી વસ્તુ માગવા કહે તો કઇ વસ્તુ માગવી એજ મને સૂઝે તેમ નહતું;

પણ હવે માગવા જેવી એ નવી વસ્તુ જડી છે. મને તુરંગમાં નાખવાની સૂચના મશ્કરીમાં કરવામાં આવી છે; પણ તે મશ્કરી ન રહેતાં ખરેખર મને તુરંગમાં મોકલવામાં આવશે તો તેથી સૌથી વધારે લાભ થશે. મારા લેખથી જેઓ ભડકી જાય છે તેમને પણ એથી આનંદ થશે અને વૃદ્ધાવસ્થામાં મને પણ સુખ મળશે. મારી સર્વ આશાઓ તૃપ્ત થશે અને હું સુખપૂર્વક મરીશ. વળી મારી આવતી વર્ષગાંઠને દિવસે મારાપર વખાણુ, મુબારકબાદી અને સમારંભનો બોજો પડવાનો છે, તેનાથી પણ બચી જવાશે એ ફાયદો વધારાનો. ”

લોકોને એક હાથે નવા હક્ક આપ્યા છે એમ બતાવવું અને બીજા હાથે તેમનાપર સોટાબાજી ચલાવવી એ એકહથ્થુ સત્તાનો પરંપરાગત કાર્યક્રમ છે. ઇ. સ. ૧૯૦૫–૦૬ માં રૂશીયન સરકારે મુદ્રણુસ્વાતંત્ર્યનો સુધારો પણ જાહેર કર્યો અને વર્તમાનપત્રોપર ખટલા ચલાવવાનો પણ આરંભ કર્યો. છાપખાનાં ઝપાટાબંધ જપ્ત થવા લાગ્યાં; દંડની થેલીઓપર થેલીઓ સરકારી ખજાનામાં આવવા લાગી; અને સેંકડો પ્રકાશકો તુરંગ ભેગા થવા લાગ્યા ! સરકારી ધોરણુ કે સૈનિક નોકરીની વિરૂદ્ધની ટૅાલ્સ્ટૅાયના લેખની એકાદ લીટી પણ કોઇ પ્રસિધ્ધ કરવા માગે તો તેનાં સોએ વર્ષ પૂરાં સમજવાં ! આથી પ્રધાનમંડળના પ્રત્યેક સભાસદ, ન્યાયાધીશ અને સરકારી વકીલ એ સર્વપર પત્ર લખીને ટૅાલ્સ્ટૅાયે, ‘હું મુખ્ય ગુન્હેગાર છું માટે પ્રથમ મનેજ કાયદાનુસાર રસ્તે પાડો ’ એમ જણાવ્યું હતું. પણ સરકાર તેમનાપર હાથ નાખતાં અચકાતી હતી. સરકાર તેમને હમ્મેશને માટે એકાદ અંધાર કોટડીમાં પૂરી રાખવા ઇચ્છતી હતી, પણ તેનામાં તેટલી હિંમત ન હોવાથી ટૅાલ્સ્ટૅાયના અનુચરોપરજ તેણે પોતાનો સોટો ચલાવવાનું રાખી ટૅાલ્સ્ટૅાયને છુટાજ રહેવા દીધા. સરકારની આ નીતિનું પ્રદર્શન ટૅાલ્સ્ટૅાયની જન્મગાંઠના દિવસે સારી રીતે કરવામાં આવ્યું. ધર્મસભાએ કોઇપણ ધર્માધિકારીએ ટૅાલ્સ્ટૅાયનું સન્માન નહિ કરવાનું ફરમાન બહાર પાડયું; અને જણાવ્યું કે તે દિવસે સર્વ દેવળોમાં ઉપાધ્યાયોએ વ્યાસપીઠપર ખડા થઇ તેમના લેખોનો વિરોધજ કરવો. મુલકી અધિકારીએ પણ બાકી ન રાખી. તેણે પણ એક હુકમ પ્રકટ કરી શાળાઓ, પુસ્તકાલયો અને અન્ય સાર્વજનિક સંસ્થાઓને ઉત્સવ નહિ કરવા જણાવ્યું હતું. ક્રૅાન્સ્ટેડના એક ધર્માચાર્યે તો પ્રભુને એવી પણ પ્રાર્થના કરી કે ટૅાલ્સ્ટૅાયને જલદીથી મોત આપ ! બીજા એકે મોસ્કોમાં જાહેર સભા મેળવીને ટૅાલ્સ્ટૅાયના જન્મદિવસનો સમારંભ કરશે તેની ખબર લઈ નાખવાની ધમકી આપી. પ્રાંતિક ધર્માધ્યક્ષોએ ગામડાંના ઉપાધ્યાયોને બને તેટલું કરી એવા સમારંભને તોડી પાડવા સૂચવ્યું. કેટલાકોએ એ સમારંભની વિરૂદ્ધનાં સરઘસ કાઢવાના પણ નિશ્ચય જાહેર કર્યા.

આટલી વિરૂદ્ધ તૈયારીઓ થઇ હતી તેટલામાં તે દિવસ આવી પહોંચ્યો.

સરકારે એ માટે નિશ્ચય કર્યો હતો તે ડોલી ઉઠયો. સમગ્ર દેશમાં એ દિવસ ઉજવાયો પણ સરકાર આગળ આવવાની છાતી ન ચલાવી શકી. ઘણાં ખરાં પત્રોએ ટૉલસ્ટૉયની પ્રશંસા કરનારા લેખો લખ્યા. કેટલાકોએ એ સિવાય અન્ય વિષયને સ્થાનજ ન આપ્યું અને ટૉલસ્ટૉયપર બેહજારથી અધિક તાર આવ્યા !

આ વખતે અમેરિકામાં પ્રમુખની ચુંટણીની તૈયારી જોસભેર થઇ રહી હતી. ઉમેદવારોમાં ' બ્રાયન ' નામના એક ગૃહસ્થનું નામ હતું. પૂર્વે એક વખત બ્રાયને યાસનાયામાં ટૉલસ્ટૉયની મુલાકાત લીધી હતી. તેના વિષે ટૉલસ્ટૉય નીચે પ્રમાણે મત જણાવે છે.

"હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે, આ ચુંટણીમાં બ્રાયન વિજયી થાવ. કોઈ પણ દંડુકાશાહી રાજશાસનને મારી સંમતિ નહિ હોવાથી લોકસત્તાક સંસ્થાનના અધ્યક્ષની પદવી પણ મને ઝેર જેવી લાગે છે; પણ જ્યારે એવા અધ્યક્ષપદવાળી સંસ્થા અસ્તિત્વમાંજ છે ત્યારે એવી જગ્યાએ જેમ વધારે સારા માણસની પસંદગી થાય તેમજ વધારે સારૂં."

"બ્રાયન માટે મને ઘણું માન છે. હું જાણું છું કે તે મજૂરવર્ગ માટે ચિંતા રાખનારો છે. તેજ પ્રમાણે ફરજિયાત લશ્કરી નોકરી પણ તે નાપસંદ કરે છે. વળી આધુનિક વણીકશાહી યુગમાં મુડીવાળાઓએ જે ધાંધલ મચાવી છે, તે પણ તેને માન્ય નથી. વિષમ પરિસ્થિતિ તથા ભ્રામક સિદ્ધાંતોની ઉત્પત્તિ એજ વર્ગે કરી છે, એ વાત પણ તેના ધ્યાનમાં આવેલી છે."

આ અરસામાં જુના ધર્મ મતની એક વૃધ્ધ સ્ત્રી તરફથી ટૉલસ્ટૉયપર એવી મતલબનો એક પત્ર આવ્યો હતો કે:–"આવા ધર્મદ્રોહી વિચારોનો લોકોમાં પ્રચાર કરી તમે જે ઈશ્વરદ્રોહ કર્યો છે, તેને માટે જો મારા હાથમાં શસ્ત્ર હોત તો તમારાપર મેં ગોળીજ ચલાવી હોત; અને તમારા પ્રત્યેક અનુયાયીને પણ મેં એજ શિક્ષા કરી હોત." ટૉલસ્ટૉયે તેનો નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો:—

"પ્રિય ભગિની ! તમારો પત્ર મળ્યો અને તે વાંચીને અત્યાનંદ થયો. એવો આનંદદાયી પત્ર લખ્યો તે માટે તમારો ઘણો આભારી છું. પ્રભુના કાયદાને અનુસરીને વર્તવા વિષેની તમારી સદેચ્છાથી કોને આનંદ ન થાય ? પ્રત્યેકે એ રીતેજ વર્તવું જોઇએ એમ તમે કહો છો તે હું પૂર્ણપણે સ્વીકારૂં છું. આ બાબતમાં તમે અને હું એકમત છીએ. મુખ્ય તત્ત્વ વિષે એ પ્રમાણે આપણે એકજ છીએ; અને મતભેદ તો બીજીજ બાબતોમાં છે. મારો મત એવો છે કે, **એકવાર પોતામાં રહેલી દુષ્ટતા દૂર કરી પોતાને પવિત્ર બનાવ્યા પછીજ બીજાઓ પાસે ઈશ્વરી કાયદાઓ પળાવવાને માણસ લાયક બને છે. આ મુખ્ય કર્તવ્ય છોડી દઇને ઈશ્વરને રાજી કરવા માટે બીજાં હજારો**

કામ કરવામાં આવે તોપણ તે સર્વ ભ્રમમૂલક છે. તે પ્રભુની ખોટી સેવા છે અને માણસને ખરા માર્ગથી ભ્રષ્ટ કરે છે; એવી સ્વસુધારણા કરવા માટે વિલક્ષણ દક્ષતા રાખવી પડે છે અને અત્યંત શ્રમ તથા સંયમ કરવો પડે છે. એ સન્માર્ગે આપણે સતત આગળ વધવું જોઇએ અને તેટલા માટે અનેક બાબતો તરફ મન ન લગાડતાં સર્વ શક્તિ સ્વસુધારણામાંજ વાપરવી જોઇએ. પ્રભુએ આપણને સદસદ્વિવેક બુદ્ધિ આપી છે; અને કોઇપણ દુષ્કૃત્ય આપણા હાથે બનતું હોય છે તો તેની ચેતવણી તેના તરફથી આપણને મળે છેજ. એ વિવેકબુદ્ધિ અને એ પ્રેરણારૂપી સાધનો હમ્મેશાં સન્માર્ગગામી રહેવા માટેજ પ્રભુએ આપણને આપેલાં છે."

"ખ્રિસ્ત કહે છે કે, પ્રભુનું રાજ્ય યત્નથી સાધ્ય થાય છે; અને એ રાજ્ય બહાર નથી પણ આપણા અંતરમાંજ છે."

"તમારા પત્રમાંની બીજી પણ એક વાત મને ગમી. તે એ કે, પોતા વિષે વાત કરવામાં નમ્રતા દર્શાવવી; પરંતુ તમે તમારા ધર્મ વિષે જ્યારે વાત કરો છો ત્યારે એ નમ્રતા ક્યાંએ અદશ્ય થઇ જાય છે. તમને એમ લાગતું જણાય છે કે, તમને જેણે ધર્મજ્ઞાન આપ્યું છે તે તમારા ગુરૂને તથા તમનેજ માત્ર સત્ય સમજાયું છે; અને બીજું તમામ જગત તમારી દૃષ્ટિ પ્રમાણે પાપમાં ગારત છે. મારી સમજ એવી નથી કે, સત્ય હુંજ સમજ્યો છું અને અન્ય સર્વ અજ્ઞાનાંધકારમાં ડૂબેલા છે. મારી એંશી વર્ષની ઉમ્મર થઇ તોપણ સત્યશોધન હજી ચાલુજ છે. તમારા ગુરૂએ તમને ભળતા માર્ગે ચઢાવ્યાં છે તેથીજ પોતાની જાત વિષે વ્યર્થ ઘમંડ અને લોકો પ્રત્યેનો વિલક્ષણ તુચ્છકાર એ બે પાતક તમને વળગી રહેલાં છે. એવી એક વસ્તુ પ્રત્યેક મનુષ્યના અંતરમાં રહેલી છે કે જેનું રહસ્ય તેજ સમજી શકે છે. એ વસ્તુ તે પ્રત્યેકનો પરમાત્મા સાથે રહેલો સંબંધ છે. પ્રત્યેકના અંતરમાં રહેલી એ વસ્તુ અત્યંત પવિત્ર છે. એના ઉપર કોઇએ પણ હલ્લો ન કરવો ઘટે. તેજ પ્રમાણે માણસના અંતરમાં રહેલાં સર્વ રહસ્ય પોતાને સમજાયાં છે, એવા ભ્રમમાં પણ કોઇએ ન પડવું ઘટે."

"તમારા પોતાના જીવનક્રમ માટે તમે જે લખ્યું છે તે માટે મને કૌતુક થાય છે. પ્રભુની ઇચ્છાનુસાર વર્તવાની શક્તિ તમને આપવા હું તેને પ્રાર્થના કરૂં છું. એ શક્તિ તમને પ્રાપ્ત થશે એટલે પ્રભુનું સાન્નિધ્ય પણ તમને મળશે, અને તેના સાન્નિધ્યમાં સદાસર્વદા શુભજ હોય છે."

"મારા ઘણા લેખો તમારા જોવામાં આવ્યા નથી એમ તમે જણાવો છો. જો તે વાંચવાની તમને ખરી જિજ્ઞાસા હશે તો હું તે ઘણી ખુશીથી તમોને મોકલી આપીશ. વખતો વખત પત્ર લખતાં રહેશો. તમારા પત્ર મને અતિપ્રિય

છે, એટલુંજ નહિ પણ મારી આધ્યાત્મિક ઉન્નતિ માટે તે આવશ્યક પણ છે. તમારી ક્ષમા યાચી રજા લઉં છું."

આ બે વ્યક્તિ વચ્ચે આવો પત્રવ્યવહાર ઘણા વખત સુધી ચાલુ રહ્યો હતો; અને છેવટે તે બાઇએ જુના પંથનો ત્યાગ કરી ટૉલસ્ટૉયના ઘણા ખરા મતોનો સ્વીકાર કર્યો હતો.

ઇ. સ. ૧૯૦૮ ના આરંભમાં ચરકૉફ રૂશીયામાં પાછો આવ્યો અને યાસનાયા પાસેના એક ગામમાં રહેવા લાગ્યો; પરંતુ થોડાજ કાળમાં સરકારે તેને ટૂલા પ્રાંત છોડી અન્ય કોઇપણ પ્રાંતમાં રહેવા ફરમાવ્યું. આ ઉપરથી જણાય છે કે, તેને ટૉલસ્ટૉયથી દૂર રાખવાનોજ સરકારનો હેતુ હતો. એ પછી ચરકૉફ મૉસ્કોમાં રહેવા ગયો અને થોડા દિવસે ટૉલસ્ટૉય તેને મળવા મૉસ્કો ગયા.

આ પ્રવાસનો શ્રમ, સ્ટેશનો પર આદર સત્કાર નિમિત્તે જનસમાજ તરફથી થએલા ત્રાસ અને મૉસ્કોની રહેણી, એથી ટૉલસ્ટૉયની પ્રકૃતિ બગડયા સિવાય ન રહી. યાસનાયા પાછા ફર્યા પછી બે વખત તે ચકરી ખાઇ બેશુદ્ધ બન્યા. હવે પાછું તેમને લાગ્યું કે મૃત્યુ સમીપમાં છે; તથાપિ તેમના મનની સ્થિતિ ઠીક હતી. તેમની શરીરપ્રકૃતિ વિષે એક મિત્રે પ્રશ્ન કર્યો ત્યારે તેમણે કહ્યું કે, 'સર્વ ગાત્ર શિથિલ થયાં છે, સ્મરણશક્તિ ઓછી થતી જાય છે; પરંતુ તેનો મને ભય નથી. કેમકે શરીર દુર્બળ થતું જાય છે તેમ તેમ માનસિક શક્તિ વધતી દેખાય છે. મને જો કોઇ આજથી સાઠ વર્ષ પૂર્વની અવસ્થા આપવા માગે તોપણ હું તો તેનો અસ્વીકારજ કરૂં. મારી હાલની માનસિક અવસ્થા બદલાય એમ હું ઇચ્છતો નથી."

ટૉલસ્ટૉય ઘણાઓનાં નામો પણ વિસરી ગયા હતા. પત્ર લખતાં લખતાં કેટલીક વખત એકને એક હકીકતની બે ત્રણ આવૃત્તિ થઈ જતી. પૂર્વે શું લખ્યું છે તે તેમને યાદ રહેતું નહતું; તથાપિ વાતચિતમાં એમ બનતું નહતું. વાત તો તે પ્રથમની માફકજ મુદ્દાસર, સ્પષ્ટ અને જોરદાર કરી શકતા. આ વખતે તે ઈંગ્લાંડના પ્રસિદ્ધ લેખક બર્નાર્ડ શૉનાં નાટકો વાંચતા હતા. તે કહેતા હતા કે 'શૉ' માં કલ્પનાસ્વાતંત્ર્યની સારી પ્રતીતિ થાય છે. તેનાં નાટકોનાં વાકયો કહેવતરૂપ છે ને તે કહેવતની માફકજ ભાષામાં રૂઢ થવા યોગ્ય છે. આ સમયે શૉએ એક નવું નાટક લખ્યું હતું અને તેના કેટલાક પ્રયોગો થયા હતા; પણ તે છપાયું નહતું. ટૉલસ્ટૉયને તે વાંચવાનું મન થયું. આ વાત શૉના જાણવામાં આવતાં તેણે એક પ્રત ટૉલસ્ટૉય તરફ મોકલી અને તેની સાથે નીચેનો પત્ર લખ્યો:—

"પ્રિય કાઉંટ ટૉલસ્ટૉય, મારા નવીન નાટકની એક પ્રત આજે આપના

તરફ રવાના કરૂં છું. પ્રસ્તુત નાટકની ભાષા જોઇએ તેટલી સુસંસ્કૃત નથી. ભાષાની યોગ્યતા સામાન્ય પ્રકારના જનસમૂહ અને મજુરવર્ગ સમક્ષ પ્રયોગ કરવા જેવી છે."

"વાસ્તવિક રીતે આવા પ્રકારનું નાટક આપ જેવાના હસ્તે બહાર પડવું જોઇતું હતું. આપે લખેલા નાટકનું એક પાત્ર એટલું તો મારા સ્મરણમાં રહ્યું છે કે તેની જોડી સમગ્ર નાટયસાહિત્યમાં કયાંએ મારી નજરે પડી નથી. તેનો કેટલોક ભાગ મારા સ્મરણપટપર હજી સુધી કોતરાઇ રહ્યો છે. તેનાં કાવ્ય ઉમદા પંક્તિનાં છે. આપના નાટકનાં પુષ્કળ બીજો ક્ષષ્ટને મેં મારી શક્તિ પ્રમાણે તેને વૃક્ષ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. અર્વાચીનકાળના નાટકકારોને આપે જે એ એક નવી દિશા દર્શાવી છે, તેજ દિશાએ જવાનો મારો આ એક પ્રયત્ન છે."

"કેવળ નાટયદૃષ્ટિએ મેં એ પ્રયોગ લખ્યો નથી. એ રંગભૂમિ ઉપર ઉત્તમ રીતે સ્થાપિત થાય એવો ઉદ્દેશ આરંભથીજ મેં રાખેલો નથી. પ્રેક્ષકોના ચિત્તમાં કેટલાક વિશિષ્ટ ગુણો પ્રત્યે માન ઉત્પન્ન કરાવવાનો મારો હેતુ છે. હાલમાં લોકોને જે માર્ગે નીતિશિક્ષણ આપવામાં આવે છે, તેથી મૂળ સિદ્ધાન્તો તરફ લોકોના મનમાં અનાદર ઉત્પન્ન થાય છે; અને ઉદાર વૃત્તિ નષ્ટ થઇ તેનાં સર્વ અંગોને દૂર રાખવાની ઉચ્છૃંખલતા ઉત્પન્ન થાય છે. આબાલવૃદ્ધ સર્વ તરફ દૃષ્ટિ કરતાં આવીજ સ્થિતિ દૃષ્ટિએ પડે છે. સભ્ય વર્તન બાળકોને જીવ જવા જેવું લાગે છે. હવે પ્રૌઢાવસ્થામાં નમ્રતાથી વર્તવાનું કોઇને નથી ગમતું. હાલના યુવાનો અભિમાન અને મગરૂરીનું પ્રદર્શન કરવાની તક જવા દેતા નથી. સારા વર્તન માટેનું સદભિમાન આપણામાં રહ્યું નથી. સ્વદોષ જોવાની તો આપણી ઇચ્છાજ નથી. એ સર્વ અનર્થનું મૂળ હાલની શિક્ષણપદ્ધતિમાં છે. પોતાનું વર્તન ઉમદા ન બનાવતાં જેઓ મોઢેથી આપણને ઉમદા વર્તનનો ઉપદેશ કરે છે, તેમને માટે આપણને પૂજ્યભાવ રહેતો નથી. આથી તત્ત્વચર્ચાનું ગાંભીર્ય નષ્ટ થાય છે અને તે ચર્ચાની મશ્કરી કરવાનું પણ મન થાય છે. શિક્ષકોનું વર્તન અનુકરણીય નથી હોતું એજ આમ થવાનું કારણ છે; અને તેમને અનુસરવાની ઇચ્છા આપણને થતી નથી એ યોગ્યજ છે. કુદરતનો એજ હેતુ છે કે, પ્રત્યેકે અન્ય કોઇના પણ જેવા નહિ, પરંતુ પ્રભુ જેવાજ બનવું."

થોડાજ દિવસ પછી એક પ્રસંગે સાહિત્યવિષયક ચર્ચા ચાલતાં ટૉલસ્ટૉયે કહ્યું હતું કે, "**વર્તમાન યુગમાં ઉત્તમ લેખકો અતિ દુર્લભ છે. એક માત્ર 'શૉ' ને બાદ કરીએ તો બાકીના સર્વ બહુધા અંધકારમાંજ ગોથાં ખાતા હોવા જોઇએ.**"

રૂશીયામાં વારંવાર દુષ્કાળ પડતા તે વિષે તપાસ કરવા માટે રૂશીયન સર-

કારે નીમેલા કમીશનનું નિવેદન તાજેતરમાં પ્રસિદ્ધ થયું હતું. સરકારી નોકરોથી કદિ પણ હૃદયપૂર્વક કામ થતું નથી એવો ટૉલ્સ્ટૉયનો નિશ્ચિત સિદ્ધાંત હતો. તે કહેતા કે, કાંઈપણ કરવું જોઇએ તેટલા માટેજ સરકાર આ સર્વ ઢોંગ કરે છે. સામાન્ય લોકોને એવાં કમીશનો અને તેમનાં નિવેદન મહત્ત્વનાં લાગે છે; પણ વસ્તુતઃ એ કેવળ શબ્દછળ હોય છે. પ્રત્યક્ષ વહિવટપર તેની કંઈજ અસર થતી નથી. એવી આફતો સરકારના કમીશનથી, નિવેદનથી કે કાયદાથી દૂર થઇ શકતી નથી. એનો ખરો ઉપાય તો એ છે કે સમાજની પ્રત્યેક વ્યક્તિએ સ્વસુધારણામાં મંડયા રહેવું. શરીરમાંના કોટયાવધિ પરમાણુઓની તેમના કાર્યાનુસાર વહેંચણી થએલી હોય છે. તેમાંનું પ્રત્યેક પરમાણુ જો પોતાનું કામ બરાબર કર્યા કરે તોજ શરીર સુરક્ષિત રહે. એજ ન્યાય અહીં પણ લાગુ પડે છે. બીજાઓ આમ કરે છે ને તેમ કરે છે, અથવા તેમણે આમ કરવું જોઇએ ને તેમ કરવું જોઇએ; એવી વાતોમાં નહિ પડયા રહેતાં પ્રત્યેકે પોતપોતાનું કર્તવ્ય ઉત્તમ રીતે કરવું જોઇએ.”

અંગ્રેજ લેખકોમાં ટૉલ્સ્ટૉય ‘ડિકન્સ’ ને ઉચ્ચ સ્થાન આપે છે. તે કહેતા કે, તેના કેટલાક ગુણો બીજા લેખકોમાં પણ છે; પરંતુ ડિકન્સમાં માણસાઈ અને સામાન્ય જનતા વિષે જે સહાનુકંપા દેખાય છે તે અન્યમાં નથી. ‘રસ્કિન’ અને ‘ઇમર્સન’ પણ પોતપોતાના ક્ષેત્રમાં ઘણા સારા છે. રૂશીયામાં ‘પુષ્કીન’ની બરાબરી કરે તેવો એકે નથી. તે શ્રીમંત કુટુંબનો હતો. બાલ્યાવસ્થામાં તેની ચોતરફ સરદારી તથા લશ્કરી જાળ પ્રસરેલી હતી. આવી પરિસ્થિતિમાં પણ તેની બુદ્ધિ વિસ્તૃત બનીને સામાન્ય જનસમૂહ પર્યંત પહોંચી, અને પરિસ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કરવાની શક્તિ તેને પ્રાપ્ત થઈ, તેથી ટૉલ્સ્ટૉયને નવાઇ લાગતી.

જગતના ભિન્ન ભિન્ન પંથના લોકોમાં મતભેદ ચાલે છે તેનું કારણ એજ છે કે, તેઓને એક બીજાના મૂળ ધર્મનો પરિચય નથી. સારા વિદ્વાન ગણાતા માણસો પણ બીજાઓના ધર્મ વિષે વિલક્ષણ અજ્ઞાન અથવા વિપરીત જ્ઞાન ધરાવતા હોય છે એ નવાઇ જેવું છે. કેટલાક પ્રચુર પંડિત તરીકે ઓળખાતા માણસોની પણ એજ દશા જોવામાં આવે છે. ટૉલ્સ્ટૉયે પોતે અનેક ધર્મોનો સારો અભ્યાસ કર્યો હતો. આ વખતે રૂશીયામાં એક પ્રકાશકે સર્વ ધર્મનાં નાનાં નાનાં પુસ્તકો છાપવાનું શરૂ કર્યું હતું, એમાં તેને ટૉલ્સ્ટૉયની ઘણી મદદ મળતી હતી. તેમાંનાં એક બે પુસ્તકોની તો ટૉલ્સ્ટૉયે વિસ્તૃત પ્રસ્તાવના પણ લખેલી છે.

આ વખતે તેમના મનમાં જમિનની વહેંચણી વિષે બાદશાહને એક પત્ર લખવાનો વિચાર ચાલી રહ્યો હતો. જેઓ પોતાની જમિન પ્રત્યક્ષ દૃષ્ટિએ જોતા

પણુ નથી તેમની પાસે એકકરોના એકકરો જમિન હોય છે અને જેમને તેની ખરી જરૂર હોય છે તેમની પાસે પગ મૂકવા જેટલી પણુ માલકીની જમિન નથી હોતી, એ સ્થિતિથી તેમને અત્યંત ખેદ થતો હતો. તે કહેતા કે પ્રત્યેક રાષ્ટ્રને માટે એ સ્થિતિ લજ્જાસ્પદ છે. તે એ પણુ સમજી શકતા હતા કે બાદશાહને પત્ર લખવાથી કંઇએ લાભ થવાનો નથી. તથાપિ તે કહેતા કે, જો બાદશાહ એ એકજ પ્રશ્નનો ન્યાય કરે તો તેને પોતાના રક્ષણુ માટે ખાસ લશ્કર ન રાખવું પડે. પ્રાચીનકાળના ઝાર માટે લોકોના મનમાં ઉપલક પૂજ્યબુદ્ધિ પણુ હતી; પરંતુ હાલના ઝારને તો પોતાનો કોઇ ઘાત ન કરે તે માટે સૈનિકોની ત્રણુ ત્રણુ હારનો કોટ રચવો પડે છે.

હવે તેમના શરીરપર વૃદ્ધાવસ્થાનાં સર્વ ચિન્હ પૂર્ણત્વને પામ્યાં હતાં; તથાપિ માનવજાતના કલ્યાણુ માટેની તેમની ધગશમાં ઉણપ નહોતી આવી. વળી હજી પણુ તે સવારમાં ઘોડાપર બેસી ફરી આવતા હતા.

ટૉલસ્ટૉયના મતોની જગતના લોકમતપર અસર થએલી જણાય છે, તેનું મુખ્ય કારણુ તેમની સરલતા અને સદાચરણુજ છે. જગતમાં સુપ્રસિદ્ધ ગ્રંથકાર પુષ્કળ થઇ ગયા છે અને આજે પણુ પુષ્કળ હશે; પરંતુ પોતાની હયાતીમાંજ જેના લેખોનાં ભાષાંતરો જગતની ઘણી ખરી ભાષામાં થયાં હોય અને તેની સમાજપર છાપ પણુ પડી હોય, તેવા તો કોઇકજ હોય છે. એનું કારણુ એજ છે કે, બોલવા પ્રમાણે ચાલવા માટે ટૉલસ્ટૉયે જેટલો પ્રયત્ન કર્યો હતો તેટલો કોઇ-કજ કરે છે. ટૉલસ્ટૉય સ્પષ્ટવક્તા હતા. સ્પષ્ટવક્તાને શત્રુ ઘણા હોય છે. ટૉલસ્ટૉયને માટે પણુ તેમજ હતું; તથાપિ કેટલાક શત્રુ પણુ તેમના પ્રત્યે માન ધરાવતા હતા.

તેમની બુદ્ધિ અત્યંત નિઃસ્વાર્થી હતી. ઉચ્ચ વર્ગના પ્રતિપક્ષીને નીચો પાડવામાં તે જેવું શૌર્ય દર્શાવતા તેવુંજ શૌર્ય હલકા વર્ગમાંના યોગ્ય માણુ-સને ઉચ્ચ દરજ્જો આપવામાં પણુ તે દર્શાવતા હતા. કેટલાક પ્રસંગોમાં તેમના હાથે અતિરેક થયો છે; તેમજ પ્રતિપક્ષીનો હેતુ સારો નથીજ એવી પાકી સમ-જના કારણે જરૂર કરતાં અધિક કડકાઇથી તે તૂટી પડતા એ પણુ ખરૂં છે; તથાપિ એમ કરવામાં પણુ લોકકલ્યાણુ સિવાય બીજો કોઇપણુ સ્વાર્થી હેતુ તેમના મનમાં પણુ આવતો નહિ. પોતાનું વર્તન નમ્ર તથા કોઇને પણુ દુઃખ ન થાય તેવું રાખવાને તે તત્પર હતા, તોપછી પ્રતિપક્ષી માટે કડક ભાષા તે કેમ વાપરે છે, એવી શંકાના ઉત્તરમાં એટલુંજ કહી શકાશે કે, લોકકલ્યાણુની તીવ્ર ઇચ્છાને લીધે પ્રતિપક્ષી માટે એ બાબતમાં તે જોઇએ તેટલો આદરભાવ રાખી શકતા નહતા. વિશાળ બુદ્ધિમત્તા, મનઃપૂર્વકતા, દીર્ઘ ઉદ્યોગ, ધૈર્ય, સહનશીલતા અને દઢતાના ગુણુ લોકોને તેમનામાં એટલા સ્પષ્ટ જણાતા કે તેમના નાના નાના દોષ તેઓ ભૂલી જતા.

વર્તમાન યુગમાં મનુષ્યની વિચારસરણીને નવા માર્ગે ચઢાવવાનું કામ કરનારાઓમાં ટૉલ્સ્ટૉય ઉપલા ખાસ ગુણોને લીધેજ શ્રેષ્ઠતા મેળવી શક્યા છે. અનુભવ એવો છે કે, **બુદ્ધિવાદની બાહોશીવાળા વિદ્વાનો બહુધા કર્તૃત્વ-શૂન્ય હોય છે.** તેમની વાચા એક પ્રકારની ત્યારે વર્તણૂક બીજાજ પ્રકારની હોય છે. ટૉલ્સ્ટૉયથી પણ આવો પ્રમાદ નથીજ થયો એમ કંઇ નથી; પણ તેવા પ્રસંગે તેમની વિવેકવૃત્તિ જાગૃત રહેતી અને પોતાની કૃતિ તત્ત્વથી દૂર છે એમ તેમને સમજાવી દેતી. અન્ય વાણીપંડિતોની માફક પોતાની તેવી ત્રુટીઓનો બચાવ કરવાને બદલે તે ખુલ્લા દીલે કહેતા કે, મનની નિર્બળતાને લીધે પોતાથી એવી ભૂલો થાય છેજ. તેમનું શ્રેષ્ઠત્વ એથીજ અબાધિત રહે છે. તે ઉપદેશતા કે, આત્મકલ્યાણ માટે બીજાપર આધાર રાખ્યા વગર તેમજ કોઈની શરમ કે ભીતિ રાખ્યા વગર તથા સ્તુતિનિંદાની દરકાર કર્યા વગરજ દરેકે સારી પેઠે પ્રયત્ન કરવો જોઇએ; અને તે પોતે પણ એજ ઉપદેશાનુસાર અંતકાળ પર્યંત પ્રયત્નશીલ રહ્યા હતા. તેમના સહવાસમાં આવનારાઓ ઉપર તેમના કથન કરતાં વર્તનનીજ અસર વિશેષ થતી હતી. આવી અસરો એકદમ સ્પષ્ટ જણાઇ આવતી નથી તથાપિ એમાં તો કંઇજ શંકા નથી કે, સામાની માનસિક અવસ્થામાં તે ફેરફાર કર્યા વિના નથીજ રહેતી. આ બાબતમાં તેમના એક મિત્રે તેમના પર લખેલો પત્ર મનનીય છે:—

"કેટલાંક કારણસર આપના તરફથી આવેલા સર્વ પત્રો પરમ દિવસે હું ફરીથી વાંચી ગયો. મારા પર આપે કેવા પ્રકારના અને કેટલા ઉપકાર કર્યા છે અને હું આપનો કેટલો બધો ઋણી બન્યો છું, તેની સ્પષ્ટ કલ્પના મને એ વખતેજ આવી શકી. એ ઋણ અદા કરવાનો મેં જોઇએ તેટલો પ્રયત્ન કર્યો નથી તેથી મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે."

"આ કંઈ નાહક સ્તુતિ કરવા ખાતર લખતો નથી. આપે મારા માટે તથા સામાન્ય જનતા માટે આજ સુધીમાં જે કંઇ કર્યું છે તેનો જેમ જેમ અધિક વિચાર કરૂં છું તેમ તેમ હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ આવે છે; અને સ્તુતિના શબ્દો આપોઆપજ બહાર પડવા લાગીને મનમાં એમજ થાય છે કે, ગમે તેટલી સ્તુતિ કરૂં તોપણ તે અધૂરીજ રહેવાની."

"અમો પશ્ચિમ યૂરોપવાસીઓને મળેલા શિક્ષણને લીધે અમારાં મન જુદીજ વિચારસરણીએ વહે એ સ્વાભાવિક છે. આપ રાજપ્રકરણ તરફ લક્ષ આપતા નથી તેમ પ્રસિદ્ધ રાજપ્રકરણી પુરૂષો માટે આપને સદભાવ પણ નથી; ત્યારે અમો પશ્ચિમવાસીઓને એમ લાગે છે કે, પિંમ, હૅમ્ડન, વૉશિંગ્ટન, ગારફીલ્ડ,

લિંકન, વગેરેએ જે કામ કર્યાં છે તે અધૂરાં હશે તોપણ મનુષ્યજાતિનું તેથી કાંઇપણ કલ્યાણ થયું છે અને તેથી માનવસમાજનું પગલું આગળજ વધ્યું છે. તેમનો શ્રમ વ્યર્થ ગયો નથી અને પ્રાચીન રાજ્યવ્યવસ્થા કરતાં અધિક કલ્યાણ-પ્રદ શાસનપદ્ધતિ તેમણે અમલમાં આણી છે."

"આપણુ બન્નેની વિચારસરણીમાં તીવ્ર ભેદ હશે પણ ઉભયનાં સામાન્ય મૂળભૂતતત્ત્વો તો એકજ છે; અને એ તત્ત્વોનો માર્ગ બતાવવામાં મને આપની જે સહાય મળી છે તેની કિંમત આંકી શકાય તેમ નથી. આ શુદ્ધ તત્ત્વોની દૃષ્ટિએ વિચાર કરતાં ગમે તેવો તીવ્ર મતભેદ પણ મને મહત્ત્વનો નથી લાગતો. હાલની સમાજરચનામાં કેટલીક મહત્ત્વની ભૂલો છે અને સામાન્ય જનસમાજ પર તેનું ભયંકર પરિણામ થાય છે, એ વિષે આપણુ બન્નેમાં મતભેદ નથી. આપણુ બન્નેને કબૂલજ છે કે, સામાજીક પરિસ્થિતિ તદ્દન વિચિત્ર થતી જાય છે અને થોડાજ વખતમાં તેના આઘાત અસહ્ય થશે. શુદ્ધ બુદ્ધિ દર્શાવે તેજ માર્ગે પ્રવાસ કરવાનો મનુષ્યજાતિ જો નિશ્ચય કરે, તો વર્તમાન કાળનું ભિન્ન ભિન્ન વર્ગ વચ્ચેનું વૈષમ્ય નષ્ટ થાય અને સહાનુકંપા તથા શાંતિ વધે એમ આપ કહો છો તેને માટે કોઇ કંઇપણ બોલી શકે તેમ નથી. ફરક માત્ર એટલોજ છે કે આપણુ બન્નેના માર્ગ ભિન્ન છે. આપનો માર્ગ અત્યંત વિસ્તૃત અને જગદ્-વ્યાપક છે ત્યારે મારા જેવાનો માર્ગ સંકુચિત અને નાના વર્તુળ જેટલો છે."

"આપણુ બન્નેમાં આવો વિલક્ષણ તફાવત હોવા છતાં આપણે બન્ને એકત્રજ કેમ થઇ શકયા તે માટે કેટલીક વખત મને આશ્ચર્ય થાય છે. ઉભયની પરિસ્થિતિ તદ્દન ભિન્ન, સામાજીક દરજ્જો તદ્દન ભિન્ન અને શિક્ષણ પણ તદ્દન ભિન્ન! ધંધામાં જુદા અને પરિસ્થિતિમાંએ જુદા! આમ છતાં આપ જેવા સર્વશ્રેષ્ઠ પદવીના માણસ મને મિત્રસમ માને અને પોતાની મેળેજ મદદે ધસી આવે એ ઓછું ન કહેવાય. આપણા વચ્ચેનો મતભેદ તીવ્ર હોવા છતાં આપણી દીર્ઘકાળની મૈત્રીમાં કંઇએ અંતરાય આવ્યો નથી. આપના માર્ગમાં હું કોઈ પણ પ્રકારની મદદ કરી શકયો નથી તેથી ખેદ થાય છે."

"સદ્‌ગુણ અને નીતિ વિષે અમો પશ્ચિમવાસીઓની જે કંઇ કલ્પના હતી તેને આપની લેખિનીએ તદ્દન જુદું વલણ આપીને, મારાપરજ નહિ પણ સમગ્ર યૂરોપીય સંસ્કૃતિપર મહાન ઉપકાર કર્યો છે. આપની લેખિનીથી ધર્મશા-સ્ત્રને પણ જુદું વલણ મળ્યું છે. આપનું ખ્રિસ્તાજ્ઞા વિષેનું ભાષ્ય એની સાક્ષી પૂરે છે. એનાથી અમો પશ્ચિમવાસીઓનો દૃષ્ટિકોણ ઘણા અંશે બદલાઇ ગયો છે."

"કેટલીક બાબતમાં અમારા મતોને આપે સમૂળા ઉખાડી નાખ્યા છે તેથી કેટલાકનો બુદ્ધિભેદ થયો છે. 'જુનું ખોયું અને નવું મળ્યું નહિ' એવી વિલ-

ક્ષણ સ્થિતિમાં તેઓ સપડાયા છે; તથાપિ ગમે **તેવા મતને કેવળ મૂર્ખતાથી-અંધશ્રદ્ધાથી વળગી રહેવું તેના કરતાં તો એવી ત્રિશંકુ જેવી સ્થિતિ પણ મને તો વિશેષ સારી** લાગે છે. દિશાભૂલ સમજાયા છતાં સારા માર્ગે ન વળવું અથવા કેવળ જુના ખાતરજ જુનાને વળગી રહેવું, એ તો તામસબુદ્ધિનુંજ લક્ષણ છે. એવી સ્થિતિ કેટલોક સમય ચાલ્યા પછી બુદ્ધિનાશ તથા સર્વનાશ આપોઆપજ તેની પાછળ પાછળ આવી પહોંચે છે. આથી મને તો એમજ લાગે છે કે ખરાબ જુનું જાય અને નવું સારૂં ન મળે, તોપણ હરકત નહિ."

"આપના ઉપકારનું ઋણ મારા મસ્તકપર એટલું વધી ગએલું છે કે, આપનો એકાદ મત મને રૂચતો નથી તો તેથી પણ મને અત્યંત દુઃખ થાય છે; અને કદાચ એમાં મારીજ કંઇ ભૂલ હશે એમ લાગ્યા સિવાય રહેતું નથી. કોઇ પ્રશ્ન કરશે કે, એમ છે તો પછી હું આપના મતને ગ્રાહ્ય કેમ ગણતો નથી? આનો જવાબ એટલોજ છે કે, જો મારી બુદ્ધિ વિરૂદ્ધ તેવું કરૂં, તો પછી કેવળ ટૉલસ્ટૉયના વિચાર હોવાથીજ તેને માન્ય કરી સત્યનો તુચ્છકાર કરવા જેવું થાય; અને એવું વર્તન ટૉલસ્ટૉયને પણ નજ ગમે."

"મારા હૃદયમાં રહેલા સદ્ભાવનો અર્ધો ભાગ પણ આ પત્રમાં વ્યક્ત થઇ શકયો નથી, અને તેને પૂર્ણ રીતે વ્યકત કરવાનું સામર્થ્ય પણ મારી કલમમાં નથી; પરંતુ મારૂં હૃદય આપ સારી રીતે જાણો છો એટલે શબ્દથી કૃતજ્ઞતા ન દર્શાવી શકાય તોએ શું? વસ્તુતઃ આપની સાથે નહિ કોઈ જાતનો સંબંધ કે નહિ હું આપના દેશનો; છતાં મારા હસ્ત કેવળ માનવપ્રેમને લીધેજ આપે પકડયા છે એથીજ આપની ખરી મહત્તા વ્યકત થાય છે."

"પ્રભુ આપને પૂર્ણ આશીર્વાદ આપે! ભાવી સંતાતના કલ્યાણ માટે આપે જે બીજ સમગ્ર જગતમાં વાવ્યાં છે, તેને ભરપૂર ફળ આવી માનવજાતની ક્ષુધા શાંત થાય એટલીજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે!"

કેવળ શુદ્ધ હેતુથી વર્તવાથી માણુસ જાતપર કેટલો બધો ઉપકાર થઇ શકે છે, તે ટૉલસ્ટૉયના ચરિત્રથી પ્રત્યેકે સમજી લેવું જોઇએ. તેમને દૃઢ શ્રદ્ધા હતી કે, જીવનનો અંતિમ હેતુ સર્વત્ર બંધુભાવ-સમભાવ ઉપજાવવાનો છે; માટે તે હેતુને સિદ્ધ કરવાનો માર્ગ પણ અસ્તિત્વમાં હોવોજ જોઇએ. વાંચકને યાદજ હશે કે છેક બાળપણામાં તેમના ભાઇએ તેમને કહ્યું હતું કે, સુખની ચાવી એક ઝાડ નીચે દાટી રાખેલી છે અને પ્રયત્ન કરવાથી તે જડશેજ. એક દિવસે આ સંબંધે વાત કરતાં તેમણે કહ્યું હતું કે;—"મારા ભાઇએ પોણોસો વર્ષપર એ વાતનું મારા હૃદયમાં બીજારોપણ કર્યું હતું. માનવજાતિના કલ્યાણનો માર્ગ શોધી કાઢવો એ મારા જીવનનો આશય છે, એવી કલ્પના મને

પ્રથમ તેણેજ આપી હતી. એ પછી એ બીજનો વિકાસ થયો અને અનેક પ્રકારનાં વાવાઝોડાંની પરવા કર્યા વગર અનેક વિઘ્નોમાંથી માર્ગ કાપી હવે તેનું એવું મોટું વૃક્ષ બન્યું છે કે, યાસનાયામાંથી ફૂટી આખા જગતને ફરીવળીને તેનો બીજો છેડો પુનઃ યાસનાયામાં આવી મળ્યો છે. માનવજન્મનું જો કંઇપણ સાર્થક જેવું હોય તો તે એજ છે, કે સર્વત્ર બંધુભાવ જોવો. જે જે કૃત્યથી એ હેતુ નિષ્ફળ થાય છે તે તે પ્રત્યેક કૃત્ય પાપમય છે. કેવળ એજ હેતુ લક્ષમાં રાખીને હું આજ સુધી વર્તતો આવ્યો છું. મેં જે કંઇ લેખ લખ્યા છે તે એજ હેતુથી લખાયા છે. માણસે દેહથી પર જઇને અખિલ માનવજાતિ સાથે ઐક્ય સાધી એ ઐક્યમાંથી ઉદ્ભવતા અવર્ણનીય આનંદનો આસ્વાદ લેવો જોઇએ. એ ઐક્યતા કેવળ જીવંત માણસો સાથેજ થઈ શકે છે એમ નથી. મૃત અને ભવિષ્યની સંતતિ સાથે પણ એકરૂપતા થઇ શકે છે."

ટૉલસ્ટૉયનો અંતકાળ જેમ જેમ સમીપ આવતો જતો હતો, તેમ તેમ તેમનો પત્ની સાથેનો મતભેદ અધિકાધિક સ્પષ્ટ થતો જતો હતો. આ કલહના આરંભને ઘણાં વર્ષો વહી ગયાં હતાં, પણ તે અત્યાર સુધી તીવ્ર બન્યો નહતો. હવે તેનું તીવ્ર સ્વરૂપ દૃષ્ટિએ પડવા લાગ્યું. ખાનગી મિલકતના સંબંધમાં ટૉલ્-સ્ટૉયના વિચાર નવેસરથી કહેવાની જરૂર નથી. એ મત હવે તેમના મનપર સખત દાબ મૂકતો હતો. તેમને લાગ્યું કે એથી વિરૂદ્ધ વર્તવું એ તો મહાન પાતક છે. તેમનું મન આ બાબતમાં દૃઢતર બનતું જોઇ કાઉંટેસ વગેરેને ચિંતા થવા લાગી અને કલહ ઘરમાંથી નીકળીને ચોટાપર આવવા લાગ્યો. તેમને લાગતું કે કાઉન્ટેસ જુના રાજવર્ગની હોઇ સરકારની દંડુકાશાહીથી ઉત્પન્ન થતા દ્રવ્યનો ઉપયોગ કરવા ઇચ્છે છે. પુસ્તકોનું ઉત્પન્ન પણ એ મિલકતમાં દાખલ કરવાનો તેનો હેતુ છે; અને સરકાર તથા પોલીસની સહાય માટે તે ઉત્સુક છે. પત્નીથી ગુપ્ત રીતે કોઈપણ પ્રકારનો વ્યવહાર અદ્યાપિ સુધી તેમણે કર્યો નહતો; પણ ચરકૉફની સલાહથી તેની જાણ બહાર તેમણે નીચલા ભાવનું એક મૃત્યુપત્ર તૈયાર કરી ચરકૉફને સ્વાધીન કર્યું.

"હું નીચે સહી કરનાર મનની શુદ્ધિમાં અને પાકી સ્મરણશકિતથી નીચેનો લેખ તા. ૨૨ જુલાઇ ૧૯૦૯ ના રોજ કરૂં છું. આ લેખ મારા એકંદર લેખોની ભાવી વ્યવસ્થા માટે છે. મારા સઘળા લેખ જે આજ સુધીમાં લખાએલા હોય તેમજ હવે પછી લખાય, તે પૂર્ણ હો કે અપૂર્ણ હો, તે નાટક, નવલકથા, નિબંધ, વાર્તા અથવા અન્ય કોઇ પણ રૂપે હો, તે ભાષાંતર રૂપે હો કે સ્વરચિત હો, તે ખાનગી પત્રરૂપે હો અથવા નિત્યનોંધરૂપે હો, તે કાચા ખરડા હો કે પાકા લેખ હો, તે સંકીર્ણ વિચારના સ્વરૂપમાં હો કે નિબંધ રૂપે

હો, ટુંકામાં એટલુંજ કે, મારા મૃત્યુ સુધીમાં જે જે કંઇ લખાએલું હોય તે સર્વ, કાંઇપણ અપવાદ સિવાય મેં મારી પુત્રી ઍલેકઝાંડ્રા ટૉલસ્ટૉયને આપ્યું છે. તે લેખો ગમે તેના તાબામાં હોય તેમજ હસ્તલિખિત સ્વરૂપમાં અથવા મુદ્રિત સ્વરૂપમાં હોય તદપિ તે પર મારી પુત્રી ઍલેકઝાંડ્રાનોજ પૂર્ણ વારસો છે. તેજ પ્રમાણે મારો ખાનગી પત્રવ્યવહાર અને મૃત્યુની તારીખ સુધીના લખાએલા સર્વ કાગળપત્ર પણ હું તેનેજ સ્વાધીન કરૂં છું."

લિયો નિકોલિવીચ ટૉલસ્ટૉય.

ઉપલા વિલની હકીકત ટૉલસ્ટૉયની હયાતીમાંજ ધીમે ધીમે કાઉંટેસને કાને ગઇ. આ કાર્ય ચરકૉફનુંજ હશે એમ તેને લાગવાથી તેણે ટૉલસ્ટૉયનું મન મેળવી પોતે ચરકૉફને ત્યાં જશે નહિ તેમજ તેને પોતાને ત્યાં પણ નહિ આવવાદે એવી ટૉલસ્ટૉયની કબુલત મેળવી.

કોઇપણ ચીજની માલીકીની વિરૂદ્ધમાં વિચાર ધરાવનાર ટૉલસ્ટૉય જેવો માણસ ઉપર પ્રમાણે પુસ્તકોના માલીકી હક્ક બાબતનું વીલ કરે એ નવાઇ જેવું તો છેજ; પરંતુ ઉપર જણાવ્યું તેમ પોતાના મરણ પછી કાઉન્ટેસ અથવા પોતાના પુત્ર તેનો માલીકી હક્ક ભોગવી તેમાંથી પૈસા મેળવે, એવી બીકને લીધે, તેમજ પુત્રી ઍલેકઝાન્ડ્રા પોતાના જેવી વિરક્ત હોઇ તેનો તેવો ઉપયોગ નહિ કરે એવી શ્રદ્ધા હોવાથી ટૉલસ્ટૉયે એ વીલ કરેલું હોવું જોઇએ. ભાષાંતરકારો તેમજ પ્રકાશકોએ પોતાના લેખો એકને બદલે બીજાજ ભાવવાળા છાપી મારેલા; તેવું ફરી ન બને એવો હેતુ પણ એમાં હોય તો નવાઇ નથી.

ઇ. સ. ૧૮૯૭ ના જુનની તેરમી તારીખે તેમણે કાઉંટેસને પોતે ગૃહનો ત્યાગ કરી જતા હોવાની મતલબનો જે પત્ર લખ્યો હતો, તે ઉપરથી તે સમયે ટૉલસ્ટૉયની વૃત્તિ કેટલી વૈરાગ્યશીલ બની હતી તેનું અનુમાન થઇ શકશે.

"મારા સિદ્ધાંત અને મારા વર્તન વચ્ચે રહેલું વિલક્ષણ વૈષમ્ય જોઇ ઘણા દિવસથી મારૂં મન તદ્દન ગભરાઇ ગયું છે. એ વર્તન મારા હૃદયને વારંવાર ડંસે છે. બળાત્કારે તમો સર્વને મારા મત પ્રમાણે વર્તવાની ફરજ હું ન પાડી શકું; કેમકે આજ સુધીમાં તમને જે કંઇ ટેવો પડી છે તે મેંજ પાડી છે. ગૃહત્યાગ એ પણ એક હાલની સ્થિતિમાંથી છૂટવાનો ઉપાય છે; પરંતુ તેમ કરવાથી તમને અત્યંત દુઃખ થાય અને બાળકોને યોગ્ય શાસ્તા મળે નહિ. એથીજ અત્યાર સુધી હું એ વિચારને મુલ્તવી રાખતો આવ્યો છું; પરંતુ હવે મને હાલની પદ્ધતિથી સંસારમાં રહેવું બહુજ પાપમય લાગે છે એ પણ ખરૂં છે. ગયાં સોળ વર્ષ મેં જે સ્થિતિમાં પસાર કર્યાં છે તે સ્થિતિ તમને કે મને સુખકર નથી નીવડી. તમને હમ્મેશ ઉદ્વિગ્ન કરવાનો તેમજ મોહક વસ્તુઓની લતમાં

પુનઃ પુનઃ પડયા કરવાનો ક્રમ આજે સોળ વર્ષથી હું ચલાવતો આવ્યો છું. હું કબૂલ કરૂં છું કે જે મોહક વસ્તુઓની જાળ મારી ચોતરફ પથરાએલી રહે છે, તેની સંગતિમાં રહેવા છતાં તેનાથી અલિપ્ત રહેવા જેટલું મનોબળ મારામાં નથી. એ સ્થિતિમાં તો સર્વથા ત્યાગ કરવો એજ એક માર્ગ રહે છે; અને તેથી હવે એ માર્ગનો આશ્રય લઇને ગૃહત્યાગ કરવાનો મારી બુદ્ધિએ નિશ્ચય કર્યો છે. મારૂં મન એકાંતવાસને માટે બહુજ તલસે છે. છોકરા પણ હવે મોટા થએલા હોવાથી તેમને મારી બહુ જરૂર પડે તેમ નથી. વળી ભરપૂર ઘર સંસારમાં અને તેને લગતી અનેક બાબતોમાં તમારૂં ચિત્ત સહજે પરોવાઇ જશે; જેથી મારી ગેર-હાજરી તમારા લક્ષમાં વિશેષતઃ નહિ આવે."

"હિંદુશાસ્ત્ર કહે છે કે સાઠ વર્ષની ઉમ્મર થાય એટલે અરણ્યવાસ સ્વીકારવો; અને એ કથન સર્વથા સત્ય છે. હવે મારી સીત્તેર વર્ષની ઉમ્મર થઇ છે. એ જીવનનો સાયંકાળ છે. હવે તો ઠઠ્ઠામશ્કરીની વાતમાં, ગામની કુથલીઓમાં, ટેનીસમાં અને પત્તાં વગેરેમાં કાળનો અપવ્યય કરવાને બદલે આ છેવટનાં વર્ષો સાત્વિક શાંતિમાં, એકાંતમાં અને ઈશ્વરની ઉપાસનામાં વ્યતીત કરવાં એજ મારે માટે યોગ્ય છે. એ મહાન કાર્ય કદાચ સાધ્ય ન થયું તોપણ હાલની વિષમતા તો એથી અવશ્ય નષ્ટ થશે; અને એ લાભ પણ કંઇ જેવો તેવો ન કહેવાય."

"તમો સર્વને પ્રત્યક્ષ કહી કહાવીને, તમારી રજા લઇને, મેં ઘર છોડયું હોત; પણ તમારી વિનવણી, તમારાં દુઃખી વદન, તમારો બુદ્ધિવાદ અને કદાચિત્ તમારા કલહે મારા ચિત્તને મોહગ્રસ્ત બનાવ્યું હોત અને મારો હેતુ પાર પાડ-વાનું મનોબળ મારામાં ન રહ્યું હોત; પણ હવે એ વિચાર પૂરો કરવાનો સમય આવી લાગ્યો છે. મારી આ કૃતિથી તમને દુઃખ થતું હોય તો ક્ષમા કરજો. મને ઘર છોડવાને સાચા દિલથી રજા આપો. મારા માટે ઝૂરશો નહિ કિંવા મને શાપ પણ ન આપશો."

"મેં ઘર ત્યજ્યું તે ઉપરથી એમ ન સમજશો કે હું તમો સર્વ પર ચીડાયો છું. હું જાણું છું કે મારા મતો તમારાથી ગ્રહણ નથી થઇ શકતા અને તમારા માટે તે અશકય છે. મારી દૃષ્ટિ તે કંઇ તમારી દૃષ્ટિ નથી અને મારી ભાવનાઓ પણ તમારી નથી. જે ભાવનાનો પરિચય મનને ન હોય તેને અનુસરવા માટે તમારો આખો જીવનક્રમ બદલવાનું કે ગમે તેવો સ્વાર્થત્યાગ કરવાનું તમારાથી શી રીતે બની શકે ? એટલે એ માટે હું લેશ માત્ર દોષ તમને નથી આપતો. ઉલટું તમારી સંગતિમાં જે પાંત્રીસ વર્ષ જેટલો દીર્ઘકાળ સુખ સમાધાનમાં અને આનંદમાં કાઢયો, તે બદલ કૃતજ્ઞતાથી મારૂં હૃદય ભરાઇ આવે છે. એ દીર્ઘકાળમાં અને વિશેષતઃ આરંભનાં ૧૫–૧૭ વર્ષમાં તમે તમારૂં

સર્વસ્વ મને અર્પણ કરેલું છે. તેજ પ્રમાણે બાળકોને પણ જે ખરા માતૃપ્રેમનો લાભ અદ્યાપિ પર્યંત મળેલો છે, તે પ્રેમ અને ભક્તિની કિંમત મારાથી થઇ શકે તેમ નથી; પરંતુ છેલ્લાં પંદર વર્ષથી આપણા વિચારોમાં ભિન્નતા ઉત્પન્ન થઇ છે. આપણ બન્નેના જીવનનો પ્રવાહ ભિન્ન ભિન્ન દિશાએ વહેવા લાગ્યો છે. એમાં મને મારો કંઇ દોષ હોય એમ લાગતું નથી; કેમકે મારે કંઇ સ્વાર્થ સાધવાનો નહોતો. લોકો મને સારો કહે તેને ખાતર મેં કાંઇ એવું વર્તન રાખેલું નથી. અન્ય કોઇ પણ માર્ગ મારે માટે અશકય બન્યો ત્યારેજ મેં આ માર્ગનો સ્વીકાર કર્યો છે. મારા માર્ગે તમો આવ્યાં નહિ તેનો તમને હું દોષ આપતો નથી. આજ સુધી તમે મારા માટે જે કંઇ કર્યું છે તેનું સ્મરણ મને સદૈવ રહેશે. પ્રિય સોફાયા, હવે છેવટનું વંદન કરૂં છું.

લીયો ટૉલસ્ટૉય."

આ પત્ર પરથી તેર વર્ષપર ટૉલસ્ટૉય ઘર ત્યજવાને કેટલા ઉત્સુક થયા હતા અને તેમ કરવાને શું કારણો હતાં તે સમજી શકાય છે. આ પત્ર લખવા છતાં ઘર નહિ ત્યજવાનું કારણ એ છે કે, પોતાની બે પુત્રી પર તેમનો અત્યંત પ્રેમ હતો અને તે પુત્રીઓ પણ ધર્મમતની બાબતમાં પિતાના મતનું અનુકરણ કરી રહી હતી; એટલે એ પ્રેમ પ્રબળ બન્યો હતો. પોતાને સાથ આપનાર બે પ્રાણી પણ ઘરમાં છે, એ વિચારથી તેમને કેટલુંક સમાધાન મળતું હતું. આથી તે સમયે તેમનો ગૃહત્યાગ અટકયો ખરો; પરંતુ તે પછીનાં તેર વર્ષમાં એ પરિસ્થિતિ બદલાઇ ગઇ. ટાશીયાના લગ્ન થતાં સાસરે ગઇ અને મૅરી મરણ પામી. આથી સંસારમાં અટકાવી રાખનાર બંધન તૂટી ગયું, અને ત્રીસ વર્ષથી જે વિચાર ઘોળાતો હતો તેને પ્રત્યક્ષ આચારમાં મૂકવાનો સમય પ્રાપ્ત થયો.

આજ અરસામાં તેમનાં પુસ્તકોના સ્વામિત્વ માટે એક પ્રકાશકે ભારે રકમ આપવાનું કહ્યા છતાં તેમણે તેનો અસ્વીકાર કર્યો. કાઉંટેસ એથી બહુજ ચીડાઇ અને બે ઓછાવત્તા શબ્દો બોલી ગઇ. ટૉલસ્ટૉયે તેનો કંઇ ઉત્તર આપ્યો નહિ, પણ એ શબ્દોથી તેમનું હૃદય ભેદાયું. આવો બનાવ પહેલોજ હતો એમ પણ નહતું. પુષ્કળ વખત તેમનામાં એવો કલહ થયો હતો; પણ આ વખતનો પ્રસંગ ઘર છોડવામાં નિમિત્ત બન્યો.

ઇ. સ. ૧૯૧૦ ના અકટોબરની ૧૦ મી તારીખે તેમણે ઘર છોડયું. એજ દિવસે એ પ્રમાણે બનવામાં બીજી એક ક્ષુલ્લક વાત પણ કારણભૂત બની હતી. ટૉલસ્ટૉય રાત્રે પોતાની ઓરડીમાં સુવા જતા હતા, તે વખતે તેમને પોતાની લખવાની ઓરડીમાં કાઉન્ટેસ કંઇ કાગળપત્રો ઉથામતી હોય એવું જણાયું. પોતાથી છુપી રીતે ખાનગી કાગળપત્રોની થતી ઉથલામણ ટૉલસ્ટૉયને ન ગમી;

અને તરતજ તેમનું મગજ ઘૂમ બની ગયું. તેમને એમ લાગ્યું કે કાઉંટેસ પોતે લખેલું મૃત્યુપત્ર શોધે છે. સત્ય શું હતું તે નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી.

સવારના પાંચ વાગતાનો સમય હતો. આજુ બાજુ કોઇ છે કે કેમ તે જોઇને ટૉલસ્ટૉય ઉભા થયા. કંઇક કાગળપત્ર અને કપડાં એકઠાં કરી એક પોટલી બાંધી. નજીકની બીજી ઓરડીમાં તેમનો એક શિષ્ય ડૉ. 'મૅકોવેટ્સ્કી' સૂતો હતો. એ ગૃહસ્થ ટૉલસ્ટૉયનો ભક્ત હતો અને કેટલાંક વર્ષોથી તેમને ત્યાંજ રહેવા આવ્યો હતો. તેને ટૉલસ્ટૉયે ઉઠાડયો અને તત્કાળ ઘર ત્યજવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો.

તે એકદમ તબેલા તરફ ગયા. રાત અંધારી હોવાથી તબેલાનો રસ્તો બરાબર જણાતો ન હતો. રસ્તામાં તે ઠોકર ખાઇને પડયા. રસ્તામાં ખાંચાખુંચી વિશેષ છે એ તેમના ધ્યાનમાં આવતાં તે પાછા ફર્યા અને એક ફાનસ લઇ તબેલામાં ગયા. ગાડીવાનને ગાડી તૈયાર કરવા કહ્યું. ડૉ. મૅકોવેટ્સ્કી પોટલું લઇને આવ્યો અને બન્ને ગાડીમાં બેઠા.

સમીપના સ્ટેશને ન જતાં તેમણે બીજાજ એક ગામે જઇ ત્યાંથી ગાડીને રજા આપી દીધી. ગાડીવાને "ઘેર કંઇ કહેવું છે?" એવો પ્રશ્ન કરતાં "કંઇ નથી કહેવું" એમ જણાવી તેને ઘેર જવા કહ્યું.

તે ગામમાંથી નીકળી આ બે પ્રવાસી એક રેલ્વે સ્ટેશનપર ગયા. ગાડી આવવાનો સમય નહિ હોવાથી ઘણીવાર સુધી એક ખુલ્લી જગ્યામાં તેમને ઉભા રહેવું પડયું. એ વખતે હવા બહુજ ઠંડી હોઈ વરસાદ પણ પડતો હતો. છેવટે સાંજના પહોરે નીકળતી ગાડીમાં તે આગળ વધ્યા. એમાં ત્રીજા વર્ગનો એકજ ડબ્બો હતો અને ગરદી અતિશય હતી.

સંધ્યાકાળે ગાડી એક સ્ટેશનપર આવી પહોંચી. ત્યાંથી 'ઑપ્ટીન' મઠ ત્રણ માઇલ દૂર હતો અને 'શામોર્ડીન' બાર માઇલ દૂર હતો. તેમણે ઑપ્ટીનનો રસ્તો પકડયો. આખી રાત તે મઠમાં પસાર કરી સવારે તેમણે પોતાની વૃદ્ધ ભગિનીની મુલાકાત લીધી. વાચકોને યાદ હશે કે તે ઘણાં વર્ષોથી અહીં રહેતી હતી. ઉભયના ધર્મવિચાર અત્યંત ભિન્ન છતાં પરસ્પરના પ્રેમમાં ઉણપ ન હતી. ટૉલસ્ટૉયને જોતાંજ ઘેર શું બન્યું હશે તેની તેને કલ્પના થઇ. ઉભયને ઘણું લાગી આવ્યું અને કેટલીકવાર સુધી બન્નેએ અશ્રુ સાર્યાં. મઠની નિઃસીમ શાંતતા જોઇ ત્યાંજ રહેવાનો તેમને વિચાર આવ્યો; પણ ત્યાં રહેનારાઓને અમુક ધર્મવિધિનું પાલન કરવું પડતું હોવાથી ત્યાં તેમનાથી રહેવાય તેમ નહોતું.

ગામની હૉટેલમાં ચાલચલાઉ એક ઓરડી ભાડે રાખી તે ત્યાં રહ્યા. અગાઉથી નિશ્ચિત થયા પ્રમાણે પુત્રી ઍલેક્ઝાંડ્રા પણ અહીં આવીને તેમને મળી.

એકાદ ગામડામાં ઝુંપડું ભાડે મેળવી કાયમનો મુકામ ત્યાં નાખવા તેમણે ધાર્યું; પણ કાઉંટેસ અહીં શોધતી શોધતી આવી લાગશે એમ જણાવી ઍલેકઝાંડ્રાએ આગળ જવાનો વિચાર કરાવ્યો. તેજ રાતે ટૉલસ્ટૉયને એકાએક શરીર પ્રકૃતિ ઠીક લાગી નહિ; તથાપિ સવારે વહેલા ઉઠીને રૅાસ્ટૉફ નામના ગામડે જવા તૈયારી કરી. અહીંથી પરદેશ જવાનો પરવાનો મેળવી આગળ વધવાનો તેમનો વિચાર હતો.

સવારે નીકળતી ગાડીમાં એ સર્વ મંડળી રૅાસ્ટૉફ જવા નીકળી. ગાડીમાં બેસતી વખતેજ ટૉલસ્ટૉયને અસ્વસ્થતા જણાઇ હતી. છેવટે બપોરે તો પ્રકૃતિ એટલી બગડી ગઇ કે, વધુ પ્રવાસમાં નુકશાનકારક સમજી મૅકોવેટ્સ્કીએ આગળના સ્ટેશને ઉતરી પડવાનું ઠરાવ્યું. આ સ્ટેશનનું નામ ઍસ્ટોપોવો હતું.

ટૉલસ્ટૉયમાં ગાડીમાંથી ઉતરવા જેટલી પણ શકિત રહી ન હતી. મૅકોવેટ્સ્કી અને ઍલેકઝાંડ્રાએ જેમ તેમ કરી તેમને નીચે ઉતાર્યા. તાવ ૧૦૪ ડીગ્રી જેટલો ચઢેલો હતો. ખાંસી પણ લાગુ થઇ અને ઠંડીથી માથું ઝકડાવા લાગ્યું. નાડી પણ અસ્થિર થવા લાગી. આ રોગી પ્રવાસી કાઉંટ ટૉલસ્ટૉય હોવાની વાત સમજાતાં સ્ટેશન માસ્તરે પોતાનું મકાન તેમને સ્વાધીન કર્યું.

બીજા દિવસે સવારેજ એ સર્વ હકીકતનો તાર ચરકૉફને કરવામાં આવ્યો. તારમાં નિકોલેફ એવી સાંકેતિક સહી કરવામાં આવી હતી. તે દિવસે પ્રકૃતિ બેતાલ હોવા છતાં નિત્યનોંધમાં યાસનાયાથી શી રીતે નીકળી આવ્યા તે પણ તેમણે લખી રાખ્યું. પુત્રી પાસે એક પુસ્તકનો થોડો ભાગ વંચાવી તેના વિષે પોતાના વિચાર પણ તેમણે જણાવ્યા. તેમની નિત્યનોંધમાં આ તારીખના પૃષ્ઠપર નીચેનું વાકય પણ દૃષ્ટિએ પડે છે:—

" પરમેશ્વર એટલે પ્રેમ નહિ, પણ માણસનો પ્રેમ જેમ જેમ વૃદ્ધિંગત થતો જાય છે તેમ તેમ તેમાં પ્રભુનું સ્વરૂપ અધિકાધિક વ્યક્ત થતું જાય છે; અને જીવન વિશેષ સાર્થક બનતું જાય છે. "

ટૉલસ્ટૉયની સમજ એવી હતી કે પોતાના નિવાસસ્થાનની માહિતી ચરકૉફ સિવાય કોઇને નથી; પણ એક વર્તમાનપત્રનો ખબરપત્રી એ સ્થળે પહોંચ્યો હતો.

ટૉલસ્ટૉયની પ્રકૃતિ વિશેષને વિશેષ બગડતી જોઇ ઍલેકઝાંડ્રાએ પોતાના ભાઇને દા. નિકિટીનને મોકલવા મોસ્કો તાર કર્યો.

ટૉલસ્ટૉય ઍસ્ટોપોવોમાં હોવાની ખબર મળતાંજ કાઉન્ટેસ પુત્ર પરિવાર સહિત ત્યાં જવા નીકળી. મોટો પુત્ર સર્જ્યસ આગળથી આવી પહોંચ્યો હતો. ચરકૉફ પણ તે દિવસે સાંજે આવી પહોંચ્યો.

દા. નિકિટીને આવીને તપાસ કરી તેમાં તેને ડાબા ફેફ્સાને સોજો આવેલો જણાયો. વળી પોતાના તત્ત્વાનુસાર ચાલવા ખાતર ટૉલ્સ્ટૉયે દેહ તરફ દુર્લક્ષ કરેલું હતું; તેથી પણ શરીરમાં બહુજ શિથિલતા અને અશક્તિ આવી હતી. વૃદ્ધાવસ્થાને લીધે એ અશક્તિ ટળવી મુશ્કેલ હોઈ શરીરની સ્થિતિજ એવી બની ગઈ હતી કે, મૃત્યુને કેવળ નિમિત્ત ખાતર કોઇપણ નાનો આજાર બસ હતો.

બીજે દિવસે તેમને સારી ઉંઘ ન આવી. તેમણે કંઇ ખાધું પણ નહિ. છતાં હજી તેમનું મન અસ્વસ્થ બન્યું ન હતું. વચ્ચે વચ્ચે એકાદ સુંદર વિચાર આ સમયે પણ તેમના મુખમાંથી પ્રકટ થતો. છેવટે મનની અસ્થિરતા પણ જણાવા લાગી. સંધ્યાકાળે કંઇક તાવ ઉતર્યો.

એ પછી ટૉલ્સ્ટૉયે ચરકૉફને કહ્યું કે, કાઉંટેસને આ આજારની ખબર પડી છે કે શું? સર્વ હકીકત પુત્રને તારથી જણાવજો પણ કાઉંટેસને અહીં ન લાવવાનું સૂચવવા ભૂલશો નહિ.

તેમની અશક્તિ ક્ષણે ક્ષણે વધતી જતી હતી. પથારીમાં બે માણસની મદદ વગર તે બેઠા પણ થઇ શક્તા ન હતા. એક વખત તેમને એ રીતે બેઠા કર્યા પછી થોડીવારે તે આડા થયા ત્યારે તેમને એટલી અશક્તિ જણાઇ કે તેમનાથી પગ પણ ઉંચકીને સીધો કરી શકાયો નહિ. આ સ્થિતિ જોઇ તેમણે કહ્યું, "અરેરે! ગરીબ ખેડુતો કેવી સ્થિતિમાં મરતા હશે?" આટલું બોલતાં બોલતાંમાં તો તેમનાં નેત્રોમાંથી આંસૂની ધારા વહેવા લાગી. આ પ્રમાણે જગતની સામાજીક વિષમતા અંતસુધી તેમની દૃષ્ટિસમક્ષ તરી રહી હતી. તેમણે થોડીવારે કહ્યું: "શ્રીમંતાઇનાં સર્વ પાપ છેડે હોવા છતાં શાંતમૃત્યુ પ્રાપ્ત થશે? હું શ્રીમંત છું તેથીજ આટલા બધા મારી ચોતરફ એકત્ર થએલા છે ને?" ચરકૉફે તેમનું સાંત્વન કરતાં કહ્યું કે, "છટ્ છટ્, એવી શંકા પણ ન લાવતા. આ સર્વ આપની સાધુતાને લીધે પ્રેમવશ થઇ આપનાં દર્શન માટે આવ્યા છે. બાકી આપ તો શ્રીમંતાઇનું પાપ ધોવાઇ જાય તે માટે બન્યો તેટલો પ્રયત્ન કરી મુક્ત બનેલા છો."

એ પછી એકાદ વર્તમાનપત્ર વાંચી સંભળાવવા કહેતાં ચરકૉફે અહીંતહીંના કેટલાક સમાચાર વાંચી સંભળાવ્યા. તેમાં તેમના ગૃહત્યાગ વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ હતો:—

"ટૉલ્સ્ટૉય ગૃહત્યાગ કરીને જે ગામમાં ગયા છે ત્યાં તેમને ચિરશાંતિનો લાભ મળે એવી પ્રાર્થના છે. તેમના ચિત્તમાં ખેડુતો વિષે અસાધારણ પ્રેમ વસેલો છે અને તેમનાજ સહવાસમાં રહેવા માટે તે ત્યાં ગયા છે. દીર્ઘકાળ પર્યંત એ દરિદ્ર વર્ગની ઉન્નતિ માટે કાયા, વાચા અને મનથી તેમણે અસ્ખલિત શ્રમ લીધો છે. તેમને ગુલામીમાંથી છોડાવવા સારૂ જે જે આવશ્યક જણાયું તે તે સર્વ નિર્ભ-

ચપણે તેમણે કર્યું છે. હવે સ્વાભાવિક રીતેજ બાકીનું જીવન શાંતિમાં વ્યતીત કરવાને તે હક્કદાર થયા છે; અને અમે ઇચ્છીએ છીએ કે દીર્ઘકાળ પર્યંત તેઓ તેનો ઉપભોગ મેળવે.”

આ વિગત ટૉલસ્ટૉયને ગમી. એ સિવાય બીજા કેટલાક સમાચાર વાંચી સંભળાવ્યા પછી કંઇ કાગળપત્રો આવ્યા છે કે શું એમ પૂછતાં ચરકૉફે એક મોટું પોટલું બતાવ્યું. તેમાંના કેટલાક હમ્મેશની માફક મદદની યાચનાના હતા અને કેટલાક સ્નેહીઓના હતા. એમાંનો વીર્કૉફ નામના એક ખેડુતનો પત્ર તેમણે વંચાવ્યો. તેમાં નીચેની હકીકત હતી:—

“તમારા જેવીજ જેમની મનોવૃત્તિ બની છે તેવા તમારા અનેક સ્નેહીઓને તમે પ્રાણથી પણ અધિક પ્રિય બન્યા છો. સર્વની ઇચ્છા એજ છે કે, તમને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય. અમો સર્વનો મત એવો છે કે, બ્યાશી વર્ષ તમે જે પરિસ્થિતિમાં કાઢ્યાં છે તેમાં એકાએક ફેરફાર કરવો ઇષ્ટ નથી. એકાદ અઠવાડીયું કે મહિના માટે હવાફેર કરવાની ઇચ્છા હોય તો મારૂં ઝૂપડું સગવડભર્યું છે. મારા કુટુંબનાં સર્વ મનુષ્ય અત્યંત પ્રેમ અને પૂજ્યભાવથી આપની સેવા ઉઠાવશે.”

એ પછી બે ત્રણ પત્ર વાંચતાં તેમને ગ્લાનિ થઇ આવેલી જોઇ ચરકૉફે વાંચન બંધ કર્યું. એ રાત્રે પણ તેમને બરાબર ઉંઘ ન આવી. વચ્ચે વચ્ચે તે ઉંકારા કરતા અને કદિ કદિ કાંઇ બડબડાટ કરતા. તેમની હૃદયક્રિયા મંદ પડવા લાગી, નાડી ઉતાવળી બની અને સવાર થતાં વદન ફિકકું જણાવા લાગ્યું. હોઠ લૂખ્ખા બની ગયા અને લાગ્યું કે તેમને અત્યંત કષ્ટ થતું હોવું જોઇએ. પોતાને થતી વેદના કોઇના લક્ષમાં ના આવે તે માટે તે વિલક્ષણ નિગ્રહ કરતા જણાયા. ચરકૉફને કહ્યું કે કંઇક વાંચી સંભળાવ.

એ ગુરૂવારે પણ તેમને બીલકુલ નિદ્રા ન આવી અને વાયુના આવેગ વારંવાર આવવા લાગ્યા. અઢીના સુમારમાં ઍલેકઝાંડ્રાએ ચરકૉફ પાસે જઇ કહ્યું કે, સ્થિતિ ગંભીર જણાય છે. તરતજ ચરકૉફ ઉઠીને બિછાના પાસે ગયો. તેને જોઇ ટૉલસ્ટૉયે કહ્યું: 'મેં હમણાં કહ્યો તે મચકુર ફરી વાંચી સંભળાવ.' તેમણે માની લીધું હતું કે પોતે કંઇ કહ્યું છે. છેવટે એક પુસ્તકમાંથી એક ફકરો વાંચી સંભળાવ્યો ત્યારેજ તે શાંત થયા.

તેમની ચોતરફ આ વખતે બે ત્રણ પ્રસિદ્ધ દાક્તર પણ બેઠા હતા. તે ઉપાયની અવધિ કરી રહ્યા હતા.

તેમનો પુત્ર સર્જેસ અને ટાશીયાના અહોરાત્ર તેમની સેવામાં રહેતાં હતાં. ટૉલસ્ટૉય કદિ કદિ ટાશીયાના સાથે ઘરગથૂ વાતો પણ કરતા. તે સમજતા હતા કે કાઉંટેસ યાસનાયામાં પથારીવશ છે; તેથી વારંવાર તેના આજાર વિષે લાગણી

પૂર્વક ખબર પૂછતા. આ પ્રશ્ન ઉપસ્થિત થતો ત્યારે ટાશીયાનાને પંચાત થઇ પડતી માતા અહીંજ છે એમ તેનાથી કહેવાતું નહતું કેમકે તેને ધાસ્તી હતી કે એ વાત પ્રકટ કરતાં પ્રકૃતિ કદાચ વધારે બગડે અને વિપરીત પરિણામ આવે. બીજી બાજુએ અસત્ય બોલવું એ પણ ઠીક ન હતું. આથી તેણે એટલુંજ કહ્યું કે 'હમણાં કંઈજ ન બોલશો. તમને આરામ થયા પછી સર્વ હકીકત કહીશ.'

આ પ્રસંગે પણ પિટર્સબર્ગની મહાસભા તેમને ભૂલી નહતી. ટૉલસ્ટૉયની અંત્યાવસ્થા જાણીને એક બિશપે તેમને તારદ્વારા જણાવ્યું કે 'હજી પણ પશ્ચાત્તાપ કરીને જુના ધર્મમાં દાખલ થાવ.' આ તારની ખબર ટૉલસ્ટૉયના કાને ન જાય તે સારૂ સર્વેએ તે દબાવી રાખ્યો. પૂર્વે ક્રીમિયામાં તે હતા ત્યારે પણ એ બિશપે એવોજ તાર કર્યો હતો. તે વખતે તેમણે પોતાના પુત્રને કહ્યું હતું કે, 'એ ગૃહસ્થને જણાવ કે, માણસ ભલેને મરણના દ્વારમાં હોય પણ તે બે અને બે મળી ચાર થાય એ વાત કેમ ભૂલશે?'

એજ દિવસે સાંજે આપ્ટીન મઠમાંથી એક મઠવાસી તેમને મળવા આવ્યો હતો. તેણે જણાવ્યું કે પોતે પરમપવિત્ર મહાસભાની આજ્ઞા થવાથી ટૉલસ્ટૉયને મળી બે વાતો કરવા આવ્યો છે.' એને પણ આજુબાજુના માણસોએ મળવા દીધો નહિ.

હવે હૃદયની ક્રિયા અધિકાધિક મંદ થતી જતી હતી, તેથી મોસ્કોથી બે બીજા દાક્તરોને બોલાવવામાં આવ્યા. એ રાતે તેમને નિદ્રા સહજ ઠીક આવેલી જણાઇ; પરંતુ પાછલી રાત્રે તે વિશેષ પીડાવા લાગ્યા. શનિવારે બપોરે બે વાગ્યા સુધી આવી સ્થિતિ રહી હતી. બે વાગે તે એકાએક બેઠા થઇ ગયા અને બોલ્યાઃ 'આજ અંત! હવે તમોને બે શબ્દ કહું છું. લીયો ટૉલસ્ટૉય સિવાય જગતમાં કેટલાએ અન્ય ખેડુતો પથારીવશ હશે, તેમની સેવા કરો. એકલા લીયોનીજ ચોતરફ આટલા બધા એકઠા થયા છો તે માટે શું કહું?' આ શબ્દો પૂરા થયા ન થયા તેટલામાંજ તેમણે શરીર નાખી દીધું: હૃદયક્રિયા લગભગ બંધ થએલી જણાઇ. નાડીના ધબકારા જણાય નહિ અને હાથપગ શીતળ થતા ગયા. દાક્તરોએ કૃત્રિમતાથી ફેફસાંમાં તાજી હવા ભરી અને ઉત્તેજક દ્રવ્યોની પીચકારીઓ મારી. પરિણામે સાંજના સુમારે કંઇક સુધારો થતો જણાયો અને તેમણે થોડું દૂધ તથા કાંજી લીધાં.

પોતાનું મરણ કેવી સ્થિતિમાં થાય તો ઠીક, એનું વર્ણન ટૉલસ્ટૉયે પોતે ઘર છોડતાં અગાઉ દશ દિવસ પર ચરકૉફને લખેલા પત્રમાં નીચે પ્રમાણે કહેલું છે.

"કદિ કદિ મને ચકરી આવે છે અને બેશુદ્ધ બની જઉં છું. કાલસુધી એ વિષે મને કંઇ લાગતું નહતું; પરંતુ કાલે ચકરી આવી ગયા પછી મને લાગ્યું કે,

એવીજ રીતે કદાચ મારૂં મૃત્યુ થશે? એવી અવસ્થામાં જો મરણુ થાય તો તે યાતના સમજાયા વગર થતું હોવાથી જગતની દૃષ્ટિએ સારૂં ગણાય. પણ એ સ્થિતિમાં માનસિક ક્રિયા મુગ્ધ રહેતી હોવાથી મૃત્યુનો વિલક્ષણ આનંદ હું ચાખી શકું નહિ.”

હવે એ સમય નજીક આવવા લાગ્યો. શનિવારની મધ્યરાત્રિએ પ્રકૃતિ વિશેષ બગડી. હવે અંતરનો સમય જાણી દાક્તરોએ કાઉંટેસને અંદર આવવા પરવાનગી આપી. અત્યાર સુધી તે બિચારી બહાર ઉભી રહી હતી. પગનો અવાજ ન થવા દેતાં તે અંદર આવી અને ટૉલ્સ્ટૉયના ચરણુ આગળ ઘૂંટણુ ટેકવીને બેઠી. ટૉલ્સ્ટૉય તેને ઓળખી શક્યા નહિ.

કૃત્રિમ રીતે પુનઃ તાજી હવા તેમનાં ફેફસામાં ભરવામાં આવી. સવારે પાંચના સુમારે તેમણે ઉઠવાનો યત્ન કરી જોયો, પણ અશક્તિને લઇને ઉઠી શકાયું નહિ. પછી એક કલાક સુધી સ્વસ્થ પડી રહ્યા. પુનઃ શ્વાસ મંદ થતો ગયો અને છના સુમારે તે બંધ થયો. ચોતરફ કુટુંબીઓ અને સ્નેહીઓ એકત્ર થએલાં હતાં. ઉશીકા પાસે ઉભેલા દાક્તરે કહ્યું: ‘ આ છેવટનો શ્વાસ છે.’ પછી ટૉલ્સ્ટૉયનું શરીર પ્રાણુરહિત થયું. એ દિવસ તા. ૭ નવેંબર રવિવારનો હતો.

ટૉલ્સ્ટૉયની પ્રકૃતિ ચિંતાજનક હોવાના સમાચાર રૂશીયામાં પ્રસર્યા ત્યારથી આસ્ટોપોવા એક શહેર જેવું બની ગયું હતું. રૂશીયન સરકારના અનેક દૂત ત્યાં આવ્યા હતા પ્રાંતના ગવર્નરની સ્વારી પણ પધારી હતી. રેલ્વે કંપનીના મોટા અધિકારીઓ, પોલીસ અધિકારીઓ, લશ્કરી અધિકારીઓ, પ્રધાનમંડળના પ્રતિનિધિ, વર્તમાનપત્રના પ્રતિનિધિ, ફોટોગ્રાફરો, સિનેમાવાળાઓ અને એ સિવાય રૂશીયાના પ્રત્યેક પ્રાન્તના પ્રતિષ્ઠિત ગૃહસ્થો ત્યાં એકત્ર થયા હતા. જન્મભૂમિ છોડી એક ગામડામાં રહી જીવનના અંતિમ દિવસો દરિદ્ર ખેડુતની માફક ગાળવાનો ટૉલ્સ્ટૉયનો હેતુ હતો. પોતાની વિશેષતાનો કોઇને ભાસ ન થવા દેવો અને પોતાને માટે કોઇને લેશ માત્ર શ્રમ ન પહોંચાડવો, એવી તેમની ધારણા હતી; પણ તે સફળ ન થઇ. તે જ્યાં ગયા ત્યાં આપ્ત અને સ્નેહી જનો આવી પહોંચ્યાં. તેમની સારવાર માટે પાંચ સુપ્રસિદ્ધ દાક્તરો હાઝર થયા હતા. આવનારાઓને પડી રહેવા જેટલી જગ્યો પણ મળવી મુશ્કેલ થઇ પડી. મોટા અધિકારીઓની સગવડની ખાતર સ્ટેશન માસ્તરને વૃક્ષનો આશ્રય લેવો પડયો. સેંકડો માણસો ડબ્બામાંજ પડી રહ્યાં. તાર ઑફિસમાં કામ માટે બહારથી વધારે માણસો બોલાવવામાં આવ્યા છતાં પણ કામને તે પહોંચી ન શક્યા. સમગ્ર જગતમાંથી હજારો તાર આવે જતા હતા અને તેમની પ્રકૃતિના સમાચાર શહેરોમાં વારંવાર પ્રસિદ્ધ થતા હતા. તેમના મૃત્યુ પછી તો એ ગામ એક મેળા કિંવા છાવણી જેવું બની

ગયું હતું. તે અજ્ઞાત અવસ્થામાં મરણ પામવા માગતા હતા, પણ કુદરતની ઇચ્છા તેથી ઉલટીજ નીકળી. તેમના મૃત્યુના સમાચાર બહાર આવતાં સમગ્ર રૂશીયામાં હાહાકાર થઇ રહ્યો. કેવળ સામાન્ય જનતાનોજ નહિ, પણ વરિષ્ઠથી કનિષ્ઠ વર્ગ સુધીના સર્વ વર્ગનો પ્રેમ આ વખતે ઉભરી આવ્યો હતો.

તથાપિ આ વખતે પણ કેટલાક શત્રુ તેમને વિસરી શકયા નહતા. અંતિમ પ્રાર્થના માટે દેવળમાં કોઇએ પણ નહિ આવવું એમ મહાસભાએ જણાવ્યું હતું. ડૂમામાં પણ તેમનો તિરસ્કાર કરનાર એક બે ભાષણ થયાં હતાં અને કેટલાંક સરકારી વર્તમાનપત્રોમાં તેમની અવગણના કરનારા લેખો પ્રકટ થયા હતા; પણ એ સર્વનો ધ્વનિ એટલો મંદ હતો કે સમગ્ર રૂશીયાના પ્રચંડ દુંદુભિનાદ આગળ તે કોઇને પણ ન સંભળાયો. એટલુંજ નહિ પણ બાદશાહ ઝારે પોતે એક ખલિતાદ્વારા શોક પ્રદર્શિત કર્યો. પ્રધાન મંડળની બેઠકમાં અને ડૂમા સભામાં પણ શોકનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો. ઘણાંખરાં વર્તમાનપત્રો મોટી જાડી કાળી લીટીઓથી છપાયાં, ઘણાંખરાં નાટક બંધ રહ્યાં અને અનેક રમત ગમતો અટકી. શરીરની દફનક્રિયાના દિવસે પિટર્સબર્ગનું વિશ્વવિદ્યાલય પણ બંધ રહ્યું હતું.

રૂશીયાની સામાન્ય જનતાજ નહિ પણ યૂરોપની સર્વ પ્રજાએ એજ રીતે પોતાનો પ્રેમ વ્યકત કર્યો. ફ્રેંચ પાર્લામેન્ટમાં પુષ્કળ ભાષણોથી ટૉલ્સ્ટૉયની સ્તુતિ કરવામાં આવી હતી; અને દૂર દૂરના દેશોમાં તેમના મરણ માટે ખેદ વ્યકત કરવામાં આવ્યો હતો.

સત્યપરાયણતા અને સ્વાર્થત્યાગની શક્તિથી એક મનુષ્ય પોતાના જીવનને કેટલું બધું ઉન્નત તથા લોકહિતાવહ બનાવી શકે છે, એ વાત ટૉલ્સ્ટૉયે પોતાના દૃષ્ટાંતથી જગતને સિદ્ધ કરી બતાવી છે.

× × × × × ×

બીજે દિવસે ટૉલ્સ્ટૉયનો મૃતદેહ યાસનાયા લઇ જવામાં આવ્યો. રસ્તામાં પ્રત્યેક સ્ટેશને અંતિમ દર્શન માટે અસંખ્ય લોકો આવ્યા હતા. તેમની અંત્યેષ્ટિ ક્રિયા વખતે હાજર રહેવા મોસ્કો તેમજ બીજાં મોટાં મોટાં શહેરો તરફથી હજારોનાં ટોળાં આવ્યાં હતાં. એમાં મોટો ભાગ ખેડુતોનો હતો. પ્રેતયાત્રા નીકળી ત્યારે તેમાં સૌથી મોખરે યાસનાયાના ખેડુત એક નિશાન લઇને ચાલતા હતા. એ નિશાનપર લખ્યું હતું કે, '**અનાથ ખેડુતવર્ગ કદિપણ તારૂં સાધુત્વ નહિ વિસરે.**' આ પ્રેતયાત્રા લગભગ એક માઇલ લાંબી હતી. ખેડુતોની પેઠે એમાં વિદ્યાર્થીવર્ગ પણ અધિક સંખ્યામાં હતો. ટૉલ્સ્ટૉય જ્યાં લખવા બેસતા હતા તે ઓરડીમાંજ તેમનો મૃતદેહ રાખવામાં આવ્યો હતો. હજારો માણસોએ તેમનું

દર્શન કર્યું. ત્યાંથી શબ બહાર કાઢવામાં આવતાં સર્વ લોકો એકદમ ઘૂંટણીએ પડયા. એ પછી અંત્યવિધિ માટે પૂર્વે ઠરેલા સ્થળે પ્રેતને લઇ જવામાં આવ્યું. અહીં ખેડુતોએ પોતે ખોદેલા ખાડામાં શબને દફનાવવામાં આવ્યું. આ પ્રસંગે કોઇએ લાંબાં લચક ભાષણ ન કર્યાં. સર્વનાં નેત્રમાંથી અશ્રુપાતજ થઇ રહ્યો હતો. સર્વ પાછા ફરવા લાગ્યા ત્યારે એક ખેડુતે મોટા અવાજે પોકાર કર્યો કે, ' અમારો મહાત્મા લીયો ગયો. તેના આત્માની છાયા અહર્નિશ અમારાપર રહો. તેણે શિખવેલો ધર્મ અમર રહો. ' તુરતજ પુનઃ સર્વ ઘૂંટણીએ પડયા અને ટૉલ્સ્ટૉયની કબરને વંદન કરી છૂટા પડયા.

પોણોસો વર્ષપર ટૉલ્સ્ટૉય અને નિકોલસ જે જગ્યાએ રમતા હતા અને જે સ્થળે સુખની ચાવી દાટી રાખ્યાનું નિકોલસ કહેતો હતો; તેજ જગ્યાએ ટૉલ્સ્ટૉયને છેવટની શાંતિ મળી. શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# ખાદીનું ભજન.

( સોઇરામ સમરો, મારી આતમના આધાર, ભ્રમણા ભાગો–એ લ્હેમાં. )

એથી ઉદય હિંદનો થાય, પ્હેરો ખાદી,
વળિ લક્ષ્મીયે ન લુંટાય, મળે આબાદી..............એથી ઉદય૦ એ ટેક

ટકાઉને જલદી નવ ત્રૂટે, ત્રૂટયે ગોદડાં થાય,
ઉનાળે લૂ અડે ન અંગે, શિયાળે ટાઢ ન વાય....મજબુત સાદી....એથી૦

ચોમાસે ઝટપટ નવ પલળે, જેથી ન શરદી થાય,
છએ રૂતુમાં છે સુખદાયક, જુજ ખરચે થઇ જાય....નભે ઘણુા દી....એથી૦

બુંગણુ જાજમ બને રૂપાળાં, મોટા તંબુ તણાય,
તરફાળો ચોફાળ ગાદલાં, જેનાં જુઓ કરાય........તકિયા ગાદી....એથી૦

મલમલ તલતલ અંગ બતાવે, ફાટયેથી ન સંધાય,
જવું પડે જો ગામગમતરે, બોજ ન જરી બંધાય....તજ તકલાદી....એથી૦

વિદેશી સંચા તણી મદદ વિણુ, હાથે વણી શીવાય,
ગમે તેમ પણુ લક્ષ્મી માતા, દેશમાંહી રહીજાય....જાય બુરા દી....એથી૦

વિદેશમાં જાતો અમ પૈસો, જેથી અટકી જાય,
હજાર ભૂખ્યા હિંદતણુા જન, એહ થકી પોષાય....ગ્રહે આબાદી....એથી૦

ભૂખ્યા ભારત બંધવનો મુજ, એજ ઉદય આધાર,
ખરી ખંતથી અંગે ધરશું, ગણી સરસ શણુગાર........ખંતે ખાદી....એથી૦

ખાદી સાદી કહેણી સાદી, કરણી સાદી થાય,
અધરી ફેશન ઉંધું વાળે, ફસી ખૂવાર થવાય....તજ લપ જયાદી....એથી૦

ભારત આરત દૂર થવાનો સરલ સરસ સુખદાય,
માર્ગ બતાવ્યો મોહન ગાંધી, મૂલદાસ ગુણુ ગાય....શી ઉસ્તાદી....એથી૦

# આદિ અને સભાપર્વ.

મહાભારતના પહેલા ભાગરૂપ મોટાં ૬૦૦ પૃષ્ઠનો
દળદાર ગ્રંથ. ઉત્તમ નવીન ભાષાંતર,
જાડા કાગળ તથા પાકા પૂંઠા સાથે
માત્ર રૂ. ૨॥, પોસ્ટેજ ०॥=

**આ ગ્રંથમાંના કેટલાક વિષયોનાં નામઃ—**

અમૃતને માટે ગરૂડ અને દેવોનું યુદ્ધ. શેષનું ચરિત્ર. પરિક્ષિત રાજાનું ઉપાખ્યાન. વાસુકિને જરત્કારૂ ઋષિનો સમાગમ. દુષ્યંતની મૃગયા. શકુંતલાની જન્મકથા. દુષ્યંત તથા શકુંતલાનો સંવાદ અને ભરતનો રાજ્યાભિષેક. યયાતિ રાજાનું આખ્યાન. શુક્રાચાર્ય અને દેવયાનીનો સંવાદ. પુનર્જન્માદિ વિચાર. આશ્રમ ધર્મો. શાંતનુ રાજાનું ઉપાખ્યાન. ભીષ્મની ઉત્પત્તિ. વસુઓને થયેલા શાપનું વર્ણન. ભીષ્મની પ્રતિજ્ઞા. વંશવૃદ્ધિને માટે સત્યવતી તથા ભીષ્મનો સંવાદ. દીર્ઘતમાની કથા. દ્રુપદનો પરાજય અથવા અર્જુને આપેલી ગુરૂ દક્ષિણા. લાક્ષાગૃહનો દાહ અને પાંડવોનું નાશી છૂટવું. હિડિંબ રાક્ષસ સાથે ભીમસેનનું યુદ્ધ. ક્ષત્રિયબલથી બ્રહ્મબલની શ્રેષ્ઠતા જોઇ વિશ્વામિત્રનું બ્રાહ્મણ થવું. પરાશરનો રાક્ષસ યજ્ઞ. અર્જુનનો મત્સ્યવેધ. પાંચ ઈંદ્રનું ઉપાખ્યાન અથવા પાંડવો તથા દ્રૌપદીની પૂર્વકથા. સુંદ અને ઉપસુંદનું આખ્યાન. સુભદ્રાહરણ. ઈંદ્રાદિ દેવોની સાથે શ્રીકૃષ્ણ તથા અર્જુનનું યુદ્ધ. શ્રીકૃષ્ણ તથા જરાસંધનો સંવાદ. જરાસંધનો વધ. રાજસૂયયજ્ઞની દીક્ષા. શ્રીકૃષ્ણનું અર્ઘ્યપૂજન. શિશુપાળનો વધ. યુધિષ્ઠિર અને શકુનીનો સંવાદ. કૌરવ અને પાંડવોનું દ્યૂત. દ્રૌપદીવસ્ત્રહરણ. પાંડવોની પ્રતિજ્ઞા અને વનગમન. ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.**

# મહાત્મા ટૉલ્સ્ટૉયનાં થોડાંક વચનામૃત.

સુખનું સત્ય સ્વરૂપ દેહસુખ નહિ, પણ આધ્યાત્મિક સુખજ એ વાત આપણે સમજી શકતા નથી અથવા આપણને તે વા વિસ્મરણ થયેલું હોય છે. આથી કરીને વ્યાધિ એક પ્રકારનો : ઉપાય આપણે બીજા પ્રકારનો કરીએ છીએ. બાહ્યજડ પદાર્થ ગમે તેટલો અભ્યાસ અને શોધ આપણે કરીશું, તોપણ મા જીવનના અંતિમ આશયનો પત્તો એમાંથી કદિપણ મળી શકવ નથી. આપણી ઐહિક સુખની ઇચ્છા આધ્યાત્મિક સુખેચ્છાના તાબ સોંપ્યા સિવાય આપણને કદિપણ સાચો સંતોષ મળવાનો નથ આપણા દેહને સુખી રાખવા માટે ભૌતિકશાસ્ત્રો કરોડો સાધન પૂર પાડશે તોપણ તેનાથી આપણા મનને શાંતિ પ્રાપ્ત થવાની નથી જગતના સર્વ મહાન ધર્મોએ એજ સંદેશ મુક્તકંઠે આપેલો છે ઉચ્ચ મનોવૃત્તિનો વિકાસ કરી પશુવૃત્તિનો નાશ કરવો એજ માનવ જીવનનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ; અને એ ધ્યેય જેટલા પ્રમાણમાં સાધ્ય થશે તેટલાજ પ્રમાણમાં તમને શાંતિનો લાભ મળશે. બાહ્ય ભોગોને શોધવા અને ભોગવવા કરતાં પ્રભુપરાયણતા તથા ભૂતસેવાને ખાતર તેમનો ત્યાગ કરવામાં જે આનંદ રહેલો છે, તે અનુભવ વિના સમજાય તેમ નથી. આ સિદ્ધાંતની બરાબર ખાત્રી થવી એ અંતિમ સાધ્યનું પ્રથમ પગથિયું ચઢવા બરાબર છે. આવી સમજણપૂર્વક એ સમજણમાં આગળ વધવાને ખાતરજ જે આ સંસારમાં પોતાનું જીવન ગાળે છે, તે દેહથી નષ્ટ થવા છતાં પણ નષ્ટ થયો ગણાતો નથી. દેહાવસાન પછી પણ તે પરોપકારના પ્રેરકરૂપે જીવતાં મનુષ્યોમાં વિચરતો રહે છે. આ સર્વ વાતો સામાન્ય અશિક્ષિત જનસમૂહ સહેલાઇથી સમજી શકે છે. એમાં તેમને કાંઇપણ ખોટું જણાતું નથી; પણ સુશિક્ષિતોના લક્ષમાં આ વાત નથી આવતી. વર્તમાન વિદ્યા અને સંસ્કૃતિ એવાં છે કે તેને પરિણામે બુદ્ધિના સાત્વિક ચક્ષુ બંધ પડે છે.

'આ પ્રથમ…થી.'

